જાનેવારી ૧૮૯૧.

પુસ્તક ૩૫ મું.

આંક ૧ લો.

# સ્ત્રીબોધ

દર માસે છપાએછે.

કીમત વરસનાં રૂ૩).

કહે નપોલ્યન દેશને કરવા આબાદાન;
પરમ રીત છે એજ કે, દો માતાને જ્ઞાન.



સાંકળીયું.


| | | | |
|---|---|---|---|
| ભિખો ભુરભરિયો, અથવા કાળો હાઉસ—બાહારથીજ મળો, માહેથી મીઠો ગાવો | ૧ | પરોપકારી પીરોજા .......... | |
| ગરમી કેવી રીતે ફેલાય છે? ...... | ૧૪ | દોરની દુનિયાના દર્શને—(ચીત્ર સાથે) | |
| કમનશીબ રાણી મેરીની કાહણી .... | ૧૫ | પરચુરણ બાબતો ... ... .... | ૨૨ |
| વાનની મોજ .... .......... | ૧૭ | ગરબીઓના એક લડનાર વિષે ગરબી .... .......... | ૨૨ |


મુંબઈ દફતર આશકારા છાપખાનામાં છાપ્યું છે.

# સાંકળીઉં સ્ત્રીબોધના પુસ્તક ૩૫ માંનું.

## વાતો, કાહણી, કીસ્સા, ઈત્યાદી.

સફે.

### [illegible]ા ભરભરિયો, અથવા કાળો હાઉસ, બાહરથીજ 'કાળો, માહેથી મીઠો માવો.


[illegible]કરણ ૩૪—"જેણે કામ તે તેજ કરે"........ ૧
પ૦ ૩૫—હોમીનું "નવું કામ" .......... ૩
પ૦ ૩૬—બીખાની એક મુલાકાત .......... ૫
પ૦ ૩૭—એક નમરાટ .............. ૮
પ૦ ૩૮—એની ચોરી .............. ૧૦
પ૦ ૩૯—બની મોહકાણ બૈરીની .......... ૧૨
૪૦—મુસ્કુરાવીને અણગમતો બદલી ...... ૨૩
પ૦ ૪૧—રાવુ ગમોસીને એક છુપી અરજ .... ૨૫
૪૨—માંકળિઆડાનો ભેદ .............. ૨૭
૪૩—આગ્રા બેંકમાં મુલાકાત .......... ૨૯
૪૪—મિસીસ-ફરામરોજની ટી પાર્ટી ...... ૩૧
૪૫—"મી૦ પેસતનશાહ મેહરમુસાના બી. એ. ઈત્યાદી ઈત્યાદી".............. ૩૩
૪૬—પેસીને પગે વળગેલી પીડાઓ........ ૩૫
૪૭—કાવસમામાનો એક કવખતનો પેગામ .. ૪૫
૪૮—ખરા મેહનતુની ખરી મદદ ........ ૪૭
૪૯—શીરીનો મળવા આવનારાઓ ........ ૫૦
૫૦—ફીસુની અડચણો—બીખાના ભડકણો.. ૫૨
૫૧—આલી ! .................... ૫૫
૫૨—આલીનો વર .................. ૫૭
૫૩—પેસી પોતાની બાયડીને કેમ "લઈ આવેછે ?" .................. ૬૭
૫૪—"શેઠ ઘેરમાં નથી" .......... ૬૯
પ૦ ૫૫—જે બના હોયછે તે બધાંને ભલા સમજેછે. ૭૦
પ૦ ૫૬—પેસામની ધીસ.................. ૭૨
પ૦ ૫૭—ફરામરોજનો ભેદ .............. ૭૬
પ૦ ૫૮—બીખા ભરભરિયાને માટે એક ખુશ ખબર. ૭૬
પ૦ ૫૯—"પેસીમ શું કામની ?" ........ ૭૮
પ૦ ૬૦—બીખા ભરભરિયાને કરડાવનારાંઓ.... ૮૦
પ૦ ૬૧—"પૈસા મંધર", "મોટા બાવા.".... ૮૯
પ૦ ૬૨—[illegible] .................. ૯૧
પ૦ ૬૩—[illegible] ડીરેકટર કેમ ઠગાયો ? ...... ૯૩
પ૦ ૬૪—બીખા પાસે પૈસા હોત તો તે શું કરત ? ૯૫
પ૦ ૬૫—પોતાની બાયડીને બદલે પારકી બાયડીઓ [illegible] કરનારાઓ .............. ૯૭
પ૦ ૬૬—[illegible] વાતનું એક ખુલ્લું ........ ૯૯
પ૦ ૬૭—બીખા ભરભરિયાનું "માગું."...... ૧૦૧
પ૦ ૬૮—"[illegible]" સાથે એક મસલત .... ૧૧૧
પ૦ ૬૯—"પ્રાગમનના ભેખ." .............. ૧૧૩
પ૦ ૭૦—આ[illegible] કુવો તલાવ કરવા માગેછે...... ૧૧૫
પ૦ ૭૧—"પારસી શેક્સપીયર." .............. ૧૧૭
પ૦ ૭૨—બીખો "ખભાં ઉપર ભાર" લેવા નિકળ્યોછે. ૧૧૯
પ૦ ૭૩—બીખો ભરભરિયો પરણવા કેમ નીકળ્યો ? ૧૨૧


સફે.


પ૦ ૭૪—"મીઠી મીઠી." .................. ૧૩૩
પ૦ ૭૫—બીખા ભરભરિયાની "અગત્યની વાત." ૧૩૫
પ૦ ૭૬—કાકાનો જમસુ.................. ૧૩૭
પ૦ ૭૭—પેલી ચીડીની વાત મળી.. ........ ૧૪૦
પ૦ ૭૮—શું એક્ખી ખુની પકડાયા વગર રહીછે ? ૧૪૨
પ૦ ૭૯—"જુદાં રેહવા"નું ભવિષ્ય ........ ૧૪૪
પ૦ ૮૦—ફરામરોજને શાનો ગમ લાગ્યોછે .... ૧૪૫
પ૦ ૮૧—એક મિજલસનો અનુભવ ........ ૧૫૫
પ૦ ૮૨—વડું કોણ ? .................. ૧૫૭
પ૦ ૮૩—ભજીયાં ચરણીનો એકને સ્વાદ અને બીજાને વાસ .................. ૧૫૮
પ૦ ૮૪—કાકાના જમસુ ઉપર બે બાઇઓની હરીફ નજર .......................... ૧૬૦
પ૦ ૮૫—હોમી ઉપર હુમલો.................. ૧૬૨
પ૦ ૮૬—દુશમન કોઇછે ? .................. ૧૬૩
પ૦ ૮૭—"ચેંજ" .......................... ૧૬૫
પ૦ ૮૮—આલીના હડીસોની કાહણી ........ ૧૬૭
પ૦ ૮૯—હોમીની વીરી અને પેસીનો પીંટર.... ૧૭૭
પ૦ ૯૦—"શાહજાદો સોલી" મુંબઇમાં ...... ૧૭૯
પ૦ ૯૧—કોટથી ખેતવાડી.................. ૧૮૧
પ૦ ૯૨—ખેતવાડીથી પાછું કોટ. ............ ૧૮૪
પ૦ ૯૩—કલાર્કો ઉપર જાસુસપણું .......... ૧૮૭
પ૦ ૯૪—મેહલાશાહ બહેલી કુંઠાના.......... ૧૯૯
પ૦ ૯૫—મી૦ મીણવાળા ઉપર ખુનનો શક .... ૨૦૦
પ૦ ૯૬—મેજનનું ખુન શું કાળી કાટીટયાએ કીધું નથી ? .......................... ૨૦૨
પ૦ ૯૭—સોલી "મોટા લોક" થયો ........ ૨૦૪
પ૦ ૯૮—સોલી ગુમ થયો.................. ૨૦૭
પ૦ ૯૯—સોલીની શોધ.................. ૨૦૯
પ૦ ૧૦૦—નખોદનો કે નાખોદાનો તલાવ ? .... ૨૨૧
પ૦ ૧૦૧—થાણે જવાનો ઠરાવ.................. ૨૨૩
પ૦ ૧૦૨—એક અધુરો રહેલો નાસ્તો ........ ૨૨૫
પ૦ ૧૦૩—એક ઓરતનો હાથ ........ ... ૨૨૭
પ૦ ૧૦૪—બીખો પીરોજાને તેડેછે............ ૨૨૯
પ૦ ૧૦૫—થાણે જવું તો ખરૂં પણ તે કેમ ? .... ૨૩૧
પ૦ ૧૦૬—આ વિષે એક ભાષણ ............ ૨૪૩
પ૦ ૧૦૭—રામચંદની જંજાળો .......... ૨૪૫
પ૦ ૧૦૮—શેહરમાં એક સોમ .............. ૨૪૭
પ૦ ૧૦૯—બીખો ભરભરિયો પોતાની માને કેમ મલ્યો ? ૨૪૯
પ૦ ૧૧૦—બીખા ભરભરિયાની માનતા અને બાધાઓ ૨૫૨
પ૦ ૧૧૧—ભરભરિયો તે ભરભરિયોજ ........ ૨૫૪
પરોપકારી પીરોજા ............ ૧૮, ૪૦, ૬૪, ૮૫
આનદાન વિષેની ખાલી રેહકરાઇની એક વારતા...... ૬૧
એક ખજાનો .............................. ૧૦૪
પરોપકાર કેમ કરશો ? .................... ૧૨૯
ઉદ્યોગીને ઉત્તમ ઇનામ .................... ૧૪૭

સાંકળીઉં.

સફે.
આહાત્માનું કામ ..... ૧૪૯
એક કવીનું ઇનામ..... ૧૭૦
એક મઢ અધીકારી અને તેનો ટોળિયો ..... ૧૯૩
સુખી કામનો બદલો ખાલી જતો નથી..... ૨૧૪
દાનાઈનું ઇનામ ..... ૨૧૭
રાજાઓના રઠ..... ૨૧૮, ૨૩૯
નાતંની નજીવી નવાજેશ..... ૨૫૮

## જન્મ ચરિત્રો.

કમનસીબ રાણી મેરીની કાહણી.. ૧૫, ૪૨, ૫૯, ૮૩, ૧૦૫, ૧૨૭, ૧૫૦, ૧૭૨
મરહુમ શેઠ બેહરામજી જીજીભાઈ, સી. એસ. આઈ..... ૩૯
પારસીઓનો મોટો પાદશાહ કાઇરસ ..... ૧૨૫
મોટાં પુરૂષોના ટુંકાં વૃતાંતો..... ૧૯૧
કાઇરસ અને ક્રીસસ (કાહરણ)..... ૧૯૪
ઉદ્યોગી મજુરોના બેરખાહ લાર્ડ શાફટસ્બરીની લડતો. ૨૧૬, ૨૩૪
ગરીબોની કેળવણી સંબંધી લાર્ડ શાફટસ્બરીની લડતો .. ૨૬૧

## વિદ્યા વિષયો.

ગરમી કેવી રીતે ફેલાયછે ? ..... ૧૪
પ્રવાહી અને હવાઈ પદાર્થોમાં ગરમી કેવી રીતે ફેલાયછે ? ૩૭
ખાસ ગરમી..... ૫૮
ગરમી પદાર્થોના રૂપ કેમ બદલેછે ? ..... ૮૧
છુપી ગરમી ..... ૧૦૩
નેધામાં જુદાઇછે અને જુદાઇમાં વિધાછે ..... ૧૦૭
છુપી ગરમીના ભેદ..... ૧૨૩
ગરમી વિષે ફ્રીઝીંગ મીક્ષ્ચરનો ધડો ..... ૧૪૮
ઉકળતાં પાણી ઉપર હવાનું દબાણ..... ૧૭૧, ૨૧૨
પાણીના ઉકળવા ઉપર હવાનું દબાણ ..... ૧૯૦
વંધ્યત્વ ..... ૧૯૫
આગળા જમાનામાં માણસને ૪૪ દાંત હતા!! .... ૨૩૬
બરફના પાહડોની અજાયબીઓ ..... ૨૩૭
માતાઓ માટે ખાસ સુફો ..... ૨૩૮, ૨૬૨
ખરતા તારા ..... ૨૫૭
હવેના જમાનાઓ પછી માણસ દાંત વગર તદન બોખા થઇ જવાની ધાસ્તી..... ૨૬૦

## પ્રવાસ વર્ણનો.

લેડી ડફરીનનો મુંબઇનો અનુભવ ..... ૧૬૯
ડેરો..... ૧૯૨
દેશી પોશાકોમાં ઇંગ્રેજોની વાંદર નકલ સામે લેડી ડફરીનની ટીકા.....
દેશી નાટકો તરફ લેડી ડફરીનની નાપસંદગી .....

## સંસાર ચિત્રો.

સાનની મોજ .....
દોરંગી દુનિયાના દર્પણો—બોરાકીની લુટાલુટ.....
દોરંગી દુનિયાના દર્પણો—હાથીનો ભક્ષ .....
દોરંગી દુનિયાના દર્પણો—"ઘેરનો ધણી હું, ને બાહર નીકલ તું".....
દોરંગી દુનિયાના દર્પણો—ખુનરેજીની સાથે લુટ.....
દોરંગી દુનિયાના દર્પણો—જે આગ હોળવનારાં તેજ આગ સલગાવનારાં .....
દોરંગી દુનિયાના દર્પણો—બળતાંના પાહડ અને ધુંવાના વાદલો .....
દોરંગી દુનિયાના દર્પણો—ઘેરની આગ .....
દોરંગી દુનિયાના દર્પણો—રેલ્વેનો ઉપયોગ, નાશ અને ખરાબીમાં .....
દોરંગી દુનિયાના દર્પણો—આપખુદ ઇન્સાફ .....
લાસરિયાપણું .....
ખરૂં મત સમજવાનો પ્યાર અને તે પ્યારને જગાડનારી પીછાણુ શક્તિ .....
દુનિયામાં રેહવું, પણ દુનિયાનાજ થઇને નહી રેહવું.....
માણસને માણસ સેજે ચાહતાં શીખવું જોઇએ—માત્ર તેના કામ માટેજ નહી .....
મંડલી .....

## કવિતાઓ.

ગરબીઓના એક જોડનાર વિષે ગરબી .....
ખાનબાહદુર મેહરજીભાઈ કુંવરજી તારાપોરવાળા સી. આઇ. ઇ.—(ગરબી) .....
રીઝવીશ રાય રણછોડરૂ—આજ નાથ આવે—(ગરબી) ..
રાજાબાઈ ટાવર ઉપરની ખુનરેજી—(ગરબી) .....
સતી બચુબાઇ અને સતી પીરોજબાઇ—(ગરબી) .....
સતીનું સત્ય—(રાગણીઓ).....
કામા ઑસ્પીટલનો ફેન્સી બજારની રચના—(ગરબી) ..
શેઠ પેસતનજી હોરમજજી કામા સી. આઇ. ઈ.—(ગરબી).
બંદગીઓ બારે હકતાલા—(ગજલો).....
સુલેહ સંપજ વિષે ઇશ્વર પ્રાર્થના .....
શેઠ નસરવાનજી માણેકજી પીટીટ—(ગજલ) .....
ખુદરતનો બેલ—(ગરબી) .....

# સ્ત્રીબોધ.

સતક ૩૫ મું. | જાનેવારી ૧૮૯૧ | આંક ૧ લો.


## ભીખો ભરભરિયો.

અથવા

ફો હાઉસ—બાહારથીજ કાળો, માહેથી મીઠો માત્રો.

---

### એક વાર્તા.

---

#### પ્રકરણ ૩૪ મું.

#### "જેનું કામ તે તેજ કરે."

શેઠ જહાંગીરશાહ જંગબારવાળાની સુંદર હવેલીથી
 છેટે, કોટેકોટની હારમાંજ એક નાનાં ઘરનાં આગળાં
ાનખાનામાં એક કોમળ અબળા કાંઇ વિચારમાં મશ
 બેઠી હતી. તે ઘેરના પેહલાજ માળાના આગળા ઓર
નાં દિવાનખાનું કાહાડેલું હતું, જેના સાદરી જડેલા
ને શાદા ઘેરશણગારથી આરાસ્તા કરેલા નાનકડા
તારની વચોવચમાં એક રોશન લાંપ તલેનાં દીપતાં
જવાળામાં ગોલ ટેબલ ઉપર તે બાઇ હાથ ટેકીને ઉંડા
ારમાં પડેલી હતી.

તે એક સોહામણી સોભાગવંતિ સોહાગવંતિ નાર
. જેવો સાદો ઓરડો હતો તેવોજ સાદો તેની ઘર
ાણીનો દેખાવ હતો. તોપણ તે ખુબસુરતીમાં ઝલકી
ઓ હતો. તેના ગોલાબી ચેહરા ઉપરનો કુદરતી રતાશ
 ને તનદરોસ્ત હતો, અને તેની ચલકતી આંખોમાં
 ઉમર કરતાં વધારે ચાલાકી પ્રકાશતી હતી કે
ઉમર છવીસ સતાવીસ વર્ષ કરતાં વધારે નહી હતી.
 ઘાટઘટમ એવોતો રોણકદાર ઘડેલો હતો કે તેને કુદરત
ોનીએ ગોરી બનાવીને તેની સુંદરતામાં ઉમેરો કીધો
 જાણેકે કશી જરૂરજ નહી હોય. તે હાલ્યા ચાલ્યા
 તદન થંભ બેઠી હતી. તેની ગોલાબી રંગની સાડીની
 ને તેની મરોડદાર હોડી આગળથી ઝુલાતી હતી
 જરા ખખડાટ વટીક સંભળાતો નહી હતો.

"હું કહું કે નહી કહું?" તે મનથી સવાલ પુછતી
 "મેં એનાથી કોઇ ચીજ છુપાવી નથી, તેમજ
 મારીથીબી કદી કશું છુપાવેલું નથી. પણ જો હું કહીશ
 દિલગીર થશે ને બળાપો કરશે. એના સ્વભાવમાં
 ફેરફાર થયોછ. આગળ ફિકરચિંતા શું તેની જાણે કે
દરકારજ નહી હતી. ગમે એવું દુઃખ આવી પડે તે હસીને
કાહાડી નાખવાનો એનો ખુશ સ્વભાવ હતો. હવે તેમ
નથી. દુનિયાંની જંજાલ માંણસમાં કેવા ફેરફાર કરેછ!"

થોડીવાર આ બાઇ પાછી ચૂપ બેઠી, પણ પલવારમાં
તેના વિચારો પાછા તેજ વલાણ ઉપર દોડતા થયા.

"હું ચાહું તો એ વાત છુપાવી શકું. કાગળ
આવ્યોછ તે કોઇ જાણતું નથી. હું બાહાર જતી હતી
તેવામાં પોસ્ટનો સિપાઇ મને બાહારજ કાગળ આપી
ગયો તે કોઇએ જોયું નથી. પણ એ જાણવાના તો
ખરાજ ને જો હું નહી કહીશ તો પછી તેથીબી એ મારી
ઉપર ગુસો કરશે. ત્યારે હવે શું કરૂં! કહું તેનુંબી દુઃખ,
છે, નહી કહું તેનુંબી દુઃખ છે. પણ અરે! હું એવી
અણઘન ને ધચુપચુ કયારે હતી!"

તેણીની આ સ્વગત મસલતની સ્વસ્થતા, તેજ
ઘડીએ એક બારણું ઉઘડયાથી અને એક રમતિયાલ છોડી
ગડબડ કરતી દાખલ થવાથી ખોળાઇ ગઇ. તે "મા, માયજી!"
કરતી આવી અને પોતાના નાના નાના હાથથી માતાની
બોચીની આસપાસ વિટલાઇ ગઇ.

"જર! જર! એ શી ગડબડ! તુંને મેં કેટલી
વખત કહ્યું કે તું ઓરડામાં ચુપચુપ આવ! પાંચ વર્ષનું
બચું એટલીબધી ગડબડ કરે! હડખાયું કુત્રું એમ મસ્તી
કરે. સુવાનો વખત થઇ ગયો. ચાલ, આવ, બાવાને
કોટી કર ને પછી પોઢી જા."

જરની મા જરને આમ ધમકાવીને એક પાસેના
ઓરડામાં તેડી ગઇ. તે ઓરડાની અગાસી બાહાર કાહાડેલી
હતી, અને તે અગાસી ઉપરનો જરનો બાપ એક જલદ
રીડિંગ લાંપ આગળ ખુલ્લી હવામાં લખવા બેઠેલો હતો
અને અતિઘણો કામમાં ગોતાઇ ગયો હતો.

"જરના બાવાને જર સુતી વખત કોટી કરવા
આવીછ!" માએ કેહતાંની વાર બાપે ફરીને હસ્તે ચેહરે
તે બાળક તરફ જોયું. અને બાપ બેટી ગળે બાઝેલાં હતાં
તે વખતે તેઓની એકસરખી સુરત કોઇ અજાણાનેબી કહી
આપે કે તેઓ બાપ અને બેટી હતાં—તેજ હસ્તા
હોઠ, તેજ અણિયારૂં નાક, તેજ ચલકતી આંખો, તેજ
પોહલી પેશાની.

"ને જરી હજીસુધી બાપ પાસે શું માગેછ કે હમણા
વેર પોઢી નથી?" તેના બાપે તેને ગળે લગાડીને પુછયું.

"સાહેબજી, કાકા, કેમછો કાકા સાહેબ?" ભીખાએ તેમને પેહલીજ સલામ કીધી. જાણે કે તેને દેખાડવા હોય કે હું અંહી ચાકરી લાગ્યોછું તેમ કાકાને જાણે કે અચરત કરવા તેણે વડાઇ લઇને પોતાની હાજરી જાહેર કીધી. ભીખો મસ્કતથી પાછો ફર્યો ને મોકા કાકાને ત્યાં સુરત આવ્યો ત્યારે એ માતબર કાકાએ ભીખાને ગણકાર્યો પા ગાંઠયો નહી અને તેને એક ચાકરી ઉપર ભલામણની સારી ચીઠી વટીક લખી આપી નહી. પણ "તેં મને ચીઠી નહી આપી તેથી શું હું રખડી મુવો કે? હું તો તારી બોહસપર અંહી ચાકરીએ લાગ્યોછ" એમ તે કંજુસ કાકાની ઉપર ફતેહના તુમાખથી ભીખાએ તેને આ સલામ કીધી. કાકા પોતાના જાડા ઉપસેલા ગાલમાં પેસી ગયલી પોતાની ઝીણી આંખ્યોના ચમકારા સાથે પોતાના ભત્રીજા તરફ જોઇને જરા હસ્યા.

પણ તેવણ ઉતાવલમાં હતા. તેવણ સુરતથી કાંઇ કામસર મુંબઇ આવ્યા હતા. ફરામરોજે તેવણ સાથ આ ચેકના કામની સેજ વાત કીધી અને હજી તો તે ચેક ભરી આપે તે અગાઉ મી૦ મેહરમુસાના બાહાર ચાલી ગયા અને પછી ચેક લેવા પાછા આવવા કહી ગયા. પેહડીનો નાનો ભાગિયો શ્યાવક્ષ તેવણને ઓટલાવેર મુકવા ગયો.

"ચેક 'ક્રાસ' કરવાનો કે" ચેક ભરતાં ભરતાં ફરામરોજે યાદ કરીને પુછ્યું. "શ્યાવક્ષ કેવો ચેક માગી ગયો? 'ક્રાસ' કરેલો કે અમથોજ?"

"નહી સાહેબ. સાવક્ષા શેઠ કાંઇ 'ક્રાસ' ચેક વિષે બોલ્યા નથી" પેસુ પનવેળીવાળો જે પાસેજ ઉભેલો હતો તેણે યાદ આપી. "તેવણે એક ચેક માગ્યો, 'ક્રાસ' નહી."

"સાડી પાન્સો રૂપીયા!" ભીખો ભરભરિયો ભડભડી ઉઠયો. "મારો કાકો એકેક રકમે સાડી પાનસો રૂપીયા આપેછ ને લેયછ, પણ ગરજની વખતે પોતાનાં ગરીબ સગાંઓને એક અડધી પુછતો નથી. હું મસ્કતથી આવ્યો ત્યારે માત્ર ભલામણની એક ચીઠી લેવા ગયો તે એણે બરાબર આપી નહી. હું ચાહુંછ કે મારી પાસે સારી પાન્સો આણા હોત! અરે સારી પાન્સો રોહડિયાં મળે તોબી બસ."

"કામ કર! કામ કર! ભીખાજી." ફરામરોજ શેઠે તાકીદ કીધી અને ભીખો ચૂપ બેઠો.

ફરામરોજે ચેક ભરીને ટેબલપરજ નાખ્યો. ત્યાં બીજાં ઘણાં કામનાં કાગલિયાં પડેલાં હતાં. થોડીવારમાં ફરામરોજે પોતાનું લખવાનું કામ અટોપી લીધું, પછી સઘળાં કાગલિયાં—ચેક અને ચેકબુક સુધાં—ભેલસેલ ઉંચકી લઇને તે પોતાના ખાનગી ઓરડામાં ગયો. તેને બાહાર જવાની ઉતાવલ હતી. એક વાગતે એક અગત્યની મુલાકાતે જવાનું હતું, અને વખત થઇ ગયો હતો, માટે સઘળાં કાગળિયાં જેમ ઉંચકી લાવ્યો તેમનાં તેમજ પોતાની ટેબલનાં ખાનામાં નાખી તે બંધ કીધું અને તેને કળ દઇને કલાર્કોના ઓરડામાં આવ્યા વગર પાછલે બારણે બાહારો બાહારજ ચાલી ગયો.

ફરામરોજ ઝાઝીવાર બાહાર રેહવાનો નહી હતો—અડધા કલાકમાં પાછો આવવાનો હતો—પણ એતેફાક એવો બન્યો કે તે જ્યાં ગયો ત્યાં રોકાઇ ગયો અને તેની ગેરહાજરીમાં માણકશાહ મેહરમુસાના પોતાનો ચેક લેવા આવ્યા ત્યારે ચેક તો ફરામરોજ પોતાના ખાનામાં બંધ કરી ગયલો તેથી તે તેવણને મળ્યો નહી. પણ ફરામરોજને બદલે શેઠ જાંહગીરશાહ-જંગબારવાળા એ વખતે આફીસમાં હતા, તેવણે માણકશાહ મેહરમુસાનાને રૂ૫૫૦નો એક બીજો ચેક ભરી આપ્યો અને મોકો મેહરમુસાનો તે લઇને ગયો.

"ફલી, માણકશાહનો પેલો ચેક 'કાનસલ' (રદ) કરજે" ફરામરોજ મોડેથી આવ્યા પછી જાંહગીરશાહ શેઠે તેને ખબર કીધી. "તારી ગેરહાજરીમાં મેં તેને બીજો ચેક લખી આપ્યોછ. એબી ખાસી વાત કે કોઇનો ચેક લખીને પછી આપ્યા વગર પેટીમાં બંધ કરી જવું!"

ફરામરોજે અણધારેલી આ રોકાણ થઇ પડવા માટે દિલગીરી બતાવી અને પછી પોતાના બાપે માગેલું એક અગત્યનું કાગલિયું લેવા તે પોતાની આફીસમાં ગયો. આજે સહવારે જે કાગલિયું તપાસવા તે કલાર્કોના ઓરડામાં બેઠો હતો તે એજ હતું. તેમાં કાંઇ ભૂલ હતી, ભૂલ ફરામરોજની હતી માંટે મોટા શેઠે તેને ઠપકો આપ્યો હતો અને હવે તે સુધાર્યા પછી મોટા શેઠે જોવા માગ્યું હતું.

તે કાગલિયું તેના ખાનગી ઓરડાનાં ખાનામાં કરેલું હતું, જેમાં પેલો ચેક વગેરે દસ્તાવેજોને બપોરે ઉતાવલમાં બંધ કરી ગયો હતો. આ કાગલિયું લેવા ખાનું ઉંઘાડયું ત્યારે પોતાના બાપના ફરમાવ્યા મુજબ પેલો રદી ચેક પણ તે ફાડી નાખવા ગયો.

માટે તેણે ચેક શોધ્યો, પણ તે જડયો નહી. ખાનામાં પેલું કાગલિયું જેમનું તેમ હતું. બીજાં અગત્યના દસ્તાવેજો હતાં; કેટલાંક ખત જે તેજ બપોરે ઉંચા કરેલાં-તે પણ હતાં; તે ચેકબુક વટીક હતી; પણ ફકત પેલો ચેકજ મળ્યો નહી. ફરામરોજે સઘળાં કાગળિયાં એક પછી એક ઉંચકીને જોયાં. સઘળાં જેમ મુકેલાં હતાં તેમજ હતાં, કોઇએ કશો હાથ લગાડેલો નહી હતો. હાથ લગાડે કેમ? ખાનુ તો બંધ હતું અને તેને કળ દીધેલી હતી.

પણ ચેક તેમાં નહીજ હતો. ફરામરોજ ગભરાયો. શોધ કરતાં કરતાં ઘણી વાર લાગી માટે અંતે પેલું કાગલિયું લેઇને તે પોતાના બાપના ઓરડામાં પાછો ગયો. ચેક ખોહવા માટે તેને ગભરાટ ઘણો ઉપજ્યો હતો, પણ પોતાનો ગભરાટ બાહારથી દેખાડવાનો ફરામરોજનો ધારો નહી હતો.

---

## પ્રકરણ ૩૮ મું.

## ચેકની ચોરી.

"શું થયું ફલી, કેટલીબધી વાર!" જાંહગીરશાહ શેઠે પોતાના દીકરાને લગાર ઠપકો આપ્યો. "કાગલિયું લેવા ગયો કે હમણાજ લખવા બેઠો તો?"

"પેલો ચેક ખોહવાઇ ગયોછ બાવાજી" ફરામરોજે ખરેખરૂં કારણ સમજાવ્યું. "માણકશાહ મેહરમુસાનાને

માટે પેલો ચેક લખેલો તમે 'કાનસલ' કરવા કહેલોકની? તે મળતો નથી."

"મળતો નથી! ક્યાં ગયો?" મોટા શેઠે લગાર ગભરાઇને પુછ્યું.

ફરામરોજે સમજણ પાડી કે બપોરે ચેક લખ્યા પછી બાહાર જવાની ઉતાવલને લીધે ચેક "કાશ બાક્ષ" ની અંદર મેળવાને બદલે ટેબલનાં ખાનામાં બીજાં કાગળિયાંઓ સાથે છુટો મેલ્યો હતો.

"પણ ખાનાને કળ દીધીતીકની?"

"હા બાવાજી, હું કળ દઇને ગયો તે પાછો આવીને ચેક કાહાડવાજ ખાતું ઉઘાડયું."

"ત્યારે તે ખાનામાં મુકેલોજ નહી." જાંહગીરશાહ શેઠે જત આપ્યું. "કેયે બાહાર જો. ચેક કેયે બાહાર રહી ગયો હશે."

"મારી ખાતરી છે કે મેં તે ખાનાની અંદર મુકયો હતોજી. ચેકબુકની સાથેજ ચેક હતો, તે ચેકબુક ખાનામાં છે."

ફરામરોજે ચેક ખાનામાં મુકયો હોય એ જાંહગીરશાહ શેઠના માન્યામાં આવ્યું નહી. આજ કેટલુંક થયું ફરામરોજ ધંધાધાપાનાં કામકાજમાં આગળનાં જેવો થાવકો ને ચોકસ નહી હતો. તે વિસરભોળો અને બેફામ થતો જતો હતો. તેની કેટલીક નાની નાની ભૂલચુકો, કેટલીક ગફલતો અવારનવાર વધતી ચાલી હતી. અને તેથી તેના બાપ લગાર ખીજવાતા હતા.

"એ તુંને થયું શું ફરામરોજ!" તેવણે બળાપો કાહાડયો. "આજ કેટલુંક થયું તું બાવરોને બેફામ કેમ રેહછ? આગળ તું એવો નહી હતો! કામની અંદર કાંઇને કાંઇ ભૂલ થતી આવેછ અને તપાસ કરતાં તે ભૂલ તારીજ માલમ પડેછ. કાંઇ તારી તબીયત બિગડીછ કે શું?"

"હુંબી એમજ ધારૂંછ જી." ફરામરોજ જે આ ઠપકાની સચાઇ કબૂલ રાખતો હતો તેણે પોતાની તબીયતનો વાંક કાહાડયો.

"ત્યારે તો બેહતર કે તું થોડા દાહાડા આસાયશ લે, ફલી." બાપે સુચવ્યું.

"નહી, નહી," ફલીએ વાંધો લીધો. "હું કામમાં રોકાયલો રહીશ તોજ મારી તબીયત સુધરશે, બાકી આલસુ બેઠાથી તો મારૂં મગજ વધારે કાટ ખાશે."

"ફરામરોજ, હું તારાંમાં દરરોજ ફેરફાર જોઉંછ" જાંહગીરશાહ શેઠ ઘણી ગંભીરાઇથી બોલ્યા. "તું પરણ્યો ત્યારથીજ બદલાતો ચાલ્યોછ. તારા એ ફેરફારનું કારણ તારી બૈરી છે. તું જાણેછ કે હું અત્યારસુધી એ નાજુક બાબત ઉપર ચૂપ બેઠોછ. પણ તું મારો દીકરો છે એટલે હવે વધારે ચૂપ બેસવામાં હું બાપ દાખલની ફરજ બજાવતો ગણાઉં નહી. હું તુને યાદ આપુંછ કે તારી બૈરી તુને દુખી કરેછ."

ફરામરોજનું આખું અંગ આ શબ્દો સાંભળતાંજ તપી આવ્યું.

"બીજી બાબતમાં ગમે તે કહો, બાવાજી," તે દુઃખ સાથ બોલ્યો. "પણ અગરજો મારી તબીયત બિગડી હોય તો તેબી બૈયર બિગાડેછ એમ કેહવાશે નહી."

"તે તો કોણ જાણે?" શેઠે તકરાર લીધી. "તારી છાતીપર કાંઇ બોજો પડેલો હોય એવી તારી હંમેસની હાલત થઇ પડીછ. કાંઇ આતુરતા ભરેલી બેચેની જાણેકે રાત ને દાહડો તારો પીછોજ છોડતી નથી એવો તારો દેખાવ દેખાયછ. એ તારી બધી ઇનતેજારી તારી બૈરીને લીધે છે એમ હું જોઉંછ; અને એજ, એજ ઇનતેજારી તારી દેહને પણ દુખી કરેછ. તારી બાયડીનું ઉડાઉપણું એજ તારૂં દુઃખ છે. એ ઉડાઉપણું જો તું અટકાવશે નહી તો સેવટે તારો નાશ કરશે."

ફરામરોજ કાંઇ બોલવા જતો હતો, પણ તેની જીભ ચાલી નહી. તેનો બાપ ખરૂં બોલેછે, માટે તેણે ગુપચૂપ નીચે જોયા કીધું.

"જો તારી બાયડીનું ઉડાઉપણું તું અટકાવશે નહી, ફલી," તેને ચૂપ જોઇને શેઠે પોતાથી ઠડકદાંમણુ ચાલુ રાખી "તો મને આફીસની ગોઠવણોમાં કાંઇ નવો ફેરફાર કરવો પડશે. મારાં બીજાં બચ્ચાંઓના ઇનસાફની ખાતર આપણી પેહડીમાંથી તારૂં નામ હું કાહાડી નાખીશ. હું તારો ભાગ છોડવવા માગતો નથી, પણ તારૂં નામ પેહડી સાથ જોડેલું સલામત ગણાશે નહી."

ફરામરોજે દુઃખના મારેલા પોતાના હોઠ કરડયા. શેઠ જાંહગીરશાહ પોતાના દીકરાનો આ બિગાડો લાંબા વખતનો જોતા હતા, તેવણનું દિલ લાંબા વખતનું એ બાબતથી ભરાઇ રહેલું હતું, તેવણ પોતાના દીકરાને એ વાત કેહવાને લાંબા વખતથી તાંપી રહેલા હતા, તેમ કરવાની આજે તેવણને તક મળી, અને તેબી ફરામરોજની ભૂલ થઇ તેથીજ તક મળી ત્યારે તેણે એ ઠપકો સાંભળવોજ જોઇએ.

"બાવાજી, તમે બીહો ના," તેણે સધ્યારો આપ્યો. "મારૂં ગમે તે થશે પણ હું આપણી પેહડીને અલવલ આવવા દઇશ નહી."

"પણ તારી બૈરી આગળ તારૂં શું ચાલશે?" મોટા શેઠે હુજત ચાલુ રાખી. "જયારે તારી બૈરી દરરોજ નવું કરજ કરતી જાય, તથા તેબી એવી રીતે કે તું જાણેબી નહી અને જયારે માગનારાઓનાં બિલો તારી ઉપર પગાર કરાવા આવે ત્યારેજ તું તે જાણે અને ગમે એટલું જાણે તોપણ ગળે ગાંઠ ને મોહડે દુઓ દઇ તુને તે પગાર તો કરવુંજ પડે, ત્યારે પછી તું પેહડીની સંભાળ કેમ લઇ શકશે! એવાં લખલુટપણા વચે હું પોતેબી સંભાળ લઇ શકું નહી. એ કરતાં ઓછાં લખલુટપણાંથી તારાને મારા કરતાં વધારે દોલતમંદોનેબી લાહ લેવી પડીછ અને બૈરીનાં લખલુટપણાથી કેટલાક ભર્તારો તો બિચારા જીવથીબી ગયાછ. તારી લથડતી કાઠી ઉપર લોકો ટીકા કરેછ અને મને કારણ પુછેછ, અને તુંને કાંઇ નથી એમ બાહારથી લોકો આગળ ખોટું બોલતાં બોલતાં હું કંટાલી જાઉંછ."

"એમ કોણ બોલેછ?"

"ઘણાંબી. લેની, તે દાહડે તારી ઇવનિંગ પાર્ટીની રાત્રે તારા મામાનો બરજોર બોલનોતો."

"અનાથિયાને ગામની કનવાર" ફરામરોજ બડબડયો. "બરજોર ગમે એટલો પરવારતો છે, પણ તેને શો હક કે તમારી આગળ તે મારી વાતો કરેછ?"

"ખરૂં કેહવાયછ તે ઉપર એમ ચીહીરડાઇ ના જા." તેના બાપે તેને ધમકાવીને આ વાતની તુર્તવેળા નાખતી કીધી. "ચાલ આપણે અસલ વાત ઉપર પાછા આવીયે; પેલા ખોહવાયલા ચેકની શી ખબર ? હું ધારૂંછ ફલી કે તેં ચેક તારી ટેબલના ખાનામાં મુકયોજ નથી. તે કેથે બાહાર રહી ગયોછ. જા, ફરીથી જઇને જો."

ફરામરોજ પાછો ફરતો હતો તેટલામાં કોઇ મળવા આવ્યાથી તે ઉભો રહી ગયો.

મોટા શેઠનો પટાવાળો જે બાહાર બેસતો હતો તે ખબર લાવ્યો કે મી૦ મેહરમુસાના પુછેછે. જાંહગીરશાહ શેઠ સમજ્યા કે ભીખો ભરભરિયો આવતો હશે. તેને તેવણ મી૦ મેહરમુસાના કરી તેના બાપીકાં નામે બોલાવતા હતા. જેમ કામા ખાનદાનના દીકરાઓ મી૦ કામા નામથી ઓળખાયછે, જેમ મેહતાવાળાઓ સઘળા મી૦ મેહતા કેહવાયછે, તેમ ભીખો મેહરમુસાના ખાનદાનનો હોવાથી જાંહગીરશાહ જંગબારવાળા તેને સભ્યતાથી માન આપવાના હોય ત્યારે મી૦ મેહરમુસાના કરી બોલાવતા હતા.

પણ ભીખા ભરભરિયાને બદલે આ તો મેહરમુસાનાં ખાનદાનનો એક બીજોજ ચેરાગ આવ્યો. તે ખાનબાહદુર માણકશાહ મેહરમુસાનો વડો દીકરો સોહરાબશાહ હતો—ભીખાના માકા કાકાનો તે ધેતાલ નગીણો, કે જેને માટે ભીખો એકવાર ભડભડતો હતો કે મારો સગો પીતરાઇ થાયછે તોપણ મને ઓળખતો નથી.

મી૦ મેહરમુસાના એક ચોંકાવનારી વાત લાવ્યો હતો. તે પેલા સાડી પાનસોના ચેકની વાત હતી. મુંબઇ શેહરની ધૂમચક્રીમાં ફરતાં થાકી જવાથી ખાનબાહદુર માણકશાહ—તેવણનો એ ખેતાબ તેવણના દીકરાઓ મોટી ઉકમાઇથી બોલતા હતા—પાધરાજ પોતાને ઘેરે ગયા હતા અને પેલો સાડી પાનસોનો ચેક બેંકમાં પોતે વટાંવવા જવાને બદલે પોતાના આ દીકરાને વટાવી લાવવા આપ્યો હતો. જાંહગીરશાહ શેઠ પાસેથી ચેક લખાવી લીધો અને સોહરાબશાહ તે આગ્રા બેંકમાં વટાવા ગયો તેની વચે અલબતા ત્રણ ચાર કલાક નિકલી ગયા હતા. બેંકના કલાર્કે સોહરાબશાહના હાથમાંથી ચેક લઇને જાણે કે પોતાને કાંઇ વેહમ જતો હોય તેમ ધ્યાનથી તપાસ્યો અને પછી આફીસની અંદર તે ચેક કોઇને દેખાડવા ગયો. તેણે પાછો આવીને પોતાના "હેડ" ના હુકમ મુજબ ચેકના રૂપીયા તો આપ્યા, કાંકિ ચેક ખરો હતો—તેમાં ભૂલ કે ઠગાઇ કાંઇ નહી હતી—તે ઉપર શેઠ જાંહગીરશાહ જંગબારવાળાની સહી બરાબર હતી, પણ નવાઇની વાત એટલીજ હતી કે "જાંહગીરશાહ, ફરામરોજ સન્સ એંડ કુ૦" ની પેહડીનો ખાનબાહદુર માણકશાહ મેહેરમુસાને નામનો સાડી પાનસો રૂપીયાનો એક ચેક તો તે અગાઉનો વટાવી લઇ જવામાં આવ્યો હતો. તે અને આ ચેક બરાબર એકસરખો હતો, રકમ પણ એકની એકજ હતી, તફાવત એટલોજ કે તે પેહલા ચેક ઉપર ફરામરોજે અને બીજા ઉપર જાંહગીરશાહ શેઠે સહી કરેલી હતી, કે જેમ બંને બાપ દીકરાઓને સહી કરવાનો હક હતો, તોપણ બેંકને તે નવાઇજેવું લાગ્યાથી કલાર્કે તે ઉપર સોહરાબશાહનું ધ્યાન ખેંચ્યું હતું.

જુવાન મી૦ મેહરમુસાનાએ ઘેર જઇ બુઢા મી૦ મેહરમુસાનાને એ વાત જાહેર કીધી, અને ખાનબાહદુર માણકશાહ તે વાત ઉપર ખીજવાઇ ગયા. "જાંહગીર ફરામરોજ સન્સ એંડ કુ૦" પાસેથી તેવણે કાંઇ આજે બે ચેક લીધા નથી—સાડી પાનસોના બે ચેકના તો રૂ૧૧૦૦ થયા, પણ આજે તેવણને ૧૧૦૦ રૂપીયા જોઇતા નહી હતા અને તેવણે માગ્યાબી નહી હતા, અને વળી જોઇતા હોય તો સાડી પાનસોના બે ચેક શા માટે માગે? રૂ૧૧૦૦ નો એકજ ચેક લેયની? ખચીત પેહલો સાડી પાનસોનો ચેક કોઇ ઠગાઇથી વટાવી લાવીને ખાઇ ગયુંછે. અને એ ઠગાઇ ખાનબાહદુર માણકશાહ મેહરમુસાનાંને નામે થઇ એ તો સુરતના એ મોટા શેઠિયાને ઘણું માઠું લગાડનારૂં થયું. તેવણે ચીહીડના મારેલા સર્વ કોઇને ગાળો ચોપડી કાહાડી અને પછી પોતાના દીકરાને એકદમ જાંહગીરશાહ શેઠ પાસે ખબર કેહવા દોડાવ્યો.

"વાતતો મળી, ફરામરોજ" આ હકીકત ઉપરથી શેઠ તુર્ત ચેતીને બોલ્યા. "તારી સહીવાળો ચેક ખોહવાયો નથી પણ ચોરાયોછ, અને કોઇ હાવકો ચોર હોવો જોઇયે, કે જે ચોરી પકડાય તે અગાઉ ઉતાવલે ચેક વટાવી લાવીને પૈસા ખાઇ ગયોછ."

"કોણ ચોર હશે!" ફરામરોજ વિચારમાં પડયો.

"તું કેહછ તેમ જો ચેક તેં તારી ટેબલનાં ખાનામાં મેલ્યો હોય" શેઠે તર્ક બાંધી "ત્યારે તો તારૂં ખાનું ફાડીસે તે ચેક ચોરે કાહાડી લેવો જોઇયે."

"મેં ચેક ખાનામાં મેલ્યો એતો ચોકસ છે," ફરામરોજે પાછી હુજત લીધી, "પણ ખાનાને તો કોઇએ હાથ લગાડેલો દીસ્તો નથી. સઘળાં કાગલિયાં જેમ મેં મુકેલાં હતાં તેમનાં તેમજ અનામત છે. ખાનાની કળબી સલામત છે, તેને કશી અલવલ આવેલી નથી."

તેજ સાંજે જાંહગીરશાહ શેઠ ખાનબાહદુર માણકશાહ મેહરમુસાનાને મળવા ગયા અને તેવણને નામે બે ચેક બાહાર પડવા માટે માફ માગી આવ્યા. પાછા ફરતાં તેવણ પોતેજ ચેકની આ ચોરી વિષે પોલીસને ખબર આપી આવ્યા અને સાંજે પોતાના ધારા પ્રમાણે પોતાની ગાડીમાં ફરીને રાત્રે જમવાને વખતે તેવણ ઘેર આવ્યા.

## પ્રકરણ ૨૯ મું.

## બધી મોહકાણ ચોરીની.

બીજી સહવારે આફીસ ઉંઘડયા અગાઉ બેહુ દીકરાઓ પોતાના બાપના ઓરડામાં મસલતને માટે પાછા આવી મળ્યા. કલાર્કો હજી આવવાના હતા તેટલાં કલાર્કોનીજ વાત ચાલી.

"હું પોલીસ આફીસમાં ખબર આપી આવ્યોછ ફરામ," જાંહગીરશાહ શેઠે તેમને ખબર આપી, "પોલીસ સુપરીનટેનડંટને તારા કલાર્કોમાંના કોઇની ઉપર વેહમ જાયછ. પોલીસ કેહછ કે આ ચેકની ચોરી એક કલાર્ક સિવાએ બીજા કોઇથી થાય નહી."

"કલાર્કો ઉપર શક જાય એ કુદરતી છે, બાવા" ફરામરોજે કલાર્કોનો સેજ બચાવ કીધો "પણ પેસુ પન વેલીવાળો અને લક્ષ્મણ તો બેહુ જુના ને વિશ્વાસુ છે, અને મનચેરજી અને ભીખાજી બેહુ આબરૂદાર ગૃહસ્થો છે."

"પોલીસ ધારેછ" ફલીના આ ખોલાસા ઉપર ધ્યાન ન આપતાં મોટા શેઠે કેહવું ચાલુ રાખ્યું "કે તારા ખાનગી ઓરડામાં આવવા જવાનો પર્કીગો હોય એવા કોઇ તારાંજ માણસે એક બીજી કુંચી વાપરીને તારાં ખાનાની કળ ઉંઘાડી તેમાંથી એક કાહાડી લીધો હોય."

"પણ બાવાજી, એ તો જેમ ફલીના તેમજ આપ ણાબી કોઇ કલાર્કથી બને એવું કામ છે." નાના ભાગિયા સ્યાવક્ષે અટકલ કીધી. એક ગાળામાં ફરામરોજના કલાર્કો બેસતા હતા, તેમજ વચમાંની ચાલ ઓલંગીને પાસેના ગાળામાં જઇયે તો ત્યાં મોટા શેઠની આફીસ હતી અને તેઓના કલાર્કો પણ પાસેજ બેસતા હતા તે વાંચનારી બાનુઓ જાણેછે. સ્યાવક્ષની આ અટકલ એટલીજ હતી કે આ ચોરી ફરામરોજના ખાસ કલાર્કોજ કરે એવું કાંઇ નહી હતું. તેના ખાનગી ઓરડામાં આખી આફીસના કલાર્કોનો પર્કીગો હતો.

"પણ આપણા કલાર્કો શું જાણે કે ખાનામાં ચેક મુકે લોછે ?" જાંહગીરશાહ શેઠ પોતાના ખાસ કલાર્કોની તરફેણથી બોલ્યા. "ફલીના કલાર્કો તો ચેક લખાયો તે જાણતા હતા. તેઓના દેખતાં ફલીએ ચેક લખ્યો હતો."

આ તકરારને દરમ્યાન શેઠની ટેબલ ઉપર સહવારનો આવેલો ટપાલ પડેલો હતો અને જાંહગીરશાહ શેઠ વાત કરતા જતા હતા તેજ વખતે કાગળો ઉકેલી વાંચતા પણ હતા. એક કાગળ ઉપર તેવણની નજર પડી કે જે ફરામરોજનાં સરનામાનો હતો અને તે ઉપર મોટા અક્ષરે "**ખાનગી**" કરી લખેલું હતું,

શેઠે તે કાગળ ફરામરોજ ઉપર ફેંકયો. તેણે તે ઉકેલ્યો. તેજ પરબિડાંમાં એક બીજો કાગળ બીડેલો હતો, તેના સરનામા ઉપર પણ મોટા હરફે "**ખાનગી**" લખેલું હતું. ફરામરોજે તે માહેલો કાગળ પણ ઉકેલીને વાંચ્યો.

સ્યાવક્ષ પાસે ઉભેલો હતો તે જોતો હતો કે પેલો અંદરનો "ખાનગી" કાગળ માત્ર બે ચાર લીટીનો હતો. ફરામરોજ ઝપાટામાં તે કાગલ વાંચીને જરા ફીકો પડી ગયો, અને કાંઇ ખબરાટથી તે કાગળનો કુચો વાલીને તેણે પોતાના ખીસાંમાં દાબી દીધો.

"શું છે, ફરામરોજ !" સ્યાવક્ષ હસ્યો. "કાંઇ કાગળ પર ગુસો કીધો ! કોઇએ ખાનગી કાગળમાં વળી બીજો ખાનગી કાગળ બીડયોછ ! તમારી નાજાં વાંચે નહી તેથી આ સાહુચેતી લીધી હશે !"

સ્યાવક્ષ તો માત્ર મજાખમાં બોલ્યો, પણ ફરામરોજ ને તે ગમ્યું નહી. તે દેખીતો આ ખાનગી કાગળથી હેબતી ગુવો. તેના ચેહરા ઉપર એક સજડ ફાળ ખાવાના ચિન્હો દેખાયાં અને તે લગભગ લથડતા પગે ઓરડામાંથી ચાલી ગયો.

"એ એકાએક શું થયું ?" જાંહગીરશાહે પોતાના નાના દીકરાને પુછ્યું.

"કોણ જાણે ?" સ્યાવક્ષે જવાબ દીધો. "... ખાનગી કાગળ વાંચીને કાંઇ મિજાજ તો ખોહી દીધો અંદર કાંઇબી મોહકાણના સમાચાર હશે."

"મોહકાણના સમાચાર ?" તેના બાપે મત આપ્યુ "તેમ જો હોય તો, ચોકસ જાણજે કે એ કાંઇ ... બૈરીની મોહકાણ હશે ! નાજાંની કોઇ મોહકાણના ... સમાચારથીજ એ એટલોબધો ગભરાયો હશે."

આફીસમાંથી એક ચેક ચોરાયોછે એ ખબરથ આખી આફીસ ઉપર કાંઇ આફત આવી પડી હોય એવ ઉદાસિણતા ફેલાઇ. ૧૦ વાગતે આફીસ ઉંઘડી અ... કલાર્કો પોતપોતાની જગ્યાએ આવી બેસતાંની વાર તેમને આ ચોંકાવનારો ગભરાટ થયો. દરએક કલાર્કને બેચેની ઉપજી, તેમાં અગત્ય કરીને ફરામરોજના ખાનગી કલાર્કો વિશેષ ગભરાયા.

આગ્રા બેંકના જે કલાર્કે પેહલા ચેકના રૂપીયા ચુક વી આપેલા તેને પુછવામાં આવ્યું. તેના કેહવા મુજબ તે પેહલો ચેક બેંકમાં બપોરના કલાક ૧॥ અને ૨ ની વચ્ચે વટાવા આવ્યો હતો. ચેક લાવનાર ધણી તે કલાર્કને ચોકસ યાદ નહી હતો, પણ તે કોઇ ઉંચો જેવો, થેલિયા વાળો પારસી હતો એટલી તેને સુરતા રહી ગયલી હતી. "જાંહગીરશાહ ફરામરોજ સન્સ એંડ કુ૦" ના ચેક બેંકમાં દરરોજ ઘણાબી આવતા હતા અને ઘણા અજા ણાઓ વટાવી લઇ જતા હતા, એટલે કોણ ચુકવી લઇ જાયછે તે કાંઇ કલાર્કોને યાદ રેહ નહી. તેણે કાંઇ ચુક વી આપેલી નોટનાં નંબર લીધાં નહી હતાં, તે એટલાજ માટે કે નોટો ચુકવી આપીજ નહી હતી. ચેક લાવનારે સઘળા સાડી પાન્શો રૂપીયા રોકડા માગ્યા હતા અને રોકડા ચુકાવી ગયો હતો. એજ કલાર્ક પાસે માણકશાહ મેહર મુસાનાનો દીકરો સોહરાબશાહ બીજો ચેક વટાવવા લાવ્યો ત્યારે એજ કલાર્કે એ ઉપર તેનું ધ્યાન ખેંચ્યું હતું, પણ તેવણના બાપને નામનો એટલીજ રકમનો એક ચેક એની અગાઉ કોઇ વટાવી ગયલું હતું તે ઉપર સોહરા બશાહને કશી નવાઇ લાગી નહી હતી.

પોતાના ખાનગી કલાર્કો આગળ આ ચોરીની પેહલી વાત કાહાડનાર ફરામરોજ પોતેજ હતો. તેણે ઘણી શાંતિથી અને સમજુતીથી વાત છેડી હતી; કોઇનીબી ઉપર પોતાનો શક જાયછે એવું તેણે દેખાડયું નહી હતું, પણ જાણે પોતાના કોઇ ખાસ દોસ્ત આગળ અમસ્થી વાત કરતો હોય તેમ તે બોલ્યો હતો. તોપણ તે આ વાત કરતી વખતે દરએક કલાર્કના ચેહરા એવી બારીકીથી જોતો હતો કે કોઇ પોલિસ ડીટેકટિવ પણ તેટલી ચોકસ નજર રાખી શકે નહી.

સઘળા કલાર્કો તો આ ખબરથી ઢઘાઇજ ગયા. ત્રણ કલાર્કો તો મુગા મુગા બેસી રહ્યા, તેમની બોલવાની છાતીજ ચાલી નહી, પણ ચોથો એકદમ બોલી ઉઠયો.

"શું ચેક ચોરાયો ? પેલો કાલે તમે સાડી પાન્સોનો ચેક લખી કાહાડયોતો અને આપ્યા વિના રહી ગયોતો તે ?" વાંચનારી બાનુઓ ચેતી જશે કે આ બોલનાર અલબતાં ભીખો ભરભરિયો હોવો જોઇયે "ઓ ખોદા !

કંઈજ વાંધો લીધો નહી, કેમકે તેણે તેઓને છેતરવાને મારે બીજી છુપી ગોઠવણ રાખેલી હતી. મેરીને વાસ્તે ઘણી મોટી કીંમતનું સાલીયાણું ઠેડવ્યું, અને રાણી દાખલના, વિધવા દાખલના તથા તેને છોકરાં થાય તેનાં અને નહી થાય તેના રાજપાટના બંદોબસ્તો એ લખતમાં કીધા. જો મેરીને છોકરો આવે તો તે તેઓનાં મોત પછી ફ્રાન્સ અને સ્કૉટલંડ બેહુ દેશનો રાજા ગણાયે, પણ જો છોકરીઓજ આવે તો સૌથી મોટી છોકરી સ્કૉટલંડની રાણી થાય કેમકે ફ્રેન્ચ કાયદા પ્રમાણે ઔરતથી ગાદીપર નહી બેસાય; અને જો છોકરાં થાયેજ નહી તો સ્કૉટલંડનું રાજ ફ્રેન્ચ રાજ સાથ જોડાય નહી, પણ જે બીજો સ્કૉચ વારસ હોય તેજ સ્કૉટલંડની ગાદીપર મેરી પછી બેસે એમ ઠરાવ્યું.

પણ રાજા હેનરી આટલાંથી સંતોષ પામ્યો નહી. કેમકે મેરીને છોકરાં થાય કે નહી થાય, તોપણ ગમે તેમ કરીને તે તો ફ્રાન્સ અને સ્કૉટલંડનું જોડીયું રાજ કરવા માંગતો હતો. તેથી તેણે મેરીને પોતાની મતલબ પાર પડે એવાં એક બીજાં છુપાં લખતપર છુપી સહી કરવાને સમજાવી. અને મેરીએ સ્કૉટલંડથી આવેલા એલચીઓથીબી તે લખત છુપાવ્યું. એ લખત ફ્રાન્સ સાથે સ્કૉટલંડનું રાજ જોડી દેવાને લગતું અને મેરી ફ્રાન્સમાં આવી ત્યારથી તેણીની પછવાડે કેળવણીનો, મુસાફરીનો, રમત ગમતોનો, જેબી ખરચ થયો તે સ્કૉટલંડની સરકાર પાસથી પાછો લેવાને લગતું હતું. એ બેહુ લખતોપર મેરી પાસે છુપી સહી લીધી.

આ બધાં લખતો લખાઈ રહયા પછી પંદર દાહડા સુધી લગનની ભારી ધામધુમો પેરીસમાં બલકે આખાં ફ્રાન્સમાં ચાલી. મેરીના પોશાક અને ઘરેણાં કરતાં તેણીની ખુબસુરતીથી બધા લોકો અજબ થતાં હતાં. લગનકીધામાં રાણી કેથેરાઈનબી હતી, પણ તે મેરીની અદેખાઈથી બેચેન અને ઉદાસ દેખાતી હતી.

મેરીનાં લગન પછી આસરે એક વરસે તેનું કમ નસીબ શરૂ થયું. પેરીસમાં ફરીથી બીજાં રાજવંશી લગનની તૈયારીઓ ચાલી. તેમને લગતી ધામધૂમ વચે ભાલાની કસરતનો મોટો અખાડો થયો જેને "ટુરનેમેન્ટ" કેહછે. "ટુરનેમેન્ટ"ને ત્રીજે દહાડે કે જયારે રાજા હેનરી અખાડાનાં મેદાનમાં ઘોડાપર બેસીને ફરતો હતો, એટલામાં તેને ભાળાબાજીમાં ઉતરવાનો શોખ થઈ આવ્યો. રાણી કેથેરાઈને અને બીજાંઓએ રાજાને ઘણો સમજાવ્યો; કે તેણે એવી રીતે પોતાનો જીવ જોખમમાં નહી નાખવો. ફ્રાન્સીસ અને મેરીબી રાજાને સમજાવા પડયાં. પણ હેનરીએ કોઈનું માન્યું નહી. અંતે હેનરી આ અખાડામાં જખમી થયો અને જખમી થયા પછી અગીયાર દહાડે મરણ પામ્યો. હવે મેરીનો વર તેનાં બાપનાં મરણથી ફ્રાન્સની ગાદીપર આવ્યો. જે વખતે હેનરી મોતના બીછાણાંપર હતો તે વખતે ડોફીનબી ઘણો માંદો હતો. પણ જયારે તેના બાપનાં મોતની ખબર તેને કરવામાં આવી ત્યારે તે એટલો ખુશી થઈ ગયો કે એકદમ બીછાણાંપર ઉઠીને બેઠો, અને તદન સારો થઈ ગયો. તે મેરીને લઈને તરતજ તે મેહેલ કે જયાં તેનો બાપ મરી ગયો હતો ત્યાં આવી પોંહચ્યો. રાણી કેથેરાઈન હવે વીધવા થઈ અને મેરી કે જેને તેણી ધીકારતી તે હવે ફ્રાન્સની રાણી થઈ તેથી કેથેરાઈનને ઘણું દુ:ખ લાગ્યું.

ફ્રાન્સીસ રાજા થવા પછી તો તેની તબીયેત વધારે નબળી થતી ચાલી. તે ઘણો ભાગ પોતાના દેશમાં મુસાફરી કરવામાં કાહાડતો હતો. તે વખતમાં કોઈએ એવી અફવા ઉરાડી કે રાજાને તો કંઈ એવું દરદ થયલું છે કે જેનો ઉપાયે કંઈ નથી, પણ જો નાનાં બાળકોને મારી નાખીને તેઓનાં લોહીમાં રાજા નાહે તો સારો થાય. ગામડાનાં વેહેમી અને અબણ લોકોએ આ વાત ખરી માની અને રાજાને પોતાનાં ગામમાં આવવાની વાત સાંભળે કે સૌ પોતાનાં બાળકોને છુપાવી દેતાં.

મેરીની મા જે સ્કૉટલંડનું રાજ ચલાવાને ઘણી તલપી રહેલી હતી તે રીજંટ થઈ તો ખરી પણ તેણીના વખતમાં દેશમાં માહેમાહેની લડાઈ સરૂ થઈ. પ્રૉટેસ્ટંટ વાળાઓએ રાજ સામે બંડ ઉઠાવ્યું. ઈંગ્રેજોએ તેઓને મદદ મોકલી. કેથોલીક પંથવાળાઓ તરફ મેરીની મા હતી તેણીએ મદદને માટે ફ્રાન્સ લખ્યું. આ માહેમાહેની લડાઈની વચે તેણી મરી ગઈ અને સઘળી તરફથી એમજ ધારવામાં આવ્યું કે રાજની જંજાલ અને ફીકરના બોજા તળે તેણીની જીંદગી કચડાઈ ગઈ. તેણી સ્કૉટલંડમાં મરી ગઈ પણ તેણીનાં શરીરને ફ્રાન્સમાં દાટવા માટે લાવ્યા હતા. તેણીએ મરવા પેહેલાં પ્રૉટેસ્ટંટ પંથના આગેવાનોને તેડીને દોસ્તી કરવાને માટે ઘણા સમજાવ્યા, પણ કંઈ વલ્યું નહી. અંતે તેણીનાં મોત પછી ફ્રાન્સ અને ઈંગલીશ સરકારોએ વચ્ચે પડીને સમાધાની કીધી અને પોતપોતાના લશકરને બોલાવી લીધું.

મેરીની મા ૧૫૬૦ નાં ઉનાળામાં મરી ગઈ, અને તેજ વરસનાં ડીસેમબર મહીનામાં સૌથી ભારી દુ:ખ મેરીપર પડયું તે તેણીના ધણીનું મોત હતું. ફ્રાન્સીસ એક દીવસે શીકારે જવાની તૈયારીમાં હતો, તેટલાંમાં તે બેશુદ્ધ થઈને પડયો અને ત્યાર પછી સઘળાંને માલમ પડયું કે તેની જીંદગી ઘણી ધાસ્તીમાં હતી. તે પોતેબી સમજયો કે હવે તેનો વખત નજદીક આયોછે. તેને મેરીની બહુજ દયા લાગતી હતી. ફ્રાન્સીસે પોતાની માને બીછાનાં પાસે બોલાવીને ઘણી આજીજીથી કહયું કે તેનાં મોત પછી મેરીપર હેત રાખવું અને તેણીની સાથે માયાથી વર્તવું. મેરી પોતાના ધણીનું મોત પાસે આવેલું જોઈને ઘણીજ દુ:ખી થઈ. તેણીએ જોયું કે હવે તેણીની હાલતમાં જબરો ફેરફાર થશે. કેમકે ફ્રાન્સીસ પછી હેનરીનો બીજો દીકરો ગાદીપર આવનાર હતો અને તે નાહનો હોવાને લીધે રાણી કેથેરાઈન રીજંટ થનાર હતી અને કેથેરાઈન રીજંટ થઈ એટલે મેરીના લાગતાવળગતાઓને દરબારમાંથી રજા મળવાની અને મેરી જે દેશમાં થોડા વખતપર રાજ કરતી રાણી હતી તે દેશમાં નીરાધાર થઈ પડવાની. અને તેમજ થયું.

મેરી સતર વરસની ઉમરે વીધવા થઈ. તે વખતના ઈતીહાસ લખનારાઓ કહી જાયછે કે, રાણી કેથેરાઈન પોતાના દીકરા ફ્રાન્સીસનાં મોતથી ઘણી ખુશી થઈ હતી.

કેમકે ફ્રાન્સીસનાં મોતથી રાજની સત્તા તેણીના હાથમાં આવી અને મેરી પાછી તેણીના તાબા નીચે રેહનારી થઇ. રાણી કેથેરાઇને મેરીના દોસ્તદારો અને મળતીયાઓ ને દરબારમાંથી તુર્ત દુર કીધા અને અને તેઓની જગાએ મેરીના દુશમનોને રાખ્યા. મેરી પેરીસની દરબારમાં ઘણી રીતે દુઃખી હતી, તેથી પેરીસથી દુર એક બીજા મેહેલમાં તે રેહવા ગઇ.

હવે સ્કૉટલંડના લોકોએ મેરીને તેણીના બાપીકા દેશમાં આવવા લખ્યું. પ્રોટેસ્ટંટ અને રોમન કેથોલીક એ બેહુ ટોળીવાળાઓએ ફ્રાન્સમાં મેરી આગળ પોતાના એલચીઓ મોકલ્યા અને તેણીએ સ્કૉટલંડ આવ્યા પછી શું શું કરવું તે બેહુ ટોળીવાળાઓએ પોતપોતાના લાભની માંગણીઓ કીધી હતી. રાણી કેથેરાઇન જે હજી મેરીની અદેખી હતી, તેણીએબી સુચના કીધી કે હવે મેરી ફ્રાન્સ માં રેહે તે કરતાં પોતાને દેશ જાય તો સારૂં. મેરી ફ્રાન્સમાંથી જવાને ઘણી નાખુશ હતી. સ્કૉટલંડ તો તેણીએ બચપણમાં છોડયું હતું, તેથી તે દેશ તેણીને અજાણ્યો જેવો હતો. એમ છતાં મેરીએ જોયું કે હવે પોતાને દેશ જવાની આનાકાની કરવામાં કંઇ સાર ન હોતો.

સ્કૉટલંડ જવાની તૈયારીઓ કરવા માંડી તે વખતે તેણી અટાર ઓગણીસ વરશની હતી, અને યુરોપના ઘણા રાજાઓ તેણીનો હાથ મેળવવાને ઉમેદવાર હતા. રાણી કેથેરાઇન અને દરબારના બીજા ઉમરાવો જે તેણીના દુશ્મનો હતા તેઓ તેણીને દુઃખ દેવાને ઘણું કરતા, પણ મેરીનો સૌથી મોટો દુશમન તેણીની પીતરાઇ ઇંગલંડની રાણી ઇલીઝાબેથ હતી.

ઇલીઝાબેથ મેરીની દુશમન હતી તેનાં ઘણાં કારણો હતાં. પેહેલું તો એકે મેરી ઇંગલંડની ગાદીપરબી પોતાનો દાવો કરતી. ઇલીઝાબેથની મા સાથ ઇંગલંડના રાજા હેનરી આઠમાનાં લગન ખરાં ગણાય કે નહી તે મોટો વાંધો હતો. જો તે લગન ખોટાં ઠરે તો ઇંગલંડની ગાદી મેરીને મળે તેમ હતું, કેમકે મેરીની બપાઇ તે હેનરી આઠમાની બેહેન થતી હતી, અને મેરી કરતાં વધારે નજદીકનું સગું કોઇ ન હોતું. વળી જયારે મેરીની માનાં મોત પછી ઇંગલંડ ની સરકાર સ્કૉટલંડની ટોળીવાળાઓમાં સમજુતી કરાવા વચ્ચે પડી હતી, ત્યારે એક લખત એવુંબી દાખલ કીધું હતું કે મેરીએ ઇંગ્રેજી રાજપર કંઇ હક રાખવો નહી. આ લખત મેરીની સહી કરવાને માટે ફ્રાન્સ મોકલવામાં આવ્યું હતું. પણ મેરીએ તે લખતપર સહી કરવાને સાફ ના પાડી. તેથીબી ઇલીઝાબેડ મેરીની દુશમન થયલી હતી.

હવે જયારે મેરી ફ્રાન્સથી સ્કૉટલંડ જવાની હતી, ત્યારે તેણીને વિચાર આવ્યો કે ઇલીઝાબેડ, તેણીને સ્કૉટલંડ જતાં રસ્તામાં કંઇ અડચણ કરે, કેમકે ઇંગ્લીશ હદમાં થઇને જવાનું હતું. તેથી મેરીએ જવા અગાડી ઇલીઝાબેડ ને લખ્યું કે તેણીને સલામતી સાથ જવા દેવા માટે "પાસ" મોકલવી. પાછો જવાબ કેહવાડયો કે એવી કોઇ બી "પાસ" મોકલવામાં આવશે નહી, કેમકે મેરીએ ઇંગ્લીશ ગાદીપરનો દાવો છોડી દેવાને સહી કીધી ન હોતી. મેરીને આ જવાબથી ઘણું દુઃખ લાગું. તેણીએ ઇલીઝાબેડ ના એલચીને પોતાની આગળ હુપો બોલાવ્યો અને પછી આ મુજબ કહયું.

"ઇંગ્લીશ રાજપર મારો દાવો છે તે માટે મેં પોતે નહી પણ મારા સસરાએ અને બીજાઓએ ખટપટ કીધી હતી. મારો હક છોડી દેવો અથવા નહી, તે હું હવે સ્કૉટલંડ જઇને મારી પારલ્યામેંટ સાથ મસલત કરીશ. કેમકે એ કંઇ મારી એકલીને લગતી નહી, પણ આમાં રાજને લગતી બાબત છે. હું ઘણી દલગીર છું કે મેં ઇલીઝાબેડની રજા મંગાવી. મને એવી રજા મંગાવાની કંઇજ જરૂર ન હોતી. કેમકે હુંબી ઇલીઝાબેઠની બરાબરના દરજાની છું, તો જો કે હું જાણું છું કે હુશીયારી અને અનુભવમાં હું તેણીની બરાબર નથી. મને ઘણી વખત કેહવામાં આવ્યું હતું કે મારી સગી મારી સાથે દોસ્તી રાખવાને ખુશી છે. પણ મને હવે માલમ પડયું કે તેણીનું મન મારા તરફ કેવું છે. જો મેં જવાની તૈયારી નહી કીધી હોતે તો હું વખતે સ્કૉટલંડ જવાનો વીચાર માંડી વાળતે. પણ હવે મેં જવાનો ઠરાવ કીધોછે. અને હું આશા રાખું છું કે તેણીના હદના દરીયામાંથી હું સહી સલામત મારે દેશ જઇ પોંહચીશ. જો કમનસીબે પવન સારો નહી હશે, અને હું તેણીના હાથમાં એક કેદી થઇ પડીશ તો તેમ અને કદી ઇલીઝાબેડ મારી જીંદગીબી લેશે તો કંઇ મને અડચણ નથી. કેમકે મને હવે મારી જીંદગી ની દરકાર નથી. તે મારે મનથી એક બોજા જેવી છે."

ઇલીઝાબેથે પોતાના એલચીની મારફતે મેરીના પ્રોટેસ્ટંટ ધર્મ વીશેના વીચાર પુછાવ્યા હતા. કેમકે ઇલીઝાબેથને કેથોલીક પંથપર ધીક્કાર હતો. એ બાબતમાં પણ મેરીએ હીમત ભરેલો જવાબ કેહડાવ્યો. તે બોલી કે "હું કેથોલીક તરીકે જન્મી છું. અને તેજ પંથમાં ઉછરી છું. તેથી જીવશ ત્યાંસુધી તેજ પંથ મુજબ ચાલીશ. મારી રૈયતને સૌની મરજી મુજબ ધર્મ પાળવાની છુટ છે. તે બાબદમાં હું વચ્ચે પડશ નહી, પણ હવે હું પ્રોટેસ્ટંટ ધર્મ પાળું તો મારી પ્રજા મને ધસુપચુ મનની ધારે અને પછી કોઇબી બાબતમાં મારો હોકમ માને નહી. હું કાંઇ ધર્મની બાબદ માં વીદવાન નથી કે તકરાર કરી શકું; પણ મને પોતાનો ધર્મ બદલવાને કંઇજ કારણ નથી." (સાંધણ છે).

D. B. N.—(અમદાવાદ.)

# જ્ઞાનની મોજ.

આપણી જીંદગીના હરેક પ્રસંગમાં જ્ઞાન મેળવવા નો ઉધમ આપણાં મનને અતિશ્ય ખુશી આપેછે. પણ જવાનીના વખતમાં એ ઉધમ વધારે સંતોષકારક રહેછે. એજ પ્રસંગપર જ્ઞાન મેળવવાની ખુશી નવાઇયુકત રહે છે; એ વખતે તેઓની જીજ્ઞાસા અને ખ્યાલો ઉગી નિકળે છે; અને ભવિશ્યમાં નામવરી અને ઉપ્યોગપણું મેળવવા ના આગ્રહમાં અંતઃકરણ ખિલેછે. માન વિદ્દાતા હાંસલ કરવાનો ઉમંગ પણ આ વેળા ભારે રહેછે. આવાં જવા નો એથી સારી રીતે કેળવાયછે, અને આવાં જ્ઞાનથી જો ચડતો દરજજો મેળવાતો નથી તોપણ માણસાઇને

શિંગાર તો પમાડે છેજ; એ વતરોગે ફુરસદ અને રાહેતના વખતમાં એક ઘણી ખુબી ભરી રોકાવટ સાથે ઘરસંસાર ની સ્થિતીમાં સ્વચ્છતા અને નિરદોષપણું નિપજાવેછે.

પણ સૃષ્ટિના કાયદાઓનું, મનશક્તિનું તેમજ ધર્મ તત્વનું જે ચડતા દરજ્જાનું જ્ઞાન જવાનીમાં જ્યારે મેળ વવામાં આવેછે ત્યારે વધારે ઉત્તમ પ્રકારની ગંભિર ખુશી હાંસલ થાયછે. બચગિમાં જે બાબતો ગોયા વાદળથી ઘેરાયલી આપણી નજરે લાગેછે તે હવે વધારે ખુલ્લી દેખાવા લાગેછે. જે દુનિયામાં આપણે વસિએ છિયે તેની તાજુબીઓ આપણી નજર આગળ ખુલતી જાયછે, તેમજ આપણા સંબંધની સઘળી ચીજોપરની અવલોકનની શક્તિ વૃદ્ધિ પામેછે, અને ખુદાએ સરજાવેલી સૃષ્ટિને ચલાવનારા સાદા પણ મહાભારત કાયદાઓ જ્યારે આપણ વહેલાં સમજતાં થઇએ છિયે ત્યારે આપણા પેદા કરનારે માણસોને કેવી ચડતી સ્થિતીમાં મેલ્યાંછે તેની આપણને સમજ પડેછે.

જીંદગીના એજ ભાગમાં જવાનોનું ભવિષ્યકાળ કેવું નિવડશે તે પ્રત્યની ઉમેદો અથવા ફીકરો પેદા પડેછે. પરંતુ કેટલાંક મનો એવા નબળાં અને મંદ હોયછે કે આવા પ્રસંગમાં ઉપરના જેવી રોકાણોમાં ખુશાલી પ્રાપ્ત થતી નથી, કે આવી ખુબીદાર શિખામણની ગફલતભર્યાં મનને અસર થતી નથી, યાતો પરવરદેગારના ઇરાદાઓ ઉપરનો પદડો ઉંઘડેલો નજરે પડી શકતો નથી, અથવા તો આવી ખુલાવટથી મન પિગળતું નથી. આવા પ્રકાર નું મન જે ઉત્તમ લાભો તેના કબજામાં છે તેનો તિરસ્કાર કરી બુરા લપંટમાં પડેછે. એથી ઉલટું, જેઓનાં મન જ્ઞાન સંપાદન કરવાને તથા ઉત્તમ પ્રકારની કસરતો ચલા વવામાં સામર્થવન રહેછે તેઓનાં ભવિષ્ય વિષે આપણે ઘણું માનભરેલું મત બાંધી શકિયે છિયે. આવી વર્ત ણુક જવાનીને ઘણીજ છાજતી છે, અને તે પુખ્ત ઉમરને કાજે મોટી ઉમેદ આપેછે. એવાંઓને માટે કંઇ નહિ તો સદગુણભર્યાં સુખવાળી જીંદગીની ઉમેદ રાખી શકાયછે, અને તેઓને ઉપોગપણું અને આહોઝલાલી સાધારણ કરતાં વધારે હાંસલ થશે એવી કલ્પના બાંધી શકિયે છિયે.

એ ઉપરાંત એવાંઓ જ્ઞાન મેળવવાને આગ્રહ રાખે છે તેથી તેઓને સુખની તેમજ કીર્તિની પ્રાપ્તિ થવી જોઇએ. "એક હાથ ઉપર લાંબી જીંદગીની ખાતરી રહેછે, અને બીજા હાથ ઉપર દોલત અને કીર્તિ વસેછે." જે સેહેજ જ્ઞાન પળવારની ગમત આપેછે તેમાં સરસાઇ બતાવવાનું પણ ઇજતભર્યું છે, પણ જે ચડતા પ્રકારની વિદ્યાથી માણસજાતના આભૂષણમાં વધારો થાયછે, તથા તેનો દરજ્જો ચઢેછે તેવી વિદ્યા સંપાદન કરવાનું કામ ઘણું વધારે કિંમતી રહેછે. આથી ઘણાં ખુણે પડેલાં માણસો પણ જાહેરમાં આવેછે, અને આવા ઉદ્યોગ વડે તેઓ ઘણા ચડતા ઓહ્દા મેળવી શકેછે; અને તે સાથે પોતાનાં દીલને દીલાસો મળેછે કે એ ફળ તેઓના શ્રમને લીધે ખુદાતાલાના ખજાનાંમાંથી મેળવેલુંછે, પણ પરિપૂર્વ કાળના દાહ્યા લોકોએ જે પ્રાક્રમો બજા લાવવામાં પોતાની સઘળી ચાળાકી અને લક્ષ પુરો કર્યો હતો એવી સૌથી ઉત્તમ બાબતોમાં સરસાઇ મેળવવાને જેઓ ચઢતાંમાં ચઢતાં જ્ઞાનનું ખંડણ-કરેછે તેઓ સૌથી શ્રેષ્ટ દરજ્જાને લાયક ઠરેછે.

અગર પુરાતન વખ્તમાં થઇ ગયલા વીર પૂરૂષોએ લડાઇ અને લોભનાં કાર્યોમાં કોઇ પણ મહિમા મેળવવાની બકાત રાખી નથી, તેથી આજના દહાડાઓમાં આપણી નજર ફેરવાઇને ધર્મને તથા સંસારી હાલતને લગતી તેમજ બીજા ચઢતા પ્રકારના સુંદર જ્ઞાનના વિષયો ઉપર આપણું લક્ષ દોરવાયાથી વધારે સ્વચ્છ અને માનવી જાતને બોહોળા લાભો કરનારી કીર્ત્તિ સંપાદન કરવાને લાયક થઇ પડેછે. આ છેલ્લી કીસમની કીર્ત્તિ કે જે અસલના લોકોએ પણ મેળવી હતી તે વિષે આપણને એવો વિચાર પેદા થાયછે કે એવા પ્રકારનું સઘણું માન ગુનાહ કર્યા વગર તથા દીલમાં પશ્ચાતાપ કર્યા વગર મેળવી શકાયછે. વળી આવી કીર્ત્તિના સંબંધમાં આપણ ને એવું મજબુત ભાંસેછે કે તે કોઇ કાળે પણ ફના થાય એવી નથી. એજ પ્રકારની કીર્ત્તિ સૌથી ગરિબડાં માણસ ને કાયમની આહોઝલાલી બક્ષેછે અને વળી એ કીર્ત્તિ એવીછે કે આવતા જમાનાનાં સઘળાં ઉધરતાં માણસો, મરદો યા ઓરતો તે સંપાદન કરવાને સૌથી મોટી ઉમંગ બતાવી શકશે.

આથી એવું ઠરેછે કે જ્ઞાન અને દાનાઇવ્રત માત્ર સૃષ્ટિના માલેકની ભલાઇ અને ડાહ્યાપણની શોધ પછવાડે વાપરવી જોઇએ. એ ઉપરથી વળી સાર એવો નિકળેછે કે હરેક વિદ્યાનો અભ્યાસ કરતાં આપણા પગ આગળ એક ઝાડ ઉગેછે ત્યાંથી પકડીને આસમાનના આફતાબો તથા સીતારાઓ જે પોતાનું કાર્ય ચુપકીદીથી ભરેલી મહા પ્રતાપિ રીતથી બજાવ્યા જાયછે તેવા અનિઠ હદની જગ્યા પ્રત્યનો બહુ ખુબીદાર ધર્મની યાદ આપેછે.

આવા વધતાંને વધતાં જ્ઞાનનાં બળ વડે મનુષ્ય જાતનાં દુઃખ અને દલિદ્રતાનો અટકાવ થતો જશે, એટલુંજ નહિ પણ હરેક વિદ્યાનો શોધ કરનાર અંતના કાળ સુધી લોકોની સુખાકારી અને આબાદીનો અખૂટ વધારો કર્યા જતાં ખુદાતાલાના અતિ પ્રેમ અને મહેરના અજવાળાંથી પ્રકાશિત થશે, તથા જે રાજાઓ અને સેહેનશાહાઓ જે પરિણામો નહિ મેળવી શકશે એવડાં મહત્વનાં પરિણામો મેળી જશે. આવાં ઇનસાનના ઉદ્યમ આગળ ઇશ્વરની મહાન શક્તિ પ્રગટ થતી રહેશે, અને એવા ઉદ્યમમાં રોકાયલાં માણસો સૃષ્ટિની હૈયાતી સુધી ખુદ પરવરદેગારની નજદીક માં વસી શકે એવા જયના ભંડાર ભર્યાં જશે.

સુ. દી. તા.—(વડોદરા.)

# પરોપકારી પીરોજા.

## એક નવી સંસારી વાર્તા.

(સ્રી બોધને માટે ખાસ.)

લખનાર—"એક જરતોસ્તી બાનુ."

મહીરામાંથી ગુલને ઝાઝું ઠીક પડયું નહી. તેને બોલકની ને હસ્તી રમતી જોવાને બદલે ગુગી મંતર ને

બલીયલ જોઇ સર્વ કોઇ અજબ થઇ પુછતાં કે "શું થયું ગુલ ? તને છે શું ? કંઇ સમજ પડે ? એવી કુંવરી તું કયે દહાડે હતી ?" પણ ગુલ તે સર્વ સવાલનો ટુકમાંજ જવાબ દેતી જે "હોય શું વળી ?-કંઇબી નથી."

એક દીને પીરોજાએ એકાંતમાં પોતાની બેહનને પુછવાની તક સાંધી. "ખરૂં કેહ બેહન. જો તું મને કેહશે તો તેમાં તુંને કંઇ નુકસાન થવાનું નથી. હું તો તુંને સારીજ સલાહ આપશ, મારે તારાં મનમાં શું બીના છે તે જણાવ. હમણાની તું તારે સાસરેથી આવીછ ત્યારની તારી હાલત ઉપરથી માલમ પડેચ કે કંઇબી તારા મગજ પર ભાર પડેલોછે તે શું છે તેથી મને વાકેફ કર વહાલી બેન." આ સાંભળી ગુલનું હૈયું પીગલયું અને તેણે પોતાની સર્વે બીના કહી દેવાને મન કીધું પણ તુરતજ તેણીને પાછો કંઇ વીચાર આવી ગયો જેથી પોતાની આંખ માંના પાણીના ટતરા ઉડારી નાખતા બોલી. "તમુને શું એટલીબધી પંચાત ? એ તમે બધા જણ એ મીશાલ મારી પુઠે શું લાગાછ ? કોઇ કેહશે હસ્તી નહી, બીજા કેહશે બોલતી નહી, ત્રીજા કેહશે એનાં મનમાં કંઇ છે. બલેલું એમ તે કેમ રેહવાય ? જાંહાં જાય તાંહાં આગ ને આગજ.

પીરોજા—મારી વહાલી બેન, તું હાથે કરી તારા જીવને બાલેછ. જરા હું તો ખુલાસો પુછુંછ કે જેમાંથી તુંનેબી વખતે ફાયદો થાય.

ગુલ—પણ મને કંઇ ફાયદો ને ગેરફાયદો જોઇતો નથી. હું મારા જીવની ધણી છું. કંઇ બીજા નથી.

પીરોજા—ઠીક છે ત્યારે. હું કંઇ જાણવા માગતીબી નથી. અમસયો તારો જીવ ના દુખવ. પણ જો ગુલ, તું જરા ખુશ મીજાજ રાખ; એમ ખાંઉકડું જેવો મીજાજ ના રાખ.

ગુલ—ચાલોની વારૂં એમ તો એમ. હવેથી ખુશ મીજાજી થવશ એટલે બસ કેની ? પણ શું કરૂં મારેથી મીઠો સ્વભાવ રખાતોજ નથી ?

પીરોજા—તું તેને તારી એક ફરજ ગણ કે ખુશ મીજાજ તે એક ફરજીયાત ગુણ છે ને તે દરેક જણે ધરાવવો જોઇએ, એવી હમેશ કાલજી રાખ ને પછી જોકે તેની અસર જરૂર થશેજ. ખુશ મીજાજની ખુબીજ કંઇ અજબ ચમતકારી છે. એક ખુશ મીજાજી માણસ પોતે આનંદી રહેછ. એટલુંજ નથી, પણ તે પોતાની આસપાસના બીજા સર્વેને સુખી ને આનંદી કરેછ. એટલે તે ગુણ ગોયા એક પરોપકારી ધરમી દાતા જેવો છે.

ગુલ—ઓહો એટલુંબધું તે શું ! એમાં તેણે શું ધરમ કીધો ?

પીરોજા—એજ કે આનંદિ સ્વભાવના માણસો બીજાં દુખી સુખી ઇનસાનોના જીવને આરામ બક્ષેછ તે કંઇ થોડું નથી. ખુશ મીજાજ તો એમ સમજ કે એક નસીહતરૂપી અને તનદરસ્તીકારક દવા છે, એક મનનું ઉતમમાં ઉતમ મહોટાપણું છે. તે એક પસંદ પડતું જોર છે કે જે કંઇબી દુખ દલગીરીનો ભાર આવી પડેછ તો પોતે ખમી શકેછ ને નબલાં તથા બલીપણાને ટેકો ને દીલાશો આપેછ.

ગુલ—તે ખરી વાત પણ જેને કંઇ દુખ ને બલાપો નહી તે ખુશ મીજાજી રહી શકે યા થઇ શકે. પણ મારા જેવી મુસીબતોમાં આવી પડેલાંથી કંઇ તેમ થવાય નહી.

પીરોજા—નહી વહાલી બેન તું ભુલેછ. ખુશ મીજાજી માણસો કંઇ જીંદગીની મુસીબતો નથી જાણતાં એમ ના સમજતી. તેઓનેબી મુશકેલી અને આફતો કોઇને કોઇ રીતે નડેછ, તોપણ તેથી હાર ખાઇ તેઓ પીઠ ફેરવતાં નથી, અને ધીરજથી ખમેછ અને તે મુસીબતોને હઠાવી પોતે સામા ઉગી નીકળેછ. ખુશ મીજાજ, સારી ખશલત, સ્થીર ને શાંત મન, ને ખુલ્લા વાજબી ઇનસાફનો ગોયા સુખી મેલાપ છે કે જે અખતીયાર કીધાથી ઇનસાનોના હૈડાં ખુશી ખુરમી ભરયાં ને હસતાં હલરતાં રહેછે, પણ તેથી ઉલટુંજ પાજી, દામાંડોલ, ને ચીડાઉ સ્વભાવનું પરીણામ આવેછ. તેવા સ્વભાવનું માણસ પોતે દુખી થાય ને બીજાને દુખી કરેછ, મારે મારી વહાલી બેહન હું ચાહુંછ કે જે મુસીબત તારોપર છે એમ તું કહેય તે તારા હાથે કરીને તેં નહી હોરી લીધી હોય.

ગુલ—નહી બેહન, તેનું કારણ હું પોતેબી જાણતી નથી પણ તે બીનાને લીધેજ હું આકલી કેહવાતી હતી તેમાં હવે વધુ ચીંડાઉ થઇછ.

પીરોજાએ ગંભીર થઇ પુછ્યું અને તે કારણ શોધી કાડવાની તેં કંઇ કોશીશ કીધીછ ગુલ ?

ગુલ—કોશીશ શું કરૂં ? મને તો એવું જીઠું મુજપર જોરી કાટનાર ઉપર એવી ચીહીડ લાગેછ કે જાણે તે લોકની જીભજ કાપી નાખું. કોણ જાણે કોણ કમબખ્તે એવી કંઇ ચીઠી લખીને નાખેલી તે મારા કાવસજીને રાંધણીમાથી મલી ! તે પરથી તેવણ તો કેહરે મોહડાં શું શું ભાવે, તેવું તરેહ તરેહનું બોલીને મને સતાવેછ, તેથી મને તો એની સાથ એક બોલબી બોલવા હવે ગમતો નથી, ને ધીક્કાર છુટેછ.

આટલું બોલતાં ગુલની આંખમાંથી આંસુની ધાર વેહવા લાગી. તે નુછતાં નુછતાં તેણીએ પોતાની છાતીનો ભાર પોતાની હેતાલી બેન આગલ ખાલી કીધો. આ બધું ધીરજ અને દીલગીરી સાથે પીરોજાએ સાંભળયું અને પછી બોલી "ખમીત ગુલાં, આ ઘણી ગંભીર બાબત છે, અને તે છુપી રાખવામાં હું ધારૂછ કે તેં દહા પણ વાપરયુંછ. તોપણ તેટલાંથી કંઇ એ મામલો સુધ રવાનો નથી. ત્યારે બનતી જોગવાઇએ અને મલી આવતી તકે તારાં નીરદોશપણાં વીશે કાલીની ખાતરી કરવી જોઇએ અને તેનો વીશવાશ મેળવવો જોઇએ અને તે મુઇ ચીઠી લખનારને ઘટતી સજાએ પુગાડવાનું તમો બંનેએ માથે લેઇ પકડી કાડવો જોઇએ. તું જો તેની સાથ રૂસાઇ રેહશે તો કંઇ ફાયદો નથી થવાનો ગુલ."

"પણ કરૂં શું ?" ગુલે ચીંતાતુર થઇ પુછયું. "એવણ તો કેહજે પેહલાં તારી પાસ બીજી ત્રણ ચાર ચીઠીઓ છે તે લાવ ને પછી બીજી વાત કર. મેં ઘણુંબી પેહલાં તો સમજાવયું કે ચીઠીઓ શું ને વાત શું ! બના

જાણે મારી! હું તો કંઇ જાણતી નહી. ત્યારે કાલી કેહજે એમાં સાફ લખેલુંછે ને તું નાસુકર જાયછ ત્યારે હવે કેમ કરૂં?"

પીરોજા—"ત્યારે સમજ ગુલ મેં તુને અગાઉ કહ્યું તેમ શાંત ને મજબુત મન રાખ ને તે જે કંઇ કેહે બોલે તે પછી ગમે તેવું સખત હોય તોબી તે બધુ સમજયા પછી તું તારો ખુલાસો તેને કહેજે અને હું ધારૂંછ કે તેનું પરીણામ કંઇ સારૂંજ આવશે. વળી ત્રણ ચાર દીવસ તું અંહી રહેલીછે, પણ જો તું વેહલી પાછી જાય તો સારૂં નહી તો એ ત્રરાકમાંથી વધારે થઇ જતાં વાર નહી લાગશે ને તેનું પરીણામ તમો બંનેને દુખી કરશે."

"ત્યારે શું કરૂં! આજે સાંજનાજ જાઉં! ને જોઇએ કે શું થાયછ," ગુલે કહયું. અને પોતાની માતાની રજા લઇ તેણી સાંજના ચાર વાગે લગાર ખુલ્લાં ને હલકાં મન તથા મજબુત ને સંગીન વીચારો સાથે પોતાને સાસરે ગઇ.

તેણીના જવા પછી ટપાલવાળો કાગળ લાવ્યો જે પીરોજાને નામનું હતું. પીરોજા કાગળ ઉખેડી વાંચતી હતી તે વખતે તેણીના ચેહરાપર ફીકરને દીલગીરીનો છાપ તેણીની માતાએ જોયો. "શું છે માય, પીલાં! સહુ સારૂં છેની!" તેવણે અધીરાઇથી પુછ્યું "પાહાલનશાહ, શીયાવક્ષ સહુ સારી પહેછે કેની!"

પીરોજા ડોકું ધુનાવી ગમખાર સાદે બોલી "નહી માયજી, મારો શીયાવક્ષ એકાએક સીક થઇ ગયોછ શું હશે! અંહીથી તો સાજો તાજો બાંપને મળવા ગયો ને એકાએક શું થઇ ગયું!

પાહાલનશાહ લખેછ કે ખરાબ ઝેરી તાપ છે, તેથી એકદમ આવો. માયજી હું તો આજનીજ ટ્રેનમાં જાઉંછ. મારા કાકા સસરા ફરદુનજીબી આવેલાછે. ખુદા શરમ આબરૂ રાખે તો સારૂં.

એમ બોલી પીરોજા મુસાફરીની તૈયારી કરવા પડી. શીયાવક્ષ પીરોજાનો સાવકો દીકરો હતો, તે તેણીને ઘણો વહાલો હતો. તેણી તે બાળકને પોતાના સમાન ચાહવા શીખી હતી. તે એવી સરસ રીત એ બાળક બેટાની માવ જતને જતનથી તેને માયા પ્રીત રાખતી કે કોઇબી તેઓને સાવકાં મા દીકરાં સમજે નહી. તેણીના પોતાનાબી બે ભુલકાં હતાં, પણ તેથી કંઇ શીઆવક્ષ તરફની ફરજ તે ચુકતી નહી હતી. અને તેની કેળવણી પાછળ ઘણી ખંતી રેહતી. એ શીઆવક્ષને તેની માતા સાત વરસનો મેલી આ ફાની જાહાન તજી ગઇ હતી. પણ પીરોજાએ તેને એક માતાનો અવેજ આપી ઘણી લાયક રીતે ઉધાર્યો. સ્કુલની કેળવણી માટે તેને મુંબઇમાં પીરોજાએ પોતાની માતાના હસતકમાં રાખ્યો કે જયાં તેણીના ભાઇઓ તેની કેળવણી ઉપર દેખરેખ રાખતા હતા. મે માસની ગરમીની રજા હોવાથી તે જેમ દર સાલ પોતાના બાપને મલવા આગરે જતો તેમ આ વર્ષેબી ગયો. ત્યાં તેને બોખાર આવી. પાહાલનશાહે પોતેજ દવા આપી ને બે ચાર દીવશમાં તો શીઆવક્ષ પાછો હુશીઆર થયો. અને જેમ ગમે તેમ ખાવા પીવા ને મજા કરવા લાગો, જેમાં ત્યાંના થંડક આપનારાં ખરબુજાં ને તરબુજ મુખ્ય હતાં. પણ તેનો હદથી જયાદા તેણે ઉપયોગ કીધો અને તેનાં પરીણામમાં ગયલી તાપ પાછી ઘણાં જોરથી આવી.

પીરોજા ત્યાં જંઇ જોએછ શું કે આ ઉધરતો જવાન બેટો ગોયા મોતનાં મોહમાં છે અને તેના બચવાની ડાક્ટરેબી આશા મુકી. એવી મુરદાં સરીખી બેશુધ હાલતમાં તે ત્રણ ચાર દીવસ સુધી પડી રહયો અને ત્યાર પછી ખુદાવનતાલાની મેહરથી તે ધીમે ધીમે સાજો થતો ગયો. ને એક મહીનામાં તો તેવી ભયંકાર બીમારી પછી પાછો હસતો રમતો મુંબઇ ગયો કે સ્કુલના દીવસ વધારે ભાગે નહી.

"આ હા! શું તારી જેહમત ને ખંત પીલાં! આફ્રીન છે!" એક દીવસ બપોરના ખાનુ ખાઇ રહ્યા પછી બધાં વાતે બેઠાં ત્યારે ફરદુનજી કાકા ઘણા સંતોશ પામી બોલ્યા. "વખતસર દવા ને સુપ ને દુધ બસ બધું ટેમસર, જે તેં આવીને આપયું, ને ઉપરની ઉપર રહી જાતન કીધી, તોજ એ દીકરો જીવ્યો બાકી, પાહલી, તમે ડાક્ટર લોકોએ જયારે ધાસતી આપી ત્યારે હું તો જાણે ઠારજ મારી નાખયો હોય એવો થઇ ગયો, કે અરે ખુદા એટલાને જીવાડ ને મારૂં મોત આપ કે હું સુખી થાઉં! તે ખુદાવનતાલાએ મારી અરજ કબુલ રાખી. તેનું મોટું હેશાન માનુંછ."

બુટા ફરદુનજી કાકા પોતાના પાક પેદા કરનારનો ઉપકાર માનતાં આજુ ભરી આંખોએ બોલ્યા. તેવણની એક પુરી દીકરી નાજાં તેજ શીઆવક્ષની મરનાર માતા હતી અને જયારે તે વ્હાલી દીકરીથી મોતના જાલમ હાથે જુદાઇ કરાવી, ત્યાર પછી તેવણે પોતાનો બધો પયાર તેણીના બચાંમાં મુકયો ને તેને જીગરનાં હેતથી ચાહવા લાગા. હમણા જયારે શીઆવક્ષ પોતાના બાપને ત્યાં છુટીના દીવસો ગુજારવા આવ્યો ત્યારે તેવણ તેને મલવા માટે ખાસ ફીરોજપોર વેરથી આવ્યા હતા.

ફીરોજપોરમાં તેઓનું યુરોપ શાપ હતું. અગાઉ એવાં તેવણના બીજાં ચાર પાંચ દુકાનો લાહોર, દીલહી, આગરા, વગરેમાં હતાં અને તેમાં તથા બીજા દેશાવરો સાથના બોહલા વેપારમાં તેવણે સારૂં નાણું પેદા કરયું હતું પણ પાછલથી તેવણને તેમાં ખોટ જવાથી બધાં કાઢી નાખી ફકટ એકજ રાખ્યું હતું અને તે પોતે પ્રમાણીકપણે ચલાવતા હતા, જેથી ફાયદો થતો હતો.

બુઢા ફરદુનજીએ પોતાની માયા પુંજીની વારસ પોતાની એકપુરી દીકરી નાજાંને ઠરાવી હતી. પણ તેણીનાં દુખદાયક મરણ પછી શીયાવક્ષને તેવણ એટલો ચાહતા હતા કે પોતે હમેશ કહેતા જે મારૂં જે કંઇ છે તે મારા શીયાવક્ષનું છે. અને તે મુજબ તેવણે વીલ પણ કરયું હતું. હવે શીયાવક્ષ જે સખત બીમારી ભોગવી ઉઠયો ત્યાર પછી તેવણનો જીવ તેને માટે બહુ અધીરો બનયો. તેથી તેવણે પીરોજાને લગાર ગંભીરાઇથી કહયું: "જો દીકરા મારૂં માને તો તારાં માયજીપર લખ કે તેવણ જે નજીસ ગલીમાંનાં કંગાલ ઘેરમાં રેહેછ તે ખાલી કરે, નહી તો કે તું આપણા શાવી માટે કંઇ બીજો બંદોબસ્ત કર. એ જુવાન ખીલતું બચ્ચું આવી નકારી

તનદરૂસ્તી ભોગવે એ મારાથી દેખી શકાતું નથી. જરા કંઇ નજીવે બાહને એની તબીએત બીગડેછ ને કંઇ ખાધું પીધુંબી સદતું નથી. અરે! હમે એટલા હતા તારે પથરબી જેરવી નાખીયે, એવી દેહ હતી ને આએ તો ભલા માણસ કંઇજ નહી. એ શું?

પીરોજા—શું કરૂં કાકાજી મેં તો ઘણીબી વખત માયજીને સમજાયાં પણ એવણ કહેછ કે એટલાં ભાડાંમાં તો ઘણું ખરૂં તે લતાપર બધે એવુંજ ને બીજા લતાઓ પરબી સારી જગા મલવી મુશકેલ.

"અરે! તજારૂં ભલું થાય તમારૂં તો પાહલી," હવે ફરદુન કાકા પોતાના ભત્રીજા તરફ ફરી બોલ્યા, "શું તારેથી એટલું વધુ ભારૂં નહી અપાય? તારાં બચ્ચાંને ખાતર તુને આપવું સજાવાર છે. તેવણ બીચારાં ગરીબ બાઇ માણસ તે કયાંથી લાવે? તુને તો તેવણને મદદ કરવી જોઇયે."

"પાહલી—તેવણ તેવી મદદ કબુલ નથી રાખતાં જારે હું શું કરૂં?

"હા કાકાજી પાહલનશાહ કહેછ તે ખરૂં છે." પીરોજા બોલી ઉઠી.

"વારૂં ત્યારે એક કામ કરોની. તમારાં માય શું ભારૂં ભરેછ વારૂં?

પીરોજા—દશ રૂપયા. કે જે તેવણની ટુક ગુજાસ તરફ જોતા ઘણું છે.

"ઠીક છે ત્યારે" ફરદુનજી વીચાર કરીને બોલ્યા. "મારા એક દોસ્તનું ગઇ કાલેજ કાગળ આવ્યુંછ, તેમા લખેછ કે વાંદરે એક મજેનું ખુલ્લાં હવા પાણીવાળું ને આરેગમંથી ખુલ્લું એક ઘર એક જરથોસ્તીએ બંધાવ્યુંચ તેમાં દશ રૂપયામાં તો એવું સરસ ઘર વાપરેછ કે બોલવા ની વાત નહી. તેનો ત્રીજે માળ ઘેરવાળાએ પોતે રાખેલો છે, ને પેહલે માળે એ મારો ગરીબ પણ આબરૂદાર દોસ્ત રહેછ. એનોબી બીચારાનો સુથારનો ધંધો છે, ને જુલમ ચાલીસ પચાસ કમાયછ, પણ એવો હુશીયાર છે કે શું કેહું. અરે નજદીક પોના લાખની બીલડીંગ છે ને તેનું લેવા ચાહે તો ઘેરવાળાને ખાસસુ મજેનું સાહઠ સીતેર રૂપયા ભાડું ઉપજે. પણ નહી. બસ, તેનો ઇરાદો એવો કે આબરૂદાર ગરીબોને સસતે ભાડે રાખવાં. તેથી બે ગાળાનું ઘેર હતું તે બધું ભરાઇ ગયુંછ. ફકત બીજે માળો ખાલી છે: તેથી તમારાં માયજીને લખી જણાવો કે કોટનો લતો હવે છોડી દેવો ને પાછળથી એવું મલવું મુશકેલ પડશે. વાસ્તે ખાલી કરી તાંહાં જઇ રેહવો તો સારૂં."

પીરોજા—તે તો ખરૂં કાકાજી પણ ભાડું શું હશે.

ફરદુનજી—મેં કહયુંની કે દસ રૂપયા મારો દોસ્ત ભરેછ. તેજ તમારા માયજીનેબી ભરવું પડશે.

"ત્યારે તો ઘણુંજ સારૂ." એમ બોલતી પીરોજા ખુશીભર ઉઠી.

"ને વળી મારા દોસ્ત શાપુરજીપર હું લખશ કે અગવડ સગવડે જોઇતી મદદ કરે, તો તે ખુશીથી કરશે એવો આસામી છે," ફરદુનજીએ ઉમેર્યું. (સાધન છે.)

# દોરંગી દુનિયાંનાં દર્શનો.

## દર્શન ૮ મું.

### ખોરાકીની લૂટાલૂટ.

વાંચનારી બાનુઓ, આ પાસેનું ચિત્ર જુવો. "ખાવાને વાસ્તે જીવવું નહી પણ જીવવાને વાસ્તે ખાવું". એ દાનાવોની નસીહત છે; અને ખાનાં પીનાં બાબેના કાનુનો બલકે ખુદ વિવેક, એ કેહવત ઉપરથી જન્મ પામેલાંછે. ખાવા પીવા બાબે સંભાળ, તપાસ, ચાલાકી, ગ્નાન, વિદ્યા, અને હુન્નર સઘળા એ સિધાંતમાંથી જન્મ પામ્યાછે કે આપણે જીવવા સારૂં ખાવું છે, ખાવા સારૂં જીવવું નથી. એવી રીતે ખાવું કે જેથી તનદરોસ્તી બિગડે નહી પણ સુધરે, જેથી મોત નજદીક નહી આવે પણ દૂર જાય, જેથી જીંદગી લાંબી થાય અને આ દુનિયાંમાં જન્મ લીધેલો વ્યર્થ નહી જાય, એટલાજ માટે ખોરાકી ઉત પન્ન કરવા, ખીલવવા અને વધારવામાં આવેછે—ખોરાક પકાવવા તથા બનાવવાની વિદ્યા બનીછે—અને પકાવ્યા પછી ખાવા પીવાના કાયદા અને વિવેક બન્યાછે. ખોરાક આવે તેવો ખાઇ જવો એ જનાવરનું કામ છે—માણસ તો ખોરાક સમજણથી, સંભાળથી, આબરૂથી, મલાઝાથી ખાય તોજ માણસ કેહવાય. માણસે તો ખોરાક પોતે ખાવો અને બીજાઓને ખવાડવો એમ કાયદો છે. બીજાઓને ખોરાક પોંહચતો કરવો એ માણસનું મોટું પુન્ય પરમાર્થ થઇ પડયુંછે. બીજાંનો ખોરાક લૂટી લેવો એ મહા ઘાતકી પાપ ગણાયછે. પોતાના ખોરાકને માટે પણ વખતસર થોભવું અને મર્યાદાથી જમવા જવું—ખોરાક ઉપર લૂટાલૂટ કરવી નહી એ પણ માણસોનોજ કાયદો છે. આપણી મોટી જમનવાડમાં કેટલીકવાર લોકો જમવાની ઉતાવલ કરેછે અને દોડાદોડીથી ધસારો કરેછે તે અવિચારી અવિવેક આપણાં લોકોમાં હીણાયછે અને વાજબી ધિક્કાર પામેછે.

એ આપણી દુનિયાંનું એક ચિત્ર થયું પણ હવે આ બીજું ચિત્ર જુવો. તેબી માણસોનુંજ ચિત્ર છે, પણ શું તે માણસો જનાવર જેવાં નથી લાગતાં? જેમ એક ખોરાકનાં ટુકડા ઉપર કુત્રાં બિલાડાં લડેછે તેમ આ માણસો ખોરાકી ઉપર લૂટાલૂટ અને લડાલડી ચલાવીને જનાવર સરખા જંગલી અને હેવાનો સરખા ક્રૂર અને ઘાતકી નથી જણાતાં? અને તોપણ આ કોઇ સેહરાવેલું કલ્પિત ચિત્ર નથી. એ દુનિયામાં વખતે વખત બનતો ખરેખરો એક બનાવ છે. લડાઇના વખતમાં માણસો ઢોર બનેછે અને ઢોરનીજ પેઠે જે લૂટ અને ખૂનરેજી ચલાવેછે તેમાંની એક આ છે. અંહી વળી પાછા આપણ મુડદાંના ટગળા પડેલા જોઇયે છીયે. શા માટે? એક આખું લશકર, કદાચ એક આખી પ્રજા, ગમે તે હોય પણ હજારો માણસોનાં ખોરાક નાં ગાડાં પસાર થતાં હતાં તે ઉપર દુશમનો ઢોરની પેઠે ઉતરી પડયાછે અને તે અસબાબ લઇ જનારા તથા તેની રખેવાલી કરનારાઓ તે ખોરાકીનો બચાવ કરેછે. એમ કરતાં તેઓ લડેછે અને આમણસામણ

એહુના ઘણા જીવ ગયાછે. બંદુકો તથા પિસ્ટોલની ગોળીઓ ફેંકાયછે. આખા ઘોડા અને આખાં માણસોનાં શરીરમાં ભાળા ભોકી ઘાલ્યાછે અને તરવારો આરપાર પેસાડી દીધીછે. તનદરોસ્ત કદાવર માણસો જમીનદોસ્ત થઇ પડયાછે. બચાવ કરનારાઓ પોતાના, પોતાના જાતભાઇના પોતાનાં દેશના ગુજરાણ સારૂં લડેછે—કાંકે જો આ ખોરાક લુટાઇ જાય તો લશકર, દેશીઓ અને દેશ ભૂખે મરે. દુશમનોની મતલબ તે ખોરાક લૂટી લઇને તેમને ભૂખે મારવાની છે. જેઓની આ ખોરાકી છે તેઓને તથા તેમની આખી પ્રજાને ખાતાં પીતાં અટકાવી તેમનો નાશ કરવાનો ઘાતકી હેતુ આ દુશમનો ધરાવેછે. કોઇના પેટપર લાત મુકવી એ નીચ કામ ગણાયછે, પણ આ લોકો સેંકડો જણના પેટપર લાત મુકવાનાં ગુનેહગાર છે. એજ લોકો પોતાના દેશમાં લોકોને જમાડવાનાં મોટાં ધર્મખાતાંઓ કાહાડેછે અને તોપણ એજ લોકો અંહી સેંકડો માણસોનો ખોરાક અટકાવી તેમને ભૂખે મારવાના મહા પાપમાં હાથ ઘાલેછે અને પોતાના કીધેલા ધર્મને પોતાને હાથેજ ડુબાડી મારેછે.

પણ વળી આ ઘાતકી લૂટ, આ પાપી ખૂનરેજી, આ નીચ જાસ્તી સર્વ એ લૂટારાઓના દેશમાં વાજબી ગણાયછે. એ લૂટારાઓ દેશને બચાવનારા દેશહિતકારી પેહલવાનોમાં ખપેછે. આ ખૂનીઓ માન મેળવેછે, તેમને ખેતાબો મળેછે, તેઓ આ ખૂનરેજી ચલાવવા જાયછે ત્યારે ધન્યવાદ બોલાયછે અને તેઓ ખૂન કરી પાછા આવેછે ત્યારે તેમની કીર્તિ ગવાયછે. તેમને માટે ખોદાની પ્રાર્થનાઓ થાયછે અને તેમનો આખો દેશ તેમની ખૂનરેજીમાં ફતેહ ચાહવા માટે ધર્મનાં પાક નામની ધારી અને ખોદાના પાક નામની યાદ ચાહેછે. વાંચનાર પુછશે કે આવી જે દુનિયાં તે કેટલી દોરંગી હોવી જોઇએ?

---

## પરચુટણ બાબતો.

**કુત્રાની સમજશકતી**—એક દિને હેગન નામે એક પ્રશ્યન શેહરમાં એક કુત્રાનાં ભોંસવાથી એક રેલવે અમલદારનું ધ્યાન ખેંચાયું. તેના ભોંસવાની કંઇભી મતલબ છે એમ સમજીને તે તરફ કુત્રાની પુઠે પુઠે ગયો. માર્ગમાં રેલવેના પાટા ઉપર તેણે એક શેકારીને બેહોશ હાલતમાં પડેલો દીઠો. કુત્રો તેનોજ હતો. કુત્રો તે માણસની લાશ આગળ ઉભો રહ્યો, જે ઉપરથી તેની મતલબ સમજી જઇને પેલા અમલદારે શેકારીને લાઇન ઉપરથી ઉપાડી એક બાજુએ સુવાડયો. હજી તો આ કામ થયું નહી એટલામાં તેજ રસ્તેથી એક ત્રેન પસાર થઇ ગઇ. કુત્રાની સમજશકતીથી એ રીતે તેના શેઠનો જીવ બચ્યો.

---

**ખરા પ્યારની એક રમુજી વાર્તા**—જર્મની દેશના સ્પેયર નામે શેહર ખાતે હમણાજ એક નવાઇ સરખાં લગન થયાંછે. પરણનારે જોડું આજ લાંબી મુદતનું એક બીજા ઉપર ફિદા હતું, પણ નસીબ સંજોગથી તેઓ બંને એક બીજા સાથ પરણવાને બદલે તદન જુદાંજ વર અને બાયડીને બસ પડયાં. તેઓનાં સંસાર દુખમાં ગયા કે સુખમાં, તે જણાયું નથી. પણ રમુજી વાત તો એ છે કે જુવાની ગઇ, ભર જુવાની વિટી અને નાનપણનાં સુખના દિવસો પણ ગયા તે છતાં આ જોડું પોતાનો જુવાનીનો પ્યાર જીવતો રાખી શકયું, અને તેનીજ બરકતથી ઘડપણમાં પણ તેઓ એકેક સાથ જોડાંઇને જીંદગી ગુજારવાને શક્તિવાન થયાંછે. વાંચનારી બાનુઓને અચરત કરનારી વાત તો એ છે કે વરરાજાની ઉમર ૭૧ વર્ષની છે અને તેની નવી પરણેલી સ્ત્રી પણ તેટલીજ વયની છે! વરની બૈરી, અને બૈરીનો વર મરણ પામ્યાથી તેઓ બંને એકલવાયાં પડી ગયાં હતાં. એક દિને એક જાહેર મકાનમાં તેઓ બંને અકસ્માતિક રીતે એકઠાં મળી ગયાં, જે વેળા તેઓ વચેની અસલી મોહબતની યાદ પાછી તાજી કરવામાં આવી, જેનું શેવટ બંનેની રાજીખુશીથી ઘરડે ઘડપણનાં લગ્નમાં આવ્યુંછે! અસલી જર્મન કેહવત છે કે ખરો પ્યાર કદી મરી જતો નથી, અને તે કેહવત આ બે જર્મન નર નારીના બાબમાં બોલેબોલ ખરી પડીછે.

---

## ગરબીઓના એક જોડનાર વિષે ગરબી.

**નું રસારંગ-ગરબી-તાલ ધીમો ત્રિતાલો.**

(રાહ)—"સખિ ચાલોની, જોવાને જૈયેરે મહિમાં આજનો."

સુજ થા સુજની, ખંતે ગરબી ગાઇયે આજ 'ફિરોજ'ની;
આળસ તજની, જાણુ ફરજ બસ તારી આ નિતરોજની—ટેક.

ગુણ ઘર ઘર જેનાં હ્યાં ગાજે,
અતિ માન જીત્યું જેણે આજે;
યશવાન થયો એકાવાજે—સુજ થા સુજની० ૧
જશ લીધો જેણે જામ ભરી,
નિર્મળ નીતીનું નામ ભરી;
કવિતાથી દીધું દામ ભરી—સુજ થા સુજની० ૨
ધન નામ થયું જયવાન હવે,
મમ ખંતે પામ્યા માન હવે;
થઇ વળતા હ્યાં વિદ્વાન હવે—સુજ થા સુજની० ૩
ખુદ ખુદરત પણ બલહાર ખરી,
મતિ ભેજામાં નિત મર્મ ભરી;
તન તેજ ઉપર મન તેજ તરી—સુજ થા સુજની० ૪
ધન ધરણીપર અવતાર ખરો,
જય જય જય જય જયકાર ખરો;
દુઃખ ટાળી સુખ દેનાર ખરો—સુજ થા સુજની० ૫
ગુણ ગાયા તેં ગુણવાન તણા,
નહિ રાખી કાંઈ ખરેજ મણા;
સુખ જોજે ફત્તેહમંદ ઘણાં—સુજ થા સુજની० ૬
રચિ ગ્રંથ કવીતા તેં પોતે,
નિજ ગાંઠ થકી બહુ જર ખોતે;
ધન બોલે તુજ કૃત સૌ જોતે—સુજ થા સુજની० ૭
સત્કાર કરે સૌ જન શાણો,
મન સમજી મોતીનો દાણો;
કવિ-રણ કેરો તું સત રાણો—સુજ થા સુજની० ૮
તુજ નામ અહીં નિશ્ચળ રે'જો,
ધન-ધન સૌ જન તજને કે'જો;
કવિતા કેરો લ્હાવો લેજો—સુજ થા સુજની० ૯
કવિ કોમ મહીં કે'વાય ખરો,
નિર્મળ નીતી સજનાર નરો;
"દ્વિજજાન" દયાળુ દ્વાર ભરો—સુજ થા સુજની० ૧૦

દા० એ० તારાપોરવાળા.

---

મુંબઇ, દફતર આશકારા પ્રેસમાં એદલજી માણેકજી વાચ્છાએ છાપ્યુંછે. ઠે० કોટ:—કાવસજી પટેલ સ્ટ્રીટ, નાં० ૯૭.

# સ્ત્રીબોધ.

પુસતક ૩૫ સું. ફેબરવારી ૧૮૯૧ આંક ૨ જો.

## ભીખો ભરભરિયો.

અથવા

### કાળો, હાફુસ—બાહારથીજ કાળો, માહેથી મીઠો માવો.

એક વાર્તા.

---

### પ્રકરણ ૪૦ સું.

### યુસુફઅલીનો અણગમતો બદલી.

પેલી ચેકની ચોરી વિષે દાદા હરિના લક્ષમણે માત્ર ભીખા ભરભરિયાને મશખરીમાં પુછ્યું હતું કે "ભીખાજી, રખે આ ચોરી તેં કીધી હોય!" પણ આપણો ભીખો તો એ સવાલ પોતાની ઉપર ખરેખરો લઇ પડયો અને તેણે આફીસના ગભરાટમાં નવો ગભરાટ નાહકનો વધારી મેલ્યો.

લક્ષમણે તો હલુસેથી છુપ્યો ટાહુકો પુર્યો હતો, પણ ભીખો તો જાહેર રીતે બુમ મારી ઉઠયો. પેહલાં તો લક્ષમણ તરફ ફરીને ભીખાએ તેને ભખી ખાવા સરખા ડોળા ઘુરકયા. તેનો હસતો ચેહરો ફરમાઇ ગયો—તમે કેહશો કે તે લાજથી ફીકો પડીને ઝંખવાઇ ગયો. તેની મગરૂર ચશમોમાં ગુસાનો લાલ આતશ ચમકવા લાગ્યો અને તેનો દેખાવ, આવાજ, મિજાજ સઘળો ફેરવાઇ ગયો.

લક્ષમણ ભીખાનો આ ગુસો ચેતી ગયો અને પોતાનાં મનથી ઘણો પસ્તાયો. તેણે આ ચેકની ચોરીમાં ભીખા ભરભરિયાનું નામ અમસ્તુંજ બોલી દીધું હતું, પણ તે જાણતો હતો કે આમ બોલવામાં તેણે એ બિચારા ભોલા ભીખાને તેની આગળી જીંદગીની એવીજ કોઇ એક ભયંકાર ભૂલની નાપસંદ યાદ તાજી કીધી હતી.

"એ ચોંટી, કપાળની કાળી ટીલી ચોંટી તે જાય નહી, પછી જોઇયે તો મસ્કત જઇ આવો ને જોઇયે તો મખે હજ કરી આવો." ભીખો ભરભરિયો એક ભૂતની પેઠે છેડાઇને બડબડયો. "હું જાણતોતોજ કે એ ચોરી મારે ગળે આવવાની ને તે આવી. હું ધારતોતોજ કે મને ગળે પડવાના ને તે પડયા. એવું જો હું જાણતે કે આ પાપી કલંક મારાં કપાળે હંમેશનું ચોંટી રેહવાનું છે તો હું મસ્કતજ રેહતે ને કદી પાછો નહી ફરતે."

"હું માફ માગુંછું, દોસ્ત ભીખા" લક્ષમણ ઘણો નરમ પડીને ઘણાં દુઃખથી અને પસ્તાવાથી માફ માગવા લાગ્યો. "હું તો વગર વિચારે અમસ્થું ભલતુંજ મશખરીમાં બોલ્યો."

"હં! મશખરીમાં કે? ખરેખર?" ભીખો ભડકણ કાહાડવા લાગ્યો.

"હું ખરૂં કહુંછું, પ્યારા દોસ્ત." લક્ષમણ હજી પણ તેને સમજાવવા લાગ્યો. "મારા મનમાં જે ભલતું આવ્યું તે માત્ર વગર વિચારે હું બોલ્યો. મારાં મનમાં પાપ કાંઇ નથી. કાંઇ આગળી વાત યાદ દેવાડવાની મારી બીલકુલ ધારણા નહી હતી."

"પણ તેં યાદ તો દેવાડી. તે આગળી યાદને લીધે તો તું મારે વિષે બોલ્યો!" ભીખાજી હુજત કરવા લાગ્યો. "કોઇ બીજાને વાસ્તે તો નહી બોલ્યો! મારેજ વાસ્તે તું શું જોઇને બોલ્યો! પણ તારાં મનમાં આગળી યાદ તેં રાખી મુકેલીછે તેથીજ તું બોલ્યો."

"હું તો માત્ર હસ્યો."

"નહી, નહી, તેં તો પેલી મારી આગળી ચોરીની યાદ આપી." ભીખો વધારે જોસથી સઘળું કહી આપવા લાગ્યો. "કે જે વખતે મેં મારા શેઠ રામચંદ્ર વકીલની આફીસમાં એક કાગળની અંદરથી સો રૂપીયાની નોટ ઉચાપત કીધી હતી અને જેનો અન્યાય બિચારા સોલી દારાશાનાં ઉપર ઢલી પડયો તે મેં પડવા દીધો હતો. તે વખતે મેં ચોરી કીધી હતી તે ઉપરથી તું એમ ધારેછ કે આ વખતબી મેંજ ચોરી કીધી!"

"પણ તું આસ્તે બોલ. હલુ વાત કર. નહી જાણ તાંને જણાવેછ કે?" લક્ષમણે તેને ઘણો થંડો પાડયો.

"શું કામ આસ્તે બોલું! કોઇના બાપની ચોરી મારી છે કે? મેં ખરેખર ચોરી કીધી હોય તો હું આસ્તે બોલું."

"પણ હું આસ્તે બોલુંછુંકની? તેમ તુંબી આસ્તે વાત કર."

"તુંબી શું કામ આસ્તે બોલેછ? મોટે સાદે બોલતો કાં નહી! જા, જઇને ડંડેરો પીટાવ, ફરામરોજ શેઠને બોલાવ, જોઇયે તો મોટા શેઠને કહી આવ કે સાત વર્ષ ઉપર મેં ચોરી કીધી હતી વાસ્તે આજે પણ હુંજ ચોર છું."

લક્ષ્મણ બિચારો ખરેખર લજવાઇ ગયો. જ્યારે તેણે જોયું કે જેમ તે વધારે સમજાવેછે તેમ બીખો ઉસકેરાયછે ત્યારે તેણે વાત કરવાનાજ અખાડા કીધા અને ચુપચુપ પોતાની ટેબલમાં પોતાની જુદી બેસીને લખ્યા કીધું. બીખો એટલાંથી ધરાયો નહી. તેને કાંઇ કામ સુજયું નહી. તે પોતાનો પસીનો પસીનો થઇ ગયલો ચેહરો લુછતો લુછતો પેહલાં તો જરા વિચારમાં ઉભો રહ્યો, અને પછી લખવાનું મન કરી બેઠો ખરો, પણ તુર્તજ શાહીમાં બોળેલી તાજી કલમ તે હાથમાંથી ફેંકીને એક કુદકો મારી ઉઠયો અને આગળ મુકેલાં કાગળ ઉપર શાહીનાં ટીપકાં પડયાં તેની દરકાર કીધા વગર તે લાગલોજ ધસારાબંધ પોતાના શેઠ ફરામરોજ પાસે ગયો.

“સાહેબ, હું કેહવા આવ્યોછ કે આ તમારો ચેક મેં ચોર્યો નથી.” તે છાતી કાહડીને સીધો સડસડાટ ફરામરોજ આગળ બોલવા ઉભો.

તેના શેઠે તો ડધાઇને બીખાનો ચેહરોજ જોયા કીધો. બીખો કેવો ભરભરિયો છે તે અત્યારસુધીમાં ફરામરોજ ઓળખી ચુકયોછે અને તેનાં સાદાં ભોળાપણાંને ચાહેછે તેથીજ લખવાનાં કામમાં તેની સઘળી ભૂલો છતાં ફરામરોજ તેને આફીસમાં રાખેછે અને લઇ ચલાવેછે. બીખાના આ અજાયબ જેવાં ભડભડવા ઉપર ફરામરોજને હસવું આવ્યા વગર રહ્યું નહી.

“બીખાજી, પેલી ફારસી કેહવત છે તે તું જાણેછ?” તે હસીને બોલ્યો. “આપ રા ફજીયત દીગર રા નસીહત.”

બીખાની જાણે બળા ફારસી, કે બારસી શું! તે મસ્કતની મુસાફરી છતાં ફારસીથી અજ્ઞાન હતો.

“પણ, સાહેબ, હું કહુંછ સાફ હો કે તમારા ચેકને મેં હાથ લગાડયો નથી.” ફારસીની દરકાર કીધા વિના બીખો તો જે કેહવા આવ્યો હતો તેજ કેહવા પડયો. “હું સોગંદ ખાઇને કહુંછ કે મેં ચેક ચોર્યો નથી. મેં તો તે જોયોબી નથી. કાલે તમે આફીસમાં એક લખીને અંદરના ઓરડામાં લઇ ગયા ત્યારપછી તેનું શું થયું, તમે તે કયાં મુકયો, કોણને આપ્યો તે હું કશું જાણતો નથી.”

“પણ તુને પુછેછ કોણ કે તું એટલું બધું બોલેછ?” અંતે તેના શેઠે તેની ગંભીર દિલસોજી જોઇને પુછયું. “ચેક તેં ચોર્યો એમ કોઇના સ્વપ્નામાંબી નથી.”

“દાદા હરિનો લક્ષ્મણ મને ગળે પડેછ. તે મને ચોર સમજેછ.” બીખાએ રાવ કીધી.

હવે તો લક્ષ્મણ ખીજવાયો. તેનાં “મનમાં નહી—ચતમાં નહી” ને બીખો એટલીબધી રાવ શા માટે કરેછે! પણ ફરામરોજ બીખાપરથી લક્ષ્મણને અને લક્ષ્મણપરથી બીખાને જોવા પડયો.

“હું બીખાજીને કશું ગળે પડતોજ નથી, સાહેબ,” અંતે લક્ષ્મણને બોલવાની ફરજ પડી. “ખરી વાત એટલીજ છે કે બીખાજી મશ્કરી શું તે સમજતોજ નથી. હું તો માત્ર હસવામાં બોલ્યો, સાહેબ, અને તેબી એટલામાટે કે જ્યારે બીખાજી ખાનબાહદુર માણકશાહના પૈસા જાય તો ખુશી થાઉં એમ બોલ્યો અને પોતેજ કેહવા લાગ્યો કે ‘માકો કાકો એવો મખીચુસ છે કે તેના પૈસા હું પોતે ચોરવાને શરમાવું નહી,’ તે ઉપરથી મેં માત્ર મજાખ કીધી કે ‘ત્યારે તો તું ચોર હશે.’ એટલું મારું બોલવું એને લઇ પડવાનું શું કારણ?”

“બીખાજી, તારી જગ્યા ઉપર જઇને બેસ.” આ નજીવી પંચાત ઉપર હસીને હવે ફરામરોજે ફરમાવ્યું.

“બીખો ભુખે મરે તોબી ચોરી નથી કરવાનો સાહેબ” બીખો પોતાને માટે બોલ્યો. “જે પૈસા મારા નહી તેને હું હાથ લગાડવાનો નથી—મારા મખીચુસ માકા કાકાના હોય તોપણ નહી.”

“અલબત નહી, તું ચોર નથી.” ફરામરોજે તેને ધમકાવ્યો. “જા, હવે ગધેડો ના થા.”

“પણ સાહેબ તમારી પુરેપુરી ખાતરી તો થઇ? કાંઇ વેહમ તો નથી?”

“ખચીત નહી. બસ હવે જા. હું ઘણો કામમાં છું.”

બીખો હવે પોતાની છાતીથી ખલાસી પામી ખરાં દિલથી ખુશી થતો પાછો પોતાની જગ્યાએ ગયો, અને ફરામરોજ બીખાના સઘળા કંટાળા છતાં મનમાં હસ્યા વગર નહી રહ્યો કે બીખો ત્રીશ વર્ષની ભરતીમાં આવ્યોછે, પણ એક બચ્ચાં જેવો છે. આવા સાદાં માણસો કદી દુનિયાં સમજે નહી, પછી તેઓ ગમે એવા ઘરડા કાં નહી થાય?

થોડી મિનિટ ગઇ નહી એટલામાં કોઇ આફીસમાં મળવા આવ્યું. તે આવનાર કોઇ અજાણો હતો, પણ તદન બેગાનો નહી હતો. ફરામરોજ શેઠે તેને થોડાંક વર્ષ ઉપર દીઠો હતો. લક્ષ્મણ અને બીખાએ તેને એક દમ ઓળખ્યો.

તે પેલો ચાલાક પોલીસ ડીટેકટિવ રાવબાહદુર રાઘુ રામોશી હતો. આગળ કરતાં વધારે ચિંવટ ચેહરા અને સુકાયલાં અંગનો, પણ વધારે ચાલાક આંખ્યોવાળો હતો. તે આ આફીસમાં થયલી ચોરીની તપાસ કરવા આવ્યો હતો. તેણે ફરામરોજ શેઠને સલામ કીધી—તેને જોવાથી શેઠ ખુશી દેખાયા નહી.

જાંહગીરશાહ શેઠ પોતેજ ગઇ કાલે આ ચોરીની ખબર પોલીસ ચોકીમાં આપી આવ્યા હતા અને તેવણેજ ખબર આપી હતી કે તલાશ કરવા ડીટેકટિવ યુસફઅલી આજ સહવારે આવનાર હતો. માટે ફરામરોજ યુસફઅલીની વકી રાખતો હતો—પ્રખ્યાત રાઘુ રામોસીની નહી.

“યુસફઅલીને બદલે હું આવ્યોછું” રાઘુએ ખોલાસો કીધો. “યુસફને ડરેકટર જેનરલનો કાલ રાતે અચબુમ તાર આવ્યાથી તેને જવું પડયુંછે. માટે યુસફની જગ્યાએ મને તારે કરી બોલાવ્યોછે—હું તુર્ત વેળા કામચલાઉ ઠસ્યોછું.”

“તમારી થાણેથી મુંબઇ બદલી થઇ કે શું?” ફરામરોજે પુછયું.

“થોડો વખત. હાલ તુર્ત હું મુંબઇમાં છું.” રાઘુ એટલું બોલીને આજની તપાસ ઉપર આવ્યો “અને હવે સાહેબ આ ચોરીની શી વાત છે?”

“ઉતાવલ શી છે!” ફરામરોજે આ ચોરીની ચર્ચા રાઘુ રામોસીને આપવા આનાકાની કીધી “યુસફને આવવા દેવો. તે આવશે પછી તલાશ કરીશું.”

"યુસફની વાટ જોતા રહી જશો, સાહેબ," રાઘુએ ખોલાસો કીધો. "તે આજે આવે તો છ મહીના રહીને. તે તો કલકતે ગયોછે અને કલકતેથી ડરેકટર જેનરલ કદાચ તેને બરમા મોકલશે એમ લાગેછે."

ફરામરોજ ચૂપ થઇ ગયો. તેને રાઘુ રામોસીનો કાંઇ ડર લાગતો હોય તેમ તે દેખાયો. પોતાના વ્હાલા પીતરાઇ મરનાર બેજન બારિસ્ટરનાં મરણ વખતે ફરામરોજે રાઘુને ઘણો વાપર્યો હતો અને તેનું થંડું થાવકાપણું તે વખત થીજ એને ગમતું નહીહતું. વળી કેટલાંક ચોકસ કારણો એવાં હતાં કે જેને માટે ફરામરોજ આ તપાસ યુસુફઅલી ના હાથમાં પસંદ કરત. પણ હવે તો લાચાર! તેણે વિચાર્યું કે આ ચોરીની તલાશ રાઘુને સોંપવીજ પડશે. તેની અગાઉ તો મોટા શેઠ પોતેજ એ તલાશ રાઘુના હાથ માં મેલી ચૂકયા હતા તે વિષેની ખબર એજ બાહોસ રામોસીએ કહી.

"પણ તમોને તસદી લેવાની જરૂર નથી, સાહેબ. ચોરીની સઘળી બીના મોટા શેઠે પોતેજ મને કહીછે. સઘળી તલાશ તેવણ મારા હાથમાં સોંપી ચુકયાછે. તમારાં કામ થી હું તમોને રોકવા માગતોજ નથી, સાહેબ. તમે તમારૂં કામ કરો ને હું મારી તપાસ મારી મેળે ચલાવીશ."

પણ એમ વળી ચાલે? એમ કાંઇ ફરામરોજનું કામપર ધ્યાન લાગે? તે પોતાના હોઠ ફરડવા અને રાઘુ રામોસીની ચલાવેલી તપાસમાં નજર રાખવા લાગ્યો.

## પ્રકરણ ૪૧ મું.

## રાઘુ રામોસીને એક છુપી અરજ.

રાઘુએ પોતાની તિક્ષ્ણ નજર તુર્તજ મી૦ ફરામરોજ ના કલાર્કો તરફ ફેંકી. ઓરડાની ભીત ઉપર જંગબાર વગેરે દેશોના નકશા ટાંગેલા હતા તે જાણે કે જોતો હોય તેમ આ ડીટેકટિવ ભીત તરફ ફરીને ઉભો પણ બાડી નજરે આફીસમાં કોણ કોણ છે તે માટે કલાર્કો તરફ ટીકવા લાગ્યો. લક્ષમણ રાઘુ તરફ જોઇને જરા નમ્યો. પણ બીખા ભરભરિયાએ તો વાતો કીધી.

"કેમ છો, રાયોબા? ઘણે વર્ષે મળ્યા? પણ આ સાત આઠ વર્ષમાં તમેં જેવાને તેવા કેમ રહી ગયા? કાંઇ ડોંગા બન્યા નહી?"

રાઘુનો જવાબ એટલેજ હતો કે તેણે બીખા તરફ ટીકી ટીકીને જોયા કીધું, જાણે કે બીખાને અંહી જોઇને અચરતીમાં પડયો હોય તેમ.

"આ તો બીખાજી મેહરમુસાના જેવો લાગેછે?" રાઘુ જાણે ઓળખવાની કોશેશ કરતો હોય તેમ બોલ્યો.

"તેજ હું. હસ્તક પોતે. હું જાંહગીરશાહ, ફરામરોજ સન્સ અને કુ૦ ને ત્યાં કલાર્ક છું. અજાણ્યા ના થાવો રાયોબા."

રાઘુ એવા તો શકની નજરથી જોવા લાગ્યો કે ફરામરોજને વચે બોલવાની ફરજ પડી.

"મને કેહવાની રજા આપો, રાવબાહદુર" તે બોલ્યો "કે મને મારા કલાર્કો ઉપર પુરતો વિશ્વાસ છે."

"બરાબર છે" રાઘુએ ટાહુકો પુર્યો "જાંહગીરશાહ શેઠ પણ એમજ કેહછે. હું આ ગૃહસ્થો ઉપર શક લઇ જતો નથી, તોપણ મારે તેઓને થોડાક સવાલો પુછવાના છે. તમે તમારો ચેક લખ્યો ત્યારથી તે તમે બાહાર ગયા ત્યાંસુધી આફીસમાંની દરએક હીલચાલ મારે જાણ્યા વગર મારાથી આગળ ચાલી શકાશે નહી."

હવે તો રાઘુએ ખીસામાંથી એક નોટ બુક કાહાડી અને પેનસીલ લઇને કલાર્કો શો જવાબ દેયછે તે લખી લેવાને તૈયાર ઉભો. ફરામરોજને એ કામ વધારે નાપસંદ થયું. તેણે જોયું કે કલાર્કો જરૂર અપમાન લેશે માટે આ શેઠ ફરી વચે પડયો.

"આ સઘળું કરવાની કાંઇજ જરૂર નથી, મી૦ રાયોબા. હું ફરીથી કહુંછ કે મને મારા કલાર્કો ઉપર જરા શક જતો નથી. મી૦ મનચેરજી મીણવાળા અને પેસુ પનવેલીવાળો આજ કેટલાં વર્ષના મારા નોકર છે તથા લક્ષમણ અને બીખાજી તો સારા માણસનાં ફરજંદ છે."

"તે તો હું તમારા કરતાં વધારે જાણુંછું સાહેબ," રાઘુએ લગાર તાણમાંજ કહ્યું "લક્ષમણ અને બીખાજી તો મારે ગામના છે અને તેઓ સાથ તમારી અગાઉની મારી ઓળખ છે. તોપણ મોટા શેઠે આ ચોરીની તપાસ મને સોંપીછે વાસતે હું માફ માગીને અરજ કરૂંછું કે સાહેબે વચે આવવું નહીં. હું જાણુંછું કે બધા સારા માણસ છે પણ એઓ સારી પેઠે સમજેછે કે હું જે કરૂંછું તે એઓાની રૂએ, કશાબી શક લાધ્યા વગર, માત્ર સાધારણ એક પરપુછ કરૂછું."

"ઠીક છે, ત્યારે, તમારૂં કરો" અંતે ફરામરોજ તાબે થયો. પણ તેણે એક અરજ કીધી, "રાઘુ, તમે તમારી પરપુછ ચલાવો તે અગાઉ જરા મારા ખાનગી ઓરડામાં આવી જાવો."

ફરામરોજે પોતાને હાથેજ પોતાનું ખાનગી બારણું ઉઘાડયું અને રાઘુ તેમાં દાખલ થતો હતો, પણ તેજ વખતે આફીસને બારણેથી જાંહગીરશાહ શેઠ પોતે અચબુચ દાખલ થયા અને ફરામરોજે હવે અંદર જવાના અખાડા કરી રાઘુને તેનું કામ ચલાવવાની ઇશારત કીધી.

શેઠ જાંહગીરશાહ ખામખા આ ડીટેકટિવ પોતાની તપાસ કેમ ચલાવેછે તે જોવા આવ્યા હતા. આ ચોરી કેમ થઇ તે વિષે ફરામરોજ ગમે એટલી નાખતી કરવા માગે પણ તેના બાપને ઘણી અટપટ થઇ હતી. હવે તેવણ તપાસમાં સામેલ થવા આવ્યા એટલે તેવણને કાંઇ પાછા વળાય? યા તપાસના કાંઇ અખાડા કરાય? રાઘુએ હવે કલાર્કોને પુછવા માડયું, જાંહગીરશાહ શેઠ સાંભળવા લાગ્યા, અને ફરામરોજ જાણે કે કામમાં હોય તેમ લખવામાં રોકાયો પણ તેનું ધ્યાન સઘળું આ તપાસ શી ચાલેછે અને કલાર્કો શા જવાબ દેયછે તે સાંભળવામાંજ હતું.

શેઠ જાંહગીરશાહ ઘણી વાર બેઠા નહી. તેવણે કલાર્કો સાથ ઘણા મીઠાસથી વાત કીધી અને તેઓને સમજણ પાડી. સમજણ પાડીને પછી ગયા કે તેઓએ કાંઇ મનમાં માઠું લેવું નહી—આ તલાશ કાંઇ એકબી જણને ચોર સમજીને ચલાવી નથી, પણ આ ચોરી પક

ડવાની છે અને તે પકડવામાં જેમ શેઠોનો તેમજ કલાર્કોનો લાભ છે, માટે પોલીસે પરપુછ કરવાની ફરજ છે અને રાઘુએ શેઠને પોતાને સવાલો પુછયાછે તે હવે કલાર્કોને પણ પુછવાની ફરજ છે.

મી० મનચેરજી મીણવાળા આ તપાસની વચે હમેશના જેવાજ શાંત હતા. તેવણને રાઘુએ પુછયું તેના તેવણે ધીરજથી જવાબો દીધા અને પછી બાકીનો વખત તેવણે ચુપચુપ લખ્યા કીધું. રાઘુએ તેવણને પુછયું તે એટલુંજ કે કાલે ફરામરોજે ચેક લખ્યો ત્યારે તમે કયાં હતા? શું કરતા હતા? ફરામરોજને ચેક લખતાં તમે જોયા હતા? તેવણે ચેક લખીને પછી શું કીધું? ઇત્યાદી.

ભીખો ભરભરિયો કાંઇ આવી ગડબડ અને ગભરાટ વચે લખવા યા કામ કરવાનું મન લગાડે તેની તો વાતજ શી? આખી તલાશ વચે તેણે હાથ જોડીને જોયા કીધું અને અવારનવાર ભડભડ ટાહુકા પુરવાનો ભાંગરો વાટયા કીધો. રાઘુને જવાબો આપવાનો જયારે એનો વારો આવ્યો ત્યારે એણે તો તીખા તમતમતા બલકે બેઅદબ જવાબો દીધા, પણ રાઘુ રામોસી જોઇ શકતો હતો કે એ જાણીબુજીને તેમ કરતો નહી હતો. એ તો એનો મિજાજ એવો અભાગ્યો હતો.

અલબતાં રાઘુની સઘળી પરપુછ ફરામરોજવાળા ઓરડાની સાંકડી હદમાં અટકી હતી. બાહારના ઓરડાના કલાર્કો તો સાફ કહી ચુકયા કે તેઓ કાલ સહવારે ફરામરોજના ઓરડામાં ગયાજ નહી હતા અને ચેક વિષે તેઓને કશી ખબરજ નહી હતી. ચેકની વાત જાણનારા માત્ર ફરામરોજના આ ચાર કલાર્કોજ હતા અને ઘણાક ઉલટપાલટ સવાલોનો સાર રાઘુએ એ કાહાડયો કે આ ચારમાંના એકબી જણને ફરામરોજના ખાનગી ઓરડામાં જવાની છુટ હતી, તથા એકબી જણ છુપ્યો જવા માગે તો જઇ શકે અને કોઇ જાણે નહી એમ હતું. એ ચારે જણ અવારનવાર આફીસમાં એકલા પડયા હતા. કોઇ જમવા ગયા, કોઇએ ફેરા આંટી ખાધા, કોઇ કસરતમાં ગયા, એમ વારાફરતાં કાલે સહવારથી બપોર સુધીમાં આ ચારે જણાઓ આફીસની અંદર એકલાબી પડયા હતા અને બાહારબી ગયા હતા. વળી બાહાર ગયા ત્યારે પેસુ પનવેલીવાળા સિવાએ બીજા દરએક જણ, બેંકમાં ચેક વટાવીને લાવતાં જે અડધો પોણો કલાક લાગે તેટલોબધો વખત સુધી તેઓ બાહાર રહ્યા હતા. ભીખો ભરભરિયો તો સવા વાગતે જમવા ગયો હતો અને પોતાના ધારા પ્રમાણે તેણે ખાસા દોહોડ કલાકની પોતાની મરજીનીજ છુટી લીધી હતી. મી० મીણવાળા બપોરના ૧ થી ૨।। વાગતા સુધી બાહાર ગયલા હતા, પણ તે આફીસનેજ કામે ગયા હતા. અને લક્ષમણ પણ ખાસો પોણોએક કલાક બાહાર હતો. માટે જો કદાચ ચેક ચોરીને વટાવી લાવનાર આ કલાર્કોમાં કોઇ હોય તો એ બધા તેમ કરી શકે એવું હતું. એકલો પેસુ પનવેલીવાળોજ આફીસમાંને આફીસમાં રહેલો હતો.

"અને હવે, શેઠ, મને જરા તમારો ખાનગી ઓરડો દેખાડો." રાઘુ રામોસી કલાર્કોના જવાબો ઉપરથી થોડીક નોંધ લઇ રહી પોતાની નોટ બુક બંધ કરતાં બોલ્યો. "મારે તમારી ટેબળનું ખાનું જોવું છે."

ફરામરોજ રાઘુને પોતાના ઓરડામાં તેડી ગયો અને પોતાને હાથેજ બારણું બંધ કીધું. રાઘુ રામોસી આ તલાશ કરવા આવ્યો ત્યારથી તેની સાથ ફરામરોજ એકાંત વાત કરવા માગતો હતો તે તક તેને છેક હમણા મળી. તેણે કુંચી રાઘુને આપી, જે ખાનામાં ખોસીને રાઘુએ કળ તપાસી જોઇ, ખાનું ઉંઘાડી જોયું અને પછી પાછું બંધ કરી જોયું. એટલામાં ફરામરોજ એક ખુરસી ઉપર બેઠો અને પોતાની સામેની ખુરસી ઉપર રાઘુને બેસવા કહ્યું.

"રાયોબા, હું આ ચોરી વિષે કશી તપાસ કરાવા નથી ચાહતો." તે બેઠા પછી ફરામરોજ ગંભીરાઇથી બોલ્યો.

રાઘુ રામોસીને પોતાની ડીટેકટિવ દાખલની જીંદગીમાં ઘણાબી અચંબાઓ લાગ્યા હશે, પણ આજના જેવો અચંબો તેને કદાચજ ઉપજયો હશે. એક સારો માણસ, મોટો વેપારી, પોતાનાં નાણાની ચોરી થયા છતાં, તેના બાપ મોટા શેઠે તલાશને માટે પોલીસને બોલાવ્યા છતાં હવે એમ કેહવા નિકલે કે તપાસ કરવી નથી, તેનો શો ભેદ? રાઘુએ ગુચવાડામાં પુછયું કે "સાહેબ, શું કહોછો?" ત્યારે ફરામરોજે પોતાનો આગળોજ ભેદી વાકય પાછો ઓચર્યો. "મારે આ ચોરી વિષે ગડબડ કરવી નથી.—કાંઇજ કરવું નથી."

"કેમ વારૂ?" રાઘુએ ડઘાઇને પુછયું. "તેમ હતું તો મને અંહી બોલાવ્યો શા માટે?"

"વાત ખાનગી છે. પણ મારે તમોને કેહવી પડશે. વિશ્વાસ ખરો કે?"

ફરામરોજનો આ કેવો સવાલ? રાઘુ રામોસી ઉપર અત્યાર અગાઉ ઘણા લોકો તો વિશ્વાસ મુકી ચુકયાછે તે વિશ્વાસ વગર કે? તેણે એટલોજ જવાબ દીધો કે "તમોને વિશ્વાસ હોય તો વાત કરો, લોકો કેહછે કે હું વિશ્વાસુ છું"

"હું તમોને વિશ્વાસુ તો પુરા માનુંછું." ફરામરોજે હવે વધારે હિમતથી વાત ચલાવી. "અને તોપણ તમારી આગળ વટીક મારાથી સઘળો ભેદ ફોડીને તો કેહવાશેજ નહી. હું મારે પોતાને વાસ્તે બીહતો નથી. હું પોતે તો પુરેપુરી તલાશ પસંદ કરૂંછ, પણ મારા બાપની અને મારાં કુટુંબની આબરૂની ખાતર હું આ ચોરી ઉપર ઢાંકણું વળેલું પસંદ કરૂંછ."

આ ગંભીર વચનો ઉપર રાઘુ રામોસીએ પોતાના કાન ઉંચા કરીને ખુરશી વધારે આગળ તાણી. તેણે ધાર્યું હતું તે કરતાં વાત તો કાંઇ વધેલી જણાઇ. તે એટલુંજ બોલ્યો કે "તમારા બાવા તો તલાશ કરવા માગેછે?"

"ખરી વાત છે, પણ હું જે જાણુંછ તે તેવણ જાણતા નથી." ફરામરોજ બોલ્યો "કાલ સુધી તો હુંબી પુરતી તલાશની તરફેણમાં હતો. યુસુફઅલી આવીને તપાસ ચલાવે એવી બાવાના કરતાંબી મારી ખાયેશ વધારે હતી. પણ આજ સહવારના ટપાલમાં મને એક ખાનગી કાગળ મળ્યોછ, તેથી સઘળો મામલો બદલાઇ ગયોછ. ખોહવાયલો ચેક ખરેખરો કોણે લીધોછ તેનો મને એ કાગળ ઉપરથી કાંઇ પતો મળેછ. ઘણો સેજ પતો છે,

બલકે ખાલી શક માત્ર કહો તો ચાલે, પણ એટલોબી શક ટાંકપીછોડો કરવા માટે પુરતો છે. હું તો કહુંછ કે હવે તો લાચારીથી તપાસ માંડીજ વાળવી પડશે. હજી આ ચેક ચોરાયાથી સાડી પાનસેની ખોટ ખમાશે, પણ ગડબડ થશે તે નહી ખમાશે."

રાઘુ રામોસી વિચારમાં હોય ત્યારે પોતાના નિંદાર ઉપર હાથ ટેકવીને ગંભિર બેસેછે તેમ બેઠો અને બોલ્યો "હું કાંઇ સમજી નથી શકતો, શેઠજી. તમારે વધુ ખોલાસાથી કેહવું જોઇયે."

ફરામરોજ જવાબ દેવાના ધચુપચુપણામાં જરા થોભ્યો. વધારે ખોલાસો કેહવાનું તેને ગમતું નહી હતું. કદાચ અજાણતાં કાંઇ એવું કેહવાઇ જાય કે જે કેહવું ઘટે નહી.

"તે ખાનગી કાગળ બરાબર લખેલો નથી." અંતે રાઘુ હજુ વધારે વાત સાંભલવા મુગો બેસીજ રહ્યોછે ત્યારે કેહવું તો જોઇએ એમ સમજીને ફરામરોજ વધુ બોલ્યો. "મને પોતાને કાંઇ કાગળ સમજાય એવો નથી. પણ હું જો સમજ્યો હોઉં તો સાર એ કાહાડુંછ કે મારો આ ચોરાયલો ચેક એવા માણસના હાથમાં ગયોછ કે જેને નહી હું કે નહી મારા બાવા કશું કરી શકવાના. તે માણસે જો ચેક લીધો હશે તો તેને ચોર કરીને અમે કહી શકશું નહી, પણ સઘળો ટાંકપીછોડોજ કરવો પડશે. તે માણસને ઉંઘાડું પાડીયે એ તો બનેજ નહી. તેને પોલીસમાં ઘસડવાથી અમો બાપ દીકરા બેહુને દુઃખ બલકે નુકસાન થશે."

"પણ ત્યારે તમારા બાવાને ભેદ ફોડીને કેહતા કેમ નથી?" રાઘુએ તુર્તજ પુછ્યું.

"વાત એવી તો દુઃખ ભરેલી છે, મારા બાવા જયારે જાણશે ત્યારે તેવણનું દિલ એવું તો દુખાશે કે તેવણને એ કાગળ વંચાવાની મારી છાતીજ ચાલતી નથી. બલકે આ કાગળ મને મલ્યોછ એટલુંબી હું કેહવા ચાહતો નથી."

"તમારી એમજ ખુશી છે તો આપણ ચર્ચા માંડી વાલીશું" રાઘુ રામોસીએ અંતે ફરામરોજને ધીરજ આપનારો જવાબ દીધો "તમે કેહશો કે કામ ના ચલાવો તો નહી ચલાવીશું. એવું તો અમારા અનુભવમાં બહુએ બનેછે. આજે એક જણ ફરિયાદ કરેછે ને કાલે આવીને ના કહી જાયછે. પણ હું એટલું કહુંછું, શેઠ, કે આ શક ભરેલી હાલત આપના સરખાં મોટાં ઘેરને સારૂં લગાડનારી નથી; અને તમારા બાવા આગળ મારે શો જવાબ દેવો તે પણ કાંઇ મને સુજ પડતો નથી."

## પ્રકરણ ૪૨ મું.

## ટાંકપીછોડાનો ભેદ.

રાઘુ રામોસીએ આડકતરી રીતે આપેલો ઠપકો ખોટો નથી. એક મોટા વેપારીને ત્યાં ચોરી થાય અને તે વેપારી પોતેજ ટાંકપીછોડો કરે એ કાંઇ તેને ઘેરનો પસંદ કરવાજોગ મામલો નથી. "કાંઇ વાત ચસકેલીછે" એ તેનો સાર છે.

પણ આટલી વાત કરીને ફરામરોજે રાઘુ રામોસીને જવા દીધો નહી. તેણે આ ચોરીની ગડબડ કરવા ચાહ્યું નથી એ ખરૂં છે, તોપણ તલાશ કરવા ચાહ્યું છે. તે તલાશ પસંદ કરેછે પણ છુપીજ પસંદ કરેછે. ચોર કોણ છે તે રાઘુ રામોસી શોધી આપે તો ફરામરોજ ખુશી છે, પણ તે ખાનગી રાખવા ચાહેછે. માટે રાઘુ સાથની તેની બાકીની વાત એ લઢણે ચાલી.

રાઘુનાં મનનો ગુચવાડો તો હજી ચાલુજ હતો: "આપણ બરાબર એકમેકને સમજીયે તો સારૂં કે ભૂલ નહી થાય." તેણે વાત ચલાવી. "તમારા કેહવાની મતલબ હું એ સમજુંછું કે આ ચોરીમાં કોઇએક જણ એવું ખરડાયલું છે કે જેનું નામ જાહેર કરવું ઠીક નથી. કદાચ તે કોઇ કુટુંબી હશે?"

"હા—નહી." ફરામરોજે અચકી અચકીને ધચુપચુ જવાબ દીધો. "અગર કુટુંબી નહીબી હોય, તોપણ કુટુંબ સાથ તે એટલો અતલગનો છે કે તે કુટુંબનોજ માણસ કેહવાઇ શકાય."

"ત્યારે તે કોઇ પુરૂષજ છે?" રાઘુ ચેતીને બોલ્યો. "સ્ત્રી નથી?"

"હા તે પુરૂષજ છે." ફરામરોજે કહ્યું અને પછી રાઘુને લગાર બેઅરખાહીથી કેહવા લાગ્યો. "તમે એટલું કરશો, રાઘોબા, કે ખરા ચોર ઉપરથી મારા બાવાના શક અટકાવશો, તેવણ જાણે નહી એમ કરશો તો તમારો ઉપકાર થશે. હું તમોને આ તલાશ બંધ પાડવા કેહતો નથી. તલાશ બંધ પાડીછે એમ હું બાવાને કેહવા પણ તમોને કેહતો નથી. તમે તમારી તલાશ ચલાવો અને તલાશ ચલાવોછો એમ મોટા શેઠને બેલાશક જાણવા દેવો, પણ ખરેખરો પત્તો મળે તે શેઠને કેહશો નહી એટલુંજ હું માગુંછ. અગર તમો પત્તો જાહેર નહી કરશો તો પત્તો મલ્યોજ નથી એમ બાવા સમજીને રેહશે. તમે તમારી તપાસનું સેવટ મને જણાવશો તે બસ થશે."

"હવે હું સમજ્યો." રાઘુએ કબૂલ કીધું "તમારી મરજી એવી છે કે મારે આ ચોર પકડવો પણ છુપો પકડવો અને તમોને છુપો જણાવવો."

"હા, તેમજ, તેમજ." ફરામરોજે એક લાંબો દમ ખેંચીને ટેકો આપ્યો. "હું જો તમારી આગળ બધું કહું તો આ બીનામાં કેટલો ગુચવાડો છે તે જાણીને તમે પોતેજ વાત માડી વાળવા કેહશો."

"પણ વારૂં જરા તમારી અટકલ શી ચાલેછે તે તો કહો."

ફરામરોજ હવે વધારે ખોલાસાથી વાત કરવાને ખુશી થયો.

"હું એમ અટકલ કરૂંછ કે આ ચેક મારાં ખાનામાંથી ચોરનાર મારા આ કલાર્કોમાંનોજ એક જણ છે. એમ માનવાનાં મને બે કારણો છે. તેમાં એક તો એકે મારા ખાનગી ઓરડામાં મારા આ કલાર્કો સિવાએ બીજા કોઇ આવ્યા ગયા નથી."

"પણ, સાહેબ, તમે હમણા કલાર્કોની આગળ તો નાસુકેર ગયા? અને બોલ્યા કે તમોને કોઇપર શક નથી!" રાઘુએ તાણો માર્યો.

"પણ તે તો એટલાજમાટે કે હું કલાર્કો ઉપર શક લઇ જાઉંછ એમ તેઓને જણાવવા ચાહતો નથી. હું તેઓને નબરવશ રાખવા માગુંછ. ખાતરી રાખજો, રાવબાહદુર, કે આ ચર્ચા અમારાં નામને માટે એટલી તો જોખમ ભરેલી છે કે જોકે પાન્સો રૂપરડીમાં બિસાદ નથી, તોપણ હું ચાહુંછ કે એ ચોરી નહીંજ થઇ હોત."

"ત્યારે શું તમે એમ કેહવા માગોછ, કે ચોરી કરનાર તમારો કોઇ કલાર્ક હતો પણ ચોરી કરાવનાર કોઇ બીજો હતો અને તે ખરો ચોર જેને વિષે તમે બીહોછ તેજ હતો ?"

"હા. હું ધારૂંછ કે મારા કલાર્કોમાંના એકે તે બીજા માણસના શિખવ્યાથી તેના આડતિયા દાખલ ચોરી કીધીછ."

"પણ તેટલોબી અપરાધ દસ વર્ષની ટેપનો છે."

"તે ટેપ તો જો તેને પકડાવીયે તોજ મળે તો." ફરામરોજે ખાતરીથી કહ્યું. "પણ હું તેજ અટકાવવા માગુંછ. નહી નહી, જો બીજો ચહડતો હાથ ઉઘાડો પડેછ તેની ખાતર હું ચોરી કરનાર કલાર્કને પણ જતો મેલવા માગુંછ."

"વારૂં તે કોઇ ઘેરનો ચાકર કાં નહી હોય? આયા, મસાલ કે બબરચી કાં નહી હોય?"

"નહી, ઘેરનાં માણસો ઘેરમાંજ રેહછ, તેઓ કદી આફીસમાં ફુડકતાંજ નથી. મારી તો ખાતરી છે કે આ પાસેના ઓરડામાંના મારા કોઇ કલાર્કનુંજ એ કામ છે."

"વારૂં, ત્યારે, જરા વિચાર કરીયે." રાઘુએ જાણેકે કાંઇ રસ્તો મળતો હોય તેમ ખુશીનું ડોકું હલાવ્યું. "એ કલાર્કો ચાર છે. તેમાં પેહલો હેડ કલાર્ક મી૦ મનચેરજી છે કે જે તમો કહોછો કે તમારો વિશ્વાશુ છે——"

"વિશ્વાશુ એટલે કે અત્યારસુધી તેના ઉપર અમોને કશો શક ગયો નથી." ફરામરોજે મી૦ મીણવાળાની સાહુ ચેતી ભરેલી સર્ટીફિકેટ આપી.

"બીજો આ ડીંગણો પેસુ પનવેલીવાળો છે" રાઘુએ આગળ ચલાવ્યું. "બીજા બે લક્ષમણ અને બીખાજી છે. એમાંના એકુ ઉપર તમોને શક છે વારૂં ?"

"શક છે કે નહી તે હું કેમ કહી શકું ?" ફરામરોજ પવિત્ર આનાકાનીથી બોલ્યો. "કોઇનીબી ઉપર પકા આધાર વગર શક લઇ જવો એ કેવું ખોટું છે ! હું તો મારાં મનના ખાલી વેહમ બોલુંછ."

"અને હું પણ વેહમજ પુછુંછું." રાઘુએ ધીરજ આપી. "મારી આગળ શક કેહવાથી સાહેબ ડરો નહી. હું કાંઇ તમારા શક કોઇને કેહવા જવાનો નથી, અથવા ખાલી શક ઉપરથી કાંઇ આગળ પગલાં ભરવાનો નથી. પણ પોલીસ પેહલાં તપાસ ચલાવેછે ત્યારે શક કોણ પર છે તે શોધી કાહાડવાનું પેહલું પગથું હોયછે. હું ધારૂંછું કે આ બે છેલા—લક્ષમણ યા બીખાજી—માંના એક ઉપર તમારો શક છે."

"અગરજો ચારમાંના કોઇ ઉપરબી મારો શક જાય તો તે દાદા હરિના લક્ષમણ ઉપર છે." અંતે ફરામરોજ ભેદ ફોડીને બોલ્યો.

"હીસસસ !" રાઘુ રામોસી આ જવાબથી એટલો તો અજબ થયો કે તે અચરતીથી એક સિસોડી ફોડી ઉઠયો. "તમે શું કહોછો સાહેબ? તમારા શક આ લક્ષમણ ઉપર જાયછે કે પેલા બીખાજી ઉપર ?" તેણે ફરીથી પુછ્યું.

"બીખાજી ઉપર તો મુદલ નહી." ફરામરોજે મજબુતીથી કહ્યું "પણ, રાવબાહદુર, તમારો વેહમ બીખા ઉપર કેમ જાયછ ?"

"કાંઇ નહી. અમથોજ" રાઘુએ વાત ઉડાવી. "પણ હું ધારૂં છું કે દાદા હરિનો લક્ષમણ સારો માણસ છે."

"હુબી એમજ ધારૂંછ. પણ ચારે જણા એવા સારા માણસો છે અને એકુ ઉપરબી શક લઇ જવો એટલો મુશકેલ છે કે ચારમાંથી કોણપર શક જાય તે જો પુછો તો લાચારીથી હું લક્ષમણને બતાવું."

એજ ઘડીએ લક્ષમણ બારણું ઉઘાડીને ઓરડામાં આવ્યો. બાહાર આફીસમાં કોઇ મળવા આવ્યું હતું તેની લક્ષમણ ફરામરોજ શેઠ આગળ ખબર લાવ્યો. "હું હમણા આવુંછ, લક્ષમણ" શેઠે જવાબ દીધો અને વળી લક્ષમણ પાછો જતો હતો તેને તાકીદબી કીધી કે."બારણું બંધ કરતો જા." રાઘુ રામોસીએ લક્ષમણ ઉપર એક લાંબી નજર કીધી અને પોતેજ મત બાંધ્યું કે "ફરામરોજ ભૂલે છે. લક્ષમણ ચેક ચોરે તેમાંનો માણસ નથી."

હવે રાઘુ જવા ઉઠયો તેને ફરામરોજે પાછી એક છેલી તાકીદ કીધી. "રાઘુ, મેં કહ્યુંછ તે છુપ્યુંછે હો ! મારા બાપથી તો બમણું છુપ્યું ! તેવણને એમ સમજાવો કે તમે તલાશ ચલાવોછ ત્યારે ખરેખર તો તલાશ પડતી નાખજો, અને તેટલાં જો કાંઇ મુદો તમોને હાથ લાગે તો મને ખાનગી રીતે કેહજો."

"હજીતો એક આગળી તલાશનો મુદો મળ્યો નથી, તેટલાં વળી આ બીજી તલાશ તમારી તરફથી મારે માથે આવીછે." રાઘુ જરા કંટાલીને બોલ્યો.

"આગળી કઇ તલાશ ?" ફરામરોજે યાદ કરતાં કરતાં પુછ્યું.

"પેલી તમારા પીતરાઇ બેન્જન બારિસ્ટરનાં મોત વિષેની ?" રાઘુએ યાદ દેવાડી.

"ઓહો ! તે તો બાવા આદમના જમાનાની જુની વાત ! તે તો હવે વિસરાઇબી ગઇ" ફરામરોજે રાઘુને સપ્પારો આપ્યો.

"હું ધારતો હતો કે સાહેબને તે હજી યાદ હશે. સાહેબ તો મરનાર બેજનનું ખૂન થયલું સમજતા હતાની ?"

"તે વિચારનાર હું નહીં. તે તો બેહસ્તી બેજનનો ભાઇ બરજોર હતો."

"હા. હા. પેલા ડાકટર હતા તે. તેવણ કયાં છે ! વસાઇમાંજ છે કે ?"

"નહી તે તો એક લાંબી રજા ઉપર મુંબઇ આવેલો છે."

"તે હજી બેજનનું ખૂન થયલું માનેછે કે ?"

"આગળ કરતાં વધારે માનેછ. તે તો એમજ કેહછ કે મરનારનાં ખૂનની એનાં મનમાં કાંઇ ખોદાઇ બસારત થયલીછે. એનાં મનમાં એક ખાતરી શી છે તે જાણોછ કેતી ?"

"શું વારૂં?"

"બેજનની પેલી મરતી વખતની ચીઠી જે હજી તમારી પાસે છે, તે ઉપર બરજોર ઘણો આધાર રાખેછ. તે ધારેછ કે તે ચીઠીમાં મુદ્દો છે તેથી તો તમે તે રાખી મેળીછ."

"તે ચીઠી મેં સાચવીને રાખેલી છે, ખરી. કદાચ કોઇ દાહડે કામની છે. પણ જેમ દાહડા જાયછે તેમ હવે મને તે નકામી લાગતી જાયછે." રાધુએ આ ખબર કહીને અચબુચ પુછયું "વારૂં ફરામરોજ શેઠ, આ તમારો કલાર્ક પેસુ પનવેલીવાળો પેહલાં મરનાર બેજન બારિસ્ટરનો કલાર્ક હતોની!"

"હા. એ બટકો ઘણો વિશ્વાસુ છે."

"લાગેછે તેવોજ. અને આ બીજો મનચેરજી મીણુવાળા કોણ છે?"

"હું એટલુંજ જાણુંછ કે એ મનચેરજી મીણુવાળા છે. તેને અમારી નોકરીમાં ત્રણ ચાર વર્ષ થયાંછ. તે કોણ છે, કોણનું ફરજંદ છે યા તેનું ખાનદાન શું છે તે હું કશું જાણતો નથી."

"પણ તેને રાખતી વખતે કાંઇ પરપુછ કીધી હશેની! તે આગળ કયાં હતો, કયાં નોકરી કીધી હતી તે સઘળું અલબતાં પુછીને, તેની આબરૂની સરટીફિકેટ જોઇને તેને રાખ્યો હશે."

"હાજતો. એને મારા બાવાએ રાખ્યોછ અને નવાં માણસો રાખતી વેળા મારા બાપ ઘણા ચોકસ છે."

રાધુની આ પરપુછ ફરામરોજને લગાર નવાઇની લાગી. તેણે પુછયું "એ પુછોછ કેમ, રાવેબા? તમોને આ ચોરીનો કાંઇ એના ઉપર વેહમ છે!"

"કાંઇજ નહી." રાધુએ એકદમ ખોલાસો કીધો. "હું એટલાજ માટે પુછુંછું કે તમારા ચાર કલાર્કોમાંના બીજા ત્રણેડે મારી આગળી ઓળખાણવાળા છે, પણ આ મનચેરજી મીણુવાળા એકલાનેજ હું ઓળખતો નથી."

આ વાત અંહી બંધ પડી. રાધુ સલામ કરીને હવે ગયો. વાંચનારી ખાનુંઓ કંટાળશે કે રાધુની આ મુલાકાત કેટલી લાંબી થઇ ગઇ. પણ તેઓ કબૂલ કરશે કે આ મુલાકાત ઘણી અગત્યની હતી, હજી પછી તે વધારે અગત્યની નિવડશે.

"જયાં છે ત્યાં બધી એની બૈરીની મોહકાણ છે" રાધુ રામોસીએ જતાં જતાં પોતાનાં મનમાં મત બાંધ્યું.

## પ્રકરણ ૪૩ મું.

## આમા બેંકમાં મુલાકાત.

ફરામરોજની પરણેલી જીંદગીનાં ખર્ચાલાપણા વિષે ગામમાં ઘણી વાતો ચાલતી હતી, અને તે વાતો અવાર નવાર રાધુ જેવા આખા ગામની ખબર રાખનારને કાને નહી આવે એ તો બનેજ નહી. ફરામરોજની મોટી મોટી પાર્ટીઓમાં ઘણીવાર પોલીસને બારણા આગળ મેની જને માટે આવવું પડતું હતું. એ પાર્ટીઓ ફરામરોજની બૈરી કરેછે એ પોલીસને જાણીતી વાત હતી અને મિસિસ ફરામરોજ ભારી લખલુટ ખર્ચો રાખેછે એ તો સર્વને મોહડે ચહડી ગયું હતું. માટે રાધુ રામોસીની આજની તર્કો એજ વલાણ ઉપર ચાલી.

"શેઠ બીહેછે કે ચોરી કરાવનાર કોઇ ઘેરનુંજ માણસ છે. હું ધારૂંછું કે એનાં મનમાં એની બૈરીજ છે. એ બોલ મારા હોઠ સુધી આવ્યો પણ હું ખામખા અખાડા કરી ગયો. બાઇ ટાંકપીછોડો કરવા માગેછે. તેણે ટાંકપીછોડો કરવોજ જોઇયે. કરે નહી તો કેહ કોણને? સાડી પાન્સો રૂપીયા બાઇ પચાવી બેઠાંછે, એટલે શેઠને ગળે ગાંઠ ને મોહડે ડુચો. પણ એ કલાર્કો ઉપર ખોટો શક લઇ જાયછે. કદાચ બાઇનું પાપ ટાંકવા કલાર્કનું અમસ્થું ખોટું કાહાડેછે. કલાર્ક શું ને વાત શું? બૈરીને શેઠની ચાવી મેળવતાં અને ખાનું ઉઘાડી ને ચેક કાહડી લેતાં વાર શી? પણ વારૂં એ ચેક વટાવ્યો કોણે હશે? વાટાવા તો બૈરી ગઇ નથી. લક્ષમણ તો નહી હતો, ડીંગણો પેસુબી હોય નહી અને ભીખા ભરભરિયા ઉપર પણ શક જતો નથી. એણે આગળ એક વખતે થાણામાં પોતાની આફીસમાંજ નોટ ચોરી હતી; તે છતાં મારી ખાતરી છે કે આ ચોરી એણે કીધેલી નથી. ત્યારે પેલો મનચેરજી મીણુવાળો હોય કે? તે તો કોણ જાણે? આપણે કાંઇ તેને ઓળખતા નથી."

અંહી રાધુ રામોસીની અટકલો બંધ પડી. પણ એક સર્વોપરી સાર તેનાં મનમાં નકી થયો તે એજ કે "આ ફરામરોજ પૈસાવાળીને પરણીને ચોખો ફસ્યોછે. જબરી પીડા પગે વળગીછે અને તેનાં દુઃખના દાંત એનાં દિલપર માલમ પડી આવેછે. હજી તો પરણ્યાને ત્રણ વર્ષ થયાંછે તેટલાં એનામાં કેટલોબધો ફેરફાર! કાઠી, દેખાવ, સ્વભાવ બધોજ ફેરવાઇ ગયો. બેજન બારિસ્ટરનું ખુન— અરે! મોત થયું ત્યારે એ થાણે આવેલો હતો તે વખતમાં અને આજમાં એ કેવો બદલાઇ ગયોછે! કારણ એટલુંજ કે તે વખતે એ પરણેલો નહી હતો અને હવે પરણ્યોછે."

રાધુ ગુપચુપ ગયો. પણ આફીસની અંદર એક પોલીસ ડીટેકટિવ તલાશ ચલાવે એ ગમે એવા લુચ્ચા કલાર્કોને પણ સારૂં લગાડનારૂં હોય નહી, તો ફરામરોજના આ ખાસ કલાર્કો જે સઘળા સારા માણસો હતા તેમને તો ઘણુંજ નરસ લાગ્યું, તેમને તો તે કદી પસંદ આવેજ નહી એ કુદરતી હતું.

પણ તોબી આપણને દુનિયાંમાં ઘણી બદનામીઓને તાબે થવું પડેછે, તેમજ આ નામોશીને પણ તેઓને તાબે થવું પડયું હતું. ભીખા ભરભરિયાને સહુથી વધારે લાગ્યું હતું, અને તે બબડયો હતો કે અસ્કત જાઇ આવ્યા છતાં હજી તેનાં નસીબમાં ગાબડું પડેલું તે સંધાયું નહી હતું. પોતાને વર્ષો ઉપર થાણામાં લાગેલો એક નાપસંદ ડાઘ, જે ધોઇ કાહાડવા માટે તે પોતાની આખી જીંદગી બરબાદ કરવાને રાજી હતો, તે ડાઘ લક્ષમણે પુછેલા પેલા અવિચારી સવાલથી અને રાધુ રામોસીની હાજરીથી એવો તો તાજો થયો હતો કે ભીખો એ નામોશી ઉપર આખી બપોર સુધી બડબડયા કીધો. તે એટલો ખીજવાયો હતો કે આજના ગભરાટમાં કાંઇ પણ ગાંડું ઘેલું કરવાને તે અચકે નહી.

"કેમ બીખાજી, જમવા નથી જવું કે?" આજના ગભરાટમાં બીખો બપોરે જમવાનો 'ટાઇમ' પણ ચુકી ગયો હતો, તેને મી૦ મનચેરજી બીણવાળાએ યાદ દેવાડી.

બીખાજી ખુરસી ઘસડીને ઉઠયો. તેણે ખબર દઇને પોતાનાં માથાં ઉપર ખોખું ફેંકયું, અને મનચેરજીને સલામ કીધા વગર, કોઇને જોયા વગર, ધસારાબંધ આફીસની બોહાર ચાલી ગયો.

તે ચાલ્યો તેવો લાગલોજ કોટેકોટ ઇંગ્રેન બજાર ભણી ચાલ્યો. ઝીનીનું પોંહચખાતું જ્યાં તે રેહતો અને જમતો હતો, ત્યાંથી તે ઉલટીજ બાજુએ ચાલ્યો. તે પોતાના લાંબા પગે ફલાંગો ભરતો બે કે ત્રણ મિનિટમાં આગ્રા બેંક આગળ આવી પુગ્યો અને તેવોજ ત્યાં અંદર ધસારાબંધ શરાફી ખાતાંમાં પેઠો.

"હેડ શરાફ કયાં છે?" કલાર્કોનાં કાઉંટરની બાહાર ઘણાક લોકો ઉભેલા હતા તેઓને આચકા મારતો તે કાઉંટરની આગળ જઇ એક કલાર્કને ધરપચમાં પુછવા લાગ્યો "મારે હેડ શરાફને મળવુંછે, તે કયાં છે?"

બીખાજીની ધાંધલ, દમામ અને તોર જોઇને પટાવાળાઓ વગરેએ ખીસીને રસ્તો આપ્યો. પેલા કલાર્કે હેડ શરાફનો ઓરડો બતાવ્યો અને બીખો ત્યાં ધસ્યો. હેડ શરાફનો ઓરડો કાંઇ હેલાયદો નહી હતો, પણ શરાફી ખાતાંમાં કઠેરાઓ ભરી લઇને વડા શરાફનો ભાગ અલગ કાહાડેલો હતો, જેમાં જવાને માટે લાકડાંની એક નાની જાલી હતી.

બીખો તે જાલીને એક એવો તો હીચકો મારીને અંદર પેઠો કે તેના આચકાથી પાસેનીજ એક ટેબલ ઉપર શાહીનો ખડિયો ઉંધો વળી ગયો અને તેના ધપકારાથી બીજા કલાર્કો સઘળા જોવા પડયા. પણ બીખાજીને તે કશું જણાયું નહી. હેડ શરાફ એક બુજર્ગ, ઉંચા, પતલા પારસી ગૃહસ્થ હતા. તેવણની વૃધ્ધ વય તેવણના ચેહરા ઉપરથી જણાતી હતી, તેવણની નરમ આંખોમાં અસરાફી બીખાજીને આ વાતની નરમાસ ભરેલી લાયકીથી યાદ આપી કે જ્યારે તેવણે પુછ્યું કે "સાહેબ કોણ છો? અને એ શા માટે પુછોછો?"

"મારૂં નામ બીખાજી મેહરમુસાનાંનો છે." તે દમામથી બોલ્યો.

"ત્યારે ખાનબાહાદુર માણેકશાહ મેહરમુસાના કાંઇ સગા થતા હશો?"

"તે મારો સગો કાકો થાય, પણ 'કાકા મામા કેહવાનાં ને પાસે હોય તે લેવાના.' મારો ખાકો કાકો"——બીખો વળી પાછો કાકાની સામે બડબડ બોલવા જતો હતો તે અચણુચ અચકીને ડાહ્યો થયો, "પણ તેની વાત હમણા નહી. તમે મને તે ચેક ચુકવી આપનાર કલાર્ક સાથ મેળવો તો શું કામ પુછુંછ તે તમે જાણશો."

ચેક ચુકવી આપનારો કલાર્ક પાસેજ બેઠેલો હતો, તેણે આ ગડબડ સાંભળીને ડોકિયું ઉંચું કીધું અને બીખાજી ધસારામાં એકજ કુદકો મારી તેની આગળ એવો ઝડપથી ધસ્યો કે બિચારા જૈફ હેડ શરાફથી તો તેમ જવાયજ નહી—તેવણને કેટલાક કદમ આસ્તે આસ્તે ચાલીને જવું પડયું.

"અંહી જુવો ભાઇ" તે અચરતીમાં પડેલા કલાર્કને બીખાએ જોવા કહ્યું. "મને જુવો. જો, બરાબર જોજો. ગઇ કાલે જે ધણી ચેક વટાવા લાવ્યો હતો તે હુંજ કે?"

"નહી સાહેબ, તમે નહી." તે કલાર્કે નરમાસથી જવાબ દીધો—હેડ શરાફ આગળ ઉભેલા હતા તેથી કદ વધારે નરમાસથી હશે.

"જુવો, જુવો, ફરીથી જુવો, તપાસીને જોજો હં; કાંઇ ભુલ નહી થાય." બીખાએ ફરીથી તાકીદ કીધી.

"અરે નારેજી! તે તમે નહી." કલાર્ક જરા વધારે ચોકાશીથી જોઇને બોલ્યો. "તે માણસ અને તમે જરા મળતામી નથી."

ચેક વટાવી લઇ જનાર કેવો હતો તેનું કશાં

રશાહ, ફરામરોજ સન્સની કું૦ને ત્યાં ચાકરીએ છું. અને આજ સહવારે અમો કલાર્કો વચે પોલીસ પરપુછ કરી ગઈછ. એવું સાંભળ્યામાં આવેછ કે અમો કલાર્કોમાંના કોઈપર શક છે. કેહછ કે એક લાંબો જેવો, થેલિયાવાળો પારસી ચેકના રૂપીઆ લેવા આવ્યો હતો. એ ઇધાણી મને મળતી આવેછ, વાસ્તે મેં પોતેજ અંહી આવીને તમોને રૂબરૂ થવાનું પસંદ કીધું કે જેથી તમારી ખાતરી થાય અને મારીબી થાય. હવે મને ઘણું કામ છે. સાહેબજી."

ભીખો વધારે વાત કીધા વગર જેવો અફાળઝીખ કરતો આવ્યો હતો તેવોજ પાછો ધસારામાં ચાલી ગયો અને આખાં શરાફીખાતાંને અચરતીમાં નાખી ગયો. હેડ શરાફ તો તેની પાછળ હસ્યા વિના રહ્યા નહી અને તે બારણાની બાહાર ગયો ત્યાંસુધી તેને ટીકી ટીકીને જોયા પછી તેવણ પાછા કામે લાગ્યા.

---

## પ્રકરણ ૪૪ મું.

## મિસિસ ફ્રરામરોજની ટી પાર્ટી.

ભીખાજીએ હજી પણ જમવાની દરકાર કીધી નહી. તે બેંકમાંથી લાગલો પાછો પોતાની આફીસમાં ગયો, પણ આ વખતે તે આફીસવાળા ગાળામાં નહી ગયો—તે ખામખા ખાનગી રેહવાના ગાળામાં ફરામરોજ શેઠના માળા ઉપર ચહડી ગયો.

ફરામરોજ આજ બપોરે બાર વાગતેનો પોતાના ઓરડામાં પોતાની બાયડીની પાસે થાકેલો અને કંટાળેલો કાંઇ આરામ લેવા આવીને બેહેલો હતો. ખરેખર તે જીંદગીથી કાયર થયલો હતો, પણ તેમાં આ ચેકની ચોરીની નવી માથાકુટથી વધારે કંટાળેલો હતો.

તેની બાયડી આજે વધારે કામમાં હતી. તે પોતાની બાયડીથી આશાયશ શું ભોગવે! તે બાનુ પોતેજ કામમાં ને કામમાં કંટાળેલી હતી. અને કામ શું હતું? ચાકરોને તરેહવાર વરદી આપવાનું—ગાલીચા બિછાવવા, હાંડી ઝુમર શણગારવા, સામાણગોઠવવા અને છેલે સારાં સારાં પુડિંગ અને પેસ્ત્રીઓની ફરમાશ કરવાના બોહળાં કામની જંજાલ ભરેલી રોકાણોથી બાનુ નાજાં થાકી થાકી ગઈ હતી.

ફરામરોજ જઈને જુવેછે તો આખો ઓરડો જાણે કે ઉંધો વળી ગયલો હતો. ઓરડામાં બધો ફેરફાર. આજે વળી એક પાર્ટી હતી, પણ તે પાછલા પ્રહરની પાર્ટી હતી. ઘણાક ઓળખિતાં પારખિતાં, સહીમીતીઓને તેડેલાં હતાં અને તેઓને આવવાનો વખત નજદીક આવ્યો હતો માટે મિસિસ ફરામરોજ ભારી ધાંધલખોરી તિખલમાં હતી. ફરામરોજને આ પાર્ટીની ઝાઝી ખબર નહી હતી. નાજાંએ નોત્રાં કાંઇ છપાવેલાં કાહાડયાં નહી હતાં—હાથે લખેલાં હતાં—એટલે પોતાના વરની રજા પુછવાનું નાજાંને બાહનું રહ્યું નહી હતું.

"મોધરાં? અલબતાં મોધરાં લાવીને ખોસજે" નાજાં પોતાના માલીને વાજમાં કેવાં ફુલો ખોસવાં તેની વરદી આપતી હતી તેવામાં ફરામરોજ દાખલ થયો તેના તરફ જોઈને તે બોલી. "ફરામરોજ, હું જાણુંછ કે તમોને મોધરાં ગમતાં નથી, તમે કહોછ કે મોધરાંથી તમારૂં માથું દુખેછ—પણ આપણા બાગમાં એવાં તો સરસ મોધરાં ખીલ્યાંછ કે આજે તો હું તેનો સણગાર કરાવીશ."

"તમારે ગમે તે ફુલો શણગારો" ફરામરોજે કંટાળો પતાવ્યો, પણ પુછયા વિના નહી રહ્યો કે "આજે શું છે, નાજાં!"

"થોડાંક જણને 'ટી' પર બોલાવ્યાંછ. ને તેમની ગમતને માટે હંગેરિયન ઓરતોનું બેંડ બોલાવ્યુંછ. બરાબર કહું તો તે બેંડને વાસતેજ આજે સાંજની પાર્ટી કીધીછ. રાન માટવાની મેહરી માથું ખાઇ જયા કરતીતી કે એક દાહડો હંગેરિયન બેંડ બોલાવો, તે આજે જરા ફુરસદ છે એટલે આજે બોલાવ્યુંછ."

"અને તેનો ખર્ચ!" ફરામરોજે લગાર હેબતીને પુછયું.

"ખર્ચ ઘણો નથી. ૧૦૦ રૂપીઆ બેંડના થશે ને સો બસો બીજા ઉપરના થશે." નાજાંએ સેજ હિસાબ ગણાવ્યો.

"કેટલી તિખલ!" ફરામરોજ લાચારીથી બડબડયો. "નાજાં, નાજાં, તમે આ ઘેરમાં મને ઠરીને બેસવા દેતા નથી. એકાંત આરામ શું તે તો હું જાણતોજ નથી."

"તમોને એકાંત રેહવા ગમેછ? ત્યારે ચાલોની, હું કહું તેમ કરોની?" નાજાં પોતાનાં આગળાં ટાહેલાં ઉપર તાણો મારતી ઉભી. "તમોને એકાંત રેહવા ગમેછ તો આ શેહર ઘેરથી દૂર વાલકેશ્વર રેહવા ચાલોની. મેં તમોને ઘણુંબી કહ્યું કે જુદા રહો, વાલકેશ્વર ચાલો. મેં તમોને કેટલાબધા બંગલા દેખાડયા? એક તો ગવરનરની પાસેજ બંગલો દેખાડયો, પણ તમે માનતા નથી."

"વળી પાછી તમે તમારી બટાઇ લઈ બેઠાં" ફરામરોજે પોતાની બાનુ આગળ ફરિયાદ કીધી. "તમારી સાથે વાત તે શું કરે? પણ તમે લાગલાંજ ગળે પડવાના. હું તમોને કહી ચુકોછ કે તમારા જબરા ખર્ચો વચે મારીથી જુદું ઘેર તો મંડાયજ નહી. મારા બાપનાં છત્રથી છુટો પડયો એટલે ખુઆરીના પારાવાર. તેનાં કરતાં તો બાપુ તમે અંહી રહીને મોંઘી પાર્ટીઓ આપશો તે પરવડશે."

ફરામરોજ આ સઘળું કેવા અંતરનાં દુઃખથી બોલે છે તે તેની બાયડી કશું જોઈ શકી નહી. તે સુખી થવા માટે પરણ્યો, તે આશાયશને માટે ઘેર આવ્યો, પણ વાંચનારી બાનુઓ જુવેછે તેને કેવી આશાયશ ને કેવું સુખ મળેછે તે.

તેજ વખતે દાદરની ઉપર કાંઇ ગડબડ સંભળાઇ. જાણે કે એક ચાર ઘોડાની ગાડી દાદરપર ચહડી આવતી હોય તેવો ધમકારો સંભળાયો. મી૦ અને મિસિસ ફરામરોજ જુવેછે તેટલામાં તો ભીખો ભરભરિયો ભડાક દઈને બારણું ઉઘાડી અંદર આવ્યો. ભીખો તો પોતાનું દુઃખ રડવા સારૂં પોતાની જુની ઓળખીતી પીરોજ દારાશાનાંની ને શોધતો હતો. તે કયે મળી નહી ત્યારે બાઇ પાસે ઓરડામાં હશે એમ ધારીને ત્યાં આવ્યો. શેઠ પોતાના ઓરડામાં છે એમ તેને વકી નહી હતી. પણ હવે જયારે શેઠજ મળ્યા, ત્યારે તેવણ તેને આ બેઅદબીને માટે ઠપકો

આપે તે અગાઉ પોતે ક્યાં ગયો અને શું કરી આવ્યો તે એકદમ કેહવા પડયો.

અને એ વાત એટલી અગત્યની હતી કે ફરામરોજ તેને ઠપકો આપવાનું તો ભૂલીજ ગયો.

"શેઠ, શેઠ, હું અગત્યનું કામ કરી આવ્યો." તે ઉતાવલમાં બોલ્યો.

"શું કામ કીધું ?"

"હું બેંકમાં જઇ આવ્યો સાહેબ."

"બેંકમાં ! કાં ? કઇ બેંકમાં ?"

"વળી કઇ ? આ આપણા બેંકમાંજતો. મને બીજી બેંકમાં કામ શું હોય ? આપણને એવી ખબર મળી કે જે ધણી કાલે પેલો ચેક વટાવી લઇ ગયો તે ઉંચો જેવો અને થેલિયાવાળો હતો. એ બયાન તો મને મળતું આવ્યું, સાહેબ. તે ઉપરથી હું પોતેજ ખરૂંનરૂં કરવા ગયો. મેં ધાર્યું કે હું જઇને બતાવી આવું કે હું ઉંચો છું અને મને થેલિવા છે, તોપણ જે ધણી ચેક વટાવી ગયો તે હું તો નથી. ?"

"પછી ! બેંકવાળાએ શું કહ્યું ?"

"બેંકના કલાર્કે કબૂલ કીધું કે ચેક વટાવી લઇ જનાર હું નથી."

"એટલુંબધું કરવાની કાંઇજ જરૂર નહી હતી, ભીખાજી," તેના શેઠે તેને નરમ ઠપકો આપ્યો. તે જાણતો હતો કે ભીખાએ જોકે ઉતાવલું પગલું બીનજરૂર ભર્યું છે તોપણ કાંઇબી નરસ કામ કીધું નથી. તે એટલુંજ કરેછે કે પોતા ઉપરથી શક દૂર કરવાને ખંતી છે, તો જોકે તેજ ચોર છે એમ કોઇ કેહતુ નથી.

"બેઅદબી માફ છે, સાહેબ, જરૂર નથી શું ?" ભીખો પોતાનાં કામનો બચાવ કરવા લાગ્યો. "પેલા બેવકુફ લક્ષમણે મારા ઉપર શક નાખ્યો તે જોયોકની, સાહેબ ? અને જો હું આમ તમારી ખાતરી નહી કરતે તો તમેબી શું મારી ઉપર શક નહી લઇ જતે ?"

"તેથી શક જાયા અગાઉથીજ ગડબડ કરવી કે ?" ફરામરોજે તેને શિખામણ દીધી. "ફકત શક ઉપરથી કાંઇ ગુનાહ સાબેત થતો નથી. તારી ઉપર કોઇ શક લઇ જાય તો તારે એટલુંબધું કરવું જોઇયે."

"કાંઇ નહી તો સાહેબ, ખોલાસો તો થયો." ભીખાએ પોતાનાં આ પગલાંનો થોડો ઘણોબી ફાયદો જોયો. "બેંકને કબૂલ કરવું પડયું કે જે ધણી ચેક વટાવી ગયો તે મારા જેવો મુદલ નથી. તે ઉંચો હતો પણ મારા જેટલો ઉંચો નહી. તેને થેલિયા હતા પણ મારા જેટલા નાના થેલિયા નહી હતા. તેના થેલિયા તો છેક દાહડી સુધી ઉતરેલા હતા અને થેલિયા ને દાહડી વચે એટલો તો સેજ ખાંચો હતો કે દૂરથી કોઇ સમજે કે તે દાહડીવાળોજ છે."

આ સઘળી ચર્ચા ફરામરોજની નાજાં ઘણી નવાઇથી સાંભળતી હતી. તેણે એ શી ગડબડ છે તે હવે પુછ્યું અને રૂપીયા સાડી પાન્સોનો ચેક ચોરાયોછે એ તેણે હમણાંજ પેહલવેહલું જાણ્યું.

તેની એ અચરતી જો રાઘુ રામોસીએ જોઇ હોત તો ફરામરોઝ ચોરી કરાવનાર જે "કુટુંબનાં માણસ" વિષે બોલ્યો હતો તે "કુટુંબનું માણસ" આ નાજાં છે એવો પોતાનો વેહમ તે ડીટેકટિવે પોતાનાં મનમાંથી કાહાડી નાખ્યો હોત અને આ મોટાંબાઇ સાહેબ ઉપર ખોટો શક લઇ જવા માટે તેણે પશ્ચાતાપ કીધો હોત.

"ભીખાજી, આજ સાંજે મારી પાર્ટીમાં આવજે" નાજાંએ ભીખા ભરભરિયાનાં આ શાદાપણાં ઉપર ખુશી થઇ તેને નોત્રું દીધું. તેનાં એવાં બોલાપણાં ઉપર કોણ ખુશી નહી થાય ?

"નહી. હું નથી આવવાનો. મને માફ કરો" ભીખો બબડાળવા લાગ્યો. "નાજાંમાય, આજે મારો મિજાજ છેકજ ગીયેલોછે, અને જયારે એક જણનો મિજાજ ગયલો હોય ત્યારે તે પાર્ટી ને પાર્ટીની પરવાર નહી કરે."

અને તોપણ સાંજે મિસિસ ફરામરોજની ટી પાર્ટીમાં ભીખો ભરભરિયો હાજર થયો. સાંજ પડતાંમાં તો તેનો મિજાજ નરમ પડી ગયો. પાર્ટીની ખૂબ ધામધૂમ ચાલી. હંગેરિયન સ્ત્રીઓનું બેંડ ખૂબ મધુર શરોદ લલકારીને પોતાની આસપાસ તમાશગીરોના એક મોટા જથાને ખેંચી શકયું.

આ પાર્ટીમાં ભીખા ભરભરિયા ઉપર ઘણા જણની નજર ખેંચાઇ. જેઓ તેને ઓળખતાં નહી હતાં તેઓ તેને કોઇ મોટો માણસ સમજયા, એવો તેનો કુદરતી રોબ અને એવી તેની બુલંદ પેશાનીની પ્રભા હતી. ગમે એવી મિજલશમાં તે પોતાનો ટેકાવ શું તે સમજતો હતો અને લોકોમાં ઘુસવાની તેને ટેવ નહી હતી પણ લોકો તેને સામા આવી મળતાં હતાં.

ભીખાનો ભાઇ પેસી આ પાર્ટીમાં હતો, પણ તેણે ભીખાને દૂરથી જોતાંજ તેને ઉડાવ્યો. તે પોતાના આ ભાઇથી બીધો કે શરમાયો—ગમે તે કહો પણ બીખો પીરોજાના કાનપર પડીને હસ્યો તેમ તેના ભાઇએ તેને "ખેરવ્યો." ભીખાને આજેબી મિજલશમાં એકલી પીરોજાજ પસંદ હતી. પોતે આજે બેંકમાં જઇને જે "વાઘ મારી આવ્યો." તે પીરોજાને કેહવા માટે તે તલ્પી રહ્યો હતો, અને "રીફ્રેશમેંટ" લેવાના ઓરડામાં પીરોજા નાની શીરીનની ચાકરીમાં હતી ત્યાં જઇ તેને એ વાતથી રોકી રાખી ત્યારેજ ભીખો ધરાયો.

"કેવો ખરાબ માણસ !" ભીખા ભરભરિયાની સઘળી ફરિયાદ હજીબી દાદા હરિના લક્ષમણ સામે હતી "મને કેહજે 'તેં ચોરી કીધી.' એનાં નસીબ સારાં કે હું આગળના જેવો હવે રહ્યો નથી. સાત વર્ષપર જો એ મને એમ બોલ્યો હતે તો એનું કોહું રંગાઇ જતે. એ તો સારૂં થયું જે હું મસ્કત જઇને સુધરી આવ્યોછ ને એનું અપમાન ખમી ગયોછ."

"હું લક્ષમણની ચાલથી દિલગીર છું." પીરોજા ભીખાનાં દુઃખમાં દિલસોજીથી ભાગ લઇ બોલી "પણ, ભીખાજી, એ દાદા હરિના લક્ષમણ વિષે મને કોઇ દાહડે સારૂં મત નહી હતું."

---

પ્રકરણ ૪૫ મું.

## "મી૦ પેસતનશાહ મેહરમુસાના બી. એ., ઈત્યાદી, ઈત્યાદી."

બીખાનો ભાઈ પેસી—તે પોતે પોતાને લખતો હતો તેમ "મી૦ પેસતનશાહ મેહરમુસાના બી. એ. ઈત્યાદી, ઈત્યાદી"—પણ આજે ઘણી ગડબડમાં હતો. મિસિસ ફરામરોજની "ટી પાર્ટી" માં તેણે પોતાના ભાઈ બીખા ભરભરિયાને "બેરચો" તે આપણે દીઠોછે, બલકે બીખા એ પોતે તેને તેમ બતાવ્યોછે. પણ તે સાંજની મિજલશમાં પેસી ઘણો વાર. બેઠો નહી હતો, કાંકે આજે તે ઘણાં કામમાં, ઘણી ગડબડમાં હતો—આજે પેસીને પોતાને ત્યાં પાર્ટી હતી.

પાર્ટી શાની? મોડી રાત્રીની ચંપીન પાર્ટી? વાંચનારી બાનુઓ પુછશે કે વળી એ શું? એ મી૦ પેસતનશાહ મેહરમુસાના બી. એ. નો એક નવો "સુધારો" હતો. તે કોઈ કોઈવાર "મોડી રાતની ચંપીન પાર્ટી" આપતો હતો. આજે તેણે આસરે દજનેક દોસ્તોને નોતર્યા હતા, અને નાજાંની "ટી પાર્ટી" માં વળી બીજા બે ચાર ફ્રેંડોએ બોહસ કરીને આવવા માગ્યું હતું, જેઓને માટે મેનીજ અને ગોઠવણો કરવાને મિસિસ ફરામરોજની "ટી પાર્ટી" માંથી તે જલદી પાછો ફર્યો હતો—ત્યાંનું હંગેરિયન બેંડ સાંભળવા પણ સેજવાર બેઠો હતો.

આ મોડી રાતની ચંપીન પાર્ટી કારણ વિનાની નહી હતી. પેસીનું ઘેર "ગેટી થિયેટર" ની પાસેજ હતું. એ નાટકશાળાની પહોશમાં જે મોટી સુંદર હવેલીઓ બંધાઇછે તેમાં પેસીએ ચાર શણગારેલા ઓરડા ભાડે રાખ્યા હતા. આજ રાત્રે "ગેટી થિયેટર" માં "જાલમ જંદા" નામનો એક નવોજ નાટક થવાનો હતો. તે નાટક જોવાને પેસી અને તેના ઘણાક દોસ્તો જવાના હતા. તે નાટક રાતના ૧૨ વાગતે પુરો થવાનો હતો, માટે તેમને નાટક પુરો થયા પછી પેસીએ પાસેને પાસે પોતાનાં ઘેરમાં મધરાતની ચંપીન પાર્ટી આપી હતી.

"જાલમ જંદા" નો એ નવો નાટક આપણા બીખાના ભાઈ પેસીનો પોતાનો લખેલો હતો. "મી૦ પેસ્તનશાહ મેહરમુસાનાં બી. એ. ઈત્યાદી, ઈત્યાદી" એક મોટા લખનારમાં ખપવાનું ડોળ ઘાળતો હતો અને બીખો ભરભરિયો પોતાના ભાઈના એ "મનના ફાંકા" ની મશખરી કરતો હતો તે તો વાંચનારી બાનુઓ જાણેછે. દારાશાનાંનો હોમી આગળાં વર્ષોથીજ એક નામીચો લખનાર નિવડયો હતો, અને બરાબર બોલીયે તો મેહરમુસાનાંનો પેસી જાહેર લખાણમાં હોમીનો હરીફ થવા માગતો હતો.

પોતાનો એ નાટક જોવા પેસીએ પોતાના દોસ્તોને મુફતની ટિકિટો આપી હતી. પણ પેસી અને તેના દોસ્તો રાત્રે બાર વાગતામાં શું ઘેર જઇને ઉંઘે? નહી, નહી. રાત તો તેઓને મનથી દીસ હતી. તેઓ દીસે ઉંઘનારા અને રાત્રે જાગનારા જુવાનો હતા. હજી તો બાર વાગતા પછી તેઓની રાત્રી શરૂ થઈ હતી. માટે "જાલમ જંદા" નો નાટક ખલાસ થયા પછી પેસીના દોસ્તોએ તેનાં ઘરમાં "ધામો નાખવા" માગ્યો હતો, અને ઘેર પાસેનું પાસે હોવાથી પેસીએ મોટી ખુશી સાથે તેઓને ચંપીન પાર્ટી આપવાને કબુલ્યું હતું.

મોડી રાતની આ ચંપીન પાર્ટીમાં અલબતાં "મી૦ પેસ્તનશાહ મેહરમુસાનાં બી. એ. ઈત્યાદી, ઈત્યાદી" ની મતલબો હતી. "જાલમ જંદા" નો ખેલ પોતે લખેલો, તેની પોતે વાખવાખી કરાવવી હતી અને મુફત ટિકિટ લેઇને જોવા આવેલા દોસ્તો તેવાં બાડુતી વખાણ કરવાને તૈયાર હતા. ખેલ પુરો થયા પછી ખેલની ફતેહને માટે તેઓ પેસીની સલામતી ચંપીનમાં લેવાના હતા, અને એ સઘળું શું પેસીને માટે થોડું માન હતું?

પણ એમાં વળી બીજી વધારે ઉંડી મતલબ હતી, અને તે પોતાનાં આ વખાણ વર્તમાન પત્રોમાં છપાવવાની હતી. "મી૦ પેસતનશાહ મેહરમુસાનાં બી. એ. ઈત્યાદી, ઈત્યાદી." ને વર્તમાન પત્રોમાં સારો વગ હતો. એટલે કે ચોકસ બાડુતી પત્રો જેઓ ચોકસ બાડુતી સબબોસર કોઇનિબી છાપડે ચહડાવવાને ના પાડતા નથી તેવા પત્રોમાં અધિપતિઓ અથવા રિપોર્ટરો સાથ આ નામીચા લખનારે ઘણી દોસ્તી રાખી હતી—તેમને ખાવા પીવા બોલાવતો, નાટકોમાં નોતરતો, વગેરે વગેરે, અને તે સર્વનો બદલો તેને વખાણનાં બાંકાં ઉપર બાંકાં ફુકાવામાં વળી રેહતો હતો.

અને આજની મોડી રાતની ચંપીન પાર્ટીમાં એકવાર ફરી તેમ થવાનું હતું—એટલે "મી૦ પેસતનશાહ મેહરમુસાનાં બી. એ. ઈત્યાદી, ઈત્યાદી" આજે ઘણી ધાંધલમાં અને તિખલમાં રોકાયલો હતો. તેનાં ઘેરમાં ચંપીનની બાટલીઓ, આઇસ્ક્રીમનાં ટબો, અને મેવા તથા મુરબાના ટોપળા ને કંડિયા આવીને પડયા હતા. અલબતાં ચંપીન ઘણો ઉંચો અને મોંઘો તો હોયજ નહી—કાંકે ૭૫ થી ૧૫૦ રૂપીયે દજનનો ચંપીન પોતાના દોસ્તોને પાવા જેટલા પેસી પાસે પૈસા નહી હતા. તોપણ ૬૦ રૂપીયે ડજનનો ચંપીન મંગાવેલો હતો; અને સાંજના ૬ વાગતે મિસિસ ફરામરોજને ત્યાંથી પાછો ફર્યા પછી તે આ સઘળો અસબાબ જોવા ઉપર પોતાનાં મન સાથ મગરૂરી લેવામાં રોકાયલો હતો.

પેસીના ઓરડાઓ અછા શોખથી શણગારેલા હતા. બધી ઉમદા ને ઉંચી ચીજો પેસીને પસંદ હતી. જેવો તેનો પેહરવાસ જંગલાસાહી હતો તેવુંજ તેનું રેહઠાણ પણ ઈંગ્રેજસાહી હતું—એટલે કે આખું ઈંગ્રેજી નહી પણ અડધું ઈંગ્રેજી, અડધું પારસી એમ વાંદર નકલવાળું હતું. તેનો પોશાક, કોટ ને પાટલુન સાથ માથે પાઘડીથી એક મેહલના છાપરાંમાં બેઠું ધાબું બાંધ્યું હોય તેના જેવો લાગતો હતો. તેના પેહરવાસ પ્રમાણેજ તેનો રેહવાસ હતો—અને તોપણ તે તમામ નરમ અને નાજુક હતો. નરમ ગાલીચા, નરમ સોફા, નરમ ખુરસીઓ, નરમ રાચરચીલું, નરમ ઝાલરો, નરમ રંગો, નરમ રોશની સઘળું નરમ નરમ પણ સઘળું અતિ ભપકાદાર હતું.

"મી૦ પેસતનશાહ મેહરમુસાનાં બી. એ, ઈત્યાદી, ઈત્યાદી" આ વાર્તામાં હવે પછી અગત્યનો ભાગ બજાવે

છે, માટે તેની થોડીક તવારીખ આપણે જાણવી જોઇયે. તે થાણામાં જનમ્યો અને વસતો હતો ત્યારે તેની મગરૂર મા માણકબાઇ—તેજ માતા કે જેણે પોતાના એક દીકરા બીખાને જાતી મગરૂરીનો પણ બીજા બેટા પેસીને ફિસ્યારી ના શોખનો વારસો આપ્યો હતો—તેણીએ પેસીને બારિસ્ટર કરવા ચાહ્યો હતો. પણ તેના શિખવા ભણવાના વાખા હતા. સેંટ માઇકલ કાલેજમાં તે મારકુટે થોડુંક શિખ્યો અને મુંબઇ યુનિવર્સિટીમાં તે ઘણે વર્ષે બી. એ. દાખલ પસાર થયો, પણ જો તમે તેની સાથે ઈંગ્રેજીમાં વાત કરો તો તમે અચરત થાવો કે એ બી. એ. ની મુશકેલ ડીગ્રી કેમ મેળવી શક્યો હશે? બીખા ભરભરિયાની ભાષા માં બોલીયે તો "માથાંમાં વેહેરને થુલું ભરેલું હતું"—તેનાં "મગજમાં બુધવારના વાખા હતા"—તેનામાં "ઈંગ્રેજીના મારામાર હતા"—બીખો તો ચોકસ માનતો હતો અને દારાશાનાંની પીરોજા આગળ ઘણીવાર બોલી પણ રહ્યો હતો કે "પેસી પરીક્ષામાં કાપી કરીને એટલે કે ચોરી કરીને પાસ થયો હશે."

ગમે તેમબી પેસી પાસ થયો એટલે તેની મા ખુશી થઇ, પણ તે એટલે બધે વર્ષે પસાર થયો કે બારિસ્ટર થવાને તેને બીજાં કેટલાં વર્ષ જોઇશે તે એક મોટો સવાલ થઇ પડયો. તેની મા પાસે ખાનદાન અને પૈસાની મગરૂરી ઘણી હતી પણ ખુદ પૈસા નહી હતા, ત્યારે કોઇએ તેને કહ્યું હતું કે વિલાત મોકલ્યા વગરબી તેનો દીકરો બારિસ્ટર થઇ શકશે—એટલે કે મુંબઇ યુનિવર્સિટીમાંજ ધારાનો અભ્યાસ કરી એલ. એલ. બી. ની પદવી મેળવી શકશે અને પછી હાઇ કોર્ટમાં ચોકસ વર્ષની ટર્મ ભરી "આડવોકેટ" થઇ શકશે, કે જે, તેની માતાના બોલોમાં "બાલિસ્ટરપણુંજ" હતું. માટે પેસીને બી. એ. થવા પછી મુંબઇનો બારિસ્ટર થવા ઉપર તેની માએ રાખ્યો પણ તે ફોકટ. વર્ષ ઉપર વર્ષો નિકલી ગયાં, તેની કરજદાર માતા સારો વધુ કરજ કરાવીને અભ્યાસને માહને કેટલાક હજાર રૂપીયાની ધૂલ કીધી—પણ, કોણ જાણે, કાપી કરીને ચોરીથી પસાર થવાની તક નહી મળી કે શું, માટે આપણા પંડિત "મી૦ પેસ્તનશાહ. મેહરમુસાના બી. એ. ઇત્યાદી, ઇત્યાદી" થી એલ. એલ. બી. ની પરીક્ષા વટીક આપી શકાઇ નહી. તેણે અંતે બારિસ્ટર થવાનો વિચાર માંડી વાલ્યો, તેની માએ વધુ પૈસા મોકલવાના માંડી વાલ્યા અને "મી૦ પેસ્તનશાહ બી એ. ઇત્યાદી, ઇત્યાદી" મુંબઇમાંજ દામ પડયા.

તેનાં નામ સાથ એ "ઇત્યાદી, ઇત્યાદી" થી બીજા કેટલાક ખેતાબોની જાવત ઇધાણી આપેછે તે કોઇ કહી શકતું નહી હતું. બીખો ભરભરિયો ભડભડ કહી આપતો હતો કે જયારે "કોઇ પાસે એટલાબધા ખેતાબો હોય કે બધાં લખતાં ઘણું લંબાણ થઇ જાય ત્યારે ટુકમાં પતાવવા 'ઇત્યાદી, ઇત્યાદી,' કરી લખવામાં આવેછે, પણ પેસીભાઇ પાસે એટલાબધા ખેતાબો કયા હશે કે જેથી તે આમ જાવત માં માંડી વાળવાની લાંપકી બતાવતો હશે? બીજાઓ ઘણા ખેતાબો થઇ જવાને લીધે 'ઇત્યાદી, ઇત્યાદી' લખેછે પણ આ પેસી તો પાસે કશા ખેતાબ નહી મળે તેને ઘણા કરી બતાવવા માટે પોતે 'ઇત્યાદી, ઇત્યાદી' થયોછે."

અને એ રીતે "મી૦ પેસતનશાહ મેહરમુસાના બી. એ. ઇત્યાદી, ઇત્યાદી" મુંબઇનો રેહવાસી થઇ પડયો. એટલા અરસામાં એક નામીચા અને કવિ લખનાર દાખલ હોમી દારાશાનાંની કીર્તિ એટલી બધી વધી ગઇ કે પેસીથી જયારે કાંઇ નહી વલ્યું ત્યારે તેણેબી જાહેર લખનાર થવા ગમ્યું અને તેને જાહેર મંડળીમાં માન સાથ વસવા અને ભપકાથી ભેળાવાતું ભાવી આવ્યું. તેણે સારે સારે ઠેકાણે પોતાની ઓળખાણ વધારી અને મોટા લેકોમાં માથાં માર્યાં. પણ તેમ કરવા માટે ભપકાથી રેહવું જોઇયે અને સારી પેઠે પૈસા ખરચવા જોઇયે—એ સર્વ કોઇ જે મંડળીમાં ફરવા માગે છે તેનો કડવો અનુભવ છે, પછી તેની પાસે કાહરૂણનો ખજાણો કાં નહી હોય? પણ પેસી પાસે એકતો પૈસા નહી હતા, અને બીજું તો પૈસા નહી હોય ત્યારે લોકો આંટ ઉપર રહી શકેછે તે આંટ તો તેની પાસે મુદ્દલજ નહી હતી. જેમ ઘણાં જણ અચરત થતા કે તે શિખેલો કાંઇ નથી ને તોપણ વિદ્વાન કેમ થયો? તેમજ ઘણા જણની આ પણ એક અચરતી હતી કે તેની પાસે પૈસા કાંઇ નથી તોપણ તે આટલો ભપકો કેમ રાખી શકેછે?

તેના ફુલ્લા જીવના પણ દિવાલિયા કાવસ મામા તેને માટે વર્ષમાં એકવાર—પોતાની પાસે પૈસા હોય ત્યારે—કાંઇ કાંઇ રકમ મોકલતા હતા; અથવા તેની મા છ મહીને કે વર્ષે કાંઇ સેન્સાન—કાંઇ પાંચ પંદરની નોટ—બીડતી, તે "મી૦ પેસ્તનશાહ મેહરમુસાનાં બી. એ. ઇત્યાદી, ઇત્યાદી" ની મુખ્ય કમાણી ધમાણી હતી. તે ઉપરાંત તેના લખવાના ધંધામાં કોઇ બે મહીને પચીસ તો કોઇ છ મહીને પચાસ એમ છુટક રકમો તેને મળતી હતી. તેણે પેહલાં કવિતામાં કાંઇ હાથ અજમાવ્યો તેમાં તો તેની હાંસી થઇ હતી. આજ કાલ નિશાળિયાઓ કવિ થઇ નિકલેછે, તેમાંનો એ એક હતો.

પણ વર્તમાન પત્રોમાં પેસીનાં લખાણ વધારે લખાતાં, છપાતાં અને વંચાતાં હતાં—કાંકે ઘણાંક વર્તમાનપત્રોને મુફત ના લખનારાઓ જોઇયેછે. તેઓ પોતાના લખનારાઓને કાંઇ લુમકો આપી શકતા નથી, માટે જે કાંઇ મળી આવે તેનાથી ભરતિયું કરેછે. તેમ જોતાં પેસીનાં લખાણ પત્રોમાં વધારે છપાયાથી અને તેનાં નામ સુધાં છપાયાથી તેનું નામ થોડું ઘણું જાણીતું થયું હતું. વળી તેના ઇનસાફને માટે એટલું તો કેહવું જોઇયે કે પેસીનું લખાણ કાંઇ છેક કંગાલ તો નહી હતું. તેનામાં કુદરતી પ્રેરણા કે જાતીબુદ્ધિ કાંઇ નહી હતી, પણ તેણે લખવાનો માહવરો પાડયાથી થોડા વખતમાં તકરારી લખાણો ટિકા સહીત લખવાના હુન્નરની કળ તેના હાથમાં આવી ગઇ હતી, અને સારી કસરત પાડયાથી તેનું લખાણ બીજા કંગાળ કુટકલિયાઓ કરતાં જરારતિ ચહડતું હતું.

પણ વર્તમાનપત્રોના જાહેર લખનાર દાખલના ભુખરી ધંધામાંબી મી૦ પેસ્તનશાહ મેહરમુસાના બી. એ. ઇત્યાદી ઇત્યાદીને કાંઇ પૈસાની ખાણ હાથ લાગી શકે

નહી. તેનો છેલો એક ઉપાય નાટકમાં રહ્યો હતો. નાટકનાં લખાણમાં થોડી ઘણી કમાણીનો રસ્તો મળેછે—નાટક કરનારાઓ નાટક વેચાતા લઈ શકેછે તેનું દામ મળેછે, અને વળી નાટક છપાયાથી તે થોડો ઘણો ખપે તો તેના પૈસા મળેછે તે જુદા. અલબતાં એ આવક કાંઈ મોટી નથી, પણ ટગુમગુ ગુજારામાં કદાચ કોઈ ટકી રેહવા માગે તો તે બની શકેછે. સારા લખનારાઓ—હોમી દારાશાનાંઓ સરખાની તો અંહી વાતજ નથી. હોમી કેવો ફતેહમંદ લખનાર થયોછે તે આપણે આગળ જોયુંછે. પણ તેની એ ફતેહ તો એક ચુનંદા ઈંગ્રેજી લખનાર દાખલની છે. ગુજરાતી લખાણમાં, ભીખો ભરભરિયો કેહછે કે "કાંઈ કાંદા કાહાડવાના નથી." હોમી તો ગુજરાતીનો પણ એક નામીચો લખનાર હતો—પણ તે ગુજરાતીમાં ઝાઝું લખતો નહી હતો કાંકે તેમાં કાંઈ ઝાઝું વળતું નહી હતું—પણ પેસી ઈંગ્રેજી લખાણમાં તો પોતાની બી. એ. ની પદવી છતાં ભમરડોજ હતો.

પેસીએ ત્યારે ઘણાક ગુજરાતી નાટકો લખ્યા હતા, અને તે વળી સાધારણ તમાશગીર લોકને થોડા ઘણા ગમ્યા હતા—લોકોને ગમે કે નહી ગમે પણ વર્તમાનપત્રોમાં પેસીના લાગવગથી તેના નાટકોનાં માખણિયાં વખાણો વધારે થયાં હતાં. સારો નરસો માલ પિછાણવાની લોકોમાં શક્તિ ઘણી કમતર છે—થોડાક થીથી થાથા, કાંઈ હસવાના ભાટકા, કાંઈ કંગાલ રાગડા, કાંઈ થોડાક ભારી બોલોનો જથો ને થોડીક ભપકાદાર શિખામણ હોય એટલે સાધારણ લોકો ખુશી થાયછે. લખાણની જમક, શબ્દ રચનાની બારીકી, વિચારોની ઉંડાઈ, ભેદી ભાષા, ટિકા અને ટંકોરનું તિક્ષણપણું, લાગુ પડતા બોલો એ સઘળું તપાસવાની સાધારણ લોકોમાં શક્તિ ઓછી, એટલે પેસીના નાટકમાં એ સઘળી ખુબીઓ નહી છતાં તે કોઈને લાગતી નહી હતી. સઘળું પસાર થતું હતું—વર્તમાનપત્રોની ભાટુતી તારીફથી તે વધારે પસાર થતું હતું.

એ પ્રમાણે ત્યારે આજે—મિસિસ ફરામરોજની "ટી પાર્ટી" વાળી તથા "હંગેરિયન બેંડ" વાળી રાત્રે ગેટી થિયેટરમાં પેસીનો નવો નાટક "જાલમ જંદા" થવાનો હતો, માટે પેસી આજે તેની ગરબડમાં હતો—નાટકનીજ નહી, પણ નાટક થઈ રહ્યા પછી પોતાના માખણિયા મિત્રોને મધરાતની ચંપીન પાર્ટી આપવાની આજે તેની ગડબડ હતી.

---

## પ્રકરણ ૪૯ મું.

## પેસીને પગે વળગેલી પીડાઓ.

સાંજ સુધી તો પેસી સારી પેઠે હતો. સાંજે દીવાની વખતે તે મિસિસ ફરામરોજનું હંગેરિયન વાજું સાંભળી આવ્યો ત્યાંસુધી તો ખુશ, ઉલટમંદ, ઉમેદવાર હતો.

પણ ત્યાર પછી તેનો જીવ બિગડી આવ્યો, આજની ખુશાલીની રાત્રે ખાટો થઈ આવ્યો.

સાંજનો ટપાલ આવ્યા પછીજ તેમ થયું. તે છેલા ટપાલમાં બે કાગળ મળ્યા, જે ખચીત ખુશ ખબરીના નહી હતા. તે વાંચીને પેસીના ચેહરા ઉપર કાંઈ ગુચવાડાનો ઘાતકી ધુમરો ચહડી આવ્યો.

એ બેહુ કાગળો તેણે અક્ષર ઉપરથી પારખ્યા. એક કાગળ તેના એક જાણીતા માગનારાના હાથનો હતો. બીજો કાગળ તેની બાયડી આલીને હાથનો હતો, અને તે ઉપર "તાકીદનો છે" એમ માર્ક કરેલું હતું.

પેસી ઘણી જુવાનીમાં પરણ્યો હતો. રળતો કમાતો થયો નહી, હજી તો બી. એ. ઈત્યાદી, ઈત્યાદી થયો નહી, હજી તો પુરો પચીસ વર્ષનો પણ થયો નહી, તે અગાઉ પરણીને બચરવાલ થઈ ગયો. તે પોતાની બાયડીની ખુબીમાં ખુબી ખુબસુરતી ઉપર લોભાઈને પરણ્યો હતો. તે કુમારીકા કલ્યાણી પાસેનાં ભીમરડી ગામના એક દારૂવાળાની દીકરી હતી. આલીને પેસીએ બે ચારવાર થાણાનાં સ્ટેશન ઉપર આવતી જતી દીઠી હતી અને તેના રૂપાળા ચેહરાની નખરાંબાજ નાજુકી ઉપર એકદમ મોહિત થઈને ઉતાવળમાં તેને પરણી પડયો. તેનાં ખાનદાનનું નામ સારૂં હતું એટલે આલીનાં માબાપે પેસીના કોઈ બીજા ગુણો તરફ જોયું નહી. આલીની ખુબસુરતીનો બાહાર ખીલતો હતો—એટલે પેસીએ તેણીની કેળવણી યા તેના બીજા ગુણો તરફ જોયું નહી. પેસી પોતાની પરણેતરને પાળવા અશક્ત હતો અને આલી કશી પણ કેળવણી પામેલી નહી હતી, તે છતાં બેહુ એકેકને "પસંદ કરીને "પરણ્યાં અને તેમને બચ્ચાં પણ થયાં હતાં.

પણ મુંબઈમાં પેસી પોતાની બાયડી સાથે રેહતો નથી—બલકે તે પરણેલોછે એમ મુંબઈના ઝાઝા લોકો જાણતા પણ નથી. એતો તેના ભરભરિયા ભાઈ ભીખાએ એક દાહડે બરમિજલશમાં ભાંગરો વાટી દીધો, કે જયારે તેની આલીની ખબર પુછી હતી. જો કોઈ પેસીને પુછતા કે "તમે પરણેલા છો કે?" તેનો તે ઘણી આનાકાનીથી જવાબ દેતો—ટુંકમાં તેને પોતાની બૈરી વિષે વાત કરવા ગમતી નથી એવું તે બતાવતો હતો. તે મુંબઈની વધારે સુંદર પરીઓને જોઈ અંજાઈ ગયો હતો અને શેહરી નાજનીનો આગળ તેની ગામડિયણ બાયડી તેને ભાવતી નહી હતી. તે કાંઈ ઈંગ્રેજી ભણેલી નહી હતી. કલ્યાણીના પારસીઓ મરાથી બોલી બોલેછે, માટે આલી ગુજરાતી જાણતી નહી હતી તેટલું મરાથી બોલતી હતી—તોપણ ગુજરાતી લખતાં વાંચતાં શિખેલી હતી. આવાં પરણી એટલે પેસીનાં કપાળે સદાની ચોંટી, માટે તેણે પોતાની બાયડીને તજી દીધી નહી હતી. તે બાયડી નામુકેર જવા માગતોજ નથી. પણ બાયડી છોકરાં તેના ઉપર એક ભારી બોજો થઈ પડયાં હતાં, માટે તેણે તેઓને દૂર રાખ્યાં હતાં; એટલે ખર્ચ ઘણો બચ્યો હતો, પગે વળગેલી એક પીડા પતી હતી અને કાસર ટલી ગઈ હતી. અગરજો પેસી પાસે લાખ બે લાખની પુંજી હોત તો તે બાયડી છોકરાં સાથ ભપકાથી રેહત, પણ તે તેવો પુંજીવાળો થાય ત્યાંસુધી બાયડી છોકરાંને પોતાની સાથે રાખવાનું તેણે મુલતવી રાખ્યું હતું.

આલી પોતાના બાપને ઘેર પોતાનાં બચ્ચાંઓ સાથે પોતાનાં ગામડાંમાં પડી પડી સબડયા કરતી હતી—અને "મીઠ

પેસતનશાહ મેહરમુસાના બી. એ. ઇત્યાદી, ઇત્યાદી," શેહરમાં જ એકલા પડીને એકલી મોજ કરતા હતા. બિચારી આલીનાં માબાપ મરી ગયાં અને તેનું કોઇ રહ્યું નહી હતું—તોપણ તેને પોતાના શેહરી અને શેઠિયા વર પાસે આવવાનો હુકમ નહી હતો. પેસીને મુંબઇમાં બૈરાંની સંગત કયાં ઓછી હતી? સાથે લઇને ફરવા હરવા તથા મંડળીમાં ભેળાવા માટે બીજાં બૈરાં ઘણાં હતાં. આજના "સુધરેલા જમાના"માં પોતાની બાયડીઓ પોતાનાં ઘેરમાં એકલી ઝુરી મરે અને પોતે બીજાઓની બાયડીઓ સાથે ફરવા હરવાના મોજ શોખ કરે એવા "શિખેલા સુધરેલાઓ" પારસીઓમાં ઘણા વધી પડયાછે. પેસી તેઓમાંનો એક હતો.

બિચારી આલી સબુરીવાળી હતી, તેથીજ આમ ગામડાંમાં પડીને એકલી ઝુરયા કરતી હતી. એ તો પેસીનાં સારાં નસીબ કે તેને આવી ધીરજવાળી અને ખમનારી એક ગામડિયણ બાયડી મળી હતી, બાકી જો કોઇ શેહરી "સુધરેલી" સાથ તે પરણ્યો હોત કની તો તે અત્યાર અગાઉનો પેસીને પરણવાનો સ્વાદ ચખાડી રહી હોત. પણ આલી આમ કેટલાં વર્ષ ઝુરી મરે? હવે તે નાસબર થવા માંડી હતી. તે બડબડતી અને ફરિયાદ કરતી હતી. પેસી તેને બીમરડીમાં છેલો મળ્યો ત્યારે તે ઘણું રડી ટટલી હતી, તેણે ઘણો કજીયો કીધો હતો, ગામડાંમાં રેહવા માટે પણ પૈસા ટકા માગ્યા હતા, અને તેની સાથે શેહરમાં જઇ શેહરી જીંદગીમાં ભાગ માગ્યો હતો. પેસી તેને સખ્યારો આપ્યા કરતો હતો, પણ ધીરજનીબી હદ હોયછે. પછવાડેથી આલી એટલી અધીરી થઇ કે એક વખતે પોતાનાં બચ્ચાં સાથે અચબુચ મુંબઇ આવીને પોતાના વરને ત્યાં પડવાની ઘણી ધમકીઓ આપી રહી હતી.

અને આજે ટપાલમાં આવેલો "તાકીદનો કાગળ" તેમાંનીજ એક ધમકીનો હતો—ખાલી ધમકીનોજ નહી પણ તે ધમકી ખરેખર બજાવવાનો કાગળ હતો. પોતાની બાયડીના અક્ષર ઓળખતાં વારજ પેસીએ તે ગભરાઇને ઉકેલી વાંચ્યો અને વાંચતાં વારજ તે ફાળ ખાઇને પોતાની ખુરશી ઉપર ફસડાઇ પડયો. અગરજો તેને કોઇએ ભેજાંમાં એક ફટકો માર્યો હોત તોબી તે એટલો ગભરાટ નહી તેવો એક સખત ગોદો તેની બાયડીના આ કાગળે તેને લગાડયો.

અને આલી શું લખેછે? ટુકમાંજ કહીશું. આલીએ લખ્યું કે હું મારાં બચ્ચાંઓ સાથે મહીનાના મહીના, વર્ષનાં વર્ષો અંહી ગામડાંમાં ઝુરતાં ઝુરતાં કંટાલી ગઇ છું. બચ્ચાં કેળવણી વગર ધૂળ થઇ જાયછે. તમે 'આજે તેડાઉંછ, કાલે તેડાઉંછ, આ મહીને તેડાંઉંછ, આવતે વર્ષ તેડાઉંછ,' એમ ભરૂસા આપ્યા કરોછો, પણ તમારા ખોટા વાયદાઓ ઉપરથી મારો વિશ્વાસ તદન ઉઠી ગયોછે. તમે મને તેડાવતા નથીજ, તો હવે મેં મારી મેળે આવવાનો ઠરાવ કીધોછે. મેં ઘેર બંધ કીધુંછે, સામણ વેચી નાખ્યોછે, અને આજને આજ હું મારાં બચ્ચાંને લઇને નિકલી પડુંછું. આજે હું બીમરડીથી નિકલીશ, તે રાત કલ્યાણીમાં કાહાડીશ, અને કાલે બપોરની ટ્રેનમાં છોકરાં સાથે કલ્યાણીથી ઉપડીશ તે કાલ સાંજના ૪ વાગતે મુંબઇ આવીશ. માટે કાલે ૪ વાગતે મને બોરીબંદરનાં સ્ટેશન ઉપર મળજો. તમે નહી મળશો તો ફિકર નહી. તમે નહી મળશો તો હું ભાડેની ગાડી કરીને મારાં છોકરાં સાથે તમારે ઘેર આવીશ, અથવા ચાલતી આવીશ, કાંકે તમારૂં ઘેર બોરીબંદરનાં સ્ટેશનથી દૂર નથી. તમે ઘેરમાં નહી હશો તો તમે જયાં હશો ત્યાં તમોને શોધી કાહાડીશ.

પણ વળી આ કાગળમાં આપેલી એક છેલી ચેતવણી વધારે ચોંકાવનારી હતી કે "તમે કાગળનો જવાબ લખતા ના, કાંકે હું તો નિકલી પડુંછ, અને જવાબ મને મળી શકવાનો નથી. પાછો તારબી કરતા ના, કાંકે તાર આફીસમાં મેં ખબર આપીછ કે મારે માટે ગમે એવો તાર આવે તોપણ તે લાવવો નહી."

"મી૦ પેસતનશાહ મેહરમુસાનાં બી. એ. ઇત્યાદી, ઇત્યાદી" ને માટે આ તે કેવી ખબર! હવે કરવું શું? આલી અભણ, ગમતી, ને હુજતી હતી. તે કાલે આવવા માગેછે તો જરૂર આવવાની, ને બચ્ચાં સાથે આવીને પડશે તો પછી શું થશે? તેને કયાં રાખશે? અને કેમ રાખશે? અને પછી મોજમજાઓનું શું થશે? પાર્ટી ને પાર્ટીઓનું શું થશે? તેઓનું પેટ કયાંથી ભરાશે? દોસ્તો શું કેહશે?

વખત વહી ગયો તે પેસીને આ ગભરાટમાં જણ્યો નહી. તે એટલી ભાણ ભૂલ્યો કે તેના કીમતી "જાલમ જંદા" ના નાટકમાં જવાનો વખત થઇ ગયો તેની તેને યાદ રહી નહી, અને ચાકરે આવીને યાદ આપી ત્યારે તેણે નાટકમાં જવાની દરકાર પણ કીધી નહી. તેણે ચાકરને ધમકાવીને પોતાની આગળથી કાહડી મેલ્યો. ચાકર અચરતીથી વિચારમાં પડયો કે શેઠને આજે એકાએક શું થયું!

પણ સાંજના ટપાળમાં આ એકજ કાગળ આવ્યો નથી. બીજો કાગળ તેણે ફફડી ચટકીને ઉતાવલમાં ઉકેલ્યો તો તેમાં એક માગનારે પેસી ઉપરના પોતાનાં લેહણાનો તાબડતોબનો તકાજો કીધેલો હતો—"જો ચોવીસ કલાકમાં તમે મારા રૂપીયા ભરી નહી દેશો તો હું એકદમ ફરિયાદી માંડીશ" તે માગનારે લખ્યું હતું. આ કરજ ૧૦૦ રૂપીયાનું હતું પણ "મી૦ પેસતનશાહ મેહરમુસાના બી. એ. ઇત્યાદી, ઇત્યાદી" નાં ગજવામાં ૧૦૦ દોહડિયાંબી નહી હતાં. આજની ચંપીન પાર્ટીનો સામણ ઉધાર મંગાવ્યો હતો. "મિરર" પત્રમાં પોતે કાંઇ લખાણ કરવા માટે સેજ પગાર મળતો હતો તે તો ખર્ચાઇ ગયો હતો.

આ તો બે પીડા પેસીને પગે વળગી. એક તો કાલે આલી આવીને અડશે તેનો ખર્ચ છે, અને તેમાં આ માગનારને રૂ૧૦૦ એકદમ આપવાના તે તો જુદા.

પણ પૈસા હોય કયા બાપના કે પેસી પગાર કરે? આજેજ તેનો કાકો માણકશાહ મેહરમુસાના મુંબઇ આવેલો સાંભળી પેસીએ રૂ૫૦ ઉછીકા મંગાવ્યા, ત્યાંથી નાનો જવાબ આવ્યો એટલુંજ નહી પણ કાકાએ કેહવડાવ્યું કે "આજે મને રૂપીયા જોઇતા હતા તે મેં જાંહગીરશાહ જંગબાર

વાળાને ત્યાંથી રૂપીયા સાડી પાન્સોનો એક મંગાવીને ભર્યા, પણ વળી તેજ આફીસમાં એટલીજ રકમનો મારે નામનો એક બીજો ચેક મોરાયોછ, તેથી હું સામો ધાસતીમાં આવી પડયોછ કે રખેને તે રૂપીયા મને ભરી આપવા પડે." એવી ગરીબીના વખતમાં વળી આલી કયાં આવીનેપડવા માગેછે ?

"રાન આલી મેડ થઇછ !" પેસી ગુસામાંને ગુસામાં તેને ગાળો દેવા પડયો, અને જે ભાષા તે મંડળીમાં વાપરતાં લજવાયછે તે પોતાનાં મનમાં વાપરવા પડયો. "એ રાન આવે તો ખરી, પેહલાં તો સ્ટેશન ઉપરજ રાનનાં માથાંમાં એક મુકી મારીને કોહુંજ રંગી નાખું. રાન અભણ, એબિયલ, કંગાલ, મેલી, ફુવડ, ગામડિયણ બાયડી, 'ને કેળવણી વગરનાં ત્રણ છોકરાં. બાપરે! રાન આવીને પડશે તો હું શું કરીશ ?"

પાસેજ દારૂના ગ્લાસ પડેલાં હતાં, તેમાં પોતાનો ગમ મારવા એક બ્રાંડીનું ગ્લાસ ભરીને પેસી પાણી સાથ ઓટી ગયો અને તેથી તેનું મગજ વધારે ફરવા લાગ્યું.

એજ વખતે બાહાર કાંઇ ગડબડ સંભળાઇ અને "શેઠ, તમારા ભાઇ ભીખાજી આવ્યાછ" એમ ચાકર ખબર લાવ્યો.

"વળી એ પીડા કયાંથી આવી ?" પેસી બડબડયો, પણ ભીખો ભરભરિયો કાંઇ બાહાર ખોટી થાય, અગત્ય કરીને પોતાના સગા ભાઇને ત્યાં ચાકર કેહવા જાય ત્યાં સુધી પોતે બાહર ઉભો રેહ તેમાંનો માણસ નહી હતો.

તે ચાકરની સાથેજ અંદર આવ્યો અને પેસી તેને કશો આવકાર દેવાને બદલે જેમ બે કુત્રાં એકેકને ઘુરકે તેમ તે પોતાના ભોળા ભાઇને ઘુરકવા લાગ્યો. પેસીને પોતાને જીવવું ભારી પડતું હતું, તેમાં વળી આ ગરીબડા ભાઇની વેઠ તેને ભારી લાગતી હતી. ભીખો પેસીનો વડો ભાઇ હતો, પણ એવા વડા ભાઇથી નાના ભાઇની આબરૂ શી ? એક કામત કલાર્ક, રખડતો ભીખારી, પોંહ અખાનામાં રેહનારો અને વળી પોતાની ગરીબાઇને માટે ફિરયારી મારનારો, તે પેસી જેવા આબરૂદાર અને ઇસ્કી તથા મંડળીમાં ફરનાર અને મીરાંઓમાં બેસનારને કેમ ભાવે?

ભીખો પોતાના ભાઇને ત્યાં આજે પેહલવેહલોજ આવ્યો; અને ઓરડાઓનો ભપકો તથા દોલત, મોજ, સુખ અને આરામની ઇધાણીઓ જોઇને પેહલાં તો પોતાના ભાઇને ઘણી સુખી હાલતમાં વિચારીને ખુશી થયો.

"કેમ દીકરી, પેશ્ની, કેમ છે ?" આવતાંનીવાર ભીખાએ છુટથી હાંક મારી પોતાના ભાઇને શેકહેંડ કરવા લાંબો હાથ આપ્યો. પણ પેસીએ પાછો હાથ આપવાને બદલે એક થંડી આંગલી આપી અને ભીખાને બેસવાબી કહ્યું નહી. પણ તેથી કાંઇ ભીખો બેઠા વિના નહી રહ્યો. તે કહ્યા વગરજ એક નરમ મખમલની ખુરશી ઉપર થંડે કલેજે અઢેલીને બેઠો.

પણ ભીખો તો "મી૦ પેસ્તનશાહ મેહરમુસાનાં બી. એ. ઇત્યાદી, ઇત્યાદી" ને માટે વધારે મોહકાણના સમાચાર લાવ્યો હતો, માટે ભીખા ભરભરિયાનું આવવું પેસીને વધારે અણગમતું થઇ પડયું.

તે શું સમાચાર હતા ? આપણે બીજાં પ્રકરણમાં જોઇશું.

## પ્રવાહી અને હવાઈ પદાર્થોમાં ગરમી કેવી રીતે ફેલાયછે ?

જેમ એક આદમીઓનાં ટોળાંને પાસે પાસે ઉભાં રાખી દોરડાં વડે મજબુત બાંધી લીધાં હોય અને તેથી તેઓથી એક છેડેથી બીજે છેડે જવાય નહી તેજ પ્રમાણે નક્કર પદાર્થની પણ બનાવટ એવી છે કે જે જીણાં રજકણો નો તે બનેલોછે તે રજકણો એક એવી શક્તિથી એક એકની સાથે જોડાયલીછે કે ગમે એવી ગરમી લગાડયે અને તેનાં રજકણોમાં ગમે એવી જોસમાં હાલચાલ થાય તોપણ તે ચીજનાં રજકણો એક છેડેનાં હોય તે બીજે છેડે જઇ શકે નહી. જો એક લોઢાંના સળીયાને ગરમ કરશું તો ગમે એવી ગરમી છતાં તેના એક છેડેનાં રજકણો બીજે છેડે આવે નહી.

પણ હવે પ્રવાહી પદાર્થમાં તો એથી ઉલટુંજ બનેછે. જે રજકણોનો પ્રવાહી પદાર્થ બનેછે તેમાં પણ ઉપલી શક્તિ હોયછે પણ પ્રવાહીમાં તે થોડી હોવાને લીધે તેનાં રજકણો ગરમી લાગતાંવાર ઉપર નીચે દોડતાં ફરેછે. જો તમે એક વાસણમાં થોડુંક પાણી લઇ તેને નીચેથી ગરમી લગાડશો તો જેવી પાણીનાં નીચલાં રજકણોને ગરમી લાગશે કે તરતજ તેમાં હાલચાલ થઇ તે સેહજ હલકાં થશે અને ધીમે ધીમે સપાટી ઉપર આવતાં જશે, અને તેજ વખતે ઉપલું પાણી જે હજી ઠંડું છે તેનાં રજકણો વધુ ભારી હોવાથી નીચે જઇ તેની જગ્યા કરશે. ટુકમાં આ પ્રમાણે જ્યાં સુધી આપણે પાણીને ગરમ કરશું ત્યાંસુધી થયાજ કરશે અને ઉપરનું ઠંડું પાણી નીચે જશે અને નીચેનું જે ગરમ થતું જશે તે ઉપર આવતું જશે. આ કારણને લીધે જ્યારે પાણી ગરમ થાય ત્યારે ઉપરનું થોડું ને નીચેનું ઘણું ગરમ થવાને બદલે બધું ઘણું કરીને સરખુંજ થાયછે.

હવે જેમ થંડો પ્રવાહી પદાર્થ ગરમ થાયછે ત્યારે ઉપરનું નીચે આવી નીચેનું ઉપર જાયછે તેજ પ્રમાણે ગરમ પ્રવાહી ઠંડો પડેછે ત્યારે પણ થાયછે. જેવું આપણે પાણીનું તપીલું ચુલા ઉપરથી ઉતારી તેને ઠંડું પડવા મુકયે તેવુંજ તેમાં પાણી ઉપરનું નીચે ને નીચેનું ઉપર આવજાવ કરવા માંડેછે. જેવી પાણીની સપાટીને ઠંડી હવા લાગેછે કે તે સપાટી પરનાં રજકણો ઠંડાં પડી ભારી થાયછે ને તેથી તરતજ નીચે ઉતરવા માંડેછે અને તેની જગ્યાએ નીચલાં વધુ ગરમ ઉપર આવેછે અને એ પ્રમાણે પ્રવાહી ગરમ થાયછે ત્યારે કે ઠંડો પડેછે, ત્યારે તેનાં રજકણો ઉપર નીચે આવજાવ કરી તે દોહવાયા કરેછે.

એતો પાણીને નીચેથી ગરમી આપીયે તેની વાત થઇ. પણ હવે આપણે જોઇએ કે જો પાણીને ઉપરથી ગરમી લગાડયે તોપણ તે સરખુંજ ગરમ થાયછે કે નહી. આ અખતરો કરવા માટે એક વાસણમાં થોડુંક આઇસ લઇ તેનો ભુકો કરી તેમાં થોડુંક મીઠું નાખો ને પછી એક પટલા કાચની લાંબી નળી લઇ તેમાં થોડુંક પાણી નાખી તે નળી પેલાં આઇસવાળાં વાસણમાં મુકી નળીમાંનું

પાણી બંધાવા દેઓ અને પછી તે નળી પાણીથી ભરી તેને દીવા ઉપર એવી રીતે વાંકી પકડો કે તેનો ઉપલો છેડો દીવા ઉપર આવે ને પેલું પાણી ગરમ થાય. હવે જ્યારે આ પ્રમાણે આપણે નળીને ઉપરથી ગરમી લગાડશું ત્યારે કાંઇ પેલું નીચેનું પાણી ઉપર આવશે નહી ને જ્યારે ઉપરનું પાણી દીવાની ગરમીથી બાફ નીકળે એટલુંબધું ગરમ થઇ જશે ત્યારે નીચે તો બંધાયલુંજ રહેશે.

આ ઉપરથી જણાયછે કે પ્રવાહી પદાર્થમાં ચુસી લેવાનો ગુણ નથી એટલે તે બેડ કંડકટર છે પણ તેનાં રજકણોની રચણા એવી છે કે તેને ગરમી લાગતાંજ તે નક્કર પદાર્થનાં રજકણોની માફક એક છેડેનાં એકજ છેડે રહેતાં નથી પણ ઉકલપાકલ થાય છે અને તેથીજ પ્રવાહી પદાર્થ એકસરખોજ ગરમ અને એકસરખો બધે ઠંડો માલમ પડેછે. જેમ પ્રવાહી પદાર્થ વધારે ધાડો હોયછે તેમ તેમ તેમાનાં રજકણો સેહેલાઇથી ઉપર નીચે જઇ શકતાં નથી અને તેથી ધાડો પદાર્થ સઘળી જગ્યાએથી સરખો ગરમ કે ઠંડો થતો નથી. મુસાફરો આપણને કહેછે કે બળતા પર્વતોમાંથી જે ગરમ ઝરાઓ વહેછે તે ઘણાંક વરસો સુધી ગરમ રહેછે. તેનું પણ કારણ એજ કે તે પ્રવાહી ધાડો હોયછે અને તેથી તેનાં રજકણો ઉપર નીચે આવજાવ કરી શકતા નથી અને તેથી જ્યારે તે ઠંડો પડેછે ત્યારે પણ ઉપરનું પડ ઠંડું પડી તેનું પટલું પડ ઉપર બંધાઇ રહેછે ને નીચેનું તો ગરમજ રહેછે.

હવે હવાઇ પદાર્થમાંનાં રજકણો પણ પ્રવાહીની માફક ઉપર નીચે જઇ શકેછે અને વળી તે પ્રવાહી કરતાં વધુ જલદીથી જાયછે, માટે હવાઇ પદાર્થની સરખામણી કરવા માટે થોડાંક આદમીઓને કમાનથી એક એકથી ચોકસ અંતરે દુર રાખી બાંધ્યે ને પછી તેઓને સાંકડી જગ્યામાં દાબીને બંધ કરીએ. હવે પેલાં આદમીઓને જે કમાનથી બાંધ્યાછે તે કમાનનાં જોરથી તેઓને જે સાંકડી જગ્યામાં બંધ કીધાંછે તે જગ્યા જો નબળી હશે તો તેની દીવાલ ભાગી જઇ તેઓ એક એકથી દુર પાછા થશે તેજ પ્રમાણે જો એક બંધ્યાર જગ્યામાં હવાઇ પદાર્થ ભરી તેને ગરમી લગાડશું તો તેનાં રજકણો એક એકથી ખસ્તાં જઇ જેમ જેમ ગરમી વધારશું તેમ તેમ વધુ જોર કરી જે ચીજમાં તે પદાર્થને ભર્યો હશે તે જો નબળી હશે તો તેને ફાડી નાખશે.

ડાકટરો કહેછે કે જો આપણને ઘર સ્વચ્છ હવા વાળાં રાખવા હોય તો બારીઓને છેક ઉપરથી ઉઘાડી રાખવી જોઇએ. કેમકે આપણે જે હવા આપણા દમ માંથી પાછી કાઢીએ છીએ તે તે વખતે ગરમ હોવાને લીધે ઉપર ચઢેછે અને જો તેને બાહેર નીકલી જવા માટે ઉપરથી જગ્યા ન હોય તો તે પાછી ઠંડી પડી નીચે ઉતરેછે અને તેજ ખરાબ થયલી હવા આપણાથી પાછી દમમાં લેવાયછે.

જેમ આપણે એક વખત દમમાં લીધેલી હવા ખરાબ થાયછે તેજ પ્રમાણે દીવા બળેછે ત્યારે પણ હવા ખરાબ થાયછે. અને તે પણ ચીમનીને રસ્તેથી ઉપરથી બાહેર નીકળી જાએછે અને તેની જગ્યાએ દીવો બળવા માટે બીજી સ્વચ્છ ઠંડી હવા નીચલાં આંધરાંઓમાંથી ચીમનીમાં દાખલ થાએછે. હવે જો આ પ્રમાણે નીચેથી સ્વચ્છ હવા આવવા માટે આંધરાં નહી હોય તો દીવો બુજાઇ જાયછે. જો આપણે એક પોહોલી રકેબીમાં સળગેલી મીનબતી મુકી તે રકેબીમાં પાણી નાખીએ ને પછી તે બળતી મીનબતીની ઉપર એક મોટી નળી ટાંકીએ તો જરા વારમાં બળતી મીનબતી ઓળવઇ જશે કેમકે નીચે પાણી હોવાને લીધે બત્તીને બળવા માટે સ્વચ્છ હવાનો માર્ગ નથી ને તેથી ઉપરની ખરાબ થયલી હવાજ પાછી નીચે આવેછે અને તેથી બત્તી બુજાઇ જાયછે.

કેટલીક વખતે ગરમી હોવા છતાં આપણાં પગને જમીનપર મુકતાં ઠંડી લાગેછ તેનું શું કારણ વારૂં ? એનું કારણ એ કે જેમ ઓરડામાંથી આપણે જે હવા દમ માંથી કાઢીયે છીયે તે ઉપર જઇ બારીના ઉપલા ભાગમાંથી બાહેર નીકળી જાયછે તેમજ બારણાંના નીચલા ભાગમાંથી ઓરડામાં બીજી ઠંડી સ્વચ્છ હવા દાખલ થાયછે અને તેથી નીચલી હવા ઠંડી હોવાને લીધે આપણા પગને નીચે મુકતાં ઠંડી લાગેછે.

ગરમ દેશોમાં જે જાતના ફુકતા પવનને આપણે વેપારી પવન કહીયે છીયે તે ઉત્તર ગોળાર્ધમાં ઇશાણ ખુણા તરફથી અને દક્ષિણ ગોળાર્ધમાં અગ્ની ખુણા તરફથી ફુકેછે અને તે પણ કુદરતમાં મોટા પાયા ઉપર બનતો આવોજ એક સર્વથી સરસ દાખલો છે.

વીષુવવ્રત તરફના દેશોમાં હમેશાં સુર્યનાં કીરણો સીધાં પડવાને લીધે ત્યાંની હવા ગરમ થઇ ઉપર ચઢયા કરેછે અને તેથી તેની જગ્યાએ ઉત્તર અને દક્ષિણ તરફથી બીજી હવા પવનના ઝપાતાના આકારમાં આવેછે. જોકે તે કાંઇ આપણને ઉત્તર કે દક્ષિણ તરફથી ફુકતી જણાતી નથી કેમકે આપણી પૃથવી તે હમેશાં ગોળ ફરેછે. તોપણ ખરેખર તો એ પવન ઉત્તર દક્ષિણ ભણીથીજ આવેછે. હવે જ્યારે ઉત્તર દક્ષિણ ભણીથી પવન વીષુવવ્રત ભણી જાએછે તે વેળાએ તે તરફથી જે હવા ગરમ થઇ ઉપર ગઇ હતી તે પાછી ઉત્તર દક્ષિણ ભણી ફેલાઇ જાયછે ને પોતાની વારીએ પાછી વીષુવવ્રત ભણી આવેછે. પણ પૃથવી પૂર્વ તરફ ફરતી હોવાને લીધે આ પવન ઉત્તર ગોળાર્ધમાં ઇશાન ખુણા તરફથી અને દક્ષિણ ગોલાર્ધમાં અગ્નિ ખુણા તરફથી આવતો માલમ પડેછે. આ જાતનો પવન ચોકસ વખતે દરીયામાં વ્હાણોને ઘણો મદદગાર થઇ પડતો હોવાથી તેને લોકો વેપારી પવન કહેછે. આ પવનથી કેપ ઓફ ગુડ હોપને રસ્તેથી વ્હાણો આસેલ્યા જાયછે અને કેપ હોર્નને રસ્તેથી પાછાં ફરેછે.

સીરીનબાઇ રૂસ્તમજી કંત્રાકટર.

---

લડાઇ લાવે, માટે ફ્રાન્સની વલણ કેવી છે તે વીશેની ખાતરી કરવાને તેણીએ પોતાના એલચીને લખ્યું. રાણી કેથેરાઇને ઈંગ્રેજી એલચીને કંઇ પાધરો જવાબ નહી આપ્યો. એટલુંજ કહ્યું કે "મેરીને અને ઇલીઝાબેથને બેહુને દોસ્તી થાય એવું હું ચાહુંછું. હુંતો બેહુની દોસ્તછું. હું એક અથવા બીજી બાજુની પક્ષ તાણતી નથી." પણ આ જવાબથી ઇલીઝાબેથની ખાતરી થઇ કે મેરીને રસ્તામાંથી ઈંગ્રેજી હદમાંજ પકડવામાં આવશે તો ફ્રાન્સ કંઇ વચ્ચે પડશે નહી.

હવે ઇલીઝાબેથે મેરીને પકડાવાની યુકતીઓ રચી. પોતાના દરીયાઇ કાફલાપર હોકમ મોકલ્યો કે મેરીનાં વાહાણો જયારે ઈંગલીશ દરીયામાંથી પસાર થાયે ત્યારે પકડવાં. અને આ સઘલી દરીયાઇ લશ્કરની તૈયારીઓને માટે બાહરથી તેણીએ એવું બાહનુ કાહાડયું કે ચાંચીયાઓ ઘણા વધી ગયાછે તેને પકડવાનાછે. જે વખતે મેરીનાં વાહણ ઈંગલીશ દરીયામાંથી પસાર થયાં તે વખતે એવો તો જબરો ધુમસ વરસતો હતો, કે તેઓ દેખાયાં નહી અને ઈંગ્રેજી હદમાંથી તેઓ સલામત પાસ થઇ ગયાં. ફકત એક વાહણ કે જેની અંદર મેરીનો સરસામન હતો તે ઈંગ્રેજી કાફલાએ પકડયું. જે ધુમસને લીધે એક વખત મેરીનો બચાવ થયો, તે બીજી વખતે ઘણી મુસકેલી અને ભયનું કારણ થઇ પડયું હતું, કેમકે જયારે મેરી ઉતરવાની તૈયારીમાં હતી, ત્યારેબી એવો જોરમાં ધુમસ વરસતો કે વાહણના એક છેડાથી બીજો છેડો દેખાતો ન હતો, અને તેથી તે વાહણ જબરા ખડકોની વચ્ચે જવું રહ્યું, જયાંથી તેને મુસકેલીથી ધુમસ ખુલવા પછી કાહડયું.

મેરી આ સઘળો વખત ફ્રાન્સ છોડી જવા માટે મોટી દીલગીરીમાં હતી. તેણીએ ફ્રાન્સ છોડતી વખતની એક કવીતા ફ્રેન્ચ ભાશામાંજ જોડી હતી જેના ઘણા તરજુમા ઈંગ્રેજીમાંબી થયલાછે. મેરી સ્કોટલંડ આવ્યા પછી એક અઠવાડીયું સમાધાનીથી ગયું, પણ બીજા રવીવારને દીને કેથેલીક પંથ મુજબ ક્રીયા કરવામાં આવી, ત્યારે પ્રોટેસ્ટંટ પંથવાળાઓએ જબરૂં તુફાન મચાવ્યું. મેરીએ ગમે તે થાય તોપણ જીંદગીના છેડા સુધી કેથેલીક રેહવાનો ઠરાવ કીધો હતો તેથી તેણીએ, પોતાના મેહેલનાં ખાનગી દેવલમાંજ ક્રીયા કરાવી. મેરીનો એક સાવકો ભાઇ અર્લ આફ મરે હતો તે જોકે પ્રોટેસ્ટંટ હતો, તોપણ તે દીવસે તે મેરીના બચાવને માટે દેવલના દરવાજા આગળ ઉભો રહ્યો અને લોકોને ઘણાં શાંત કીધાં. મેરીનો એ ભાઇ સાવકો હતો અને તેણે મેરીને પાછળથી ઘણું દુખ આપ્યું.

ટુકમાં મેરી સ્કોટલંડ આયા પછીનાં ત્રણ ચાર વરસ ઘણી ફીકર અને જંજાલમાં ગયાં. મેરી પોતાના ભાઇની ખાતર મરેનો કીલ્લો અને મીલકત બીજા ઉમરવના તાબામાં હતી, તેને જીતવા લશ્કર લઇને ગઇ, અને જબરીથી જીતી લઇને ત્યાંના વડાને ફાંસી દીધો. આવાં જુલમી કામોને લીધે મેરી તેણીની રૈયતને અણગમતી થઇ હતી. આ બધો વખત મેરી અને ઇલીઝાબેથ એક બીજા સાથે સારી રીતે વર્તતાં હતાં. ઇલીઝાબેથનાં મનમાં મેરીનાં ઈંગ્રેજી રાજપરના દાવાને લીધે ધાસ્તી ઘણી રેહતી હતી. ઇલીઝાબેથ પરણેલી ન હોતી, અને પરણવાનીબી ન હોતી; એટલે દોસ્તી હોય તો ઇલીઝાબેથ ખુશીથી પોતાનાં મોત પછી મેરીનેજ ઈંગ્લંડની ગાદી આપી જાય એમ મેરીનાં મનમાં ઉમેદ હતી. પણ ઇલીઝાબેથની તેમ કરવાની મરજી ન હોતી. જેવી મેરી સગી હતી, તેવીજ ઇલીઝાબેથની એક બીજી લેડી લીનોકસ નામની હતી અને તેણીને એક દીકરો હતો, જેનું નામ લાર્ડ ડાર્નલી કરીને હતું. જો ઇલીઝાબેથ છોકરાં વગર મરી જાય તો ઈંગ્લંડની ગાદીપર જેટલો મેરીનો તેટલો લાર્ડ ડાર્નલીનોબી હક લાગુ પડે, પણ જો મેરી ડાર્નલી સાથે પરણે તો પછી તેની તરફના દાવાની હરકત નીકલી જાય. પણ મેરી અને ડાર્નલી એક બીજાનાં પીતરાઇ હોવાને લીધે કેથેલીક પંથ મુજબ પરણાય નહી. પણ જો પોપ તેમને પરણવાની ખાસ રજા આપે તોજ તે બની શકે. વળી બીજીબી ગોઠવણો મેરીનાં લગન વાસ્તે થઇ હતી. યુરોપના ઘણા રાજાઓ અને શાહજાદાઓ સ્કોટલંડનું રાજ પોતાનાં રાજ સાથ જોડવાને મેરીનો હાથ મેલવવાની માંગણી કરતા હતા. મેરી ઇલીઝાબેઠને રાજી રાખવા પોતાનાં લગનની બાબતમાં હમેશાં મત પુછાવતી, અને ઇલીઝાબેથ હમેશ કંઇ કંઇ વાંધા દરેક રાજા અથવા શાહજાદાને વાસ્તે નાખતી હતી. આખરે તેણીએ પોતાની દરબારનો એક ગ્રહસ્થ કે જેનું નામ રોબર્ટ ડડલી હતું—અને જેને તેણીએ પછીથી અર્લ આફ લીસેસ્ટરનો ખેતાબ આપ્યો હતો, અને જે તેણીનો માનીતો હતો—તેની સાથે મેરીને લગન કરવા કહ્યું.

આ લગનને લગતી વાતો કરવાને મેરીએ પોતાના આગળા હજુરીયા મેલવીલને ઈંગ્લંડ મોકલ્યો. ઇલીજાબેથે મેરીને ડડલીની સાથે પરણાવવાની માગણી કીધી. મેલવીલે મેરી તરફથી જવાબ દીધો કે, "જો તમારા પછી મેરીનેજ ઈંગ્લંડની ગાદી મળે એમ નકી લખત થાય તો મેરીને ડડલી સાથ લગન કરવાને કશો વાંધો નથી." ઇલીઝાબેઠે કહ્યું કે "તે બાબદ મારી પારલ્યામેંટના ઉમરાવો, અને મોટા ધારાશાસ્ત્રીઓના હાથમાં છે, તે લોક જે કરે તે ખરૂં, પણ મેરીની તરફેણમાં મારૂં બનતું કરશ." પણ ઇલીજાબેથે વળી નવાઇ જેવી ધમકી આપી કે "જો મેરી ઘણી બોહસ કરશે, તો હું પોતે મારાં લગન કરશ અને જોકે હવે પરણવાની મારી ખુશી નથી, તોપણ મારાં પોતાનાં છોકરાં થશે તેનેજ મારી ગાદી આપી જવશ."

મેરીની મરજી બીજા કોઇ સાથ નહી, પણ લાર્ડ ડાર્નલી સાથે પરણવાની હતી. ઘણી પંચાતીઓ પછી ડાર્નલી સ્કોટલંડ આવી પોંહચ્યો, અને મેરીએ તેને પોતાના બીજા ધણી તરીકે કબુલ રાખ્યો. ઇલીઝાબેથ આ સાંભળીને ઘણી ગુસ્સે થઇ, તેણીએ મેરીને ડાર્નલી સાથ અદરાવાની સામે ઘણું સખત કાગજ લખ્યું; અને ડાર્નલીને અને તેના બાપને પાછા એકદમ ઈંગ્લંડ આવવાનો હોકમ કીધો. તે બેહુએ જવાબ મોકલ્યો કે હવે તેઓ સ્કોટલંડની રાણીના નોકર થયા હતા. ઇલીઝાબેથ એકલીજ આ લગનની સામે હતી, એમજ નહી, પણ મેરીનો ભાઇ અર્લ ઑફ મરે કે જે આટલો વખત મેરીનો

પાહલી—કબુલ છે મુરબી. તમારૂં હેશાન માનુંછ પણ મને અતરે સોહવાઇ ગયુંછ, તેથી હું તે અંહીજ લાવશ ને તમારે નામે ચલાવશ.

"ને કામ તો તમારૂં થશે," પીરોજા હસીને બોલી.

પાહલી—હાજ તો વળી. કાકાજીની મેહેરબાનીથી બેવડી કમાઇ કરશ.

આ પછી છ મહીના બીજા નીકલી ગયા ને બુઢા ફ્રરદુનજી કાકા પોતાનો સરવે વહીવત બરાબર પોતાના ભત્રીજાના હસતક કરી મુંબઇમાં વાંદરે પેલાંજ ઘરમાં જઇ રહયા. પીરોજાબી થોડા વખત સારૂ તેવણની સાથે ગઇ.

અને ત્યારેજ તેણીએ તેમજ બીજાઓએ જાણયું કે તે ઘેર તો ફ્રરદુનજી કાકાનું પોતાનુંજ ગયે સાલ બંધાવેલું હતું. પીરોજા એ બીના શાપુરજી સુથારને મોહડેથી સમજી હતી કે આ ઘેરના ઘેરવાળા કોઇજ નહી પણ બુઢા ફ્રરદુનજી શેઠ પોતે છે. એ સમજી તેણીનું હૈડું હેસાનમા ઉભરાથી ઉભોવા લાગું. "ઓ હું મરૂ રે! કાકાજી, તમે મને કેવી ઠગી!" તેણી ખુશી થતી તેવણની આગળ જઇ બોલી. ફ્રરદુનજી પોતાની આરામ ચેરપર લેટેલા હતા ને શીઆવક્ષ તેવણની પાસેજ એક ખુરશીપર બેસી પોતાનો અભ્યાસ કરતો હતો. પીરોજાનાં પગલાંથી તે ઘણા તરા થઇ બેઠા, ને હસીને પુછયું "શું છે માય! મારો શું વાંક પડયો." પીરોજા ખુશ થતી બોલી "શું વળી મને ને મારાં માયજીને તો ગઇ કાલેજ માલમ પડયું જે આ સુંદર હવેલીના તમે પોતે ધણી છેઓ. ખરેખર કાકાજી એ ઘણું નેક કામ તમે કીધું. ઘેર તો ઘણાંબી જણા બંધાવેછ, પણ તમારી માફક પારકાંના ભલાંને ખાતંર બંધાવનારાં થોડાંજ હશે."

"પારકાં શાના, બેટા? તમે મારી આંખ. તમે તમે મને જેટલાં નમોછ ને આ મારાં બચાં તરફની ફેરજ બજાવોછ, તેટલો સંતોશ મને ઉપજેછ અને તેના બદલામાં હું જે કરૂં તે મારે મનથી થોડું છે. મારૂં કોણ છે બીજું, જે તેની વાત? જોવશ તેબી તમુ લોકને ને નહી જોવશ તેબી તમુ લોકને."

એમ બોલતાં બુઢા ફ્રરદુનજી કાકાની આખમાં પાણી ભરાઇ આવ્યાં કેમજે તેવણને પોતાના ખોહેલા વહાલાંઓની દુખ ભરી યાદ આવી. પીરોજા તેવણની પીઠપર નરમાશથી હાથ ફેરવતાં બોલી "નહી, મુરબી એમ મનમાં ઓછું ના લાવો. વારૂં હેઠેની ઓરડીઓ અજબ છે કે ખાલી પડીય."

ફ્રરદુનજી—નહીરે દીકરા, ખાલી શું પડે? બે ત્રણ ભાડુત રહી ગયાં, પણ આપણા પેહલે માળે શાપુરજી સુથાર છેની! તુતો ઓલખતી હશે.

પીરોજા—હાજી.

ફ્રરદુનજી—તે મારો દોસ્ત થાયછ. એ ને હું એકજ નીશાળે જતાતા ત્યારની હમારી દોસ્તી કાયમ રહેલી તેથી એનેજ મેં આપણી ગેરહાજરીમાં આ ઘરને લગતું સરવે કામકાજ સોંપેલું હતું તે કેહજે કઇ સારાં માણસ નહી ને છાકટાં થઇ લડાઇ ફેશાદ કરી મરે, તેથી નોટીસ આપી ખાલી કરાવયાં તેને હજી તો આઠ દશ દહાડા થયાચ.

પીરોજા—એનું શું ભારૂં કાકાજી?

ફ્રરદુનજી—૬ રૂપીયા દરએક ઓરડીનું. પછી તો જે તુને ગમે તે બેટા. હું જાણુંછ કે તારાં મનમાં કંઇ છે. કોઇને રાખવાની તારી મરજી હોશે.

"હા મુરબી" તેણી વીનંતી ભરયા દેખાવે બોલી."

ફ્રરદુનજી—તારે રાખ, મારી કંઇ ના નથી. જો માણસ સારાં હોય તો. પેલાં લોકો રહી ગયાં તે લોક પાસથી તો છ છ રૂપયા લીધાતા. તારે ગમે તો એકુ બે ઓછા કરજે.

"કાકાજી" પીરોજા ઘણીજ નરમાશથી બોલી "મારી અરજ કંઇક વધારે છે. હું કબુલ કરૂંછ કે એ હેઠેની ઓરડીઓનું છ રૂપયા તો શું પણ પંદર સોલ કોઇબી ખુશીથી આપે તેવી મોટી ને સુખવાશી એ જગા છે, પણ હમો ઉપરની તમારી આટલી બધી મેરબાનીમાં એક વધુ નવાજેશ કરી સવાબમાં શરીક થવાની અરજ કરૂંચ.

ફ્રરદુનજી—તે શું માય, બોલની?

પીરોજા—ગઇ કાલે જે ડોસાં મને મલવા આવ્યાતાં તેવણને તમે જોયાતાંની, કાકાજી? તેવણને હુ મફત રાખવાની અરજ તમુને કરૂંછ. એ બીચારાં ડોસાં તમે કેહતા હતા તેમ પેલી ગંધાતી ગલીમાં હમે રેહતાતાં તેજ ઘરમાં નીચે રેહતાં હતાં ને શુ હમારી કે-શું બીજાં બર ભાડુતોની અગવડ સગવડે ઘણાં મદદ લાગતાં, ને તેમાં અક્સરકરી હમારી સાથે તો ઘણીજ લાયકી તેવણે વાપરેલીછે. વાસ્તે એ ગરીબ નેક ડોસાં જેવણને હમે મમાઇ કરીને કહીએછ તેને જો તમારી રજા હોય તો ભોંયતલીએ રાખવાની મારી ખુશી છે.

રાખો ત્યારે. એમજ છે તો રાખો. પણ તે શું એટલાં બધાં ગરીબ છે? તેવણનું કોઇ હોશેની?

પીરોજા—હા જમાઇ છે, ને તેનાં છોકરાંઓ છે તેની સાથે રેહેછ. દીકરી એકજ હતી તે બીચારી ગુજરી ગઇ. જમાઇ જુલમ ૧૫ કે ૨૦ નો પગાર પાલેછ ને એ ભલાં ડોસાં કોઇનાં બે કામ કરીને કંઇ જરા રતી મેળવેછ ને બચાંને પાલેછ. ઘણાં ભલાં માણસ છે. બાવાજીને અગવડ સગવડે મદદબી લાગશે.

"ઠીક છે ત્યારે સુખેથી રાખો" એમ ફ્રરદુનજી બોલ્યા કે પીરોજાએ તેવણને ઓવરણાં લીધા અને પછી પોતાનાં માતા આગળ જઇ સરવે વાતથી તેવણને વાકેફ કરતાં કહયું જે કોટમાંથી મમાઇને બોલાવી મંગાવજો. બીજે દીને મમાઇ આવ્યાં ને પીરોજાએ તેવણને ભોંયતલીએ વગર ભાડે આવી રેહવા લાયકી અને નમનતાઇથી કહયું ને તેવણે ઉપકાર સાથ કબુલ રાખ્યું. (સાંધણ છે.)

## કમનસીબ રાણી મેરીની કાહણી.

(સાંધણ સફે ૧૭ થી.)

જ્યારે રાણી ઇલીઝાબેથે જાણ્યું કે મેરી તો સ્કૉટલંડ નક્કી જવાની છે, ત્યારે રખે મેરી ત્યાં ગયા પછી ઇંગલંડ પર લડાઇ લાવે એવી બીહીકથી ઇલીઝાબેથે મેરી સ્કૉટલંડ જઇ પુગે તે પેહેલાં તેણીને પકડવા ચાહી. પણ એમ કરવાથી સ્કૉટલંડ અને ફ્રાન્સ બેહુ ગુસ્સે થઇને

લડાઈ લાવે, માટે ફ્રાન્સની વલણ કેવી છે તે વીશેની ખાતરી કરવાને તેણીએ પોતાના એલચીને લખ્યું. રાણી કેથેરા ઇનિ ઈંગ્રેજી એલચીને કંઇ પાધરો જવાબ નહીં આપ્યો. એટલુંજ કહ્યું કે "મેરીને અને ઈલીઝાબેથને બેહુને દોસ્તી થાય એવું હું ચાહુંછું. હુંતો બેહુની દોસ્તછું. હું એક અથવા બીજી બાજુની પક્ષ તાણતી નથી." પણ આ જવાબથી ઈલીઝાબેથની ખાતરી થઇ કે મેરીને રસ્તામાંથી ઈંગ્રેજી હદમાંજ પકડવામાં આવશે તો ફ્રાન્સ કંઇ વચ્ચે પડશે નહીં.

હવે ઈલીઝાબેથે મેરીને પકડાવાની યુકતીઓ રચી. પોતાના દરીયાઇ કાફલાપર હોકમ મોકલ્યો કે મેરીનાં વાહાણો જયારે ઈંગલીશ દરીયામાંથી પસાર થાયે ત્યારે પકડવાં. અને આ સઘલી દરીયાઇ લશ્કરની તૈયારીઓને માટે બાહરથી તેણીએ એવું બાહનુ કાહાડયું કે ચાંચીયાઓ ઘણા વધી ગયાછે તેને પકડવાનાછે. જે વખતે મેરીનાં વાહણ ઈંગલીશ દરીયામાંથી પસાર થયાં તે વખતે એવો તો જબરો ધુમસ વરસતો હતો, કે તેઓ દેખાયાં નહીં અને ઈંગ્રેજી હદમાંથી તેઓ સલામત પાસ થઇ ગયાં. ફકત એક વાહણ કે જેની અંદર મેરીનો સરસામન હતો તે ઈંગ્રેજી કાફલાએ પકડયું. જે ધુમસને લીધે એક વખત મેરીનો બચાવ થયો, તે બીજી વખતે ઘણી મુસકેલી અને ભયનું કારણ થઇ પડયું હતું, કેમકે જયારે મેરી ઉતરવાની તૈયારીમાં હતી, ત્યારેબી એવો જોરમાં ધુમસ વરસતો કે વાહણના એક છેડાથી બીજો છેડો દેખાતો ન હતો, અને તેથી તે વાહણ જબરા ખડકોની વચ્ચે જતું રહ્યું, જયાંથી તેને મુસકેલીથી ધુમસ ખુલવા પછી કાહડયું.

મેરી આ સઘળો વખત ફ્રાન્સ છોડી જવા માટે મોટી દીલગીરીમાં હતી. તેણીએ ફ્રાન્સ છોડતી વખતની એક કવીતા ફ્રેન્ચ ભાશામાંજ જોડી હતી જેના ઘણા તરજુમા ઈંગ્રેજીમાંબી થયલાછે. મેરી સ્કોટલંડ આવ્યા પછી એક અઠવાડીયું સમાધાનીથી ગયું, પણ બીજા રવીવારને દીને કેથોલીક પંથ મુજબ ક્રીયા કરવામાં આવી, ત્યારે પ્રોટેસ્ટંટ પંથવાળાઓએ જબરૂં તુફાન મચાવ્યું. મેરીએ ગમે તે થાય તોપણ જીંદગીના છેડા સુધી કેથોલીક રેહવાનો ઠરાવ કીધો હતો તેથી તેણીએ પોતાના મેહેલનાં ખાનગી દેવલમાંજ ક્રીયા કરાવી. મેરીનો એક સાવકો ભાઇ અર્લ આફ મરે હતો તે જોકે પ્રોટેસ્ટંટ હતો, તોપણ તે દીવસે તે મેરીના બચાવને માટે દેવલના દરવાજા આગળ ઉભો રહ્યો અને લોકોને ઘણાં શાંત કીધાં. મેરીના એ ભાઇ સાવકો હતો અને તેણે મેરીને પાછળથી ઘણું દુખ આપ્યું.

ટુકમાં મેરી સ્કોટલંડ આયા પછીનાં ત્રણ ચાર વરસ ઘણી ફીકર અને જંજાલમાં ગયાં. મેરી પોતાના ભાઈની ખાતર મરેનો કીલ્લો અને મીલકત બીજા ઉમરવના તાબામાં હતી, તેને જીતવા લશ્કર લઇને ગઇ, અને જબરીથી જીતી લઇને ત્યાંના વડાને ફાંસી દીધો. આવાં જુલમી કામોને લીધે મેરી તેણીની રૈયતને અણગમતી થઇ હતી. આ બધો વખત મેરી અને ઈલીઝાબેથ એક બીજાં સાથે સારી રીતે વર્તતાં હતાં. ઈલીઝાબેથનાં મનમાં મેરીનાં ઈંગ્રેજી રાજપરના દાવાને લીધે ધાસ્તી ઘણી રેહતી હતી. ઈલીઝાબેથ પરણેલી ન હોતી, અને પરણવાનીબી ન હોતી; એટલે દોસ્તી હોય તો ઈલીઝાબેથ ખુશીથી પોતાનાં મોત પછી મેરીનેજ ઈંગ્લંડની ગાદી આપી જાય એમ મેરીનાં મનમાં ઉમેદ હતી. પણ ઈલીઝાબેથની તેમ કરવાની મરજી ન હોતી. જેવી મેરી સગી હતી, તેવીજ ઈલીઝાબેથની એક બીજી લેડી લીનોકસ નામની હતી અને તેણીને એક દીકરો હતો, જેનું નામ લાર્ડ ડાર્નલી કરીને હતું. જો ઈલીઝાબેથ છોકરાં વગર મરી જાય તો ઈંગ્લંડની ગાદીપર જેટલો મેરીનો તેટલો લાર્ડ ડાર્નલીનોબી હક લાગુ પડે, પણ જો મેરી ડાર્નલી સાથે પરણે તો પછી તેની તરફના દાવાની હરકત નીકલી જાય. પણ મેરી અને ડાર્નલી એક બીજાનાં પીતરાઇ હોવાને લીધે કેથોલીક પંથ મુજબ પરણાય નહીં. પણ જો પોપ તેમને પરણવાની ખાસ રજા આપે તોજ તે બની શકે. વળી બીજીબી ગોઠવણો મેરીનાં લગન વાસ્તે થઇ હતી. યુરોપના ઘણા રાજાઓ અને શાહજાદાઓ સ્કોટલંડનું રાજ પોતાનાં રાજ સાથે જોડવાને મેરીનો હાથ મેલવવાની માંગણી કરતા હતા. મેરી ઈલીઝાબેહને રાજી રાખવા પોતાનાં લગનની બાબતમાં હમેશાં મત પુછાવતી, અને ઈલીઝાબેથ હમેશ કંઇ કંઇ વાંધા દરેક રાજા અથવા શાહજાદાને વાસ્તે નાખતી હતી. આખરે તેણીએ પોતાની દરબારનો એક ગ્રહસ્થ કે જેનું નામ રોબર્ટ ડડલી હતું—અને જેને તેણીએ પછીથી અર્લ આફ લીસેસ્ટરનો ખેતાબ આપ્યો હતો, અને જે તેણીનો માનીતો હતો—તેની સાથે મેરીને લગન કરવા કહ્યું.

આ લગનને લગતી વાતો કરવાને મેરીએ પોતાના આગળા હજુરીયા મેલવીલને ઈંગ્લંડ મોકલ્યો. ઈલીજાબેથે મેરીને ડડલીની સાથે પરણાવવાની માગણી કીધી. મેલવીલે મેરી તરફથી જવાબ દીધો કે, "જો તમારા પછી મેરીનેજ ઈંગ્લંડની ગાદી મળે એમ નકી લખત થાય તો મેરીને ડડલી સાથ લગન કરવાને કશો વાંધો નથી." ઈલીઝાબેહે કહ્યું કે "તે બાબદ મારી પારલ્યામેંટના ઉમરાવો, અને મોટા ધારાશાસ્ત્રીઓના હાથમાં છે, તે લોક જે કરે તે ખરૂં, પણ મેરીની તરફેણમાં મારૂં બનતું કરશ." પણ ઈલીજાબેથે વળી નવાઇ જેવી ધમકી આપી કે "જો મેરી ઘણી બોહસ કરશે, તો હું પોતે મારાં લગન કરશ અને જોકે હવે પરણવાની મારી ખુશી નથી, તોપણ મારાં પોતાનાં છોકરાં થશે તેનેજ મારી ગાદી આપી જવશ."

મેરીની મરજી બીજા કોઇ સાથ નહીં, પણ લાર્ડ ડાર્નલી સાથે પરણવાની હતી. ઘણી પંચાતીઓ પછી ડાર્નલી સ્કોટલંડ આવી પોંહચ્યો, અને મેરીએ તેને પોતાના બીજા ધણી તરીકે કબુલ રાખ્યો. ઈલીઝાબેથ આ સાંભળીને ઘણી ગુસ્સે થઇ, તેણીએ મેરીને ડાર્નલી સાથ અદરાવાની સામે ઘણું સખત કાગજ લખ્યું; અને ડાર્નલીને અને તેના બાપને પાછા એકદમ ઈંગ્લંડ આવવાનો હોકમ કીધો. તે બેહુએ જવાબ મોકલ્યો કે હવે તેઓ સ્કોટલંડની રાણીના નોકર થયા હતા. ઈલીઝાબેથ એકલીજ આ લગનની સામે હતી, એમજ નહીં, પણ મેરીના ભાઇ અર્લ આૅફ મરે કે જે આટલો વખત મેરીના

ઘણો માનીતો હતો, અને રાજકારભાર ચલાવનારો હતો તેની સામે થયો.

મેરીએ કંઈ કોઈની દરકાર કીધી નહી. તેણીએ પોતાના પીતરાઈ સાથ પરણવા સારૂં પોપની રજા મંગાવી, પોતાની પાર્લામેંટની મંજુરીયાત મેલવી, અને એ રીતે સઘળી વાતની તૈયારી કીધી. એ ઉપરથી મરે અને તેની સાથવાળાઓએ એક હુલડ કરીને મેરીને રસ્તામાંજ પકડી કેદ કરવી અને ડાર્નલીને અને તેના બાપને પકડીને ઈંગ્લંડ મોકળી દેવાનો સંપ કીધો. પણ મેરીને તે વાતની ખબર આગળથી પડવાથી તેણી એકદમ નહી ધારેલે વખતે અને હમેશના નહી પણ બીજે રસ્તે થઈને બીજા મેહેલમાં ગઈ, અને ત્યારપછી થોડા વખતમાં લગન કીધાં. આ બીજાં લગન વખતે તેણી બાવીશ વરસની હતી અને આ બીજાં લગન પછી મેરીએ પોતાના પેહેલા વરને ખાતર પોતે જે શોકનો પોશાક પેહેરતી હતી તે દુર કીધો.

ડાર્નલી મેરી સાથનાં લગન પછી ઘણો મગરૂર અને મીજાજી થતો ગયો. તે તેણીની સાથે ઘણી ખરાબ રીતે વર્તવા લાગ્યો અને મેરીનો બીજી વખતનો સંસાર જેવો જોઈયે એવો સુખી નહી થયો. વળી મેરી બીજીબી જંજાલમાં લગન પછી આવી પડી, તે એકે અર્લ ઑફ મરે અને તેની સાથવાળાઓએ જાહેર લડાઈ પોતાની રાણી સામે ઉઠાવી. દેશનો ઘણો ભાગ મેરીની તરફ હતો.

મેરીનાં લશકરે હુલડખોરોને હરાવ્યા, અને દેશ બાહર હાંકી કાહડયા. તેઓ ઈંગ્લંડ ગયા, અને ઈલીઝાબેથની મદદ માંગી. પણ ઈલીઝાબેથે તેઓને કહ્યું, "તમારા જેવા બંડખોરો કે જેઓએ મારી સગીને આટલી હેરાન કીધી, તેવાઓને હું મારાં રાજમાં રાખું તો, મારીબી રૈયત મારી સામે થવા શીખે, તેથી હીયાંથી કંઈબી મદદની આશા રાખવી નહી. મારાં રાજમાંથી એકદમ ચાલ્યા જાવો."

મેરી પોતાના દુશમનોને જીતી શકી ખરી, પણ તેણીને પોતાનો વર સાથ મુદલ બન્યું નહી. આ વખતે મેરીનો એક ફ્રેંચ સેક્રેટરી ડેવીડ રીઝીઓ નામનો હતો. તે ઘણો ખુબસુરત અને વળી ઘણો સરસ ગાનાર હતો. મેરી ગાયણની ઘણી શોકીન હતી, તેથી તેણી કોઈ કોઈ વાર આ રીઝીયોને પોતાની આગળ તેનાં ગાયન સાંભળવાને બોલાવતી. તેના ઉપર પ્રસન્ન થઈ મેરીએ રીઝીઓને પોતાનો ફ્રેન્ચ સેક્રેટરી નેમ્યો. સ્કોટલંડના ઉમરાઓ રીઝીઓને બીલકુલ ચાહતા ન હતા. રીઝીઓ રાણી સાથે ઘણી છુટથી રેહતો. રાણીનો જેમ જેમ તે વધારે માનીતો થતો ગયો, તેમ તેમ ઉમરાવો તેની તરફ વધારે દુશમની રાખતા ગયા. થોડાક ઉમરાવોએ જોયું કે રીઝીઓ રાણીનો માનીતો છે, તેથી તેની સાથે દોસ્તી રાખવામાં ફાયદો છે, પણ રીઝીઓ એમ મોટા માણસોની દોસ્તીમાં આવવાથી વધારે દમામ રાખવા લાગ્યો.

ડાર્નલીને જયારે મેરી સાથે બનાવ હતો, ત્યારે રીઝીઓ ડાર્નલી સાથે સારી રીતે વર્તતો હતો; પણ ડાર્નલીને અને મેરીને જયારેબી પંચાતી થતી ત્યારે રીઝીઓ મેરીની તરફેણ કરતો હતો. મેરીએ પરણતી વખતે ડાર્નલીને રાજા તરીકે જાહેર કીધો હતો, પણ તેની કઢંગી ચાલને લીધે મેરી પછી વધારે હકો તેને આપતી બંધ પડી હતી. મેરીનાં લગન પછી શીક્કાઓ પર અને બીજી બધી રાજ દરબારી બાબદમાં "સ્કોટલંડના રાણી અને રાજા" એમ લખાતું હતું. ડાર્નલીએ આ બાબદમાં મેરી સાથે ઘણી મારામારી કીધી તે "રાજા અને રાણી" એમ પોતાનું નામ પેહલા લખાવા માંગતો એટલે મેરીથીબી પોતે વધારે હક ધરાવા ચાહતો. રીઝીઓએ આ પંચાતી વખતેબી મેરીની તરફેણ કીધી અને હવે કંઈબી હક ડાર્નલીને નહી આપવાને સમજાવી. ડાર્નલીને ખબર પડી કે રીઝીઓ રાણીનો ઘણો માનીતો છે, અને ઘણી બાબદમાં મેરી તેની સલ્લાહ લેછે, તેથી ડાર્નલીએ રીઝીઓને મારી નાખવા ધાર્યું.

પોતાનો આ ખુની વીચાર તેણે રૂથવન નામના એક ઉમરાવને જણાવ્યો. રૂથવન આ વીચારથી તો ઘણોજ ખુશ થયો. તેણે ડાર્નલીના એમજ કાન ભર્યા કે રાણી અને રીઝીયો વચે પાપી પ્રીત બંધાયલી હતી. આ સાંભળીને તો ડાર્નલી ઘણોજ ગુસ્સે થયો, અને રીઝીયોનો જીવ લેવાનો પક્કો ઠરાવ કીધો. મોરટન નામનો એક લશ્કરી અમલદાર હતો, તેણેબી આ કાવત્રાંમાં ભાગ લેવાને કબુલ કીધું; અને એવી ગોઠવણ રાખી કે પાંચસો માણસનું લશ્કર નીચે તૈયાર ઉભું રાખવું, જેથી રીઝીઓ નાહસી નહી જઈ શકે, અને રૂથવન, અને બીજાઓએ પેહેલાં તો ડાર્નલીના ઓરડામાં છુપાઈ રેહવું; અને જયારે રીઝીઓ રાણી આગળ ગાવા, અથવા વાત કરવા ઉભેલો હોય; ત્યારે એકદમ એક છુપે રસ્તે ધસી જઈને તેને કાપી નાખવો. રીઝીઓને મારી નાખવાનો હતો, તેની થોડો વખત આગાડીથી રૂથવન માંદો હતો અને બીછાનાંપરથી ઉઠી ન હોતો શકતો, પણ રીઝીઓને મારી નાખવાની તેની ઉલટ એટલી હતી, કે તે પોતાનું બખતર પેહેરીને આ કામમાં પોતાનો ભાગ લેવા આવ્યો. તે બખતર હજી તેજ ઓરડામાં, કે જયાં રીઝીઓને મારી નાખ્યો, ત્યાં સાચવી રાખેલું છે.

એક દહાડે સાંજનાં મેરી હોલીરૂડનાં મેહેલમાં ખાવા બેહેલી હતી. મેરીની હજુરમાં રીઝીઓબી હતો, અને બે ત્રણ નોકરો ટેબલપર ખાનું પીરસવાને માટે ઉભેલા હતા. તે વખતે પેહેલાં તો ડાર્નલી ઉપર આવ્યો, કેમકે તેઓએ એવી ગોઠવણ રાખેલી હતી, કે પેહેલાં ડાર્નલીએ ઉપર જવું, અને જો કંઈ અડચણ જેવું હોય તો, નીચે આવીને તરત ખબર કરવી; અને નહીં તો ડાર્નલીએ ત્યાંજ ઉભું રેહવું, કે બીજાઓબી ઉપર ધસી આવે. તે મુજબ ડાર્નલી નહી આવ્યો કે, રૂથવન અને બીજાઓ ઉપર ધસી ગયા. મેરી બખતરનો અવાજ સાંભળીને ચોંકી, અને રૂથવનને આવી રીતે તેણીના ખાનગી ઓરડામાં ધસી આવવાનું કારણ પુછ્યું. તેઓએ જવાબ દીધો, કે તેણીને કંઈબી નુકશાન તેઓ કરવાના ન હોતા. પણ જે બદમાશ તેણીની પાસે ઉભો હતો, તેને પકડવા આવ્યા હતા. હવે રીઝીઓએ જોયું કે તે દીવસે તેનું મોત નકી હતું. ચાકરો રાણીની અને રીઝીઓની મદદે દોડયા. રીઝીઓએ બચાવને માટે બુમો પાડી, અને બીજાઓને બોલાવ્યા, પણ સઘળું ફોકટ, કોઈ આવ્યું નહી. રાણી બેશુદ્ધ થઈ ગઈ, ટેબલ ઉંધી વળી

ગઇ, અને રીઝીઓને એક જણે જખમી કીધો, તેવોજ તે પડયો અને પછી બીજાઓ તેને ઘસડીને બીજા ઓરડામાં લઇ ગયા, અને બધાઓએ વારા ફરતી તેને જખમ કરીને મારી નાખ્યો.

આ બધું થઇ રહ્યા પછી ડાર્નલી, અને રૂથવન મેરીના ઓરડામાં તેણીની પાસે ગયા. મેરી ડાર્નલી ઉપર ઘણીજ ગુસ્સે થઇ, અને તેની ઉપર ઠપકાનો વરસાદ વરસાવ્યો. મેરીએ કહ્યું, "તારી હાવી ગરીબ હાલતમાંથી મેં તને આટલોબધો વધાર્યો તેનો તેં આ બદલો આપ્યો." ડાર્નલીએ જવાબ દીધો કે "તું જયારે મારી બૈરી થઇ ત્યારે હવે તારે મારા કહ્યા મુજબ ચાલવું હતું, અને બીજાને વચમાં નહી લેવો હતો. મારા બધા ઠરાવો અને ધારેલું રીઝીઓ ઉંધુ મારતો હતો, કેમકે તેં મારે બદલે તેને તારો માનીતો કીધો હતો." રીઝીઓને મારી નાખ્યા પછી ડાર્નલીએ અને બીજાઓએ મેરીના બીજા મોટા અમલદારો જેઓ મેહેલમાં હતા, તેઓને પકડવાની ગોઠવણ કીધી. કેટલાકો પેહેલેથી નાહસી ગયા અને બીજાઓ સામે થયા. અર્લ આફ બોથવેલ નામનો એક ઉમરાવ હતો, તેનેબી પેહેલાં તો મોરટનને મેહેલમાંથી હાંકી કાહડવાની કોશેશ કીધી, પણ કાંઇ ફાવ્યું નહી, અને તેબી નાહસી ગયો.

મેરી હવે કેદ થઇ. ડાર્નલી અને બીજાઓ જતી વખત મેરીને કહી ગયા કે તુને કેદ કરીછે. તેણીના ઓરડાપર ચોકી કરવા સીપાઇઓ મુકીને તેઓ ગયા. (સાંધન છે.)

D. B. N.
(અમદાવાદ.)

---

## પરચુટણ બાબતો.

**ચંદ્રમાં એક નવી શોધ**—હાડજીસ નામના વિદ્વાને એવી શોધ કીધીછે કે ચંદ્ર આકારમાં તદન ગોળ નથી પણ ઇડાંરેકો છે અને પૃથ્વિની તરફ તેનો લાંબો નહી પણ ટુકો ઘેરાવો ફરેલોછે. આ ગણત્રી તેણે ચંદ્રની સપાટી ઉપર પડતા લાંબા ટુકા ઓળા અને ઓથાઓ માપીને કીધીછે અને તે કેહછે કે જો ચંદ્ર તદન ગોળાકાર હોતતો એ રોશની અને છાંયડા હાલના જેવા નહી પણ જુદાજ પડત.

---

**ભેજાંની બાંધણીનું જ્ઞાન ડાકટરોને કેવું જરૂરતું છે.** ફ્રાન્સના ડાકટર ડેંટુ આગળ એક દર્દીને લઇ આવ્યા કે જેના જમણાં જડબાંમાં ગોળી લાગી હતી. તેની જીભને લકવો થયો નહી હતો તોપણ તે બોલવાને અશકત હતો અને ગોળી કયાં લાગીછે તે બોલી શકતો નહી હતો. ડાકટર ડેંટુ જાણતો હતો કે ભાષા ભેજાંના કયા ભાગમાંથી નિકલેછે, માટે ભાષાનું ભેજાંમાં જે મથક તેજ ડાકટર ડેંટુએ અટકલથી બતાવ્યું અને કહ્યું કે ગોળી ભેજાંના તે ભાગમાં પેવસ થવી જોઇયે. પાછળથી દર્દી મરી ગયો અને તેનું મસ્કત ચીરીને જોતાં ડાકટર ડેંટુની અટકલ ખરી પડી કાંકે તેણે જયાં ગોળી પેઠેલી ધારી હતી ત્યાંથીજ તે મળી આવી.

## ખાનબાહદૂર મેહેરજીભાઈ કુંવરજી તારાપોરવાળા, સી. આઈ. ઈ.

[કોલ્હાપૂરના પારસી દિવાન.]

(નૂરસારંગ—ગરબી—તાલ ધીમો ત્રીતાલો.)

(રાહ)—"સખિ ચાલોની, જોવાને જેયેરે, મહિમા આજનો."
ધન નામ સખી, કોલ્હાપુરમાં દીપે, મેંરજીભાઇનું;
વડી આજ નકી, ફતેહનો દાવો કરવું, સરસાઇનું—ટેક.
અતિ આલમમાં શોભે આજે,
ગુણ, માન વળી ગૈરવ કાજે;
અંતરમાં મૈં એકાવાજે.—ધન નામ સખી૦ ૧.
જશ જામી આજ જગે જામ્યા,
યશ પૂરણ જૂઓ હાં પામ્યા;
નકિ નામ તણાં રેલા નામ્યા.—ધન નામ સખી૦ ૨.
સદ્‌ગુણે સાચા ને જ્ઞાની,
દીપે જ્યાં લોહિ ખરૂં ક્યાંની;
ત્યાં હોય કહો ખૂટજ શાની?—ધન નામ સખી૦ ૩.
જેણે નિજ ધર્મ તણે ચાહી,
જેણે દિધ રંક તણે સાહી;
તે ભવ મેં નિર્મળ જળ નાહી.—ધન નામ સખી૦ ૪.
એવો આ નર છે નમ્ર ખરો,
જેને દિલ દાન તણોજ ઝરો;
નકિ નૌત્તમ વિંટી નંગ નરો.—ધન નામ સખી૦ ૫.
તે 'જડજ' હતા જ્યારે તાસે,*
દુષ્કાળ પડી લોકો ન્હાસે;
વળિ કોઇ મરે કાંજી-પ્યાસે.—ધન નામ સખી૦ ૬.
કંઈ રંકતણાં દુઃખડાં કાપ્યાં,
નાગાંને જઇ વસ્ત્રો આપ્યાં;
ફરિ-ફરિ તેને સુખમાં થાપ્યાં.—ધન નામ સખી૦ ૭.
સુણી કીરત જ્યારે સરકારે,
કરિ સ્તુતિ નરની એ ભારે;
દિધિ પદ્દિ† માન તણી ત્યારે.—ધન નામ સખી૦ ૮.
સરકાર ખુશી બહુ થાય ખરે,
'સેવા કીધી ખુબ ધન્ય નરે;
ચિતમાં નિત જેના ચોંપ ચરે'.—ધન નામ સખી૦ ૯.
કોલ્હાપૂર માહે-દિવાન કર્યા,
જ્યાં આજસુધી એકાગ્ર ઠર્યા;
અપ-જશ: આવાજ નહિંજ કર્યા.—ધન નામ સખી૦ ૧૦.
બહુ પ્યાર અને પ્રીતિ જાળી,
હિન્દુ સર્વ પ્રજા કેરૂં પામી;
નર આજ ગણાયા શુભ નામી.—ધન નામ સખી૦ ૧૧.
ધર્મપર જેનું ધ્યાન ઘણું,
રંકોમાં જેનું દાન ઘણું;
મમતામાં જેનું માન ઘણું.—ધન નામ સખી૦ ૧૨.
ગજ થાય પિતાની તુજ છાતી,
ધન એવી તારી હૈયાતી;
વડિ-વડિ કીર્તિથી વખણાતી.—ધન નામ સખી૦ ૧૩.
"દિલજાન" તણી દુવા ફળજો,
પૃથ્વિ-પાળણ કર્તા કળજો;
વધુ એથી પણ માનો મળજો.—ધન નામ સખી૦ ૧૪.

દા૦ એમ૦ તારાપોરવાળા.

* 'તાસગામ' મા. † ખાનબાહદૂરનો ખેતાબ.

મુંબઇ, દફતર આશકારા પ્રેસમાં એદલજી માણેકજી વાચ્છાએ છાપ્યું છે. ગો૦ કોટ:—કાવસજી પટેલ સ્ટ્રીટ, નાં૦ ૯.

# જાહેર ખબરો.

## પ્રાણી વીદયા.

વાલમ ૧ લુ.

**બસો મોટાં નાનાં સુંદર ચિત્રો સાથે.**

આ પુસ્તક ઊંચા કાગજ ઊપર સફાઈદાર છપાઈ સાથે સુંદર રીતના વેલાતી પુઠામા બાંધિઆમા આવેલુંછે અને તે સઘળા મળી ડીમાઈ ફોર્મ્યાર્ટોના ૨૧૦ પેજમા થાએલુંછે

**ઉપલું પુસ્તક મુંબઈ દફતર આશકારા છાપાખાનામાથી મલશે**

કીમત—આ પુસ્તક પહેલાનાં રૂ૪) તથા દેશાવરના પોસ્ટેજ શીકે રૂ૪ા=

## પકવાન પોથી,

યાને

પારસીઓમા રંધાતી સઘળી વાનીઓ, પકવાનો, મીઠાઇઓ, અથાના વગરે બનાવવાની રીતી.

**સઘળી મલીને ૪૩૫ વાનીઓ છે.**

ઊપલું પુસ્તક મુંબઈ દફતર આશકારા છાપાખાનામાથી રોકડે નાણે મળશે

કીમત—સુંદર છપાઇ તથા મજબુત પુઠાની બાંધણી સાથે દરએક પુસ્તકનો રૂ૧ા

## ફ્રાન્સ અને જર્મની વચ્ચેની લડાઈની તવારીખ.

**૧૫૪ ચિત્રો સાથે.**

લખનાર—એદલજી જમશેદજી ખોરી

સને ૧૮૭૦—૭૧ ના સાલમા જે લડાઈ ચાલી હતી તેનુ એક સુંદર પુસતક વેલાતી ચામડે હારબાઊંડ ગીલીટમા નામ સાથે બાંધિ ને તઇઆર છે

**કીમત પુસ્તક ૧ ના રૂ૮**

દેશાવરવાલાઓએ પાશટેજનો રૂ૧ વધુ વાલવો

## સોનાના મુલની ખોરશેદ.

**હીંદુસ્થાની નાટક.**

કીમત રૂ૧

[illegible]તર આશકારા છાપાખાનામાથી મળશે

## શેકશપીયર નાટક

અંક ૧ લો

[illegible] જોડીયા ભાઈ—આધલે બદલે કુટાવુ

તથા

રીવજના કારસ્તાન—કાચા કાનની ખરાબી

એવા ૨ નાટકો આવેલાછે

---

## લાર્ડ ચેસ્ટરફીલડની નશીહતો.

ઈંગરેજી ઊપરથી ગુજરાતી કરનાર

**ખરશેદબાઈ પેશતનજી ડાકટર.**

કીમત રૂ૧)—દેશાવરવાલા સાહેબોએ પોસટેજના ૦)= વધારે વાલવા

દફતર આશકારા છાપાખાનામાથી મલશે

## વૈધક જ્ઞાન.

એટલે શરીર વીદયાને લગતુ વરણન તથા દરદ પેદા થવાના કારણો, અને દરદોની પીછાન તથા એલાજ વીગેરેની સરવ ઊપયોગી સમજણ

બનાવનાર

**બરજોરજી બેહેરામજી, એલ એમ**

**કીમત રૂ૧૨**

દેશાવર વાલાઓએ પાશટેજનો રૂ૧ વધુ વાલવો

## રૂસતમ અને સોહોરાબ

**નાટક ૫ અંકી.**

વીકટોરીઆ નાટક મંડલીએ પોતાની નાટકશાલામા ઘણીવાર કરી બતાવેલો ઊપલો નાટક જેમ અસલ લખાએલોછે તે પરમાણે સદાબરો સરના ગાયણો સુધા હમણા છાપી પરગટ કરયોછે, અને તેનુ ૧૨૪ સફાનુ એક પુસતક બનીયુ છે એ પુસતક દફતર આશકારા છાપાખાનામાથી મલશે

**કીમત રૂ૧.**

દેશાવર વાલાઓએ પાસટેજનાં ૦)= વધુ વાલવાં

**ગુલીવરની મુસાફરી**—ભાગ ૧ લો

એટલે ગુલીવર નામના મુસાફરે લીલીપટ દેશના વેંહેતીઆ માણસોમા કીધેલી મુસાફરી

**કીમત રૂ૧).**

## ડાકટર પેશતનજી નવરોજજી,

**જી જી એમ સી**

તે મરહુમ શેઠ શાપુરજીભાઈ મેરવાનજીના ધરમના દવાખાનાના ડાકટર

રેહવાનુ ઠેકાણ તથા દવાખાનુ કોટમા નવે મોહોલ્લાને ફ્રીયર રોડ યુરોપ્યન જનરેલ હાસ્પીટલની સામે ઇરાનીના ઘેરની પાસે

## તાજોલ મોલુક તથા બકાવલીનો કીશો,

**અથવા કાહાણી.**

તાજુલ મોલુક નામે આશક અને બકાવલી નામે એક પરી તેહેની માશુકની કાહાનીઓ દાનાઈથી બિઆન કરેલીછે

**કીમત રૂ૨)**

---

## નૂરેએલમનો

**માસ એપ્રેલનો અંક બાહેર પડયોછે**

એ મધ્યે નીચે જણાવેલી બાબતો આવે લીછે

૧—છીનાં લિખ અથવા ગરીબનો મેવી બાદ. (મા બાપ વીનાની એક છોકરીની વાર્તા)

પ્ર૦ ૨૬ મુ, મારી એક મુંબઇની પરીક્ષા

પ્ર૦ ૨૭ મુ, "કે ફેસાદ" અને નુકસાન

પ્ર૦ ૨૮ મુ, અરસપરસની ચોકીઓ

પ્ર૦ ૨૯ મુ મરજીવીરૂધ કબુલાત પાલવી.

૨—શુ માણસ ખોરાક વીના જીવી શકે?

૩—આદિલ નોશીરવાન—૪.

૪—ઉડતા પ્રાણીઓ (ચીત્રો સાથે)

૫—પાઉ —ખોરાક તરીકે તેનુ [illegible]

૬—લગન મુજે લડાઇ

૭—ચંદ્રની આસપાસ સેર ચાંદની આ બાજુ એક તોપના ગોળામા મુસાફરી

૫—પૃથ્વીની આસપાસ ફરતો બીજો [illegible]

૬—નમોદના સમાચાર

૮—માસીક —

માણસના માથાનો વજન—[illegible] ઉતારવાની [illegible]—[illegible] [illegible] મા વીજળી—[illegible] [illegible]—[illegible] [illegible] [illegible] [illegible]—એક [illegible] પુસ—હસ્તકૃત વરસાદ કેમ [illegible] [illegible]?—ખોરાક જર્મન થતા કેટલો જોઇયે?—માણસનુ દીલ કેટલુ [illegible]

૯—સેતરંજ—બાજી ૨૪૨ મી

**કીમત વરસના રૂ૩) પોસ્ટેજ સાથે, [illegible]**

દફતર આશકારા છાપાખાનામાથી મળશે

**પાક ખોરદેહ અવસતા.**

**મોટા કારા ટાઈપમાં**

મજવામાં રેહી શકે હેવી નાની તખતી વેલાતી પુઠાથી બાંધેલી

**કીમત રૂ૧ા—૧ાાા—૩.**

## પુઠાં તૈયાર છે.

ગયે સાલના નુરેએલમના વેલાતી પુઠા

**બંધાઈ સાથે રૂ૧ા**

વાલમો બરાબર ગોઠવી ઊપર ધણીનુ નામ લખી દફતર આશકારા પરેસમા મોકલી દેવા જયા તેની પાકાય આપવામા આ[illegible]

# સ્ત્રીબોધ.

પુસ્તક ૩૫ મું. | માર્ચ ૧૮૯૧ | અંક ૩ જો.


## ભીખો ભરભરિયો.

અથવા

ફાંકો હોંઉસ—બાહારથીજ કાળો, માંહેથી મીઠો માવો.

---

### એક વાર્તા.

---

### પ્રકરણ ૪૭ મું.

**કાવસ મામાનો એક કવખતનો પેગામ.**

"મી૦ પેસતનશાહ મેહરમુસાના બી. એ. ઇત્યાદી, ઇત્યાદી" ને તેનો ભાઇ ભીખો ભરભરિયો પસંદતો નહીંજ હતો, પણ આજે જ્યારે પેસી પોતાની પગે વલગેલી અનેક પીડાઓની પંચાતીઓમાં પડેલોછે ત્યારે એ ભોળા ભાઇનો મેરો તેને વધારે નાપસંદ થવોજ જોઇયે.'

એકતો પેસીની બાયડી આલી બીમરડીના જે ગામ ડાંમાં છઠે ખુણે પડીને સબુરીથી સબડ્યા કરતી હતી તેણીએ એકદમ છોકરાં સાથ નિકલી પડીને કાલને કાલ મુંબઇ પોતાના પતિ પેસીને ઘેર આવવાની અમણુચ ધમકી આપી હતી. બીજું તો આજેજ એક માગનારે પોતાના રૂ૧૦૦ નો તકાજો કીધો હતો અને કાલને કાલ ફરિયાદી માંડવાની ધમકી આપી હતી. એવા પેસીના સાંકડા અને કંટાળાના વખતમાંજ વળી તેનો ગરીબડો ભાઇ ભીખાજી, જેને તે દૂરનો દૂર ખેરવ્યા કરતો હતો, તે તેને ઘેર આવે એ પેસીને કેમ ભાવે !

"કેમ ભાઇ પેસી ! કાંઇ વિચારમાં ને વિચારમાંજ બેઠોછ ? કાંઇ ઉદાસ દેખાયછ ? કાંઇ મારા આવ્યાથી દિલગીર છે કે શું !" જ્યારે પેસીએ તેને નહી બોલાવ્યો કે નહી કશો આવકાર દીધો ત્યારે ભીખાએ પોતેજ વાત ચલાવી.

"ભીખાજી, તું હમણાં કયાંથી આવ્યો ! હું ઘણો કામમાં છું. એક કામના માણસને કામના વખતમાં રોકવો એ સારૂ નથી." પેસીએ તેને આવકારને બદલે સામો ઠપકો આપ્યો.

"ને હું સાત વર્ષે મુંબઇ આવ્યો તો તું સગા ભાઇ જેવો ભાઇ એકબી વખત મને પોતાને ઘેર બોલાવે નહી એ પણ ઠીક નથી." ભીખાએ તાણો માર્યો.

"પણ તું કેહછ શું ? હમણા હું કામમાં છું, તું માગેછ શું ?" પેસી તણાઇને બોલ્યો.

"અને હું પણ કાંઇ કામ વગર તારે ઘેર આવ્યો નથી." હવે ભીખો પણ ઉભો થઇને સારીપેઠે તરડાયો. "તું મને તેડે બોલાવે નહી યા પુછે પરછે નહી તો હું કાંઇ તારે ઘેર આવવા બેસી રહ્યો નથી કે હું કામ વગર આવું. હુંબી કામસરજ આવ્યોછ અને તેબી અગત્યના કામસર."

"ત્યારે શું કામ છે તે બોલ જલદી."

"કામબી તારૂં છે, મારૂં નથી. હું તારે વાસ્તે અગત્યની વાત લાવ્યોછ."

"ચાલ, ત્યારે, બેસ ને કેહ શું વાત છે." પોતાની મતલબનું કાંઇ છે એમ જાણીને પેસીએ તેને બેસાડ્યો અને પોતે પણ વાત સાંભળવા બેઠો.

"હું તો આપણા કાવસમામા પાસેથી એક સંદેશો લાવ્યોછ." ભીખાએ હવે બેસીને થંડે પેટે વાત ચલાવી.

"શું ! કાવસ મામા મુંબઇમાં છે ?" પેસીએ કેવી ઉલટથી પુછ્યું તે તો વાંચનારી બાનુઓ વિચારી શકશે. આજની પોતાની તંગદસ્તી અને આવતી કાલની પોતાની જંજાલમાં જો એ ડુલ્લો અને દયાળુ મામો મુંબઇ આવ્યો હોય તો તેની પાસેથી થોડા ઘણા પૈસા કહડાવાને કેવા કામ લાગે ?

"નહી, કાવસ મામા કાંઇ મુંબઇ નથી આવ્યા." ભીખાએ પોતાના ભાઇને નાસિપાસ કરનારો જવાબ દીધો. "પણ તેવણનો એક કાગળ મને મળ્યોછ અને તેમાં તુને કેહવાનો એક ખાસ પેગામ મને લખ્યોછ તે હું તો કેહવા આવ્યોછ."

"શું પેગામ છે ! કાગળ કયારે મળ્યો !"

"કાગળ હમણાજ મને આફીસમાં મળ્યો. આજે હું આફીસમાં મોડો વખતવેર બેઠો હતો. સાંજે હું નાજની ટી પાર્ટીમાં હંગેરિયન બેંડ સાંભળવા ગયો—ત્યાં તું હતો કે પેસી !"

પેગામ પેગામને ઠેકાણે રહી ગયો અને ભીખો તો પોતાના ધારા પ્રમાણે બીજી બીજી વાતો ઉપર ચાલ્યો, તેને પેસીએ અટકાવ્યો.

"હું પાર્ટીમાં ગયો તોપણ જલદી પાછો આવ્યો હતો. પણ તું પેગામ શું લાવ્યોછ તે કેહની."

"ત્યારે પાર્ટીમાં ઘણો વખત ગયો તેના બદલામાં પાર્ટી પછી હું પાછો આફીસમાં ગયો. આફીસમાં વળી આજે ગડબડ છે તેથી પણ મને મોડું થયું. ફરામરોજ શેડનો લખેલો સાડીપાનસો રૂપીયાનો ચેક ચોરાયોછ. તે ચેક આપણા કાકા માકા મુસિપાને નામનો હતો."

"તે તો હું જાણુંછ, પણ પછી? વાત આગળ ચલાવની." પેસીએ ઉતાવલ કીધી.

"તું જાણેછ, પેસી! આ ચેકની ચોરીની તુને ખબર થઇછ? તેં કયાંથી જાણ્યું, પેસી!" ભીખો થંડે પેટે પુછવા પડયો.

"મને માણુકશાહ કાકાએ પોતે એ વિષે ચીઠી લખીછ" પેસીએ ખબર આપી, પણ એ ચીઠી તો પેસીએ પોતાના કાકા પાસે પૈસા મંગાવ્યા તેના જવાબની હતી એમ પોતાના ભીખા ભાઇ આગળ કેહતાં પેસીને શરમ લાગી. તેણે ફરીથી તાકીદ કીધી કે "ભીખા, હવે તું કાવસ મામાનો પેગામ શું કેહવા આવ્યોછ તે કેહની."

"કાવસ મામાનો કાગળ મને ખામખા આફીસમાં મળ્યો અને તે ઉપર ખામખા તાકીદનું કરી લખ્યુંછ તેથી હું ખામખા કેહવા આવ્યોછ." ભીખાએ હવે મામાનો પેગામ કહ્યો. "મામા લખેછ કે તારી ઉપર કાગળ લખ્યાથી કાંઇ વળે એમ નથી અને તું કાંઇ જવાબ લખવાનો નથી, માટે તુને મોહડે મોહડું મળીને કેહવા લખ્યુંછ. તે એટલુંજ કે મામાનો હાથ હાલ ઘણો ભીડમાં છે, માટે તેવણે તુને રૂ૫૦૦ કહડાવવામાં જામીન થઇને સહી આપીછ તે કરજનો લોચો પતાવવામાં હવે વધારે ટીલ ના કર."

ભીખાએ હવે મામાના કાગળમાંથીજ વાંચવા માડયું—

"તે લેહણાની મુદત થઇ ગઇછ અને માગનાર મારી ઉપર તકાજો કરેછ. પેસી પાસે હોય શું કે તે માગે ને લેય? હવે તે માગનાર મને પકડેછ, પણ મારો વખત સારો નથી અને મારી પાસે તુર્ત આપવાના પૈસા નથી. જો મારા પોતાના રૂપીયા મેં આપેલા હતે તો હું માગતે નહી. પણ આ તો પારકાના પૈસા છે અને તે પેસીને પરભાડે પરભાડા ભર્યાછે, તેમાં મને લાભ કાંઇ નથી, પણ પેસીએ મારા કાલાવાલા કીધાથી તેના ફાયદાને સારૂં મેં માત્ર સહી આપીછે. હું સહી આપીને ફસ્યોછ. જો હું એમ જાણતે કે પેસી એ કરજ વખતસર અદા કરી શકવાનો નથી તો હું સહી આપતેજ નહી. પણ મારી સહીથી રૂપીયા કહડાવીને પેસી હજમ કરી જાયને મને મારી ભીડના વખતમાં માગનારને વળગાડી મુકે એ વાજબી નથી. વાસ્તે દીકરા ભીખા, તું આ કાગળ મળતાંનીવાર પેસી પાસે જજે અને તેને મોહડે મોહડું મળીને આ માગનારને ભરવા કેહજે અને પેસી તેનો શો જવાબ દેયછે તે મને કાલને કાલ લખી જણાવજે."

આ પેગામ ખચીત પેસીને ખુશી કરનારો અને ભાઇ ભીખાનો આ ફેરો મુબારક કરનારો નહી હતો. ભીખો પેસી આગળ આ પેગામના પેહલા બે બોલ બોલ્યો તેટલાંજ પેસી પામી ગયો અને પછી આ આખો પેગામ તેણે પોતાના પેટમાં કેવા આડા અને ઉભા બળતરા સાથે સાંભળ્યો તે કેહવાની જરૂર નથી. ભીખો તો કયો આ મોહકાણના સમાચાર લાવ્યોછે એમ જો પોતે જાણત તો પેસી તેને આટલોવાર બેસવા દેત કે? પણ કાવસ મામા તરફથી કાંઇ અગત્યનો પેગામ છે એવા ભીખાનાં બડબડ બોલવા ઉપરથી પેસી તો તે પેગામ પોતાના કાંઇ લાભનોજ સમજ્યો—કાંઇ મામાએ એકુ રકમ મોકલી આપી હશે એમ ખુશી થયો. વાત નિકળી ત્યારે તો તેથીજ ઉલટીજ. કાવસ મામાએ રૂપીયા મોકલવાને બદલે સામા મંગાવ્યાછે અને તેબી વળી તેની નાણા સંબંધી છુપી ગરીબાઇનો આ ભીખા જેવા ભરભરિયા ભાઇ આગળ ભેદ ફોડી દીધોછે, તે પેસીને કેમ ગમે?

આલીનો અચળુચ કાગળ આવ્યાથી પેસી ચીહીરડાયલો તો હતોજ, તેજ સાંજે વળી પેલા માગનારે રૂ૧૦૦ની ફરિયાદીની નોટિસ આપ્યાથી તે વધારે ખીજવાયલો હતો, તેવામાં ભીખો આવ્યાથી તે ખુશી તો નહીંજ થયો, પણ તેમાં ભીખાના આ પેગામે આગમાં તેલ નાખ્યું અને તે એટલો તો ચીહીરડાઇ ગયો કે કદાચ તે પોતાના ભાઇને મારી બેસત. પણ ભીખો પેસી કરતાં જોરાવર અને કદાવર હતો, ભીખાનો મીજાજ વળી પેસી કરતાં વધારે ચમાકલો અને તીખો હતો, માટે જો પેસી કાંઇ હાથ ચલાવે તો ભીખો હાથદરાજીથીજ જવાબ દેવાને ચુકે નહી અને તેમાંથી કાંઇ આરનું દોહડ થઇ જાય એ બીહીકથીજ પેસીએ પોતાનો હાથ ખાંચ્યો અને ખુબ દાંત પીસીને પોતાનો ગુસો દાબતાં હાથદરાજીને બદલે જુબાનદરાજીથી પોતાના ભાઇ સાથ છીટાં છબટરાં શોધીને અઠડી પડયો.

"ભીખાજી, એ તારી આફીસમાં ચેક કેમ ચોરાયો?" કાવસ મામાનો પેગામ ઉડાવીને અને ભીખો મામા તરફથી જવાબ લેવા આવેલો તે જવાબ ખાઇ જઇને તે ભલતીજ વાત ઉપર ઉતર્યો. "કોણે ચેક ચોર્યો?"

"હું શું જાણું!" ભીખાએ તાણમાંજ ઉતર વાલ્યો. "ચેક કોણે ચોર્યો અને કેમ ચોરાયો તે જો હું જાણતે તો પછી પોલીસને મેહનતજ કેમ પડતે!"

"તેં તો નથી ચોર્યો?" પેસી લાગલોજ પોતાના ભાઇને ગલે પડયો.

"શું? કોણુની તાકાત છે કે મને ગળે પડે?" ભીખો એક સોસવાટની પેઠે ઉછલીને ઉભો થયો.

"લાહેરી ના કર." પેસીએ તેને દમ ભરાવ્યો. "તું થાણામાં હતો ત્યારની વાત ભૂલી ગયો કે? એ તો તારાં નસીબ કે અંહી કોઇ તે વાત જાણતું નથી. રામચંદ્ર વકીલની નોટ કોણે ચોરી? તેની આફીસમાં તું હતો ત્યારેજ ચેકની ચોરી થઇ અને તે ચોરી તેં કીધી હતી. 'જાંહગીરશાહા ફરામરોજ, સનસેની કું૦' માં પણ તું ચાકરીએ રહ્યો કે ચેક ચોરાયો, તે તું નહી તો બીજો કોણ હોય? પણ જા હું તારી દયા કરૂંછ. તારી આગળી ચોરીની વાત કોઇને કેહવાનો નથી, કાંકે તું મારો ભાઇ છે અને ભાઇની ફજેતી હું બાહાર પાડું તે મારી પોતાનીજ ફજેતી કીધા બરાબર છે."

"પેસી તું જુઠો છે, સાત જુઠાનો એક જુઠો તું છે, તેથીજ તું આમ મને સતાવેછ" હવે ભીખો પોતાના ભાઇપર છેડાયો. "પણ હું તારા ભાર રાખતો નથી. મને જો તારી દરકાર હતે તો હું મસકતથી કેટલા મહીનાનો આવ્યોછ તે રહી રહીને આજે પેહલવેહલો તુને મળવા

આવતે કે ? પણ નહી, હું જાણુંછ કે તું મારો સગો ભાઇ છતાં એક સાવકો નહી ચાલે તેવી ચાલ ચાલેછ, તું મને ઉડાવેછ, કેવો ખેરવેછ તે મેં પેહલેજ દાહડે જોયુંછ અને તેથીજ મેં આજસુધી તારે ઘેર આવવાની દરકાર કીધી નથી. તો તારી આ જુઠી સતાવણીનો કોણ ભાર રાખેછ ? તારામાં હિમત હોય તો બાહાર નિકલ અને આ ચોરીનો મારા ઉપર ચાર્જ મેળ અને પછી જો કે હું તુને તારા જુઠાણાંનો અને તારા ઢોંગસોંગનો કેવો સ્વાદ ચખાડુંછ. હવે હું જાઉંછ. મને તો મામાએ મોકલ્યોછ તેથી હું અંહી આવ્યોછ, પણ મને વધારે વાર બેસવાની જરૂર નથી. મામા તરફની મેં મારી ફરજ બજાવીછ અને હવે મારે તેવણને જવાબ લખવાનો રહ્યોછ તે એટલોજ કે તું બિચારા ભોલા ને સખી મામાને ઠગીને પૈસા ચાંપી ગયોછ અને તેવણને તારી તરફથી સહી અપાવીને ફસાવી હવે તે પૈસા આપવાને ના પાડેછ. આજસુધી હું તારા બાહારના ભપકા અને ઢોંગસોગ ઉપરથી તુને આબરૂદાર અને પૈસે ટકે સુખી સમજતો હતો. પણ તારો બધો ભરમ તો આજે મેં જાણ્યોછ કે આ બધો ભપકો—આ સોભિતો શણગાર, આ ફર ફરનેટર, આ દોડાદોડી ને ચેલ મેલ એતો બધી પારકે પૈસે દિવાલી છે. તું લુછો છે અને લુછાઇ સોદાઇથી કેથો રહેલોછે."

ભીખા ભરભરિયાનું આ ભડભડ બોલવું સાંભળીને પેસી તો ડઘાઇ ગયો. તેણે ભીખાની આગળી ચોરીની યાદ આપી તે તેને બીહીવડાવીને પોતાની તાબેદારીમાં દાબી લેવાની સુકી ભપકી માત્ર હતી. પણ ભીખાએ તો પોતાની સ્વતંત્ર હિમતનું ઉલટુંજ ખમીર બતાવી આપ્યું ત્યારે હવે તેનો ભાઇ તેનાથી બીહી ગયો અને હસી પડીને તેને થંડો પાડવા લાગ્યો.

"ઓહો ! એ બધું બોલવાનું તું કયાં શિખ્યો, ભીખાજી ?" તે હસીને બોલ્યો. "કાંઇ જીભને છેક કસરત આપીછ ? ભલા માણસ, હું જરા હસવા મશખરીમાં બોલ્યો તે પરથી ઉસકેરાઇ ગયો ?"

"તું હસવામાં નથી બોલ્યો. પણ અગર હોયબી, તો યાદ રાખજે પેસી, કે હું જે બોલ્યોછ તે હસવામાં નથી બોલ્યો." ભીખાજી હજી થંડો પડયો નહી. "તું મને ઉંઘાડો પાડશે તેથી મારૂં કાંઇ જવાનું નથી, કાંકે મારી જેબી ભૂલ થઇછ તે આગળી નાદાનીના વખતની છે. પણ તારી જે લુછાઇઓ હું જોઉંછ તે તો હમણાની છે—હમણા જયારે તું આબરૂદારમાં ખપવાનો ભપકો અને દમર મારેછ તે વખતની છે. તારો સંસાર સળેલોછે. તું પોતાની પરણેલી બાયડીને કોણ જાણે કયાં છુપાવી પારકી બાયડીઓ સાથ ફેરવાનું બેશરમપણું ચલાવેછ. તારાં પોતાના ગુલેગુલાબ જેવાં બચ્ચાં ભુખે મરેછ ને તું અંહી મોજ કરેછ. પણ તે મોજબી પારકે પૈસે—બિચારા માગનારાઓને રડાવી તેઓને પૈસે મોજ કરેછ. વાસ્તે ખાતરજમા રાખજે કે મને બીહીવાનું કાંઇ નથી, પણ તુને મારીથી બીહીવાનું ઘણું છે. તું મને પોતાનો ભાઇ ગણતાં શરમાયછ, પણ ખરેખર તો તારા સરખા લુછા ભાઇથી મને શરમાવાનું છે."

"પણ મેં તુને કહ્યુંની; ભાઇ, કે હું કાંઇ તારી આગળી ચોરી ઉંઘાડી પાડવાનો નથી." પેસીએ ફરીથી ધીરજ આપી.

"અને હુંબી તુને કહી ચુકયોની કે હું તેથી બીહતો નથી. રામચંદ્રની આફીસમાંથી મેં તે નોટ લીધી તે એક ભયંકાર ભૂલ મારી હતી. મારી આખી જીંદગીમાં તે એકજ ભૂલ થઇછ, પણ તે એક ભૂલે મને તદન સુધારી નાખ્યોછ. હું ફરીથી એવી ભૂલ કરવાનો નથી. એ ભૂલે મને મસ્કત નહસાડયોછ, પણ ત્યાંથી હું સુધરીને ઘડાઇ આવ્યોછ. હું આલસ, મોજ અને ઠાલી મગરૂરી છોડી આવ્યોછ. હું મારાં મનમાં મોટાઇનો ફાંકો અને ગુમાનીનો પવન ખાલી કરી આવ્યોછ. હું બીજાઓને માથે પડવાનું ધિક્કારતાં શિખ્યોછ અને મારાં પોતાનાં ખભાં ઉપર આધાર રાખતાં શિખી આવ્યોછ. પોતામાં બધા સારા ગુણ છે અને બીજા બધા મારા કરતાં ઉતરતા છે એવી તકોબરી હું તજી આવ્યોછ, કાંકે મસકતના જંગલી આરબોમાંબી મેં આપણા કરતાં હજાર દરજે સારા માણસો જોયલાછે, અને જેઓને ઉતરતા ધારેલા તેઓની મદદ અને આસરો લેવાની મને ફરજ પડેલીછે. હવે હું જાઉંછ અને તુને એટલુંજ કહુંછ કે તારા દબરાવ્યાથી હું દબી જઇશ એમ તું સમજતોજ ના. સાહેબજી."

"સાહેબજી" કરીને મરડાટમાંજ પેસીએ તેને જવા દીધો અને તેની પાછળ પોતાનું બારણું જોસથી બંધ કરીને તેણે પોતાનો ગુસો ખાલી કીધો.

---

## પ્રકરણ ૪૮ મું.

## ખરા મેહનતુની ખરી મદદ.

હવે શું કરવું ? "મી૦ પેસતનશાહ મેહરઅુસાના બી. એ. ઇત્યાદી, ઇત્યાદી" એકલા પડતાંની વાર ચિંતાતુર વિચારમાં ગરક ગયા. આવતી કાલે આલી આવીને અચબુચ છોકરાંઓ સાથ માથે પડશે તેનો ખર્ચ જોઇશે—આવતી કાલે પેલો માગનાર રૂ૧૦૦ની ફરિયાદી માડશે તે વ્યાજ સાથે ભરવા જોઇશે—આવતી કાલે વળી પાછો કાવસ મામા પેલા પોતે જામીન થયલા રૂ૫૦૦ નો દાવો મોકલશે તે બધા નહી તો થોડાબી પૈસા આપવા જોઇશે. પણ પેસી તે કયાંથી લાવશે ? આજે તેનું લખેલું "જાલમ જંદા" નું નાટક થનાર હતું, તે ફતેહમંદ થાય તો તેના પચાસ કે સો રૂપીયા તેને મળવાના હતા. પણ તે કેટલા થોડા હતા ? અને તેબી તુર્તને તુર્ત મળે નહી.

પણ પેસીની એકજ ઉમેદ ઉપર કાંઇ આશાનો આધાર બાંધેલો હતો. તેણે કેટલીક મેહનત લઇને એક આપેરા (ગાયનરૂપી નાટક) લખ્યું હતું અને જો તે આપેરા કોઇ નાટકકાર કરવા લેય યા કોઇ છાપનાર પોતાને માથે રાખે તો લખાઇની મેહનતના બસો ત્રણસો રૂપીયા ઉપજાવવાની તે ઉમેદ હતી. છાપનારાઓ લખનારાઓને કંગાલ દામ આપેછે અને નાટક કરનારાઓ એક લખાણ તપાસવાને બાહને બાર બાર મહીના દાબી રાખીને તે લખાણના દામ ઉપર કેટલી વ્યાજ ખાધ ડુબી જાય ત્યાર પછી તેનું દામ આપેછે. પણ તોબી

પોતાના આ નવા "આપેરા" ઉપર પેસીને મોટી ઉમેદ હતી. તેમાં તેણે તરેહવાર રાગ રાગણીઓ ઉપર ગીત જોડયાં હતાં અને કેટલીક તો ઈંગ્રેજી રાહો સારંગી અને તબલા સાથે તાલી વગાડીને ગાવાની ગોઠવી હતી. એ સઘળી પેસીને મનથી તેનાં લખાણની મોટી ખુબીઓ હતી અને તે ઉપર સારી કમાણી કુટી કાહાડવાની તેને વકી હતી.

મારે આજે માથે આવેલી જંજાલના વખતમાં તેણે પોતાનું એ લખાણ યાદ કીધું. તે હમણાજ પુરૂં કરી રહ્યો હતો. તેનું નામ, નાટક પાત્ર અને દિબાચો તેણે કાલેજ લખી કાહાડયો હતો. તે આ લખાણ વિષે ઉતાવલમાં નહી હતો; પણ આજે એક તરફથી તેની આલીએ, બીજી તરફથી તેના માગનારે અને ત્રીજી તરફથી કાવસ મામાએ એમ ત્રણ ત્રણ તકાજા થવાથી આજે હવે પેસીને પોતાનું એ લખાણ વ્હાલું લાગ્યું અને તે ખપાવાની ઉતાવલનો તેને ખ્યાલ આવ્યો.

એવામાં એક ચીજ અગત્યની યાદ આવી. અગર જો આ લખાણ કોઈ ઉસ્તાદ લખેશ્રી તપાસે તથા તે ઉપર પોતાનું મત આપે અને તેની સિફારસ કરે તો કોઈ નાટકકાર તે ખુશીથી લેય યા કોઈ છાપનાર તેનું વધતું દામ આપવાને ઉલટ પકડે. મારે હવે પોતાનાં લખાણ ઉપર એવી કોઈ સિફારસની સર્ટીફિકેટ મેળવવાની તેને તલપ થઈ. તે આજે ઉતાવલમાં હતો, અંદેશામાં હતો, એટલે આજને આજ તેણે એ વિચાર ઉપાડી લીધો.

તે લખાણ કોણને તપાસવા આપવું ? અલબતાં દારાશાનાંના હોમીનું નામ આપણા પેસીને પેહલુંજ યાદ આવ્યું. હોમી કેવો સુનંદો અને એકો લખનાર છે તેના દાખલા વાંચનારી બાનુઓ જાણેછે. જાહેર લખાણ તેનો એક લેખે ધંધો છે, પણ ધંધાના કરતાં તે તેની મોજ વધારે છે. તે પૈસા કમાવાના કરતાં જે વધારે મોટો નફો માન છે તેની આશા ઉપર તે લખાણો ચલાવેછે. તેનાં પુસ્તકો વખણાયાંછે અને તે એટલી આબરૂ પામ્યોછે તે પૈસાથી નહી પણ લખાણથી પામ્યોછે, અને તેબી એવી કે જે વિખ્યાતીની પૈસાવાળાએંને નવાઈ છે. વળી હોમી પોતે એક મહાભારત ગ્રંથ રચવામાં રોકાયલોછે તે પણ આપણે આગળ જોયુંછે, કે જે કામને માટે તે રાત્રે જાગરણ કરેછે અને ઝેમત તથા ખંતથી પોતાની દેહ બિગાડેછે. તે વિષે તેની ગયડી ગુલાંને ઘણોક બળાપો કરતાં આપણે દીઠીછે.

મારે આવા વખતમાં પેલા હોમીના કરતાં વધારે મહડતી મદદ બીજા કોણની માગવા ... વિચાર સુજ પડતાંની વારજ તે ઉલટ ભર ઉઠયો, તેણે પોતાની ટેબલનાં ખાનાંમાંથી તે લખાણનાં છુટાં પાનાઓનો મોટો જથો એકઠો કીધો, ગોઠવયો અને તેનું એક કાગળમાં બંડલ બાંધીને તે ધસારાબંધ પોતાનાં ઘેરની બાહાર નિકલ્યો. એક વાર ફરી તેના ચાકરે યાદ આપી કે તેણે પોતાના દોસ્તોને "જાલમ જંદા" નો ખેલ જોવા બોલાવ્યાછે અને ત્યાં તેણે જાવું છે તથા રાત્રે તેજ દોસ્તોને તે "મધ રાતની ચંપીન પાર્ટી" માં તેડી લાવવાના છે.

"નાટકમાં મારે જવું નથી" તે ગભરાટમાં જતા જતાં બોલ્યો "અને ચંપીન પાર્ટીને મારે તો હજી ઘણો વખત છે."

રાત્રે ૯ વાગવા આવેલા હતા. હોમી પોતાના ઓરડાની ખુલ્લી અગાસી ઉપર પોતાની સરેસ્તાની જલબતીના લાંપ તલે પોતાનાં લખવાનાં કામમાં ઘણો રોકાએ રહેલો હતો. તેનો ચેહરો જરા સોહરાયલો હતો. તેના ચેહરાની ચામડી ફીકી હતી, તેનો દેખાવ થાકેલ કંટાળેલો અને કાયર થયલો હતો. પણ તે હંમેસના જેવે હસ્તો અને રંગીલો, આશાવંત અને ઉલટમંદ હતો. લોકોનું ભલું કરવાને તે હંમેસના જેવો ખંતી અને પોતાનાં ધારેલાં શુભ કામમાં પોતાના સરેસ્તા મુજબને મેહનતુ હતો. બરોબર બોલીયે તો તેના કંટાળાની તેને અસર જણાતી નહી હતી—પોતાની મેહનત અને મગજ રીથી તેની કાઠી અને દેહનો ઘસારો તેને પોતાને માલમ નહી હતો.

૯ વાગ્યાની અગાઉ સરેસ્તા મુજબ તેનું બોળકણું બકલ્યું, નાની જર પોતાના બાપને સુવા જતી વખતનો સલામ કરવા આવી. તેના બાપે તેને બકીઓ લઈ જવા કહ્યું કાંકે જરને બાપનું વ્હાલું પાસું છોડવા ગમતું નહી હતું.

"ને હવે જર, જા, પોઢી જા, મને કામ છે."

"ઘણું કામ છે, બાવાજી ?" તે નાનકડી સુંદરીએ પુછયું.

"હા, દીકરી. એક સમુદ્ર ભરાય એટલું કામ છે."

"પણ માયજી બીહેછ કે તમે કામમાં અતરૂં કરોછ બાવા."

"તારી માયજી તો હંમેશની બીહીકણ છે."

"પણ માય એકલાં નથી કેહતાં, બાવા. આજે પીરોજા ફુઈ જંગબારવાળાની નાની શીરીનને લઈને આવ્યાં હતાં તેવણબી મને કહી ગયાંછ કે બાવાને કેહવું કે ઘણું કામ નહી કરે."

"હું ! ત્યારે તો નણંદ ભોંજાઇએ મારી સામે સંપ કીધોછ." હોમી હસ્યો "તારી મા ને મારી બેહન બે જણીઓ મારૂં કામ બંધ પાડવાનો એમ સંપ કરશે તો હું તેઓને પોલીસમાં ઉભાં કરશ."

જર પોતાના પિતાને ગળે વલગીને સુવા ગઈ અને હોમી પોતાનું લખાણ અધુરૂં હતું ત્યાંથી પાછો કલ્પણ કરવા પડયો. તેટલામાં જોયછે તો પેસી મેહરમુસાનાને હાથમાં કાગળોનું બંડલ લઈને આવી લાગ્યો

"ઓહો પેસી, આજે તો કાંઈ ઘણો કામનો માણસ થઈ પડયોછ, ભાઈ !" હોમીએ તેને હસમુખો આવકાર દીધો. "નાટક ને નાચ રંગમાં જવાને તારો વખત ત્યારે મારાં ઝૂપડાંનું અભ્યાસી ખુણું આજે તો કાંઈ પસંદ કીધુંછ ? અને મોડી રાત્રે કાગળનાં બંડલો બગલમાં મારીને કોઈ ધંધાદારીનો દેખાવ ધારણ કીધોછ !"

"હા, દોસ્ત હોમી, હું આજે કામમાં છું. હું તમારી એક મેહરબાની માગવા આવ્યોછ." પેસી લમારે કરગરીને બોલ્યો.

"શું છે? શાની મેહેરબાની?"

"હું તમોને આ વાંચવા અને તપાસવા આપુંછ" પેસી પોતાનું બંડળ ઉકેલી કાગળોનો મોટો ભારો તેના હાથમાં મુકી બોલ્યો. "એ મારૂં એક નવું લખાણ છે. એની ઉપર મેં મોટી ઉમેદ બાંધેલીછે. પણ તે અગાઉ મને તમારૂં મત જોઇયેછ. મેહેરબાની કરી એ ધ્યાનથી ને સંભાળથી વાંચો અને પછી તમારૂં મત આપો. હું દોલી ચીનાઇને તે વાંચવા આપવાનો હતો પણ તમારૂં મત તેના કરતાં વધારે કીમતી છે કાંકે તમે જે મત આપશો તે ખરેખરૂંજ આપશો."

હોમીએ આ કાગળનો મોટો ભારો જાણેકે તોલી જોતો હોય તેમ હાથમાં વજનથી તેનો ભાર તપાસી જોયો અને તેનો મોટો જથોજ એ સઘળું વાંચવાની મેહનત વિષે તેને આનાકાનીમાં નાખનારો હતો. પણ વળી "મી૦ પેસ્તનશાહ મેહેરમુસાના બી. એ. ઇત્યાદી, ઇત્યાદી" ના અક્ષર એવા મુંથાયલા ચબડાયલા હતા કે જાણે તે ઉપરથી કબૂતરના પગ ચાલી ગયા હોય એવી સઘળી ચેહર મુકથી કાગળનાં કાગળો ભરેલાં હતાં. પેસી પોતાના ખરાબ અક્ષરને માટે ખોટી વડાઇ લેતો કે હોશ્યાર લખનારાઓની તે જાણેકે એક ખુબી હોય—"નામીચા લખનારાઓના હરફ હંમેસ ખરાબ હોયછે" તે કેહતો—પણ તેનું છીવતું ખોટારૂં એ હતું કે હોમી જેની એક નામીચા લખનાર દાખલ તે મદદ માગવા આવ્યોછે તેના પોતાના હરફ મોતીના દાણા જેવા હતા. પણ અગર પોતાના હરફ ખરાબ હોય તો બીજાને હાથે "કાપી" કરાવામાં શું ગયું? પેસીએ તેટલીબી સંભાળ લીધી નહી હતી. તે આટલું બધું લખાણ વળી આવા કંગાળ હરફે હોમી પાસે વાંચવા લાવ્યો હતો.

હોમીએ એ કામ માથે લેવાની આનાકાની કીધી અને તેમાં તેણે પોતાની રોકાણનું બાહનું કાહાડયું તે ખોટું નહી હતું. તે બોલ્યો કે "પેસી, મને એટલો થોડો વખત મળેછ કે મારૂં પોતાનું કામ મને રાત રાત્રે કરવું પડેછ અને તોપણ તે અધુરૂં રહી ગયુંછ. એક લખાણનો આટલોબધો જથો વાંચવાનું કાંઇ સેહલ કામ નથી."

પણ પેસી કાંઇ સમજ્યો નહી. તે ઘણી ઇનતેજારીથી ટલવલતો ઉભો. "એકજ રાતમાં એ તમે ચાહશો તો વાંચી નાખશો. આટલીબધી રાતનો તમોને ઉજાગરો થાયછ, તો મારી ખાતર એક રાત વધતી ગુજારો."

હોમીએ અંતે આ કામ કબૂલ કીધું, ત્યારે વળી પેસીએ વધારે તાકીદનું દાપું ભર્યું. "હોમી મેહેરબાની કરોછ ત્યારે તો પુરી કરો અને એટલું મારૂં લખાણ જલદી વાંચી આપો. મને ઉતાવલ છે, મને તાકીદની ગરજ છે, વાસ્તે એટલું આજને આજ વાંચી નાખો તો કેવું સારૂં,"

"આજે? અત્યારે? રાતને વખતે?" હોમીએ અચરતીથી પુછયું.

"હા દોસ્ત, આજેજ. મને એની કાલને કાલ ગરજ છે. તમોને રાતની રંજ અને મેહનતની શી નવાઇ છે! તમે તો રોજ રાત્રે લખવા બેસોછ તો જાણે કે આબી કામ તમારૂંજ હોય એમ સમજો."

"પેસી, તારી ખાતર હું તારૂં કામ બનતી ઝડપથી કરીશ." હોમીએ કબૂલાત આપી. "મારૂં કામ તારી ખાતર તદન પડતું નાખું એ તો નહી બને, પણ હું બનતી તાકીદ કરીશ એટલી કબલાત આપુંછ."

"થેંક યુ." પેસીએ ઉપકાર માની પુછયું. "પણ, ભાઇ હોમી, મારાં લખાણ ઉપર ખરેખરૂં મત આપશોકે?"

"હા. પણ ખરેખરૂં મત આપેલું લખનારાઓને ગમતું નથી પેસી." હોમીએ પોતાનો અનુભવ કહ્યો.

"પણ હું બીજા લખનારાઓના જેવો નથી. હું તો હજી શિખુંછ. મને તો ખરેખરૂં મત જોઇયેછ. મારી ખામીઓ હોય તે બેલાશક બતાવજો."

"માત્ર છ મહીના ઉપર મારો એક દોસ્ત એમજ કેહતો હતો. તેણે પોતાનું લખાણ મને તપાસવા આપ્યું અને પોતાની ખરેખરી ખામીઓ જાણવા માગી. તે તારા કરતાં વધારે વ્રધ અને અનુભવી લખનાર હતો, પેસી, પણ તેની પોતાની હુજ્જત ઉપરથી મેં તેની ખરેખરી ખામીઓ કહી તે તેને ગમી નહી અને તે દાહડાથી મેં તેની દોસ્તી ખોહી."

"પણ હું બીજા લખનારાઓના જેવો મગરૂર યા મુસ્તાક નથી. હું તો તમારી સુચનાઓ ઉપકાર સાથ કબૂલ રાખીશ."

આ વાત અંહી બંધ પડી. પેસી જવા ઉઠયો તેને હોમી દાદર સુધી મુકવા ગયો. આગળા ઓરડામાં હોમીની ધણીયાણી ગુંથવાનું લઇને બેઠેલી હતી. તેણે પેસીને આવકાર દીધો પણ તે થંડોજ હતો. ગુલાંએ પેસી આવે લોછે તે વિષે અજાણપણું બતાવ્યું, પણ ખરેખરી બીના એ હતી કે પેસીની ચાલચલણ ગુલાંને પસંદ નહી હતી—પોતાની પરણી બાયડીને પડતી નાખી પેસી પારકી બાયડીઓમાં ફરતો હતો તે ચાલ દરએક સારાં માણસની પેઠે ગુલાં પણ ધિક્કારતી હતી—માટે પેસી હોમીને મળવા આવેલો જાણ્યા છતાં તે અજાણી થઇને બેસી રહી હતી.

ગુલાં પેસીને જયારેબી મળતી ત્યારે તેની બાયડીની ખબર પુછતી! કેવી અણગમતી પરપુછ! તે ખામખા પેસીને બાળવા પુછતી હોય એમ તેને લાગતું હતું. પણ આજે પોતાની પ્રિયા વિષે વાત કરવાને તે ઉલટમંદ દેખાયો. આજે ગુલાંએ આલીની ખેર આફીયત પુછતાં વારજ પેસીએ પોતાનો ગુચવાડો જાહેર કરી દીધો.

"આલી તો કાલે મુંબઇ આવેછ." પેસીએ આ ખબર કહી હોમી અને ગુલાંને તાજુબ કીધાં. "રાન મગજની ગયેલીજ તો. પુછતી પરછતી નથી, પણ કેહવા કારવ્યા વગર અચબુચ અને એકદમ મને કાગળ લખેછ કે છોકરાંને લઇને કાલે મુંબઇ આવુંછ. મારી પાસે તો એને રાખવાની જગ્યાબી નથી. હું કોઇ સારી જેવી જગ્યા ભાડે લેવું તેટલા દાહડાબી રાન થોભતી નથી. હું વિચારમાં પડયોછ કે જો કાલે અચબુચ આવીને ઉભી રેહશે તો હું એને રાખીશ કયાં? જમાડીશ કયાં? ને બજાર હાથ કેમ પુરૂં પાડીશ?"

એક બપકાદાર ભર્તાર પોતાની બાયડી વિષે આમ ગુચવાડો બતાવે તે ઉપર હોમી અને ગુલાં હસીને એકેકનો

ચેહરો જોવા લાગ્યાં. અંતે આ માટી બયર બેહુએ સાથેજ દયાલુ દિલની માગણી કીધી.

"પેસી, ગમે તો તારાં ધણીયાણીને એકુ દાહડો અમારે ઘેર રાખ. આલી અને તેના બચ્ચાં, તુને સારી જેવી જગ્યા ભાડે મળે તેટલાં અમારાં ગરીબ ઘેરમાં ભારી પડવાના નથી."

"અરે ત્યારે તો તમારી કેવી મેહરબાની!" પેસીએ આ માગણીથી પોતાની ધીરજ બતાવી. "હું તમોને કેહતાં શરમાયો પણ તમે પોતેજ ચાહીને કહોછ ત્યારે તો તમારી એ મદદ હું ખુશીથી કબૂલ રાખુંછ. હું કાલને કાલ મારાં છોકરાંને રાખવાની જગ્યા જોઈ કાહાડુંછ, તેટલાં એકુ દાહડો તેઓ તમારે ત્યાં ઘણાં સુખથી રહી શકશે."

પણ પેસીએ તો હાથ આપતાં પોંહચો લેવા માગ્યો. "લાધ દે, લધામણ દે, લાધને વાળા સાથ દે" તેમ હવે તેણે વળી એક બીજી મદદ માગી અને તે એકે કાલે આલી આવે ત્યારે તેને બોરીબંદરના સ્ટેશન ઉપર લેવા પણ હોમીએજ જવું.

"સ્ટેશન ઉપર તારી બૈયરને લેવા તેં પોતે જવું જોઇયે." હોમીએ સાફ ના પાડી. "મારીથી કાંઇ તે બનશે નહી. મારો તો આફીસનો વખત છે."

"હું પણ જરા રોકાયલોછું" પેસીએ બાહનુ કાહાડયું.

"તમે નહી જાવો તો તમારા ભાઇ ભીખાજીને મોકલો." ગુલાંએ સુચવ્યું.

"ભીખાજી મુવો રે! એ અમારાં નામને અને ખાનદાનને એબ લગાડેછ" પેસીએ બળાપો કાહાડયો. "મારી બૈરીને એ લેવા થોડો જશે ને ગડબડ ગોટ્યારૂં ઘણું કરશે. હવે તો આલીને સ્ટેશનપરથી ઉતારવા હું મારીથી બનશે તેમ તજવીજ રાખીશ. સાહેબજી."

પેસી ઘેર છોડીને ગયો તેવો 'ગેટી થીયેટર' માં ગયો. ત્યાં તેનો "જાલમ જંદા" નો ખેલ ચાલતો હતો પણ તેમાં ફતેહનાં કરતાં નિરાશા વધારે હતી. તમાશગીરોને તે ગમ્યો નહી, તોપણ પેસીના ઢોલકિયા દોસ્તોએ તે ખેલને બાહુતી તાલીઓથી ફતેહમંદ થોકી બેસાડયો—મોડી રાત્રે તેઓને પેસીનાં ઘેરમાં જે ચંપીન પાર્ટી મળવાની હતી તેની ઉલટમાં તેઓએ વધારે તાલી પાડી.

અને એ રીતે મોડી મધ રાત્રે પેસી પોતાના ખુસા અતિયા દોસ્તોને પાર્ટી આપતો હતો અને જ્યારે તેનાં ઘેર માં સરાબની મસ્તીનો દોર ચાલી રહ્યો હતો તે ઘડીએ બિચારો મેહનતુ હોમી પેસીનાં કાગલિયાંઓનો જથ્થો બતી ઉપર બતીઓ સલગાવીને ભારી ઝેમતથી વાંચવામાં રોકાયલો હતો.

ગુલાં હમેસના ધારા પ્રમાણે ૧૦ વાગતે સુવા ગઇ. રાતના બે વાગતે ગુલાંની આંખ્યો ઉંઘડી ગઇ. તે ઉઠીને જોયછે તો હોમી સુવા આવેલો નહી હતો. પોતાના ખાવિંદની રંજ અને હેજગારી વિષેની તેની હંમેસની આતુરતાથી ગુલાંને આજે ફિકર પડી. તે અગાસી ઉપર જઇને જોયછે તો દીવો ટપર જેવો બળતો હતો અને હોમી હજી વાંચવામાં રોકાયલો હતો.

"હોમી, હોમી, બે વાગ્યાની તો?" ગુલાંએ યાદ આપી. "તમે કયારે ઉંઘશો?"

"હું તો આજની રાત બેસીનેજ કાહાડીશ." હોમી દીવો ઉસકેરતાં બોલ્યો. "બિચારો પેસી કાલાવાલા કરી ને મને પોતાનું લખાણ તપાસવા આપી ગયોછ. તે આખી રાત બેસીને હું પુરૂં કરવા માગુંછ."

"હોમી, હોમી, તમે અતેરૂં કરોછ જો," હવે તો ગુલાં રડમસ થઇને બોલી. "તમારૂં પોતાનું કામ જાણે કે થોડું હોયની તેમ તમે બીજાઓની વેઠ માથે લેવોછ."

"બિચારા કોઇ ગરીબ માણસનું કાંઇ ભલું થતું હોય તો નહી કાં કરીયે?" હોમીએ પોતાની ભલી મનસ નીમાં પોતાનો બચાવ શોધ્યો. "તું ફિકર ના કર, ગુલાં. તું પોઢી જા. એક રાતનાં જાગ્રણથી હું કાંઇ મરી નથી જવાનો."

ગુલાં દુખી દિલે ઉંઘવા ગઇ. હોમી તે રાત્રે ત્રણ વાગતે સુતો, અને બીજી સહવારે તો ૭ વાગતામાં પાછો પોતાનાં કામપર બેઠેલો જણાયો.

## પ્રકરણ ૪૯ મું.

## ઝીણીને મળવા આવનારાંઓ.

આજે જમાદારની ઝીણીનાં ઘેરમાં ઘણું એકાંત હતું. તેનાં ભાડુતો બાહાર ગયલાં હતાં. ડાકટર બરજોર વસાઇ માં પોતાની સરકારી નોકરી ઉપર પાછો ગયો હતો, પણ પોતાના બેહસ્તી ભાઇ બેજનનું ખૂન, જે હજી તે માનતો હતો; તેનો પત્તો નહી મળ્યાથી તેના જીવને ચેન નહી હતું અને થોડા વખતમાં રજા લઇ પાછો મુંબઇ આવવા કહી ગયો હતો. ઝીણીનો બીજો ભાડુત ભીખો ભરભરિયો પોતાના ભાઇ પેસતનશાહ બી. એ. ઇત્યાદી, ઇત્યાદીને મળવા ગયો હતો, કે જે મુલાકાતનો હેવાલ આપણે ઉપર કહી ચુકયાં છીયે. ઝીણીની બેહન હીલ્લુ પણ બાહાર કામે ગયલી હતી. માટે ઝીણી એકલી હતી અને માળા ઉપર ના પાછલા ઓરડામાં પોતાનાં સીવવાનાં કામે બેઠેલી હતી.

તે ઝાઝી વાર એકલી પડી નહી. દીવા કીધા પછી તેનો મસાલ અને માણસ જીવન કેહવા આવ્યો કે "નીચે કોઇ શેઠ મળવા આવેલો બાઇ, તે ઓરડા ભાડે આપવાના હોય તો લેવા માગે."

"તેણે કેમ જાણ્યું કે ઓરડા ભાડે આપવાનાં છે! મેં કાંઇ બાહાર પાટિયું તો મારેલું નથી?" ઝીણીએ પુછ્યું.

"તોબી તમે ભાડુત રાખેલાં તે કાંઇ જણાયા વગર રેહ?" જીવને મત આપ્યું.

"એ કોણ છે?"

"કોઇ ઘરડો જેવો પારસી છે, બાઇ, અને પોતાનું નામ મનચેરજી મીણવાળા કરીને કેહતો છે."

મનચેરજી મીણવાળા વિષે ઝીણીએ ઘણીવાર સાંભળ્યું છે. જાંહગીરશાહ જંગબારવાળાની આફીસમાં ફરામરોજ ના એ હેડ કલાર્કની ભીખા ભરભરિયાએ પોતાની ઘેરવાલી ઝીણી આગળ ઘણી વખત ઠઠા મશ્ખરીઓ કરેલી ને તેને હસાવેલી છે. માટે તે ચાલી ચલાવીને આવ્યો ત્યારે ઝીણી તેને હેઠળ મળવા ગઇ અને તેને પોતાની સોજી

ખડકીમાં બેસાડી પોતે વાતે બેઠી. તે એક પતલો પણ દેખાવે ઘરડો, મોટા થેલિયાવાળો પારસી હતો. તેણે આંખે લીલો ચસમો પેહરેલો હતો—પણ આજ સુધી ચસમો પેહરવાનો તેનો ધારો નહીં હતો—અને તેનું કારણ એવું કહ્યું કે તેની આંખ્યો આજે દુખતી હતી.

ભીખા ભરભરિયાએ પોતાની આફીસમાં પોતાનાં કામકાજની વચે વચે ગામ ગપાટાના ગપાસપા મારવાની પોતાની હંમેશની આદત મુજબ ઝીણીને ઘેરથી ડાકટર બરજોરે રૂખસદ લેવાની અને તેનો ઓરડો ભાડે આપવા માટે ખાલી પડવાની વાતો કીધી હતી. તે વાતો સાંભળીને મી૰ મનચેરજી મીણવાળા બોલ્યા કે "આજે ડાકટર બરજોરજીવાળો ઓરડો હું લેવા આવ્યોછું." તેવણે તે ઓરડો જોવા માગ્યો અને જો પોતાને પસંદ પડે તો ભાડે રાખવા ચાહ્યું. "હું કાંઇ ભાડુત દાખલ તમોને મેહનત કે કંટાળો આપવાનો નથી" તેવણે ઉમેર્યું. "હું કાંઇ ઘણું ખાનાર પીનાર પણ નથી. હું માત્ર સહવારનો નાસ્તો અને સાંજની ચાજ લઇશ."

મી૰ મનચેરજી મીણવાળાની રીતભાંત ઝીણીને ઘણી પસંદ આવી અને તે લાગલીજ પેહલા માળા ઉપર તેવણને બરજોરવાળો ઓરડો દેખાડવા લઇ ગઇ. વાંચનારી બાનુઓ જાણેછે કે તે આગળો ઓરડો હતો અને પાછલો ઓરડો આપણા ભીખા ભરભરિયાએ ભાડે રાખેલો હતો. ઓરડામાં અંધારૂં હતું માટે ઝીણી પોતાનાં આ નવાં ભાડુતને ઓરડો બરાબર દેખાડવા સારૂં બતી લેવા ગઇ, પણ મી૰ મીણવાળાએ તો તે ઓરડો જોયા વગર એકદમ પસંદ કીધો, ઝીણીનું માગેલું ભાડું એકદમ કબૂલ કીધું, અને ઓરડામાં સામાણ ઝીણીનોજ હતો એટલે એકદમ તેમાં આવી રેહવાનું સાટું કીધું, એટલુંજ નહીં પણ પેહલા મેહીનાનું ભાડું અંગ ઉપર કાહાડી આપ્યું.

"પણ જી એટલીબધી કાંઇ જરૂર!" ઝીણીએ અંગ ઉપર ભાડું લેવાને લાયકીથી ના પાડી. "ભાડું કોણ માગેછ! હું તમોને નામથી ઓળખુંછ. ડીંગણા પેસુ પનવેળીવાળાએ મારી આગળ ઘણી વખત તમારી વાત કીધેલી. હું કાંઇ તમારાં ભાડાંને વાસ્તે અધીરી નથી."

"નહીજી, લેવો." મી૰ મીણવાળાએ બોહસ કીધી. "હંમેશ અંગપર આપવાનો મારો ધારો છે. હું કાંઇ એમાં તમોને અપમાન નથી કરતો."

અંતે ઝીણીએ તે પૈંસા પોતાની થેલીમાં ઉંચા કીધા અને મી૰ મીણવાળા કયારે રેહવા આવશે તે વિષે આગમચથી ખબર આપવાનું કહીને ગયા—તોપણ ઘણું કરીને કાલ સાંજથી આવવા કહી ગયા. ઝીણી તેને ઓટલા સુધી મુકવા આવી.

"આ કેવો સારો માણસ", મી૰ મીણવાળાના જવા પછી ઝીણી ઓટલા ઉપરજ ઉભી ઉભી વિચારમાં પડી "આવું ભાડુતતો વળી કોઇ નહીં જોયલું કે જે માગ્યા વગર આંગપર આપે. પણ એ છે કોણ? કોઇ ઓળખીતો જેવો લાગેછ. આગળ કાંઇ જોયલો હોય, આગળ કાંઇ એક વખત મળેલાં હોય તેમ જણાયછે."

આ છેલો સવાલ, ઝીણી ઘણો યાદ કરવા પડી. તેની બેહન હીલ્લુ ચેહરા ઓળખવામાં ઘણી ચાલાક હતી અને એક માણસને એકવાર જોયો કે કદી વિસારે નહી એમ વડાઇ લેતી હતી. તેમ ઝીણી આવાજ ઓળખવાની શકિત માટે મગરૂર હતી—તે વડાઇ લેતી કે એક જણ સાથ એક વખત વાત કીધી તો તેનો આવાજ તેને હંમેશ યાદ રહી જાય અને તે કદી ભૂલે નહી.

"આ મનચેરજી મીણવાળો મને આવાજ ઉપરથી યાદ રહી ગયોછ" તે કંટાળાથી વિચારવા પડી. "મરેરે! એને હું કયાં મળીછ તે મુનું યાદ નથી આવતું. એકુ વખત કાંઇ આગગાડીમાં મળ્યાં હશે. એ અજાણો દેખાયછ પણ તોબી મેં એને આગળ જોયલોછે ને એની સાથ વાત પણ કીધેલીછે."

મન સાથની એટલીજ મસલતમાં ઝીણી અટકી પડી. અંહીંજ વળી રસ્તા ઉપર કોઇ બીજું ઝીણીને નજર પડયું અને "ઓ હો હો હો! આવો, આવો!" કરી ઝીણી તેને ઘણી અચરતી સાથ આવકાર દેવા પડી.

આ બીજો માણસ કોઇજ નહી પણ પોલીસ ડીટેકટિવોનો શાહ રાઘુ રામોસી હતો. તે ઘણો અચબુચ, નહી ધારેલો નજરે પડયો. ઝીણી થાણેથી મુંબઇ આવી ત્યારની એને મળેલી નહી હતી. એ મુંબઇમાં છે એટલું પણ ઝીણી જાણતી નહી હતી.

"હું વિચાર કરૂંછ, કે કોઇ ઓળખીતું જેવું છે, તે કોણ હશે, પણ એ તો કેથાં તમે છો, ઝીણીબાઇ!" રાઘુ ઝીણીના ઓટલા ઉપર ચહડતાં ઘણી ખુશાલીથી વાતો કરવા લાગ્યો. "તમે અંહીછો કે? મુંબઇમાં છો! મને તો ખબરજ નહી. તમે અંહી ઘેર ભાડે આપોછ? મઝેનો ધંધો છે. વારૂં તમે કેમ છો! સારી પેઠે તો છો? કેટલે વર્ષે મળ્યાં વારૂં?"

કેવો પાકો પોલીસમેન! રાઘુ રામોસી જાણેકે ઝીણીને હમણાજ જોઇ હોય તેવું ડોળ ઘાળેછે ત્યારે ખરી વાત એ છે કે ઝીણીનું આ ઘેર તે અત્યાર અગાઉનું ઓળખેછે અને આજ સાંજે તો કેટલીકવાર થઇ તે અંહીને અંહીંજ નજર ઠરાવી ફરતો ફરેછે.

ઝીણી તેને વાત કરાવતી ઓટલા ઉપરથી ખડકીમાં લઇ ગઇ અને એક ગોળ ટેબલ આગળ એક લાંપના ઉજાસ તલે તેની સાથ ગપસપ ચલાવતી બેઠી. ઝીણીએ તેને ચા આપી અને ચા પીતાં પીતાં તથા પછી પાન સોપારી ઝીણીએ મંગાવી તેની બીડી બનાવીને ખાતાંમાં રાઘુએ તરેહવાર પરપુછ ચલાવી. અગત્ય કરીને તેણે ભીખા ભરભરિયા વિષે ઘણુંક જાણી લીધું, તો જો કે તે ભીખાની વાત કરવા આવ્યોછે એવું તેણે કશું બતાવ્યું નહી.

ઝીણી ભીખા ભરભરિયા વિષે સારૂંજ બોલતી હતી. "એ આગળના જેવો રખડેલ નથી, રાઘોબા. પૈંસાદાર માબાપની તકોબરીપર મગરૂર ને આખાં ગામને ધિક્કારનારો જેવો તે આગળ હતો તેવો હવે રહ્યો નથી. એની નાદાનીમાં એ એમ સમજતોતો કે જાણેકં આખી દુનિયા અને બધાં માણસો એકલા એનેજ વાસતે પેદા કીધાં હોય અને બીજાં જોઇયે તો મરે કે જીવે પણ એણે પોતે તો

ગડબડિયો અને ઉતાવલો રાહદારી થંડા, ધીરા અને એકાંત પોલીસ ડીટેકટિવને અડકયો.

"ઓ હો ! નામદાર ! તમો છો કે ?" ભીખો ભર ભરિયો બૂમ મારીને પુછવા પડયો,- કાંકે અઠડી પડનાર ધાંધલિયો ભીખા સિવાએ બીજો કોઇ હોયજ નહી. "રાઘુ રામોસી, અંહી શું કરોછ ? તમારૂં અંહી શું કામ ? વળી કોણનો ધરો લાવડો કરવામાં ગુતાયાછ ?"

ભીખો આજે ખચીત ખુશ મિજાજમાં તો નહી હતો. તે પોતાના ભાઇ પેસી સાથે હમણાજ પેલો કજીઓ કરી આવેલો હતો. પેસીએ આફીસમાં ચોરાયલો ચેક ચોરવાનો ચાર્જ ભીખા ઉપર મેલ્યો હતો અને ભીખો પોતાના ભાઇને ઘણુંક અણગમતું ખરૂં મોહડાંપરને મોહ ડાંપર કહી આવેલો હતો. માટે ભીખા ભરભરિયાનું એ સઘળું ભડકણ હજી ભાગ્યું નહી હતું, અને તેટલા માંજ વળી તેને રાઘુનો ભેરો થયો.

ભીખાની ઢબછબ રાઘુ રામોસીને ગમી નહી. ભીખો મોટા માણસના તોર અને રોબથી બોલવા પડશે, પણ એ રાવબાહદુર રાયોબા પોતાને પણ મોટો અમલદાર સમજતો હતો. તેને આપણે આગળ દીઠો તે કરતાં આજે તેની પદવી વધી હતી.

"કદાચ તારોજ ધડો લાવડો કરતો હઇશ" રાઘુએ ભીખાની ટિકાનો તાણમાંજ ઉત્તર વાલ્યો. "રસ્તો કાંઇ તારા બાપનો તો નથી, ભીખાજી. અમારે કોઇને કોઇપર નજર તો રાખવાનીજ. પણ તું જાણેછે કેની, હમણાં તો મારી નજર તારા ઉપર છે ?"

"ત્યારે તો તમે ખોટા આસામી ઉપર નજર રાખોછ, અને એ તમારી ભૂલ આ પેહલીજ વખતની નથી." ભીખાએ તાણો માર્યો. "વારૂં રાયોબા, હું મસ્કત ગયો તેટલાં વર્ષમાં તમે કેટલા નિર્દોશ માણસોને પકડયા હશે ?"

"હવે જરા બોલે તે સંભાળીને બોલ, ભીખાજી," રાઘુ સેજમાં ખીજવાય તેવો નહી હતો તોપણ ભીખા ભર ભરિયાનાં આ ટાહુકાથી તે ચીહીરડાઇ ગયો. "મેં હજી તુને તો પકડયોજ નથી ? વારૂં તુને હું પરહેજ કરૂં તો તુને ગમે કે ?"

"ખચીત, મને ઘણું ગમે. કાંકે તમે પોલીસવાળાઓ નિર્દોશોને કેવા સત્તાવોછ તેનો એથી એક વધુ પુરાવો મળે. તમોને યાદ છે, રાયોબા ? જ્યારે તમે બિચારા સોલી દારાશાનાંને ચોરીના ખોટા ચાર્જ ઉપર પકડયો હતો, ત્યારે તેને તે કેવું ગમ્યું હતું ? તેમજ જો તમે હમણા મારૂં છુટાપણું છીણવી લેવો તો મને તે ઓછું પસંદ નહી આવે."

"ખરૂં છે કે મારે સોલીને બદલે તુંને પકડવો હતો," રાઘુએ ભીખા ભરભરિયાને માથાંની તાલકથી પગના તલિયાં સુધી ચટકો લગાડયો. "પણ તે વખતે તો તું મસ્કત નાસી ગયો હતો. તુને તારા દોસ્તનું એટલુંબધું લાગતું હતું તો જ્યારે તેને મેં પકડયો ત્યારે તું બાહાર કાં નહી પડયો ? તેં તો તારે બદલે તારા દોસ્તને ચોકીમાં જવા દીધો હતો?"

"નહી, પણ હું આગળને આગળ હતો અને જો સોલીના બાલનેબી અજવલ આવી હતે તો હું તેજ વખતે મારો વાંક કબૂલ કરી તેનો છુટકારો કરતે. પણ તે નિર્દોશ ઠરીને છુટી ગયો ત્યાંસુધી હું આગળ રહ્યો અને તેના છુટકારા પછીજ હું મસ્કત ગયો."

"વારૂં, હવે તે વાત રહી" રાઘુ રામોસી દૂરની આગળી પાછલીને બદલે તુર્તની તાજી વાત ઉપર આવ્યો. "મને ખરૂં કેહજે કે કાલે તારી આફીસમાંનો એક તેંજ તફડાવ્યોછે કે નહી ?"

"હોય! હોય! હું જવાબ દેવાને નાપાડુંછ" ભીખો ગુસાથી આતશ જેવો લાલ બનીને છેડાયો, તોપણ આ એક પોલીસ આફીસર આગળ લોહીનો ગોટ ગલી જઇને ટકોરમાંજ બોલ્યો. "તું શું ધારેછ, રાઘુ ? જેમ તું ધારે તેમ ખરૂં. કદાચ એ ચેક ચોર્યોબી હોય અને કદાચ નહીબી ચોર્યો હોય. તારી નેક નજરમાં શું આવેછ, દોસ્ત ?"

"અમે પોલીસવાળાઓનો પેહલો શક તો જુના ચોર ઉપર જાય એ કુદરતી છે." રાઘુએ થંડો ચટકો લગાડયો, "જેણે એક ચોરી કીધી હોય તે બીજીબી કરે અને તેવા માણસ ઉપર અમારી વધારે નજર જાય."

"અરે મુવા તમે ચોરીના પકડતા" ભીખો ભરભ રિયો બેદેહસ્ત ઉખડયો. "તારા કરતાં તો બિચારો બેહસ્તી કુમળો કલ્યાણીવાળો વધારે ચાલાક હતો, તો જોકે તેણે આખા જન્મમાં કદી પોલીસનું બાર નહી જોયું હતું. જ્યારે તેં સોલી દારાશાનાં ઉપર ખોટો વાંક મેલ્યો હતો, ત્યારે તું તો મુજપર તાવ દેતો હતો કે હું એક ચોરને તેના ચેહરા ઉપરથી પારખી કાહડું, પણ તેજ વખતે બેહસ્તી કુમલો કસમ લેવાને તઈયાર હતો કે સોલી ચોરી કરે નહી—"

"હવે તું મુગો રેહછ કે નહી, ભીખાજી ?" રાઘુ રામોસી ભીખાને દબરાવા નિકલ્યો.

"તું મુગો રેહ. તારા કરતાં કોઇ સારૂં માણસ વાત કરે તેની વચમાં ના બોલ. મને બોલી રેહવા દે" ભીખો બખાલ્યો. "તેં બિચારા સોલીને પકડયો અને તેને તાણી તોડીને તકસીરવાર ઠરાવાને બનતાં ફાંફાં માર્યાં. તે વખતે જો ખોદાયજી પોતે આસ્માન ઉપરથી ઉતરી આવતે તો તેનેબી તું તુચ્છકારવા નિકલતે. પણ સેવટ શું આવ્યું ? તે ચોરીની કમનસીબ ભૂલ તો સોલીની નહી પણ મારી નિકળી. તેમજ હમણા તું કાલની ચોરી ને માટે મને પકડે તો મને ઘણી મઝા પડે, કાંકે એક વખત ફરીથી તુને ખોટો પાડીને મારો ખાર લેવું. તેં બિચારા સોલીને ખોટો સત્તાવ્યો ત્યારથી તારી ઉપર મને ખાર છે, તેનો દાંત હું હજી ભૂલી ગયો નથી."

"હું હજી તારી ઉપર દયા કરૂંછ," રાઘુ બડબડયો. "સહવારે હું તારી આફીસમાં ચોરીની તલાશ કરવા આવ્યો તેજ વખતે જો તારી આગળી ચોરી તારા શેઠને જાહેર કીધી હોત તો——"

"અરે! કર, કર, કરની!" ભીખો બૂમ મારી ઉઠયો. "તારા ભાર પડયાછ! બધાંજ મને એમ કેહછ. સહવારે લક્ષમણ મને ગળે પડયો. સાંજે મારો ભાઇ પેસી મને ગળે પડયો. હમણા રાત્રે તું ગળે પડ. પણ એમ મારા મોહડાંપર હરસે શું કામ બોલોછ ? તમારામાંના કોઇ

નીબી હિંમત હોય તો બાહાર કાં નહી પડતો ? હુંભી તમારી કમબખતી આવી હોય તો મને પકડજો. મારૂં ઘેર ઉઘાડું છે. કાવસજી પટેલના મોહલામાં, શાપુરજી શેઠના ચકલાને નાકે, જમાદારની ઝણીનાં ઘેરમાં, પેહલે માળે, પાછળા ઓરડામાં હું રહુંછ. ત્યાં મને મળજો. સાહેબજી."

ભીખો ગુસામાંને ગુસામાં ચાલી ગયો અને રાઘુ રામોસી અડધો ખીજવાતો અડધો હસ્તો તેને પછવાડેથી નિહાલતો ઉભો રહ્યો. તેજ આગળો—આકળો, ઉતાવલો, ગડબડિયો, ભડભડિયો એ ભીખો હતો—હંમેશનો ભોલો, બહુ બોલો, સારો, સાચો અને સાફ દિલનો જેવો આગળ હતો તેવોજ આજેબી હતો. રાઘુ રામોસી ભીખા વિષે ગમે તે વિચારે, પણ તેની એટલી તો ખાતરી થઈ કે તે આ વખતે ચોર નહી હતો, અને હાલની ચોરી પકડવા માટે તેણે બીજી તરફ તલાશ કરવી હતી.

## પ્રકરણ ૫૧ મું.

## આલી.

પાછલા પ્રહરના હડી વાગેલા હતા, ત્યારે એક રેલવે ટ્રેન આવતી વખતની સઘળી ધાંધલ અને ગડબડ વચે બોરી બંદરનાં સ્ટેશન ઉપર પુણાની કલાક નવની ટ્રેન આવી ઉભી, તેવાજ "મી૦ પેસતનશાહ મેહરમુસાના બી. એ. ઈત્યાદી, ઈત્યાદી," જે સ્ટેશનના પ્લાટફાર્મ ઉપર કોઈને બેસ્તેકબાળ લેવા આવેલા હતા, તેવણ એક માજરા ડોળાની ઓરતને તેનાં ત્રણ માજરા ડોળાનાંજ બચ્ચાં સાથે ગાડીમાંથી ઉતારવા અને આવકાર દેવા ગયા.

પોતાની બાયડી આલીને આમ લેવા જવાને પેસી રાજી તો નહી હતો; પણ તેને જવા વગર ચાલ્યુંજ નહી. તેના હાથમાં બીજો ઇલાજ યા રસ્તો નહી હતો. આલીને લેવા જવાની તેણે હોમીને અરજ કીધી, પણ એવી નાલાયક સેવા તેણે ઉપકાર સાથ ના પાડી. શું તેના ધણીના પગ ભાગી ગયા કે પારકો તેની બાયડીને લેવા જાય! જો તેને સ્ટેશન ઉપર એકલી ઉતરવા દીધી હોય તો તે ગડબડ કરે, ફજીયતી કરે—તેના કરતાં તેની પાસે રેહવામાં પેસીને પોતાને ફાયદો હતો. આલીને સમજાવવા, શિખામણ દેવા, બલકે સભી ચલાવવા તેનો વર આગળ હોય તો સારૂં. માટે મી૦ પેસ્તનશાહ બી. એ. ને પોતાની બાયડીને ઉતારવા જવાની ઘણી નાખુશી સાથ ફરજ પડી હતી.

આલી પોતાનાં ત્રણ બચ્ચાંઓ સાથે એકદમ ગાડીમાંથી ઉતરી પડી. એક બચ્ચાંને તેણે કેડે મારેલું હતું, જે હજી તો હમણાજ ચાલવા શિખેલું એટલું ધાવતું દુધમળ હતું. વડું બચું ચાર વર્ષનું હતું.

આલી પોતે એક બચ્ચાંનાં કરતાં વધારે ડાહી નહી હતી. પેસી જેને પરણેલો હતો તે ખુબસુરતીમાં એક રમકડું (હાલ) ના સરખી હતી, તેમજ સલુકાઇ, વિવેક અને અકલમાં પણ તે એક નરી "ડાલ"જ હતી. તે ઘણી સાદી અને નાદાન હતી. તે ગાડીમાંથી ઉતરી ત્યારે તેના પગમાં નહી મોજાં કે બુટ હતાં, તેના દિલમાં નહી શોભિતા પોલકા કે સુંદર સાડી હતી. તે એક જુની સાડી અને પેટીબર ઉતરી અને ઉતરતાંજ તેના પગમાંની એક સપાટ પડીખી ગઈ. તેનાં બચ્ચાં તો ઉઘાડે પગનાં હતાં—તેમના પગમાં પેતાવા નહી હતા, અને દિલમાં એક જુનાં ઝબલાં ટોપી સિવાએ વધારે કાંઇ નહી હતું.

ખરૂં કહીયે તો આલી પોતાના વરથી બીહતી હતી જોકે તેણી ગામડાંમાં પડી રેહવા માટે પેસી ઉપ બધીરી થઈ હતી અને જોકે તે પોતાના વરને દમ ભરાવનારી ધમકીનો કાગળ લખી બીજેજ દાહડે મુંબઇ આવવ નિકલી પડી હતી, તોપણ તેનાં મનમાં ચાલાક અને લુછ તેમજ શખત અને જાલમ પેસીની ધાક ઘણી હતી. આજે તે હિંમત કરીને આવીછે ખરી, પણ તે તો પોતાની વડી બેહનની હુજતને લીધે આવીછે, કે જેણીએ પેસી મુંબઈમાં એકલી એકલી મોજ કરવા સામે પ્રોટેસ્ટ કરવાને તેને ઉસકેરીછે અને તેને ભીમરડીથી મુંબઈ નિકલી આવવામાં ખાનગી મદદ ઘણી આપીછે. તે બેહનની જો ચોહસ નહી હોત તો આલી હજીબી ભીમરડીમાં ગામડાંને ખુણે પડી રહી હોત.

"તારા સામાણના ડાગીના કેટલા છે, આલી ?" પેસીએ પોતાની બાયડી છોકરાંને ઉતારતાંની વાર બપકામાંજ પુછ્યું.

"બધા મળીને ઓગણીસ ડાગીના."

"કેટલા ? ઓગણીશ ? શી ધાડ ?" પેસી અમરતીથી ગભરાયો.

"ગભરાવો ના. ડાગીના ઘણા છે પણ મોટા નથી." તેની બાયડીએ ધીરજ આપી. "ગાંસડા પોટલા સહુ મળીને ઓગણીસ, ને તેબી તુવાલ, દિલલુછણા ને તકિયાના ગલેફમાં બાંધેલા ગાંસડાઓ છે."

આ જવાબ પેસીને ધીરજ આપનારો નહી હતો. આવા મોટા સાહેબની બાયડી હિણી છિણી ને ચીકડેહાલ આવી તો આવી પણ વળી સામાણની પેટીઓબી પુરી પાધરી નહી લાવી, અને વેરાતો વિખરાતો સામાણ તકિયાના ગલેફમાં ગાંસડા બાંધી લાવી તેથી પેસીને ઓર શરમ પેઠી. પણ તે સામાણ ઉતારવાની ઉતાવલમાં હતો, માટે તેની જીભની અણી સુધી પોતાની બાયડીને દેવાની ગાળ આવેલી હતી તે દાંત પીસીને ગળી ગયો.

"કાંઈ આયા બાયા છે કે ?" તેણે વળી ઉતાવલમાં પુછ્યું.

"આયા ને બાયા ? આયાની રાખતી હરેરે ! આયા રાખવાના પૈસા કીયા ચુહલામાંથી લાવું ?"

પેસીએ એક બોલ બોલ્યા વગર બધાંને એક ભાડેની શીગ્રામમાં હડસેલ્યાં અને પછી પોતે પેલા ઓગણીસ ડાગીના ઉતરાવવાની ઉતાવલમાં પડયો. રખે તેના કોઈ "આબરૂદાર" અને "ફાશનેબલ" ફાંકડા દોસ્તો આવી એક બાયડીની સાથે જોય એ તેની મોટી ધાસ્તી હતી. ખોદા તેના કોઇ દોસ્તને હમણા સ્ટેશન ઉપર નજર નહી પાડે એ તેણે કેવાં ખરાં દિલથી દુવા માહી તે કેહવાની જરૂર નથી.

"કોટેકોટ જવાનું છે, પણ ભાટિયાવાડના મોહલામાંથી હાંક અને હરમાન ગલીને રસ્તે ચકલાપર થઈને કોટેકોટ

કાહાડી લે." પેસીએ ગાડીને આડીટેડી ગલીગુંચીઓમાંથી હાંકવાની ફરમાસ કીધી. મોટા રસ્તાં ઉપર તો ગેટી થીયેટર આવેલું—તેનીજ પાસે પેસીનું સુંદર રેહાણ આવેલું—તેના ઉપર પેસીને નામનું પાટિયું મારેલું—વળી આખે રસ્તે ગાડી ઘોડાની ધમાલ ચાલેલી—માટે કોઇબી ઓળખીતા મળ્યા વગર રેહ નહી. આલીએ તેઓને અને તેઓએ આલીને નજર પડવા નહી જોઇયે. માટે મોટે રસ્તેથી ગાડી હંકાડવાને બદલે કોટની સાંકડી ગલીઓમાંથી તેણે ગાડી લેવાડી.

ગાડીવણ વળી જાણે કાંઇ શેઠનો છુપ્પો ભેદ સમજી ગયો હોય તેમ તેણે આંખ્યો મારી તેથી મી૦ પેસતનશાહ બી. એ. ઇત્યાદી ઇત્યાદીનો મિજાજ ઘણો જતો રહ્યો. પણ હમણા ખમવાનો વખત હતો બોલવાનો વખત નહી હતો, માટે પેસી મરડાટમાંને મરડાટમાંજ ગાડીમાં પોતાની બાયડીની બાજુએ બેસી રહ્યો અને કશું બોલ્યો નહી.

"અરે! ખરારજ તો! રાખ! રાખ!" આલી ગાડી ઉભી રખાવવાને મોટી મોટી બૂમ મારવા લાગી. "મરેરે! મુવો સામાણના ડાગીના લીધા વગર ગાડી કેમ હાંકી ગયો? ગાડી ઉભી રાખ!"

"મુગી મુગી બેસી રેહ! કાંઇ લૂટાઇ ગયું હોય તેમ બૂમો શાની મારેછ?" પેસીએ તેને ધમકાવી પાડી કે જે ગલેફના ગાંસડા પોટલા ગાડી ઉપર લેવાને શરમાયો હતો. "સામાણ મેં પછવાડે મંગાવ્યાંછ. તે હેલકરીના માથા ઉપર આવશે."

આ ધમકીથી આલી મુગી બેઠી તે અંતે પેસીએજ થાકીને બોલાવી. "અને હવે, આલી, મને કેહ કે તુને મુંબઇ આવવાનો આ એકાએક શું ફાંટો થઇ આવ્યો?"

જવાબમાં જવાબ આલીએ એટલોજ આપ્યો કે તે ડુસકે ડુસકે રડી પડી. પણ ગાડીમાંને ગાડીમાં આમ અઠડી પડવાનું પેસીને ગમ્યું નહી. તે વળી ગુસો દાબીને પોતાની બાયડીની ઝાટકણી ઉતારવાની કોઇ બીજી જોગવાઇને માટે ચૂપ રહ્યો.

પણ આલીનાં આંસુ સુકાયાં નહી. અંતે તેના વરને બૂમ મારવી પડી. "તુને થયું શું, રાન અકજ? એક સવાલ પુછયો તેમાં રડી શાની મરેછ? હજુ તો તુને કશું કારવ્યું નથી, હજી તો મુંબઇમાં પગ મુકયો નથી તેટલાં પેહલાં મૂહુર્તમાંજ શાનો જીવ બાળવા બેઠી?"

"પેસી, હું આવીછ ત્યારના તમે જરા હસ્યા નથી." અંતે આલી પોતાનું દુઃખ રડી. "તમે એક મીઠી કે પ્યારની વાત કીધી નથી. તમે એક કોટી કીધી નથી કે બચ્ચાંને એક ચુમી લીધી નથી."

"તો રાન ઘેલી, તું શું સ્ટેશનના પ્લાટફાર્મપર ભેટવા ને ચુમીઓ લેવા માગેછ કે? શું હું પબલીકમાં લોકોને દેખાડવા સ્ટેશનપર કોટીઓ કરૂં. આલી, તું હજી સુધરી નહી. તું જેવીને તેવી મૂર્ખ રહી ગઇ."

"હું નહી તો આ ફુલ સરખાં બચ્ચાંને તો ભેટવાનાં છે!" આલી ગાડીમાં સામેનીજ બેઠક ઉપર બેઠેલાં પોતાનાં કુમલાં ફરજંદોને દેખાડીને બોલી. "તમે મારીથી શરમાવોછ, પણ આ બચ્ચાંથીબી શરમાઓછ?"

પેસીએ ફરજનો માર્યો એક નાના બાળકને પોતાના ખોળા ઉપર બેસાડીને જરા પેટમાં ચાંપ્યું. આ બાળકો પોતાના બાપને ઓળખતાં નહી હતાં. ચાર વર્ષના વડા ચેરાગને બાપની કાંઇ સેજ સુરત ધ્યાનમાં હતી, પણ બીજાં બાળકોએ તો નહી બાપને દીઠેલો કે બાપે નહી એ બાળકોને દીઠાં હતાં અને જેમ એક બેગાનાથી બીહે તેમ તેઓ પેસીથી બીહતાં હતાં. પણ આ બાળકો પોતાની માના સરખાં કોમળ અને ચેહરાવંતાં હતાં અને પેસી તેમની કદર ખાઇ મનમાં ચાહતો કે એ બચ્ચાંઓને મુંબઇમાં રાખું એવાં ઘેરબાર અને માલ ખજાનો ખોદાએ મને બક્ષયો હોત તો કેવું સારૂં.

"પેસી, આપણે કયાં જઇયેછ? તમારાં ઘેરમાંજ કે?" આલીને હવે જરા પુછવાની હિમત આવી.

"એ વળી બીજો બેવકુફી ભરેલો સવાલ." પેસીએ તેને પાછી ધમકાવી. "રાન, તું વિચાર નથી કરતી, કે હું બે ઓરડા ભાડે રાખીને રહેલોછું તેમાં તુને ને તારાં બચ્ચાંઓને સાથે કેમ રાખી શકું?"

"ત્યારે અમોને કયાં રાખોછ?" આલીએ હવે જરા હેબતીને પુછયું.

"મેં તારે વાસ્તે આજે હમણાજ એક બીજું ઘેર ભાડે લીધુંછ." પેસીએ સમજાવ્યું "તું તો વીરમાં તણાઇને દોડાદોડી કરતી નિકલી પડી, ત્યારે એકજ દાહડામાં સારૂં ઘેર હું કયાંથી લાવું? જે મળી આવે તે કબૂલ રાખવું પડયુંછ. તોપણ તે ખરાબ જગ્યા નથી. મુંબઇમાં રેહવું પૈસાવાળાઓનું કામ છે. મુંબઇમાં રેહવાની જેમ મોજમઝા છે તેમ અગવડોબી છે, અને અગરજો તુને થોડી ઘણી અગવડો ખમવી પડે તો યાદ રાખજે કે તેમાં વાંક મારો નથી, તારો આમ ઉતાવલે દોડી આવવામાં વાંક છે."

"વારૂં ત્યાં કાંઇ ખાવાનું મળશે કે?" આલીએ આતુરતાથી પુછયું. "છોકરાં સહવારનાં ભુખ્યાં છે જો."

"ને તું શું એમ ધારેછ કે આજને આજ હું તારે વાસ્તે ઘેરબી લેવું અને તેમાં રંધાવીબી રાખું!" પેસીએ ઠપકો આપીને ખબર કહી. "એ તો ફુવા માગ, બિચારા હોમી દારાશાનાંને અને તેની બૈયર ગુલાંને કે આજનો દાહડો તમારે વાસ્તે તેણે ખાનું કરાવ્યુંછ અને તમોને આજની રાત ત્યાંજ જમવા લઇ જાવુંછ. ત્યાં જમીને તું છોકરાં સાથે નવાં ભાડે લીધેલાં ઘેરમાં આવજે, અને પછી તારા ખાવા પીવાનું સહુ ત્યાં થઇ રેહશે."

હોમી અને ગુલાંને ઘેર જવા આલી ખુશી થઇ. પેસીએ તેને ભીમરડી ગામમાં લઇ જઇ રાખી તે અગાઉ જયારે તે પોતાના ભર્તાર સાથે થાણે રેહતી હતી ત્યારે હોમીએ અને ગુલાંએ એકવાર તેની માદગીના વખતમાં આલીની ઘણી માવજત કીધી હતી.

"વારૂં આલી, તારી પાસે પૈસા કેટલા છે? તું સાથે કાંઇ પૈસા લઇ આવીછ કે?" હોમી દારાશાનાંને ઘેર જવાની ઉલટથી ખુશી થઇને થંડી પડયા પછી આલીને તેના વરે આસ્તેથી પુછયું. બૈરી છોકરાંના ખર્ચના તેના વર પાસે પૈસા નથી, પણ આલી ખાલી હાથે તો આવે નહી એમ પેસીને ભરૂસો હતો, કેમકે તેણે ગઇ કાલના

પોતાના કાગળમાં અતરે આવવા અગાઉ ઘેરનો સામાન વેચી નાખવાની ખબર આપી હતી.

પણ આલીએ તો એ વિષેની નાસિપાસી ભરેલો જવાબ આપ્યો. "મારી પાસે બે રૂપીઆ બાધા ને ચાર આણાનો ખુરદો છે!"

"અને બાકીના પૈસા?"

"બાકીના કયા? કયા બાપદાદાના પૈસા?"

"તેં ફરનીચર વેચી નાખ્યું તેથી ઉપજ્યા હશે તે!"

"તેમાંથી તો માગનારાઓને ચુકવી આપ્યું." આલીએ હિસાબ આપ્યો. "ઘેર ભાડું ૭ મહીનાનું ચહડેલું હતું; ઘી, ખાંડ, ચોખા, દાલવાળા બધા પૈસા માગતા હતા. સામાન વેચીને તે બધાંને ચુકવ્યું તો મારાથી અંહી અવાયું. પતાવ્યા વગર તે લોકો મને આવવાબી દેય કે? ને તોપણ હજી ૫૦ રૂપીયાનું કરજ ચહડેલુંછે, તે ચુકવ્યા વગર હું તો આવીછ."

પેસીએ ચેહરો કરમાવીને એવો દેખાવ કીધો કે જાણે તેનું મગજ ખાલી થઇ ગયું હોય તેમ તે જંગલી દીસ્યો. આલી ખાલી હાથે આવી, એટલે તેને મુંબઇમાં નિભાવી લેવાંની પેસીની છેલી આશા પણ ભંગ થઇ. પણ એટલામાં તો ગાડી હોમીનાં બારણાં આગળ આવી ઉભી રહી અને વાત બંધ પડી.

હોમી અને ગુલાં બંને જણ આલીને અને તેનાં બચ્ચાંઓને ઓટલા સુધી લેવાં આવ્યાં અને ઘણો દિલો જાન આવકાર દઇ તેઓ પેસીને તથા તેના બાપડી છોકરાંને પોતાનાં ઘેરમાં લઇ ગયાં.

આલી ગુલાંને ચાંપીને ભેટતાં એકદમ રડી પડી અને પોતાનાં હાથમાંના નિર્દોશ ભુલકાંને આમ લઇને એકાએક રખડતી આવવા માટે માંકીરૂપી ફરિયાદ કરવા લાગી.

પોતાની આવી બાપડી સારૂં પેસી બહુ શરમાયો અને હવે તે અંહી ઝાઝી વાર ઉભો રહ્યો નહી. પોતાના બાપડી છોકરાંને હોમીના હવાલામાં આપવા તથા પોતાનાં નવાં ઘેરની ઇધાણી આપવા સારૂંજ તે થોભ્યો અને રાત્રે તે નવાં ઘેરમાં જવા સારૂં પોતાની બાયડીને કહીને તે ત્યાંથી ગયો. જતાં જતાં તે ખોલાસો કરી ગયો કે આજે ઘણું કામ હતું, તે આખી રાત રોકાવાનો હતો માટે સહવાર સુધી તે "છોકરાં" ને મળી શકવાનો નથી.

"ત્યારે શું તમે મારી સાથે રેહવાના નથી કે, પેસી?" આલીએ હેબતીને પુછ્યું.

"રેહાવાનોજ તો? તારી સાથે નહી રહીશ તો કયાં જવાનો છું?" પેસી તેને ફુસલાવતો ગયો. "પણ મારા ઓરડા જુદા રાખેલાછે, તેમાં કોઇ વખત રાતે કામ કરૂંછ, અને ત્યાંજ મોટી રાત થઇ જાયછ તો ત્યાંજ ઉંઘી જાઉંછ."

પોતાની બાયડીને પેહલેજ દાહડે આ કેવો આવકાર! આલી ગમે એટલી બેવકુફ હોય તોપણ તેનો વર તેને ઉડાવેછે, તેને ખેરવેછે તે શું તે સમજ્યા વગર રેહ! તે ગુલાં આગળ બળાપો કરવા લાગી અને ગુલાંએ તેને બનતો દિલાસો આપવાની કોશેશ [illegible]

## પ્રકરણ ૫૨ મું.

## આલીનો વર.

આલીને પરોણા દાખલ લાયક આવકાર દેવા કરતાં વધારે વાર હોમી પણ તેની આગળ રહી શકયો નહી. હોમી તો આલીનાજ વરનાં પેલાં કાગલિયાંઓ તપાસવા બેઠો હતો, માટે ગુલાં અને હોમી બંને તે સાંજે એક લેખે આ બેહુ માટી બૈયરનાં કામમાંજ રોકાયલાં હતાં.

આલીને તથા તેનાં છોકરાંને પેટભરતું જમાડયા પછી, પેસીની આપેલી ઇધાણી મુજબ, તેણે ભાડે લીધેલાં ઘેરમાં તેઓને હોમીજ એક ભાડેની ગાડી કરીને મુકી આવ્યો. પેસીએ તે એક બંગલો કહ્યો હતો, પણ ખરેખર તો તે ખેતવાડીની ૪ થી ગલીમાં ગીચ અને ઘાટાં ગરિયાંનાં ઘેરોની વચે એક બેઠું, નાનું, જુનું, સાંકડું, છુટું, માળા વગરનું ઘેર હતું.

ત્યાં આસપાસ પારસીઓની વસ્તી નહી હતી—પેસીએ ખામખા કોઇ તેને ઓળખે નહી એવાં લોકો વચે આલીને માટે રેહાણ રાખ્યું હતું. તેમાં બે નાના ઓરડા અને એક બાવરચીખાતું હતું. ઓરડામાં ત્રણ બિછાના બેચાર ખુરસી અને એક ટેબલ હતી, તથા ટેબલ ઉપર એક સાધારણ લાંપમાં દીવો બળતો હતો.

આલી અને છોકરાંને લઇને હોમી તે ઘેર આગળ જઇ પુગ્યો કે ગાડી ઉભી રેહતાંજ એક મુસલમાન છોકરો, કાસમ, તેમને ઉતારવા આવ્યો. શેઠે તેને છોકરાંની નોકરીમાં રાખ્યો હતો. તે આલીને તથા તેનાં છોકરાંને અંદર લઇ ગયો. હોમી ગાડીવાળાને ભાડું ચુકવી આપી છોકરાંની પાછળ અંદર ગયો.

આલીએ અંદર જતાંની વાર પેહલું કામ એ કીધું કે તે એક ખુરસી ઉપર ફસડાઇ બેઠી અને રડવા લાગી. તેની નાની છોકરીઓ આખા દાહાડાની થાકથી અને હોમીના ઘેરમાં નાનકડી જર સાથની રમતથી થાકી ગમલી ઉંઘવાને તૈયાર ઝુંપતી હતી, તેઓ તો ભોંયપર બિછાવેલી એક શેતરંજી ઉપરજ સુઇ ગયાં.

"અરે ખોદા! આ નવરી જગ્યામાં હું એકલી કેમ ઝુરી મરીશ!" આલી આ નવી જગ્યામાં રડતી બોલી. "ભાઇ હોમી, રખે પેસી મારી આ અધીરાઇ ઉપરથી મને સજા કરતા હોય! પેસી કયાં ગયાછ? પેહલેજ દાહડે મને આમ એકલી નાખવી એ કેવો જુલમ!"

"પેસી કાંઇ અગત્યના કામની રોકાણ કહીને ગયોછ." હોમીએ આલીને જેમ બને તેમ ઠંડી પાડવાની કોશેશ કીધી. "મુંબઇની રોકાણો મોટી હોયછ અને તે દૂર કરી શકાતી નથી"

"હજી એ કરતાં તો મારૂં બીમરડી ગામ ભલું. હું ચાહુંછ કે એણે મને બીમરડી પાછી વાળી હતે."

અંતે હોમી તેને છોડી ગયો. જતાં જતાં તે કાસમ બોયાને બાઇની સંભાળની તાકીદ કરી ગયો એટલુંજ નહી પણ તેને સારીપેઠે ચાકરી કરવાની લાલચ દાખલ એક પાવલો તેના હાથમાં મેલી ગયો.

કેવો ભલો માણસ! કેટલાકોનો આખો જનમારોજ [illegible]તો ભોગ આપી પારકાંનું ભલું કરવામાં ગુજરેછે. હોમી

ઘેર ગયો ત્યાંબી પોતાની એકાંત અગાસી ઉપર પાછું પેસીનુંજ કામ લઈ બેઠો અને લગભગ પોણી રાત જાગ્રણ કરીને તેણે તે કામ પુરૂં કીધું.

બીજી સહવારે તેણે "ગેટી થીયેટર" ની પાસે પેસીનાં ઘેરમાં અચણુચ દેખાવ દીધો. તે હંમેસની પેઠે હસ્તો, હતો, બલકે આજે એક દોસ્તનું કામ બજાવવા માટે હંમેશ કરતાં વધારે ખુશ મિજાજી હતો. કોઈનુંબી કામ કરી આપવા તે સદા ખુશી હતો—કોઇનિબી કાંઇ બને એવું કામ ના પાડવા તે નાખુશી હતો. આજે તે પેસીનો નવો "આપેરા" આખો વાંચીને તપાસી રહ્યો હતો અને તેનાં કાગલિયાંનું બંડલ પોતાની બગલમાં લેતો આવ્યો હતો.

પેસી ગમે એટલો વર્તમાન પત્રોમાં લોકો ઉપર હુમલા કરવામાં હોશ્યાર હોય, પણ ખચીત નાટક લખવામાં તે લોથ હતો અને આપેરામાં તો કેવળ અગ્નાન અને અશક્ત હતો. તે ગાયનમાં કદી ફતેહ પામી શકેજ નહી. તેણે પોતાનો આ પેહલો આપેરા હોમીને તપાસવા આપ્યો અને તે પેહલીજ કોશેશ હસવા સરખી હતી. વાર્તામાં દમ નહી હતો, બનાવોમાં ગુચવાડો કરી નાખ્યો હતો અને બીજી ખામીઓ લખાણનીજ માત્ર નહી પણ સુધરેલા શોખની અને નીતિ સંબંધી કાનુનોની હતી. ખચીત ગાયન ઉપર પોતાની કલમ અજમાવા જતાં "મી૦ પેસતનશાહ મેહરમુસાના બી. એ. ઈત્યાદી, ઈત્યાદી" પોતાનું કામ ચુકયો હતો.

'પોતાનો એક દોસ્ત, જેનું તે ભલું ચાહતો હતો, તેનાં એક લખાણની આ નિષફળતાથી પેસી પોતે દુખી મહી થાય તેટલો હોમી દુખી થયો હતો. બિચારો પેસી પોતાની મુરાદમાં પાર પડે તે જોવાને હોમી ખરાં દિલથી ખુશી હતો. માટે અગરજો પેસીનું લખાણ હોમી જેવા એક કલમકશથી સુધરી શકાતું હોય તો તેમ પણ કરવાને હોમી ખાયશમંદ હતો, કે જેથી કામ જોકે હોમીનું તોપણ નામ પેસીનું થાય અને તે બિચારો કાંઈ ભલે કમાય. સારા લખનારાઓ ઘણીવાર એમ બીજાઓને મદદ આપે છે. તમે એક લખાણ ઘણું સરસ વાંચશો, તે બાહારથી એકનું પણ બાતેનમાં બીજાનું નિકલશે, અને કોણની કલમની કોણ વડાઈ લઈ જશે.

પણ એવી ઉછીકી અકલથીબી પેસીનો "આપેરા" સુધરી શકે એમ નહી હતું. કવિતા અને ગાયન એ તો ભેજાંનાં બળનું કામ છે અને એકનું ભેજું બીજાંનાં મગજમાં ઉતારી શકાતું હોત તો હોમી એક દોસ્તની ખાતર તેમબી કરત. પણ નહી—આ "આપેરા" તેને ખામીથી ભરપૂર જણાયો અને પોતાની એ તપાસનું પરિણામ તે પેસી આગળ જાહેર કેમ કરવું તે વિષે તે પુશ્કળ અંદેસામાં પડયો. એ તેની એક દુઃખ ભરેલી ફરજ હતી, પણ તે બજાવવી જોઈયે. પેસીએ પોતે 'ઓનરખાહી ભરેલી આજીજીથી હોમીનું ખરેખરૂં મત માગ્યું હતું. જો તેમ નહી હોત તો હોમી પોતાનું મત છુપાવવાનું પસંદ કરત, પણ પેસીએ વિશ્વાસ મુકીને મત માગ્યું ત્યારે તે નહી આપવું એ તો ઠગવા અને વિશ્વાસઘાત કરવા બરાબર હતું.

# ખાસ ગરમી.

જો આપણે એક આંઉસ ગરમ પાણીમાં એક આંઉસ ઠંડો પારો નાખી તેને હલાવ્યે તો પાણી જેટલું ઠંડું પડશે તેના કરતાં પારો વધારે ગરમ થશે. એટલે કે તે મેળવણીની જે તેમપ્રેચર થશે તે ઘણું કરીને પેહેલા પારાની જે તેમપ્રેચર હતી તેના કરતાં પાણીની તેમપ્રેચરની લગભગ થવા જશે. જો આપણે ૯૦ ડીગરી ગરમીનું એક આંઉસ પાણી અને તેટલીજ ગરમીનો એક આંઉસ પારો જુદાં જુદાં વાસણમાં લઈ પછી તેમાં એક એક આંઉસ ૬૦ ડીગરીની ગરમીવાળું પાણી નામીશું તો જે વાસણમાં અમથું પાણીજ હશે તે ૯૦ અને ૬૦ બંનેની બરોબર અધવચે એટલે ૭૫ ડીગરીની તેમપ્રેચરનું થશે. પણ બીજું વાસણ કે જેમાં એક આંઉસ પારો ને એક આંઉસ પાણી છે તેની તેમપ્રેચર કાંઇ ઉપલીની માફક બંનેની અધવચમાં નહી આવશે પણ ૯૦ ના કરતાં ૬૦ ની લગભગ થવા જશે. એટલે કે ઉપલીના કરતાં ઘણી ઓછી થશે. એક સરખી ગરમીનાં પાણી અને પારાને ઠંડો પાડતાં પાણીમાંથી પારાના કરતાં વધુ ગરમી કાઢી નાખવી પડેછે તેમજ પાણી ને પારાને એકસરખો ગરમ કરવો હોય તો પાણીને પારાના કરતાં વધુ ગરમી આપવી પડેછે. એટલે કે પાણીને ગરમ થવા માટે પારાના કરતાં વધુ ગરમી જોઇએછે.

એક ચીજની ખાસ ગરમી શોધી કાઢવા માટે એક સરખાં વજનની બે ચીજ લઇ તેને એકસરખી ગરમ કરવા માટે કેટલી ગરમી જોઇએછે તેની સરખામણી કરવી; એટલે કે એક આંઉસ પાણી અને એક આંઉસ પારો લઇ તે બંનેને ૦ થી ૧ ડીગરી જેટલું ગરમ કરવા માટે બંનેને જેટલી ગરમી આપવી પડે તે તેની ખાસ ગરમી કહેવાએ. પાણીની ખાસ ગરમી બીજી સર્વ ચીજોની ખાસ ગરમી કરતાં વધુ થાયછે, એટલે કે પાણીના જેટલાંજ વજનની બીજી કોઇબી ચીજને ૦ થી ૧ ડીગરી ગરમ કરવા માટે હમેસ જેટલી ગરમી પાણીને જોઇએછે તે કરતાં ઓછી જોઇએછે અને તેથી દરએક ચીજની ખાસ ગરમીની સરખામણી પાણીની સાથે કરવામાં આવેછે. જો પાણીની ખાસ ગરમી ૧ હોય તો બીજી કોઇબી ચીજની એક કરતાં ઓછી હોવી જોઇએ. દાખલા તરીકે જો પાણીની ૧ તો પારાની ૧/૧૩ એટલે એકનો ૧૩ મો ભાગ.

જુદી જુદી ધાતુઓની ખાસ ગરમી, જાણવા માટે તે સઘળી ધાતુઓના એકસરખા વજનના કટકા લઇ તેમને એકસરખી ગરમીવાળાં પાણીમાં ગરમ કરીને પછી એક મીનના કટકા ઉપર ઠંડા પડવા મુકેછે. હવે જેની ખાસ ગરમી વધારે હોયછે તે જ્યારે ઠંડો પડેછે ત્યારે બીજા કરતાં મીન વધુ તવાયછે. જો તમે કકરતાં પાણીમાં લોઢાં, ત્રાંબા, કલઇ, અને સીસાંનાં એકસરખ વજનના દડા મુકશો અને પછી તેમને પાણીમાંથી કાટી ચપટા મીનના એક મોટા કડકા ઉપર છુટા છુટાં મુકશો તો લોટાંનો દડો ત્રાંબાના દડા કરતાં વધુ મીન પીગલાવશે તેમજ ત્રાંબાનો કલઇ કરતાં વધુ ને કલઇનો સીસાં કરતાં વધુ પીગલાવશે. એટલે કે જ્યાં લોઢાંનો દડો મુકયો

હતો, ત્યાં મીનમાં ઘણો મોટો, ને સીસાંનો દડો હતો ત્યાં ઘણો નાનો ખાડો પડેલો જણાશે. હવે તમે એક વાસણમાં પાણી ગરમ કરી તે કેટલી ડીગરીનું છે તે તપાસી જુઓ ને પછી તેમાં ચોકસ ગરમીનો લોટાંનો દડો નાખો ને પછી પાછુ જુવો કે પાણી કેટલું ઠંડું પડયું છે. પછી તે દડો કાટી લઇ પાણી પાછું પેહેલાંનાં જેટલુંજ ગરમ કરો ને હવે લોટાંના દડા જેટલીજ ગરમીનો ત્રાંબાનો દડો નાખી જુવો કે કેટલું ઠંડું પડયું. એ પ્રમાણે એક પછી એક બધા દડા નાખી પાણી કેટલું ઠંડું પડેછે તે તપાસી જુવો. એમ કીધાથી તમુને તરત માલમ પડશે કે લોટાંની ખાસ ગરમી સીસાં કરતાં વધારે છે.

પાણીની ખાસ ગરમી બીજાં સર્વેના કરતાં વધારે હોવાને લીધેજ તેનું થરમોમીટર બનાવવામાં આવતું નથી. કેમકે તેને ઘણી ગરમી જોઇતી હોવાથી ગરમીનો બારીક બારીક ફેરફાર તેમાં જણાઇ આવતો નથી. અને પારાની ખાસ ગરમી ઘણીજ ઓછી હોવાને લીધે તેમાં જલદીથી બારીક ફેરફાર જણાઇ આવેછે અને તેથીજ પારાનું થરમોમીટર ઘણું ઉપયોગી થઇ પડેછે. પાણીની ખાસ ગરમી ઘણી હોવાને લીધે જેઓ બેટોમાં રહેછે તેઓને તે બહુ ફાએદાકારકછે, કેમકે મોટા ખંડોનાં કરતાં ત્યાં હવામાં ફેરફાર થોડો થાયછે.

શીરીનબાઈ રૂસતમજી.

---

# કમનસીબ રાણી મેરીની કાહણી.

(આરણ સફે ૪૪ થી.)

મેરીને કેદ કીધા પછી તેના વરે રાજકારભાર તરત પોતાના હાથમાં લીધો, પણ તેને કશી માહીતી ન હોતી. તે તો ફક્ત ખટપટીઆઓનાં હાથમાં એક રમકડાં જેવો હતો, કે જેઓએ તેના દુશમન રીઝીપોને મારી નાખીને તેને ખુશ કીધો હતો.

ખુન થયું તેની બીજી સવારે મેલવીલ, જે ઓરડામાં રાણીને કેદ કીધેલી હતી, તે ઓરડાની બારી આગળથી જતો જણાયો. મેરીએ તેને બુમ પાડીને કંઇક મદદ મોકલવા કહ્યું. મેલવીલે જવાબ દીધો, "હું શું કરી શકું. મેરીએ કહ્યું, "જલદીથી શેહેરના મેયર પાસે જા, અને તેને કેહે કે લશ્કર લઇને આવે, અને મારો છુટકારો કરે. જલદી જા, નહી તો સીપાઇઓ તુંનેબી રોકશે." એટલું બોલતામાં તો સીપાઇઓ આવી પોંહચ્યા અને મેલવીલને રોકયો, પણ મેલવીલે કહ્યું કે તે દીવસ રવીવારનો હતો, માટે તે તો બંદગી કરવા દેવલમાં જતો હતો. મેલવીલે મેયરને જઇને કહ્યું, પણ મેયરેબી સાફ ના કહ્યું કે તે વચ્ચે પડી શકતો ન હોતો.

મેરીતો આ મુજબ કેદજ રહી. તોપણ તે કેદખાનું લાંબા દહાડા નહી ચાલ્યું. બે દીવસ પછી મેરીનો વર તેણીની આગળ આવ્યો, અને તેણીને સમજાવવા લાગ્યો કે, રીઝીઓનાં ખુનમાં કંઇ તેનો હાથ ન હોતો. મેરીએ પોતાના વરને સમજાવીને પોતાની તરફ કીધો. મેરીએ કહ્યું, "આપણે હમેશાં લડાઇ કર્યા કરીયે, તે કરતાં સંપથી રહીયે તો સારૂં. રૂથવન અને બીજાઓ કંઇ તારા ખરા દોસ્ત નથી. તે લોક પોતાનું કામ કાહડી લેશે કે પછી તારાબી દુશમેન થશે." ડાર્નલીના ધ્યાનમાં આ વાત ઉતરી, તે મેરીની તરફ થયો, અને બેહુ જણે સાથે નાહસી જવાની યુકતી રચી. તેઓ એક દુરના કીલ્લામાં નાહસી ગયાં, અને ત્યાં મોટું લશકર તૈયાર કીધું, અને પછી ફતેહમંદીથી પાછાં એડીનબરો આવ્યાં. રીઝીઓનાં ખુનમાં જેઓ સામેલ હતા, તે બધા બંદખોરો નાહસી ગયા. મેરીએ જુના બંદખોરો, જેમાં તેણીનો સાવકો ભાઇ અર્લ આૅફ મરેબી હતો, તેઓને પાછા સ્કાટલંડ આવવાની રજા આપી અને પોતાના ભાઇને આગળ માફક પાછો પોતાનો કારભારી અને માનીતો કીધો.

આ બધી ગડબડો સમાધાન થયા પછી મેરી એડીનબરોના કીલ્લામાં રેહવા ગઇ, કેમકે તે સૌથી સલામત જગા હતી. ત્યાં તેણીએ એક દીકરાને જન્મ આપ્યો; કે જે દીકરો આગળ ચાલતાં સ્કાટલંડ અને ઈંગ્લંડ બેહુ દેશોનો રાજા થયો હતો.

પણ હજી એટલાંથી મેરીની કાહણી પુરી થઇ નહી. મેરી એક દીકરાની મા થવાથી ઘણી ખુશી થઇ હતી. આખાં યુરોપમાં તે એક મોટી બાબદ હતી. ઇલીઝાબેથેબી ખુશી થવાનું ડોળ ઘાલ્યું, અને મેરીને મુબારકબાદીનો કાગલ લખ્યો, જોકે તે અંદરખાનેથી તો ઘણીજ દુઃખી થઇ, કેમકે હવે ઇલીઝાબેથ પછી એજ છોકરો ઈંગલંડની ગાદીપરબી આવનાર હતો, પણ પોતાના ધણી તરફથી જેવીને તેવી દુઃખી રહી. તેઓ બેહુને હમેશ મારામારી ચાલતી હતી. એક વખત ડાર્નલીએ કહ્યું કે "તારાં રાજનો બધો અખત્યાર મારા હાથમાં આપ." એક વખત તો સ્કાટલંડ છોડીને ફ્રાન્સ જતા રેહવાની ધમકી આપી. મેરીએ ઘણુંબી સમજાયો પણ નહી માન્યું અને પછી ફ્રાન્સ જવાને બદલે સ્કાટલંડને લગતા એક દુરના કીલ્લામાં જઇ રહ્યો. ડાર્નલીએ જોયું કે એમ તો કંઇ રાજકારભાર તેના હાથમાં આવતો નહી ત્યારે તેણે યુરોપના કેથોલીક રાજવાળાઓને લખ્યું કે જો તેઓ સ્કાટલંડનું રાજ તેના હાથમાં અપાવાની ગોઠવણ કરે તો તે આખાં સ્કાટલંડને પાછું કેથોલીક પંથનું બનાવે. પણ તે યુકતીમાંબી કંઇ તે ફાવ્યો નહી. એવી રીતે ડાર્નલી મેરીને દુઃખ દેતોજ રહ્યો અને તેઓ વચ્ચેની લડાઇબી ચાલુજ રેહતી.

મેરી અને તેણીના વર વચ્ચેનો આવો સંબંધ જોઇને મેરીના કેટલાક અમલદારોએ ઠરાવ કીધો કે તેઓના છુટા છેડા કરાવવા; અને એક વખત તેઓએ મેરીને પોતાનો વીચાર જાહેર કીધો. તેણીએ સાફ ના કહયું કેમકે તેમ કરતાં તેણીના દીકરાના હકમાં કંઇ વાંધો આવી પડે કે જે દીકરાને ખાતર તેણી જીંદગીના છેડા સુધી ગમે એટલું દુઃખ ખમશે; પણ તેના હકને કોઇબી રીતે ઇજા નહી કરશે. તે નાના શાહજાદાને જયારે બેપટીઝમ આપ્યું ત્યારે ઘણીજ ધામધુમ થઇ હતી. યુરોપનાં દરેક મોટાં રાજ તરફથી એલચીઓ આવ્યા હતા. ઇલીઝાબેથે પોતાની તરફથી બેપટીઝમના ઉપયોગમાં આવે એવું એક

સુનાનું વાસણ પાંચ હજાર ડાલરથીબી વધારે કીમતનું અર્લ આફ બેડફોરડ નામના એલચી સાથે મોકલ્યું હતું. ડાર્નલી સીવાયે આખું સ્કાટલંડ તે ધામધુમ વખતે ખુશી હતું.

હવે અરલ આફ બોથવેલ નામનો ઉમરાવ અને મેરીનો ભાઈ અર્લ આફ મરે, બે જબરા દુશમેન થઈ પડયા. બોથવેલ એક વખત મેરીનોજ માનીતો દરબારી હતો. તેની ફીસાદખોરી ચાલને માટે તેને એકવાર દેશનીકાળ કીધો હતો પણ પછી પાછો બોલાવ્યો હતો. પછી મેરીના માનીતા રીજીયોનું ખુન થયું ત્યારે તે ખુન કરનારા ખટપટીયાઓને જેર કરવામાં બાથવેલ મેરીને ઘણો કામ લાગો હતો. મેરીએ ખુશી થઇ તેને ડનબારનો કીલ્લો ભેટ આપ્યો હતો. વળી ઈંગલંડ અને સ્કાટલંડની સરહદો વચે જબરી લુટફાટ ચાલતી હતી તે લુટારાઓને વીખરી નાખવાનું કામ મેરીએ બોથવેલને સોંપ્યું હતું.

મેરીના કુંવરનાં બાપટીજમ પછી અરલ આફ બોથવેલ અને અરલ આફ મરે પોતાપર રાણીની મેહરબાની મેળવવાને એક બીજામાં જબરી હરીફાઇ કરતા પણ બધાં ધારતાં કે આખરે બોથવેલ વધારે માનીતો થઇ પડશે. એક વખતે બોથવેલ સરહદ ઉપરના લુટારાઓ સાથે લડાઇ કરતાં જખમી થયો, તે વાત મેરીને માલમ પડતાંજ તેણી તરત બોથવેલ જયાં હતો ત્યાં ગઇ. પણ રાણીની આ ચાલથી તો દેશમાં જબરી નાલેશી અને ચકચાર વધી પડી.

રાણીની તરફવાળાઓ કેહતા કે તેમાં ખોટું કંઇજ ન હોતું—એક શેઠાણી પોતાના નીમકહલાલ નોકર તરફ દયા બતાવે, અને તેની માંદગીમાં તેને જોવા જાય એમાં કંઇજ વાંધા જેવું નહી ગણાયે અને તેઓ એમબી કેહતા કે જેમ મેરી પરણેલી હતી, તેમ બોથવેલબી પરણેલો હતો. પણ મેરીના દુશમેનો મેરીની આ ચાલપર ઘણુંજ હલકું બોલવા લાગા. ત્યારપછી થોડાજ વખતમાં બોથવેલે, પોતાના ઓળખીતાઓ આગળ મેરીના વરને મારી નાખવાનો, પોતાની બૈરીથી છુટા છેડા કરવાનો, અને પછી મેરી સાથ પરણવાનો પોતાનો વીચાર જાહેર કીધો.

બોથવેલે દરબારના ઉમરાવોનેબી ડાર્નલીનું ખુન કરવા વીશેની વાત કહી. તેઓ બધા બોથવેલના આ વીચારથી ખુશ થયા. પણ તેઓની ઉપર ખુનનું તોહમત નહી આવે, તે માટે તેઓ બહુ સાવચેત હતા. એક મોરટન નામના ઉમરાવે બોથવેલને પુછયું કે, રાણી તેના આ વીચારને વાસ્તે શું ધારેછે. બોથવેલનો જવાબ એવો હતો કે રાણીનેબી તે વાત પસંદ હતી. પણ મોરટને તો કહ્યું કે, રાણીને હાથનો લખેલો હોકમ બતાવે કે તેણીને પોતાના વરનું ખુન થાય તે પસંદ છે, તો તે બોલવેલ સાથે એવાં કામમાં જોડાય, પણ બોથવેલ એવો કોઇ હોકમ દેખાડી શકયો નહી.

તે વખતમાં ડાર્નલીને વાસ્તે તરેહવાર અફવા ચાલતી, કોઇ કેહતું કે હવે તે સ્કોટલંડ છોડીને જતો રેહવાનો છે. કોઇ કેહતું કે નાના શાહજાદાને રાણીની પાસથી ચોરી લેવાની યુકતીઓ તે રચેછે, કે પછી મેરીને ગાદીપરથી ઉઠાડી મુકીને શાહજાદાનાં નામથી તે રાજ ચલાવે. એ સીવાયે બીજી ઘણી અફવાઓ ચાલતી. તેટલામાં મેરીને, ડાર્નલી ગલાસગોમાં ઘણો માંદો હતો, એવી ખબર મળી. તેણી તરત ત્યાં ગઇ, અને થોડા દહાડા ત્યાં રહ્યા પછી તેણીએ પોતાના વરને પોતાની સાથે એડીનબરો આવવા કહ્યું. આમ એડીનબરો ડાર્નલીને લાવવાને માટે કોઇ લખી જાયછે કે તે ખરાં દીલનું ન હોતું. પણ બોથવેલને તેનો જીવ લેવાનું સવલ પડે તેથી મેરી તેને લાવી. ડાર્નલીને હોલીરૂડના મેહેલમાં લાવવામાં ન હોતો આવ્યો, કેમકે તેને મેરીની દરબારમાં કોઇબી ઉમરાવ સાથે બનતું ન હોતું. અને વળી તેને શીતલા આવેલા હતા—જો કે તે તેમાંથી સારો થયો હતો—તેથી ધાસ્તી હતી કે તે હોલીરૂડના મેહેલમાં રેહેતો નાના શાહજાદાને શીતલા આવે. માટે ડાર્નલીને વાસ્તે એક જુદું ઘર લઇને તેમાં તેને ઉતારવામાં આવ્યો હતો.

ડાર્નલીને મારી નાખવાને બોથવેલે એવી ગોઠવણ કીધી કે જે ઘરમાં ડાર્નલીને રાખ્યો હતો તે ઘેર બંદુકનો દારૂથી ઉડારી મેળવું. આ કામને માટે તેણે, પોતાના એક વીશવાસુ ચાકરને થોડા દીવસ અગાડીથી ડાર્નલીની નોકરીમાં મોકલ્યો. તે ચાકરે ઘેરના બધા ભાગો જોયા, અને ઘરમાં દાખલ થવાનાં બારણાંની કુંચી ચોરીને બોથવેલને આપી. પછી બોથવેલના કીલ્લામાંથી બંદુકના દારૂની કોથલીઓ છુપી રીતે લાવીને જે ઘેરમાં ડાર્નલી હતો, તે ઘેરના બાગમાં અને ઓરડીઓમાં છુપાવવામાં આવી. એ સઘળી તૈયારીઓ બોથવેલે પોતાની નજરે જોઇને કરી રાખી. જે દહાડે તે ઘેર ઉડાડી મેળવાનું હતું, તે દાહડે મેરી હોલીરૂડના મેહેલમાં પોતાના એક નોકરનાં લગન થવાનાં હતાં ત્યાં જવાની હતી.

મેરીના દુશમેનોનું કેહવું એવું છે કે, ડાર્નલીનો જીવ લેવાની સઘળી ગોઠવણો તે જાણતી હતી, અને લગનને બાહને તે ઘેરમાંથી જતી રહી હતી. વળી તેઓ એમબી કહી જાયછે કે, મેરી તે ઘરમાં જે ઓરડો વાપરતી હતી, તે ઓરડામાં મુદલ ગઇજ નહી, અને તેનું કારણ એ કે તે ઓરડામાં બંદુકનો દારૂ ભરેલો હતો. તે વાત તેણી જાણતી હતી. વળી બીજી વાત તેઓ એ કહી જાયછે કે, તેજ સાંજે તેણી પોતાના ધણી આગળ બોલી, કે રીઝીઓનું ખુન થવાને લગભગ એક વરસ થયું હતું. આ બોલ પરથી તેઓ એવું કેહવા માંગેછે કે તેણીએ રીઝીયોનાં ખુનનું વેર લીધું હતું અને પોતાના ધણીને મારી નખાવ્યો હતો. મેરી રાતે ગઇ તે વખતે પોતાના વરને ઘણી સારી રીતે મળી ભેટીને ગઇ અને કેહતી ગઇ, કે લગન પુરાં થવા પછી તેણી તરત આવશે.

બોથવેલબી મેરીની સાથે ગયો, ત્યાં લગન જોયા પછી તેણે પોતાનો દરબારી પોશાક બદલીને બીજો હલકો પોશાક પેહર્યો, અને પોતાના નોકરોને લઇને મધરાતે પાછો ડાર્નલીનાં ઘેર તરફ આયો. રસ્તામાં ચોકીબાનોએ રોકવાથી જવાબ દીધો કે લાર્ડ બોથવેલનાં માણસો છીયે. તેઓ બધા છુપી રીતે ડાર્નલીનાં ઘરમાં દાખલ થયા. બધું બરાબર છે એમ ખાતરી કીધા પછી, કપડાંનો એક કાકડો

કરીને એક છેડો બંદુકના દારૂમાં મુકયો, અને બીજો છેડો સલગાવીને તેઓ બાહર નીકલ્યા. બોથવેલ ઘણો વખત બાહર ઉભો રહ્યો, પણ કંઇ દારૂ સલગતો હોય એવું જણાયું નહી, તેથી અધીરો થઇને જોવા જતો હતો, પણ બીજાઓએ તેને અટકાવ્યો અને તેજ ઘડીએ એવો તો ધડાકો થયો કે આખું શેહેર ગાજી રહયું. તે દારૂના સલગવાથી બધું આકાશ ચલકી રહ્યું, અને આખું શેહેર ઉંઘમાંથી જાગી ઉઠયું, અને ધભરાવા લાગ્યું કે એ શું થયું.

બોથવેલ અને બીજાઓએ પોતાનું કામ પાર પડેલું જોઇને ગુપચુપ ચાલવા માડયું. રસ્તામાં મલતા ચોકીબાનો અને લોકો તેઓને કંઇ પુછે નહી તે માટે ઘણા આડે રસ્તે તેઓ મેહેલમાં ગયા, પણ ત્યાં આવી પોંહચતાંજ ચોકીબાનોએ તેઓને રોકયા કે તેઓ કયાંથી આવ્યા, અને પેલો અવાજ શું થયો હતો. તેઓએ જવાબ દીધો કે તેઓ તો અર્લ આફ બોથવેલના સરકારી કામને લગતાં કાગ્રજો લઇને આવેલા હતા, અને તેઓને કંઇ ખબર ન હતી. એવું કહીને તેઓ મેહેલમાં ચાલી ગયા.

બોથવેલ કપડાં બદલીને સુતો, અને થોડાજ વખતમાં માણસો ખબર કરવા આવ્યાં, કે જે ઘરમાં રાજા હતા તે ઘેર બંદુકના દારૂથી ઉડી ગયું, અને રાજા મરી ગયા. બોથવેલ આ સાંભળીને જાણેકે ઘણો અજબ થયો, અને ઘણા ગુસ્સામાં ઓરડાની બાહર આયો. બીજા ઉમરાવો સાથે થોડોવાર મસલત કરીને.પછી રાણીને ખબર કીધી. મેરીબી આ વાત સાંભળીને ઘણીજ અજબ તેમજ ગુસ્સે થઇ.

રાણીના વર ડાર્નલીનો આવી રીતે નાશ થયો તેથી આખું દેશ હલમલી રહ્યું. તેઓ ખુનીને શોધી કાહડવા માંગતા હતા. ઢંઢેરાઓ ફર્યા, ઇનામો છપાયાં, પણ કોઇ ખુનીને શોધી લાયું નહી. ધીમે ધીમે અફવા ચાલી કે બોથવેલે રાજાને મારી નાખ્યો. લોકો દેવાલે દેવાલ કાગળો લખીને ચોટાડતાં, અને બોથવેલ રાજાનો ખુની છે એમ જાહેર કરતાં અંતે ડાર્નલીના બાપે બોથવેલની જાહેર તપાસ ચલાવાનો દાવો કીધો, તપાસ શરૂ થઇ, પણ જયારે જરૂર હતી ત્યારે ડાર્નલીનો બાપ કોર્ટમાં હાજર નહી થયો, અને એવું જણાવ્યું કે તે જાહેરમાં સહીસલામત આવી શકે એટલું લશ્કર તેની પાસે ન હોતું; અને તેને બીહીક હતી કે બોથવેલ વખતે તેનુંબી ખુન કરાવે.

બરોબર શાક્ષી નહી પડવાથી બોથવેલ છુટી ગયો. છુટા પછી બોથવેલે જાહેર કીધું કે રાજાનું ખુન કીધુંછે એમ કેહવાની હીંમત કોઇબી કરતું હોય તો મારી સામે આવીને કેહવું અને તેની સાથે "ડયુએલ" રમવાને તે તૈયાર હતો. આ મુજબ બોથવેલ નીરદોષ હોય તેમ ફરવા લાગ્યો, અને પછી કોઇએ બોલવાની હીંમત નહી કીધી.

(સાધન છે.)

D. B. N.
(અમદાવાદ.)

---

# ખાનદાન વિષેની ખાલી ટેહકરાઈની એક વારતા.

સુરતમાં શાપુરજી સોદાગર નામે એક માતબર પારસી ઘણીએક જમીન અને મીલકતના માલેક હતા. તેઓની પછી તેવણની વારસ એક ખુબસુરત બેટી સીવાએ બીજું કોઇ નહી હતું. ઘરમાં ઘણાએક સગાંઓની આવજાવ હતી અને નોકર ચાકરબી બહુ હતા, પણ તેમાં એક પાલીકાકા નામનો અતી વીશ્વાસુ અને જુનો કારભારી હતો, એ કારભારીપર શેઠને એટલોબધો વીશ્વાસ હતો જે પોતાનાં મરણ પછી પોતાની એકપુરી જવાન બેટી મેહેરબાઇની સંભાળ લેવાને શેઠે એ પાલીકાકાનેજ લાયક ધારયા અને મરતી વખતે પોતાના ખાનદાનના ખજાના વીશે એક છુપો ભેદ હતો તેબી પાલીકાકાનેજ કહી રાખ્યો.

મેહેરબાઇ પોતાનાં એક રંડાએલાં ફુઇ સાથે પોતીકા બાપીકાં મકાંનમાં રેહેતી હતી. એ જવાન અબલાને જો પેહેલેથીજ સાદાઇ અને નમનતાઇવાળી સંગત મળી હોતે તો ઠીક, પણ તેણીની બચું ફુઇ કોઇ બડાં મગરૂર બાઇ હતાં. કોઇ પણ મધ્યમ વરગના સાથે વાત કરવી એ તેવણ પોતાના દરજ્જાથી ઉતરતું સમજતાં હતાં. તે સાથે આએ બાઇનાં મગજમાં કોઇબી ખાનદાન તેવણથી ચહડતું હોયજ નહી એવુંજ કંઇ ગુમાન હતું. "છટ પેલાંનાં ખાનદાનમાં તો ફલાણી ખોડ છે અને ફલાંનાં ખાનદાનમાં તો ફલાણી એબ છે." એવી રીતે પોતાની મોટાઇમાં મગરૂર બનીને મેહેરબાઇનેબી તેવીજ વલાણ આપી હતી. બીચારા પાલીકાકાની વરસ બારએકની રાંક અને ખુબસુરત છોકરી હતી તેવણે એક વખત પોતાની બાઇને અરજ કીધી કે "મેહેરબાઇ માએ જરા ફરસદે મારી રતનનેબી કંઇ ટાંકો ટેભો મારવા શીખવજો. તમારી મોટી મેહેરબાની થશે. એ લખવા વાંચવા તો શીખીછે પણ માવનાનું બચ્ચુંછે. જરા બએ ઘડી તમારી આગળ જો તમારી રજા હોય તો મોકલું ?"

"હા, ઠીક છે, મોકળજો કાકા" મેહેરબાઇએ કહ્યું.

રતન ઘણી ચંચલ અને નમાની છોકરી હતી. તેણી મેહેરબાઇ પાસે ઝડપથી શીવવાનું ગુઠવાનું વગેરે શીખવા લાગી—પણ બીચારીના કમનસીબે થણા દહાડા ચાલ્યું નહી. એક દહાડે રતન અને મેહેરબાઇ લેસ ગુથતાં હતાં તેટલા ફુઇજી દમામમાં ઓરડામાં દાખલ થયાં. ઘડીભર રતન તરફ ટીકીને પછી પુછયું "મેહેરાં, એ કોણ ! પાલીની પોરી કે ?"

"હાજી, રતને નમીને કહ્યું, આએ જરા બાઇ પાસે શીખવા આવીચજી."

"ઉંઅંઅં, એ એવું કામ કેની તે બાઇનેજ શોભે સમજી કેની, તુંને ગરીબનાં બચ્ચાંને લેસ ને ગલીચા કેવા ? અભાગીયો પાલીબી શું જો મોહતનાં ફાંફાં મારેચ ?"

હજીબી બચુંફુઇ તો બકીઆજ કરતે પણ રતન રજા લેઇને ચાલી ગેઇ. તેણીને ભોંએ ભારી પડી ગેઇ, ઘેર જઇને બાપને જણાવ્યું જે હવે શેઠને ઘેર કદી નહી જાઉં. આપણી ગરીબ ઝુપડી લાખ દરજ્જે ભલી કહીને ફુઇજીએ જે

આવકાર દીધો હતો તે તેણીએ નીર્દયપણે બાપને કેહી દીધો. પાલીકાકા મનમો અફસોસ કરીને બેઠા કે "માણસ નો શું ભરૂસો છે. કદી હું વેહલો મરી ગયો તો આ મારી નાદાન દીકરીને કોણના હવાલામાં આપસ. મારા શેઠ હોતે તો મને ફીકર નહી હતી. "હોકમ ખોદાનો."

રતન ગયા પછી બચું ફુઇ બોલ્યાં, "અરે શું દીકરી મેહેરાં, જરાતો આપણાં ખાનદાનની મોહોટાઇ પ્રમાણે ચાલીએ. પેલા કેહે તેમ કાહાં રાજા ભોજ, ને કાહાં ગંગા તેલી. એક ચાકરની દુકતી સાથે તે શું બેસવાનું ને વાત કરવાની ? મુવો પાલીબી મરી ગીયોચ. કેહજે મોટાં સાથે મલકાઇનિ ગરીબને ગરીબ જાએ અટવાઇ તેમ એવી સુનમાં અટવાઇ જશે." એવો ઉતમ વીચાર ફુઇજીએ જણાવ્યો. "નહી ફુઇજી એતો આપણા ઘેરનો ઘણો જુનો કારભારી છે ને તે સાથે બાવાજીનો ઘણો માનીતો હતો—કોઇબી કામ એની સલાહ વીના કરતાતા નહી. તેથી મેં જાણીયું જે આપણે ઘેરવટ જેવું છે ને બીચારી માએ વગરની છોકરી છે. તે બે ઘડી આવે તો કંઇ નહી" મેહેરબાઇએ સારો ખોલાસો કીધો.

"તે જેની માએ હું હોતે તો એના હાથમાં એટલી બધી મુખ્ત્યારી બેહેસતીને આપવા દેતેજ નહી. એ કોણ જાણે શું કારૂં ઘોરૂં કરતો હોશે, તે આપરે કંઇ જોવા જઇએચ ?" ફુઇએ વગર સમજે બડાઇ મારવી ચાલુ કીધી. ને તરેહવાર ચપટાં આપીને મેહેરબાઇનિ પાલીકાકાપરથી તદન મન ઉતારી નખાવ્યું અને જેમ બને તેમ મોટા ઓમાં ભરાવા શીખવ્યું. નાદાન મગજમાં એવી વાત ઉતરતાં વાર કેટલી ? તેમાં ફુઇજીની પેહેલી સલાહ અને મકસદ તે એકે મેહેરબાઇનિ કોઇ ઉચાં ખાનદાનમાંજ આપવી. પછી તેમાં વર ગમે તેવો ઓગરો અથવા અપર હોએ તેનું કંઇ નહી પણ કુલવાન જોઇએ—જો કોઇ શીખેલા ને ચંચલ જવાન તરફથી માગું આવતું તો બચું ફુઇ નાખ મહડાવીને તેની ત્રણ પેહેડીના બપાવા સુથાર હતા, કરીને ગણકાવતાં નહી. એ પ્રમાણે મેહેરબાઇ મોહોટાં થઇ ગીયાં હતાં.

એક દહાડો પાલીકાકાની રતને મેહેરબાઇ પાસે આવીને અરજ કીધી જે "મારાં બાપ ઘણા સીક છે તેથી તમુને મલવા માંગેચ. કંઇ બે વાત કેહેવાનીછે."—"છોકરી, મારેથી કંઇ તારે ઘેર અવાએ નહી. હમારા દરજજા પ્રમાણે ફુઇજી મને કદીબી જવા દેએ નહી. માટે જા તારા બાપને કેહજે કે સીક છે તે દવા દારૂ કરીને સારો થા. તેમાં હું શું કરવાની હતી!" મેહેરબાઇએ દમામમાં કહ્યું. અને રતન તરત ચાલતી થઇ કારણ કે તે ફુઇથી ઘણી બીહતી હતી, પણ ફુઇએ તેને જતાં જોઇ, તેથી મેહેરબાઇને પુછ્યું જે "એ વળી પાલીની દુકતી કેમ આવી !"

"એનો બાપ સીક છે તે કેહેજે બે વાત કેહેવા મને તેડેછે" મેહેરબાઇએ જણાવ્યું. "ઓવાએ! તે એનાં કોઇ સગાવહાલાં હોએ તેને કાંએ નહી તેડતો ? આપણે તેને તાહાં જઇએ તો સારૂં લાગે કે ! એ પોતાની દુકતીની તોક આપણે ગલે ઘાલવવા માંગતો હોશે"—જમાને ખાધેલ બચું ફુઇ પામી ગીયાં.

પેલી તરફ પાલીકાકા ઘણા બીમાર છે. ત્યાણી રતન પોતાના પીતાની દીલોજાનથી બાવજત કરેછે. તેઓના એક સગા એરાવથી આવ્યાછે—"અરે તારૂં ભલું થાએરે મેહેરબાઇ, ને તારી ફુઇનુંબી શું ભલુ થશે ? મેં મારા શેઠનું નીમખ ખાધું, અને તેનાજ ખાનદાનનો છુપો ભેદ તેની વારસને કહ્યા વગર હું મરી જવસ તેનો મને ઘણો અફસોસ થાએચ. આએ ફુઇ થતીએ હીરા જેવી છોકરી ને મગરૂર ને તુમાખી બનાવી દીધી પણ જો એ મારી હઇયાતીમાં નહી આવશે તો પસતાશે."

"પણ પાલીબા મને કેહોની તમારાં મનમાં કીયો ભેદ છે તે" ભોલા એદલજી એરાવીઆએ પુછ્યું.

"અરે ભાઇ તે કોઇનિ કેહેવાએ નહી, શેઠની વારસ દીકરીનેજ કેહેવું જોઇએ." એટલું કહી રતન પાસે વકોરા માંથી એક કાગજનું પાકીટ કહરાવીને એદલજીના હાથમાં વાંચવા મુકીયું જે નીચે પ્રમાણે હતું :—

"હમારા ખાનદાનનો છુપો ખજાનો અથવા ધન હમારા મચીનની સરહદપરનાં વજીફા તરફ છે પણ કેઇ જગાપર છે તે ફકત હમારા વીસવાસુ કારભારી પાલનજી પેટીગરાનેજ ખબર છે. મારી વારસ બેટી પુરાં એકવીસ વરસની થાએ ત્યારે તેણીને આ કાગજ સાથે તે ધનનો છુપો ભેદ જાહેર કરવો અથવા તો તેની આગલ જો કારભારી પાલનજીની કજા બને તો તે આગલ મારી એકપુરી બેટીને તે ભેદવાળી જગાથી માનિબોનું ચેતાવીને આ કાગજ તેણીને હાથોહાથ આપવું. એટલી ફરજ મારા વીસવાસુ કારભારીને સોંપીછે.

લા૦ શાપુરજી શોરાબજી શોદાગર.
સુરત શોદાગરવાડના રેહેવાસી."

"હવે કેહો ભાઇ હું મારી ફરજ બજાવીઆ વગર જેનાં નીમખથી પરવરસ થયો, તેની હજુરમાં કેવી રીતે જાઉં!" પાલી કાકાએ ઉસકેરાઇનિ કહ્યું.—"કંઇ નહી પાલીબા," એદલજી એરાવીઆએ કહ્યું. "ચાકલાઓ ના. ફરીને એકવાર આપણી રતન પેલી મગરૂર બાઇની હરૂસે જઇને મેહેરબાઇને કેહેશે."

રતન એકવાર પાછી સોદાગરવાડમાં શેઠની હવેલી માં જઇનિ મેહેરબાઇનિ મલી ને પોતાના બાપની માંદગી વધી જવા વીશે અતી દલગીરીથી જણાવ્યું અને કહ્યું કે "બાઇ તેવણની હઇયાતી છે તેટલાં તમે મલી જાવો,તો સારૂં. તેવણ એક વાત તમુને કેહેવાને ખાટી ખાએશ રાખેચ અને તમો સીવાએ બીજાને કેહેતાબી નથી."

મેહેરબાઇ જેવણ નવાં સારી કપડાં કાહડતાં હતાં અને સરદાર બહાદુર સોરાબસાહને ત્યાંની સાલગરીની પારટીમાં જવાની તઇયારીમાં હતાં તેવણે રતનને ખીજાસ કરીને કહ્યું કે "શું છોકરી તુંને તારો બાપ ઘડીબડી કંટાલો આપેચ ? હું તોહમણા સોરાબસાહને તાંહ જાઉંચ ને તારા બાપને કેહજેકે મારેથી કદીબી તેની આગલ અવાશે નહી, હું જાણુંચ કે તે શું કેહવા માંગેચ- તે; માટે હું કંઇ આવવાને બંધાએલી નથી."

રતન નીરાશ ચેહરે પાછી ઘેર ગેઇ ને સરવે કહ્યું. મરતી વખતે પાલી કાકાએ અફસોસ કરીને કહ્યું કે "આએ મારા શેઠને હાથનું કાગજ છે તે મારાં મરણ પછી એ

બાઇને પોંહોચાડજો ને કેહેજો જે એ છુપા ખજાનાની ચાવી પાલીકાકા પોતાની છાતીમાં સાથે લેતા ગીયા,—ને મારા ભાઇ તોલના એદલજી, તમને હું અરજ કરૂંચ જે મારી રતનની સંભાલ લેજો." પાલીકાકાના મરણ બાદ પેલું કાગજ એદલજી એરાવીયા અને રતને જઇને મેહેર બાઇનાં હાથમાં મુકીયું. તેણીએ અતી આતુરતાથી પોતા ના પીતાનું કાગજ વાંચી લેઇને પુછયું જે "પાલી કાકાએ તમુંને તો કહ્યું હશે કે કેઇ જગાએ ધન છે!"

તેઓએ કહ્યું કે તે ભેદ તો તેવણુની સાથેજ ગયો. કારણકે શેઠે સાફ લખેલું છે કે મારી બેટીનેજ હાથોહાથ કાગજ આપીને મોહડે મોહડું કેહવું અથવા તે જગાનો પત્તો આપવો.

હવે મેહરબાઇની સુધ ઉડી ને કુઇની ઉપર હજારો અફસોસ કીધી કે મને નકામી મોહટાઇમાં મરવા દીધી, એટલુંજ નહી પણ બાપીકા ખજાનાથીબી મગરૂરીને લીધે બાતલ થઇ. પણ પાછલથી કીધેલો પસ્તાવો કંઇ કામ આવતો નથી.

આની ગમ નીરોંધ અને રાંક રતનને એદલજી પોતાને ઘેર લેઇ ગયા. તેવણનો છોકરો મધરાજની કાલેજમાં થી ખેતીવાડીની પરીક્ષામાં પાસ થઇ આવ્યો તેની સાથે રતનનાં ધામધુમથી એરાવમાં લગ્ન કીધાં. તે જોરૂં હાલમાં બી સુખી અને આબાદ ગાભરેની જીંદગી ભોગવેછે અને મેહરબાઇ હજી પણ કોઇ મોટા ખાનદાનની શોધમાંજ છે.

ગુલબાનુ કાવશજી દાવર,
અહમદનગર.

---

# દોરંગી દુનિયાંનાં દર્શનો.

## દર્શન ૯ મું.

### હાથીનો ભક્ષ.

જયાં ખપે ત્યા હાથીના હાથી ચાલી જાયછે, જયાં નહી ત્યાં પાણીનો એક ગોટ વટીક ખપે નહી. દુનિયાંના એક ભાગના લોકો જાનવરી ખોરાક ખાવો એ મોટી પ્રાણહત્યા સમજેછે, ત્યારે બીજા લોકો જીવ મારવો અને ખાવો એ પોતાની એક કુદરતી સુરત અને ફરજ સમજેછે. જેઓ જાનવરી ખોરાક ખાવાથી કમકમેછે તેઓ ચોકસ વખતે પાણી પીવું પણ હરામ સમજેછે, કાંકે પાણીમાં પણ જીવડા હોય છે—તેઓ ચોકસ વખતે ફુલ સુંઘવું પણ પાપ વિચારેછે, કેમકે ફુલોની મારફતે બેસુમાર જીવડાઓ દમમાં જતા તેઓ માનેછે. પણ જેઓને મીંસ ભક્ષની છીટ નથી તેઓ માછલાં, પક્ષી અને નાના ચોપગાં પશુઓ મારીને ખાયછે એટલુંજ નહી પણ ઘોડા, ઉંટ અને હાથીને પણ મારીને તેનું મીંસ પોતાના આહારમાં વાપરેછે. એવું એક ચિત્ર પાસે આપ્યું છે કે જેમાં એક જબરદસ્ત હાથીને ખોરાકને માટે મારી નખાતો ચિતાર્યોછે.

આ કાંઇ એક કલ્પિત સહરાગાત નથી. એ એક ખરેખર બનતા બનાવનું ચિત્ર છે. અચળનાં હાથી જેવાં મોધાં અને મુલ્યવાન પ્રાણીનો લક્ષ કરવો એ કાંઇ સાધારણ પ્રસંગો ઉપર બધાંથી બને એવું નથી. પણ અસાધારણ વખતો, જેમકે લડાઇ અથવા દુકાળ, જયારે ખાવાના સઘળા ઇલાજ ખુટી ગયા હોય અને જયારે કેવળ ભુખમરો અટકાવવા માટે કાંઇ પણ ખાઇને પેટ ભરવું એવું સંકટાંમણ આવી નડયું હોય ત્યારે માણસો વિકાલ વાઘ વરૂની ફાડી ખાનારી ખાસીયતના બની જાયછે અને તેવા વખતમાં જે આવે તે ખપેછે, તે વેળા ઘોડા કે હાથીનું મીંસ તેઓ સ્વાદથી ખાયછે. પાસેનાં ચિત્રમાં એક પાંજરામાં પુરેલા હાથીને ખોરાકને માટે ગોલીથી મારી નાખવાનો નકસ આપ્યોછે. તે હાથીનું પાંજરૂં એક શોભિતો તબેલો છે. તેમાં કાચનાં બારી બારણાં છે અને એ પાદશાહી દરજાનાં પ્રાણીને દેખીતાં સુખ અને લાડમાં રાખેલોછે. પણ તેને તેનો મહાવત (જે આ વેળા એક યુરોપીયન છે) તેને બારણું ઉંઘાડી તબેલાની બાહાર આણી આપેછે અને તેણે પોતાની સુંઢ બાહાર કાહાડતાં વારજ તે જબરદસ્ત જાનવરને કમજોર માણસ બીજે છેડેથી બંદુકનો બાર કરી તેનો જીવ લેયછે.

હાથી, ઉંટ અને ઘોડા ઘણા કીમતી પ્રાણી ગણાયછે. હાથી પાળવાનું તો પાદશાહોથીજ બનેછે, એટલો તેમના પાછળ ખર્ચ થાયછે. હાથી વળી ડાપણવાળું પ્રાણી છે—હિંદુઓએ પોતાના દેવ ગણેશને ડાપણની ઇધાણી લેખે હાથીનું માથું આપેલુંછે. માટે અતિઘણી લાચારી વેળાજ હાથીનો ભક્ષ માણસના ખોરાક દાખલ થાયછે. પણ ઘોડાનો ખોરાકતો યુરોપમાં, અવસ્ય ફ્રાન્સમાં ઘણો સાધારણું થઇ પડયોછે. ગાય ભેંસને ખાતાં ખાતાં ક્રૂર માણસો ઘોડા ઉપર આવ્યાંછે. ખોરાકને માટે એક હાથીને હલાલ કરવાનું આ પાસેનું ચિત્ર પણ ફ્રાન્સનુંજ છે. હવે દુનિયાંમાં યુરોપ સર્વથી સુધરેલો ખંડ છે અને તેમાં આ જાતનું શખ્ત મીંસભક્ષ એક વાજબી કામ ગણાવા લાગ્યુંછે, ત્યારે હિંદુ અને બીજા આર્ય દેશોમાં જાનવરી ખોરાક ખાવો એ એક પાપ ગણાયછે. હિંદુ સુધારો અસલી કાળનો છે—યુરોપીયન સુધારો આજકાળનો છે; અને એ રીતે આપણ સુધારાના આચાર વિચારોમાં વખત જતાં ફેર પડેલો જોઇયે છીયે.

અસલી કાલના સુધારામાં ખોરાકને માટે જીવ લેવો એ એક પાપ હતું. આજના સુધારામાં તે પાપ ગણાતું બંધ પડયુંછે. પણ એમાં જનાવરના કદ કે ઉપયોગ પ્રમાણે પાપ કે સવાબના દરજા કરેલા નથી. સવાલ માત્ર એક જીવ મારવાનો છે, પછી તે જીવ એક કીડીનો હોય કે હાથીનો હોય. જેમ હાથીને પોતાનો જીવ વ્હાલો છે તેમજ કીડીને પણ તેનો જીવ કીમતી છે. પણ જે માણસો એક કીડી યા માખનો જીવ મારવાને હાથ ચલાવી શકે તો ઘોડા યા હાથીનો પણ જીવ તેજ નિયમ ઉપર તે મારવાની પોતાની છુટ સમજેછે. તોબી એટલું કેહવાઇ શકાય કે જેઓ પ્રાણી મરવાના ભયથી પાણી પીતા નથી તેઓ છેક અંત ઉપર જાયછે, કે જેમાં ઢોંગ જેવું લાગેછે—કાંકે પાણી વગર માણસને ચાલતું નથી અને જેઓ પીતા નથી તેઓને પણ તે પીવું પડેછે—તેમજ જેઓ હાથી કે

ઘોડાને મારી ખાયછે તેઓ બીજા અંત ઉપર જાયછે, પણ તે એક અંતકાળનોજ ઉપાય છે, કે જે લુખ્ખમરાના વખત માંજ તેમને લેવો પડેછે.

---

# પરોપકારી પીરોજા.

## એક નવી સંસારી વાર્તા.

(સ્ત્રી બોધને માટે ખાસ.)

લખનાર—"એક જરતોસ્તી બાનુ."

(સાધન સફે ૪૧ થી.)

"મરૂંરે મારી ધરમની કરતી પરથી" પીરોજાની માગણી ઉપકાર સાથ કબૂલ રાખતાં "મમાઇજી" બોલ્યાં "તુંએ તો-તારો બોલ જાણે પાએલો મા."

"શાનો મમાઇ! તે શું વરી?"

મમાઇ—તો યાદ છે કની એક દીવહે તમે મારી ઓરડીમાં આએવાં તારે બોલેલાં તે કે હું જો ચેહેલી બંધાવું તો તમને મફત રાખું.

પીરોજા—તે ખરૂં મમાઇ પણ હું ચેહેલી બંધાવાને ભાગ્યશાલી થઇ નથી. ને તેમાં તમુને મુફત રાખ્યાં નથી જે તેની વાત.

મમાઇ—તોએ હું થીઉં ખદાતાલા કરહે તો તેવાંબી પનનાં કામ કરહો. પણ એ તમારી જબાંનો ધરમ કેહવાય મરૂં. જીવતાં રેહજો ને હુખી થજો ને ફરદુનજી કાકાને કહીએ જે તમારા એક વરહ એકવીહ થાય મારી દુવાથી."

આ બનાવ પછી બે મહીના નીકલી ગયા. પીરોજા પાછી આગરે જવાની હતી, તેને ફરદુનજીએ બોંહસ કરીને અટકાવી જે શાવકની શાલગીરી વીતાં જવાનું. આવતા જમશેદી નોરોજના પાક દાહરેજ એની મુબારક શાલગીરી હતી, તેથી એક મોટી જીઆફત આપવાની હતી. ને તેની મેનીજ કરવાને પાહલીનેબી અતરે બોલાવાનો કાગળ લખવા. ફરદુનજીએ શાવકને બેસાડયો. પણ તેટલામાં રતનજી ઝવેરી બે ત્રણ એરીંગની જોડ લઇ આવ્યો અને ફરદુનજીએ તેમાંની એક જોડી પીરોજાને પોતાને માટે પસંદ કરવા કહ્યું. પીરોજાએ ખુશીથી ચમકતી આખોએ ઠુણકા ઘાટની એક જોડી પોતાને માટે પસંદ કરી કીમત પુછીતો "પંદરશો રૂપયા, બાઇ" કરી રતનજીએ જવાબ દીધો. ફરદુનજીએ તેજ રાખીને બે ત્રણ દાહડા રહીને જવાબ લેવા તેને બોલાવ્યો કે તેટલામાં અંકાવી લેઇ રૂપયાનો બંદોબસ્ત કરે.

રતનજી ઝવેરી ગયા કે એક બુઢાં ડોસાં નામે મીઠીબાઇ ફરદુનજી કાકાને મળવા આવ્યાં. એ ડોસાંના જે ભરથાર દોરાબજી ભર જવાનીમાં ટુક ઉમરે ગુજરી ગયા હતા તે ફરદુનજીના જાની દોસ્ત હતા.

દોરાબજીનાં મરણથી ૨૫ વરસની વયમાં બીચારાં મીઠીબાઇ વીધવા થયાં ને પોતાના ચાર બાળકો સાથ ઘણી તંગીમાં આવી પડયાં. સગાંવહાલાંઓનોબી ગરીબરો સંસાર એટલે કોઇ ઝાઝી મદદ કરી શકયું નહી. એવા વખતમાં તાતેઘાએ ફરદુનજીએ એ નાચાર કુટુંબને સારી મદદ કીધી હતી. પણ એવી મદદ નીભી નીભીને કાંહવેર નીભે ? ને વલી મીઠીબાઇના વીચાર એવી આઇતી મદદ લેવાની વિરૂધ હતા. પેહલું વરસ તો એવી દોસ્તોની ને કુટુંબીઓની મદદથી પસાર કીધું. પણ પછી એમ હાથ ઓલતાં રહી પારકે આધારે પડી રેહવા કરતાં પ્રમાણીક ઉદયોગથી જે મળે તેપર સબુરી પકડવાનો તેવણે ઠરાવ કીધો અને તે મુજબ સીવી સાંધીને, યા બીજાંઓની અગવડ સગવડના કામ કરીને, યા તો ભરભાડુતોનાં એક ઘરમાં વાસણકુસન, રોટલી વગેરે કરીને તેવણે બચાંઓ પાલયાં અને તેમને થોડીઘણી કેળવણી આપી.

પણ સોબત તેવી અસર. ઘણી વખત એવું બનેછે કે ઘરની ગમે એવી સારી કેળવણીની અસર બહારની ખરાબ સંગત ધોઇ કહાડેછે, તેમ બીચારાં આ ગરીબ ડોસાના નાયલા દીકરાના સંબંધમાં બન્યું અને જયારે ફરદુનજીને ઘણે વર્ષે પાછા મુંબઇ રેહવા આવેલા તેવણે જાણ્યા ત્યારે કંઇક આશાવંત હૈડે તેવણ મળવા આવ્યાં. એ આગમજ જોકે ફરદુનજી મુંબઇ આવતા જતા હતા પણ તે ફકત પોતાનાં કામસરજ આવતા ને તુરત પાછા જતા. હવે તેવણને જાથુક રહેલા જાણી દોસ્તો ને ઓળખાન પીછાણવાળાઓ તેમજ કુટુંબીઓ કોઇને કોઇ રોજ આવતાં હતાં જેમાં આજે આ મીઠીબાઇને મુલાકાતે આવેલાં આપણે જોઇએ છીએ. અરસપરસ ખબર અંતર પુછયા બાદ મીઠીબાઇ બોલ્યાં. "શું કરૂં ફરદુનજીબા મને નહી સમજે પડતી જે આ મારા ખશરૂનું શું થશે ?"

ફરદુનજી—કાંય વારૂં ! શું છે ? બરાબર શીખેચની ?

"તારે વળી બળાપો શાનો હોય" મીથીબાઇ નીસાસો નાખી બોલ્યાં. "નહી શીખવાનું ઠેકાણું કે નહી સલુકે ઘેરમાં રેહવાનું ઠેકાણું. કમઅકલનો તો પેહલે ઘરથીજ હતો, તેમાં વળી આ વરશ દહાડો થયો કોઇ મુઆ લુછાઓની સંગતમાં ફરીને જુગારનો લખ લગાડયોચ ને તેથી બાજે વખત મને કેવી મુશકેલી ને આફત વેઠવી પડેચ કે તે મારા દીકરાને સારૂં બોલતાં મને લાજ લાગેચ ને જીવતર જલીને ખાખ થાયચ. અરે શું કેહું ફરદુનજીબા." એમ બોલતાં ઘણાજ ધીમે સાદે બોલ્યાં. "કોઇ વખત હારી ગયો હોય ને પાસે કઇ પૈસા નહી હોય તો વાસણ વરણ, કપડું લુગડું જે હાથમાં હલુસે આવી ગયું તે લઇ જાય. ત્યારે કેટલો એને નામનો બરાપો કરી રરી બરીને બેસું. વારૂં મરી જાઉં કેવી દુવા મજ નાચારની લાગશે." જો એને કઇ ધંધે ચાકરીએ લગાડશો તો.

પીરોજા જે બેડી બેઠી બધું આ સાંભળતી હતી તેણીનું દીલ બહુજ એવી હકીકતથી દરદમંદ થયું. "તમે કંઇ એને સુધારવાની કોશેશ કીધી હશેની ? " તેણે તે દુખી માતાને પુછ્યું.

"અરે દીકરી" મીથીબાઇ તેણીની તરફ જોઇ બોલ્યાં. "ઘણુંબી કીધું. બાપ મરે મારા વડા દીકરાએ તો કેટલી મુસીબતે એક જગે ચાકરીબી અપાવી. પણ કઇ હુશીઆરી અકલ હોય, ને આએ એબમાંથી ધ્યાન ખીસે તો કઇ ચાકરી થાયની ? તે ત્યાંથીબી કાહડી મુકયો."

"જયારે એમ છે તો હું શું ચાકરી અપાવું ?" ફરદુનજી ભવાં ચહડાવી બોલ્યા.

મીથીબાઇ—હું તમારેથી સલાહ ને મદદ મેળવવા આવીચ બાવા ને તમે એમ શું બોલોચ ? મારા બેહસ્તી દોરાબજીના એક ખરા દોસ્ત તરીકે તમે તે આફ્ત ભરયા વખતે કેવી મદદ દીધીતી તે હું ભુલી નથી ગઇ.

"ત્યારે તમે શું કેહવા માગોચ ?" ફરદુનજી ફંટાલો ખાઇ બોલ્યા. "એમ તો આજ કાલ ઘણાં જણ મદદ માગવા આવેચ ત્યારે તેમાં ખરૂં કોણ ને ખોટું કોણ તેબી સમજવું મુશકેલ થઇ પડેચ. વળી તમે કેહોચ કે એને ચાકરીબી રખાવ્યો તોપણ બરાબર કામ નહી કરે. તેથી કાહડી મુકયો. ત્યારે તેમજ જો હું કંઇ એને રખાઉં ને તાંહાંબી કરે, તો પછી ? સઘુકનું બચ્યું હોય તો વળી સાથે વાતબી લઇએ."

આ સમજી મીઠીબાઇ ઘણાજ રડમસ થઇ ગયાં ને તુટેલાં દીલે ઘર જવા ઉઠયાં તેટલામાં પીરોજા બોલી "કાકાજી, શું આપણી દુકાનમાં એ છોકરો નહી કામ કરી શકશે ? એને હીસાબ કીતાબનું કંઇ ગ્યાન છે કે બાપ ?"

મીથીબાઇ દલગીરીથી નીચું જોઇ બોલયાં. "નહીજી અભાગ્યો સ્કુલને મસે ઘરમાંથી જાય ને પછી રજલી રખડી ઘેરમાં આવે તે કેટલું સુધી તો માલમ નહી પડયું. પણ જ્યારે જાણયું ત્યાર પછી તો ઘણીબી કેર કીધી પણ ફોકત. જોરાવરીએ લેશન કરવાબી બેસે પણ તેમાંનું કઇ એને યાદ નહી રેહે. તારે નાચારીએ થાકીને એના ભાઇએ છાપાખાનામાં રખાચો. ને તાંહાંથીબી ચાલ પાધરી નહી તે કાહડી મુકયો.

"સમજેચ કેની !" ફરદુનજી વચે બોલી ઉઠયા, "ત્યારે દુકાનમાં એનાંથી શું થવાનું ? એનેથી તે કામ નહી બને."

આ વાતચીત પછી મીથીબાઇ પોતાને ઘર ગયાં ને પીરોજા લાંબો વખત સુધી વીચારમાં બેસી રહી.

"શું વીચાર કરેચ પીલાં ?" ફરદુનજીએ ચુપકીદી તોડી.

પીરોજા—કાકાજી મને આએ ડોસાંની ઘણી દયા આવેચ. એવણ કહેચ તે ખોટું તો નહી હોય.

ફરદુનજી—ખોટું તો નથીં દીકરા. તે તો મારી ખાતરી છે, કે એ બાઇ તેવાં નથી. પણ તેને આપણે શું કરીએ ? એવાંતો કંઇએક જણ, આવીને ફંટાલો આપેચ તે હું શું કરૂં ?

પીરોજા—તોબી હું ધારૂંચ કાકાજી કે એ ડોસાંપર તમે દયા કરવી જોઇએ. એક અજમાયશ દાખલ તમે એ છોકરાને રાખો. હજુતો ઉપરનું બચ્યું છે તેટલાંથી જો એની નઠારી સંગત તજાવી સારી સોબતમાં રાખશું તો સુધરી જશે."

"અરે એની માએજ બોલી તે સમજયું કેની કે પોતા જેવો છે !" ફરદુનજી પીરોજાનો વીચાર હસી કાહી બોલ્યા. "કદાચ જુગાર છોડી દીએ ને સુધરીબી જાય. તોબી કંઇ આપણી દુકાનની ચાકરીને લાયક નહી થાય."

"ત્યારે એક બીજો ઉપાય મને સુજેચ સુરબી."પીરોજા કાલાવાલા કરતી બોલી. "વારૂં તમે મારે સારૂં પેલી દોઢ હજારની એરીંગની જોડી લેવાના છેવો કે ?

ફરદુનજી—હાજતો. બે ઠેકાણે અંકાવી જોઇ ખાતરી કરીને લેવાનીજ.

પીરોજા—જુઓ ત્યારે કાકાજી એટલા દોહડ હજાર એમજ મારા હાથમાં આપો. મને એરીંગ નથી જોઇતાં. મારી પાસે એક જોડી છે તે મને બસ છે, ને એ છોકરાને શાવકની શાલઘરેહ વીતાં હમે આગરે જઇયે ત્યારે સાથે લેતાં જઇયે ને ત્યાં એક નાનું જેવું દુકાન ચાહ, ખાંડ, ઘી, ઘઉં વગરેનું કટાવી આપી શરૂઆત કરાવીએ, ને તેમાંથી જો એની નજર ઉઘડે તો મહતો વેપારબી કરે.

આ સાંભળતા ફરદુનજી હસતા હતા તેથી તેણી બોલી "એક અજમાયશ કાકાજી. એમાં શું ! એમબી એરીંગ પાછળનો તમે ખરચ કરશો ! તો તેના કરતાં વધુ ફાયદા ભરયાં કામમાં તેજ રૂપયા ખરચો તો કેવું ! એક એરીંગ મારી પેટીમાં પડી રેહશે યા કદી કદાચ મારા કાનમાં શોભશે તેના કરતાં એક બીગડતું માણસ સુધરશે તો કેવું પુન લાગશે.

ફરદુનજી—પણ બેટી આપણુને શું એટલી બધી ગરજ ! આપણે શાને ખાતર એટલું બધું કોઇની પાછલ કરયે.

"કાકાજી" પીરોજા ગંભીરતાથી બોલી "આપણા પોતાના ફાયદાને ખાતર, આપણા પાક પરવરદેગારને રાજી રાખી આપણા આત્માને સુખી કરવા, અને આપણા પાક મહજબનું એક પવિત્ર ફરમાન બજાવવા."

"અને તેથી કરીને આપનું બેહસ્તનું બાર ખુલ્લું કરવા એમબી બોલની ! અચકાયચ શાની ! હવે બીજું કઇ !" બુજરગ ફરદુનજી શેક હસીને બોલ્યા.

"કેમ બાવાજી મારી અરજ કબુલ રાખશોની ?" કેવું તમુને સવાબ લાગશે !"

"મને શાનું ? સવાબનો તુંને લાગશે, પીલાં." ફરદુનજી હસીને બોલ્યા, "એ ભલા વીચારતો તારા છે, જે પાર ઉતરે તો સારૂં."

આ બનાવ પછી એક માસ વીતી ગયો, ને જમશેદી નવરોઝના પવીત્ર જશનના દીને શોઆવક્ષની શાલેગીરીની ધામધુમ મચી રહી. દોડસોથી બસો પરોણાઓ નાયલાં મોટાં મળી એ શુભ દીવશની ખુશાલખતી ભોગવવા મળ્યાં હતાં. સરવેનાં દીલ ખુશી ખુરમી ભરયાં હતાં. પાહલીબી પોતાના બુજરગ કાકાનાં ઇજનને માન આપી હાજર થયો હતો. ખાના પછી સઘળાં છુટાં પડયાં. પાહલીબી અગતનું કામ હોવાથી કાલે પાછો આગરે જવાનો હતો.

"વારૂં પીલાં, તું પેલા પોરયાને સાથે લઇ જવાની હતી તેનું શું કીધું ? તેની માએ મોકલવા કેહચ કે."

"પીરોજા—હા, કાકાજી. તેની માયને મેં મારો વીચાર કહ્યો તો તે બીચારાં ડોસાં ઘેલાં ઘેલાં થઇ ગયાં ને કેટલા કાલાવાલા કરવા લાગાં જે વારૂં મરૂં કંઇબી કરી એને સુધારો તો મોટું હેશાન થશે."

"પાહલી—અરે હા. એ કોણ વારૂં. સહવારે તેં મને ઓળખાવ્યો તેજકે ? અરરર ! નખોદ ગીઓ કોઇ ઓદાની જેવો છે. કંઇ આધાપેલો તો નહી હોય ? પીલાં, એ વળી તુને શું વીચાર સુજ પડયો !"

સહવારના સરેરતા કરતાં બધાં જરા મોડાં ઉઠયાં. બુજરગ ફરદુનજી શેક ચાર વાગતામાં ઉઠનારા તેવણનું બારણું હજુ સાત વાગ્યા લગી બંધ હતું. આ તો એવણુનો ફરતાં ફરતાં આતશબેહરામ જવાનો વખત ? પીરોજાએ પોતાની નાયલી દીકરી જે આગળ બેસી રમતી હતી તેને મોટાબાવાના ઓરડાનું બારણું બંધ છે કે ઉઘાડું તે જોઇ આવવા મોકલી.

રમતીપાલ આળાં દોડતીકે ઉપર ગઇ.ને ખુશી થતી કુદકા મારતી પાછી આવતાં બોલી. "હા માયજી .બારણું તો ઉઘાડું છે ને મોટાબાવા તો ભણવા બેઠેલાછે ને શાવક તો હજી સુઇજ રહયોચ." એ મીશાલ હજુ તો નાની આલાં પોતાની. બાળક ધપમાં બધો રીપોરટ પુગાડેછે તેટલાં એક મોટો ધપકારો ને તેની પાછલ ચીસ સંભળાઇ. તુરત ઉંધાડે પગે પીરોજા ને પાહલી ઉપર દોડી ગયાં ને તેઓની પાછલ ઘરનાં બીજાં માણસો, નોકર નફરો વગેરેનું ટોણું એકઠું થયું. તેઓ ઉપર જઇ જુએછે તો દરવાજામાંજ જવાન શીઆવક્ષ ભોંયપર ફસડાઇ ઉજલો પુની જેવો થઇ બેઠોછે. તેના ખોલાપર બુજરગ ફરદુનજી શેઠનું માથું છે. ટુકમાં કહીયે તો ફરદુનજીએ આ ફાની જાહાન તજીછે.

(સાધન છે.)

---

## પરચુટણ બાબતો.

**સર્વથી લાંબી જીંદગી ઝાડોની છે.** પાઇન અને ચેશનટનાં ઝાડો ૪૦૦ થી ૫૦૦ વર્ષ સુધી જીવતાં જાણીતાં છે. મોરાટની લિંબુડી ફ્રીબોર્ગમાં ત્યાંની પ્રખ્યાત લડાઇ ને દાહડે સને ૧૪૭૬ માં રોપી હતી. તે બુજર્ગ દરખ્ત હજી જીવેછે અને તેની નમી પડેલી ડાલીઓને ટેકો આપ વાને લાકડાંના માચરા ઉભા કીધાછે. "ફર" નું ઝાડ ૭૦૦ વર્ષ જીવેછે. કેટળાંક ઝાડો તો અમર ગણાયછે. તેઓ મરણ પામેછે તો માત્ર અંકસ્માતથી મરણ પામેછે, પણ ઉમરે ઘરડાં થઇને તેઓ મરણ પામતાં નથી.

---

**કુદરતની આગળ કવિઓની ખ્યાલશક્તિ રદ છે.** એક પુરાતન કવિ હેસિપોડે કલ્પણા કરીછે કે આકાશનું ગગણ એટલું ઉંચું છે કે જો ત્યાંથી એક પીતલનો એરણ નાખ્યો હોય તો તેને પૃથ્વિની સપાટી ઉપર આવનાં નવ દાહડા અને નવ રાત લાગે. આ કલ્પણા કરતાં કવિએ ધાર્યું હશે કે તેની મનશક્તિએ જાણે કે હદ્દ કીધી હોય. પણ આકાશી વિદ્યાની ખરેખરી ગણત્રી આગળ તો એ કવિની કલ્પણા કશી બિશાદમાં નથી. આજની વિદ્યાએ સિધ કીધુંછે કે એક સંગીન ચીજ નવ દાહડા ને નવ રાત સુધી પડયા કરે તો તે ૪૨૯૦૦૦ માઇલથી વધારે જઇ શકે નહી. સર્વથી મોટી ઝડપ રોશનીની છે. ૧ સેકંડના ૧૦ માં ભાગ જેટલા વખતમાં તેનું એક ધ્રુજતું આંદોલન આખી પૃથ્વિનો ઘેરાવો ફરી રહેછે; અને તોપણ એલસિયોન નામનો સેતારો જે બીજા તારાઓ કરતાં આપણી નજદીકમાં છે, તેમાંથી રોશનીનાં એક કીરણને અતરે આવતાં પાંચ વર્ષ લાગેછે. તો એક સંગીન ચીજ નવ દાહડામાં તે કયાંથી આવી શકે? મોશીઉ ગ્યુલેમિને ગણત્રી કીધીછે કે એક રેલવેની ટ્રેનને દર કલાકના ૩૧ માઇલની ઝડપે સુરજ ઉપર જતાં ૩૪૭ વર્ષ લાગે, એટલે કે જો તા૦ ૧ લી લી જાનેવારી ૧૮૯૧ ને દીને તે ટ્રેન દુનિયાંમાંથી ઉપડે તો સુરજ ઉપર તે સને ૨૨૩૮ માં જઇ પુગે.

---

**ટેલિફોનની અજાયબી જતી રહીછે** અને હવે લાંબા અંતર વચે વાતચીત ચલાવવાનું તે એક સાધારણ સાધન થઇ પડયુંછે. પણ લાંબો અંતર તે કેટલો? આપણી તરફ લાંબામાં લાંબો અંતર મુંબઇમાં મ્યુનિસિપલ આફીસથી છાસ્ટીમાં પવાઇ સુધીનો છે કે જે બે છેડા વચે ઘણી સેહલાઇથી વાતચીત કરી શકાયછે; ત્યારે યુરોપમાં લંડન અને પારીસ વચે ટેલિફોનનો તાર ફતેહમંદી સાથ નખાયોછે અને લંડનના લોકો પારીસના લોકો સાથ મોહડે મોહડું વાતો કરવા અને સાંભળવાની તૈયારીમાં છે. એ તાર ખાસ મોટો અને મજબુત બનાવ્યોછે. દરએક દોરડાં વચે ત્રાંબાના કંડકટરનો વજન દર માઇલે ૧૬૦ રતલનો છે અને તે ઉપર દર "નાટે" ૩૦૦ રતલનું ગટાપર્કાનું પડ કરેલું છે. એવાં ચાર દોરડાંને વળ આપીને તેનું એક દોરડું બનાવ્યુંછે. અને દરએક દોરડું દર ૨૮૦ વારે એક વળ ખાયછે. ખુદ તારનો વજન દર માઇલે ઇંગ્લંડની બોરડુએ ૪૦૦ રતલનો તથા ફ્રેંચ કીનારા ઉપર ૮૦૦ રતલનો છે.

---

## રીઝવીશ રાય રણછોડ રે—આજ નાથ આવે.

(ગરબી.)

"વનમાં ભુલીપડી રે, પેલો કયાં ગયો કાનુડો." (એ રાગ.)

દિલમાં તે ડરેરે, જન જે દગો કરી ધન દાટે;<br>
સોમજ સંઘરેરે, સારું ખાતું તે શિર સાટે. ૧<br>
વિત્તન વાવરેરે, તન માટે પણ પાઇ ન તોડે;<br>
સોમ ન સાંચરેરે, જર વાવરનારાની જોડે. ૨<br>
જર તેને જરેરે, જંઇ* ને માટે પણ જંઇ જાયે;<br>
ફંદ કરી ફરેરે, નગન થઇ મારગમાં નાચે.<br>
વિત્ત નવાવરેરે, માણસના સાગને માટે;<br>
ખરતે તો ખરેરે, ચતુર થઇ જે ચપણા ચાટે!<br>
ધાર ન તે ધરેરે, ત્રીજે દિન જે પાડે ધાડાં;<br>
પાપ છતાં પડેરે, પુરૂપ નહિં પણ એતો પાડા.<br>
મોત વિના મરેરે, સામા માણસને પણ મારે;<br>
ઠગમાં તે ઠરેરે, ઠગ વિદ્યા કરીને મન ઠારે.<br>
છળથી છેતરેરે, છટકાં માંડીને જે છાના;<br>
હિકમતથી હરેરે, પેટ બાંધીને પણ પાણા.<br>
કામ સદા કરેરે, કમાઇ સરખા જે નર કાળાં;<br>
તે તો નહિ તરેરે, તસ્કર થઇ જે તોડે તાળાં.<br>
ડરથી તે ડરેરે, દગો કરી માણસ જે દાટે;<br>
વિત્ત તેનું વરેરે, વાટકડી આડી વાટે.<br>
અંતરમાં અરેરે, એવા નરને મેર ન આવે,<br>
શિખ્યથી શું સરેરે, ભવાની ખડ એવાને ભાવે.

---

* કાઠિયાવાડમાં ત્રણ પાઇને "જંઇ" કહેછે. જંઇ એટલે પૈસે

---

મુંબઇ, દફતર આશકારા પ્રેસમાં એદલજી માણેક વાચ્છાએ છાપ્યુંછે. ઠેકાણું:—કાવસજી પટેલ સ્ટ્રીટ, ના૦ ૮

બીજીવાર છપાઈ બાહાર પડયુંછ.

# દુઃખ નિવારણ,

એટલે

## સર્વથી છલ્લી શોધો, અને સુધરેલી રીતિ પ્રમાણેનું દરેક જાતનાં દરદોનાં ઈલાજો તથા દવાઓનું કુટુંબમાં રાખવાજોગ

## ૫૬૮ સફાનું મોટું પુસ્તક.

બનાવનાર—ડાકટર પેશતનજી નવરોજજી,

ગ્રાડયુએટ, ગ્રાન્ટ મેડીકલ કૉલેજ; જ૦ જી૦ હાસ્પીટાલના માજી મદદ—આસીસ્ટંટ સરજ્યન; તથા મરહુમ ખોજા ગાજનભાઈ મીરઅલીના ધર્મના દવાખાનાના ડાકટર.

બીજી આવૃત્તિ.

કિંમત રૂપીઆ ૫)—પોસ્ટેજ તથા રેજીસ્ટર ખરચ આના ૭

આ પુસ્તક નિચે જણાવેલાં ઠેકાણાંઓ ઊપરથી રોકડે નાણે મળશે.

કોટમાં, કાવસજી પટેલના મોહાલ્લો, ના૦ ૮૭, દફતર આશકારા છાપખાનામાંથી

નવા મોદીખાને ક્રીયર રોડ, યુરોપ્યન જનરલ હાસ્પીટલની સામે ઇરાનીનાં ઘેરની પાસે પેહેલે માલે ડાકટર પેસતનજી નવરોજજીના દવાખાનામાંથી.

☞ અવેજ પોસ્ટલ, મની આરડર અથવા હુંડીથી વાળવો પોસ્ટની ટીકીટથી અવેજ વાળવામાં આવે તો રૂ૦ા વટાવને વધુ વાળવાથીજ ચોપડી મોકલવામાં આવશે

---

# ઈંગ્લંડના ચુનંદા મહાન પુરૂષોના તસ્વીરો.

૧ ધી રાઈટ આનરેબલ વિલ્યમ ઈવર્ટ ગ્લાડસ્ટન, એમ પી.
(ક્રોમોલિથો). સાઈઝ—૨૫×૧૭ા .................. કીમત રૂ૦ાા=

૨. ધી રાઈટ આનરેબલ જાન બ્રાઈટ, એમ. પી. (ક્રોમોલિથો) સાઈઝ—૨૫×૧૭ા .................. કીમત રૂ૦ાા=

૩. ધી રાઈટ આનરેબલ મારકિવસ આવ સાલ્સબરી, કે. જી.
(ક્રોમોલિથો). સાઈઝ—૨૫×૧૭ા .................. કીમત રૂ૦ાા=

ઊપલા નામીચા પુરૂષોની તસ્વીરો મેહેલો અને દિવાનખાનાઓમા મુકવા લાયક છે. એ સઘળી સુંદર અને ભપકાદાર તસ્વીરો પ્રખ્યાત તસ્વીર લેનારાઓએ લીધેલા ફોટોગ્રાફો ઊપરથી આબેહુબ ઊતારેલીછે.

રોકડેથી દફતર આશકારા છાપખાનામાંથી મંગાવી લેવી.

☞ દેશાવરવાળા સાહેબોએ પોસ્ટેજ તથા પેકીંગ ખરચના રૂ૦ા= વધારે વાલવા અને જો રેજીસ્ટર કરાવવી હોય તો રૂ૦ાા વાલવો વગર રેજીસ્ટરે પોસ્ટ આફીસમાંથી ગેરવલ્લે જાશે તો તેનો જવાબ આપવામાં આવશે નહી

# જાહેર ખબરો.

# સ્ત્રીબોધ.

પુસતક ૩૫ મું. એપ્રેલ ૧૮૯૧ આંક ૪ થો.

## ભાખો ભરભરિયો.

અથવા

### કાળો હાકુસ—બાહારથીજ કાંળો, માહેથી મીઠો માવો.

એક વાર્તા.

### પ્રકરણ ૫૩ મું.

### પેશી પોતાની બાયડીને કેમ "લઈ ચલાવે છે"?

જયારે હોમી દારાશાનાંનો "મી૦ પેસતનશાહ મેહર મુંસાના બી. એ. ઇત્યાદી, ઇત્યાદી" ને મળવા ગયો ત્યારે તે જુવાનિયો પોતાના "ડાઇનિંગ હાલ" માં નાસ્તા ઉપર બેહેલો હતો.

તે તેના ભપકાદાર "ડ્રાઈંગ રૂમ" ની પાસેનું એક સુંદર અને શણગારેલું જમવાનું દિવાનખાનું હતું. ઓરડા માં ગાલીચા બિછાવેલા હતા, બારણા ઉપર રેસમી ગાજ અને નેટના બુટ્ટાદાર પડદા લટકતા હતા. દિવાલે વિમખી ડજને ત્યાંના સુંદર નકસીના સાંઇડ બોર્ડો અને તેમને મથાલે કોડીનાજ નહી પણ સોના અને રૂપાંનાં કીમતી ફ્લાવર વાસો હતા. ખાનાની ટેબલ ઉપર સોજો ટેબલ ક્લાથ બિછાવેલો હતો અને ફરતી દુમાસની ખુરસીઓ ગોઠવેલી હતી. ખાનાનો સટ સઘળો રૂપાંકામનો હતો, સુંદર સોનેરી સાજ અને રૂપેરી વાસણો ચલચલ થતાં હતાં અને એક નોકર "સાહેબ"નું ખાનું પીરસવાને હાજર હતો ત્યારે બીજો નોકર "સાહેબ" ને માથે પંખો ખેંચતો હતો.

"ઓહો! હોમી! દોસ્ત સહવારના પોહોરમાં કાંઇ દર્શન થયાં!" તેણે ખાતાં ખાતાંજ ઉઠીને હોમીને આવકાર દીધો.

"એકુ બે વાત કરવાની છે," ચાકરે દોડીને ખુરસી લાવી આપી તે ઉપર બેસીને આસપાસનો ભપકાદાર ઠાઠ નિહાલતાં હોમી બોલ્યો. તે પેસીનાં ઘેરમાં આજે પેહલ વેહલો આવ્યો, આગળ કદી આવ્યો નહી હતો—પેસીએ તેને કદી બોલાવ્યો પણ નહી હતો, કાંકે પેસીના જે કિસમના દોસ્તો આ ઓરડાઓમાં મોજ મારતા હતા, તેઓનાં કરતાં હોમી જુદીજ કિસમનો માણસ હતો.

પેસીનો આ ભપકો જોઇને હોમી તો ગોપા દંગ થઇ ગયો. પેસી પેહરવાસમાં ભપકાદાર હતો તે હોમી જાણતો હતો, પણ તેણે રેહવાસમાં એટલો ભપકો રાખેલો તેની હોમીને વકીબી નહી હતી. "ચરર મરર ચાનજી ને ગજવામાં તો રામજી" એ જાતના ઇસકી ફાંકડાઓમાંનો એક તે પેસીને સમજતો હતો. પણ નહી. આ તો જેવો બાહાર તેમજ ઘેરમાંબી ભપકોજ હતો—અને તેબી એટલો બધો કે જે ધણીએ પોતાની બાયડી છોકરાંને ખેતવાડીની એક ગીચ ગલીમાંના કંગાલ ઘર મધે ગરીબી હાલે રાખેલાં છે તેજ ધણી એકલા પોતાના જીવ સાથ આ મોજીલા મેહલ માં મઝા કરેછે એ પેહલાંતો જાણે કે હોમીના માનવામાં પણ આવ્યું નહી હોય.

"જરા નાસ્તો લેશો હોમી!" પેસીએ પ્લેટ મંગાવી.

"નહી. મને માફ કરો." હોમીએ ઉપકાર સાથ ના પાડી. "હું નાસ્તો લઇને ઘેરથી નિકલ્યોછ. હવે હું પાધરો આફીસમાં જવાનો."

"તમે તો વહીનુંજ કર્યા કરશો!"

"મોજ મારાં નસીબમાં નથી." હોમી હસીને બોલ્યો. "મોજ મઝા સહુ તમો ફાંકડાઓને લખી આપેલીછે."

"પણ પેસી હું ધારતોતો કે હજી તું ઉંઘેલો હશે, અને હું બીહીતોતો કે તુને કદાચ ઉંઘમાંથી જગાડવો પડશે." હોમી જરાવાર થોભીને બોલ્યો.

"હું રોજ કરતાં આજે વેહલો ઉઠયોછ," પેસીએ અવાચી ઉપર અવાચી ખાતાં જવાબ દીધો. "તો જોકે આજે રાતે છેક ૩ વાગતે હું ઉંઘ્યોતો."

"પણ હવે તમારી વાત કરોની, હોમી, તમે શું કામ તસ્દી લીધીછ તે કહો." પેસી હોમીનું આવવાનું કારણ જાણવાને આતુર હતો એટલુંજ નહી પણ તે અટ કલબી બાંધી ચુકયો હતો. "હું ધારૂંછ કે મારી આલીની કાંઇ વાત હશે. તમારી ખબર હું પામી ગયોછ. આલીએ મારી સામે તુફાન ઉઠાવ્યુંછ. એજ કની?"

હોમી પોતે પેસીનાં પેલાં લખાણની તપાસનું નાપસંદ પરિણામ કેહવાની જે અણગમતી વાત કેહવા આવ્યો હતો તેનાં કરતાં કોઇ બીજી વાત ઉપર આવીને તે અણગમતી વાત દૂર કરવાની તેને જાણેકે આ કુદરતી તક મળી માટે તે એક લેખે ખુશી થયો.

"આલી આવી એટલે હવે તેને લઇનજ ચલાવવી તો, ભાઇ" હોમીએ સલાહ આપી.

"હું કયાં ના પાડુંછ ? હોમી, તમે એમ ના સમજતા કે હું મારી બાયડીને નાખુસ જોવા માગુંછ. તેમ જો હતે તો હું તેને સ્ટેશન ઉપર લેવાબી જતે ? અને તેને મારે ઘેર ભાહેબી રાખતે ? પણ તોબી હું એટલુંજ કહુંછ કે ઈંગલંડમાં મિસિસ મોના કેર્ડે લગ્ન એ શું નિષફળતા નથી ? એ સવાલ ઉપર તકરાર ઉઠાવીછ તેમાં તેણે લગ્નનાં ફજેતા અને સંકટોના દાખલા આપ્યાછ, તો મારાં લગ્નનો દાખલો તેમાં ઉમેરવા જોગ છે."

"બધાંજ લગ્ન દુઃખમાં પુરાં થતાં નથી." હોમીએ પોતાનોજ દાખલો આપ્યો. "તું પોતાને લગ્નથી દુખી ધારેછ, પણ હું મારાં લગ્નથી સુખી છું. એ તો જેવું સમજીયે, જેવા ચાલીયે, તે ઉપર આધાર રાખેછ."

"તમે લગ્નથી સુખી છો, હોમી, કાંકે તમારી બાયડી તમોને સુખી કરે એવી મળીછ. મારી બાયડી તેથી ઉલટીજ છે."

"બેઅદબી માફ છે, પેસી, પણ તું કાંઇ બચગીમાં તો પરણેલો નથી ? તુંને કાંઇ તારાં માબાપે જેની તેની સાથ પરણાવી દીધો નથી ? તું તો તારી રાજીખુશીથી, મોટો થઇને, સમજની ઉમરમાં આવીને બૈરી પસંદ કરીને પરણ્યોછ. એટલે હવે વાંધો લેવાય નહી."

"એતો નસીબની વાત છે." હોમીની આ અજીત દલીલોનો કાંઇ જવાબ નહી અપાયો ત્યારે પેસીએ પોતાના નસીબનો વાંક કાહાડયો. તેણે ચાકરને હાંક મારી નાસ્તાનાં વાસણો મોકલી દીધાં અને ચાકરના જવા પછી વધારે છુટથી વાત ચલાવી.

"પણ વારૂં, હોમી, તમે શું ધારોછ ? આલીએ આમ અચાનક અંહી નિકલી આવવામાં નાદાની કીધી કેની ? ખબર આપ્યા વગર એમ એકાએક આવીને માથે પડી તો મને ચીહીડ ચહડે કે નહી ?"

"પોતાની પરણી બાયડી પોતાના વરને મળવાની આશા નહી કરે તો બીજાં કોણની કરે ? શું તે પરણી તે ગામડાંનાં ખૂણામાં પડી રેહવા પરણી ? તે કેટલાં વર્ષ ખૂણામાં પડી રેહ ? તે આવે નહી તો કયાં જાય ?"

"સખે ખાતાં ગોસાંઇ નડે." પેસી બડબડયો "મારો વખત સુધર્યા પછી આલી આવતે તો હું શું ના કેહવાનો હતો ? હું એનું એના ગામમાં પુરૂં કરતો તો કે નહી ? હું વખત સારો જોઇને એને બોલાવતે, ને પછી એ આવતે તો બેહુને સારૂં થતે."

"પણ હમણા તારા વખતને શું છે, પેસી ?" હોમી તેને આસપાસના એશઆરામની યાદ આપીને બોલ્યો. "તું તો મઝા કરેછ, શેકાઇ કરેછ, મારાં પોતાના કરતાં તું વધારે સુખથી રેહછ ?"

"આલી તમો લોકો આગળ ખુબ રડી બળી હશે." ખરો જવાબ ઉડાવીને પેસીએ પુછયું. "એ પોતાની ને પોતાનીજ ફરિયાદોને રડી મરેછ, પણ જેમ એની ફરિયાદો છે તેમ મારીબી છે."

"તારી ધણીયાણી તું ધારેછ એટલી મૂર્ખ નથી, પેસી. તું જો સુધારવા માગેતો સુધારી શકશે એમ છે."

"એ સુધરી. પણ વારૂં હોમી કાલે એણે ખેતવાડી વાળાં ભાડે રાખેલાં ઘેરમાં જવાને ના પાડયું કે ? કાંઇ આનાકાની કીધી ? કે ખુશીથી ગઇ ?"

"એણે તે ગરીબ ઘેરમાં જવાને ના પાડી નહી." હોમીએ ખબર આપી "તે ખુશીથી ગઇ. પણ દિલગીર એટલાજ મારે થઇ કે તે બિચારીને એકલું જવું પડયું અને તેનો વ્હાલો વર તેની સાથે નહી હતો."

"હું ત્રણ ઠેકાણે 'પ્રામિસ' થઇ રહેલો હતો અને રાત્રે ૩ વાગતે ઘેર આવ્યો તો હું 'છોકરાં' ઓ આગળ કેમ જઇ શકું ?" પેસીએ પોતાના બચાવમાં બાહનાં કાહાડયાં. "પણ હું આજે જઇને એ લોકની ખબર લેવાનો છું."

"ખેતવાડીનું ઘેર ઘણું નાનું ને સાંકડું છે. કદાચ ત્યાં રેહવાથી એ લોકોની તનદરોસ્તી બિગડશે." હોમીએ ફિકર બતાવી.

"પણ આલી ખબર આપવા વગર એક દાહડામાં આવી તો એક દાહડામાં તે સારી જગ્યા કયાંથી મળે ? હું ધીરજથી બીજી જગ્યા શોધી કાહાડીશ." પેસીએ વાયદો દીધો. "પણ તેટલાં હાલની એ જગ્યાબી છેક ખરાબ નથી. નાની જગ્યા છે તોબી ભાડું ચાલીસ રૂપીયા છે."

"ત્યારે આ ઓરડાબી તું રાખવાજ ધારેછ કે ?" હોમી આ સુંદર શણગારેલાં અને આરાસ્તા દિવાનખાના ઓ દેખાડીને બોલ્યો.

"અલબત ! એ ઓરડા તો અલબતાં મને રાખવાજ પડશે, અને ઘણું કરીને તો મને અંહીજ રેહવું પડશે." પેસીને કબૂલ કરવાની ફરજ પડી. "કોટમાં મને હંમેશ કામ રેહછૂ. આગળને આગળ મને કાંઇ જગ્યા જોઇયે. મારા ફ્રેંડોને બોલાવવાની, પાંચ માણસોને બેસવા ઉઠવાની કાંઇ જગ્યા જોઇયે."

"ત્યારે બે ઘેરનો ખર્ચ રાખવો પડશે ?" હોમીએ મુશકેલી સુચવી.

"અલબતાં બે ઘેરનો ખર્ચ ચલાવવો ભારી તો પડશે. પણ બીજો રસ્તો શું ? આલી આવીને માથે પડી ત્યારે કરવું શું ?"

"એમતો હમણાબી તારાં બેજ ઘેર હતાં." હોમીએ ધીરજ આપી. "હમણા સુધી 'છોકરાં' ને જુદાં રાખેલાં હતાં અને તેમનો ખર્ચ જુદો થતો હતો."

"હા, પણ ભીમરડીનો ખર્ચ કયાં ? મુંબઇનો ખર્ચ કયાં ?"

પેસી આ કેવી લફંગાઇની વાતો કરેછે તે હોમી તુર્ત ચેતી ગયો. ખર્ચ ભારીબી કેહછે તોપણ બે ઘેરનો ખર્ચ ચલાવવા માગેછે. પોતાની પરણેતર પ્રિયાને સુંદર બચ્ચાંઓ સાથે એક ગંધારા અને અંધારા ખુણામાં એકલી રાખવા માગેછે અને પોતે આ સુંદર દિવાનખાનાઓમાં એકલો મોજ મારવા માગેછે. ભીમરડીમાં આલીનો સઘળો ખર્ચ પોતે પુરો પાડવાનું ડોળ ઘાલેછે, ત્યારે ખરી વાત એ છે

કે તેણે આલીને વર્ષ દાહડે બસો રૂપીયાબી પુછયા નથી અને તેથી તો તે બિચારીએ બચ્ચાં સાથે ભુખે મરતાં ફરજ કીધુંછે. અંહી એકલો રેહવામાં પોતાનાં કામ ધંધા અને દોસ્તોની આવજાવનું બાહનું કાહાડેછે, પણ કામ ધંધો તો એટલોજ કે બેઠોબેઠો માખ મારેછે અને દોસ્તોની વાત એટલીજ ખરી છે કે નાચરંગ અને ખાનાપીણાની મકર ખુંદી કરવા તેને એકલું રેહવું જોઇયેછે. અગરજો પેસીએ આબરૂથી રેહવું હોય તો એકજ ઘેર યા બંગલો રાખીને એવી સાદાઇથી તેમાં રહી શકે કે જેથી બચ્ચાંનું પુરૂં પડે, પોતાનો ધંધોબી કરી શકે અને પોતાના દોસ્તો તથા આવતાં જતાંનેબી બોલાવી શકાય.

હોમી એ સઘળું સમજતો હતો, પણ તે બોલી બતાવવાને ખુશી નહી હતો. અગરજો એકમત નહી થાય તો ખામખા સામો થવાનો તેનો ધારો નહી. સહુ પોત પોતાનું ફોડી લેય—પારકાને બોલવાનું કારણ નથી—એ તેનો એકમાર્ગી કાનુન હતો. પારકી પંચાત માથે લેય અને મોહડાંપર ને મોહડાંપર બોલીને ઉભો રેહ એતો ભીખા ભરભરિયાથીજ બની શકે. પણ હજારમાં એક જણ એવો ભોળો ને ભરભરિયો હોયછે.

વળી હમણા પેસીને ખીજવવાનો વખત નહી હતો, કાંકે હોમી પેસીનું મેલું લખાણ તપાસીને જે પોતાનું ખરૂં મત આપવા આવ્યો હતો તેજ પેસીને માટે એટલું અણગમતું હતું કે, જો કે હજીતો તે વાત કેહવાની રહી ગઇછે તોપણ તેમાં વળી વધારે અણગમતી વાત કરી પોતાના એક દોસ્તનું દિલ દુખવવાનું બનતાં સુધી અખાડા કરવાનું હોમીએ વાજબી વિચાર્યું.

## પ્રકરણ ૫૪ મું.

## "શેઠ ઘેરમાં નથી."

"અને હવે, દોસ્ત હોમી, મારૂં કામ તમે કરોછ કે? પેલો મારો આપેરા તપાસોછ કે?" પેસીએ પોતેજ એ અણગમતી વાત છેડી.

"તે તો હું તપાસી રહ્યો, ને મારી સાથ લેતોબી આવ્યોછ" હોમી પોતાનું કાગળનું બંડલ બતાવી બોલ્યો. "મેં મારૂં કામ પડતું નાખીને એ વાંચી લીધુંછ."

"કેવી તમારી મેહરબાની, હોમી!"

"એમાં મેહરબાની કાંઇજ નથી." હોમીએ લાપકીથી જવાબ દીધો. "આપણે એક ચોપડી વાંચીયે તે ખાંચો પાડવા વગર વાંચીયે તો વધારે સારી રીતે વંચાયછ અને વચમાંની બીનાઓ ભૂલી જતાં અટકીયેછ. વાસ્તે મેં તો મારા શોખને સારૂં વાંચી નાખ્યુંછ, કાંઇ તારી ઉપર ઉપકાર કરવા નહી."

આ કાગળનાં બંડળમાં કાંઇ કીમતી ખજાનો ભરેલો હોય અને ઉમદા બીલોર પડીને ભાગી જવાની ધાસ્તી હોય તેમ પેસી પોતાનાં લખાણનાં બંડલ ઉપરની લાલ દોરીઓ ઘણી સંભાલથી છોડવા લાગ્યો.

"હવે, ખરૂં શું છે તે હું તુને કહું, પેસી—"

હોમી આ વાક્ય પુરૂં કરવા પામ્યો નહી. તે આમ બોલવા જાયછે તેજ ઘડીએ પેસી અચાનક ચોંક્યો, કાન ફફડાવીને ચેતેલો જણાયો અને ઘભરાટથી ડોળા ફાડીને ઓરડાનાં બારણા તરફ એક ટગરે જોવા તથા કાન ધરીને સાંભળવાની આતુરતા બતાવતો જણાયો.

હોમી કાંઇ આ ઠેકાણે આવનાર જનાર નહી હતો, માટે તેને કાંઇ સંભળાયું નહી, અને તે કશું સમજ્યોબી નહી. પણ પેસી તુર્ત સમજી ગયો. તે અચબુત જતો રેહવા ઉડયો.

"પેલો આવેછ, તેને કેહજો, દોસ્ત, કે હું બાહાર ગયોછ ને ઘેરમાં નથી" એટલુંજ બોલીને પેસી ગભરાટમાં પાસેની મોરીના ઓરડામાં ભરાઇ ગયો અને પોતાની પાછળ બારણું બંધ કરી લીધું, પણ તે ઘણો ગુપચુપ નાસી ગયો અને તેણે બારણું સંભળાય નહી તેમ હળુસે ઢાંક્યું.

હોમી તો આ સઘળો તમાસો અચરતીથી જોવાજ પડયો. પણ એક મોટા "સાહેબ" ના આ ગભરાટ ઉપર તેને રમુજ થોડી નહી ઉપજી. જેવો પેસી અંદરના ઓરડામાં ગયો તેવોજ "હાલ" નાં બારણાંમાંથી એક વેપારી સરખા દેખાવનો ભાટિયો દાખલ થયો. તે મી૦ પેસતનશાહ મેહરમુસાનાને પુછતો હતો.

હોમીને ખોટો જવાબ દેવા નહી ગમ્યો. તેણે કાન પર હાથ મુકીને ઇશારતમાં એટલુંજ દેખાડયું કે "તમે જેને પુછોછો તે આ ઓરડામાં નથી. તમારે ગમે તો જોઇ લેવો."

તે અજાણો માણસ અજાયબીથી આસપાસ જોવા લાગ્યો. તેણે "ડાઇનિંગ હાલ" નાં દરએક ખુણામાં લાંબી નજર ફેંકી, પણ જેને તે જોવા આવ્યો હતો તે તેને જણાયો નહી. હોમી ગુચવાતો હતો, પણ એજ વખતે પેસીના એક ચાકરે દોડતો આવીને તે માણસને જવાબ દીધો.

"મારા શેઠ ઘેરમાં નથી, ખીમજીભાઇ."

"એમ મને કેટલી વખત કેહશો!" ખીમજીભાઇ ખીજવાઇ બોલ્યા. "જયારે આવું ત્યારે એનો એજ જવાબ કે શેઠ ઘેરમાં નથી. હું જયારે આવું ત્યારે શેઠ બાહાર ગયલા ત્યારે એવણ ઘેરમાં રેહછ કે રેહતાજ નથી!"

"એનો જવાબ સેહલ છે ખીમજી," ચાકર જરા મશખેરો હતો તે હોમીના દેખતાં લગાર વધારે રમુજી ટકોર કરવાને લલચાયો. "જયારે શેઠ બાહાર હોય ત્યારે ઘેરમાં નહી હોય, ને જયારે ઘેરમાં હોય ત્યારે બાહાર નહી હોય."

"પણ તેવણ કાંઇ સકાળે ઉડતા નથી, માટે આજે હું તેવણને ખચીત ઘેરમાં પકડવા સકાળે આવ્યો. અત્યારે એમને બાહાર જવાનો સંભવ નથી."

"સંભવ હોય કે નહી હોય તોપણ એવણ બાહાર તો ગયાછ, વાસ્તે હવે ખીમજી શેઠ તમે પણ બાહાર સિધારો." ડોલિયો ચાકર બારણું બતાવીને બોલ્યો.

"ઠીક છે હું જાવુંછું" ખીમજી હવે સેવટનો શખુન કહી ગયો. "પણ આ આંકડો તારા શેઠને આપજે. એ હું છેલીજવાર લાવ્યોછું, અને જો આજને આજ મારા પૈસા પગાર નહી કરશે તો તારા શેઠને કેહજે કે કાલ સહવારે હું એના ઉપર સમન કહ્હડાવીશ ને એને ઇસ્માલ કાજમાં ઘસડીશ."

"અને હવે એ ફરિયાદી માડવાનો" ચાકર ખીમજી ને બાહાર કાહાડીને બારણું ટાંકતાં પોતાનાં મન સાથ બડબડયો અને તે હોમીએ સાંભળ્યું.

પોતાનો માગનાર જવા પછી પેસી તુર્તજ પોતાનાં થોડા વખતનાં કેદખાનાંની બાહાર આવ્યો. તે આવતાંની વાર એક સોસવાટની પેઠે પોતાના ચાકર ઉપર ઉખડયો. "મીઠ પેસતનશાહ મેહરમુસાના બી. એ. ઇત્યાદી, ઇત્યાદી," ના બારણા માગનારાઓ સામે હમેસ બંધ હતાં અને ચાકરો તેઓની ચોકીમાંને ચોકીમાં હતા, પણ આજે ચાકર ની જરા નજર ચુકી ગઇ અને ખીમજી શેઠ દાખલ થઇ શકયો. આ ભૂલના ગુસામાં પેસી પોતે પોતાને ગોયા ભૂલી ગયો અને હોમીની હાજરી છતાં તે ચાકર ઉપર એટલી તો બુરા ગાલ દેવા પડયો કે હોમીએ તેટલી ગાલ પોતાના જન્મભરમાં સાંભળી નહી હશે.

"અધીરો કમબખ્ત !" પેસી હવે પોતાના માગનાર વિષે હોમીને ખોલાસો કરવા બેઠો. "જરા ધીર નથી ખાંચ તો. સો રૂપરડીની બિસાદ ને તેને માટે કેટલો કંટાળો !"

"એ ખીમજી કોણ છે ?" હોમીએ પુછ્યું.

"કાપડિયો છે. મેં કાલી બનાથના બે નવા 'સુટ' કરાવ્યા તેના રૂપીયા માગેછ ને એ સો રૂપરડીની ખાતર મને કોર્ટમાં ધસડવા માગેછ."

"પણ ત્યારે રૂપીયા આપી દઇને છેડો છોડવ, પેસી."

"મારી આપવાની હાલ શક્તિ નથી. હાલ જરા હાથ ભીડમાં છે. જો પૈસા હોય તો આજને આજ આપી ને એને કાહડું. પણ જયારે પૈસા નહી હોય ત્યારે શું માગનાર થોડા દાહડા થોભે નહી ?"

હોમીએ આ વખતે વિચાર્યું કે જો પોતાથી બનતું હોય તો પોતાના દોસ્તને થોડી મદદ આપે. પણ તે દોસ્ત તો પોતાની આ નવી સંકડાસ ઉપર અને હોમીના દેખતાં જે તેનું ભોપાળું ફુટયું તે ઉપર હાથ ને પગ અફાળતો ઉભો હતો.

"એ ખીમજી મને કોર્ટમાં ઘસડે તે ઠીક નહી. કોર્ટમાં જવાનું કાંઇબી કરીને અટકાવવું તો જોઇયે." તે હવે પોતાની બુદ્ધિ ઠેકાણે લાવીને બોલ્યો "પણ મારા હાથમાં ઉપાય કાંઇ નથી. કાવસ મામાનો વખત સારો નથી. મારા કાકા માણકશાહ મેહરમુસાનાએ મારા જન્મમાં એક મદદ મને આપી નથી, જોકે તે મેં માગીછ તો ઘણીબી વખત."

"હું જોઉંછ તે પ્રમાણે તારો ખર્ચ ઘણો ભારી છે, પેસી" હોમીએ ધીરે રહીને ટાહુકો પુર્યો.

"ખર્ચ ભારી છે તે હલકો કેમ થવાનો છે ?" પેસી ને મનથી એ ખર્ચ કાંઇ મોટો નહી હતો. "કાંઇ ફકીર ની હાલતમાં સાધુ થઇનિ તો મારાથી રેહવાય નહી ? હું જરા તણાઇનિ બોલુંછ તે માફ કરજે, હોમી; પણ હવે તો મને દુનિયાં ઉપર ચીહીડ ચહડેછ. બધી મુશકેલી મારી ઉપર એકઠી આવી પડીછ, ને તેમાં વળી દુકાળમાં અધીક માસ રાન આલીબી તેવાજ વખતમાં મને માથે પડવા આવીછ."

પેસીની આ નાણા સંબંધી મુશકેલીથી હોમીનું દયાલુ દિલ ઘણું પીગલી ગયું હતું. "વારૂ હમણા તુર્ત તુને કેટલા પૈસા જોઇયેછ ?" તેણે પુછ્યું.

"હાલ તુર્ત તો આજ આંકડો પંગાર કરવાનો છે." પેસીએ ખીમજીનો આંકડો બતાવ્યો. હોમી આગળ પોતાનો ભાર રાખવા તેણે વધારે કરજ બતાવ્યું નહી, માટે જે તુર્તની ઘડીનું કરજ હતું, તેટલુંજ કહ્યું.

"મારા નવા આપેરાથી હું મોટી કમાઇ કરીશ" હવે પેસીએ પાછી ઉલટ પકડીને પુછ્યું. "કેમ દોસ્ત હોમી ? મારો આપેરા વાંચ્યો તપાસ્યો કે ? કેવો છે ?"

હજીબી હોમી પોતાનું મત આપવાને અચકાતો હતો. તેણે એકવાર ફરી તે કાગલિયાં ઉંચકીને પાનાં ફેરવી જોયાં—જાણેકે સારૂં શું કેહવું અને કેમ કેહવું તે હજીબી કાંઇ જોતો હોય.

---

## પ્રકરણ ૫૫ મું.

## જે ભલા હોયછે તે બધાને ભલા સમજેછે.

"પેસી, તું મારી પાસે ખરૂં બોલાવા માગેછ ? તું મને ગંભીર કોલ આપી ગયોછ કે મારે ખરૂંજ બોલવું !" હોમીએ એકવાર ફરી અંકે કરાવ્યું.

"ખરૂં અને ખરાં સિવાએ બીજું કાંઇજ નહી."

"ત્યારે, પેસી, તું મને ફરજ પાડેછ તેથીજ હું કહુંછ, અને તુને ખરૂં કેહવામાં તારોજ ફાયદો જાણીને હું કહુંછ કે આ નહી ચાલશે."

"શું નહી ચાલશે ?" પેસીએ પોતાનો અચાણચ ગભરાટ પેદા થયલો દાબી રાખીને પુછ્યું.

"આ તારૂં લખાણ નહી ચાલશે. પેહલાં તો મને એનું નામજ પસંદ નથી."

"કેમ નહી ? 'નસીબનો ખેલ' એ શું ખરાબ નામ છે ?"

"નસીબનો ખેલ તો દરએક વાર્તા કે દરએક નાટક માં હોયછ" હોમીએ ખોલાસો કીધો, "નસીબની ચહડતી પડતી શામાં નથી હોતી ? માટે જો 'નસીબનો ખેલ' નામ આને તો બીજા દરએક નાટક, વાર્તા યા કલ્પણાને લાગુ પડતું છે.' આ તારા આપેરાને ખાસ લાગુ પડતું તેમાં કાંઇ નથી અને 'નસીબનો ખેલ' એ નામ તેના બનાવનાર ની કાંઇ બુદ્ધિને જેબ આપનારૂં નથી, પણ જાણેકે એક સારૂં નામબી સુજ પડયું નહી હોય એમ તે ઉપરથી કર્તાની મનશક્તિની ગરીબાઇનો ખ્યાલ જાયછ."

"વારૂં ત્યારે નામ બદલી નાખીશું" હોમીની તકરાર એકદમ કબૂલ રાખીને આપણા નામાંકિત આપેરા કર્તાએ ગોયા પોતાનું અસમર્થ કબૂલ કીધું. "એક નામમાં દમ શો ? નામ એક નહી ને બીજું આપીશું. પણ લખાણ કેવું છે ? કદાચ આ નામ નહી ચાલશે પણ લખાણ તો ચાલશે ?"

"લખાણબી નહી ચાલશે" એ તેનું મત હતું અને હવે હોમીએ ધીરે ધીરે, નરમાસથી, પેસીને માઠું નહી લાગે તેમ પોતાનું તે મત કહી સંભળાવીને લખાણ ની સઘળી ખામીએ તેના કર્તાને ખુલ્લી કરી આપી. તેણે બતાવ્યું કે આ આપેરા ફતેહમંદ થઇ શકશે નહી, તે ભૂલ ચુકથી ભરપુર હતો, પણ હોમીએ દરએક ખામી

વિગતથી નહી વિસ્તારી લખાણુ સામટું લેતાં તેમાં શી ખામીઓ છે તેજ માત્ર દર્શાવ્યું.

"વારૂં પછી ! આગળ ચલાવો. ઉભા ના રહો." હોમી ઘણું થયું એમ ધારીને જરા થોભ્યો ત્યારે પેસીએ તેને વધારે પુછ્યું. તેનાં આ બોલવાનાં છુપ્પા બળાપાના ચેણ્ણ અને ચસ્કા હતા તે સાદાં દિલનો હોમી કાંઇ સમજી શક્યો નહી અને તેણે ખામી ઉપર ખામીઓ કેહવી ચાલુ રાખી. અંતે પેસીએ પુછ્યું "ત્યારે તમે એમ ધારોછ હોમી, કે હું કંઠપણા અને ગાયનમાં ફાવી શકીશ નહી ?"

"હું દિલગીર છું કે તું નહી ફાવશે, તો જોકે અગર તું નહી ફાવે તો તેમાં શરમ કાંઇ નથી, કાંહુ દરએક જણ કાંઇ સરસ ગ્રંથકર્તા થઇ શકે નહી. સકે પોતપોતાનાં કામમાં સરસ છે—તેમ તું તારાં પોતાનાં કોઈ ખાસ કામમાં સરસ હશે કે જે એક ગ્રંથકર્તાથી બને એવું નથી."

હોમીએ પોતાના દોસ્તને ગળે નહી ઉતરે એવી આ કડવી ગોળી સાકરના મીઠાં પડમાં સારીપેઠે લપેટીને ઉતારી, પણ તે પેસીનાં ગળામાં ઉતરી કે નહી તે હોમી શું જાણે ?

"વારૂં એ લખાણુમાં મેં ગાયનો જોડયાંછ, તે વિષે તમારૂં શું મત છે, હોમી ?"

"એક આપેરામાં તો નવી ટબનાં તદન નવાજ રાગો ગોઠવવા જોઇએ." હોમીએ સુચવ્યું. "પણ તેં તો, પેસી, જે જાણીતી અને ગવાતી રાહો છે તેને તે ઉપરજ પાછાં તારાં ગીતો જોડયાંછે. અને લોકોમાં એ ગવાતી સાધારણ રાહો વળી ઘણી ખરી તાડીખાનાં જેવી છે કે જે 'આપેરા'નાં બુલંદ નામને કદી છાજે નહી. વળી એ ગીતોનાં લંબાણ રાગડાઓ એકેક પાત્રનાં મોહમાં મુકયાંછે તેને બદલે 'આપેરા'માં તો નાના નાના ગાયનરૂપી સવાલ જવાબો જોઇએ અને ભેગા આવાજના 'કોરસો' જોઇએ તેવું તારા 'નસીબના ખેલ' માં કશું નથી."

"ઇંગ્રેજી રાહ ઉપર કોરસો જોડેલા છેની ?"

"બધા જણ એકઠા મળીને એક ગીત ગાય એનું નામ કોરસ નહી—ખરો કોરસ તો જુદા જુદા ઘણીઓ જુદા જુદા ભાગે ગાય ત્યારે બને. પણ વળી એ ઇંગ્રેજી ગીતો ગુજરાતી ભાષામાં તબલા ને સારંગી સાથ ગવાડવામાં આવેછ તે તો ઇંગ્રેજી ગીતનું ખૂન કીધા બરાબર છે, ને હું દિલગીર છું કે તારા 'નસીબના ખેલ' માં બી એજ ખૂન કીધેલું છે."

"એટલે કે, ત્યારે, આ મારાં લખાણમાં જે નહી જોઇએ તે બધું છે પણ જે જોઇએ તેમાંનું કાંઇ નથી." પેસીએ બે બોલમાં આ સઘળી ટીકાનો સાર ખેંચી આપ્યો.

"હું ચાહુંછ કે મારી કોઇ મદદથી એ સુધરતું હોય તો સુધારી આપું, પણ મારાથી એ લખાણ સુધરી શકે એવુંબી નથી."

"થેંક યુ !" પેસીએ ટકોરમાં ઉપકાર માન્યો અને પછી ટકોરમાંજ પુછ્યું. "અને હોમી, હવે તમેબી એક નામીચું લખાણ તૈયાર કરોછ. તે તો તમે ધારોછ કે ફતેહજ પામશે !"

"હું મારે મોહડે કહી શકતો નથી." બિચારો હોમી આ સવાલમાંનું છુપ્પું કપટ સમજ્યા વગર બોલ્યો. "પણ, પેસી હાલનો આપણે તારાં લખાણની વાત કરીએછ."

"એ વાત તો પુરી થઇ."

"પણ છેલો મારો એક શબ્દ સાંભળ, દોસ્ત" તે સાદી ગંભીરાઇથી ખરાં દિલનાં દુ:ખ સાથ બોલ્યો. "હું મારૂં મત આપવાને ખુશી નથી. પણ તેં મારા ઉપર વિશ્વાસ મુકીને ખરેખરૂં મત જાણવા માગ્યું ત્યારે હું ખરૂં મત છુપાવીને ખોટી તારીફ કરૂં તો તારો વિશ્વાસઘાત થાય, માટે તારી બેહુસને લીધે ખરી ફરજ દાખલ મેં આ મારૂં મત કહ્યુંછ. વાસ્તે મારા શુભ હેતુ વિષે ભૂલાવો ખાતો ના. હું મત આપવાને ના પાડું તેજ કેવું સારૂં, એ વિષે મેં મનમાં ઘણી લડત ચલાવીછ, પણ અંતે તારા તરફના મારા પ્યારની ખાતરજ આ ખરેખરૂં મેં કહ્યુંછ."

"ખરૂં કેહવાની ફિકર શી છે ? કોઇ વખત તમો ને ખરૂં કેહવું પડેછ તે મને ગમશે નહી તો કોઇ વખત મારૂં ખરૂં કહેલું તમોને ગમશે નહી એટલે બેહુ વચે ફીટમફાટ થશે."

આ વાકય પેસી એવું ખડખડ હસીને બોલ્યો કે તેનાં મન માહેલો કવડાસ હોમી હજીબી સમજી શકયો નહી. તેણે સુચના કીધી કે "પેસી, હજીબી તારે ગમે તો તારૂં એ લખાણ કોઇ છાપાવાળા યા નાટકવાળાને બતાવી જો."

"એટલે તમે શું એમ કેહવા માગોછ કે કોઇ નાટકવાળો યા છાપાવાળો મારૂં લખાણ લેશેજ નહી ?"

"હું એમ નથી કેહતો." હોમીએ સાફ દિલથી કહ્યું, પણ તે તો પેસીને વધારે બાળનારૂં હતું. "ઓર હું તો કહુંછ, પેસી, કે એ લખાણ કોઇને આપી જો, અને હું ધારૂંછ કે તે કોઇબી લેશે. છાપાવાળા અને નાટકવાળાને શું છે ? તેઓ તો જે આપો તે લેયછ અને સારા માલ સાથ કચરાને ભેલી નાખવાનો કેટલાકો તો પોતાનો ધંધોજ સમજેછ. મારી કેહવાની મતલબ એટલીજ છે કે તારો એ માલબી ખપશે, કદાચ તું પૈસાબી કમાશે પણ એક ગ્રંથકાર દાખલ જે જાવેદાનની નામદારીનો સર્વ ગ્રંથકર્તાને લોભ હોયછ તે આ લખાણથી તુને નહી મળશે."

"હવે નામ ને કીર્તિ નહી મળી તો નહી." પેસી ટકોરમાં બોલ્યો. "મને થોડા ઘણા પૈસા મળશે એટલે બસ. મને હમણા પૈસાની ગરજ છે તે તો તમે નજરો નજર જોયું, હોમી."

હોમી પેસીના આ ખુશ સ્વભાવને માટે ખુશી થયો અને પોતાના કહેલાં અણગમતાં સાચાંને પેસીએ ખાલેશ દિલથી સ્વિકાર્યું તેથી તેનાં સાદાં સાચવટને માટે ઓર સારૂં મન લઇને ગયો.

બંને દોસ્તો શેકહેંડ કરીને જુદા પડયા. હોમીને આફીસનું મોડું થઇ ગયું હતું માટે તે ઝડપથી ચાલ્યો, પણ રસ્તે જતાં પોતાના આ દોસ્તની તેને ઘણી દયા લાગી. પેસી નાદાન, ઉછાછળો, જુવાન છે—તેનામાં કેટ

"અને હવે એ ફરિયાદી માંડવાનો" ચાકર ખીમજી ને બાહાર કાહાડીને બારણું ટાંકતાં પોતાનાં મન સાથ બડબડયો અને તે હોમીએ સાંભળ્યું.

પોતાનો માગનાર જવા પછી પેસી તુર્તજ પોતાનાં થોડા વખતનાં કેદખાનાંની બાહાર આવ્યો. તે આવતાંની વાર એક સોસવાટની પેઠે પોતાના ચાકર ઉપર ઉખડયો. "મીઠ પેસતનશાહ મેહેરમુસાના બી. એ. ઇત્યાદી, ઇત્યાદી," ના બારણા માગનારાઓ સામે હમેસ બંધ હતાં અને ચાકરો તેમની ચોકીમાંને ચોકીમાં હતા, પણ આજે ચાકર ની જરા નજર ચુકી ગઇ અને ખીમજી શેઠ દાખલ થઇ શકયો. આ ભૂલના ગુસામાં પેસી પોતે પોતાને ગોયા ભૂલી ગયો અને હોમીની હાજરી છતાં તે ચાકર ઉપર એટલી તો બુરી ગાલ દેવા પડયો કે હોમીએ તેટલી ગાલ પોતાના જન્મભરમાં સાંભળી નહી હશે.

"અધીરો કમબખ્ત !" પેસી હવે પોતાના માગનાર વિષે હોમીને ખોલાસો કરવા બેહો. "જરા ધીર નથી ખાંચ તો. સો રૂપરડીની બિસાદ ને તેને માટે કેટલો કંટાળો ?"

"એ ખીમજી કોણ છે ?" હોમીએ પુછયું.

"કાપડિયો છે. મેં કાલી બનાથના બે નવા 'સુટ' કરાવ્યા તેના રૂપીયા માગેછ ને એ સો રૂપરડીની ખાતર મને કોર્ટમાં ઘસડવા માગેછ."

"પણ ત્યારે રૂપીયા આપી દઇને છેડો છોડવ, પેસી."

"મારી આપવાની હાલ શક્તિ નથી. હાલ જરા હાથ ભીડમાં છે. જો પૈસા હોય તો આજને આજ આપી ને એને કાહડું. પણ જયારે પૈસા નહી હોય ત્યારે શું માગનાર થોડા દાહડા થોભે નહી !"

હોમીએ આ વખતે વિચાર્યું કે જો પોતાથી બનતું હોય તો પોતાના દોસ્તને થોડી મદદ આપે. પણ તે દોસ્ત તો પોતાની આ નવી સંકડાસ ઉપર અને હોમીના દેખતાં જે તેનું ભોપાળું ફુટયું તે ઉપર હાથ ને પગ અફાળતો ઉભો હતો.

"એ ખીમજી મને કોર્ટમાં ઘસડે તે ઠીક નહી. કોર્ટમાં જવાનું કાંઇબી કરીને અટકાવવું તો જોઇયે." તે હવે પોતાની શુદ્ધિ ઠેકાણે લાવીને બોલ્યો "પણ મારા હાથમાં ઉપાય કાંઇ નથી. કાવસ મામાનો વખત સારો નથી. મારા કાકા માણેકશાહ મેહેરમુસાનાએ મારા જન્મમાં એક મદદ મને આપી નથી, જોકે તે મેં માગીછ તો ઘણીબી વખત."

"હું જોઉંછ તે પ્રમાણે તારો ખર્ચ ઘણો ભારી છે, પેસી" હોમીએ ધીરે રહીને ટાહુકો પુર્યો.

"ખર્ચ ભારી છે તે હલકો કેમ થવાનો છે ?" પેસી ને મનથી એ ખર્ચ કાંઇ મોટો નહી હતો. "કાંઇ ફકીર ની હાલતમાં સાધુ થઇને તો મારાથી રેહવાય નહી ? હું જરા તણાઇને બોલુંછ તે માફ કરજો, હોમી; પણ હવે તો મને દુનિયાં ઉપર ચીહીડ ચહડેછ. બધી મુશકેલી મારી ઉપર એકઠી આવી પડીછ, ને તેમાં વળી દુકાળમાં અધીક માસ રાન આલીબી તેવાજ વખતમાં મને માથે પડવા આવીછ."

પેસીની આ નાણા સંબંધી મુશકેલીથી હોમીનું દયાલુ દિલ ઘણું પીગલી ગયું હતું. "વારૂં હમણા તુર્ત તુને કેટલા પૈસા જોઇયેછ ?" તેણે પુછયું.

"હાલ તુર્ત તો આજ આંકડો પંગાર કરવાનો છે." પેસીએ ખીમજીનો આંકડો બતાવ્યો. હોમી આગળ પોતાનો ભાર રાખવા તેણે વધારે કરજ બતાવ્યું નહી, માટે જે તુર્તની ઘડીનું કરજ હતું, તેટલુંજ કહ્યું.

"મારા નવા આપેરાથી હું મોટી કમાઇ કરીશ" હવે પેસીએ પાછી ઉલટ પકડીને પુછયું. "કેમ દોસ્ત હોમી ! મારો આપેરા વાંચ્યો તપાસ્યો કે ? કેવો છે ?"

હજીબી હોમી પોતાનું મત આપવાને અચકાતો હતો. તેણે એકવાર ફરી તે કાગલિયાં ઉંચકીને પાનાં ફેરવીં જોયાં—જાણેકે સારૂં શું કેહવું અને કેમ કેહવું તે હજીબી કાંઇ જોતો હોય.

---

## પ્રકરણ ૫૫ મું.

## જે ભલા હોયછે તે બધાને ભલા સમજેછે.

"પેસી, તું મારી પાસે ખરૂં બોલાવા માગેછ ! તું મને ગંભીર કોલ આપી ગયોછ કે મારે ખરૂંજ બોલવું !" હોમીએ એકવાર ફરી અંકે કરાવ્યું.

"ખરૂં અને ખરાં સિવાએ બીજું કાંઇજ નહી."

"ત્યારે, પેસી, તું મને ફરજ પાડેછ તેથીજ હું કહુંછ, અને તુને ખરૂં કેહવામાં તારોજ ફાયદો જાણીને હું કહુંછ કે આ નહી ચાલશે."

"શું નહી ચાલશે ?" પેસીએ પોતાનો અચણુચ ગભરાટ પેદા થયલો દાબી રાખીને પુછયું.

"આ તારૂં લખાણ નહી ચાલશે. પેહલાં તો મને એનું નામજ પસંદ નથી."

"કેમ નહી ! 'નસીબનો ખેલ' એ શું ખરાબ નામ છે ?"

"નસીબનો ખેલ તો દરએક વાર્તા કે દરએક નાટક માં હોયછ" હોમીએ ખોલાસો કીધો; "નસીબની ચહડતી પડતી શામાં નથી હોતી ? માટે જો 'નસીબનો ખેલ' નામ આને તો બીજા દરએક નાટક, વાર્તા યા કલ્પણાને લાગુ પડતું છે.' આ તારા આપેરાને ખાસ લાગુ પડતું તેમાં કાંઇ નથી અને 'નસીબનો ખેલ' એ નામ તેના બનાવનાર ની કાંઇ બુદ્ધિને જેબ આપનારૂં નથી, પણ જાણેકે એક સારૂં નામબી સુજ પડયું નહી હોય એમ તે ઉપરથી કર્તાની મનશક્તિની ગરીબાઇનો ખ્યાલ જાયછ."

"વારૂં ત્યારે નામ બદલી નાખીશું" હોમીની તકરાર એકદમ કબૂલ રાખીને આપણા નામાંકિત આપેરા કર્તાએ ગોયા પોતાનું અસમર્થ કબૂલ કીધું. "એક નામમાં દમ શો ! નામ એક નહી ને બીજું આપીશું. પણ લખાણ કેવું છે ? કદાચ આ નામ નહી ચાલશે પણ લખાણ તો ચાલશે ?"

"લખાણબી નહી ચાલશે" એ તેનું મત હતું અને હવે હોમીએ ધીરે ધીરે, નરમાસથી, પેસીને માઠું નહી લાગે તેમ પોતાનું તે મત કહી સંભળાવીને લખાણ ની સઘળી ખામીઓ તેના કર્તાને ખુલ્લી કરી આપી. તેણે બતાવ્યું કે આ આપેરા ફતેહમંદ થઇ શકશે નહી, તે ભૂલ ચુકથી ભરપુર હતો, પણ હોમીએ દરએક ખામી

વિગતથી નહી વિસ્તારી લખાણ સામટું લેતાં તેમાં શા ખામીઓ છે તેજ માત્ર દર્શાવ્યું.

"વારૂં પછી ? આગળ ચલાવો. ઉભા ના રહો." હોમી ઘણું થયું એમ ધારીને જરા થોભ્યો ત્યારે પેસીએ તેને વધારે પુછ્યું. તેનાં આ બોલવામાં છુપા બળાપાના ચેંઠા અને ચરકા હતા તે સાદાં દિલનો હોમી કાંઇ સમજી શક્યો નહી અને તેણે ખામી ઉપર ખામીઓ કેહવી ચાલુ રાખી. અંતે પેસીએ પુછ્યું "ત્યારે તમે એમ ધારોછ હોમી, કે હું કલ્પણા અને ગાયનમાં ફાવી શકીશ નહી ?"

"હું દિલગીર છું કે તું નહી ફાવશે, તો જોકે અગર તું નહી ફાવે તો તેમાં શરમ કાંઇ નથી, કાંહુ દરએક જણ કાંઇ સરસ ગ્રંથકર્તા થઇ શકે નહી. સકે પોતપોતાનાં કામમાં સરસ છે—તેમ તું તારાં પોતાનાં કોઇ ખાસ કામમાં સરસ હશે કે જે એક ગ્રંથકર્તાથી બને એવું નથી."

હોમીએ પોતાના દોસ્તને ગળે નહી ઉતરે એવી આ કડવી ગોળી સાકરના મીઠાં પડમાં સારીપેઠે લપેટીને ઉતારી, પણ તે પેસીનાં ગળામાં ઉતરી કે નહી તે હોમી શું જાણે ?

"વારૂં એ લખાણમાં મેં ગાયનો જોડયાંછ, તે વિષે તમારૂં શું મત છે, હોમી ?"

"એક આપેરામાં તો નવી ટબનાં તદન નવાજ રાગો ગોઠવવા જોઇયે." હોમીએ સુચવ્યું. "પણ તેં તો, પેસી, જે જાણીતી અને ગવાતી રાહો છે તેને તે ઉપરજ પાછાં તારાં ગીતો જોડયાંછે. અને લોકોમાં એ ગવાતી સાધારણ રાહો વળી ઘણી ખરી તાડીખાનાં જેવી છે કે જે 'આપેરા' નાં બુલંદ નામને કદી છાજે નહી. વળી એ ગીતોનાં લંબાણ રાગડાઓ એકેક પાનનાં મોહુમાં મુકયાંછે તેને બદલે 'આપેરા' માં તો નાના નાના ગાયનરૂપી સવાલ જવાબો જોઇયે અને ભેગા આવાજના 'કોરસો' જોઇયે તેવું તારા 'નસીબના ખેલ' માં કશું નથી."

"ઈંગ્રેજી રાહ ઉપર કોરસો જોડેલા છેની ?"

"બધા જણ એકઠા મળીને એક ગીત ગાય એનું નામ કોરસ નહી—ખરો કોરસ તો જુદા જુદા ધણીઓ જુદા જુદા ભાગે ગાય ત્યારે બને. પણ વળી એ ઈંગ્રેજી ગીતો ગુજરાતી ભાષામાં તબલા ને સારંગી સાથ ગવાડવા માં આવેછ તે તો ઈંગ્રેજી ગીતનું ખુન કીધા બરાબર છે, ને હું દિલગીર છું કે તારા 'નસીબના ખેલ' માં બી એજ ખુન કીધેલું છે."

"એટલે કે, ત્યારે, આ મારાં લખાણમાં જે નહી જોઇયે તે બધું છે પણ જે જોઇયે તેમાંનું કાંઇ નથી." પેસીએ બે બોલમાં આ સઘળી ટીકાનો સાર ખેંચી આપ્યો.

"હું ચાહુંછ કે મારી કોઇ મદદથી એ સુધરતું હોય તો સુધારી આપું, પણ મારાથી એ લખાણ સુધરી શકે એવુંબી નથી."

"થેંક યુ !" પેસીએ ટકોરમાં ઉપકાર માન્યો અને પછી ટકોરમાંજ પુછ્યું. "અને હોમી, હવે તમેબી એક નામીચું લખાણ તૈયાર કરોછ. તે તો તમે ધારોછ કે ફતેહજ પામશે ?"

"હું મારે મોહુડે કહી શકતો નથી." બિચારો હોમી આ સવાલમાંનું છુપું કપટ સમજ્યા વગર બોલ્યો. "પણ, પેસી હાલનો આપણે તારાં લખાણની વાત કરીયેછ."

"એ વાત તો પુરી થઇ."

"પણ છેલો મારો એક શબ્દ સાંભળ, દોસ્ત" તે સાદી ગંભીરાઇથી ખરાં દિલનાં દુઃખ સાથ બોલ્યો. "હું મારૂં મત આપવાને ખુશી નથી. પણ તેં મારા ઉપર વિશ્વાસ મુકીને ખરેખરૂં મત જાણવા માગ્યું ત્યારે હું ખરૂં મત છુપાવીને ખોટી તારીફ કરૂં તો તારો વિશ્વાસ-ઘાત થાય, માટે તારી ખોહસને લીધે ખરી ફરજ દાખલ મેં આ મારૂં મત કહ્યુંછ. વાસ્તે મારા શુભ હેતુ વિષે ભૂલાવો ખાતો ના. હું મત આપવાને ના પાડું તેજ કેવુ સારૂં, એ વિષે મેં મનમાં ઘણી લડત ચલાવીછ, પણ અંતે તારા તરફના મારા પ્યારની ખાતરજ આ ખરેખરૂં મેં કહ્યુંછ."

"ખરૂં કેહવાની ફિકર શી છે ? કોઇ વખત તમે ને ખરૂં કેહવું પડેછ તે મને ગમશે નહી તો કોઇ વખત મારૂં ખરૂં કહેવું તમોને ગમશે નહી એટલે બેહુ વચે ફીટમફાટ થશે."

આ વાકય પેસી એવું ખડખડ હસીને બોલ્યો કે તેનાં મન માહેલો કવડાસ હોમી હજીબી સમજી શક્યો નહી. તેણે સુચના કીધી કે "પેસી, હજીબી તારે ગમે તો તારૂં એ લખાણ કોઇ છાપાવાળા યા નાટકવાળાને બતાવી જો."

"એટલે તમે શું એમ કેહવા માગોછ કે કોઇ નાટક વાળો યા છાપાવાળો મારૂં લખાણ લેશેજ નહી ?"

"હું એમ નથી કેહતો." હોમીએ સાફ દિલથી કહ્યું, પણ તે તો પેસીને વધારે બાળનારૂં હતું. "ઓર હું તો કહુંછ, પેસી, કે એ લખાણ કોઇને આપી જો, અને હું ધારૂંછ કે તે કોઇબી લેશે. છાપાવાળા અને નાટકવાળાને શું છે ? તેઓ તો જે આપો તે લેયછ અને સારા માલ સાથ કચરાને ભેલી નાખવાનો કેટલાકો તો પોતાનો ધંધોજ સમજેછ. મારી કેહવાની મતલબ એટલી જ છે કે તારો એ માલબી ખપશે, કદાચ તું પૈસાબી કમાશે પણ એક ગ્રંથકાર દાખલ જે જાવેદાનની નામ દારીનો સર્વ ગ્રંથકર્તાને લોભ હોયછ તે આ લખાણથી તુને નહી મળશે."

"હવે નામ ને કીર્તિ નહી મળી તો નહી." પેસી ટકોરમાં બોલ્યો. "મને થોડા ઘણા પૈસા મળશે એટલે બસ. મને હમણા પૈસાની ગરજ છે તે તો તમે નજરે નજર જોયું, હોમી."

હોમી પેસીના આ ખુશ સ્વભાવને માટે ખુશી થયો અને પોતાના કહેલાં અણગમતાં સાચાંને પેસીએ ખારેલ દિલથી સ્વિકાર્યું તેથી તેનાં સાદાં આચરને માટે ઓર સારૂં મત લઇને ગયો.

બંને દોસ્તો શેકહેંડ કરીને જુદા પડયા. હોમીને આફીસનું મોડું થઇ ગયું હતું માટે તે ઝડપથી ચાલ્યો, [illegible] દરને જતાં [illegible] આ દોસ્તની તેને ઘણી દયા [illegible] પેસી નરમ [illegible] ાછજો, જુવાન છે—તેનામાં કેટ

લીક ખામી છે, તેની સંસારી ચાલ સારી નથી—તે છતાં હોમીએ વિચાર્યું કે તે પોતે મેહનત કરીને કમાવા ચાહે છે; તે ગ્રંથકર્તા લેખે લાયક થયો નથી તો લાયક થવા ચાહેછે; કાંઇ નહી તો દુનિયાંમાં નામ કાહાડવાની મેહેનત તો કરેછે. એ વિચારોથી હોમી પેસી વિષે ભિન્નભાવિક મત લઇને ગયો, તે એટલે સુધી કે હમણા તે બિચારો નાણાંની તંગાસમાં આવી ગયોછે, એક માગનાર રૂ૧૦૦ માગેછે અને તેને કોર્ટમાં ઘસડવાની ધમકી આપે છે તેમાંથી જો તેને કાંઇ મદદ આપી શકાય તો આપવી એવો વિચાર કરીને તે ગયો. આજેજ તેને એક છેલાં ઇંગ્રેજી લખાણના રૂ૧૦૦ મળવાના હતા, તે જો આવે તો પેસીને મદદ આપવાના ઉપયોગમાં લઇ તેને આ સંકટમાંથી છોડવવાનો તેણે ઠરાવ કીધો હતો.

બીજા હાથ ઉપર પેસીનાં મનમાં જુદા અને ઉલટાજ જુસાઓ સલગી ઉઠયા હતા. તે પોતાના ઓરડામાં એકલો પડયો ત્યારે ગુસામાં ખળભડેલો હતો. તેના મેહરા ઉપર કેહર, તેની છાતીમાં કીનો હતો. પોતાનાં લખાણ વિષે હોમીનાં હલકાં મતથી તે હેરત અને હેરાન થયો હતો. પણ તેને ધીરજ એટલીજ હતી કે એ મત તે માનતો નહી હતો. તે પોતાના આપેરા "નસીબના ખેલ" વિષે ભારી મગરૂર હતો—તેમાં કેટલીક મેહનત હતી તેથી વધુ મગરૂર હતો. પણ ખરી મગરૂરી ફક્ત મેહનતને મારે નહી પણ તે મેહનતનાં ફળ અને ફતેહને મારે આપણે રાખવી જોઇયે. એક કામ ઉપર આપણે ગમે એટલી મેહનત લીધી હોય પણ જો તે મેહનત ધૂલ સરખી હોય તો તેમાં મગરૂરી કેવી ?

પેસી એમ સમજતો નહી હતો. તે પોતાની શક્તિ વિષે એટલું ઉચું મત ધરાવતો હતો કે પોતાનાં કામની ફતેહ તે ચોકસ માનતો હતો. મારે હોમીની વાજબી સલાહ તેને ભાવી નહી. નાપસંદ ખરૂં સાંભળતી વખતે જે ભૂલ આપણ ઘણીવાર કરીયે છીયે તેજ ભૂલ પેસીએ કીધી. તેણે પોતાનો વાંક નહી માનતાં હોમીનો વાંક માન્યો. હોમી તેની અદેખાઇ કરેછે તેથી તેને તોડી પાડવા તેનાં સુંદર લખાણ વિષે આવું મત આપેછે એમ તે સમજ્યો.

"બેઅદબ કંગાલ !" પેસી હોમીને તેની પીઠ પાછળ ગાળો દેવા પડયો. "કપટી અદેખો ! નીચ જુઠો ! અભિમાની કુત્રો ! મારૂં સારૂં દેખી શકતો નથી. પોતે ગ્રંથકર્તામાં ખપેછ વાસ્તે બીજાને તે કામમાં હાથ નાખતાં અટકાવી એકલી કીર્તિ ખાટી જવા નિકલ્યોછ ! રખે હું એના કરતાં ચહડતો લખનાર થાઉં તેથી એ બજેછ ! પણ બચ્ચા હોમી દારાશાના ! તું ભરૂસે બેસ્તો ના. તું જે તારી મોટી ચોપડી ઉપર કુદી રહ્યોછ, તે બાહાર પડવા દે અને પછી હું તુને બતાવીશ. મારી લખાણશક્તિ, મારી કલ્પણાશક્તિ, મારી કવિતા અને ગાયનશક્તિને તું હીનેછ, પણ બચ્ચાજી યાદ રાખજે કે તેં મને ધિક્કારીને તારી સામે મોટો શત્રુ ઉભો કીધોછ અને હું તારી તકોબરીનો સ્વાદ તુને ચખાડીશ, નીચ, કંગાલ, કુત્રા !"

આ ગુરા ગાળોનો બદલો બિચારા હોમી દારાશાનાં એ તેજ સાંજે કેવો વાળી આપ્યો ? સાંજે "મી૦ પેસતનશાહ મેહરબુસાના બી. એ. ઇત્યાદી, ઇત્યાદી" ઉપર ખીમજી કાપડિયાએ પોતાનો આંકડો ભરપાઇ કરીને મોકલી આપ્યો અને લખ્યું કે મારાં લેહણાના રૂ૧૦૦ અને પુરેપુરા મળ્યાછે મારે તમારી ઉપર કાલે હું સમન કહડાવવાનો હતો તે હવે કહડાવીશ નહી.

આ રૂપીયા પેસીએ તો આપ્યા નથી ત્યારે તે કોણે આપ્યા ? આ તો કોઇ તેનો છુપ્યો ખેરખાહ હોવો જોઇયે કે જેણે છુપાછુપ તેનું કરજ ફિટાડયું. મારે પેસી પોતાનું આ છુપ્યું ભલુ કરનાર ઉપર પ્રસન્ન થયો, પણ તે કોણ હશે તે પિછાણી શકયો નહી.

---

## પ્રકરણ ૫૬ મું.

## પોલીસની ઢીલ.

"મેસ્પર્સ જાંહગીરશાહ ફરામરોજ સન્સ અને કુાંo" ની આફીસમાં ચેકની ચોરી થઇ તેને ઘણા દાહડા નિકલી જવા છતાં તે પકડાઇ નહી, અને તે વાત શેઠ જાંહગીરશાહ જંગબારવાળાને પસંદ આવી નહી. રાઘુ રામોસી માત્ર એકજ વખત શેઠ પાસ આવી ગયો અને કહી ગયો કે ચોરીનો પતો મળતો નથી.

તેવણના દીકરા ફરામરોજે પોલીસ ડીટેકટિવને એ ચોરીની તલાશ છોડી દેવા છુપી અરજ કીધી હતી, પણ ફરામરોજની એ ફરમાસ રાઘુ રામોસીને કરવાની જેટલી સેહલ હતી, તેટલી રાઘુએ તે બજાવવી સેહલ નહી હતી. કાંકે જયારે દીકરો તલાશ માડી વળાવવા ચાહતો હતો ત્યારે બાપ તે તલાશ આગળ વધારવાને ઘણાજ ખંતી થઇ પડયા—અને બાપ પેહડીના વડા હતા. જો પોલીસ એકલા ફરામરોજને જોખમદાર હોત તો તેણે ના કહ્યું તો રાઘુ રામોસી તલાશ નહી કરત; પણ વધારે જવાબદાર તો તે જાંહગીરશાહ શેઠને હતો.

અને પોલીસની આ લાંબી ઢીલથી એ બુજર્ગ શેઠ ઘણા ખીજવાઇ ગયાં. એમ વળી બને કે ફરામરોજનાં ખાંનામાંથી ધોલે દીસે મોટી રકમનો ચેક ચોરાય, તે ચોરનાર બેંકમાં જઇને વટાવી લાવે, અને તોપણ તે ચોરી પકડાય નહી ! શેઠ જાંહગીરશાહ તો કદી નહી થયલા એટલા ખંતી થયા. તેવણે પોતે ગોયા તપાસ હાથમાં લીધી— સઘળી વિગતો પોતે તપાસતા, નોધો પોતે રાખતા, પોલીસ ચોકીમાં રોજ ફેરા ખાતા અને ટુકમાં પોલીસને કંટાળા ભરેલા થઇ પડયા હતા.

"પોલીસ આવો એક ખુલ્લો અપરાધ પકડી નહી શકે તો પોલીસ કામની શું ?" શેઠ જાંહગીરશાહ આપણાં શેહરીઓની પેઠે પોલીસને ઠપકો દેવા પડયાં "જે પોલીસે મોટાં ખૂન પકડેલા તે શું આવી એક ચોરી નહી પકડી શકે ? એ ઢીલ શરમ ભરેલી છે, અને એવી નબળી પોલીસ પ્રજાની સલામતી સામે મોટો ભય પેદા કરેછ."

પણ જાંહગીરશાહ શેઠની મોટી અચરતી તેવણના દીકરા ફરામરોજની બેદરકારી વિષે હતી. આ ચોરી પક

રવાને બાપ કરતાં બેટાને વધારે કાલજી જોઈએ, કાંકે ચેક તેનાં ખાનામાંથી ચોરાયો હતો. ફરામરોજ અગર પોલીસની તપાસની સામે નહી હતો, પણ ખચીત તે તપાસને ઉત્તેજન આપતો નહી હતો. તેની એ નાખતી શેઠે તેની બેદરકારીમાંજ વિચારી. આજ કેટલુંક થયું તેવણનો દીકરો કામ ધંધાપર ધ્યાન આપતો નથી અને તેનું એ બેધ્યાનપણું પોતાના પૈસા ચોરાવા સુધી ચાલ્યુંછે એટલુંજ શેઠે મત બાંધ્યું.

પણ ફરામરોજની એ બેદરકારી ફરામરોજની બેમારીને લીધે તો નહી હોય? એ જુવાનની તબીયત આજ ઘણું થયું બિગડેલી ચાલેછે—તેના બાપે તેને એ વિષે ઠપકો આપેલો વાંચનારી બાનુઓ યાદ કરશે—અને કદાચ પોતાની દેહ અને કાઠી નહી ચાલવાથી તે આમ બેપરવા થતો હશે એટલીજ ફિકરમંદ અટકલ શેઠ બાંધી શક્યા.

તેવણ એક સહવારે પોતાના ખાનગી ઓરડામાં બેઠેલા હતા, રાઘુ રામોસી ટેબલને બીજે છેડે બેઠેલો હતો. શેઠ જાંહગીરશાહે આગમચની સાંજે પોલીસ ચોકીમાં તાકીદનું તેડું મોકલ્યાથી એ ચાલાક ડીટેકટિવ આવ્યો હતો. નાખતી કરવાની તેને ફરામરોજે છુપી ફરમાસ કીધેલી તે રાઘુએ પોતાના વડા કમિશનરને કહી હોય કે કેમ, પણ વડી પોલીસ પણ આખાડા કરતી હતી, અને ખોળ આગળ ચલાવવી કે નહી તે રાઘુ રામોસીની ખુશી ઉપર રાખ્યું હતું.

"હું સાડી પાનસો રૂપરડીને નથી રડતો. એટલા પૈસા મારા ગયા તે મને ભારી નથી લાગતા" જાંહગીરશાહ શેઠ પોતાના ઈમાનદારી ભરેલા ખુલ્લા ચેહરા અને સાફ દિલથી બડબડયા. "પણ હું ચોરી પકડવા માગુંછ તેનું વધારે મોટું કારણ તો એજ છે કે મારા ઘેરમાં એક ચોર ભરાયલોછે, એ વિચાર મને પસંદ નથી. જયાંસુધી તે ચોર પકડાય નહી ત્યાંસુધી મને ઘેરની અંદર ગેરસલામતી લાગ્યા કરેછ—એ ચોરી અંહીજ અટકવાની નથી પણ આગળ વધશે એમ ભય લાગ્યા કરેછ. રોજ રાત્રે આફીસ બંધ થયા પછી હું સુવા જતી વખતે કોઈ નવી ચોરીનો મને ધસ્કો પડેછ અને વધારે ચોરી થઈ નથી તેની મને નવાઈ લાગેછ."

"એ બનવા જોગ છે, સાહેબ," રાઘુ રામોસીએ ધસુપસુ રાહુકો પુરયો. ફરામરોજની છુપી ફરમાસને લીધે તે આજે છુટથી બોલતો નહી હતો.

"મારા દીકરાના ખાનગી ઓરડામાંના કોઈ કલાર્કે આ ચોરી કીધીછ એમાં તો મને કશો શક નથી. મુસકેલી એટલીજ છે કે—"

"ફરામરોજ શેઠ પણ તેમજ માનેછે. તેવણે એ કલાર્કો ઉપર, અગત્ય કરીને તેમાંના એક ઉપર ખાસ નજર રાખવા મને કહેલું છે."

"તે કોણ?"

"દાદા હરિનો લક્ષમણ."

"લક્ષમણ!" જાંહગીરશાહે અચરતીથી પુછયું.

"હાજી. પણ ફરામરોજ ભૂલેછે. જેટલો હું આ ચોરીમાં નથી તેટલોજ લક્ષમણ પણ નથી."

રાઘુ આ બોલીને પસ્તાયો—ફરામરોજે લક્ષમણ વિષે છુપી ફરમાસ કરેલી તે આમ જાહેર કરવામાં, રાઘુને તુર્ત યાદ આવ્યું કે, મેં કાચું કાપ્યું. ખરેખરૂં તો એજ હતું કે મોટા શેઠ જાહેર અને નાનલા શેઠ છુપી તલાશ કરાવતા હતા, તેથી રાઘુ બે સુડી વચે સોપારીની હાલતમાં હતો અને મોટા શેઠને શા જવાબ દેવા તે ઉપર ગુચવાયા કરતો હતો.

"દાદા હરિના લક્ષમણ ઉપર શક શું કરવા જાય? જયારે કે——"

જાંહગીરશાહ શેઠ વધુ બોલવા જતા હતા, પણ તેજ ઘડીએ બારણું ઉંઘડયું અને ફરામરોજ પોતેજ દાખલ થયો. રાઘુ સાથ મસલત ચાલતી જોઈને તે પાછો જવાને ઘણોજ ખુશી હતો, પણ તેના બાપે તેને થોભાવ્યો અને બારણું બંધ કરીને બેસવા ફરમાવ્યું.

"ફલી, હું તો વળી રાઘુને મોહડે કાંઈ નવુંજ સાંભળુંછ. અંતે તું આ ચેકની ચોરીનો એક જણ ઉપર શક લઈ જાયછ? તું તો મને ઘડીએ ઘડી એમજ કેહતો તો કે તુને કોઈની ઉપર શક નથી?"

આ ભેદ ખુલવા માટે ફરામરોજની કાલી આંખ્યોના ભમરમાંથી રાઘુ રામોસી ઉપર જાણે કે વીજળીનાં બાણ છુટયાં, કે જે ખુલ્લી ઈશારત કરતાં હતાં કે "મારી છુપી વાત તેં મારા બાપ આગળ કહીને વિશ્વાસઘાત કીધો."

પણ રાઘુ તો થંડાં પાણીનાં માટલાં પેઠે બેસી રહ્યો અને માત્ર ફરામરોજને એક મીઠી સલામ કીધી.

"મોટા શેઠે મારી તપાસ વિષે રિપોર્ટ સાંભળવા મને અંહી બોલાવ્યો" રાઘુ ફરામરોજ આગળ ખોલાસો કરવા બેઠો, "અને એઓ સાહેબે એવી સુચના કીધી કે તમારા ઓરડામાંના એક કલાર્ક ઉપર નજર રાખવી, તે ઉપરથી મેં ધીરજ આપી કે તમેબી મને એજ કલાર્કો ઉપર નજર રાખવા કહેલુંછે અને અગત્ય કરીને દાદા હરિના લક્ષમણ ઉપર."

"લક્ષમણની સામે શક જેવું શું છે?" શેઠે તુર્તજ પોતાના દીકરાથી જાણવા માગ્યું.

"કાંઈબી નહી" ફરામરોજ જેનો રાઘુ રામોસી ઉપરનો ખીજવાટ હજી બંધ પડયો નહી હતો તેણે જવાબ દીધો. "મારા કોઈ કલાર્કે ચેક લીધો હોય એમ મેં એટલાજ ઉપરથી કહ્યું કે મારા ઓરડામાં કલાર્કોનીજ આવ જાવ છે, અને મારા ચાર કલાર્કોમાંનો એકલો લક્ષમણ ઘણો ખર્ચાલો છે તે ઉપરથી મેં એક અનુમાન કીધું હતું, પણ હું કાંઈ શક લઈ જતો નથી."

"લક્ષમણ ખર્ચાલોછે તેમ ખર્ચવાના તેની પાસે પૈસા પણ પુરતા છે." શેઠે સમજણ પાડી.

"લક્ષમણના બાપના પૈસા છે, અને તેથી બીજા કલાર્કોની પેઠેજ હું એને નિર્દોષ માનુંછ." ફરામરોજે ટેકો આપ્યો અને વળી રાઘુનો ટેકો માગ્યો "ખરૂં કેની રાવબાહદુર?"

"ખરૂં છે, તમે માત્ર એક અનુમાન કહ્યું પણ કોઈ પર શક લઈ ગયા નથી."

રાધુએ ફરામરોજને ટેકો તો આપ્યો પણ તે માત્ર તેના બાપ આગળ તેની શોભા રાખવાજ. તે પોતાની બારીક નજરે જોતો હતો કે ફરામરોજે આ સઘળી બડાઇ મારતી વખતે પોતાના બાપ તરફ એકબી વખતે ખુલ્લું જોવાની હિમત કરી નહી હતી. તે બીહીતો, લજવાતો હતો.

"એ બાપથી બીહેછે શું કરવા!" રાધુ પોતાનાં મન સાથ ગુચવાવા પડયો. "જો હું હોવું તો બાપની આગળ ખરેખરૂં કહી દેવું, અને આ ટાંકપીછોડો કરવાજોગ બાબત છે એમ એ બુઢાની એક વખત ખાતરી કરીને બધું ભુસી વલાવુ."

"ફરામરોજ" તેના બાપે ગંભીર આવાજે કહ્યું "તારા ઓરડામાં તારા કલાર્કોનો જેવો પહીંગો છે તેવો મારા કલાર્કોનો હતે તો એમાં કોઇ કલાર્કનો વાંક નથી એમ તારી પેઠે હું ખાતરીથી કહી શકતે નહી. તું તો એવું દેખાડેછ કે તારા કલાર્કો ઉપર શક લઇ જવામાંબી જાણે કે ગુનાહ હોય."

"એટલુંબધું નહીજી. બિચારા લક્ષમણનું નામ વગર કારણે લેવાયું તેથી મને જરા ગુસો લાગ્યો એટલુંજ."

"હું કહુંછ તે સાંભળો, રાધુ" પોતાના દીકરાના આ "ગુસા" ની જરાબી પરવા કીધા વગર હવે જાંહગીર શાહે આ ડીટેકટિવને એકસરખી ગંભીર તાકીદ કીધી "આ બાબત ઉપર તમે અત્યાર સુધી જે સુસ્તી બતાવીછ તે કરતાં વધારે ખંતથી તમો તપાસ ચલાવો. હું ફરીથી કહુંછ કે ફલીના કલાર્કો ઉપર નજર રાખવી જોઇયે. મોટો જુલુમ છે કે આવી ધોલે દિસે ચોરી થાય અને તમો પોલીસવાળા તે પકડવાને અશકત રહો! આજે ચેક ચોરાયો, કાલે કોઇ કીમતી ખતપત્ર ચોરાશે."

રાધુએ જવાબ દીધો નહી, પણ ફરામરોજના ચેહરા તરફ જોયું. બાપ ચોરી પકડવા માગે અને દીકરો ઢાંકપીછોડો કરવા માગે, એવો, આ રાવબાહદુરને કાંઇ પેહલ વેહલોજ દાખલો મળ્યો નથી.

"અમે કાંઇ ખોળ છોડી નથી, દીધી સાહેબ" રાધુએ ભરમમાંજ જવાબ દીધો "અમોને તલાશ ચલાવવાને વખત આપો અને તમારી પોતાની મેળે ખાતરી કરીશું."

હવે રાધુ જવા ઉઠયો.

"મારા ખાનગી બારણે મારા આફીસના ઓરડામાં બેસો, હું ત્યાં આવુંછું" ફરામરોજે રાધુને છુપી ઇશારતથી અરજ કીધી.

---

## પ્રકરણ ૫૭ મું.

## ફરામરોજનો ભેદ.

ફરામરોજની "આફીસ" ના ખાનગી ઓરડામાં જવાનું એક બારણું જેમ કલાર્કોના ઓરડામાંથી હતું તેમ બીજું બારણું બાહારની ચાલમાંથી બાહારો બાહારથી જવાનું હતું. રાધુ તે બારણેથી તેના ખાનગી ઓરડામાં ગયો, તે એવું સમજીને કે ફરામરોજ પોલીસ ડીટેકટિવને પોતાના કલાર્કોને નજરે પાડવા ચાહતો નથી.

ફરામરોજ પછવાડે તુર્તજ આવી લાગ્યો અને બારણાને કળ દઇ વાતે બેઠો.

"મારા બાપ આગળ તમે લક્ષમણનું નામ દીધું, તે ઘણું ખોટું કીધું." આવતાંની વાર ફરામરોજ રાધુ ઉપર બડબડયો.

"ખોટું હશે, પણ મોટા શેઠને કાંઇબી જવાબ તો દેવો જોઇયે. તેવણના તરેહવાર શકને કાંઇ એકુ માર્ગ આપવો જોઇયે, નહી તો કે તેવણ વધારે શક લઇ જાત' રાધુએ પોતાની ચાલનો બચાવ કીધો.

"ગમે તે થાય, પણ મારા એકબી કલાર્કનું નામ દેવું નહી હતું" હજી ફરામરોજની ખાતરી થઇ નહીં અને તેણે આગ્રહથી અરજ કીધી. "બાવાના શક ગમે ત્યાં જવા દેજો, પણ હું ફરીથી અરજ કરૂંછ કે મારા કલાર્કો ઉપર વેહમ જવા દેતા ના."

"તમારા બાવા અમોને ગળે પડેછ." રાધુએ પોતાની મુશકેલી સુજાડી. "તેવણ કેહછ કે પોલીસ સુસ્ત છે, બેદરકાર છે, નબળી છે, બલકે લુલી છે. તેવણ પોલીસનો વાંક કાહડે તે કુદરતી છે, કાંકે તમારી અરજને માન આપીને પોલીસ નાખતી કરેછે. લક્ષમણનું નામ દીધાંમાં કાંઇ નુકસાન થયું નથી. તમે આવીને બધું પાધરૂં કરી નાખ્યું."

ફરામરોજ આ ખોલાસાથી શાંત થયો અને વિચારમાં બેસી રહ્યો.

"વારૂં તમે હજી લક્ષમણ ઉપર શક લઇ જાવોછો કે!" રાધુએજ ચૂપકીદી તોડીને પુછયું.

"હાજતો. મારા બીજા કોઇબી કલાર્ક કરતાં લક્ષમણ ઉપર મને વધુ શક જાયછ."

અને હવે રાધુ રામોસી ખુરશી વધારે આગળ તાણી ફરામરોજના કાનપર પડી વાત ચલાવવા લાગ્યો.

"જુવો શેઠ, અગરજો તમોને મારી કાંઇબી સેવા જોઇતી હોય તો તમે મને અંધારામાં રાખવો નહી જોઇયે, પણ ખરેખરૂં ખુલ્લે ખુલ્લું કહી દેવું જોઇયે. પોલીસની મદદબી માગવી અને વળી પોલીસને ખરેખરૂં કેહવુંબી નહી એ બે કેમ બને? પોલીસને તમારા વિશ્વાસ તલે લ્યો નહી તો કામ આગળ ચાલેજ નહી."

"પણ તમે જાણવા શું માગોછ, રાધુ?"

"પેહલાં તો મને કહો કે લક્ષમણ ઉપર તમે પોતે શક લઇ જાવોછો તેનું કારણ શું?"

"નહી, નહી, કારણ હું કેહવાનો નથી" ફરામરોજે ખુલ્લી ના પાડી. "મેં પેહલેજ દાહડે તમોને કહ્યું હતું તેજ આજે પાછું કહુંછ કે લક્ષમણ સામે મારો શક ઘણો સેજ છે, તોપણ શક લાવવા જેવું તેમાં પુરતું છે. અને બીજા ત્રણે કલાર્કો ઉપર શક લાવવાનું તેવું એકબી કારણ નથી. પેસુ પનવેલીવાળો સાચો, ઇમાનદાર અને ખુલ્લાં દિલનો છે. મનચેરશાહ મીણવાળો જેટલો કીમતી નોકર છે તેટલોજ વિશ્વાશુ છે. અને ભીખા ભરભરિયાને તો સઘળા શકમાંથી બાતલ કરવોજ જોઇયે."

"હા, ભીખાજીને તો બાતલ કરવોજ જોઇયે" રાધુએ અડધી ટકોરમાં ભાર મુકીને ટાહુકો પુર્યો. રાધુ જાણતો હતો કે આ વખતે ભીખાએ ચોરી કીધી નથી, પણ જો તેની

આગળી ચોરીની વાત ફરામરોજ જાણતો હોત તો બીખાજી વિષે તે એટલી ખાતરીથી બોલત નહી, એ પણ રાધુ સમજતો હતો.

"પેસુ પનવેળીવાળાને વાસ્તે તો હું જામીન થાઉં." રાધુએ ખાતરી આપી "અને મનચેરશાહ મીણવાળાનું તો ચોરી સાથ નામજ લેવાને તમે ના પાડોછો?"

"મીણવાળાની ઇમાનદારી તો એકથી વધારે વખત સાબેત થયલીછે. એના હાથમાંથી હજારો રૂપીયાની રકમની રકમો પસાર થયલીછે અને તેમાંથી એણે એક અડધી ઉપાડી નથી. જો એણે દાનત બિગાડવી હતી તો તેમ કરવા અત્યાર અગાઉની એને લાલચ ઘણી હતી. એને તક પર તક મળ્યાજ કીધેલીછે, પણ એણે અમોને પઇએ પઇનો હિસાબ આપેલોછે."

"ત્યારે અંતે આપણ પાછા લક્ષમણ ઉપરજ આવીયે છીયે." રાધુ પોતાની આગલી વાત ઉપર આવ્યો. "મને કહો, સાહેબ, કે લક્ષમણ ઉપરનો શક તમારા બાપથી છુપાવોછો કાં? તેવણને કેહવામાં નુકશાન શું છે?"

ફરામરોજ આ સવાલથી ચોંકીને ખુરશી ઉપર અઢેલેલો હતો ત્યાંથી ઉઠીને સીધો બેઠો. તેના ચેહરા ઉપર બીહીક નિકલી આવી. તે ઉતાવલું બોલી ઉઠયો.

"નહી, નહી, રાધુ. મેં તમોને કહ્યું તે તમે ભૂલી ગયા? લક્ષમણ ઉપર આપણો શક છે એમ જો તે જાણે તો તે તકસીરવાર હોવા છતાં તેમાંથી ખરાબી થાય. લખી રાખજો કે ખરાબી પણ ઘણી મોટી થશે. અગરજો સઘળું મારા બાવાને કહી શકાતું હોય તો તે જાણ્યા પછી તેવણજી તપાસ માંડી વળાવે. સઘળો ભેદ જાણ્યા પછી બાવા તપાસ આગળ ચલાવવાને બદલે પોતાના ઘણા કીમતી હકોનો ભોગ આપવાનું પસંદ કરશે."

"ત્યારે બાવાને કહીને છેડો છોડવોની."

"નહી એ બાવાને કેહવાજોગ ભેદ નથી. તેવણ સાંભળીને ખુશી થાય એવો પણ એ ભેદ નથી."

"ત્યારે તો સાહેબ, મને માફ કરો. ત્યારે તો આ તપાસમાં હું તમોને કશો કામ લાગી શકીશ નહી." રાધુ હવે નાસિપાસિથી ઉઠયો "મને મારી જીંદગીમાં લોકોએ ઘણા છુપા ભેદો કહેલાછે, પણ હું અનુભવથી જાણું છું કે તે ભેદ છુપાવવાથી તે લોકોને કશો ફાયદો થયો નથી. હું તે લોકોને ઘણુંબી કહુંછું કે વાત જાહેર થવા દેવો, પણ તેઓ મારૂં માનતા નથી. તમો સાહેબ પણ તેઓ માંનાજ એક છો."

"તમે બેસો. એમ ખીજવાઓ ના, રાધુ." ફરામરોજે રાધુને થંડો પાડી બેસાડયો. "હું આ ભેદ છુપાવી રાખીને મારી છાતીમાં દર્દ વધારૂંછ, તેના કરતાં એ જાહેર કરવાથી હું સુખી થાવું એમ છે. એ ભેદ હું એકલો જાણીને શું કરૂં તેબી હું સમજતો નથી. પણ હું બીજાઓની ખાતરને વાસ્તે એ ભેદ કહી શકતો નથી. અગરજો હું એકલાનો એ ભેદ હતે તો હું આ ઘડીએજ કહી દેતે. પણ હું કહુંછ તો બીજાઓને નુકસાન થાયછ; હું તેઓની ખરાબી કીધા વિના કહી શકતો નથી; તેઓની ખાતર મારા મોહડાને તાલું મારેલુંછે. હું બોલવાની હિમતજ કરી શકતો નથી, વાસતે મને એ વાતથી માફ કરો, રાવ બાહદુર",

"એની બાયડીનો કાંઇ ભેદ છે કે શું?" રાધુ એકવાર ફરી પોતાનાં મનમાં વેહમ લઇ ગયો પણ તે વેહમ છુપાવીને તે મોટે સાદે એટલુંજ બોલ્યો "હવે હું ધારૂંછું કે હું લક્ષમણ ઉપરબી જરા તપાસ રાખતો રહીશ. મેં ધાર્યું કે એ છોકરો સહુથી ઓછા શકને પાત્ર હશે, ને તેથી મેં એને પડતો નાખ્યોછે, પણ હવે હું મુગો મુગો એની ચોકીમાં રહીશ."

"એટલુંજ નહી પણ આ કલાર્કોમાંના બીજા એક જણનીબી તપાસ રાખીશ" રાધુ રામોસી દાંત પીસીને મનમાંજ બડબડયો. એ ચોથા વિષેનો વેહમ ફરામરોજ શેઠને કેહવા જોગ નહી હતો.

"તમે લક્ષમણને તપાસજો" ફરામરોજે આતુરતાથી ઉમેર્યું "પણ તમારો શક એને જાણવા દેશો ના હો. તમારો શક એની ઉપર છે એમ લક્ષમણે જાણ્યું તો કમબખ્તીજ જાણવી."

"કમબખ્તી કોણની?"

"જેની હોય તેની. તમારી તો નહીંજ, પણ અમારી કમબખ્તી."

રાધુ આ ભેદ સમજી નહી શકયાથી ફરામરોજની ફકત દયાની ખાતર તેનું મગજ લગાર ખીસી ગયુંછે એવાં અનુમાન ઉપર આવ્યો અને હવે જવા ઉઠયો.

"હું તમારી આફીસમાં થઇને જાવું" જતાં જતાં રાધુ બોલ્યો. "એ કલાર્કોની વચે એકવાર ફરી લટાર મારી તો જોવું."

"બેલાશક. સુખેથી જાવો."

"પણ જતાં જતાં, શેઠ, એટલું કહી જાવુંછું કે તમે તમારા બાપને સમજાવીને થંડા પાડો. તેવણ ઉસકેરાયલાછે તેમ રેહશે તો પછી ફરીથી પોલીસની મદદ માગશે અને તેવણ ફરજ પાડશે તો અમારૂં કાંઇ ચાલશે નહી."

રાધુની આ ચેતવણી ઉપર ફરામરોજે માત્ર હાનું ડોકિયું હલાવ્યું અને રાધુને ચેતવણી આપી. "તમોને આ ચોરીની તલાશ કરવા બોલાવ્યાછ એમ કલાર્કોને કેહશો ના. હું એઓમાંના એકબી કલાર્ક ઉપર શક લઇ જાઉંછ એટલું પણ તેમને જાણવા દેશો ના."

"હવેતો, શેઠ, તમે મને છેકજ મૂર્ખ સમજોછો" રાધુ જરા ખીજવાયો "અને તમારા કાંઇ છુપા ભેદની આ બીહીકથી તમે એટલા બીહીકણ બન્યાછો કે મનેબી અપમાન કરોછો. તમે મને કાંઇ છુપી વાત કહીછે તે શું હું છુપી નથી રાખવાનો? શું મારા જન્મમાં પેહલીજવાર મને કોઇએ પોતાનો ભેદ કહીોછે?"

રાધુ બાહારનેજ બારણેથી બાહાર નિકલ્યો અને કલાર્કોના ઓરડા આગળ આવીને બારણામાં જરા વિચારમાં ઉભો રહ્યો. ફરામરોજનો ભેદ તેને ઉંડા ગુચવાડામાં ઉતારતો હતો. શેઠ જાંહગીરશાહ જંગબારવાળાએ તેને તપાસવા સોંપેલી ચોરીમાં કાંઇ દમ નહી હતો. જો રાધુ ચાહેતો આજે પકડી આપે એવી તે સેહલ ચોરી હતી. જો તેને ફરામરોજ સીધો રસ્તો પકડવા દેતો હોય તો

રાઘુને માટે એ વાત મુશકેલ નથી. પણ ફરામરોજ પોતાના કોઇ છુપ્યા ભેદને માટે સીધો રસ્તો છોડીને તેને કોઇ આડે રસ્તે મોકલેછે તેથી રાઘુ ઘણો ગુચવાયછે. ફરામરોજ કાંઇ ભય ભરેલો ભરમ રાખેછે અને રાઘુ તે શોધી કાહાડવાને અશકત છે. બીજી વધારે મુશકેલ ચોરીઓમાં રાઘુ કંટાલ્યો નથી, પણ આ નજીવી ચોરીથી તે કંટાલી ગયોછે.

---

## પ્રકરણ ૫૮ મું.

## ભીખા ભરભરિયાને માટે એક ખુશ ખબર.

કલાર્કોવાળા ઓરડાનાં કમાણવાળાં બારણાને એક હીચકો ખવાડીને રાઘુ જાણે કે હમણાજ બાહારથી આવ્યો હોય તેમ ઓરડામાં દાખલ થયો. કલાર્કો પોતપોતાની જગ્યાએ હતા. મનચેરજી મીણવાળા પોતાનું લખતો, ભીખો ભરભરિયો પોતાની ટેબલ ઉપર હતો; પણ પેસુ પનવેલીવાળો અને દાદા હરિનો લક્ષમણ હજી આફીસમાં આવેલા નહી હતા. માટે જો રાઘુ લક્ષમણને જોવા આવ્યો હોય તો તે ઠગાયો.

પણ રાવબાહાદુર રાઘુ રામોસી ઠગાય વારૂં ? તે માત્ર સેજ બોલ્યો કે રસ્તેથી પસાર થતાં સેજ મુલાકાતે આવ્યો હતો. તેણે સેજ ખબર અંતર પુછી—ઉનાળાનો શખત ટપોટો ચાલતો હતો તે પુછ્યું—પોતાને ઘણી ગરમી પડતી હોય તેમ પોતાની ડગલી વડે પોતાનો પસીનો લુછવા તથા પોતાના રૂમાલ વડે વા ખાવા લાગ્યો—અને એમ કરતાં ભીખા ભરભરિયાની મજાખ કીધી કે ' કેમ ભીખાજી ? ગરમી કેવી છે ? કેટલી ડીગ્રી છે ? એ ગરમીમાં તમે તો પીગલી ચાલ્યા હશો ! ”

આજે ભીખો ભરભરિયો કાંઇ ઓર ખુશીના લેહરી લાહટ ઉપર આવેલો હતો. આજે તેને ગરમી લાગી નહી હતી, અને કેટલી ડીગ્રી પારો છે તેની તેણે પરવા કીધી નહી હતી. આજે તે આફીસમાં આવ્યો ત્યારથી ખુશીમાં નાચતો અને કુદતો હતો. અને તેનું કારણ શું ?

આજ સહવારે ભીખા ઉપર એક કાગળ આવ્યો હતો તે ઉપરથી તેણે જાણ્યું કે એક માણસ જે તેનાં જીગર સાથ અતલગનાં વ્હાળથી જોડાયું હતું, જેને તે પોતાના ભાઇ બેહનો કરતાં વધારે ચાહતો હતો, જેના મુબારક દીદાનાં દર્શનને માટે ભીખો મસ્કતથી આવ્યો ત્યારનો તલપી રહેલો હતો, તે માણસ થોડા વખતમાં મુંબઇ આવનાર હતું અને તે ભીખાજીને માટે અતિ મોટી ખુશ ખબર હતી. તેની ખુશાલીમાં ભીખો ભરભર્યો પોતાના તિરસ્કાર પામેલા જુનાં “લોંસિયાં” ઉપર પણ આજે તાહડો મીઠો હતો.

“ઓહો ! આવો, આવો, રાઘુભાઇ ! અચબચ તમે કયાંથી નિકલી આવ્યા ! ” રાઘુ રામોસીને કલાર્કોનો ઓરડામાં પેહલો આવકાર દેનાર અલબતાં ભીખો હતો. “તે દાહડે રસ્તા ઉપર આપણને ટપાટપી થઇ તેથી કાંઇ મનમાં ગુસો તો નથી રાખ્યો કે ? મને પકડવા બકડવા તો નથી આવ્યા ? મેં તે દાહડે વગર કારણે તમોને નાહક અપમાન દીધું તે માફ કરજો હં ! પણ શું કરૂં ? હું ઘણો ખીજવાયલો હતો. હું મારા ભાઇ પેસીને મળવા ગયો તે મને ગળે પડયો કે તારી આફીસમાં આ ચેકની ચોરી તેં કીધીછ ! તે ઉપરથી હું ખલભેલો હતો તેવામાં તમે મળ્યા માટે ભાઇનો ખાર બધો મેં તમારી ઉપર કાહાડયો. પણ પછી હું ઘણો પસ્તાયો અને સારૂં થયું કે આજે માફ માગવાની મને તક મળી.”

ભીખો ભરભર્યો પોતાના ધારા પ્રમાણે પુછયા પર છયા વગર સઘળું કહી દેવા પડયો. રાઘુ રામોસી ભીખાનું આ ભડભડવું થંડે પેટે સાંભળતો હતો ત્યારે તે મનમાં હસીને વિચારતો કે પોલીસને જેઓ સાથ કામ પડેછે તે બધાજ લોક જો આવા ભરભર્યા હોય તો પોલીસનું કામ કેવું સેહલ થઇ જાય.

“રાઘોબા બેસો, ખુરસી લેવો, કેમ ચાલેછ ! દુનિયાં તમારી સાથ કેમ ચાલેછ ? ” ભીખાએ તેને ખુરસી આપી.

“નહી, મને ખુરસી જોઇતી નથી. મારીથી ઘણી વાર બેસાય એમ નથી.” રાઘુએ ઉતાવલ કીધી. “પોલીસ કોર્ટમાં આ રસ્તેથી જતાં જતાં બે ચાર મિનિટની વાર છે તેટલાં મેં ધાર્યું કે ચાલ જરા તમારી આફીસમાં ડોકિયું કરી જાવું.”

“પણ ભીખાજી, આજે શું છે ? કાંઇ તારી વર્ષગાંઠ છે કે શું ? ” ભીખાનો ભપકાદાર પોશાક જોઇને રાઘુએ પુછયું.

“કેમ વારૂ ? મેં નવાં કપડાં પેહર્યાંછે તેથી પુછોછ કે!”

“હા.” રાઘુએ એકદમ મજાખ ભરેલો જવાબ દીધો. “આજે તો ભીખાજી આફીસમાં કામપર આવેલા લાગતા નથી, આજે તો કાંઇ ઇસ્કી બની ઠણીને આવ્યાછે.”

“હા, દોસ્ત રાઘુ.” ભીખાએ ખુશ મિજાજથી કબુલ કીધું. “કાવસ મામાના દરજી પાસે આ ખાસ કોટ સીવડાવ્યોછ, દરજી હોસ્યાર છેની ? કોટનો કાપ સારો લીધોછ.”

“પણ આજે છે શું ? કાંઇ તીલ્લરી ? ”

“આજે સારો દાહડો હું સમજુંછ. આ કપડાં મારાં વર્ષગાંઠના છે, પણ આજે વર્ષગાંઠ નથી. વર્ષગાંઠનાં કપડાં કાંઇ રોજ પેહરાય નહી, પણ આજે એવો સારો સગણનો દાહડો છે કે ખામખા મેં નવાં કપડાં બદલ્યાંછ.”

“પણ 'એટલું બધું' શું છે ? કોઇ દોલતનો દલ્લો મળ્યોછ કે શું ? ”

“તેનાં કરતાંબી સરસ.” ભીખો ઉલટમાં આવીને બોલ્યો, કાંકે તે જે કાંઇ બોલતો તે ખરાં જીગરનાં સામાં જોસથી બોલતો હતો. “એક જણ મુંબઇમાં આવેછ તેનાં માનને માટે મેં નવાં કપડાં પેહર્યાંછ. એક જણ કે જેને **તમે** સારીપેઠે ઓળખોછ.”

“કોણ ? રામચંદ્ર વકીલ.”

“અરે મુવેરે! કોણ નેહસ્તનું નામ દીધું ? ” ભીખો છછણી પડયો. “રામચંદ્ર જેવા એક ધાટાને માટે હું સારાં કપડાં બદલું ? છટ છટ ? આખાં થાણામાં બે જણ છે, કે જેઓને માટે હું ખામખા નવાં નહી પણ સોગનાં કપડાં પેહરૂં. તેમાંનો એક રામચંદ્ર છે અને બીજો મારો સગો ડાકટર મંચી છે. ત્યારે આ નવો પોશાક મેં કોણને વાસ્તે બદલ્યોછ ? કેહ, જોવું, રાઘુ.”

પણ રાધુ રામોસી આમ આળસુ-અટકલોમાં વખત ગુમાવે એટલો પરવારતો નહી હતો. રાધુ આ ટાહેલું હસી કાહાડીને ખીસ્તોજ ગયો અને મી૦ મનચેરજી મીણુવાળા લખવા બેઠેલા હતા તેવણની પાસે ગયો.

"કેમ શેઠ ? કાંઇ આ ભેદ ભરેલી ચેકની ચોરી વિષે કાંઇ સાંભળ્યું કે ?" અજાણો થઈને રાધુ તેવણને પુછવા ઉભો.

"કાંઇજ નહી" મી૦ મનચેરજી રાધુના ચેહરા સામું ખુલ્લું જોતાં જોતાં બોલ્યા, જાણે કે એવું દેખાડવા હોય કે એક પોલીસ ડીટેકટિવથી હું કાંઇ ડરતો નથી. "અજબ છે કે હજીસુધી ચોર પકડાતો નથી."

"ચોર લોકો હોસ્યાર હોયછે, સાહેબ," રાધુ રામોસીએ જવાબ દીધો. "જેઓનો ધંધોજ ચોરી કરવાનો હોયછે, તેઓ પોતાના ધંધાને એક હુનરની પેઠે ખીલવેછે, અને મને ભય છે કે ફરામરોજ શેઠનો ચેક પણ એજાજ કોઇ અથંગ ચોરે લીધેલોછે. હમણા મુંબઇમાં એવા ચોરોની ગેંગની ગેંગ નિકલેલીછે. હું છેલો અંહી તલાશ કરી ગયો ત્યારે મને શક હતો કે એ ચોરી આફીસમાંનાજ કોઇ માણસનું કામ છે, પણ હવે મારી ખાતરી થાયછે કે એવો કોઇ ધંધાદારી ચોરજ બાહારની ચાલને રસ્તે ઓરડામાં આવી ટેબલમાંથી ચેક કાહાડી લઇ ગયો, અને તમો બિચારા બેખબર ભોળાઓ આ ઓરડો બંધ કરીને બેઠેલા એટલે તમોને તેની ખબરજ નહી રહેલી."

"શેઠ પોતેજ એ ચેક ભૂલમાં બાહાર લઇ ગયા હોય અને રસ્તામાં કયે પડી ગયો હોય, એ પેહલી તર્ક જો ખોટી હોય તો હું ધારૂંછ કે આ તમારી બીજી તર્ક ખરી હોવી જોઇયે.".

"અલબતાં" રાધુએ ટેકો આપ્યો અને એક એવી ખોટી ખબર આપી કે જે ઉપર વાંચનારી બાનુઓ અચરતી પામ્યા વગર રેહશે નહી. "જો હું ભૂલતો નહી હોવું તો ફરામરોજ શેઠ પણ એમજ માનેછે કે આ ચોરી કોઇ બાહારનાં માણસનું કામ છે."

એટલું બોલીને રાધુએ ઘડિયાલ કાહાડયું અને જાણે કે વખત થઇ ગયો હોય એમ ચોંકયો અને જતાં જતાં એક ફરમાસ સુજ પડી હોય તેમ બોલ્યો.

"ઓ હો હો હો! વખત થઇ ગયો. હવે તો હું જાવું છું. પણ મનચેરજી શેઠ આપ રજા આપો તો આપણે એક સાંજે ફુરસદથી મળીયે. હું તમારી સાથ લગાર ધીરજથી એકાંતમાં વાત કરવા માંગુંછું. આ ચોરી પકડવાને તમે ખંતી છો તેમજ હું પણ છું, અને જો આપણાં બે ભેજાં સાથે મળશે તો કાંઇબી નવું નિકળી આવશે."

આમ ફરમાશ કરીને મી૦ મીણુવાળા જવાબ દેતાં ચેહરો કેવો કરેછે તે રાધુ બારીકીથી તપાસતો ઉભો રહ્યો. તેણે જોયું કે તેવણના ચેહરા ઉપર આનાકાની ભરેલું ઘણુ ઘણુંપણું જણાતું હતું, પણ તે એવું છુપાવેલું હતું કે એક કસાએલા પોલીસ ડીટેકટિવ સિવાએ બીજાઓને તે માલમબી નહી પડે. આ ચોરી વિષે પંચાત લઇ બેસવાને મી૦ મીણુવાળા કાંઇ જાજા ખુશી નહી હતા. એ તેવણનું કામજ નહી હતું. રાધુ રામોસી અને ફરામરોજ શેઠનાં બે ભેજાં એ મસલતને માટે પુરતાં હતાં. એ મી૦ મીણુવાળાનું ખરૂં મત હતું, પણ તેવણે રાધુને જવાબ દીધો તે તો એથી ઉલટોજ જવાબ હતો.

"કયારે મળવા માગોછ ? જયારે ગમે ત્યારે આવજો, રાધુ. હું રાતના ૭ વાગતા પછી હમેશ ઘેરમાંજ રહુંછ. હમણા હું શાપુરશેઠના ચકલા ઉપર જમાદારની ઝીણીનાં બાકુત દાખલ રહેલોછે."

"ઓહો ! ઝીણીને ઘેર ! કયારથી જઇ રહ્યા ?" રાધુ જાણે કે જાણતોજ નહી હોય તેમ બોલ્યો, ત્યારે ખરી વાત એ હતી કે જે દાહડે મનચેરજી ઝીણીનું ઘર જોઇ ગયા તેજ દાહડે રાધુ ઝીણીને મળી આવેલો હતો અને મનચેરજીએ ત્યાં ઓરડા ભાડે રાખેલા તે પોતે જાણતો હતો. "ઝીણીને મારી અસલી ઓળખાણ છે. તેના રસ્તા ઉપરથી હું ઘણીવાર પસાર થાવુંછું અને કોઇ વખત ફુરસદ હોયછે ત્યારે અંદર જઇને ઝીણીને મળુંછું. તમે ત્યાંજ છો ત્યારે તો હું એક સાંજે ત્યાં જરૂર આવીશ, સાહેબજી."

રાધુ રામોસી હવે જતો હતો, પણ ભીખા ભરભરિયાએ તેને અટકાવ્યો.

"કેમ રાધોબા ! ઉતાવલા પડીને કયાં ચાલ્યા ? તમે હોસ્યાર છો તો અટકલ કરોની મારી ખુશ ખબરની ! મુંબઇમાં પેલો આવનાર છે તે કોણ છે ?"

"રાણીનો દીકરો આવતો હશે." રાધુએ ટકોર કીધી.

"અરે તે કરતાંબી વધારે." ભીખો હર્ષિત માન સાથ બોલ્યો. "એ તો સોલી દારાશાનાંનો આવેછ."

"સોલીના આવવામાં શું એટલુંબધું નવાઇ જેવું છે ?" રાધુએ મશખરી કીધી.

"મારે મનથી તો એ મોટી ઉકમાઇ, મોટી ખુશાલી છે." ભીખો મગરૂરીથી બોલ્યો. "હું કહુંછ કે મારો દોસ્ત મુંબઇ આવેછ તે મારે મનથી મોટી ખુશબખ્તી છે. હું મસ્કતથી આવ્યોછ ત્યારથી આજના જેવો ખુશી કદી થયો નથી. જો આ આફીસમાં હું ગંધાઇ રહ્યો નહી હતે, અને પાસેના ઓરડામાં ફલી શેઠ ને આ ઓરડામાં આ મનચેરજી શેઠની મને ધાક નહી હતે તો આજની મારી ખુશાલી અંહી ગાઇ, વગાડી, નાચીને ખાલી કરતે. આજે મારીથી કામજ થતું નથી. મી૦ મીણુવાળા તો કેહ જે મારૂં ભેજું ઠેકાણે નથી. પુછો એવણને. મેં ત્રણ કાપી કીધી, પણ મી૦ મીણુવાળા કેહછ કે મેં ત્રણુંકે બિગાડી નાખી. કેમ મી૦ મીણુવાળા ! "

"તું કયે દાહડે લખેલું બિગાડતો નથી, ભીખાજી !" હવે રાધુ હસ્યો. "તું કોઇ પણ કામને લાયકનો નથી. તારેથી એકબી કામ પાધરૂં થયું નથી."

ભીખો આ ટિકાથી છેડાઇ પડયો. એકવાર પાછો તેનો રાધુ રામોસી ઉપર મિજાજ જતો રહ્યો.

"તું પોલીસમાં શું ધારેછ ! તું ખોટા માણસો ઉપર શક લઇ જાયછ અને ખોટા માણસોને પકડેછ તેમ તો હું નથી કરતો ! એવાં તારાં કામ કરતાં તો નહી કામ હોય તે ભલું."

રાધુએ ભીખાને ખામખા છેડયો હતો અને હવે તે છેડાયો ત્યારે એને ખુશ થવા લાગ્યો.

"તારે લીધે બિચારો સોલી દારાશાનાંનો દેશનિકાળ થયો હતે." ભીખો બખાલ્યો.

"અને તારે લીધે નહી, દોસ્ત !" રાઘુએ તેને ચટકાવનારો તીખો ટાહુકો પુર્સ્યો. ચોરી કરનાર ભીખો હતો એમ રાઘુ ખુલ્લું બોલ્યો હોત તો ભીખો નહી ખીનવાર તેટલો તે આ મોઘમ એસારાથી ખીનવાયો.

"હં ! જાતપર ગયો કે, રાઘુ ! પાછો તું આગળી યાદ દેવાડેછ, ની ? કેહ, કેહ, આખાં ગામને જાહેર કર. પણ જ્યારે સોલી દારાશાનાંનો આવે કેની, ત્યારે——"

"જાંહગીરશાહ ફુવા છે કે ?" એજ ઘડીએ એક જણ ઓરડાનું બારણું ઉઘાડી અંદર પુછતો દાખલ થયો અને તેથી ભીખા ભરભર્યાનું ઉપલું ફરમાસુ ભાષણ બંધ પડ્યું.

એ નવો આવનાર ડાકટર બરજોર હતો.

---

## પ્રકરણ ૫૯ મું.

## "પોલીસ શું કામની ?"

રાઘુ રામોસી જવાની તૈયારીમાં હતો—તેનો તો "વખતજ થઇ ગયલો હતોની" !—પણ ડાકટર બરજોર ઘણે દિવસે આવી લાગ્યાથી અને અચબુચ મળ્યાથી તે હજી વધુ વાર ઉભો રહ્યો.

ડાકટર બરજોર તો વસાઇ પોતાની નોકરી ઉપર પાછો ગયલો હતો—તે ગયો તેથી તો જમાદારની ઝીણીએ પોતાના પેહલા માળાનો આગળો ઓરડો મી૦ મનચેરજી મીણુ વાળાને ભાડે આપ્યો હતો—ત્યારે હવે તે અચબુચ અને નહી ધારેલો ક્યાંથી નિકલી આવ્યો ?

દાખલ થતાં બરજોરની પેહલી નજર રાઘુ રામોસી ઉપર પડી. તે રાઘુને આજ ઘણે વર્ષે મળ્યો—બલકે બરજોરના બેહસ્તી ભાઇ બેજનનાં ભેદ ભરેલાં મરણ ઉપર તેઓ મળ્યા હતા ત્યાર પછી આજસુધી તેને રાઘુની મુલાકાત થઇ નથી.

બેહુએ એકેકને ઓળખ્યા. બેહુને આગળી વાત યાદ આવી. તે દુઃખ ભરેલી યાદ હતી. બરજોર કેહતો કે બેજનનું ખૂન થયુંછે, પોલીસ કેહતી હતી કે બેજને આપઘાત કીધો હતો—અને જુરીએ તે પ્રમાણે અભીપ્રાય પણ આપ્યો હતો. પણ હજી તે ભેદ ખુલ્લો થયો નહી હતો અને પોલીસ તે ભેદ પકડવાને હજી નિષ્ફળ થઇ હતી તેથી બરજોર અને રાઘુ બેહુને દિલગીરીનું કારણ હતું.

માટે બેહુ ઘણે વર્ષે એકવાર ફરી તે વાત કાહડી ઉભા તેમાં નવાઇ નથી. અલબતાં ભીખા ભરભરિયાને તે વાત સાથ કાંઇ લાગતુંવલગતું નહી હતું. ભીખાનું મગજ તો તેને વધારે ભાવતી વાત તેના દોસ્ત "શાહજાદા સોલી" ને આવકાર દેવાની વાતમાં રોકાઇ ગયું હતું. મી૦ મનચેરજી મીણુવાળાને પણ રાઘુ તથા બરજોર વચેની આ મસલત સાથ કાંઇ લાગતું વલગતું નથી એવું તેવણે પણ પોતાની ટેબલમાં મુડું ખોશીને લખ્યા કીધાથી દેખાડ્યું.

એજ વખતે ફરામરોજ ઓરડામાં દાખલ થયો, પણ તેના તરફ નજર કીધા વગર—તેને સલામબી કીધા વગર બરજોર પોતાના આગળાં જોસમાં બોલતો રહ્યો.

"હું કહુંછ, મી૦ રાવબાહદુર, કે મારા બેહસ્તે ભાઇનું ખૂન થવા ઉપરથી મારૂં યકીન જરા ખીસ્યું નથી કે મારો વિચાર જરા ફર્યો નથી. મારા ભાઇએ આપઘાત કીધો નથી—તેનું કોઇએ ઘાતકી ખૂન કીધુંછ. મારે દરએક પ્રેરનાએ અને તેજ વખત બસારત કીધી હતી અને હજી પણ એજ બસારત કરેછ. અલબતાં આપણને વાટ ઘણી જોવી પડીછ—વખત ઘણો ગયોછ, કંટાળો ઘણો ઉપજેછ—તોપણ ધીરજ ધરવી ઘરેછ અને ધીરજ ધર્યાથી મારી તો ખાતરી છે, રાવબાહદુર, કે સચાઇ સેવટે બાહાર નિકલશે ને તે હું અને તમેજ જીવશું તો જોઇશું."

"મને જાંહગીરશાહ શેઠે કહ્યું હતું કે બેહસ્તી બેજનનાં મરણ વિષે તમો તમારાં મતને આગળના જેવાજ વલગી રહેલાછો." રાઘુએ એટલોજ જવાબ આપ્યો—તો જો કે બરજોરનું એ મત હજીબી ખરૂં છે કે આગળ કરતાં વધારે ખોટું છે તે કેહવાના રાઘુએ આખાડા કીધાં, તે બરજોરનાં ઝનુની વેહમને મારે દયાથી કીધા હશે.

પણ બરજોર કાંઇ એટલા જવાબથી મુગો બેઠો નહી. તેણે તો આ ખૂન હજી પકડી નહી આપવા માટે પોલીસનો વાંક કાહાડયો.

"પોલીસ શું કામની ? પોલીસને શરમ છે કે આવાં એક ભયંકાર ખૂનનો ભેદ હજી પકડી શકી નથી. મને ઘણીવાર લાગ્યુંછે કે હું જો પોલીસનો ડિટેકટિવ હોત તો એક ડીટેકટિવની ચાલાકી ને પ્રેરણા-બુદ્ધિથી આ ભેદ ઉપર હું અજવાળું પાડી ચુકયો હોત." તેણે ઉમેર્યું "હું આમ બોલીને કાંઇ તમોને ઠપકો નથી આપતો, રાયોબા, પણ હું તો આખી પોલીસ વિષે બોલુંછ."

"હા ! આપણે બધા પોતાને ભૂલી જઇયે છીયે અને બીજાંનું કામ વધારે સમજવાનું ડૉળ ઘાલીયેછ." એ રાઘુનો જવાબ ભાષામાં ઠંડો પણ અર્થમાં ગરમ હતો.

"અજબ જેવું છે કે પેલા કાળી કાટપીટિયાનો તમોને હજીસુધી કાંઇ પતો મળ્યો નથી ?" બરજોરે પુછ્યું "તમે ને હું થાણે હતા તેટલામાંજ તેનું નામ એ ખૂનમાં સંડોવાયું હતું."

"એ વાત ખરી છે. મારી પણ ખુશી છે કે તે કાળી કાટપીટિયાને એકવાર શોધી કાહાડવો" રાઘુએ ટેકો આપ્યો "અને તેબી ખાસખાસ તમારે વાસ્તે નહી તો મારે વાસ્તે બી તેને જોવો—પછી બેજનજી બારિસ્ટર સાથ તેને સંબંધ હોય કે નહીબી હોય."

"પણ એને મરનારનાં મોત સાથ સંબંધ હતો એમ તમે ધારોછ કે નહી ?"

"એટલું બધું હું હજી કહી શકતો નથી." રાઘુ પોતાની હંમેશની ચોકસાઇથી બારી રાખીને બોલ્યો. "બેહસ્તી બેજનજીનાં મરણ સાથ કદાચ તેનો હાથ નહીબી હોય, પણ તે ભેદ ભરેલા બનાવની સાંજે ઝીણીના ઘરમાં છેલો એજ કાળી કાટપીટિયોજ હતો એમ માનવાને સંભવ ઘણો છે."

એજ વખતે મી૦ મનચેરજી મીણુવાળાએ લખતાં લખતાં જરા ઉંચે જોયું અને તેવણની નજર ફરામરોજ શેઠની નજર સાથ મળી. ફરામરોજ રાઘુ રામોસીનું આ બોલવું અતિયંત ઇનતેજારી ભરેલી આતુરતાથી સાંભળતો હતો.

[illegible] પણ [illegible] તેના
મનમાં પણ કાળી કાટપીટિયા ઉપર શક છે. પણ ફરામરોજે-તો બેજનના આપઘાતની અટકલ ખરી ઠોકી બેસાડી હતી અને હજીબી તે આપઘાતજ કેહછે. આટલું તો ખરૂં હતું કે ફરામરોજનાં મનમાં કાળી કાટપીટિયાનું નામ વારંવાર આવતું હતું, તો જો કે તે બાહારથી તેમ બતાવતો નહી હતો.

"પણ એ કાળી કાટપીટિયો હજી તમોને મળ્યો કેમ નહી, રાઘુ?" બરજોરે હુજ્જતથી પુછ્યું.

"હું કહી શકતો નથી. પણ તમે જાણોછની કે તે ઘણી છુપ્પા લેબાશમાં હતો! તેણે તે વખતે ચેહરો અને નામ બેહુ બદલ્યાં હતાં."

"ચેહરો કેમ બદલાય!"

"પાકા ઠગ તેમ કરી શકેછે." રાઘુ હજી પણ ખોલાસો કરતો રહ્યો. "કેહછે કે બેજન ગુજર્યા તે અડવાડિયાંમાં ઝીણીનાં પોહચખાનામાં તે છુપો આચ્યો હતો. તેના ચેહરા ઉપર લાંબા થેલિયા ને ગુરછા કેહવાયછે તે હું ધારૂંછું કે ખોટા હતા. કાટપીટિયો નામ પણ જેટલું તમારૂં ને મારૂં નથી તેટલુંજ તેનું પણ નહી હતું. તોપણ અમે તેને શોધી શક્યા નથી એટલે વધારે વાત થઈ શકતી નથી."

"ફરામરોજ શેઠે તે દાહડેજ મને પુછ્યું" બરજોરને અંદેશો કરતા ચૂપ ઉભેલો જોઈ રાઘુ રામોસીએ દાખલો આપ્યો "કે એ કાળી કાટપીટિપો તદન નાહસી તો ગયો નહી હોય! હું ધારૂંછું કે તેમજછે. તે આ દેશ તજી ગયોછે."

ત્યારે ફરામરોજ પણ કાળી કાટપીટિયા વિષે છુપી વાતો કરતો હતો ખરો.

"પણ કાળી કાટપીટિયાને મારા ભાઈ સાથ શું લાગે વલગે કે તે તેનું ખૂન કરે!" બરજોરે વેહમ બતાવ્યો.

"કાળી કાટપીટિયાએ બેજનનું ખૂન કીધું એમ હું કેહતોજ નથી." વળી રાઘુ વધારે ચોકસે બારી રાખી બોલ્યો. "હું એટલુંજ કહુંછ કે કદાચ તેણે ખૂન કીધું હોય એ બનવા જોગ છે."

"આપણે જાણીયેછ ત્યાંસુધી તો બેહસ્તી બેજન અને કાળી કાટપીટિયો બેહુ એકેકથી અજાણા હતા." બરજોર બોલ્યો.

"તે તો માફજ કરજો. તમે કેમ જાણ્યું કે બેજન ને કાળી બેહુ અજાણા હતા? તે છુપ્પા લેબાશમાં હતો. કોણ જાણેછે—તેનો છુપ્યો લેબાશ કાહડી લીધો હોત તો કદાચ તે બેજનનો કોઈ જાણી દોસ્તજ હોત?"

બરજોર તો બેજનનું ખૂનજ માનતો હતો, એટલે રાઘુને પણ હવે અંતે તેજ વિચાર ઉપર ટળતો જોઈ બરજોરે વધારે હુજ્જત કીધી નહી. તેણે માત્ર મરનારના મરતી વખત લખેલાં પેલાં કાગળ વિષેજ રાઘુને પુછ્યું.

"તે કાગલિયું તો તમે સલામત રાખેલુંછે કે, રાવબાહદુર?"

રજાયા હજી તે હું મારી પાસ રાખવા માગુંછું." રાઘુએ માગી લીધું.

એટલુંજ નહી પણ રાઘુએ વળી ફરામરોજ શેઠના વધુ ભાગની ખબર આપી "જાંહગીરશાહ શેઠે કાગળ માગ્યો હતો, પણ મારી કને તે રેહવા દેવાનાં કારણો મેં તેવણને સમજાવ્યાં ત્યારે મોટા શેઠે તે કાગળ મારી પાસ રેહવા દીધો. ફરામરોજ શેઠે તેજ વખતે મને અરજ કીધી કે એ કાગળ મારા હાથમાંથી જવા દેવો નહી, પણ જયારે કામ પડશે કની, ડાક્ટર સાહેબ, ત્યારે હું તે કાગળ રજુ કરીશ."

રાઘુ હવે ગયો અને બરજોર ફરામરોજ સાથ હલુસે કેટલીક વાતે રોકાયો. બે ત્રણ મિનિટમાં તેઓ છુટા પડયા. ફરામરોજ પોતાના ખાનગી ઓરડામાં ગયો.

"ડાક્ટર તમોને કાંઈ ખબર છે કે?" બરજોરને ભીખા ભરભરિયાએ જતાં થોભાવીને પુછ્યું.

"શું છે ભીખાજી?"

"મારો શાહજાદો મુંબઈ આવેછ—પેલો સોલી દારાશાનો?"

બરજોરે કાંઈ મહાભારત અગત્યની ખબરની વકી રાખી તેમાંથી નિકલ્યું તો આ! બરજોર અને ભીખાજી ઝીણીનાં ઘરમાં પેટાં-ભાડુત હતા ત્યારે ભીખાએ બરજોર આગળ પોતાના દોસ્ત સોલીની ઘણી તારીફો કીધી હતી માટે આજેબી ભીખાજીએ ધાર્યું કે સોલીની ખુશ ખબર એ ડાક્ટરને કેહવા જોગ હતી.

"હવે સોલીની ઓળખાણ કરવાની તમોને તક મળશે." ભીખાની જીભ એકવાર પાછી બોલવાપર આવી. "અને એની મેં કીધેલી તારીફ કેટલી ખરી છે તે હવે તમે પોતાની મેળે જોશો. ખરૂં કહુંછ, ડાક્ટર, કે આખી દુનિયામાં એના કરતાં નામીચો નર મળવાનો નથી સોલી તો એક શાહજાદો છે. હું કાંઈ તેના ચેહરાની ખુબસુરતી વિષે નથી બોલતો—તો જો કે ખુબસુરતીનું એક સંગ્રહ સ્થાન કીધું હોય તો તેમાંબી એ તમારી સરસ પરીઓને હરાવીને ઈનામ લઈ આવે એવો ખુબસુરત છે—પણ હું તો એની ભલી ભલાઈઓ વિષે બોલુંછ. સોલી જુવાન છોકરો છે પણ અકલે બુઢો છે. હોમી તેનો વડો ભાઈ છે તે સહુથી ડાહ્યો છે, પણ સોલી નાની ઉમર છતાં લગભગ હોમીને પુગી વળેછ."

પણ આ સઘળી બટાઈ ડાક્ટર બરજોરને ભાવતી નહી હતી. તેને અને સોલીને શું સ્નાન સુતક! બરજોર આજે એમ પરવારતી વાતો કરવાના મિજાજમાં નહી હતો. ભીખો ભરભરિયો એમ સમજેછે કે જે મારો દોસ્ત છે તેની સાથ આખી દુનિયાંએ દોસ્તી બાંધવી જોઈયે. ડાક્ટર એ મતને મળતો નહી હતો. પણ તેમ વળી તેણે બિચારા ભોળા ભીખાજીને નાખુશ કરવા પણ ચાહ્યું નહી. તે તેને એકુ બે ખુશાલીના શબ્દો કહીને વિદાય થયો.

---

## પ્રકરણ ૧૦ મું.

## ભીખા ભરભરિયાને પ્રૂપ્રૂડાવનારાંઓ.

ભીખા ભરભરિયાના અચંબાઓનો આજે છેડો નહી હતો. આફીસમાં રાઘુ રામોસીનું આવવું અગર એક અચંબો હોય તો ડાકટર બરજોરનું અચબુચ આવવું તે કરતાં વધારે અચંબો હતો. પણ વળી બરજોર અને રાઘુ બેહુના જવા પછી એક ત્રીજા માણસનું આવવું સર્વથી અચબુચ થઇ પડયું.

તે ભીખાનો કાકો ખાનબાહદુર માણુકશાહ મેહર મુસાનાં હતો—જેને ભીખો માકો મુસિયો કેહતો હતો અને જેનો ચેક આફીસમાંથી ચોરાયલો હતો.

ખાનબાહદુર માણુકશાહ કલાર્કોના ઓરડામાં આવ્યા તેવા પાઘરાજ ફરામરોજના ખાનગી ઓરડામાં ગયા. તેવણે કલાર્કો તરફ નજરબી કીધી નહી અને તેથી ભીખાને બડબડવાનું કારણ મળ્યું કે "છાવો ચરર મરર ચાનજી ને ગજવામાં તો રાનજી છે. પાસે દોહડિયાં મળે નહી ને અમસ્થો રોબ મારેછ." ઇત્યાદી, ઇત્યાદી.

એતો ભીખાનાં મનનો બડબડાટ થયો, પણ આ ફીસમાં કોઇબી આવે જાય તેનાં કારણની અટકલ કરવાનો તો ગોયા તેને જાહેર હક હતો અને તેમજ "માકો કાકો" શું કામ આવ્યો હશે તે વિષે તે મી૦ મનચેરજી મીણવાળા સાથે કાંઇબી અટકલ બાંધ્યા વિના રહ્યો નહી.

"પેલા ચેકની ચોરીનો કાંઇ પત્તો લાગ્યો હશે તેથી માકો કાકો આવ્યો હશે, કેમ મી૦ મનચેરજી ?"

"કોણ જાણે ? કદાચ હોયબી." મી૦ મનચેરજીએ કામમાંથી ડોકું ઉંચું કીધા વગર, ભીખા તરફ જરાબી જોયા વગર નીચી મુડીએ જવાબ દીધો.

પણ મી૦ મનચેરજીએ એટલુંજ કોહું આપ્યાથી ભીખાને વધારે વાત ચલાવવાનું ઉત્તેજન થયું.

"પણ, મી૦ મનચેરજી, એ બધા જણાઓ પેલા કોઇ કાળી કાટપીટિયાને નામે શાનું રડયા કરેછ ? બધાં જણ તેને યાદ કરેછ ત્યારે તે કોઇ મોટો માણસ થઇ ગયોછ કે શું ? કલ્યાણીવાળાની—અરે ! જમાદારની ઝીણી જ્યારે ને ત્યારે કાળી કાટપીટિયાની વાત કરેછ. ઝીણી ને તેની બેહન કાળી કાટપીટિયા વિષે કોઇ વખત તો અકડી પડેછ. તે દાહડે ઝીણી બોલી કે કાળીની આંખ માજીરી હતી અને હીલ્લુ કેહજે તે કાળી હતી. હવે આંખના રંગપર તે બેહન બેહનોમાં મારામારી કેવી ? મેં મસ્કતમાં માજીરી બિલાડીઓ ઘણી પાળેલી તે ઉપરથી મેં ચુકાદો આપ્યો કે બિલાડીની પેઠે કાળી કાટપીટિયાની આંખ દિવસમાં કાળી અને રાત્રે માજરી થતી હશે."

મી૦ મનચેરજી તો આ વાત ઉપર મુગા બેસી રહ્યા, પણ ભીખા ભરભરિયાને હજી જરા ટાહેલું ચલાવવાનું મન થયું.

"હવે એ તો હસવાની વાત થઇ, મી૦ મનચેરજી" ભીખો હવે અચબુચ ગંભીર થઇને બોલ્યો "પણ એ બધાં જણ કાળી કાટપીટિયાનું જે કરપીણ કર્મ કેહછ તે જો ખરૂં હોય તો તે કાંઇ હસવાની વાત નથી. જો કાળી કાટપીટિયાએ બિચારા બેહસ્તી બેજન બારિસ્ટરનું ખરેખર ખૂન કીધું હોય તો તે ઘણો ચંડાલ હોવો જોઇયે. તમે શું ધારોછ, મી૦ મનચેરજી ?"

"હું એમ ધારૂંછ, ભીખાજી" હવે મી૦ મનચેરજીએ અંતે કંટાલીને ડોળા કકડાવ્યા "કે એ બધાં ટાહેલાં સાથ નથી મને લાગતું વલગતું કે નથી તમોને. વાસ્તે હવે તમે મુગા મુગા તમારૂં કામ કરો. મેહરબાની કરીને મને પેલું કાગળ કાપી કરી આપો. મેં તમોને કાપી કરવા આપ્યાનેબી એક કલાક થયોછ."

"હું હમણા કાપી કરી આપુંછ" ભીખાજી હવે ખરેખર કામે મંડતાં બોલ્યો. "હું શું કરૂં ? આફીસમાં આજે લોકોની આવજાવ એટલીબધી છે કે કામપર ધ્યાન લાગતુંજ નથી."

વાંચનારી બાનુઓ ભૂલી નહી ગયાં હશે કે આ મી૦ મનચેરજી મીણવાળા તેજ આગળનો કાળી કાટપીટિયો હતો—કાંઇ નહી તો ઝીનીની બેહન હીલ્લુએ તેને આજ આફીસમાં એક સાંજે ઓળખ્યો હતો અને તેંઓ વચે તેજ વખતે જે ગભરાટ ઉપજ્યો હતો તે તો વાંચનારને યાદ હશે.

હવે ત્યારે કાળી કાટપીટિયાનાં દેખતાંજ કાળી કાટપીટિયાની પરપુછ ચાલી રહીછે તે તેને કેવી લાગી હશે ? પણ તેણે ઘણીજ ધીરજથી, ઘણાંજ થંડે કલેજે એ સઘળું સાંભળ્યુંછે એમાં તો શક નથી.

ભીખો ભરભરિયો અંતે કામપર બેઠો ખરો, પણ માત્ર બે ચાર મિનિટવેર થોડીક લીટીઓ લખી નહી એટલામાં તો તેનો માકો કાકો ફરામરોજના ઓરડામાંથી બાહાર આવ્યો, અને હવે તો તેને રોબમાં ચાલી જતો અટકાવીને ભીખાએ વાત કરાવી.

"સાહેબજી, કાકા! કેમ છો ?"

ખાનબાહદુર માણુકશાહે પોતાના ભત્રિજા તરફ નજર કીધી અને જાણે કે તેને હમણાજ ઓળખ્યો.

"ઓહો, ભીખાજી! તું છે કે ? અંહી ચાકરીએ છે કે ? વળી કાંઇ કરજ બરજ કરેછ કે, છોકરા ? ફરીથી કાંઇ તેવું ગોંડળ કરતો ના, હં ! ઇમાનદારીથી રેહજે."

આ મુફતની શિખામણ ભીખાએ કયાં માગી હતી ? કાકાનું આ ડાપણ ભત્રિજાને ભાવ્યું નહી. તેણે એટલોજ જવાબ દીધો કે " મને અંહી શેઠ પચાસ રૂપીયાનો પગાર આપેછ તે મારા ગુજારાને વાસ્તે બસ છે. અલબતાં એટલો પગાર મોજ કરવા બસ નથી. પચાસ રૂપરડીથી રોજ આઇસપુડિંગ મળતું નથી યા ટેબલપર મરઘી સોહરાતી નથી. તોપણ જે છે તે ગણીમત છે."

"જોયુંકેની !" ખાનબાહદુર હાથ ચોળતા બોલ્યા, જાણેકે પોતાના આ ગરીબ સગાથી પોતાના હાથ ધોઇ નાખતા હોય તેમ "ભીખાજી, તું દુનિયાંમાં ભટકી ભટકીને એવો થઇ ગયોછ."

"કેવો કાકા !"

"પુડિંગ ને મરઘીની વાતો કરનારો. તારે તો, ભીખાજી, તારા ભાઇ પેસીની નકલ કરવી જોઇયે. જો, તે કેવો

સારો છોકરો છે. પોતાની પદવી જાલવી રાખેછ અને તેને માટે કેવી મેહનત કરેછ. પેસી કેવું મજાનું લખેછ."

કેવા શોભતા ભાઇની યાદ આપી ? "પેસી કમાયછ તેમ ખરચેછ, કાકાજી" બીખો સેજ બોલ્યો પણ તે જવાબ ખાનબાહદુરને ગમ્યો નહી. તેવણ જતાં જતાં બીખા ઉપર મનમાંજ બડબડી ગયા કે એ છોકરો લુછો છે તેટલોજ બેઅદબ તરકડો છે; અને એ કદી સુધરવાનો નથી.

આટલાબધા જુદા જુદા ફડફડાટ વચે બીખા બર બરિયાથી કામ તે કેમ થાય ? તોપણ તેણે ફડફડી બડબડીને પોતાનું કામ પુરૂં કીધું, અને તેટલામાં તો બપોરની છુટી થવાથી તે આફીસની બાહાર નિકલ્યો.

પણ હજી તેનો એક મોટો બડબડાટ બાકી રહેલો હતો. કલાર્કોના ઓરડાની બાહાર નિકલ્યો તેવો તે પોતાને ઘેર નહી ગયો, પણ પાસેના ગાળામાંથી મોટો દાદર ચહડીને ફરામરોજ શેઠના માળા ઉપર ગયો. તે દારા શાનાંની પીરોજાને શોધતો હતો. આજે પોતે "શાહજાદા સોલી" તરફથી જે ખુશ ખબર સાંભળી તે તેની બેહનને કહ્યાં વગર બીખાનો જીવ કેમ ઠરે ? તેની મુંબઇ આવવાની ધારણા પીરોજાને કેહવાને તે તલપી રહ્યો હતો.

પણ પીરોજા માળા ઉપર નહી શેઠના દિવાનખાનામાં મળી, નહી જમવાના દિવાનખાનામાં મળી કે નહી નાની શીરીનના ઓરડામાં મળી. પીરોજા તેને મળી કેમ નહી એટલુંજ બીખાને બડકાવવાને બસ હતું.

તે ગુસામાં દાદરપરથી પાછો ઉતરવા જતો હતો, પણ તેજ ઘડીએ બીજે બાજોના દાદર ઉપર કાંઇ આવાજ સંભળાયો. "શીરીન, શીરીન, તું હેઠે ના જા" કરી એક પોકાર નિકલ્યો. તે પીરોજાનો પોકાર હતો, પણ તે ગુંગળાઇ જતો હોય તેમ જણાયો. તે રડતો આવાજ હતો.

બીખાએ આવાજ સાંભળતાંજ ઉપર જોયું. પીરોજા શીરીનને ધમકાવી નિરાશી ભર્યા આવાજથી પાછી અંદર ભરાઇ ગઇ અને શીરીન દોડતી દોડતી હેઠલ બીખા પાસે આવી.

"શું છે શીલ્લાં ? ઉપર ગડબડ શી છે ?" બીખાએ તેને દાદર ઉપરજ ઉભી રાખી પુછ્યું.

"વળી રોજની ગડબડજતો." શીરીન ઉછાછલી અને મસ્તીખોર ઢબમાં પોતાના ફરામરોજ કાકાની બાયડીની ફરિયાદ કરવા લાગી. "બધી નાજાં કાકીની મોહકાણ ! બિચારી પીરોજા આજે રડેછ."

"પણ કાં ? શું કામ રડેછ ?"

"નાજાંમાય તેને રોજ ગાળો દેયછ, પણ આજે તો તેના ભાઇઓ મરે એમ ગાળો દીધીછ ને મુવાં જીવતાં ધોયાંછ. પીરોજાનો વાંક જોશો તો કાંઇ નહીંજે ! બસ એટલુંજ કે મને કાકીના ઓરડામાં જવા દીધી. પણ પીરોજા શું કરે ? હું ઓહસ કરીને કાકી પાસે ગઇ, તેમાં વાંક મારો હતો અને ગાળો પડી બિચારી પીરોજાને."

બીખા બરબરિયાને આજે ઘણો ફડફડાટ થયો હતો પણ આ તેને બડબડવાનું સર્વથી મોટું કારણ મળ્યું. તે નાજાંમાય ઉપર પોતાનાં મનમાં ને મનમાં સજડ ઉખડયો—

"રાન જુહાકી જુલમગાર ! રાન નીચ, બે બદામની, બેઘુનિયાદ ! રાન થાનામાં લુખે મરતીને ફરામરોજ શેઠે લાવીને ઠેકાણે પાડી ! રાનના કોઇ ભાવ નહી પુછતુંતું તે શેઠાણી થઇ ગઇ ! રાન મકારે ઓરત ! પીરોજાના પગની ધલનીબી બરાબર નથી, તેવી વહડકણી વંત્રી બિચારી પીરોજાને આટલીબધી સત્તાવેછ !"



## ગરમી પદાર્થોનાં રૂપ કેમ બદલે છે ?

આ દુન્યામાં સઘળી ચીજો ત્રણ હાલતમાં વ્હેચાઇને રહેલીછે, અને તે ત્રણમાં ૧ નક્કર, ૨ પ્રવાહી અને ૩ હવાઇ છે. વળી આપણે સારીપેઠે જાણીએ છીએ કે કેટલીક ચીજો ઉપલી ત્રણે હાલતમાં બદલી શકાયછે. પેહેલાં પાણીનો દાખલો લઇશું તો પેહેલું બરફ એ નક્કર પાણી થયું; પછી તેને આપણે પાણી કહીએ છીએ તે પ્રવાહી રૂપ; અને ત્યાર પછી જો પાણીને ગરમ કરશું ને અંદરથી બાફ નીકળશે તે હવાઇ પાણી થયું. એટલે કે જો આપણે નક્કર પાણી (બરફ) ને ગરમી લગાડશું તો તે પ્રવાહી પાણી થશે ને પછી તે પાણીને ગરમી લગાડશું તો તેનું હવાઇ પાણી એટલે કે બાફ થશે. એ પ્રમાણે આપણે એક ચીજને ગરમી લગાડયાથી તેને એકમાંથી બીજી હાલતમાં લાવ્યાં.

એજ પ્રમાણે જો આપણે એક મીનબતીનો કટકો લઇ તેને પણ કરીએ તો તે પણ નક્કર મીનબતી પેહેલાં તવાઇ પ્રવાહી થશે અને પછી વધુ ગરમી લાગતાંજ હવાઇ રૂપમાં બદલાશે એટલે કે તેનો બાફ થશે. તે બાફ હવામાં મળી જાયછે તેથી આપણા જોવામાં આવતો નથી, પણ જો આપણે બળતી મીનબતીને પવન નાખી બુજાવીએ તો તરત તેમાંથી બાફ નીકળતો જણાશે અને એ વખતે બતીમાંથી વાસ નીકળતો જણાશે.

એ સઘળું ગરમીથી થયું. હવે જ્યારે આપણે મીનબતી બુજવી નાખી કે તેમાંથી નીકળતો બાફ બંધ પડયો અને ગરમીની અસર બંધ પડયાથી પેલું તવાએલું પ્રવાહી મીન પણ ધીમે ધીમે પાછું નક્કર હાલતમાં આવ્યું. હવે એજ પ્રમાણે માખણ, લાખ, કાચ, સીસું, લોહું અને બીજી ધાતુઓ ગરમી લગાડયાથી પેહેલાં નરમ થઇને પ્રવાહી અને પછી હવાઇ રૂપમાં આવેછે.

પણ જેમ તે સઘળાં પોતાની હાલત બદલેછે તેમ કાંઇ એકસરખી ગરમીથી તેમની હાલત બદલી શકાતી નથી. આઇસ જેટલી ગરમીથી પીગલેછે તે કરતાં માખણને પીગલાવવા વધુ ગરમી જોઇએછે. લાખને માખણ કરતાં વધુ જોઇએછે. તેમ વળી કાચને લાખ કરતાંબી વધુ ને સીસાંને તો એ સઘળાંથી વધુ જોઇએછે. વળી કેટલાં કોને બાફ નીકળે એવાં નરમ કરવા એટલે કે ઉકાળવાને બીજાંઓ કરતાં ઘણીજ ગરમી જોઇએછે. તેમ વળી કોઇ કોઇ તો ગરમી લાગતાંને વારજ પીગલવા માંડેછે અને બીજાઓ તો ધીમે ધીમે નરમ થઇ થઇને પીગલેછે.

નક્કર પદાર્થ નરમ થઇને નરમ બનેછે ત્યારે તે ઘણો ખરો પ્રવાહી જેવો દેખાયછે. અને તેજ પ્રમાણે પ્રવાહી

માંથી ગરમી કાઢી લઇ તેને નક્કર બનાવ્યે છીએ તો તે પણ નક્કર હાલતમાં આવવા અગાઉ નરમ થઇ રહેછે. માખણ અને લાખમાં એ ગુણ હોવાથી તે તવાઇ પતલો થયા પહેલાં નરમ બની તેને ખેંચીએ તો તાર બંધાય એવો ચીકણો થઇ જાયછે. તેમ મીનબતી પણ શેહેજ ગરમીથી નરમ બનેછે ને તેને આપણે જેવો આકાર આપવા ચાહીએ તેવો આપી શકયે છીએ. ઘણીક વેળાએ ઝંડળીઓમાં લોકોનાં ટોળાંની ગરમીથીજ મીનબતીઓ નરમ બની જઇ તેની બેઠક ઉપરથી નમી પડેછે.

કાચ પણ એ રીતે દીવા ઉપર સેહેજ ગરમ કીધાથી નરમ બની વાળી શકાયછે. જો એક કાચની નળીને ધીમેથી ફેરવી ફેરવી ગરમ કીધી હોય ને પછી તેના બંને છેડા મજબુત પકડી ધીમે ધીમે ખેંચી હોય તો જેટલી જોઇએ એટલી પટલી થઇ શકેછે. બરફ પણ પીગલી રહેવા આવેછે ત્યારે નરમ બનેછે. જેમ આપણે બરફને ગરમ કરી તેની હાલતને બદલીએ છીયે તેમ પ્રવાહી બરફ એટલે પાણીને ઠંડું કરી નક્કર બરફ કરી શકાયછે. ઠંડા મુલકોમાં ત્યાંની અતીશ્ય ઠંડીને લીધે પારો પણ ઘણી વેળા બંધાઇ જાયછે અને એજ પ્રમાણે એવા મુલકોમાં મધ ને ઘણીક જાતના તેલ પણ ઠંડીના દહાડામાં ઠરી જાયછે. કાકવી અને તારને જયારે આપણે તાવીએ છીએ ત્યારે તેનો ચીકાસ જતો રહી તે પતલું પાણી જેવું થઇ જાયછે.

બાફ (ગ્યાસો) ને પણ ઠંડી કરવાથી અને બાળવાથી તે પ્રવાહી થઇ શકેછે. જોકે આ પ્રમાણે કરવું ઘણું અઘરૂં છે તોપણ તેમાં બહુ મજા પડેછે. અને એજ પ્રમાણે કારબાનીક એસીડ ગ્યાસ અથવા જે હવા આપણા દમમાંથી નીકળેછે તે પણ પ્રવાહી હાલતમાં લાવી શકાયછે. પાણી અને બીજી કેટલીક ધાતુ શીવાએ દરએક ચીજ નક્કરમાંથી પ્રવાહી રૂપ લેતાં પેહેલાંના કરતાં વધુ જગ્યા રોકેછે. ફકત પાણી અને બીજી થોડીક ધાતુમાંજ એ પ્રમાણે થતું નથી અને જયારે બીજી બધી ચીજો પ્રવાહી રૂપમાં આવતાંજ વધુ જગ્યા રોકેછે ત્યારે તેથી ઉલટીજ રીતે બરફ પીગલીને પાણી થતાં પેહેલાં કરતાં ઓછી જગ્યા રોકેછે.

જો એક બાટલીને પાણીથી ભરી બુચ મારી આઇસમાં મુકી હોય તો બાટલીમાંનું પાણી બંધાવા માંડતાંજ જો બુચ નબળો હશે તો ઉડી જશે ને નહી તો તે બાટલી ફુટી જશે. આ અખ્તરો કરવા માટે લોટાં જેવી સખ્ત ધાતુની સીસીઓ બનાવેછે પણ તેબી તેની આગળ ટકી શકતી નથી અને અંદરનું પાણી બંધાતાંજ ફાટેછે. એજ કારણને લીધે ઠંડા મુલકોમાં ઠંડીના દીવસોમાં નળ ફાટેછે તથા છાપરાં પરનાં નળીઆંની ફાટમાં પણ પાણી ભરાઇ રહી તેનાબી એજ હાલ થાયછે.

પાણીની આવી અજાબ જેવી ખાસ્યત ખેડુતોને બહુ લાભકારક છે કેમકે જમીનની ફાટોમાં પાણી બંધાઇ જઇ તે ફાટેછે અને તેથી એવી જમીન સારીપેઠે ખેડાઇ તેમાં પાક બહુ સારો થાયછે. પેહેલાં જમીનની ફાટો પોહોલી થઇ પછી ફાટેછે અને એ કારણને લીધે મોટા મોટા ખડકો પણ કેટલીક વેળા ભાગી ભુકો થઇ જાયછે. આ આપણને બહુ અજાબ જેવું લાગેછે અને સાધારણ રીતે માનવામાં આવતું નથી તે માટે ચાલો આપણે એક અખ્તરો કરી ખાતરી કરી લઇએ.

ઉપર કહી તેવી એક લોટાંની સીસી લેઓ ને તેને પાણીથી ભરી તેનો ઇસકોરૂનો બુચ ઇસકોરૂ ફેરવી ટાઇટ કરી લેઓ અને પછી એક વાસણમાં આઇસ અને મીઠું નાખી તેમાં પેલી સીસીને એક કપડાંમાં બરોબર વીંટાળીને મુકો અને હવે શું થાયછે તે જુઓ. આસરે પાંચેક મીનીટ ગયા પછી કરર કરતો એક આવાજ સંભળાશે. હવે આ આવાજ આવતાંજ જો તમે તે સીસીને બાહેર કાઢી તેની ઉપરથી કપડું કાઢી જોશો તો માલમ પડશે કે તે સીસી આગળના જેવી આખી નથી પણ તેના કકડા છુટા પડયાછે. જયારે આપણે આવી મજબુત લોખંડની સીસીને પાણી બંધાતા વાર ફાટી જતી જોઇશું ત્યારે આપણી ખાતરી થશે કે એજ પ્રમાણે જમીન પણ ફાટતી હશે.

ઉપલા અખ્તરા શીવાએ આપણે એક બીજીબી રીતે પાણી બંધાયા પછી કદમાં વધેછે તે સાબેત કરી શકીએ છીએ. આપણે જોઇએ છીએ કે બરફ હમેશ પાણીની સપાટી ઉપર તરતું રહેછે અને ત્યારે એ ઉપરથી આપણે કહી શકીએ છીએ કે એકસરખાં વજનનું બરફ તેટલાંજ વજનનાં પાણી કરતાં કદમાં વધારે થાયછે. એટલે કે બરફ પાણીથી હલકું છે અને હલકું છે તેથીજ પાણીની ઉપર તરેછે. એટલે કે એક રતલ બરફ એક રતલ પાણીનાં કરતાં કદમાં વધારે છે અને એક કયુબીક ઇંચ બરફનું વજન એક કયુબીક ઇંચ પાણી કરતાં ઓછું છે.

તમે જો એક મીન તાવેલાં વાસણમાં એકુ કડકો મીનનો નાખશો તો તે કંઇ જેમ બરફ પાણીની ઉપર તરતું રહેછે તેમ તરશે નહી પણ તરતજ નીચે ડુબી જશે. કેમકે મીનનો કડકો તવાયલાં મીન કરતાં હલકો નથી પણ ભારી છે અને એજ પ્રમાણે પાણી સીવાએ દરએક ચીજ પ્રવાહી હાલતમાં હોયછે તેના કરતાં નક્કર હોય ત્યારે વધારે ભારી થાયછે.

હવે એક મીનના કડકાને તાવીને તઇયાર રાખો ને પછી એક અડધું પ્યાળું ખળખળતું પાણી લઇ તેમાં પેલું તાવેલું મીન નાખી દેઓ. તમે જોશો કે તે મીન પહેલાં પાણીપર તરીઆ કરશે પણ જેમ ઠંડું પડતું જશે તેમ તેમ પયાળાંની નીચે ઉતરતું જશે ને છેલ્લે સઘળું પ્યાળાંનાં તળીયાંમાં સઘળું એકઠું થશે ને બધું બંધાઇ નક્કર થશે.

પાણી નક્કર હાલતમાં આવતાં કદમાં કેમ વધેછે તે જોઇએ. એક ફુટ લાંબી ને પટલી ધાતુની નળી લઇ તેને ગુચડું કરી અંદરના છેડાને જરા ઉપર કાઢો, પછી તે છેડામાં એક કે દોઢ ફુટ જેટલી લાંબી ને પતલી નળી લઇ તે ખોસો ને મીન લગાડી તેને ટાઇટ કરી લેઓ. પછી કાચની નળી ઉપર ચોકસ આંતરે કાપા પાડેલી કાગજની પટી ચોંટાડો અને એક મોટી રકેબીમાં કાંઇ રંગવાળું પાણી નાખી તેમાં પેલી કાચની નળી ઉભી રહે તેમ રાખીને નીચલાં ધાતુની નળીનાં ગુંચડાં સાથે પેલાં પાણીવાળી રકેબીમાં મુકો ને કાચની નળીના ઉઘાડા છેડાપરથી થોડુંક પાણી ચુસી લઇને નળી ભરાવા આવે કે પેલી ધાતુની નળીના ઉઘાડા છેડા આગળ આંગળું દાબી દઇ તે સઘળું

રકેબીમાંથી બાહેર કાટી પેલો છેડો (જીની ઉપર આંગળું દાબ્યું હતું) હથોડી વડે દાબી દેઓ કે તેમાંથી પાણી નીકલતું અટકશે. પછી એક વાસણમાં આઇસ અને મીઠાંની મેળવણી કરી તેમાં પેલી નળી જેમ રકેબીમાં મુકી હતી તેમ મુકીને અંદર શું થાયછે તે જુઓ. પેહેલાં કાચની અધુરી નળીમાં પાણી ઉપર ચઢતું દેખાશે કેમકે ધાતુની નળી ઠંડીથી સંકોચાઇ જશે ને તેથી પાણી વધુ જગ્યા રોકવાથી નળીમાં ઉપર ચઢતું જણાશે પણ પછી આસ્તે આસ્તે જેમ પાણી અને કાચની નળીબી સંકોચાતી જશે તેમ તેમ પાછું પાણી નીચે ઉતરી સ્થીર થશે. હવે પછી તે પાણી અને નળી ઠંડી થઇ કે તેમાંનું પાણી બંધાવા માડશે અને તેથી પાછું પાંણી નળીમાં ઉપર ચટી આવશે. હવે જો આપણે તે નળીને ઠંડાં પાણીમાં મુકી તેને બદલે ઉકળતાં પાણીમાં મુકી હતે તો સઘળું એથી ઉલટીજ રીતે બનતે.

આ સઘળું થવાનું કારણ એકે જેમ બરફ પીગળીને પાણી થયા પછી પેહલાંનાં કરતાં ઓછી જગ્યા રોકેછે તેમજ પાણી ગરમ થયા પછી પણ તે ઠંડું હતું તે વખતનાં કરતાં ઓછી જગ્યા રોકેછે. પાણીની આવી ખાસ્યત ને લીધે જો આપણે બે વાસણમાં ૪ ડીગરી જેટલી ગરમીનાં પાણીને થોડું થોડું નામી પછી તેમાંના એકને વધુ ગરમ ને બીજાને વધુ ઠંડું કરશું તો બંને વાસણમાંનું પાણી ૪ ડીગરીની ગરમીનું હતું ત્યારના કરતાં વધુ જગ્યા રોકતું જણાશે. એ પ્રમાણે થતો ફેરફાર બહુજ થોડો હોવાથી તે સાધારણ રીતે દેખાઇ આવતો નથી માટે એક અખ્તરો કરી તેનીબી ખાતરી કરીયે! એક વાસણમાં ગરમ પાણી રેડી તેને ઠંડું પડવા મુકીએ અને તેનાં જુદા જુદા ભાગ ઉપર થરમોમીટર મુકીએ. તો આપણને ખબર પડેછે કે પેહેલાં સપાટી ઉપર ગરમ ને હલકું પાણી રહેછે પણ પછી તે પાણી ઠંડું પહતાં પડતાં ૪ ડીગરીનું થાયછે ત્યારપછી જો આપણે પાણીને વધું ઠંડું પાડયે તો તે વધુ થંડું પાણી હલકું હોયછે ને તે વખતે તે વધુ ઠંડું સપાટી ઉપર અને તેથી ગરમ નીચે માલમ પડેછે.

હવે ઉપલી બાબદનો અખ્તરો કરી ખાતરી કરીએ. એક મોટું કાચનું વાસણ લઇ તેમાં એક છેક ઉપર ને બીજું છેક નીચે કરીને બે ગરમી માપવાનાં યંત્રો દાખલ કરો, ને પછી પેલાં પાણીનાં વાસણની અંદર બરોબર વચમાંના ભાગની આસપાસ એક બીજું વાસણ જડી લઇ પછી તેમાં બરફ ને મીઠાંની મેળવણી ભરો ને પેલાં કાચનાં મોટાં વાસણમાં પાણી રેડીને શું થાયછે તે જુઓ. પેહેલાં નીચલાં યંત્રમાં ઠંડીની અસર જણાશે, પણ ઉપલાંમાં કાંઇ માલમ પડશે નહી કેમકે જેમ પાંણી ઠંડું પડતું જાયછે તેમ ભારી થઇ નીચે આવેછે. પણ જ્યારે આ નીચલું યંત્ર ૪ ડીગરી સેન્તીગ્રેડ સુધી આવેછે ત્યારે વળી આ ફેરફાર જુદોજ થાયછે. નીચલાંમાં ૪ ડીગરી માલમ પડયા પછી ઉપલાં યંત્રમાં ફેર પડતો માલમ પડે છે અને જયારે નીચે તો ચારજ ડીગરીજ રહેછે ત્યારે ઉપલાંમાં છ ડીગરી સુધી જાયછે. કેમકે ૪ ડીગરીથી વધુ ઠંડું કે વધુ ગરમ પાણી હલકું છે ને તેથી તે સપાતી ઉપર રહેછે. આ પ્રમાણે જયારે ૪ થી વધું ઠંડું પાણી સપાતી ઉપર હોયછે ત્યારે પાણીની સપાતીપર બરફની પોપરી બંધાયછે. ૪ ડીગરીની ગરમી કરતાં વધું ને ઓછું ગરમ પાણી ૪ ડીગરીવાળાંનાં કરતાં હલકું છે ને તેથી તે સપાતી ઉપર તરતું રહેછે.

પાણીના જેવી અજબ ખાસ્યત બીજો કોઇબી પ્રવાહી ધરાવતો નથી ને તેથી પાણી શીવાએ બીજા પ્રવાહીઓનું ગરમી આપવાનું યંત્ર બનેછે કેમકે આવી વેળાએ પાણીનું ઠરમોમીટર જો બનાવે તો તે ફાટી જવાની ધાસ્તી બહુ રહેછે.

*શીરીનબાઈ રૂસતમજી.*

## કમનસીબ રાણી મેરીની કાહણી.

(સાધણ સફે ૬૧ થી.)

ફેબરવારીમાં ડાર્નલીનું ખુન થયું, અને બોથવેલ તપાસ ચાલ્યા પછી એપ્રીલમાં છુટી ગયો અને ત્યાર પછી તરતજ તેણે ખાનગી રીતે મોટા ઉમરાવોને જાહેર કીધું કે રાણી સાથે હું હવે પરણવાનો છું. એપ્રીલની આખરે, મેરી થોડાંક માણસોના રસાલા સાથે એડીનબરો આવવાની હતી, તે વખતે બોથવેલ પાંચસો માણસો લઇને મેરીના રસ્તામાંથી એકદમ ધસારો લઇ આવ્યો અને મેરીને પકડીને પોતાના ડનબારના કીલ્લામાં લઇ ગયો.

ત્યાં દસ દીવસ સુધી મેરી કેદી જેવી હાલતમાં બોથવેલના કબજામાં રહી. મેરીએ તેની આવી નાલાયક ચાલને માટે ઘણો ઠપકો દીધો, અને કાલાવાલાથીબી બોથવેલને કહ્યું કે તેણીને જવા દેવી. બોથવેલે જવાબ દીધો. "હું જાણું છું કે પોતાની રાણી સાથે આવી ચાલ ચલાવવી તે ઘણું અણઘટતું છે. પણ તારે વીશેનો મારો પ્યાર નહી દાબી રખાય એવો છે, અને મને આમ કરવું પડયું તે સઘળું પ્યારને ખાતર" અને તેણે મેરીને બૈરી થવાને ઘણા કાલાવાલા કીધા. મેરીએ બોથવેલના કબજામાંથી નાહસી જવાને ઘણી યુકતીઓ રચી, પણ કંઇ ફાવ્યું નહી, અને તેણીની મદદેબી કોઇ ગયું નહી. આખરે તેણીએ બોથવેલની સમજુતીઓ અને તેની સત્તા નીચે આવી પડી હતી તે સઘળું ધ્યાનમાં લઇને તેની સાથે પરણવાને કબુલ થઇ.

બોથવેલે પોતાની બૈરીથી છુટા છેડા કીધા અને ત્યાર પછી તે મેરીને લઇને એડીનબરો આવ્યો અને મેરીએ જાહેરમાં દેખાવ દીધો, અને સૌને જાહેર કીધું કે જોકે બોથવેલે તેણીને જબરીથી રસ્તામાંથી લઇ જવામાં ખોટું કીધું હતું, પણ દશ દહાડા તેણી તેના કીલ્લામાં રહી, તે વખતમાં તે એવી તો સરસ રીતે તેણી સાથે વર્તયો કે તેણીએ તેને માફ કીધું છે. આ પછી થોડેજ દીવસે મેરી બોથવેલ સાથે પરણી. મેરી બોથવેલ સાથે લગન કીધાથી પોતાની પ્રજાની નજરમાં ઘણી હલકી પડી. લોકો ધીમે ધીમે બોથવેલને ધીક્કારવા લાગ્યા, અને ઉમરાવો તેની સાથે લડવાને લશકરી તૈયારીઓ કરવામાં રોકાયા. બોથવેલે પોતાનું લશકર વધાર્યું.

બોથવેલે એવી ધારણા રાખી હતી કે નાહનો શાહજાદો સ્ટરલીંગ કેસ્ટલમાં રેહતો હતો તેને પોતાના કબજામાં લેવો. બીજા ઉમરાવો તેની આ ધારણા જાણતા હતા, તેથી

તેઓ તેની એ ધારણા ઉંધી વાળવાની કોશેશ કરતા હતા. માટે હવે મેરીના શાહજાદાને બચાવવાનો જઘડો ઉઠયો. મેરીનાં બોથવેલ સાથનાં લગન પછી પંદર દહાડા ગયા હશે કે એકુ બાજુનાં લશકરની તૈયારીઓ ચાલી. બોથવેલ જેબી તૈયારી કરતો તે રાણીનાં નામથી પણ રાણી કંઇ ઝાઝું જાણતી ન હતી. સામી ટોળીવાળાઓ એવું કેહતા કે તેઓ રાણીના દોસ્ત હતા, અને રાણીને બોથવેલના કબજામાંથી છુટી કરવાને તેઓ લશકરી તૈયારીઓ કરતા.

બોથવેલ સાથનાં લગન પછી થોડે દહાડે રાણીએ એક ઢંઢેરો કાહડયો, કે "બધા લશકરી સરદારોએ પોતાના તાબાનાં માણસો લઇને 'મેલરોઝ'માં એકઠું થવું." કેમકે દેશની હદ ઉપર કંઇ બખેડો ઉઠયો હતો, તે દાબી દેવાને માટે રાણી પોતે પણ લશકર સાથ આવનાર હતી, પણ કોઇએબી આ હોકમ માન્યો નહી, કેમકે તેઓ ચેતી ગયા કે આમ કરીને બોથવેલની મરજી બધાં લશકરને સ્ટરલીંગ કેસ્ટલથી દુર કરવાની હતી, કે પછી બોથવેલ નાહના શાહજાદાને સેહેલાઇથી પોતાના કબજામાં લઇ શકે. બોથવેલની સામી બાજુવાળાઓએ એક બીજો ઢંઢેરો કાહડીને લોકોને જાહેર કીધું કે તેઓએ પોતાના નાહના શાહજાદાના બચાવને માટે તૈયાર રેહવું, અને સરહદપર જવું નહી.

સઘળાંઓને સામી બાજુ તરફ થયલાં જોઇને બોથવેલ પોતાની સલામતી વાસ્તે ગભરાયો માટે હવે તેણે શેહરમાંથી નાસી જવાની ગોઠવણ કીધી. બોથવેલનો એક "બોરથવીક કેસ્ટલ" નામનો કીલ્લો એડીનબરોથી થોડે દુર હતો, ત્યાં જવાને માટે તે રાણીને લઇને મોટાં લશકર સાથે નીકલ્યો. બીજા ઉમરાવો બોથવેલની આ નબળાઇથી વધારે હીમતવાન થયા અને તેઓબી તરતજ તેની પછવાડે નીકલ્યા.

બોથવેલ અને મેરી બોરથવીકના કીલ્લામાં પોતાને સલામત સમજવા લાગ્યાં, પણ તરત તેઓને માલમ પડયું કે તેઓને તો સામી બાજુનાં લશકરે ઘેરી લીધેલાં હતાં તેથી બોથવેલે પોતાના ડનબારના કીલ્લામાં રાણીને લઇને નાસી જવા ધાર્યું પણ દુશમેનોની વચમાંથી સલામત છટકી જવાય એવું નહોતું. અંતે રાણીનું લશકર અને ઉમરાવોનું લશકર બેહુ સામસામાં લડવાને ઉભાં. રાણી પોતે "કારબેરી હીલ" નામની એક ટેકડી ઉપર જોવા ઉભી.

અંતે સુલેહના સંદેશા ચાલ્યા. ઉમરાવોનું કેહવું એવું હતું કે રાણીએ તેઓની છાવણીમાં આવવું. મેરી બીચારી બધી તરફથી એવી મુશકેલીમાં આવી પડેલી હતી, અને ફીકર અને બીહીકથી એટલી ઘાબરી થઇ ગયલી હતી કે, તેણીએ ઉમરાવો સાથની સરત ઘણી ચોક્કસ કરવાને કંઇ કોશેશ કીધી નહી. બોથવેલને માટે તેઓએ એવું કેહવાડયું કે "ડાર્નલીનાં ખુનનો શક તેની ઉપર છે, માટે તેણે હવે રાણી સાથે રેહવું નહી, અને અમારી છાવણીમાંબી આવવું નહી, બધું છોડીને ગમે ત્યાં ચાલી જવું. બીજી કંઇ અડચણ અમે તેને કરીશું નહી." રાણીએ હવે બોથવેલને છેલ્લી સલામ કીધી. બોથવેલ ઘણીજ દલગીરી અને ગુસ્સામાં થોડાંક માણસોની સાથે પોતાના ડનબાર કેસ્ટલ તરફ જવા નીકલ્યો.

મેરીએ ઉમરાવોની છાવણીમાં આવીને કહ્યું કે તેણી લડાઇ નહી લડી તેનું કારણ એજ કે તેણીની રૈયતનું લોહી નાહક રેડવાને તેણી ખુશી નહોતી. બીજી કોઇ બીહીક અથવા ધાસ્તીથી તેણીએ સુલેહ કીધી હતી એમ નહી સમજવું અને તેણીને આશા હતી કે ઉમરાવો તેણીને રાણી તરીકેજ ગણશે અને માન આપશે. ઉમરાવોએ કંઇ ખુલ્લી રીતે જવાબ દીધો નહી, પણ ઉતાવલથી એડીનબરો જવાની તૈયારી કીધી. મેરી એમ જાણતી કે ઉમરાવો તેણીને હોલીરૂડના મેહેલમાં લઇ જશે, પણ તેમ કરવાને બદલે તેઓ તો શેહેરમાં લેઇ આવ્યા. મેરીએ આ સામે ઘણો વાંધો લીધો, અને લોકોને વચ્ચે પડીને તેણીનો છુટકારો કરવા કહ્યું, પણ કોઇ વચ્ચે પડયું નહી. ઉમરાવો તેણીને શેહેરના હાકમને ત્યાં લઇ ગયા, અને કેદ કીધી. પણ એક બે દીવસ પછી, થોડાક લોકો મેરીને છોડવવાને કંઇ કોશેશ કરેછે, એમ માલમ પડયું, તેથી ઉમરાવો ત્યાંથી રાણીને હોલીરૂડના મેહેલમાં લઇ ગયા, અને તરતજ તેણીને, બીજી કોઇ વધારે સલામત જગામાં કેદ કરવાની તૈયારીઓ કરવા માંડી.

બોથવેલ પોતાના ડનબારના કીલ્લામાં ગયો ખરો, પણ થોડા વખત પછી તેને માલમ પડયું કે ત્યાંબી તે સલામત હાલતમાં ન હોતો. તેને પકડવાને તેનાં દુશમેનોએ લશ્કરી માણસો તેની પુઠે મોકલેલાં હતાં. તેથી તે હવે પોતાના કીલ્લામાંથીબી નાહઠો. બોથવેલ દેશનીકાલ થયલો હતો, તેનાપર આટલુ દુખ પડયું હતું, પણ હજી તેની ઘાટકી અને મારામારી ભરેલી ચાલ તેણે છોડી ન હોતી. તે થોડા વખતમાં એક ચાંચીયો થયો. અને જરમન દરીયામાનાં વેપારી વાહણો લુટવાનું શરૂ કીધું. ત્યાર પછી તેને માટે કંઇ ખાતરીભરેલી ખબર મલી નહી. પણ એવી અફવા છે કે ડેનમાર્કના રાજાએ ચાંચીયાઓને પકડવાને લશ્કર મોકલ્યું હતું, તેમાં તે પકડાયો, અને તેને એક અંધારા કેદખાનામાં નાખ્યો. તેણે જોયું કે હવે કંઇ છુટવાની આશા ન હોતી, તેથી નીરાશી અને દુઃખને લીધે તે ઘેલો થયો, અને કેદખાનામાંજ મરી ગીયો.

મેરીને શેહરના હાકમને ત્યાં કેદ કરેલી હતી, ત્યાંથી હોલીરૂડના મેહલમાં લાવ્યા, અને તેજ દીવસે રાતના તેઓ મેરીના ઓરડામાં આવ્યા, અને તેણીને મુસાફરીનો એક પોશાક આપ્યો કે તે પેહેરીને તેઓની સાથે તેણીએ આવવું, પણ કયાં આવવું તે કંઇ જણાવ્યું નહી. રીઝીઓનાં ખુનમાં જેઓ સામેલ હતા, તેઓમાનાં રૂથવન અને લીંડસે નામના બે જણા તેણીની સાથે ગયા, તેઓએ આખી રાત મુસાફરી કીધી, અને સવારનાં લોકલેવન કેસ્ટલમાં આવી પોંહચ્યા. આ કીલ્લો લેડી ડુગલાસનાં તાબામાં હતો. તેણી મેરીની કટ્ટી દુશમન હતી, અને વળી તે કીલ્લો સરોવરની વચમાં હતો, અને ત્યાં કેદ પડેલાંઓથી સેહેલાઇથી નાસી જવાય એવું નહોતું; તેથી ઉમરાવોએ આ જગા મેરીનાં કેદખાના વાસ્તે પસંદ કીધી.

મેરીની સામેવાળાઓએ સ્ટરલીંગ કેસ્ટલમાં પોતાનું વડું મથક કીધું, કેમકે નાહનો શાહજાદો ત્યાં રેહતો હતો. તેઓએ મેરીના સાવકા ભાઇ અર્લ આફ મરે કે

જે ફ્રાન્સમાં રેહતો હતો, તેને સ્કાટલંડ જલદીથી આવવા લખ્યું, કેમકે તેઓ હવે મેરીને હમેશને વાસ્તે ગાદીપરથી ઉઠાડી મુકવા માંગતા હતા, અને નાહના શાહજાદાને બેસાડવા માંગતા અને મરેને રીજંટ નેમવા માંગતા હતા. તેઓએ ત્રણ લખત તૈયાર કીધાં. એક લખત સ્કાટલંડની ગાદી રાજીખુશીથી છોડી દઇને નાહના શાહજાદાને આપવી તેને લગતું, બીજું મરેને રીજંટ નેમવાનું, અને ત્રીજું મરે આવી પોંહચે તેટલાં બીજા કમીશનરો રાજ ચલાવાને નેમવાને લગતું હતું. તેઓ જાણતા કે મેરી પોતાની રાજીખુશીથી કંઇ પોતાની ગાદી છોડી દેશે નહી. મારે પેહલાં સમજુતીથી અને નહી તો પછી જબરીથી આ લખતોપર સહી કરાવાની તેઓએ ગોઠવણ રાખી.

(સાધન છે.)

D. B. N.
(અમદાવાદ.)

# પરોપકારી પીરોજા.

## એક નવી સંસારી વાર્તા.

(સ્રી બોધને મારે ખાસ.)

લખનાર—"એક જરતોસ્તી બાનુ."

(સાધન સફે ૬૬ થી પુરૂં.)

બિચારા બુજર્ગ ફરદુનજી એકાએક શાથી ગુજરયા?

તેવણ ફક્ત એક ખુરશીની થોકડથી જોરમાં પડી ગયા, જેના જોસભરયા અવાજથી શીઆવક્ષ ફાલ ખાઇને ઉઠયો, ને એક બુમ પાડી બીછાણાપરથી ગોયા હવામાં ઉડીને ગયો હોય તેમ એક ઝપાટામાં પોતાના વહાલા મમાવાની નજદીક દોડી ગયો. તેણે તેવણનું માથું માયાથી પોતાના ખોલામાં ઉંચકી લીધું, તેવણને બોલાવવા ને ઉઠાડવા ઘણુંબી ચાહયું, પણ નહી બધું ફોકટ. ફક્ત એક બેજ દચકલાં તેણે સમજયાં ને તેજ ઘડીએ ફરદુનજી શેઠે પોતાનો પ્રાણ તે પાક પરવરદેગારને હવાલે કીધો. શીઆવક્ષ પોતે કોઇબી વખત નહી જોયલા તેવા આ મરતી વખતના દેખાવથી ગભરાયલો, ફગલાયલે ચેહરે ને આંજુથી ભરાયલી આંખોએ પોતાના મેહરબાન મમાવાને છેલો પયાર કરતો. એ રીતે બુજરગ ફરદુનજી શેઠ શાંતીથી પોતાના વહાલા શીઆવક્ષના ખોલામાં મરણ પામયા.

તેઓનાં અચબુચ મોતની ખબરે સાંભળનારાંઓને તેટલીજ અજાયબીમાં નાખયાં. તેમાં જે કુટુંબીઓ ને દોસ્તો ગઇ કાલની જીઆફતમાં આવી ગયલાં તેઓને તો એ ખબર ખરી માનવાનેબી આંચકો લાગો. તે ખરી જણાઇ ત્યારે સરવે કેહતાં જે બચારા કેવા નેક ફરેશતાઇ ખશલતના તે મોતબી તેવુંજ પામયા.

હવે તેવણની કુલ મીલકત ને દોલતનો વારસ તેવણની ખાસખુશીથી કીધેલાં વીલ મુજબ શ્યાવક્ષ થયો. પાહલીને તેવણે પોતાનું દુકાન તથા નવું બંધાવેલું મકાન જેમાં તેઓ વસતાં હતાં તે તથા ત્રણ લાખની દોલત આપી, તથા પીરોજાને પોતાનાં મરનાર ધણીઆણીનું કીમતી ઝવેરાત આપયું. બેહશતીના ઉઠમણા આગમજ પીરોજાએ, પાહલી તથા શીઆવક્ષને, તેવણની યાદગારી ખરા ઉપયોગી પરમારથમાં જાલવી રાખવાની ભલામણ કીધી. શીયાવક્ષ તેમ કરવા રાજી હતો પણ પાહલીને એવી વાત ગમી નહી. તેણે ચીડાઇને ના પાડી પણ પીરોજાની પ્રીત ભરી ફુસલવણીથી પાહલીનું દીલ પીગળ્યું. તેણે પચીશ હજાર શ્યાવક્ષના અને પચીશ હજાર પીલાના મલી પચાશ હજાર બેહશતીને નામે ધરમખાતે આપવા સુચવ્યું પીરોજાએ તકરાર લીધી. આજકાલ આપણામાં ત્રણ ચીજની ઘણી મોટી અગતછે. એક તો સ્વચ્છ હવા અને પાણીનાં સુખ સગવડ ભરેલી સસતાં ભાડાંની ચેહલી, બીજું સુવાવડખાનું, અને ત્રીજી સારા પાયાપર સ્થાપેલી પણ સસતી બોરડીંગ સ્કુલ કે જેથી—

"ઓહો! મારા બાપ! આવો!" હજુતો પીરોજા પોતાનું વાકય પુરૂં કરે તે આગમજ વચે પાહલી હસીને બોલ્યો. "અરે બધા હવામાંજ કીલ્લા બાંધેચ કે? તારી પાસ ફાજલ હોય તો આપી દેની. હું કાંહ ના કેઉચ?"

"નહી, જો, પાહલનશાહ તમે મને એમ હસી ના નાખો."

"અરે કંઇ અકલ છે?" પાહલી મોટેથી તકાજે કરી બોલ્યો." ભલા ભલા મોટા શેઠયાઓ છે, તેઓનું એ કામ, એ કંઇ આપણા જેવાઓનું કામ છે?"

પીરોજા—તમે સમજો તો ખરા. હું કયાં કેઉંચ કે એ બધું આપણેજ કરીએ. હું તો જે આપણેથી બની શકે ને તેની સાથેજ બેહશતી કાકાજીનું નામ અમર કરે, તેવું કરવા માગુંચ.

પાહલી—તેં ઉપર કહ્યું એમાનું એકબી આપણેથી બને નહી, લખો રૂપયા જોઇએ એવાં ખાતાંઓમાં તેની ખબર્ છે!

"ઓ પાહલનશાહ!" પીરોજા કાલાવાલા કરતી બોલી. "કેવાં આપણાં ગરીબ હમજાતીઓ ગંધ મારતી નજીસ ગલીઓ ને તેની અંદરના અંધારાંગાર જેવાં ઉજાસ વગરના, ને સ્વચ્છ હવા પાણી વિનાના બલકે જેહરી હવાથી ભરેલાં ઘરો, કે જે દોજખ જેવાં દુખ દરદથી ભરેલાં, તેમાં વસેછ! જયાં માકરો મોટા કીડા માફક કચકચેછ ને મચ્છરો ગોયા જીવતાં માણસની ખાલ ઉખાડેછ. શુકર કરો તે દાવરે દાદગરના કે તમુને તેવો કડવો અનુભવ નથી મળ્યો. પણ મેં ટુંક વખતમાં એવાં ઘણાંક ગીચ, સંકડાસના, હવાના આવજાવના બંદોબસ્ત વીનાનાં, મરઘાંનાં પીંજરા સરખા નીચા ઓસારાના કંગાલ મકાનોમાં આપણા લોકોને ગરજ ને ફરજના મારયા વસતાં જોયાંચ, કે જે મકાનો તેઓની તનદરૂસ્તીની ખરાબીનાં મુળ છે. વાસ્તે એ એક મોટી ખુત છે, કે જે પુરી પાડવાની મારી ખુશી છે."

બીજી ઘણીએક દલીલો ને તકરારમાં સાંજ પડી, અને તેનું શેવટ પીરોજાની તરફેણમાં આવ્યું. શેવટે તેઓ સરવે સમજુતીથી એવા ઠરાવપર આયાં કે હાલ તો બે લાખ જેમાં એક લાખ શ્યાવક્ષનો ને એક લાખ પાહલીનો, ચેહલી બંધાવવા મારે, ગરીબ જરથોસ્તીઓના રેહયાન બંધાવનારી કમીટીપર મોકળવા અને તે તૈયાર

થયા પછી ફરદુનજી ફરામજીની એહલીને નામે બેહસ્તીનું નામ કાયમ રાખ્યું.

આ પછી એક વરશ વીતી ગયું. પાહલી બેહસ્તીનું દશમું વીતાં પાછો આગરે પેલાં ગરીબ મીઠીબાઇના છોકરા ખશરૂને સાથે લઇને ગયો અને તેને પોતાનીજ દુકાનમાં રાખી એટલો તો સુધારી નાખયો કે હમણા જ્યારે બેહસ્તીની વરશીના ટાંકનાશર તે પાછો મુંબઇ આવ્યો ત્યારે પોતાની મોટી દુકાન તેના તથા બીજા એક માણસના હસતકમાં સોંફીને આયો. આ વખતે પેલી બે લાખની નાદર રકમમાંથી કોટ, કરેલવાડી, પરેલ અને વાંદરા ખાતે મલી ચાર એહલીઓ જુદે જુદે ઠેકાણે કમીટી હસ્તકથી બંધાઇ તૈયાર થઇ હતી, અને પાહલીના આવ્યા પછી તેનું જાહેર રીતે શુભ વાશમુહરત કરી ગરીબોને સસતે ભાડે આપવા ખુલ્લી મુકી હતી. વળી બીજું એક નેક કામ પીરોજાની શુભ સલાહથી રુશાવક્ષ ને પાહલીએ કીધું તે એક બોરડીંગ સ્કુલનું હતું કે જે નેક કામ માટે એક કમીટી ઠરાવી તેને સરવે વહીવટ સોંપયો હતો. એ ખાતાંનું નામ "ફરદુનજી ફરામજી બોરડીંગ સ્કુલ" એવું સરવે ખાસ વ આમની ખુશીથી રાખ્યું. એ મીશાલ પીરોજાએ પોતાના પતી તથા દીકરા પાસે હર વરશ બેહસતીના રોજગારને દીને તેવણુને નામે કંઇ ને કંઇ ખરો ઉપયોગી ધરમ કરવો જારી રાખ્યો. તેમાં બીજે વરશે પારસી સુવાવડખાના માટે એક મોટો જમીનનો ફકડો મુફત આપયો. વળી આબરૂદાર ગરીબ જરથોસતીઓ જેઓ કઇ વેપાર ધંધો કરવા ચાહતા હોય પણ નાણાંની જોગવાઇ વગર હારી ખાતા હોય, તેઓને પુરતા બંદોબસતથી તેણીએ વગર વયાજે નાણું ધીરવાનું કામ આરંભ્યું હતું, અને આલબતે તે શખસો પોતાનાં કામ ધંધામાં હાર પડયા પછી મુદલ નાણું પાછું મોકલી તેણીનો ઉપકાર માનતા હતા. વળી રુશાવક્ષે એક ઉંચા સાબુઓ બનાવવાનું મોટું કારખાનું ઉઘાડયું હતું કે જેમાંથી હજારો ગરીબોની રોજી જાગી હતી.

વાડેથી એવી રીતે સંતાયો કે તેને કોઇ જોઇ શકે નહી. એમ સંતાઇને તે કોઇને ધારીને જોતો હતો. તે કોણને જોતો હતો! તેની નજર સામેનાં ઘરની અગાશીપર પડી કે જ્યાં પેલો એશકી ચીબાવલો જવાન પારસી ઉભો રહી ગુલને જોતો હતો. તેણે એક બે વખત જીની સીપટી પણ વજાડી તોયે બેગુનાહ ગુલનું ધ્યાન તેપર ખેંચાયું નહી. તેણીનું ધ્યાન રોટલી થાપતાં, ને ચેરવતાં પોતાનાજ વીચારોમાં મશગુલ હતું. એમ ઘણીવાર સુધી ઉભો થઇ રહ્યા પછી, તે આસપાસ વાંકો તીકો થઇ જોવા લાગો, ને પછી ઝડપમાં પોતાનાં ગજવામાંથી એક ચીઠી કાટી એવીતો આબાદ ફેંકી કે તે બરાબર ગુલના રોટલીના ખુમચાની નજદીક પડી.

"એ શું?" ગુલ જાણે વીજલીનો આંચકો લાગો હોય તેમ ચમકીને બોલી, અને તુરતજ ઝડપથી દોડી આવી. કાલીએ તે ઉંચકી લેતાં પેલા સામે જોયું. જેવો તેણે કાલીને જોયો કે જેમ બીલાડીને જોઇ ઉંદર સંતાઇ જાય, તેમ તે નાપાક પોતાનાં ઘરમાં જતો રહયો.

"આહા." કાલી ચીઠી ઉખેડતાં બોલ્યો "હવે ચોર પકડાયો તે ખરો. જને નહી ખબર કે એટલો નજદીક નાકના દાંડા આગલજ છે. હું તો અમસથોજ લાંબા ટુકા વીચાર દોડાવી હેરાન થયો."

ગુલ જે આ બનાવથી લગાર ગભરાઇ ગઇ હતી, તે પાછી હીમત એકઠી કરી ધીરજથી બોલી "કાવસજી, એમાં શું લખેલુંછે વારૂં! અરે! એ મરેરે મારી પુઠેનો લાગતો! મને નહી ખબર કે એ મુઓ કારસ્તાનનો કુતરો કેથો એવી રીતનાં કરમ કરેછ. ને લોકોનાં ઘેર બાંજેછ."

કાલી આ વખતે ચીઠી વાંચી રહયો, ને ગોયા તેની આંખ આગલથી અંધારાનો પરડો ખસી જઇ ઉજાસ પડયો હોય તેમ તેની એક તડાકામાં ખાતરી થઇ કે તેની ગુલ બીલકુલ બેગુનાહ છે. એમ તેણે જે નજરે જોયું તેપરથી તેમજ પેલી ચીઠીપરથી પુરવાર થયું હતું.

તેમાં હવે તે લખનાર બલાપો કરતો કે "તમે ઘણાંજ સખત દીલના છેઓ. મેં તમને આયસથી આરપી દજન

ગુલ—પણ તમે મને જરા તો ઈસારો કરતે કે તમુને એઓવો સખબ મલ્યોછ, જરા મને પેલી ચીઠી વંચાવતે, યા કંઈ મારી તરફનો ખુલાસો સમજતે ને પછી તમારૂં મત બાંધતે. બસ તમે તો એકેદમ મને ગુનેહગારંજ ઠરાવી બેઠા વારૂં. હવે તેણી જરા નરમ પડી બોલી, "મેહરબાની કરી પેલી ચીઠી તો લાવો તેમાં શું છે? એ મુવો લખેછ કે અરધી ડજન ચીઠીઓ લખી ત્યારે તે રખે કોઇના હાથમાં ગઇ હોય."

"અરે. હવે તું તારો જીવ ના દુખવ વહાલી," કાલી મયાથી બોલ્યો "વખતે કંઇ કચરામાં વરાઇ ગઇ હશે. બાકી કોઇના હાથમાં ગઇ હોય તો આટલા દીવસ થયા તે માલમ પડયા વગર રેહે?"

"વારૂં ત્યારે ગુલ અંદેસાથી બોલી પેલી અગાઉની તમારી પાસે ચીઠી છે તે મને આપો."

"કાંય વારૂં!" કાલી હસીને બોલ્યો. તે ચીઠી માટે એટલી અધીરી કાંય?

"તો તમુને શું છે?" ગુલ જુસ્સાથી બોલી. "મારો મેરો થાયની? કોઇ દહાડો કંઇખી વેહમ પડયો તો, તમે લાગલા મને પુરાવા સહીત બદનામ કરવા નીકલો."

"નહી નહી ગુલ," કાલી મયાથી બોલયો, "હું એવો મુરખ નથી. લે ચાલ હવે જીવ ના બાર. તેબી તુને લાવી આપુંછ."

એમ બોલતાં કાલીએ તે ચીઠી પોતાની કબટમાંથી લાવી આપી અને ગુલે તે બંધે ચીઠીઓ કાલીના દેખતાંજ ચુલામાં બાળી નાખી.

"હવે તું જોતા ખરી કે એ મુજીને હું કેવો સવાદ ચખાડુંછ." તે કાલી પેલી બળતી ચીઠીઓ તરફ જોતાં દાંત પીસી બોલ્યો. "એના હાડકાં પાસરાંજ ખોખરાં કરી નાખશ."

એટલામાં કાલીના બાપ બાહારથી આવયા ને તેવણનો સાદ સમજીને તે ઓરડામાં ગયો. તેણે પોતાના બાપને આ સઘળી બીનાથી વાકેફ કીધા. તેવણે તે મુરખ જવાનના માબાપને એવી તો ખાતરીપુરવક રીતે સરવે હકીકતથી વાકેફ કીધાં, જે તેઓને ઘણુંજ ખરાબ લાગું. તેઓ ઘણાજ આબરૂદાર ને મોભાવાળાં હોવાથી પોતાના દીકરાની આવી નામોશી ભરી ચાલથી ઘણાંજ દુખી ને દલગીર થયાં. તેઓએ તે બેઅદબ છોકરાને સીફતથી સમજાવી રાહપર લાવી ગુલ તથા કાલી ઉપર માફીપત્ર લખાવયો. તેમજ તે જવાનની ધણીઆણી જે એક લાયકીવાલી ને કુલવંત અબલા હતી તેણે પોતે ગુલને મલી તેનો આભાર માનતાં કહ્યું જે "તમારી જગાએ જો કોઇ બીજી નાદાન, હુલડ, કે ચીબાવલી હતે તો મારૂંબી ઘેર ભાગીને લુકો થતે. પણ આ પ્રમાણે તમે પાક દામા નથી ને ધીરજ ને અક્કલ સાથે કામ લીધાથી આપણ બેહુનું સુખ સચવાયું." ગુલે કહ્યું કે એ માટે હું મારાં વહાલાં બેનની આભારી છું." ત્યાર પછી આ બે ખાલેશ દીલની બાનુઓ વચે મજબુત દોસ્તી બંધાઇ.

ગુલે એક દીવસ પોતાની બેહનને મલી તેનો ઉપકાર માનતાં ને તેને પેલો લુછો કેવી રીતે પકડાયો તે બધી બીનાથી વાકેફ કરતા કહયું જે "વહાલાં પીરોજા, જો તમારી સારી સલાહ મને નહી મલતે તો હું નહી જાણતી જે મારા કેવા હાલ થતે."

હવે પીરોજાનું નામ બધે પ્રીય ને આશકારા થયુંછે. ને હવે સરવે કોઇ તેણીને પીછાણેછે ને વખાણેછે. તેણીનો ધરમી દીલગુરડો ચાલુજ છે, તોપણ આલસાઇને ઉતેજન મળે તેવો ધરમ તે કરતી નથી.

આ વારતા જો કે ફકત મારી કલ્પનાં છે, તોએ પ્રીય વાંચનારાઓ મારી સાથ સામેલ થશે, તે દાદગર દાદારથી દુવા માહવા કે આપણી જરથોસ્તી કોમમાં પીરોજા જેવાં થોડા બાનુઓ અને ગ્રહસ્થો નીકળી આવે કે જેથી કોમના લાભ સચવાય. આમીન.

લા૦ એક જરથોસ્તી બાનુ.

સમાપ્ત.

## દોરંગી દુનિયાંનાં દર્શનો.

### દર્શન ૧૦ મું.

### "ઘેરનો ધણી હું ને બાહાર નિકલ તું."

પ્રિય વાંચનારાંઓ, પાસેનું એક ચિત્ર–દર્શન જુવો. તેમાં લોકોનું એક મોટું ટોળું આવતું નજરે પડેછે. તેઓ પોતાના ગાંસડા પોટલાં બાંધીને ચાલ્યાંછે. તેઓએ પોતાના સરસામાણના ગાંસડા બાંધ્યાછે એટલુંજ નહી પણ પોતાનાં બચ્ચાં વગેરેને પોતાની પીઠ ઉપર બાંધી લીધાંછે—જરા વધારે ઉમરનાં બચ્ચાં હાથ ઝાલીને ચાલેછે. તેમાં પુરૂષો અને સ્રીઓ, જુવાન ને ઘરડાં સર્વ નિકલી ચાલ્યાં છે. માબાપ અને બચ્ચાં, ભાઇ અને બેહન, સગાં અને વ્હાલાં, પારપડોશી સર્વ ભેગો એક જીવતો રેલો એકજ તરફ ચાલ્યોછે. તેઓ એક કસબાના રેહવાશીઓ છે. પોતાના કસબાની ગલી ગુંચીઓમાંથી તેઓ દિવાલની બાહાર રસ્તે પડયાછે. તેઓ પોતાનું ગામ છોડી જાયછે—પોતાનું વહાલું વતન, પોતાની સ્વદેશી ભૂમિ, પોતાનાં ઘરબાર અને માલ મીલકત સર્વ પછાત રાખીને તેઓ જેટલું લેવાય એટલું લઇને જેમ જવાય તેમ જવા પડયા છે. તેઓ ઉતાવલાં ચાલેછે—લગભગ દોડતાં લાગેછે. તેઓ દિલગીર અને દુખી દેખાયછે. જુવો પેલું માતાને અરડે બાજી રહેલું બાળક! કેવો તેનો ચેહરો પોતાનું બાપીકું ઘેરબાર તજી જતાં ગમખાર દીસેછે! સર્વ જણ બીધેલાં લાગેછે. તેઓની આસપાસ લશકરી પાહરો છે—કદાચ તેઓ તેમના રખેવાલ હોય—કદાચ તેઓ તેમના શત્રુ હોય અને તેઓએ ગામ ખાલી કરવાની આ લોકોને ફરજ પાડી હોય અને તેથી તેમને ગામ બાહાર મુકવા જતા હોય.

દુનિયાંના એ કેવા ઢંગ! લોકોથી કેટલી મુશકેલીએ એક ગામ વસેછે. તેમાં જમીન લેતાં, ઘેરબાર બાંધતાં, માણસોને વસાવતાં, અને તેમને સુખથી વસતાં કેટલાં

વર્ષો લાગેછે ! માણસોને સુખથી વસાવવા માટે, કેટલો ધર્મ થાયછે, કેટલો પૈસો ખરચાયછે, કેટલી મેહનત કરવી પડેછે. પણ તે સઘળું બિચારાં આ લોકોને માટે નકામું છે—તે સઘળું છોડીને તેમને ચાલ્યા જવું પડેછે. ઘેરના ધણી ધોરીને ઘેરની બાહાર કાહાડયાંછે. "ઘેરનો ધણી હું ને બાહાર નિકલ તું" તેમ કોણ રેહનારને ત્યાં કોણ આવી પડેછે ? ઘેરનાં રેહનારને બાહાર કાહાડી પાર કાં તેમાં આવી પહેછે. દુશમનો ચહડી આવ્યાછે માટે આ લોકોએ શેહર ઘેર છોડી જવું જોઇયે. ટોપ, દારૂગોળો અને આગ આંપેથી પાસે આવેછે. જ્યાં સદીઓ સુધી તેઓ સલામત વસેલાં ત્યાં એક દાહડામાં તેમને ડેરો ઉઠાવવો પડેછે. થોડા વખતમાં આ ગામની દિવાલો દારૂગોળાના ગડગડાટથી ધ્રુજશે. થોડા વખતમાં આ શેહરની સદીઓથી સચવાઈ રહેલી શાંતિ ઉખડી જશે. જ્યાં ખુશ બખ્તીનાં ઘંટો સંભળાતાં હતાં ત્યાં ટોપના ધડાકા સંભળાશે. જ્યાં સાદી રામશતીના રાગ ગવાતા હતા ત્યાં ખૂનરેજીનો પોકાર ઉઠશે. જ્યાં માણસો એકેકનો જીવ બચાવવાનો ધર્મ બજાવતા હતા ત્યાં હવે એકેકનો જીવ લેવાનો અધર્મ ચાલશે. એ સઘળું શા માટે ? એક પાદશાહના લોભને માટે, એક વજીરની ભૂલને માટે, એક ફીતુરીની ઉસકેરણીને માટે અથવા એક પ્રજાનાં ઝનુનને માટે. અકલવાન માણસ હેવાન બની જવાનો, ડાહ્યાઓ ઘેલા બની જવાનો, દયાલુને ઘાતકી થવાનો, ફરેસ્તાઇ ખસલતો બદલાઇને સેતાનિયતી ખસલત લેવાનો આ વખત છે. એવો જે દુષ્ટ કાળ તે લડાઇનો કાળ છે. આ પાસેનું ચિત્ર કલ્પિત નથી, પણ એક લડાઇના હિગામમાં જે ખરે ખરૂં બનેલું તેનું એ દર્શન છે.

## પરચુટણ બાબતો.

આગબોટો ઉપર વીજલીની રોશનીથી એક અજાયબ જેવી અસર એ માલમ પડીછે કે હોકાયંત્રમાંની લોહચુંબકની સોય ૩ થી ૭ ડીગ્રી સુધી આડી જાયછે. હોકાયંત્રથી એક વાહણ સલામત ચલાવી શકાયછે માટે તેમાંનો ઉત્તર દિશા દર્શાવનારો સલિયામાં જરા પણ ફેર પડવો જોઇયે નહી. તેને બદલે ૩ થી ૭ ડીગ્રીનો આ તફાવત ધાસ્તી ભરેલોછે. જે વીજલીના તાર દીવાનાં ફાણુસ સાથ જોડેલો હોયછે તે તારેમાંથી જતા વીજલીના પ્રવાહની આ અસર ગણાયછે અને લોહડાંતી આગબોટનું ખોખું તેમાં મદદ આપેછે. વીજલીની લોહચુંબક ઉપર આ અસર કેમ તોડવી તેનો ઉપાય કરવા ઉપર વિદ્વાનો હાલ રોકાયાછે.

---

વિદ્વાનોમાં એક નવાઈ જેવો સવાલ ઉભો થયોછે. પૃથ્વિ પોતાની ધરી ઉપર ફરેછે તેની સાથે પૃથ્વિની લોહચુંબકતા કે જે ઉત્તર દિશા ભણી ખેંચાયલી રેહછે તે શક્તિ પણ ફરેછે કે સ્થીર રેહછે ! એ સવાલ છે. એક વચમાંથી જડેલું લોહચુંબક જેમ જેમ ગોળ ફરેછે તેમ તેમ તેની લોહચુંબકતાની શક્તિ પણ ફરેછે કે નહી તે હજી શોધી કાહાડવાનું છે. નામાંકિત ફારાડે ધારતો હતો કે જેમ લોહચુંબક ફરેછે તેમ તેની શક્તિ ફરતી રેહછે, પણ આજનો વિદ્વાન ટાલવર પ્રેસ્ટન કેહછે કે જો શક્તિ ફરતી હોત તો લોહચુંબકના બે છેડાઓ ઉપર જે વીજલીની અસર જણાયછે તે દેખાત નહી. ડાકટર હર્ટજ જેણે "વીજલીના મોજા" ની મહાભારત શોધ કીધીછે તે લોહચુંબક વિષે આ શોધ ચલાવવા માગેછે પણ એ અખતરો કરી જોવાને જેટલું મોટું લોહચુંબક જોઇયે તેટલું તેની પાસે નથી, માટે તેણે બીજાઓની મદદ માગીછે.

## રાજાબાઇ ટાવર ઉપરની ખૂનરેજી.

[ દોહરો. ]

કોપ વરશિયો ક્રોધભર, "હો હા" મોટી થાંઈ;
બચુબાઇ બળહીણ થઇ, વળતી પિરોજબાઇ.

આશાવરી—ખ્યાલ.

(રાહ)—"કેવી બનીરે જહાકારી."

થયો થયો રે ગજબ ભારી,
જમે કીધી જુલમગારી.—ટેક.

યાદ અચળ તેં 'ટાવર' રાખી, મુઇ પડી બે બાઇ;
સુણિ અંતર જાય કપાઇ—દશા શી થાઈ—મહાકારી ! – ૧
ચિપળ પુટીનાં રક્ષણ કાજે, ઝેહમતથી દઇ જાન;
રાખ્યું નિજ સત અભિમાન—ધન્ય ખાન્દાન—ધન્ય નારી ! ૨
માતા તમની પડિ માહતમમાં, બાપે બુદ્ધિ ખોઈ;
કકલાટ અરે આ જોઈ—રડે સૌ કોઇ—હાય મારી. ૩
ગુલાબ જેવાં ગુલ બે ખિલતાં, તુર્ત ગયાં કરમાઇ;
મુકિ માત-પિતા ને ભાઇ-પતીની છાંઇ—તજી ન્યારી. ૪
કજળી કોમળ કાયા-કાન્તિ, ઉંમ્મર વિસ ને સોલ;
વાગ્યું જમ કેરૂં ઢોલ-વદયાં નહિ બોલ—ગયાં હારી. ૫
માસીને ઘર મળવા ફેરી, અંતરમાં ઉમેદ;
પણ ભાયગ કેરો ભેદ—ચાલ્યો બઇ છેદ—ઘાતકારી. ૬
મુરાદ મનની મનમાં રહિ ગઈ, શરણ મોતને થાઈ;
રે દુઃખ આવે ઉભરાઇ—શકું શું ગાઈ—રદન જારી. ૭
દીવેચા ને નાદરશાહે, અંતે કરી તપાસ;
જ્મત આપ્યું થાઈ નિરાશ—જુલમ કંઇ ખાસ—થયો ધારી. ૮
પાપ ઓલ ઓ બાપ ! હવે તું, નિચ, પાપી, ચંડાલ;
ઇન્સાફે કાઢી ખાલ—મરે તત્કાલ—કરી, પ્યારી. ૯
સંકટમાં આ રહાય થજે તો; કુટુંબને દઇ ધીર;
તુજ મારી ગોળી તીર—ખરી તકસીર—ખુલી મારી. ૧૦
ઝર્મ આપજે સ્વર્ગ મહીં તે સુંદરીઓને સેજ;
"દિલજાન" તપો તમ પેજ—દુવા ખસ એજ—મ્હેર તારી. ૧૧

( બેત. )

ખુબસુરતી છે ઓરતનો જાહેર ગુણગાર,
પણ નેકી તો નારીનું ખરૂ છે યાર.

દા૦ એ૦ તારાપોરવાળા.

---

મુંબઇ, દફતર આશકારા પ્રેસમાં એદલજી માણેકજી વાચ્છાએ છાપ્યુંછે. ફોર્ટ કોટ:—કાવસજી પટેલ સ્ટ્રીટ, નાં૦ ૮૭.

# સ્ત્રીબોધ.

પુસ્તક ૩૫ મું. મે ૧૮૯૧. આંક ૫ મો.

## ભીખો ભરંભરિયો.

અથવા

### કાળો હાઉસ—બાહારથીજ કાળો, માહેથી મીઠો માવો.

---

### એક વાર્તા.

---

#### પ્રકરણ ૬૧ મું.

#### "પૈસાસંઘરૂ", "મોટાબાવા."

પોલીસને માટે તે ઘણો અગત્યનો બુધવાર હતો કે જે દાહડે "મેસ્યર્સ જાંહગીરશાહ ફરામરોજ સન્સ એંડ કુo" ની આફીસમાં ડીટેકટિવોના શાહ રાઘુ રામોસીને તરેહવાર માણસોથી તરેહવાર વાતો સાંભળવી પડી હતી—તે બુધવારનો દાહડો કે જયારે બુજર્ગ શેઠ જાંહગીરશાહ પોતાને ત્યાંની ચોરી નહી પકડાવા માટે નાસિપાસ થયા હતાં; કે જયારે તેવણે રાઘુને તેડાવીને એ ચોરી સંબંધી ઢીલને માટે ઓખરો કીધો હતો; પણ બીજા હાથ ઉપર જયારે ફરામરોજ શેઠે તે ચોરીનો પત્તો છુપાવવા રાઘુને છુપો આગ્રહ કીધો હતો.

વળી એ તેજ બુધવાર હતો કે જયારે ભીખા ભરભરિયાને "શાહજાદા સોલી" તરફથી તેના મુંબઇ આવવાના સમાચાર મળ્યા હતા; કે જયારે એ ખુશ ખબર તેની બેહન "શાહજાદી પીરોજા" ને કેહવા આપણો ભીખો શેઠના માળા ઉપર દોડી ગયો હતો; કે જયારે ત્યાં તેણે બિચારી પીરોજાને છુપી રડતી દીઠી હતી અને તેનું કારણ તેની ડુમાખી અને તરકડી બાઇ નાજાંની સતાવણીઓનું ભીખા ભરભરિયાને જણાયાથી તે ઘણો દુખી થઇ પડયો હતો.

વળી એ તેજ બુધવાર હતો કે જયારે ફરામરોજ શેઠના કલાર્કોવાળા ઓરડામાં ડાક્ટર બરજોર રાઘુ રામોસીને ઘણે વર્ષે અચણુચ મળી ગયો હતો; કે જયારે તેના બેહસ્તી ભાઇ બેજન બારિસ્ટરનું ખુન પકડી નહી આપવા માટે તેણે પોલીસને ઠપકો આપ્યો હતો; કે જયારે વળી તેજ ઓરડામાં રાઘુ રામોશીએ મીo મનચેરજી મીણવાળા સાથ વાતો કીધી હતી અને વધારે વાત કરવા સારૂં તેવણને ઘેર, જમાદારની ઝીણીના હાટલ મધે, એકાંત ખાનગી મળામાં મળવાની ગોઠવણ કીધી હતી.

તે અગત્યનો બુધવાર હજી પુરો થયો નથી; અને તે પુરો થયા અગાઉ તેજ દાહડે રાઘુ રામોશી પોતાની ધારણા પ્રમાણે મીo મનચેરજી મીણવાળાને ખાનગી રીતે મળવાને ચુકયો નથી.

શેઠ જાંહગીરશાહ જંગબારવાળાની પેહડીનો આ વડો કારભારી અતિ આબરૂદાર માણસ નથી એમ તો તેવણના કટ્ટામાં કટ્ટા શત્રુ પણ કહી શકશે નહી—અને તેવણના શત્રુ તો કોઇ જણાયલા હતાજ નહી. તેવણ આબરૂદાર અને વળી મેહનતુ માણસ હતા. ઘેર ભલું અને આફીસ ભલી તેમાંના તેવણ હતા. આફીસ ઉંઘડે ત્યારથી બંધ થાય ત્યાંસુધી તેવણ નીચી મુડીએ કામ કરતા હતા, એટલુંજ નહી પણ ઘેર જવા પછીબી રાત્રે સુવા જાય ત્યાંસુધી તેવણ કામજ કરતા હતા. આફીસથી ઘેર તેવણ લખવાનું કામ લઇ જતા, અને તેના તેવણને જુદા પૈસા મળતા હતા—તો જોકે એ વાત તેવણે અને તેવણના શેઠ ફરામરોજે છાણી રાખેલી હતી. વડા કારભારી રાત્રે લખવાનું ભાડુતી કામ કરેછે એમ તેવણના હાથ નીચેના કલાર્કો જાણે તો તેવણની મોભાદાર શોભા રેહે નહી. તેના કરતાં તેવણ આફીસનાં કામમાં એવી મેહનતુ ખંત રાખેછે કે રાત્રે પણ ઘેર કામ લઇ જાયછે એ વિચાર તેવણને માટે વધારે માન ભરેલો હતો, અને તેજ વિચાર તેવણે ચાલવા દીધો હતો.

આ ઉપરથી ત્યારે તમે કેહશો કે તેવણે સારી પુંજી એકઠી કીધી હશે. આજ ચાર વર્ષ થયાં તો તેવણ જાંહગીરશાહ જંગબારવાળાની પેહડીએ નોકરી છે. ફરામરોજના હેડ કલાર્ક દાખલ તેવણનો રૂ૨૫૦ નો દરમાયો છે અને વળી ઘેર કામ કરીને તેવણ મહીને દાહડે રૂ૨૫ થી ૫૦ બીજા કમાયછે. બીજા હાથ ઉપર તેવણનો ખર્ચ છેક જેવો નથી. તેવણ પારસી હાટલમાં રેહછે—તેવણનો ખાવા પીવાનો શોખ ઝાઝો નથી—બાહાર બરવાસ જવા આવવાનો ખર્ચ તો કાંઇજ નથી. માટે સાધારણ નજરે જોતાં તેવણ પાસે અત્યાર સુધીમાં પાંચ પૈસા એકઠા થવા જોઇયે—સિવાએ કે તેવણનો કાંઇ ખાનગી ખર્ચ છુપો થતો હોય, કે જે આપણ જાણતાં નથી.

મીo મનચેરજી મીણવાળા જેવા શાંત પ્રકૃતિના માણસ છે તેવાજ ખાધા પીધામાં મધ્યમ છે. ભીખા ભરભરિયાએ પોતાનાં મસ્કતના સઘળા અનુભવ છતાં આવા

સાદા માણસો મસ્કતના સાદા આરબાઓમાં પણ કદી દીઠા નહી હતા. મનચેરજી સહવારે બે "હાફબેલ" ઇડાં, પાંઉ અને થોડાંજ દુધની ચા લેતા; બપોરે ચાવલ, દાલ અને એક વાણીનું ગોસ્ત લેતા—તેબી કોઇ દાહડે; સાંજે ઘેર આવ્યા પછી પાંઉ માખણ અથવા કોઇ એકાદ બિસ્કિટ માત્ર લેતા. "ફ્રૂટ" માં તેવણને એકાદ બે કેળાં ખાવાનો રાબેતો હતો અને હુનાળામાં દરરોજ બપોરે અડધું તડબુચ મંગાવીને તેથી પોતાના પેટને થંડક આપતા હતા. આઇસ, સોડા, લેમનેડ, પેસ્ત્રી પુડીંગ એવા એવા તેવણને શોખ નહી હતા—રાત્રે માત્ર શેરીવાઇનનું એકજ ગ્લાસ પીને તેવણ સંતોષ પકડતા હતા. આ ઘણા જુજ ખાવાના ખમાવમાં મી૦ મનચેરજી કેહતા કે તેવણ રોજ સાંજે બાહાર પેટ ભરીને જમતા હતા, પણ જમાદારની ઝીણીએ થોડાજ દાહડામાં જાણી લીધું હતું કે એ તેવણની માત્ર એક કલ્પણા હતી. રવિવારે તેવણ ઘણું કરીને ઘેરમાં રેહતા ત્યારે રાતના જરા "મરઘીની કરચ" અને એકુ વાણીની બાફેલી તરકારી જમતા હતા. ઝીણીએ અલબતાં પોતાના ધારા પ્રમાણે એકદમ મત બાંધી દીધું હતું કે આ પારસી કોઇ બડો મખ્ખીચુસ હોવો જોઇયે. "એક હાટલ વાળાને એવાં ઘણાં ઘરાક નહી પાળવે—એવાં ઘરાકે હાટલવાળા ભુખે મરે."

તોપણ જમાદારની ઝીણી મી૦ મનચેરજીને તેની સાદાઇ, સાલેસાઇ, નરમાસ અને અસરાફીને માટે માન આપતી હતી અને તેવણને ઘણી આબરૂ સાથ પોતાનાં એક ગ્રાહક લેખે લઇ ચલાવતી હતી. તેની કરકસરને માટે ઝીણીને વેહમ હતો કે તે "ખામખા પૈસા સંઘરેછ" તેનું કાંઇબી કારણ હશે. તેનાં કોઇ ખાનાર પીનાર હશે. કદાચ બચરવાલ હશે. પણ મી૦ મનચેરજી મીણવાળા ઘણું થોડું બોલનારા હતા, તેવણ પોતાનો હેવાલ કદી કોઇને કેહતા નહી હતા, અને તેથી એ "પૈસાસંઘરૂ" નો ભેદ શો છે તે વિષે ઝીણી ઘણીવાર ગુચવાયા કરતી હતી.

રાઘુ રામોસી મી૦ મનચેરજી મીણવાળાની થોડીક ખબર આગમચથી કાહાડી ચુકયો હતો. અલબતાં તે પોતાના ધારા પ્રમાણે ખામખા પુછવા ગયોછે એમ બતાવતો નહી હતો, પણ તે ખરેખર તો મનચેરજીની ખબર ખંત રાખીને કાહાડવાજ ગયો હતો. અને તેબી ઝીણીનાં ઘેરમાં આવી રેહવા અગાઉ મેડો સ્ત્રીટમાં જે ઇરાણીનાં પોંહચખાનાંમાં તેવણ રેહતા હતા ત્યાંજ પેહલી ખબર કાહડી હતી. અર્જવાન ઇરાણીએ પોતાનાં આ ભાડુતની સારી સર્ટીફિકેટ આપી હતી. અર્જવાન ઇરાણીનું પોંહચખાનું મેડો સ્ત્રીટની સાંકડી ગલીઓમાંની એકમાં હતું. તે એકજ માળાની લાંબી ને લાંબી ચાલી હતી, જેના સાંકડા અને અંધારા દાદર ઉપરથી નાનાં નાનાં ખોપરાંઓમાં જવાનું હતું, અને તેમાંનું એક ખોપરું મી૦ મનચેરજીના ઓરડાનું હતું.

અર્જવાન ઇરાણીએ રાઘુ રામોસીને સેજ વાતો કરતાં ખબર આપી તેમ મી૦ મનચેરજી મીણવાળા તેને ત્યાં ચાર વર્ષનાં ભાડુત હતા. તેવણ ઘણાજ એકમાર્ગી અને આબરૂદાર—ઘણાજ રાંક, ગરીબ, અને મીઠા હોવાથી અર્જવાન ઇરાણીની, બાપડી મેહરનવાજ અને તેનાં બચ્ચાંઓ મી૦ મનચેરજીને "મોટા બાવા" કરી હાંક મારતા હતા અને તે વખતથી તેવણ તેજ નામે ઓળખાતા તથા બધાંના "મોટા બાવા" થઇ ગયા હતા: તેવણ મામીમાંના માકણ પેઠે ઘેરમાં ભરાઇ બેસનારા હતા. નાટકમાં કે નાચમાં જતા નહી હતા—તેવણનું એક કલબ વટીક નહી હતું.

અર્જવાન ઇરાણીને મોહડે "મોટા બાવા" મનચેરજીનો આ સઘળો હેવાલ શાહ ડીટેકટિવ રાઘુ રામોસીએ ઘણી ઉલટથી અને બારીક ધ્યાનથી સાંભળી લીધો હતો—જો કે તેણે તેમ બાહારથી બતાવ્યું નહી હતું. તેમાં સર્વથી જાણવાજોગ બીના મી૦ મનચેરજી "મોટા બાવા" ની પૈસા સંબંધી કરકસરની હતી. "તેવણ કોણ જાણે કોણ ને વાસ્તે પૈસા એકઠા કરેછ?" તેવણના ઇરાણી ઘેર ધણીએ અચરતી બતાવી. "એક અડધીબી એવણ 'રદ જવા દેતા હોય રે! પણ એક અડધી નહી. એમ કેહવાયછ" કે એવણને ગામ એવણની બુટી મા અને આજારી બેહન જીવતાં છે, તેઓને માટે એવણ પૈસા એકઠા કરતા હશે."

પણ આ પોંહચખાનું છોડી જવાની મી૦ "મોટાબાવા" ની રીત અર્જવાન ઇરાણીએ રાઘુ રામોસીને કહી તે એ ગરીબ પોંહચખાનાવાળાને પસંદ નહી હતી. એક દાહડે રાત્રે તેવણ પોતાનાં કપડાંની પેટી લઇને ભાંપતલિયે ઉતરી આવ્યા અને બોલ્યા કે "અગત્યનાં અને તાકીદનાં કામસર મને મુંબઇની બાહાર જવાનું છે—હું કાલે આવનાર નથી અને પરમ દાહડેબી આવી શકવાનો નથી. હું મહીનાની નોટીસે તમારૂં ઘેર છોડી જવાને બંધાયલોછું, પણ મહીનાની નોટીસ આપવાને બદલે એક મહીનાનું ભાડુંજ ચુકવી આપુંછું."

"કેવો સારો માણસ!" અર્જવાન. ઇરાણીએ રાઘુ રામોસી આગળ પોતાનો હેવાલ ચલાવ્યો. "કરકસરિયો પણ કેવો આબરૂદાર! એવાં ભાડુત હંમેશ મળતાં નથી. પછવાડેથી તેવણ મુંબઇમાં પાછા માલમ પડયા. તેવણ મારે ઘેર પાછા કાં નહી આવ્યા તે હું કહી શકતો નથી. તેવણ બાહારગામ જવાનું કહીને મારૂં ઘેર છોડી ગયા, પણ બાહારગામ ગયા કે નહી અથવા ગયા તો કેટલે દાહડે પાછા આવ્યા તે હું જાણતો નથી, પણ પાછા મારે ઘેર નહી આવ્યા, તેવણ તો રાન પેલી દદા જમાદારની ઝીણીને ઘેર જઇ રહ્યા. હજીબી હું ચાહુછ કે તેવણ મારે ઘેર પાછા આવે."

જમાદારની ઝીણી અલબતાં અર્જવાનના ધંધામાં હરીફ હતી અને તેને એ ઇરાણી પોંહચખાનાવાળો ગાળ દેવા સિવાય બોલાવતો નથી એ કુદરતી હતું. પણ રાઘુ રામોસી આગળ મી૦ મીણવાળા મોટાબાવાની ઝીણીએ જે એક તારીફ કીધેલી તેને આ ઇરાણીએબી ટેકો આપ્યો અને તે પૈસા સંબંધી. તેવણની કરકસર છતાં ભાડું ચુકવી આપ્યામાં તેવણની ઇમાનદારીની તારીફ હતી. ઝીણી આપણા મોટા ડીટેકટિવ આગળ વખાણ કરીને બોલી હતી કે મી૦ મનચેરજી ભાડે રેહવા આવ્યા તો પેહલેજ દાહડે આખા મહીનાનું ભાડું તેવણે અંગ ઉપર ચુકવી આપ્યું હતું. અર્જવાનનું ઘેર તેવણ છોડી ગયા

તો તે ઇરાણીને, આવતા યાને ચહડેલા નહી એવા એક મહીનાનું ભાડું ચુકવીને ગયા હતા.

એ રીતે ત્યારે પેલા અગત્યના બુધવારે રાઘુ રામોસી શેઠ જાંહગીરશાહ જંગબારવાળાની આફીસમાં મીo મનચેરજી મીણવાળાને તેવણ સાથ ઓળખાણ કરવા કહી ગયો ત્યારે તેવણની કેટલીક ઓળખાણ આગમચથી કાહડીને આવ્યો હતો. તે ઝીણીને ઘેર તેવણને મળવા આવવાનો હતો તે તો કોઇ નવી ઓળખ કરવા નહી પણ આગળ કાહડેલી પિછાણને વધારવા આવવાનો હતો. તેને અત્યાર સુધી તો આ "પૈસાસંઘરૂ" "મોટાબાવા" વિષે સારીજ સિફારસ મળી હતી. તેવણ ઘણા સાદા, ગરીબ, ખંતી, મેહનતુ, એકાંત, એકમાર્ગી અને વળી કોઇ બુદ્ધી મા તથા માદી મેહનતું ગરગામડે પાળણુ કરનારા હતા. એ તેવણની આબરૂ હતી અને એ રાઘુ રામોસી જાનતો હતો.

---

## પ્રકરણ ૯૨ મું.

## સુલેહ થઇ.

રાતના કલાક ૭ નો વખત હતો. મીo મનચેરજી મીણવાળા ઝીણીનાં ઘેરના પેહલે માળેના પોતાના એકાંત ઓરડામાં નીચી મુડીએ લખવા બેઠેલા હતા. તેવણના ડાવા હાથ ઉપર મુકેલા એક પ્રકાશિત લાંપના "શેડ" નો કાળો ઓથો તેવણના ચેહરા ઉપર પડેલો હતો. તેવણ પોતાની લખવાની ટેબલ બારીની નજદીક તાણીને બેઠેલા હતા કે જરા થંડો પવન આવે. તેવણ ફકત સદરાલર હતા: પગમાંનાં બૂટ સ્ટાકીંગ સર્વ તેવણે કાહડી નાખેલાં હતાં. તેવણ બાહારે પુરેતો પોશાક પેહરતા હતા—ઘેરમાં તેવણ જરૂર કરતાં એકબી વધારે લુગડું અંગ ઉપર રાખતા નહી હતા.

તેવણ ઓરડાનું બારણું અલગું બંધ કરીને રેહતા હતા, તે થોડીવારમાં અચાનક ઉઘાડીને કોઇ અંદર આવ્યું. બારણા તરફ રોશની ઝાંખી હતી, માટે તેવણને જરા નજર ખેંચીને જોવું પડ્યું અને તે વખતે કોઇજ નહી પણ ઘરવાળી ઝીનીની બેહન હીલ્લુનો ઝાંખો આકાર તેવણની આંખે પડયો. તેવણે માનની ખાતર ઝટ ઉઠીને બદિયાન પેહરી લીધું અને હીલ્લુની નજદીક આવ્યા.

હીલ્લુ અતિઘણી જરૂર સિવાય મીo મનચેરજીના ઓરડામાં આવતી નહી હતી. તે તેવણની પાસે આવતાં ઘણીજ બીહતી હતી અને જેમ એક મરકીથી દૂર નાહસે તેમ મીo મનચેરજીને દૂર રાખતી હતી. મીo મીણવાળાના ઓરડામાં કામકાજે ઝીણીના ચાકરો આવતા હતા, પણ આજે સાંજે ટપાલવાળો તેવણનાં નામનો એક કાગળ આપી ગયલો ઝીણીની ખડકીમાં પડી રહેલો હતો, તે ચાકર લઇ જવા જ ભૂલી ગયો અને વળી તે ચાકર બાહાર ગયલો હતો, માટે ઝીણીએ પોતાના સરેસ્તાના મડાંટથી મિજાજ ઓહીને હીલ્લુથી ના નહી પડાય એવો ધાક ભરેલો હુકમ કીધો કે તે કાગળ માળા ઉપર મનચેરજીને આપી આવવો અને તેથી તે હીલ્લુને લઇ જવાની ફરજ પડી.

બારણાની પાસેજ એક ખુરશી હતી તે ઉપર કાગળ ફેંકીને હીલ્લુ ઝટ ઓરડાની બાહાર પાછી જવા કરતી હતી, પણ મીo મનચેરજી તેની આગળ દોડી ગયા અને બારણાની આગળે તેણી સાથે એવી રીતે વાતે ઉભા કે બારણું બંધ રહ્યું. તેમની વાત બાહાર સંભળાય નહી એવી તેમની મતલબ હતી.

"હીલ્લુબાઇ, કેમ છો! તમે ખુશી તો છો!"

"મને જવાદો" હીલ્લુ ફગલાયલી અને ગંભરાતી બોલી, "મને રોકો ના."

"પણ છે શું! તમે શું મને ઓળખતાં નથી!"

"હું તમને સારીપેઠે ઓળખુંછ. પણ મને જવાદો." હીલ્લુની છાતી ધડક ધડક થતી હતી.

"મને તમે ઓળખોછ ત્યારે મને દૂર કાં કરોછ!" મીo મીણવાળા ઘણીજ મીઠાસથી હીલ્લુને પટાવતા બોલ્યા. "આપણી ઓળખાણ કાંઇ આજકાલની નથી, બાનુ. હું ખામખા તમારા ઘેરમાં રેહવા આવ્યો——"

"પણ તમે મારી ખુશીથી આવ્યા નથી" હીલ્લુ વચે બોલી ઉઠી.

"તોપણ જયારે તમારી નેક બેહને મને તમારે ત્યાં ઉતારો આપ્યો ત્યારે તમે મને આમ દૂરનો દૂર રાખોછ એ શું સારૂં લાગેછ? તમારી એવીજ મેહરબાની કે!"

"હું દૂર રહું એજ સારૂં લાગેછ" અંતે હીલ્લુ મીo મનચેરજીના મોહ સામુ જોઇને બોલી, કે જે વખતે હીલ્લુનો ચેહરો તેવણે મોત સરખો ફીકાસ મારી ગયલો જોયો. "હું તમારીથી દૂર જાવું એજ સારૂં છે અને તમે મેહરબાની પુછોછ તે તો જાણોછ કે હવે મેહરબાની જેવું કાંઇ રહ્યું નથી."

"હું કાંઇ જાણતોજ નથી." મીo મનચેરજી હીલ્લુનું કહેલું એ સાન નામુકેર ગયા. "તમારી મેહરબાની મારા ઉપર કમ હોય એ હું માનતો નથી અને કબૂલ રાખતોજ નથી. વળી તમારે મારા ઉપરથી મેહરબાની ઉતારી નાખવાનું કારણ પણ કાંઇજ નથી."

"કારણ છે, તમે સમજો તો ઘણું છે" હીલ્લુ બીહતાં બીહતાં બોલી.

"ગમે તે હોય, પણ વારૂં તેથી શું તમે મારા તરફ જરા સલુકાઇબી નહી બતાવો? સલુકાઇના કાંઇ પૈસા પડેછ? તમે મારે વિષે ગમે તેમ વિચારો, પણ જરા નરમાસથી બોલવાનેબી તમોને શી હરકત છે!"

"પણ તેની હમણાજ વાત કે!" હીલ્લુ હજી પણ અંહીથી જતી રેહવાને અધીરી પડી હતી.

"નહી હીલ્લુ બાઇ, હું કહુંછ તે સાંભળો." મીo મીણવાળા હવે લગાર ગંભીર થઇને બોલ્યા. "મને અંહી તમારાં ઘેરમાં ખામખા રેહવા આવવાની મતલબ શી? એટલુંજ કે જે ઘેરમાં તમે રહોછ તેજ છાપરાં તલે હું પણ રહું."

પોતાથી બાહાર જવાતું નથી એવું જોઇ હીલ્લુ હવે લાચાર થઇ ગઇ. તે જયાં ઉભી હતી ત્યાં ખુરશી ઉપર બેસી ગઇ અને મીo મીણવાળાએ તેને જેમ બને તેમ થંડી પાડનારી સમજુતી ચાલુ રાખી.

"તમે એમ ના સમજતાં, હીલ્લુબાઇ, કે હું આ પણી આગળી વાત પાછી તાજી કરવા આવ્યોછ. હું તે ચાહતો નથી અને માગતોબી નથી. હું એટલુંજ માગુંછ કે તમે મારીથી વગર કારણે બીધેલાં ના રહો, મને નાહક ધિક્કારો ના, પણ કોઇ વખતે જરાએક મીઠી નજર યા એક સલુકાઇનો શબ્દ કહો તો બસ છે."

"પણ હમણા તો મને જવાદો. હમણા હું તમારી સાથ વાત કરી શકું નહી." હીલ્લુએ આગ્રહ કીધો.

"હું આજ ચાર વર્ષ થયાં મુંબઇમાં છું." મી૦ મીણવાળાએ હીલ્લુનો આગ્રહ લક્ષમાં ન લેતાં પોતાનો હેવાલ ચલાવ્યો. "પણ હું છેક હમણા તમારે ઘેર રેહવા આવ્યો તેનું કારણ શું? હું જે ઇરાણીનાં પોંહચ ખાનામાંથી અંહી રેહવા આવ્યોછ તે જગ્યા આ તમારાં ઘેર કરતાં મને વધારે માફક આવતી હતી. તે એકાંત અને ખાનગી ખુણું હતું અને મને એકાંતમાં ખાનગી રેહવાનુંજ ગમેછ. તમારૂં આ ઘેર મોટા ચકલા ઉપર ભર વસ્તીમાં આવેલુંછે. જે લોકો મને હેરાન કરી શકે તે લોકો અંહી મને વધારે જોઇ શકે એમ છે. વળી અર્જવાન ઇરાણીનાં પોંહચખાનાં કરતાં અંહી હું બમણું ભાડું ભરૂંછ. તે છતાં મારૂં એકાંત સસ્તું ઘેર છોડીને હું અંહી વધારે જોખમમાં રેહવા આવ્યોછ તે કોણનેમાટે?"

"કોણને માટે?" હીલ્લુએ એકજ શબ્દ પુછવાની હિમત કીધી.

"તમારે માટે" મનચેરજી એકદમ બોલી ઉઠયા. "હું તમારે માટે ઘણા જોખમમાં જાવુંછ. પેલી આગળી દોસ્તીમાં કદાચ તમે ભૂલ ધારતાં હશો. કોણની દોસ્તી તે હું નામખી દેવા ચાહતો નથી, કાંકે નામ દેવાથી તમારૂં નકામું દિલ દુખાય. તે દોસ્તીમાં તમારી એક ભયંકાર ભૂલ હતી, પણ તમે જુવોછ કે હું મારી દોસ્તીમાં સાચો છું."

"જો તમે મારી તરફ સાચા હોવ તો હું તમોને એટલુંજ કહુંછ, શેઠ, કે તમે જયાંથી આવ્યા ત્યાં પાછા જાવો. તે ઇરાણીનાં પોંહચખાનામાં રેહવું તમોને માફક આવશે અને મને પણ માફક આવશે." હીલ્લુ આ વચનો ઘણાજ થંડાપણાથી બોલી પણ મી૦ મનચેરજી મીણવાળા સમજયા નહી. તેવણ તો લગાર વધારે ઉશકેરાયલા હતા.

"નહી હું અંહીથી જવાનો નથી. હું જવા માટે અંહી આવ્યો નથી, હું તો રેહવા આવ્યોછ. અંહી આવ્યા પછી આટલા દાહડામાં આપણ એકજ વખત મળ્યાંછ, અને તે વખતે તમે મને તાણો માર્યો હતો કે હું ગુનેહગાર છું. હું કબૂલ કરૂંછ કે હું ગુનેહગાર છું. પણ ગુનેહગાર આદમીઓનાંબી દિલ હોયછ, મન હોયછ અને મનની મુરાદો હોયંછ. તમે, હીલ્લુ, તમે મારી તરફ ઘણાં કઠણ દિલનાં છો."

"કઠણ દિલના તમે છો," હીલ્લુ ખાસ દુઃખ સાથ બોલી. "તમે અંહી આવ્યાથી હું કેવી છળી મરૂંછ તે તમે જાણોછ તોબી અંહી રેહવાની હુજત લેવોછ. જો તમે મારૂં સારૂં ચાહતા હોવ તો હું તમોને કહુંછ કે તમોને રવિવારે મારી ઓીણીએ બધાં ભાડુતોની સાથે ખાણું આપવા કહ્યુંછ તે ખાણા ઉપર તમે ના આવતા."

"ઓીણી એટલી મેહરબાન છે. તેવણે મને ખાણાં ઉપર બોલાવ્યોછ અને વળી કાંદામાં રોસ્ટ કરેલું બટક, જે પકાવતાં ઓીણીને સહુથી સરસ આવડેછ, તે અમોને રાંધી ખવાડવાની કબૂલાત આપીછ. આવું લલચાવનારૂં નોત્રું હું કેમ ના પાડું?"

"ત્યારે હું તે વખતે ખાણાંપર નહી આવીશ. તમારી સાથે હું ખાવા તો નથી બેસવાની." હીલ્લુ હુજતથી બોલી.

"હવે હીલ્લુ બસ કર, મને વધારે ખીજવ ના." અંતે મી૦ મનચેરજીએ મિજાજ ખોહીને હીલ્લુને થથડાવી કાહડી. સદાના શાંત અને ધીરા મનચેરજી "મોટા બાવા" ઉસકેરાઇને મિજાજ ખોહી દેય એવી કોણે વકી રાખી હશે? પણ હવે તેવણ બોલવાની અત્યારસુધીની સલુકાઇ અને ગંભીરાઇ પણ ભૂલી ગયા અને હીલ્લુ સાથ તુંતાંથી વાત કરવા લાગ્યા. "તું મને ઘેલો દેવાનો બનાવેછ. કાંકે હું તારા કબજામાં છું.. આખી મુંબઇમાં એકલી તુંજ છે કે જે મારો ભેદ જાણેછ અને તેથી હું તારા કબજા તલે સપડાયલોછું. તારે ગમે તો જઇને સરકારને જાહેર કર, મને પોલીસના સ્વાધીનમાં આપ."

"હવે કઠણ દિલનું કોણ થાયછ?" અંતે હીલ્લુ નરમ પડીને બોલી. "તમે મારી ઉપર વિશ્વાસ મુકેલોછે, તમે જાણોછ કે હું વિશ્વાસુ છું. વળી તમે જાણોછ કે હું તમોને હેરાન કરવાની નથી અને તમોને હેરાન કરૂં તેના કરતાં હું મારો જીવ આપવાને તઈયાર થઇશ. એ બધું કબૂલ કરતાં મને શરમ ઉપજેછ, પણ ગમે એવું શરમ ભરેલું છતાં મેં તમોને ભરૂસો આપ્યોછ તે પાળવા ની. પણ તેટલામાટે હું તમોને મારી સાથે એક ઘરમાં રાખવા ચાહતી નથી. તમે મારા ઘેરમાં સલામત છો પણ મુબારક નથી."

હીલ્લુના આ ગંભીર શબ્દો વચે મનચેરજી મીણ વાળા ઉપર ઘણી અસર થઇ—તેવણ ઘણા ગંભીર થયલા બલકે દુખી થયલા દેખાયા અને બોલ્યા.

"આપણે છેલાં મળ્યાં હતાં, હીલ્લુ, ત્યારે મારો છુપ્યો ભેદ મેં તુને થોડો ઘણો કહ્યો હતો. હું વધારે કેહવા જતો હતો પણ તું સાંભળતી નહી હતી. હું તુને કેહવા જતો હતો કે આવી એકાંતે કંગાલિયતમાં હું સાદી જીંદગી શું કામ ગુજારૂંછ? હું મારાં આગળાં નીચ પાપોને માટે પસ્તાવો કરતો હોવું તેમ આ એકાંતવાસ મેં શું કામ લીધોછ?—"

"પસ્તાવો?" હીલ્લુએ હેરત થઇ પુછ્યું.

"હા. મરગરજાન પસ્તાવો! અગરજો હું કેદ પકડાઉં તોબી હવે તે જાજું દુઃખ ગણાય નહી. અગત્ય કરીને મારૂં એક પાપ તો કદી માફ નહી થાય એવું છે. તે પાપી કર્મનો તારાં મનપર બોજો હશે, હીલ્લુ, તે કરતાં મારાં મગજ ઉપરનો બોજો ઘણો ભારી છે—"

"હીલ્લુ કયાં મરી ગઇ!" ઉપલી વાતની વચે ઓીણીનો જાડો પોકાર સંભળાયો. ખરેખર મી૦ મીણવાળા અને હીલ્લુ વચેની વાત ઘણી રસપર ચઢી તેજ વખતે એકાએક ઓીણીએ હાંક મારવાથી બેહુને ઘણી નાસિપાસી થઇ. પણ ઓીણી ગાળ દેવા પડી તે કશાંથી અટકે નહી. "અરે રે!

મુઇ બેહનની થતી! રાનના કાન કેમ બેહરા થઇ ગયા! કેટલી વાર થઇ હાંક મારૂંછ!"

આ પોકારથી હીલ્લુ ચોંકી અને તે એકદમ આ અગત્યની વાત અધુરી નાખીને મીo મીણવાળાંના ઓરડામાંથી હેઠલ દોડી ગઇ.

---

## પ્રકરણ ૬૩ મું.

## ઠાવકો ડીટેકટિવ કેમ ઠગાયો?

હીલ્લુ દોડી ગઇ ત્યારે આ હેબતના જુસ્સાથી લાલ થઇને ગઇ હતી; પણ તે બેજ મિનિટમાં મીo મનચેરજીના ઓરડામાં પાછી આવી ત્યારે વધારે ગભરાટમાં આવી, હવે તો તેનો લાલ ચેહરો ઉજલો મારી ગયલો હતો.

મીo મનચેરજી પોતાનું બદિયાન કાહડી નાખીને પાછા સદરાબર લખવા બેહેલા હતા. તેવણે ભારી અચરતી સાથ, હીલ્લુને હેબતેલી જોઇ. તેનું આખું હાડ ધ્રુજતું હતું. તેના હોઠ ઉજલા થઇ ગયલા હતા, તેની આંખ્યો જાણે કે બાહાર નિકલી આવેલી હતી અને તે બોલવાને પણ અશકત હતી.

હવે મીo મનચેરજીને બદિયાન પેહરવાની પણ યાદ રહી નહી. તેવણે લાગલોજ હીલ્લુનો ધ્રુજતો હાથ ઝાલી લીધો અને હીલ્લુ જે અત્યાર અગાઉ તેવણને જરા અડવામાંબી અપવિત્રાઇ સમજતી હતી તેણીએ તેવણને થંડા હાથે ધીરજ આપવા દીધી.

"શું છે, બાઇ?" તેવણે આસ્તેથી હીલ્લુના કાન પર પડીને પુછ્યું.

"પેલો આવ્યોછ. પેલો મુવો!"——

"કોણ?"

"પેલો થાણા પોલીસવાળો રાધુ રામોસી."

"ઓહ! તેમાં એટલી ગભરાયછ કાં?"

"તે મુવો કેહછ કે હું તો મનચેરજીને મળવાનો, એટલે કે તમોને. ઓ ખોદા! હવે શું થશે! અંતે ત્યારે ખોદાનો કેહર ઉતર્યો!"

"છટ! છટ! બીહવાનું કાંઇ નથી." મનચેરજીએ હીલ્લુની આ હેબત હસી કાહડી. "રાધુ રામોસી તો મને મળવા આવવાનોજ હતો. તેણે અંહી આવવા સારૂં મારી સાથ વાત કરી મુકેલી હતી. તે મને ફરામરોજની પેહડીના મેનેજર દાખલજ ઓળખેછ, વધારે કાંઇ નહી. તેને અંહી આવવા દે, હીલ્લુ."

"મેં તેને હેઠે ઝીણીના ઓરડામાં બેસાડયોછ. જુવો! મારૂં કહ્યું માનો! તમે એ પોલીસનાં ભાંસિયાંને ના મળો."

"નહી નહી, મળ્યા વગર નહી ચાલશે. તે તો મારા શેઠની આફીસમાંની ચોરીની તલાશ કરવા આવ્યોછ."

"ત્યારે તેને ઉપર મોકલું કે? તમારા જોખમપર હો!"

"હા હા, મોકલ. પણ જોજે હં! હીલ્લુ, હું તમારો માત્ર ભાડુત, મનચેરજી મીણવાળાજ છું હો! વધારે કાંઇ નહી."

હિલ્લુને સેજ ધીરજ આવી હતી. મીo મીણવાળાની આ સાહુચેતી તે તુર્ત સમજી ગંઇ અને તે પ્રમાણે તે તેવણને પોતાની બેહનનાં એક ભાડુત સિવાએ વધારે ઓળખાણ જાણે કે જાણતીજ નથી એમ દેખાડવાને રાજી થઇ.

"હીલ્લુ, તારો એ ગભરાટ રાધુને જાણવા દેતી ના." તેવણે તેણીના જતી વેળા ચેતવણી આપી. "તારા બાલ સમાર. ચેહરો ખુશ કર. ચેહરાપર રતાસ આવવા દે."

હીલ્લુ ગઇ અને બે મિનિટમાં રાવ બાહદુર રાધુ રામોસી મીo મનચેરજીના ઓરડામાં દાખલ થયો. હીલ્લુ તેને ઓરડો બતાવવા સાથે આવી પણ તેણી પાછી જતી વેળા રાધુ તેણીને કહ્યા વિના રહ્યો નહી કે "હીલ્લુબાઇ, મુંબઇની હવા તુને માફક આવતી નથી. તારી તબીયત સારી નથી."

મીo મનચેરજી જાણેકે કાંઇ જાણતા નથી તેમ લખવા બેહેલા તેઓ રાધુના આવ્યાથી એક બોલ લખવાનો અધુરો નાખી ઉઠયા અને રાધુને આવકાર દેવા પોતાનું બદિયાન પેહરતાજ આગળ આવ્યા.

રાધુ આજે ઘણા ખુશ મિજાજમાં હતો. તેનો મિજાજ હંમેશ તેના કબજામાં હતો—તે જયારે ચાહે ત્યારે ખુશ અને ચાહે ત્યારે નાખુશ બતાવી શકતો હતો—તો જો કે તે કોઇવાર જાણીબુજીને ખુશ અથવા જાણી બુજીને નાખુશ માત્ર બાહારથીજ થાયછે એમ તે બીજાંઓને જાણવા દેતો નહી હતો. રાધુ રામોસી વળી ઘણું કરીને ચુપકો હતો, પણ કોઇવાર તે વાત કરવાના લાહાટપર આવતો હતો—તેબી જાણીજોઇને—અને આજે તે મીo મીણવાળા આગળ તેવોજ લેહરી બન્યો હતો.

રાધુએ મીo મનચેરજીને તરેહવાર વાતો કરાવી. તેણે તેવણના હાથ નીચેના દાદા હરિના લક્ષમણની ખબર અંતર પુછી. દાદા હરિ રાધુનો દોસ્ત હતો માટે પોતાના દોસ્તના તે દીકરાને જાણેકે પોતાના દીકરાસમાન ચાહીને તેણે માત્ર દોસ્ત દાખલ પુછ્યું. આફીસમાં ચોરાયલા ચેક વિષે ફરામરોજ શેઠ લક્ષમણ ઉપર શક લઇ ગયા હતા અને તેથી રાધુ પોતાના "દોસ્તના દીકરાને" આમ મમતાથી યાદ કરવા લાગ્યો હતો તે અલબતાં રાધુએ મીo મનચેરજીથી છુપાવ્યું.

"બાહાર ગામના કેટલાક છોકરાઓ મુંબઇ આવીને માથું ફેરવી બેસેછે." રાધુએ "સેજ" વાત છેડી, "પણ હું ધારૂં છું કે મારા દોસ્ત દાદા હરિનો દીકરો તેવો નથી. તે તો મને ચાલચલણનો પાંસરો ને ઠાવકો લાગેછે."

"લક્ષમણને આડી ચાલનો સમજવાને કશું કારણ નથી." મીo મનચેરજીએ ટુંકમાં ટેકો આપ્યો.

"તમોને આ પેહડી ખાતે તેર ચૌદ વર્ષ થયાંછે!" રાધુએ તોક્કો મારી દીધો.

"અરે નહીરેજી!" મીo મીણવાળાએ હસીને ભૂલ ભાંજી "માત્ર ત્રણ ચાર વર્ષ થયાં."

"હં! ત્યારે હું ત્રણ ચારને ભૂલમાં તેર ચૌદ વર્ષ સમજયા કરૂંછું." રાધુ પોતાની મુર્ખાઇ ઉપર જાણેકે હસ્તો હોય તેમ બોલ્યો. "અને, શેઠ, એ ત્રણ વર્ષની અગાઉ તમે કયાં હતા?"

"તેની અગાઉ હું એક વકીલનો મેનેજર હતો, તે મારો આગલો શેઠ મરી ગયોછ." મનચેરજીએ ખોલાસો

કીધો "જાંહગીરશાહ શેઠ તેને ઓળખેછ. તેને ત્યાંથી એ શેઠજ મને અંહી લઇ આવ્યા. તે વકીલ કોણ હતો તે જાણવા ચાહતા હોવ તો શેઠ તમોને ઓળખાવશે."

"હું જાણવા ચાહું? મને શી ગરજ?" રાઘુએ તદન બેદરકારી બતાવીને તુર્તજ વાત ઉડાવી. "પણ એ માળા ઉપર ધબર ધબર કોણ ચાલેછે? કેટલી ગડબડ! શેઠ, એ ગડબડ વચે તમારીથી લખાયછે કેમ?"

"એ તો ડાકટર બરજોર છે. મારા શેઠનો ભાણેજ."

"હં! તે ઘેલો અંહી રેહેછ કે?" રાઘુએ તદન અજાણપણું બતાવ્યું. "એ તો વસાઇ ગયલો અચબુચ પાછો ક્યાંથી આવ્યો? આજ સહવારે તમારી આફીસમાંજ હું તો એને ઘણુંએ મળ્યો."

"એની તબીયત સારી ચાલતી નથી. બિચારો નોકરીપર જાયછ ને રજાપર પાછો આવેછ."

"પણ એ કેટલુંબધું ચાલેછે?" ઉપર કાન કરીને રાઘુએ મજાખ ચલાવી. "એને ચાલવાનું કાંઇ ચેટક લાગ્યુંછે કે શું? રાત્રે સુવેછે કે રાત્રેબી ચાલ્યાજ કરેછે?"

"નહી રાત્રે તો મને સુવા દેયછ."

"પણ એણે ચાલવાની શરત બકીછે કે શું? એણે પગમાં લોઢાંના જોડા પેહસ્યાછે વારૂં? ઓ હો! કેટલી ગડબડ!"

"કોઇ વખતે એને એમજ ચાલવાનો પવન થઇ આવેછ. એને પોતાના મરનાર ભાઇનો ગમ લાગ્યોછ."

"ખચીત એનું માથું ગયુછે." મી૦ મનચેરજીના આ છેલા શબ્દ ઉપરથી તો રાઘુને ભાવતું થયું—તે જે વાત કરવા માગતો હતો તે ઉપર આવી ગયો. "કેહછે કે હંમેશ એ પોતાના મરનાર ભાઇને યાદ કર્યા કરેછે. તેનું મોત ભેદ ભરેલું તો હતુંજ. તમે તે બનાવની વિગત જાણોછો કે મી૦ મનચેરજી?"

"હા, થોડી થોડી જાણુંછ. એક દાહડે જાંહગીરશાહ શેઠે મારી આગળ એ વાત કીધીતી."

"પણ હજી તેની વાત ચાલ્યા કરેછ!" રાઘુએ અચરતી બતાવી.

"અમારી આફીસના છોકરાઓબી ઘણી વાર એ વાત કાહડી બેસેછ."

"તેનું કારણ છે. ભીખા ભરભરિયા સિવાએ તમારા દરએક કલાર્કને મરનાર બેજન બારિસ્ટરના મોતની યાદ છે. પેસુ પણવેલીવાળો તો મરનારનો કલાર્કજ હતો; લક્ષમણનો બાપ તેનો ઘરાક હતો અને બેજન ગુજર્યો ત્યારે હાજર હતો; ભીખો તે વખતે મસ્કત હતો, પણ તેનાં ઘેરવાળાઓ સાથ બેજનને ઓળખાણ હતી; અને આ કેકોબાદ કામાવાળાં—તમારાં બાઇ નાજાંબાઇનાં કુટુંબ—ને ત્યાં તો મરનારનું આવવું જવું હતું."

"તેઓને બીજી વાત કરવાની જાણે કે હોયજ નહી તેમ જયારે ને ત્યારે પોચાઓ બેજન બારિસ્ટરનાં મોતની વાત કાહડી બેસેછે." મી૦ મનચેરજીએ ફરિયાદ કીધી.

"છોકરાઓ પડયા તે ગપાસપા પસંદ કરે. કામના કરતાં વાત કરવા કોણને નહી ગમે? તેમાં ભીખો ભરભરિયો તો જરૂર તેવો."

"પણ હું છોકરાઓને એ વાત ઝાઝી કરવા દેતો નથી. નાદાનો કોણનાં ઘેરમાં એ વાત કરેછે તે સમજતાજ નથી. જાંહગીરશાહ અને ફરામરોજ શેઠ જે વાતને વીસરી જવા માગેછ તેજ વાત એ છોકરાઓ લઇ બેસેછ. શેઠનો ભાણેજ આપઘાત કરીને મરી ગયો હોય તેની વાત શેઠને કેમ ગમે?"

"તમેબી બેજનનો આપઘાત માનોછો, મી૦ મનચેરજી?" અંહી રાઘુ રામોસીએ મી૦ મનચેરજીને પાધરોજ સવાલ પુછયો.

આ પાધરા પ્રશ્નથી મી૦ મનચેરજી જરા ગુચવાયલા જણાયા. પણ અંતે થંડે પેટે તેવણ બોલ્યા. "આપઘાત સિવાય બીજું શું હોય? તમે તે મત આપ્યું, જુરીએ મત આપ્યું અને સર્વએ તે મત સ્વિકાર્યું."

"મરનારે આપઘાતજ કીધો એમ હું કહી શકતો નથી." રાઘુ રામોસી ચોકસ બોલ્યો. "તેમજ એ આપઘાતનો કેસ નથી એમબી હું કહી શકતો નથી. આખી દુનિયાં આપઘાત માનેછે; પણ માત્ર બે જણ હુજતથી ના પાડેછે. તેઓ તે વખતે કેહતાં હતાં અને આજેબી કેહેછે કે બેજનનું ખૂન થયુંછે."

"કોણ બે જણ?" મી૦ મનચેરજીએ જરા ડગડગાથી પુછયું.

"એકતો મરનારનો આ ભાઇ ડાકટર બરજોર અને બીજું તો આ ઘેરમાં રેહછે તે ઝીણીની બેહન હીલ્લુ."

"તેમ બીજાઓ વળી મરનારનો આપઘાત ચોકસ માનેછ" મી૦ ઝીણવાળાએ તકરાર લીધી "જેમકે ઝીણી પોતે અને મારા શેઠ ફરામરોજ. એઓ મરનારને ઓળખતાં હતાં અને તે વખતે હાજર હતાં, માટે મરનારના ભાઇ યા ઝીનીની બેહન કરતાં ફરામરોજ અને ઝીણીનું મત વધારે વજનદાર ગણાય."

"પણ ફરામરોજ શેઠે તો વિચાર ફેરવ્યોછે."—

રાઘુ આ વાકય અડધું બોલીને ચૂપ થઇ ગયો. તેની એ બોલવાની મતલબ નહી હતી. એક અપરાધ વિષે આવો કાંઇ પણ મુદો કહી આપવાનો તેનો ધારો નહી હતો. પણ બોલાઇ ગયું તે બોલાઇ ગયું અને હવે તે મી૦ મનચેરજી આગળ છુપાવવાની રાઘુને જરૂર જણાઇ નહી.

"ફરામરોજ શેઠ પોતાના વિચારને વલગી રહ્યાછે એ તમે કેમ જાણ્યું, મી૦ મનચેરજી?"

"તેવણને પોતાને મેં બોલતા સાંભળ્યાછે, કે મરનારના આપઘાત સિવા બીજું કાંઇ નથી."

"તેવણનું એ મત પેહલાં હતું. પણ જો ત્યાર પછી તેવણના વિચાર લગાર ફર્યા નહી હોય તો હું રાઘુ ખરો ડીટેક્ટિવ નહી. હું જાણુંછું કે તેવણ આજે મરનારનું ખૂન થયલું ધારેછે."

"અને ખૂનનો કરનાર કોણને ધારેછ?" મી૦ ઝીણવાળાએ ઘણી આતુરતાથી પુછયું.

"પેલા કાલી કાટપીટિયાને." રાઘુ એકદમ બોલી ઉઠયો "પેલો કાલી જે તે દાહડથી જતો રહ્યોછે અને પાછો જણાયો નથી તેના ઉપર ફરામરોજ શેઠનો શક વધતો જાયછે."

કાળી કાટપીટિયાનું નામ સાંભળતાંજ મી૦ મીણવાળા પોતાનું મોહડું ફેરવી નાખીને ઉભા થયા. કાંઇ કામને મસે બારી આગળ ગયા અને જરા વાર બારીની બાહાર જોતા ઉભા. તેમના ચેહરા ઉપર કાંઇ અજાયબ ફેરફાર થયો હતો—તે કાંઇ હસવાનોજ નહી, કાંઇ ફિકરનોજ નહી, કાંઇ દુઃખનોજ નહી—પણ એ ત્રણેડે જુસાઓના ભેગા મળવાનો એ ફેરફાર હતો. તેવણે તુર્ત બારી આગળ જઇને એ ફેરફાર છુપાવ્યો. તેવણનો એ ગભરાટ રાઘુ રામોસી જોઇ શક્યો નહી.

"તમોને ફરામરોજ શેઠે પોતે એમ કહ્યું?" જરા વારમાં પોતાનો અસ્વસ્થ ચેહરો પાછો સ્વસ્થ કરીને મીણવાળાએ બારી આગળથી ઓરડામાં પાછા આવી પુછ્યું.

"શેઠે પોતે મારી આગળ કાળી કાટપીટિયાનું નામ દીધું નથી," રાઘુએ સાફ દિલથી ખોલાસો કીધો "પણ તેવણ એક બે બોલ એવા બોલ્યા કે જે ઉપરથી હું તેમ સમજ્યો."

હાવકો રાઘુ રામોસી ઠગાયો! એ ચાલાક ડીટેકટિવ ચોરોને વેચી આવે એવો હતો, પણ આજે કાળી કાટપીટિયાના હાથ ઉપર વેચાયો. કાળીની ખબર જે છુપી રાખવાની, તે કાળીને પોતાનેજ કહી આપી! તેના ઉપર કોણ કોણ શક લઇ જાયછે-તે કહી આપ્યું, પણ વધારે અગત્યનું એ કે ફરામરોજ બેજનનો આપઘાત નહી ને ખૂન માનેછે તથા કાળી ઉપર ખૂનનો શક લઇ જાયછે તેબી કહી આપ્યું.

ડીટેકટિવ ગમે એટલો પાકો, પણ તે શું જાણે કે મી૦ મનચેરજી મીણવાળા તેજ કાળી કાટપીટિયો છે?

"પણ હવે આપણને તે જુની વાત વિષે વખત ગુમાવવાની શી જરૂર!" રાઘુએ પોતેજ એ વાત બંધ પાડી. "હું તો આ ચેકની ચોરી વિષે તમારી સાથ વાત કરવા આવ્યોછું. એ ચોરી કોણે કીધી હશે તે વિષે આપણ જરા એકાંતમાં વિચાર કરીયે."

પણ એકાંત વાત થઇ શકી નહી. તેજ ઘડીએ દાદર ઉપર કાંઇ ગડગડાટ સંભળાયો. મોટા મોટા આવાજો સંભળાયા. ઝીની! હીલ્લુ! નોકરો વગેરેને હાંક મારવાના સાદ આવ્યા.

એ ગડબડ અલબતાં ભીખા ભરભરિયાની હતી. તે આફીસથી ઘેર આવ્યો હતો.

## પ્રકરણ ૧૪ મું.

## ભીખા પાસે પૈસા હોત તો તે શું કરત!

પેલો અગત્યનો બુધવાર હજી પુરો થયો નહીં હતો. શેઠ જાંહગીરશાહ જંગબારવાળાને ત્યાં તે દિને સાંજ, બલકે રાત સુધી ગડબડ હતી. એક તો કામની ધમાલ, બીજી તો મગજની ગડબડ- ત્રીજું તો જીવની બેચેની, એથી એક યા બીજી જંજાલ વચે આજે બુઢા શેઠને પોતાને એકરારી હતી.

પેહડીનાં એક માતબર બારિયા ફૂલનો માલ વાહણે ચહડાવવામાં એક સજ્જડ ગફલત થઇ હતી કે જેમાં વાંક સઘળો ધંધા ઉપર ફરામરોજના બેધ્યાનપણાનો હતો અને તેથી મોટા શેઠ ચીહીરડાયા હતા. વળી તેજ દાહડે મીસિસ ફરામરોજના કાપડિયાનો એક બારી આંકડો નાજાંમાય પાસે યા તેના વર ફરામરોજ પાસે જવાને બદલે ભૂલથી મોટા શેઠના હાથમાં ગયો જેથી એમનો જીવ વધારે બળ્યો હતો. વળી નાજાંમાયનો સ્વભાવ ચીહીરડાઉ થતો હતો અને તે બિચારી દારાશાનાંની સુંદર દીકરી પીરોજને ગાળો દેતી તથા અપમાનો કરતી તે વાત નાની શીરીને પોતાના બપાવા આગળ કીધી તેથી પણ તેવણ દિલગીર થયા હતા. છેલ્લે તેજ રાત્રે નાજાંમાયે એકવાર ફરી હંગેરિયન ઓરતોનું બેંડ મંગાવ્યું હતું અને તેમાં પોતાના દોસ્તોને ગમત આપવા તેમની એક દબદબા ભરેલી ને વળી રાતની મિજલશ નોત્રી હતી તે સર્વની ધમાલ અને ધાંધલથી મોટા શેઠ કંટાલી ગયા હતા.

બપોરના બાપ દીકરા બધા ઘણું કરી સાથે આફીસમાં જમતા હતા. પણ આજે શેઠ જાંગીરશાહે પોતાના ખાનગી ઓરડામાંજ બપોરનું ભાણું મંગાવ્યું. તેવણે પોતાના દીકરા ફરામરોજને તેડું મોકલ્યું પણ તે આફીસમાં નહી હતો. ફરામરોજ શેઠ તો, જાંહગીરશાહને ખબર થઇ તેમ, પાલવા બંદર ઉપર પોતાની સાલી ગુલાંમાયને લેવા ગયો હતો. કેકોબાદ કામાની બીજી દીકરી ગુલાંમાય આજે પોતાની બેહન નાજાંમાયને મળવા કરાંચીથી આવનાર હતી અને પોતાની બેહનને તેડી લાવવા સારૂં નાજાંમાયે પોતાના વરને આગબોટપર મોકલ્યો ત્યારે પોતે પોતાનો ભપકો દેખાડવા સારૂં નાજાંમાયે આજની મિજલશમાં ખામખા ખાસ ધામધૂમ કરાવી હતી.

તે સાંજ પણ જાંહગીરશાહ શેઠે પોતાના ખાનગી ઓરડામાંજ ગુજારી. પોતાની વહુની મિજલશોની મોજની મસ્તીમાં તેવણ જતા નહી હતા—આજે પણ જવાની તેવણે ના પાડી હતી. નાજાંમાયે વળી આજની મિજલશમાં પોતાના જેઠની નાની દીકરી શીરીનને આવવાની બંદી કીધી હતી અને તેથી કરીને બિચારા દારાશાનાંની પીરોજ પણ તે મિજલશમાં જઇ શકી નહી. નાજાંમાયની મિજલશોમાં સાદી પીરોજ પોતાની શેઠાણી કરતાં વધારે ધ્યાન ખેંચી શકતી હતી, અને ભીખા ભરભરિયાના ચીકા અને બાપાલુ ભડભડાટને લીધે ઘણાક મેમાનોનું ધ્યાન નાજાંમાય ઉપર નહી તેટલું શીરીનની એ સાયલી પીરોજ ઉપર વધારે જતું હતું.

નાજાંમાયે નાની શીરીનને આજની મિજલશમાં આવતી બંધ કીધી, એટલે પીરોજને પણ દૂર કીધી, અને તે ઉપરથી જ્યારે રમતિયાલ શીરીન બોરાબાવા આગળ રાવ કરવા ગઇ ત્યારે તેવણે તેને થંડી પાડવા તથા ખુશી કરવા શીરીનને તે રાત્રી પોતાના ઓરડામાંજ ગુજરવા કહ્યું. શીરીન પોતાની પ્યારી શિક્ષક પીરોજ વગર કેયે જતી નથી, માટે તે સાંજે પીરોજ પણ શીરીનની સાથે મોટા શેઠના ઓરડામાંજ રહી. શીરીને અને પીરોજએ વાંચવા લખવામાં તથા વાતો કરવામાં મોટા શેઠનો વખત ગાલી કાહાડ્યો, અને હંગેરિયન બેંડના શરોદો વચે હેકલ ચાલતી મિજલશની ધુમચકી કરતાં સાદાં બચ્ચાંઓની આ સાદી મોજ બુઝર્ગ જાંહગીરશાહ શેઠને ઘણી ગમી.

હેડલની મિજલશમાં આજે મેમાનોની ઠઠથી મોટી ગીર્દિ થઇ હતી. ભીડની ભચડાકચડી હતી—ચાલવાની જગ્યાબી રહી નહી હતી. મીસિસ ફરામરોજનાં દિવાનખાનાંઓ ભભકપુર રોશનીમાં દીપી નિકલ્યાં પછીજ આપણો ભીખો ભરભરિયો હાજર થયો. પેહલી રાત્રે તેને ઝીણીના હાટલમાં નોકરોની બૂમનો ધડાકો ધુજારો કરતો આપણે સાંભળ્યો હતો તે નાજાંમાયની આ પાર્ટીમાં જવાની તેની ધાંધલ અને ધરપચ માત્ર હતી. ભીખાજી આજની મિજલશમાં ઉલટભર આવ્યો હતો તે પીરોજાને મળવાની ઉલટ હતી. તે ઘણો ભપકો કરીને આવ્યો હતો. સહવારે "શાહજાદા સોલી" ના મુંબઈ આવવાની ખબરની ખુશાલીમાં તેણે ભપકો કીધો હતો—સાંજે શાહજાદી પીરોજાને મળવાની ઉલટમાં તે નવાં કપડાં પેહરી આવ્યો હતો.

પીરોજા ઉપર ભીખાજીની નજર આજે બપોરે અડછતી પડી ત્યારે તે બિચારીને એણે રડતી જોઇ હતી. તેનું રડવાનું કારણ તેણે નાની શીરીનથી સાંભળ્યું હતું અને તે નાજાંમાયની બેઅદબી સિવાએ બીજું કાંઇ નહી હતું. તે પછી પીરોજાનો રડતો ચેહરો આપણા ભીખાની નજરમાં બસ ભમ્યાજ કીધો હતો; પીરોજા તરફની નાજાંમાયની નીચ વર્તણુકે ભીખાને આજે આખો દાહડો ભંભેરી મુક્યો હતો. પીરોજાની નરમ ચશમોનાં એકવાર દર્શન કરવા, તે બિચારી માબાપ વગરની છોડીને કાંઇ દિલાશો દેવા, નાજાંમાયની આવી નીચ નોકરીમાં તે શું કામ પડી રહીછે તે પુછવા, તેની પાસે એ ચાકરી છોડાવી દેવા, નાજાંમાય એ નાલાયકી શામાટે ચલાવેછે તેનો ભેદ પુછવા ભીખાજી આખો દાહડો તલપી રહ્યો હતો. પોતાના આ ખલભળાટમાં તેણે આજે ખાધુંબી નહી હતું—તે આફીસમાં લોકો સાથ અડકી પડયો હતો, પોતાનાં ઘેરમાં કોઇ સાથ બોલ્યો નહી હતો.

આજની પાર્ટીમાં ઘણાંબી લોકો હતાં, પણ ભીખા ભરભરિયાને તે કોઇ દેખાયાંજ નહી. તે આંખ્યો ઉંઘાડી રાખીને આસપાસ જોતો હતો, પણ તેને મનથી સઘળી મિજલશ સુહુણી હતી. તે માત્ર પીરોજાને જોવા આવ્યો હતો અને મિજલશનાં દરએક ખુણામાં જોઇ વલ્યો હતો, પણ પીરોજા તેને જડી નહી, એટલે તેને મનથી અંહી કોઇ બીજું હતુંજ નહી.

ભીખો સમજી ગયો કે નાજાંમાયે અદેખાઇની મારી બિચારી પીરોજાને આજે ખામખા અંહી આવવા દીધી નથી. તે એટલું સમજ્યો કે પછી તેના ગુસ્સા ભરેલા ખલભળાટનું શું પુછવું ? તે ભડભડ બડબડવા પડયો તો આસપાસ ઉભેલાંઓનો તેને વિચારબી નહી હતો. તે આજની મિજલશ તરફ થંડો મીઠો રહી શકયો નહી. તે બધાંને જોવા પડયો પણ બધાંમાં તેને કાંઇને કાંઇ વાંક દેખાયા. વાંક વગરની ખરી નિર્દોષ, પાકજાદ, પરીજાદ તો એકલી તેની શાહજાદી પીરોજા હતી, અને તે આજે તેને મળી નહી.

"રાન કાળાં મોહડાંની કંગાળ કોકટ!" ભીખો ભરભરિયો પોતાનાં મન સાથ પોતાની શેઠાણીને ગાળો દેવા પડયો. "રાન જુલમગાર જુહાક બિચારી પીરોજાની અદેખાઇ કરેછ અને અદેખાઇની આગથી બળી મરીને તેણે આજની મિજલશમાં ખામખા તેને આવતી અટકાવીછ. એ શોખ્ય ચસમ શેઠાણી બિચારી પરીજાદ પીરોજાનાં ખાસ ડાંના તલિયાં બરાબર નહી આવે અને તોપણ એ કજીયાખોર કાગડી તેની ઉપર સાહેબી ચલાવેછ. ને એ બધું શા માટે ? એટલામાટે કે પેલી લાડકી ફુકતી શીરીનને પીરોજા કેળવણી આપે!"

"શું છે ભીખાજી ? એ કોણપર બખાળા કાહડેછ ?"

ભીખો ભરભરિયો પોતાના તિરસ્કારનું છેલું વાક્ય સંભળાય એમ મોટે બોલ્યો અને તુર્તજ તે સાંભળનારે તેને પકડી પાડયો. પણ સુભાગ્યે તે સાંભળનાર તેનો દોસ્ત હતો.

"ઓહો ! હોમી ! દોસ્ત હોમી ! તું અંહી ?" ભીખો હોમી દારાશાનાને દીઠાથી લગાર ખુશ થયો.

"હું મારી સાધુની કોટડીમાંથી આજે દુનિયાંદારીમાં આવ્યોછ." હોમીએ હસીને આવી એક મિજલશમાં જે કદી નહી આવે તેણે આવવાની અંતર્યામીનો બચાવ કીધો. "પણ શું કરીયે ? જે પરણેલો હોય તેનાથી સાધુ થવાય નહી. મારી ગુલાં મને આજે ઘસડી લાવ્યા વગર રહી નહી, ને રાજ રાણીનું પદ્યું માટે વરે બૈયરને તાબે થવાની ફરજ!"

હોમીની ગુલાં પાંસેજ ઉભેલી હતી તે પોતાના વરની આ રમુજમાં સામેલ થઇ. "સારૂં થયું કે તમોને મારા જેવી બૈરી મળીછ, નહી તો કે તમે તો અંધારી કોટડીમાંથી બાહારજ આવવા નહી માગો. ભીખાજી, આ માંચીમાંના માકણને જરા બાહાર ફેરવું તો સારૂં, કની ?"

"પણ હોમી આજે અંહી પીરોજા કેમ નહી દેખાતી ?" હોમીની બાયડીનાં બોલવા ઉપર જરાબી ધ્યાન આપવા વગર ભીખો ભરભરિયો પોતાનાં મનમાંનીજ ફિકર બોલી ઉઠયો. "કેવી શરમની વાત છે, હોમી, કે બિચારી પીરોજા આ ઘેરમાં કેદ જેવી પડી રેહ ! આવી ધામધૂમ વચે તે પેલી ફુકતી શીરીનની સાથે માળા ઉપર ગોંધાઇ રહી હશે !"

"પણ તેમાં શીરીનનો શો વાંક કે તે બિચારીને તું ગાળ દેયછ ?" હોમીએ ભીખાને સેજ ઠપકો આપ્યો.

"ગાળ દેવું ? શીરીનને તો ગાળ દેવુંછ પણ એક બીજીને તો ગાળના કરતાંબી કાંઇ વધારે સરપાવ મને આપવા ગમેછ." ભીખાજી ભૂતની પેઠે છેડાઇને બોલ્યો. "શું કરૂં કે હું એ ઓરતના કબજામાં છું ને મારી બેઅદબીને માટે એ મને કાહડી મેળાવે, નહી તો કે બિચારી પીરોજાને સતાવવાનો હું એ ઓરતને સ્વાદ ચખાડી આપું."

"પણ તુને મારી પીરોજાનું એટલુંબધું શાનું લાગેછ, ભીખાજી ?" હોમીએ તેને ખામખા ખીજવનારો સવાલ પુછયો. ભોળો ભીખો પોતાનાં ભલા દિલના ખીજવાટથી બખાળા કાહડે તે હોમીને જોવાની ઘણી ગમત પડતી હતી. "ભીખાજી, તું શું એમ સમજેછ કે મારી પીરોજા આશ્રય વગર પડેલીછે ? ને એકલો તુંજ તેની દયાલુ દાદ લેનાર રહી ગયોછ ? તું જાણતો નથી કે હું પીરોજાનો ભાઇ થાવુંછ ?"

"તું ભાઇ છે તો શું કામનો ?" હવે ભીખો હોમી ઉપર ઉખડયો. "તું ભાઇને બેહનનું લાગતું હોય તો તું

વળી તેના ઉપર આવો જુલમ ગુજરવા દેય ? પણ તુને શાનું લાગે ? તમે ભાઈઓ બિચારી પીરોજાને નાનપણથીંજ પજવ્યા કરતા હતા. અંહી તે બિચારીને બીજાંઓ પજવેછ, ને તું હસેછ. પણ યાદ રાખજે, હોમી, કે તમે બધાં પીરોજાના પગ ધોઈને પાણી પીવો તો પુન લાગે એવી તે પાક પરીજાદ છે."

ખચીત ભીખા ભરભરિયાના આ ભડભડાટથી હોમી ઘણો ખુશી થયો. તેની બેહનને કોઈબી ચાહે તેથી તે ખુશ હતો અને ભીખાના ભોળા પણ ભલા ભડભડાટ તેને વધારે ભાવતા હતા

"હું શું કરૂં ! હું લાચાર છું ! હું મસ્કત પૈસા કમાવાને બદલે બોહી આચો તેથી લાચાર છું. બાકી હું શું કરતે તે તું જાણેછ, હોમી ?"

"શું કરતે ?"

"મારી પાસે જો થોડા પૈસા હતે—ઘણા નહી; મારૂં એક જુદું ઘેર હતે—ઝુંપડુંજ, મોટું ઘેર નહી; અને મારી પાસે,જો એકુ ગાડીનું ખરખરિયું હતે—ફાંકડા ગાડી ઘોડાબી નહી જોઈતા; તો હું આ બિચારી પીરોજાને તમારા સરખા ભલના ભાજટાઓના આધાર ઉપર અંહી રીખતી રેહવા નહી દેતે, પણ તેને ખામખા આ દુઃખમાંથી છોડવવા એકદમ તેની સાથ પરણીને તેને મારે ઘેર લઈ જતે."

---

## પ્રકરણ ૬૫ મું.

## પોતાની બાયડીને બદલે પારકી બાયડીઓ સાથ ફરનારાઓ.

ભીખા ભરભરિયાનાં આ છેલાં ભડભડ બોલવા ઉપર હોમીને ઘણુંજ હસવું આવ્યું. તે એટલો તો મોટે સાદે ખડખડ હસી પડયો કે તેના આવાજથી નાજાંમાયનું પોતાનું ધ્યાન ખેંચાયું અને તે, ભીખાની ભાષામાં "પેલી ઓરત" હોમી અને ભીખો ઉભાં હતા તેમની આગળ આવી.

મિજલશ એટલી મોટી હતી કે નાજાંમાય અને ફરામરોજ ઘણો વખત થઈ જવા છતાં હજી પોતાના કેટલાક મેમાનોને મળી શકયાં નહી હતાં. હોમીના હસવાથી તે તેની આગળ આવી ત્યારેજ હોમી અને ગુલાંને તે મળી શકી. તેણે બેહુ વર વહુને દિલોજાન આવકાર દીધો.

"તમે આવ્યાં તો મોટી મેહરબાની કીધી, પણ તમે કેટલે તડે આવ્યાં !" નાજાંમાય તેમને તેણીની મિજલશમાંથી તેમની ચાલુ ગેરહાજરીને માટે ઠપકો આપવા પડી. "એક ડઝન વખત તેડું તો એક વખત આવો એવીજ તમારી મેહરબાની કે ! જો તમારાં બૈયર નહી હતે તો હું કંટાલીને હવે તમારાં તેડાંબી બંધ કરતે."

"અને આજેબી હું આવ્યોછ તે મારી બૈયરને લીધેજ આવ્યોછ" હોમી હસ્યો. "શું કરીયે ? પરણ્યા એટલે વરપર તમે બૈરાંઓનો જુલમ ચાલેછ. મારી ગુલાં મને આજે અંહી ઘસડી લાવીછ તેથી મારૂં કેટલું કામ છોડી દેવું પડયુંછ તેનો, નાજાંમાય, તમોને ખ્યાલ નથી."

"નહીરે નાજાંમાય," ગુલાંએ પોતાના વરને રમુજી રીતે ખોટો પાડયો. "એવણ પોતાની મેજેજ આવ્યાછ હો. ઘણું કામ કીધાથી પોતાનીમેજેજ કંટાલ્યા ત્યારે મને આજી બોહસ કરાવ્યા વગર હવે કેવા આવ્યાછ !"

"કામ ને કામ ! ને તેબી શું ? પેલી નવી ચોપડી લખોછ તે ?" આવું કામ નાજાંમાયની ખાતરમાં નહી ઉતર્યું. "હોમી, તમે તો કામના ગોલામ છો. કેટલું બધું વહીવું !"

"કાંમ પછી દામ, નાજાંમાય." હોમી ખુશ સ્વભાવે પોતાના માથે ઉઠાવેલાં ભારી કામની ઉલટભરી ઉમેદવારીના હોંસ અને હર્ષથી બોલ્યો. "હમણા હું કામનો ગોલામ છું, એ કામથી મારૂં નસીબ જાગશે ત્યારે હું કામનો શેઠ થઈશ."

હંગેરિયન બેંડનાં સુંદર શરોદોએ આ વાત બંધ પાડી. બેંડ એટલું મધુર હતું અને વળી તેનાં વગાડનારાં એટલાં સુંદર હતાં કે નાજાંમાયના મેમાનો સઘળાં મોટું ગુછલું વળીને તે સાંભળવા આગળ દોડી જતાં હતાં. બેંડ ત્રણ વખત વાગી ચુકયું હતું. હમણા તેનો ચોથો શરોદ શરૂ થયો હતો.

ભીખો ભરભરિયો તો અલબતાં હજી પોતાના બળાપામાં જયાં ઉભો ત્યાં ઉભેલોજ હતો. તેને આવી મિજલશો કશી ગમતી નહી હતી, અને પીરોજા વગર તો તેને બીલકુલ ગમી નહી.

"શું ધુલ !" આપણા સાદા ભીખા ભરભરિયાએ તે સઘળું ધિક્કારી કાહાડયું. "હોમી એકલોજ ભીખા ભરભરિયા આગળ વાતે ઉભો રહ્યો. તે આજ લાંબી મુદતે આવી એક મિજલશમાં આવ્યો હતો માટે આજની રળિયામણી રચના તેને ઘણી પસંદ આવી. "નાજાંમાયે મિજલશનો ઠાઠ કેવો સુંદર રચ્યોછ !" હોમી બોલ્યો.

"શું કુદરતી કાંઈજ નહી. બધું હુન્નરનું ! બધી બનાવટ ! બાહારનો ભપકો ! ખોટો ટીલી કસબ ! ઓરતો માટીડા થવા જાયછ ! અને માટીડાઓ બૈરાં બનવા લાગ્યાંછ ! આપણા જુવાનોબી ખુબસુરત ઘણા થવા લાગ્યાછ. પણ જુવાન માટીડા તે જાણે કે નરાં બૈરાંજ !"

એ ભીખા ભરભરિયાનો આજના લોકોનો અનુભવ હતો. એટલામાં તેની નજર તેના ભાઈ પેસી ઉપર પડી. બેહુ ભાઈઓની નજર મળી. ભીખાએ હસીને પોતાના ભાઈ તરફ ડોકિયું કીધું. પેસીએ તેની દરકાર કીધી નહી— તેની સલામ પાછી વાળી નહી.

"પેલો જોયો કે ! પેલો નગીનો ! પેલો મારાં ખાનદાનનો ચેરાગ !" ભીખો ઉભો ઉભો હોમી આગળ પેસીના ચેષ્ટા કરવા લાગ્યો. "મારા પેસીભાઈનો ભપકો તો જુવો ! હું કહુંછ તે શું ખોટું છે કે બધો હુન્નરનો ખેલ છે ? આજના આપણા જુવાનોમાં કુદરત તો મગેજ નહી જો. માણસોમાં ખરી કુદરતી સાદાઈ જોવી હોય તો મસ્કત જાવો. બિચારા આરબો જંગલી પણ કેવા સાદા ! અંહી તેથી ઉલટુંજ. જુવોની મારો પેસી. કેવો વાંકો વળીને વાતો કરેછ, જાણે કે બરડાનું હાડકુંજ નથી ! કેવો મીઠો મીઠો હસેછ, જાણે કે એના હોઠ ખોદાયજીએ હંમેસના ફારેલાજ બનાવ્યાછ ! પણ એ બધો બાહારનો દેખાવ જો હોમી ! જેમ ઘણો વાંકો વળેછ કેની તેમ જાણવું કે દિલમાં

એટલો ખાર! જેમ ઘણો હસે તેમ જાણવું કે પેટમાં આવડી છુરી!"

"ભીખાજી, ભીખાજી, તું કોઈને છોડતો નથી? તારા સગા ભાઈનેબી નહી." હોમીએ તેને ચેતાવ્યો.

"હું તો ખરૂં બોલુંછ. શું તમે એવું કેહવા મા ગોછ કે પેસી મારો ભાઈ પડયો વાસ્તે મારે તેને વિષે ખોટું બોલવું! વળી હું કયાં ગામ આગળ તેની વરિધ બોલુંછ! એતો તમોને પોતાના જાણીને ખરેખરૂં કહુંછ."

"અરે પણ પેલી કોણ?" એટલામાં તો ભીખા ભરભરિયાની નજર એક બીજી નાજુક નાજનીન તરફ દોડી કે જે પેસીનાજ કાનમાં કાંઈ મીઠો રસ રેડતી હોય તેમ વાતો કરતી હતી અને પેસી તેના ઉપરથી મરી ફરી જતો હોય એટલી નરમાસથી જવાબ દેતો હતો. ભીખો તેને બતાવીને બોલ્યો. "એ મારા પેસી સાથ વાત કરેછ તે કોકસું કોણ? નરૂં જાણે હાડકું ને ચામડું! અને તોપણ અંગ ઉપર માસ નથી તેટલાં કપડાં લપેટયાંછ?"

"એતો ખોદાબક્ષ ખસખસિયાની ખટલી?" હોમીએ ઓળખાણ આપી.

"એ તે ખટલી કે?" ભીખાએ હવે યાદ કીધી "મેં એને વાસતે સાંભળ્યુછ ઘણું પણ આજેજ જોઈ. શું એનો ઠઠેરો! પણ સુકો ભપકો જો! બિચારી સુકાં છોડાં જેવી છે તેનો દમરબી સુકોજ!"

"ચૂપ, ચપ, ભીખાજી! તું જાણતો નથી કે એનો વર બારિસ્ટર છે?"

"બારિસ્ટર તો ખરો પણ 'બ્રિફલેસ!' કમાઈનો કોથલો! એવા તો બારિસ્ટરો કોર્ટમાં બેસીને ઘણા માખ મારેછ. પણ તે છે કયાં? આ મિજલશમાં હોય તો તે નંગ મને બતાવો."

"તે અંહી નથી. તે આમ મિજલસોમાં ફરતોજ નથી."-હોમીએ ખોલાસો કીધો.

"ત્યારે તેની આ બૈરી એકલીજ આવી કે? ખટલી કોણ સાથ આવી?"

"એ તો તારા પેસી સાથ આવી." હોમીએ ખબર આપી. "તારા ભાઈની એ મોટી ફ્રેંડ થાયછ."

"હા. મેં તેમ સાંભળ્યુંછ, પણ શું તે ખરી વાત છે કે પેસી અને ખટલી વચે મોટી દોસ્તી છે?" ભીખો ભરભરિયો અચરતીથી ડાચું વકાશવા લાગ્યો. "કેહછ કેજે હંમેસ પેસી ને ખટલી સાથેના સાથેજ ફરેછ! એક દાહડો બેને સાથે ફર્યા વગર ચાલતું નથી! પેસીને લેવા ખટલી ગાડીમાં બેસીને જાયછ અને પછી બેહુ જણ સાથે ફરવા જાયછ. એ બધું શું ખરૂં છે?"

"ખરૂં છે" હોમીએ ટુકમાં જવાબ દીધો.

"પણ જયારે બૈરી બીજાંની સાથે ફરે ત્યારે વર કોની સાથે જાય?" ભીખાએ ઘણીજ અચરતીથી પુછ્યું. "ખસખસિયાની ખટલી પેસી સાથે ફરે ત્યારે ખટલીનો "વર કોઈ બીજી સાથ ફરતો હશે?"

"તે હું નથી જાણતો" હોમીએ કાનપર હાથ મેળ્યા. વર કોઈ દાહડે સાથે રેહતો હશે, કોઈ દાહડે નહી રેહતો હશે."

"પણ વર હોય કે નહી હોય તોબી પેસીનો સાથે ખરોજ!" ભીખાએ-તાણો માર્યો અને હોમી ચૂપ રહ્યો "એ ખોદા! શું જમાનો આયોછ! ખટલીનો ખસખસિયો વર શું મરી ગયો કે ખટલી બીજાંની સાથે ફરે? અને પેસીની બાયડી શું મરી ગઈ કે તે બીજાંની બાયડી સાથ ફરે? એ તમારો સુધારો કે? એના કરતાં તો મારા મરક તના આરબો ભલા! એવાં કોટક તે લોકો નહી સાંખે જો!" ત્યાં તો બીજેજ દાહડે છુરી!

"પણ તું તારા ભાઈને શિખામણ કાં નથી દેતો?"

"એ મોટા લોક! એ મારી શિખામણ માનેબી!" ભીખો બડબડયો. "એ મને ઉડાવેછ: જુવોની એ મારી ગમ જોતોબી નથી, મારી સલામ પાછી વાળતો નથી. બિચારી બૈરી ભીમરડીનાં ગામડિયાં ખુણામાં સબડયા કરેછ અને વર પોતે પારકી બૈરીઓ સાથ મોજ કરેછ! અફસોસ! ધુલ પડજો એવા સુધારા ઉપર!"

હોમીએ જોયું કે ભલો અને ભોળો ભીખો હવે છેડાયો. તેણે તેને થંડો પાડયો. અને આ વધુ વાત ખટ કાવવા તે તેની આગળથી ખીસી ગયો.

વળી હોમીએ જોયું કે પેસીની બાયડી મુંબઈ આવીછે અને તેને પેસીએ ખેતવાડીનાં એક કંગાલ ખુણામાં ગોંધીછે તે પણ ભીખો જાણતો નથી. તેને એ ભેદ વિશ્વાસ ઉપર કહેલો હતો માટે ખામખા તે ભીખાને કેહવાતું હોમીનું કામ નહી હતું.

હંગેરિયન વાજાં આગળ પેસી અને હોમી બેહુ પાસે પાસ ઉભેલા હતા અને તે બેહુ જુવાનો તરફ ઘણીક આંખો ખેંચાઈ હતી. ખરી કે ખોટી રીતે, પણ બેહુ નામીચા લખનારમાં ખપતા હતા—છાપા-મંડળમાં બેહુ પ્રકાશિત થેતારા હતા. બેહુ બે મોટાં પુસ્તકો કાહાડનાર છે એમ જણાયલું હતું. બેમાં, બે પુસ્તકો માં સરસ કોણ તે હવે જોવાનું હતું. બેહુનાં પુસ્તકો તૈયાર થયાંછે એમ જણાયલું હતું—પેસી તો પોતાનું પુસ્તક, જે કેવું છે તે વાંચનારી બાનુઓ આગળ અંકમાં જોઈ ચુકયાંછે, તે પુરૂં થવાનું "ટામ ટામ" પોતાની ભાડુતી ટુમડી ઓની મારફતે વજડાવી પણ મુકયું હતું. હોમી પોતાના કામનાં બાંકાં ફુંકાવતો નહી હતો—પણ પેસી તો પોતાનાં બાંકાં ફુંકાવવાના હુનરમાં પ્રવીણ હતો.

હોમી અને પેસી બેહુ પાસે પાસ ઉભા હતા, પણ પેસી હોમી ઉપર ખુશ નહી હતો. હોમીનો દેખાવજ પેસીનાં મનમાં બળાપાનો આતશ સલગાવવાને બસ હતો. પેસીએ પોતાનું ઉકમાઈથી લખેલું અને વખાણ સાથ વર્ણવેલું લખાણ હોમીને તપાસવા આપ્યું, તો જે લખાણ ની વાંચનારી આલમ ગોયા વાટ જોતી હતી તે લખાણ હોમીએ હલકું વિમાસ્યું અને નાપસંદ કીધું, તેનાં વેરનો દંખ પેસી હજી પોતાનાં મનમાંથી વીસરી ગયો નહી હતો.

હોમી ઉપર પેસીનો દાંત તે વેર વસ્યા પછીના વખત માં ઓર વધયોછે. તેણે હોમી ઉપર વેર લેવાનો તેજ વખતે ઠરાવ કરેલો વાંચનારી બાનુઓને યાદ હશે—તે ઠરાવ ત્યાર પછી ગુજરેલા વખતમાં ઘણો મજબુત થયોછે. હોમીના મહાભારત ગ્રંથ બાહાર પડવા પછી જે પોતાના

લાગમાં આવે તો પોતાના લાગવગિયા છાપાની મારફતે હોમીને ઉંધાડો પાડવા અને તેનાં ઉમેદવારી ભરેલાં કામને કમડી નાખવાના પેસીએ ગોધા શપથ લીધા હતા.

મારે આજે નાજાંમાયની મિજલશમાં એ બે દોસ્તો સાથે મળ્યા, પણ પેસીએ કાંઈ દોસ્તી જેવું દેખાડયું નહી. તેણે પોતાના ભાઈ ભીખા ભરભરિયાને કોહું નહી આપ્યું તેમ ચાહ્યું કે હોમીનેબી કોહું નહીં આપે. પણ તે બને કેમ? જેને આખી મિજલશ માન આપે તેને ઉંઘાડું અપમાન કેમ કરાય? તોપણ આજની મિજલશમાં પેસી ઘણો થંડો રહ્યો. પાસે ઉભાં ઉભાં હોમીએ તેને બોલાવ્યો ત્યારે તે જરા હસ્યો અને "કેમ છો?"—"સારી પેઠે" કરીને તે ત્યાંથી ચાલી ગયો.

અલબતાં હોમીએ કાંઈ મનમાં લીધું નહી. આજની મિજલશમાં તેણે જોવાના ઘણા જણ હતા, વિચારવાની ઘણી વાતો હતી—વાતો કરવાનું ઘણું હતું, સાંભળવાનું ઘણું હતું, ખાવા પીવાનું ઘણું હતું—મારે હોમી જેનાં મનમાં કાંઈ વેર નહી હતું તેને પેસીની વર્તણુક કશી લાગી નહી. તુર્તજ હંગેરિયન વાજું વાગી રહ્યું એટલે હોમીના દોસ્તો તેની આગળ ફરી વળ્યા અને તેઓની વચે હોમી પેસીનાં લેરાણાં કરતાં વધારે સારી રીતે રોકાઈ ગયો.

---

## પ્રકરણ ૧૬ મું.

## ખાનગી વાતનું એક ખુણું.

આપણો ભીખો ભરભરિયો આ મોટી મિજલશમાં ઉભો રેહતાં રેહતાં થાકી ગયો.

હંગેરિયન વાજું સાંભળવા લોકોનું કુંડાળું વળ્યું ત્યારે ભીખાને જરાબી ફરી વળવાની જગ્યા મળી; પણ વાજુ પુરું થયા પછી ભીડને પાછી ઓરડાઓમાં આવતી જોઈને ભીખાજી એક ખુણામાં એક કોચ ખાલી હતી તે ઉપર બેસી ગયો.

તેજ કોચ ઉપર એક બીજી પારસી બાનુ બેસવા આવી. ભીખા ભરભરિયાએ કોચને બીજે છેડે ખીસીને તેને જગ્યા આપી. તે ભપકાદાર સિલ્કની ખડખડ કરતી કોરી કકડતી સાડી વાળી હતી.

"તમે થાણેના મેહરમુસાવાળા કોઈ છોની?" તે બાનુ ભીખા તરફ ટીકી ટીકીને બોલી. "તમે ભીખાજી કે?"

"હા હુંજ ભીખો ભરભરિયો" તે બાઈ તરફ ફરીને બોલ્યો.

"તમે મને ઓળખતા નથી?" તે બાઈ ભીખાને યાદ આપવા લાગી. "હું કેકોબાદ કામાની ગુલાં?"

"હો હો હો હો! ગુલાં! ગુલાં!" ભીખો મોટા હર્ષથી તેને ઓળખીને તેનો હાથ ઝાલી પડયો અને જાણે કે ખભાંમાંથી હાથ નિકલી પડે એટલાં જોસથી તે હલાવવા લાગ્યો. "મારાં બાઈ નાજાંમાયનાં બેહન! એકાએક તમે કેમ નિકલી આવ્યાં ગુલાં! કેટલે વર્ષે મળ્યાં! તમે કયારે આવ્યાં?"

"હું મારી બેહનને મળવા આજેજ આવી." તે બાઈ બોલી "મારી નાજાંમાયે પરણ્યા પછી આજે પેહલ વેહલી પોતાને ઘેર મને બોલાવીછ. ફરામરોજ મને બપોરે આગબોટપર લેવા આવ્યાતા. દરિયામાં અમારી આગ બોટને તુફાન લાગ્યુંતું."

"દરિયામાં? તમે કયાંથી આવ્યાં?"

"હું કરાંચીથી આવી."

"તમે કરાંચી રહોછ? તમે પરણ્યાં કે?"

"નહી. હું મારાં માય સાથ કરાંચી રહેલાં છીયે. અમે ઘણાં વર્ષ થયાં થાણેથી કંટાલીને કરાંચી રેહવા ગયાં."

"થાણામાં રેહતાં કંટાલી કાં ગયાં?" ભીખાને પોતાનાં અસલ ગામ વિષે કોઈ બુરું બોલે તે ગમતું નહી હતું. "થાણાં શેહરને શું છે? મારાં મસ્કત કરતાં તો થાણાને સો ભલાઈ."

"અમે થાણા શેહરથી નહી કંટાલ્યાં, પણ તેમાંના પેલા બનાવથી અમારો જીવ ખાટો થયો." ગુલાંએ ખોલાસો કીધો. "બેજન બારિસ્ટરનું ખૂન થયા પછી અમારો જીવ ઉડી ગયો. અમોને ત્યાં રેહવાજ નહી ગમ્યું."

"એટલે? તમોને ને બેજન બારિસ્ટરને શો સંબંધ?"

"તું જાંણતો નથી, ભીખા," એટલું બોલીને તેને "ભીખાજી" નહી કેહવા મારે ગુલાં જરા બીધી અને પુછયું. "માફ કરજે હું! તારાં નામમાંથી 'જી' કાહડી નાખીને અમયો ભીખો કહુંછ તે માત્ર લાડનેજ મારે કહુંછ હો!"

"અરે જોઈયે તો 'ખો' બી કાહડી નાખીને અમયો 'ભી' કહોની. તેનું મારે શું?" ભીખાજીને કોઈ કોઈ "ભીખાજી" નહી કેહ, "ભીખો" બી નહી કેહ અને અમસયો "ભી" કેહ તોબી તેને અડચણ નહી હતી.

અને હવે ભીખો ભરભરિયો પોતાની એ જુની થાણાવાસી પડોસણને આજે નવીજ મળવાથી એટલો ખુશ થઈ ગયો કે તુર્ત વેળા પોતાનો સઘળો બળાપો વીસરી ગયો. ભીખો અને ગુલાં પોતાનાં અસલ વતનની આગળી પાછલી યાદ એકેક સાથ તાજી કરવા પડયાં.

ગુલાં ઘણી બોલકણી હતી. તે ભીખા સાથ વાત કરતાં છુપી વાતોના વિશ્વાસ ઉપર આવી ગઈ. પોતાની બેહન નાજાંમાય ઉપર તે નાખુશ હતી કાંકે તેનામાં મોટે ઘેર પરણ્યાની ઘણી ગરૂરી આવી ગઈ હતી અને તે પોતાની મા બેહનોને વિસારી બેઠી હતી. ભીખા ભરભરિયાને પણ આજે નાજાંમાય ઉપર નાખુશી હતી કાંકે તે બિચારી દારાશાનાંની પીરોજા ઉપર ભીખાની નજરમાં જુલમ ગુજારતી હતી—પછી તે વાત ખરી હોય કે ખોટી હોય. એ રીતે ગુલાં અને ભીખા બેહુ નાજાંમાય ઉપરની નાખુશીમાં એકમળતાં થયાં કે પછી તેઓ એકેકના વિશ્વાસ ઉપર "હરૂસે તરૂસે" ની વાતે વલગ્યાં.

"પણ મરનાર બેજન બારિસ્ટર મરી ગયો તેથી તમે લોકો થાણેથી જતાં કાં રહ્યાં?" ભીખાએ પાછું પુછયું.

"પણ તે બેહરતી અમારે ત્યાં આવતો જતો હતોની? પળોટાઈ ગયલો હતો" ગુલાંએ ખોલાસો કીધો. "મારી નાજાં પોતે ફરામરોજ સાથ પરણવાંનીબી કયાં હતી?"

"નહી? ત્યારે કોણ સાથ?" ભીખાએ અચરતીથી પુછયું.

એટલો ખાર! જેમ ઘણો હસે તેમ જાણવું કે પેટમાં આવડી છુરી!"

"ભીખાજી, ભીખાજી, તું કોઇને છોડતો નથી! તારા સગા ભાઇનેબી નહી." હોમીએ તેને ચેતાવ્યો.

"હું તો ખરૂં બોલુંછ. શું તમે એવું કેહવા મા ગોછ કે પેસી મારો ભાઇ પડયો વાસ્તે મારે તેને વિષે ખોટું બોલવું! વળી હું કયાં ગામ આગળ તેની વરૂધ બોલુછ! એતો તમોને પોતાના જાણીને ખરેખરૂં કહુંછ."

"અરે પણ પેલી કોણ?" એટલામાં તો ભીખા ભરભરિયાની નજર એક બીજી નાજુક નાજનીન તરફ દોડી કે જે પેસીનાજ કાનમાં કાંઇ મીઠો રસ રેડતી હોય તેમ વાતો કરતી હતી અને પેસી તેના ઉપરથી મરી ઠરી જતો હોય એટલી નરમાસથી જવાબ દેતો હતો. ભીખો તેને બતાવીને બોલ્યો. "એ મારા પેસી સાથ વાત કરેછ તે કોકસું કોણ? નરૂં જાણે હાડકું ને ચામડું! અને તોપણ અંગ ઉપર માસ નથી તેટલાં કપડાં લપેટયાંછ?"

"એતો ખોદાબક્ષ ખસખસિયાની ખટલી?" હોમીએ ઓળખાણ આપી.

"એ તે ખટલી કે?" ભીખાએ હવે યાદ કીધી "મેં એને વાસતે સાંભળ્યુછ ઘણું પણ આજેજ જોઇ. શું એનો ઠઠેરો! પણ સુકો ભપકો જો! બિચારી સુકાં છોડાં જેવી છે તેનો દમરબી સુકોજ!"

"ચૂપ, ચૂપ, ભીખાજી! તું જાણતો નથી કે એનો વર બારિસ્ટર છે?"

"બારિસ્ટર તો ખરો પણ 'બ્રિફલેસ!' કમાઇનો કોથલો! એવા તો બારિસ્ટરો કોર્ટમાં બેસીને ઘણા માખ મારેછ. પણ તે છે કયાં? આ મિજલશમાં હોય તો તે નંગ મને બતાવો."

"તે અંહી નથી. તે આમ મિજલસોમાં ફરતોજ નથી."-હોમીએ ખોલાસો કીધો.

"ત્યારે તેની આ બૈરી એકલીજ આવી કે? ખટલી કોણ સાથ આવી?"

"એ તો તારા પેસી સાથ આવી." હોમીએ ખબર આપી. "તારા ભાઇની એ મોટી ફ્રેંડ થાયછ."

"હા. મેં તેમ સાંભળ્યુંછ, પણ શું તે ખરી વાત છે કે પેસી અને ખટલી વચે મોટી દોસ્તી છે?" ભીખો ભરભરિયો અચરતીથી ડાચું વકાશવા લાગ્યો. "કેહછ કેજે હંમેસ પેસી ને ખટલી સાથેના સાથેજ ફરેછ! એક દાહડો એને સાથે ફર્યા વગર ચાલતું નથી! પેસીને લેવા ખટલી ગાડીમાં બેસીને જાયછ અને પછી બેહુ જણ સાથે ફરવા જાયછ. એ બધું શું ખરૂં છે?"

"ખરૂં છે" હોમીએ ટુકમાં જવાબ દીધો.

"પણ જયારે બૈરી બીજાંની સાથે ફરે ત્યારે વર કોની સાથે જાય?" ભીખાએ ઘણીજ અચરતીથી પુછયું. "ખસખસિયાની ખટલી પેસી સાથે ફરે ત્યારે ખટલીનો "વર કોઇ બીજી સાથ ફરતો હશે?"

"તે હું નથી જાણતો" હોમીએ કાનપર હાથ મેલ્યા. વર કોઇ દાહડે સાથે રેહતો હશે, કોઇ દાહડે નહી રેહતો હશે."

"પણ વર હોય કે નહી હોય તોબી પેસીતો સાથે ખરોજ!" ભીખાએ તાણો માર્યો અને હોમી ચૂપ રહ્યો "ઓ ખોદા! શું જમાનો આચોછ! ખટલીનો ખસખસિયો વર શું મરી ગયો કે ખટલી બીજાંની સાથે ફરે? અને પેસીની બાયડી શું મરી ગઇ કે તે બીજાંની બાયડી સાથ ફરે? એ તમારો સુધારો કે? એના કરતાં તો મારા મસ્કતના આરબો ભલા! એવાં કોટક તે લોકો નહી સાંખે જો!" ત્યાં તો બીજેજ દાહડે છુરી!

"પણં તું તારા ભાઇને શિખામણ કાં નથી દેતો?"

"એ મોટા લોક! એ મારી શિખામણ માનેબી!" ભીખો બબડયો. "એ મને ઉડાવેછ: જુવોની એ મારી ગમ જોતોબી નથી, મારી સલામ પાછી વાળતો નથી. બિચારી બૈરી ભીમરડીનાં ગામડિયાં ખુણામાં સબડયા કરેછ અને વર પોતે પારકી બૈરીઓ સાથ મોજ કરેછ! અફસોસ! ધૂલ પડજો એવા સુધારા ઉપર!"

હોમીએ જોયું કે ભલો અને ભોળો ભીખો હવે છેડાયો. તેણે તેને થંડો પાડયો. અને આ વધુ વાત બટકાવવા તે તેની આગળથી ખીસી ગયો.

વળી હોમીએ જોયું કે પેસીની બાયડી મુંબઇ આવીછે અને તેને પેસીએ ખેતવાડીનાં એક કંગાલ ખુણામાં ગોંધીછે તે પણ ભીખો જાણતો નથી. તેને એ ભેદ વિશ્વાસ ઉપર કહેલો હતો માટે ખામખા તે ભીખાને કેહવાનું હોમીનું કામ નહી હતું.

હંગેરિયન વાજાં આગળ પેસી અને હોમી બેહુ પાસે પાસ ઉભેલા હતા અને તે બેહુ જુવાનો તરફ ઘણીક આંખો ખેંચાઇ હતી. ખરી કે ખોટી રીતે, પણ બેહુ નામીચા લખનારમાં ખપતા હતા—છાપા–મંડળમાં બેહુ પ્રકાશિત શેતારા હતા. બેહુ બે મોટાં પુસ્તકો કાહાડનાર છે એમ જણાયલું હતું. બેમાં, બે પુસ્તકોમાં સરસ કોણ તે હવે જોવાનું હતું. બેહુનાં પુસ્તકો તૈયાર થયાંછે એમ જણાયલું હતું—પેસી તો પોતાનું પુસ્તક, જે કેવું છે તે વાંચનારી બાનુઓ આગળા અંકમાં જોઇ ચુકયાંછે, તે પુરૂં થવાનું "ટામ ટામ" પોતાની ભાકુતી ટુમડીઓની મરફતે વજડાવી પણ ચુકયું હતું. હોમી પોતાના કામનાં બાંકાં ફુંકાવતો નહી હતો—પણ પેસી તો પોતાનાં બાંકાં ફુંકાવવાના હુન્નરમાં પ્રવીણ હતો.

હોમી અને પેસી બેહુ પાસે પાસ ઉભા હતા, પંણ પેસી હોમી ઉપરં ખુશ નહી હતો. હોમીનો દેખાવજ પેસીનાં મનમાં બળાપાનો આતશ સલગાવવાને બસ હતો. પેસીએ પોતાનું ઉકમાંઇથી લખેલું અને વખાણ સાથ વર્ણવેલું લખાણ હોમીને તપાસવા આપ્યું, તો જે લખાણની વાંચનારી આલમ ગોપા વાટ જોતી હતી તે લખાણ હોમીએ હલકું વિચાર્યું અને નાપસંદ કીધું, તેનાં વેરનો દંખ પેસી હજી પોતાનાં મનમાંથી વીસરી ગયો નહી હતો.

હોમી ઉપર પેસીનો દાંત તે વેર વરયા પછીના વખતમાં ઓર વધ્યોછે. તેણે હોમી ઉપર વેર લેવાનો તેજ વખતે ઠરાવ કરેલો વાંચનારી બાનુઓને યાદ હશે—તે ઠરાવ ત્યાર પછી ગુજરેલા વખતમાં ઘણો મજબુત થયોછે. હોમીનો મહાભારત ગ્રંથ બાહાર પડવા પછી જો પોતાના

ભીખો અને ગુલાં બેહુએ પછવાડે ફરીને જોયું. એક ઘણો ખુશનુમા બિલોરનો ફુવારો પછવાડે એક સ્ટાંડ ઉપર મુકેલો હતો, તેમાંથી સુગંધે મઘમઘતાં અતરનો એક ફુવારો ઉડતો હતો, તે સુંદર ડાગીનો અચણુમ આવાજ કરીને જમીન પર ટુટી પડયો, તેમાંનું અતર ઘોળાઇ ગયું અને તે કીમતી ડાગીનો ભાગીને કટકા બુકલા થયો.

તેજ ઘડીએ વળી ત્યાં ફરામરોજ શેઠ ઉભેલા જણાયા. આ ફુવારો તો કેથો તેવણના આચકાથી ભાગ્યો હતો. ભીખો અને ગુલાં જે ખુણામાં વાત કરતા હતા તેજ ખુણામાં પછવાડે ફરામરોજ કેથા ઉભેલા અને તેવણે કબૂલ કીધું કે તેવણના હાથનો આચકો તે ફુવારાને લાગ્યો હતો.

"ફરામરોજ પછવાડે છે!" ગુલાં લગાર ગભરાટથી હરૂસે બોલી. "આજની મારી વાત એણે બધી સાંભળી હશે!"

આ ફુવારો ભાગ્યાના ખખડાટથી નાજાંમાય અને ઘણા લોકોનું ધ્યાન ખેંચાયું. સઘળા આસપાસ દોડી આવ્યા. ચાકરો તે બિલોરના કટકા ઉંચકવા પડયા. નાજાંમાયનો મિજાજ ગયો, કાંકે આ ડાગીનો ઘણોજ સુંદર અને કીમતી હતો.

તે એકાંત ખુણામાં ખામખા મુકયો હતો કે ત્યાં કોઇ જઈ લાગે નહી, અને તોપણ નાજાંમાયે નાખુશીથી પુછયું કે "ફરામરોજ, તમો છેક એ ખુણામાં કયાં ભરાયા? એ ખુણામાં જઈ ઉભા રેહવાનું તમોને શું કારણ હતું?"

---

## પ્રકરણ ૧૭ મું.

## ભીખા ભરભરિયાનું "માંચુ".

ભીખો ભરભરિયો આ ગડબડમાં અંહીથી ઉડી ગયો. તેને આજની મિજલશ કશી ગમી નહી—પીરોજા વગર વધારે નહી ગમી. નાજાંમાયની આજની પાર્ટી તેને મનથી એક નિષ્ફળતા હતી—તેમાં આજે રંગરાગ અને ખાનુપીણું ઘણું હતું; પણ પીરોજા વગર તે સઘળું રદ હતું.

હજી સકાળું હતું, માટે શેઠને, બાઇને કહીને જાય તો તેઓ જવા દેય નહી. ભીખાની મરજી કોઇને કશા પુછયા વગર સટી જવાની હતી. માટે નાજાંમાયના રોશનીથી ભભકદાર ઓરડાઓમાંથી નિકલીને તે પાસેના એકાંત ગાળામાં ગયો અને નાજાંમાયના ફુલફળ તથા ગાલીચાઓથી આરાસ્તા કરેલા દાદરને બદલે તે પાસેનો એકાંત દાદર ઉતરી જવા ગયો.

પણ ત્યાં ઉતરવા જતાં તેની નજર પડી તો માળા ઉપરથી કોઇ એજ દાદરેથી ઉતરી આવતું હતું. ભીખો જોયછે તો તે નાનકડી શીરીન પોતાની આયાની સાથે ઉતરીને પેહલે માળે પોતાના સુવાના ઓરડામાં જતી હતી.

"ઓહો, પુતલાં, તું હજી જાગેછ કે!" ભીખો શીરીનને પુછવા ઉભો રહ્યો. "કાકીની પાર્ટીમાં જણાઇ તો નહી!"

"કાકીએ મને ને મારી પીરોજાને આજે પાર્ટીમાં આવવા ના કહ્યું" નાની શીરીને પોતાની કાકીની રાવ કીધી. "તેથી આજે મને મોટાબાવાએ પીરોજાની સાથે માળા ઉપર પોતાના ઓરડામાં બોલાવીને રાખી. પીરોજાએ મને ગીત શિખવ્યાં ને મોટાબાવા મને ગાતી સાંભળીને ખુશી થયા ને તે ખુશાલીમાં મને કેક ને મીઠાઇ ખવાડી. હવે ૧૦ વાગી ગયા તેથી મોટાબાવાએ મને સુવા મોકળીછ."

"ને પીરોજા કયાં છે?"

"પીરોજા મોટાબાવાના ઓરડામાં મારે હાથે આજે રમતાં રમતાં એક ઝાલરનો પડદો ફાટી ગયો તે સાંધેછ."

ભીખાને માટે એ ખુશ ખબર હતી. તેની બોહ વાયલી પીરોજાનો પતો મળ્યો. શીરીન પોતાના ઓરડામાં સુવા ગઈ અને ભીખો માળા ઉપર મોટા શેઠના ઓરડા ભણી દોડયો. જઈને જોયછે તો પીરોજા ત્યાં એકલીજ હતી અને એક પીકચરની ઉપર ટાંગેલો ઝાલરવાળો સાટિનનો પડદો નાની શીરીનને હાથે તણાઇને ફાટી ગયો તે પીરોજા ઉભી ઉભી શીવતી હતી.

ભીખા ભરભરિયાને આમ રાત્રે મોટા શેઠના એકાંત ઓરડામાં જોઇને પીરોજા લગાર લજવાઈ—એ લાજ શાની હતી તે કહી શકી નહી. પણ પાસેજ રાખેલા લાંપના ઉજાળાંમાં ભીખો જોતો હતો કે તેના જવાથી પીરોજાના ગાળ ઉપર રતાશ ચહડી આવી હતો અને આંખ્યોમાં શરમ પ્રકાશતી હતી. તણીએ મુગી મુગી ઉભી રહી સીવ્યાજ કીધું.

"મોટા શેઠ કયાં છે!" ભીખાએ એકદમ પુછયું. "હું ધારતો તો કે તેવણ અંહીજ હશે."

"નહી, તેવણ તો દિવાનખાનામાં ગયાછ." પીરોજાએ સીવ્યા કરતાં જવાબ દીધો ત્યારે ભીખા તરફ જરા જોયુંબી નહી.

"મને શીરીને કહ્યું કે મોટા શેઠ ખાનગી ઓરડામાં છે?"

"અત્યાર વેર તેવણ અંહીજ હતા, પણ શીરીન સુવા ગઈ તેવુંજ કોઇ બાહારનું માણસ આવ્યું તેને મળવા મોટા શેઠ દિવાનખાનામાં ગયા."

ભીખો હવે તો એક ઇજીચેર ઉપર આસાન અઢેલીને પડયો અને પીરોજા શીવતી હતી તેના એકેક સોનેરી બાંગડી પેહરેલા ગોરા હાથ તેની ઝુલતી બાંહેમાંથી નાજુકીથી નિકળેલા હતા તે ટીકી ટીકીને જોતો રહ્યો.

"પીરોજા, તું આજની પાર્ટીમાં કાં નહી આવી?" તેને ભીખાએ બેઠાં બેઠાંજ પુછયું.

"હું કાંઇ હંમેશ જતી નથી. નાજાંમાય એટલી બધી પાર્ટીઓ આપેછ કે——"

પીરોજા નાજાંમાયની ફરિયાદ નહી કરવાની લાયકીથી આમ ઉડાવનારો જવાબ દેતી હતી, પણ ભીખાએ વચ્ચે બોલી ઉઠીને તેનો જવાબ પુરો કરવા નહી દીધો.

"પણ હું તો એ પાર્ટીમાં એકજ કારણસર આવ્યો અને તે એજ કે તુને મળવા. હું તારેજ ખાતર આજે ભપકો કરીને આવ્યો. હું બીજા કોઇને માટે એટલી દરકાર કરૂં નહી. તારો ભાઇ હોમીબી પોતાની બાયડી સાથ આવેલોછે."

"આજે જરા મારા જીવને સારૂં નહી હતું."

"તે દાહડાને વાસ્તે કદાચ તું ઉમેદવાર નહી હોય પણ હું તો છું, પીરોજા. આજેજ મેં તારા ભાઈ હોમી આગળ જાહેર કીધું કે જો મારૂં ચાલતું હોય તો આ ઘેરમાં તુને એક દાહડોબી રેહવા નહી——"

"હા હા! મુરબી સાહેબ! સાહેબ મેહરબાન શેઠ!"

ભીખો છેલો અગત્યનો એકરાર પુરો કરે તેટલામાં તો જહાંગીરશાહ શેઠ પોતાના ઓરડામાં પાછા આવ્યા અને ભીખાએ ઉભો થઈ તેવણને સલામ કરવામાં વાક્ય પુરો કીધો.

મોટા શેઠ પોતાના એક ખાનગી ઓરડામાં પીરોજાની પાસે એક મર્દને જોઈને પેહલાં તો અચરત થયા. ઝાંખી રોશનીમાં તેવણે ભીખાજીને ઓલખ્યો નહી, પણ તુર્તજ પછી ઓલખ્યો.

"તું છે કે ભીખાજી! ભલા માણસ! હું સમજ્યો કે કોણ હશે!" મોટા શેઠે પરપુછ ચલાવી. "પણ તું અત્યારે આવી રાત્રે કયાંથી આવ્યો! કાંઈ મારી સાથ કામ છે કે!"

"નહી સાહેબ. આજે તો હું હેઠે ચાલતાં તેહ લખાંમાં મિસિસ ફરામરોજનો મેમાન છું. એ સઘળી ધુમચકીમાંથી નિકલીને હું ઘેર જતો હતો તેટલાંમાં નાની શીરીનથી મેં જાણ્યું કે પીરોજા અંહી છે તે ઉપરથી હું અંહી મળવા આવ્યો."

પીરોજા ભીખાની આ લડબડ બાપા ઉપર અલબત્તા શરમાઈ ગઈ. તેણે ભીખાને ઇસારત કીધી કે એ વાત અંહી કરવી નહી, પણ તેથી તો ભીખાએ જાણેકે ખોહશે કરીને વાત ચલાવી.

"મોટા શેઠ, બિચારી પીરોજા આ ઘેરમાં ઘણી દુઃખી છે. તેના ઉપર જુલમ ગુજરેછ સાહેબ. આજે સહવારે મેં એને હેડલથી બાજેના દાદર ઉપર રડતી જોઈ. હમણાબી સાહેબ, જુવોની—બિચારીની આંખમાં પાણી છે. તે ઉપરથી હું એને સખ્યારો આપવા આવ્યોછ કે જો મારૂં ચાલતું હતે અને હું એને આ ઘેરમાંથી પરણી લઈ જતે તો બીજો એકબી દાહડો હું એને અંહી રેહવા દેતે નહી. પણ શું કરૂં! મારી પરણવાની શક્તિ નથી, તેથી હું લાચાર છું. સાહેબ આવ્યા ત્યારે હું એજ કેહવા જતો હતો."

ભોલો ભીખો ભરબરિયો પોતાની સાદી ભોલાઈના સાચા જુસાથી આ એકરાર કરવા ઉભો તે જોતાં જહાંગીરશાહ શેઠને જેટલી રમુજ તેટલીજ દયા લાગી. તેવણનું હસવું થોભ્યું નહી, પણ ભીખાની સાદી ભોલાઈથી તેવણ ઘણા ખુશી થયા.

"પણ ભીખાજી, હું ધારૂંછ કે પીરોજા તારો આ ભોલો એકરાર કદ્વખતનો ગણેછ" મોટા શેઠ બોલ્યા. "વેરી તો રહી પણ તું તારો પોતાનો નિભાવ કરવાને અશકત છે."

"મારો બળાપો એજ છે, સાહેબ" ભીખાએ કબૂલ કર્યું. "પચાસ રૂપરડીમાં હું તે શું કરી શકું! તોપણ, હું પીરોજાને ખાતરી કરવા આવ્યોછ કે હમણાં હું મદદ આપી શકતો નથી તે નહીકે મારી ખુશી નથી, પણ મારામાં શક્તિ નથી. હવે હું એ દિલાશો આપી ચુકયો એટલે મારે અંહી રેહવાનું નથી. રજા લઉંછ, મુરબી, સાહેબજી."

એટલું બોલીને ભીખો ચાલી ગયો. પણ બિચારી પીરોજાને તો મોટા શેઠ આગળ ઘણુંજ ખસ્યાણું લાગ્યું.

"શેઠ, ભીખાજીના બોલવાનો કાંઈ વિચાર ના કરતા સાહેબ" તે કરગરીને બોલી "એને માફ કરજો. એ એક બચ્ચાં જેવું બચ્ચું છે."

"મારી ખાતરી છે કે એનાં મનમાં બુરૂં કાંઈ નથી." મોટા શેઠે ખાતરી આપી. "દીકરી, એના બોલવાથી તુંબી મનમાં કાંઈ આડું લેતી ના. ભીખો એના કાવસ મામાની જોડ છે. બેહુ ભોળા ભટાક છે."

# છુપી ગરમી.

જોકે પાણી ગરમીથી પોતાની હાલત બદલતી વખતે પોતાનાં કદને વધારવા ઘટાડવાનું કામ કુદરતની બીજી બધી ચીજો કરતાં ઉલટીજ રીતે કરેછે તોપણ તેની હાલત બદલવા માટે તેને જે ગરમી આપવી પડેછે તે બીજી સઘળી ચીજોને તેમની હાલત બદલવા માટે આપવી પડતી ગરમી કરતાં ઘણીજ છે ને તેથી તે સર્વની સાથ સરખામણી કરવા કામ લાગેછે. ચાલો ત્યારે એ કેમ બને છે તે જોઈએ.

પેહલાં બરફનો ભુકો કરી (બરફની જીણી રજકણોનો કશો આકાર નજરે દેખાતો નથી પણ સુક્ષ્મદર્શક યંત્ર વડે તે એક છ ખુણાવાળો ચકીત તારા જેવો દીસેછે) એક વાસણમાં ભરી તેમાં થરમોમીટર મુકી તેની ગરમી તપાસી જોઈ તેને ગરમી આપી સઘળું બરફ પીગળી જવા દેઓ. પછી પાછું થરમોમીટર મુકી જુઓ. હવે તમને માલમ પડશે કે બરફ પીગળ્યા અગાઉ તમને તેની ગરમી ૩૨ ડીગરીની માલમ પડી હતી અને બરફ પીગળ્યા પછી પણ તમારૂં યંત્ર એટલીજ ગરમી દેખાડેછે. તો હવે તેને જે ગરમી આપી આપણે પીગળાવ્યું તે ગરમીનું શું થયું ને તે કયાં ગઈ વારૂં! આપણે જોયું કે બરફને પીગળવા મુકયું ત્યારથી તે પીગળી રહ્યું ત્યાંસુધી તેને જે ગરમી લગાડી તેથી યંત્રમાં એક પણ ડીગરી વધુ ગરમી જણાઈ નહી ત્યારે શું તે ગરમી તેમાંથી કેયે જતી રહી? નહી. કેયે ગઈ નહી પણ તે સઘળી તે પાણીમાંજ રહી ને તે છુપી રહી એટલે કે સઘળી ગરમી પાણીમાંજ રહેવા છતાં તે પાણી આપણને બરફ કરતાં શેહેજ પણ ગરમ જણાયું નહી. પણ ત્યારે આપણે કેમ જાણીએ કે તે બધી ગરમી અંદરજ છે ને કેયે ગઈ નથી? તે આપણે એટલા ઉપરથી કહી શકયે છીએ કે જયારે તેજ પાણીનું પાછું બરફ બનાવ્યે છીએ ત્યારે તે ગરમી તે પાણીમાંથી જુદી પડેછે અને જયારે પાણીનું એકે એક ટીપું બંધાઈ બરફ બનેછે ત્યારે તેમાંથી જરાકે જરા ગરમી નીકળી જાયછે ને તોપણ તે વખતે ઉપલાં પાણીના જેટલીજ ગરમી પેલું બરફ પણ તેમાં દેખાડેછે. એટલેકે પહેલું આપણે બરફ લીધું

ત્યારે તેની ગરમી યંત્રમાં ૩૨ ડીગરી હતી. પછી તેનું પાણી કીધું ત્યારે પણ ૩૨ ડીગરીજ માલમ પડી (કેમકે તેને આપેલી ગરમી આ વેળાએ છુપી રહી હતી) ને છેલ્લે જયારે તે પાણીનું પાછું બરફ બનાવ્યું ત્યારે પણ ૩૨ ડીગરીજ ગરમી રહી. (કેમકે આ વેળાએ પેલી છુપી રહેલી ગરમી નીકળી ગઇ ને તેથીજ પાણી પાછી પોતાની આગળી હાલત (બરફ) માં બદલાયું). જોકે આ વાત દેખીતી અજાબ જેવી છે તોપણ તે પ્રમાણેજ બનેછે.

ઉપર આપણે સમજાવી ગયાં કે બરફને પીગળાવી દેતી વેળાએ જે ગરમી આપવી પડેછે તે પાણીમાં છુપી રહેછે ને તેજ પાણીને બરફ કરતાં તે છુટી પડેછે. પણ આપણે જેટલી ગરમી પેહેલાં આપી હતી તેટલીજ પછી છુટી પડી કે નહી તે આપણે કેમ જાણીએ ? ચાલો ત્યારે તે જાણવા માટે નીચલો અખતરો કરી જોઇએ.

ધારો કે આપણને ૧ આઉંસ બરફ પીગળતાં કેટલી ગરમી જોઇએછે તે શોધવું છે તો શું કરીએ ? પેહેલાં ૧ આઉંસ ૩૨ ડીગરીની ગરમીવાળું બરફ લઇ તેમાં ૧ આઉંસ ૭૦, ૮૦ અને ૯૦ ડીગરીની ગરમીનું પાણી રેડો. આ પાણી એક પછી એક ૩૨ ડીગરીવાળાં બરફ માંજ નાખી જોવું ને તપાસવું કે બરફ સઘળું પીગળી રહેછે કે નહી. તે તપાસતાં તમને માલમ પડશે કે ૭૦, ૮૦ કે ૯૦ ડીગરી સુધીનાં એક આઉંસ પાણીથી એક આઉંસ બરફ બધું પીગળી જતું નથી પણ થોડુંક બાકી રહેછે. ત્યારે હવે ઉકળતું એટલે ૨૧૨ ડીગરી જેટલી ગરમીનું ૧ આઉંસ પાણી લઇ તેને ૧ આઉંસ બરફમાં નાખી જુઓ. આ વેળાએ સઘળું બરફ પીગળી જશે. પણ તે ઉપર યંત્ર મુકવાથી તો તે ૩૨ ડીગરીથી વધુ ગરમ થશે. પણ આપણને તો બરોબર ૩૨ ડીગરી જેટલુંજ ગરમ રહે એવું પાણી નાખીને બરફ પીગળાવવું છે. હવે જો તમે ૧ આઉંસ ૩૨ ડીગરીવાળાં બરફમાં તેટલાંજ વજનનું પણ તેનાં કરતાં ૧૪૨ ડીગરી વધુ ગરમ એટલે ૧૭૪ ડીગરીની ગરમીનું પાણી નાખી હલાવશો તો તે પાણીથી સઘળું બરફ પીગળશે એટલુંજ નહી પણ જેમ આપણને જોઇયેછે તેમ તે સઘળી મેળવણી એટલે ૧ આઉંસ બરફ ને ૧ આઉંસ પાણી મળી બે આઉંસ પાણીની ગરમી ૩૨ ડીગરી બરોબર થઇ રહેશે. આ ઉપરથી આપણે કહી શકીયે છીયે કે એક ૩૨ ડીગરીની ગરમીનો બરફનો કડકો પીગળાવવાને તેને પાછો બરફ બનાવવા જે ગરમી આપવી તે કાઢી લેવી પડેછે તે ગરમી તેટલાંજ વજનના ૧૭૪ ડીગરી સુધી ગરમ પાણીના જેટલી છે. આ અખતરો કરવા માટે યંત્રો બરોબર જોઇયેછે તથા તેની આસપાસની હવા ૩૨ ડીગરીની જોઇયેછે કેમકે નહી તો હવા વધુ ગરમ કે ઠંડી હોવાને લીધે બરોબર માપ રહી શકતું નથી. પણ એટલું તો આપણે સેહલથી દેખાડી શકયે છીયે કે એક બરફના કડકાને તેટલાંજ વજનનાં ૧૭૪ ડીગરીવાળાં પાણીમાં નાખી તેને પીગળવા દઇશું તો તેની મેળવણી ૩૨ ડીગરીની બરોબર થઇ રહેશે અને જો એક સરખાં વજનનું પણ એક ૩૨ ને બીજું ૧૭૪ ડીગરીની ગરમીનું પાણી મેલવી દેશો તો તેની તેમપ્રેચર બંનેની વચ્ચેની એટલે પેહેલાં બંને પાણીની ગરમીનો સરવાળો ૧૭૪+૩૨=૨૦૬ થશે. પછી તે ગરમીમાં પાણી પણ બેવડું છે માટે તેને બેએ ભાંજશું. ૨૦૬÷૨=૧૦૩ ડીગરી થશે.

આ ઉપરથી માલમ પડેછે કે જયારેબી બરફ પીગળેછે ત્યારે તેને કંઇ પણ ચીજ જેવી કે હવા, આપણું શરીર વીગેરે જે કાંઇ તેની નજદીક હોયછે તેની ગરમી બરફને લાગવાથી તે પીગળી જાયછે. એ રીતે કે નક્કર પાણી (બરફ) પ્રવાહી થતાં જે ગરમી લેછે તે તેમાં છુપી રહેછે યાને યંત્રમાં માલમ પડતી નથી.

શીરીનબાઈ રૂસ્તમજી.

---

## એક ખજાનો.

(ફ્રેંચ ઉપરથી.)

જુલાઇ માસનાં એક ઉનાલાના દિવસે, એક મુસાફર પીવાનું પાણી માંગતો એક ઝુંપડી આગળ હોબ્યોં. તેને પાણી આપવા માટે ત્યાંની ધરનાર પોતાના ત્રણ ચીથંડે હાલ બાળકો સાથ પોતાનાં બારણાં ઉપર આવી. એ નાના કુટુંબનો દેખાવજ માત્ર, તેમાં રાજય કરતી કંગાળપત, અવ્યવસ્થા, બિગાડ અને આળસાઇ પ્રગટ કરતો હતો.

"આહ! એ લોકનાં ઘરમાં છે તે ખજાનો છે તે જો એ લોક જાણતાં હોય તો!" પેલો મુસાફર બારણાં ઉપરથી પાછો ફરતાં બબડયો. એ ઉપલા શબ્દો ધરનારીને કાને પડતાંજ તે પથ્થર મિસાલે થંભ થઇ ઉભી રહી ગઇ. તે દિને બપોરે પોતાનો ધણી ઘર આવતાંજ ઉપલો ચમત્કારિક બનાવ તેની આગળ કહ્યો.

"તે ખજાનો કયાં છે કરી કાંય નહિ પૂછયું બેવકુફ ?" તેણીનાં ધણી ડીકે પૂછયું.

"હું તે શોધી કાઢવાની અકાગ મેહનત લઇશ." તેણીએ ઉત્તર વાળ્યો. બાકીનો અરધો દિન તેણીએ પેલી ખજાનાની શોધમાં ગુજાર્યો, અને આખી રાત સ્વપનામાં પણ તેને તેજ વિચાર કર્યા કરયો. બીજે દિન પ્રોઢ્ય પથારી ઉપરથી ઉડતાંજ, આગળે દિનની બાકી રહેલી શોધ પાછળ વળગી. મધ્ય બપોરે ડીક ઘેર જમવા આવ્યો તો ભોજણ કશું તઇયાર નહિ, એ ઉપરથી તેને ગાળબેળ દીધી, ચીરડાયો અને પાછો પીઠાં તરફનો માર્ગ લીધો. તે આખ્ખો દિવસ પરો થયો પણ કશો ખજાનો તો હાથ જડયો નહિ: એએજ મિસાલે કેટલાક દિવસ ગુજર્યા અને શોધ તો જારીજ રહી.

એક દિને કપડાં મુકવાની કબાટ ઉપરનો જૂનાં કપડાંનો ઢગળો ખેંચવા જતાં એક મ્હોટી ચોપડી કબાટ ઉપરથી અવાજ સાથે ભોંય ઉપર પડી અને પડતાંજ ઉઘડી ગઇ. એ પુસ્તક ઉપર તે સ્ત્રીની આંખ ઠીચી રહી. તે પ્રાર્થના-પોથી હતી જેનાં કોરાં પડ ઉપર તેની માતાએ તેનું નામ નોંધ્યું હતું અને તેની હેઠલ નીચલી લીટી તેની માતાનાજ અક્ષરે લખાયલી હતી.

**"સોના કરતાં વધુ કીમતી; અને પંચ ત્યાં ખોદા!"**

એ અક્ષરો ઉપર નજર પડતાંજ તેણીને પોતાનાં સુખવાસી બચપણાંની, અને તેની નેક માતાની પાંખો તળે

તેણે ભોગવેલા નેક દાહડાની યાદી આવી. તેણીનાં બચપણીનાં ખુશીભર્યાં દેખાવો અને ચિત્રો તેણીનાં મનની ચશમો સામે તાજા થવા લાગ્યા:

"અને આં તો સઘળું દુ:ખી કંગાળ હાલતમાં પડેલું છે!" તે મનસે બબડવા લાગી. "ગળીચાઈ અવ્યવસ્થા, કજીયા, ટંટા, વિપતિ અસંતોષ એ સઘળાંની ભીડ આ ઘર ઉપર ભરાઈછે! અરે એમ કાંય? મારી માતાએ હમો લોકોને કેવી કંગાળ હાલતમાં પણ કેવાં સુખી રાખ્યાં હતાં. મારા દગલબાજ બાપે તેણીને દગો દીધા છતાં હમેશાં તે કેવી સ્વસ્થ અને હસતાં મુખડાંની રેહતી હતી, અને પોતાની ખભાંની મેહનતે હમોને પાળયાં પોસ્યાં અને સારી કેળવણી આપી હમોને પાર ઉતાર્યાં હતાં. અને આં સઘળું એમ ઉજાડ કાંય!"

એક કલ્યાણસૂચક ખયાલ વીજળી પેઠે તેણીનાં હૃદયમાં ચમકયો. "તે માતા એજ પોથીમાંથી પોતાનું સુખચેન અને સંપતિ નીચવતી હતી. અને પેલો મુસાફર બોલી ગયો તે ખજાનો એજ."

અતરાફની બેદરકારી ભરી હાલત અને કંગાળપતથી તે શરમાવા લાગી, અને તત્કાળ ઘરની સઘળી વસ્તુઓ સાફસૂફ કરી યોગ્ય સ્થળોએ ગોઠવવા મંડી ગઈ. ડીક સંધ્યાકાળે પાછો ફરતાંજ વાળુ તૈયાર થયલું દિઠું—બાળકોને સોજાં લુગડાંમાં દિઠાં અને ઘરનારી શાન્ત અને સ્વસ્થ દિસી. "તેણીને ખજાનો માયો ખરો!" ડીક મનસે વિચારવા લાગ્યો. પણ વધુને વધુ અચરત થતો કે એ વિષેનું કંઈ તે બોલતી કેમ નહી. સઘળાં પોતપોતાની પથારીએ નિંદ્રાવાસ થવા કીડે, તેણીએ મેલી પ્રાર્થના–પોથી બાહાર કાટી વાંચવા મંડી. પછી પથારી ઉપર જવા આગમચ બંદગી કરી નેક દુવા ચાહી પથારીએ ગઈ; બીજે દિને સવારે પણ તેણીનું પેહેલ્લું કામ અને પેહેલ્લો વિચાર ઉપર મુજબનોજ હતો.

એમજ કેટલાક દિવસ ગુજરી ગયા. ડીક પોતાની પત્નીમાં અને ઘરમાં થયલા ફેરફાર ઉપર વધુ ને વધુ અચરત થતો રહયો. "મને હિસ્સો લેવા દેવા એ ઇચ્છતી નથી." તે મનસે વમાસવા લાગ્યો "જો બધો ખજનો એ એખલીજ ખરચતી મને જણાશે તો એણીને મારી નાખીશ."

એક દિને રાત્રે બાળકો સઘળાં પથારી ઉપર ઉંઘી ગયા પછી ઘર ધણીયાણી પોતાનું સીવવાનું કામ લઈ પોતાના ભરથારની સોડે બેસી બોલવા લાગી—"મારી વાત લક્ષ દઈ સાંભળજો. મને પેલો ખજાનો મળ્યો કરી હું ધારૂંછ." આ શબ્દો સાંભળતાં ડીકનો ચેહરો ખુશીથી ખીલ્યો. પોથી લઈ આવવા તેની બાઈડી ઉઠી. "હું ધારૂંછ કે તે મુસાફર બોલ્યો તે ખજાનો આ છે. એમાં લખ્યુંછ તે જુવો—'**સોનાં કરતાં વધુ કિંમત; અને પંચ છે ત્યા ખોદા છે.**' મારી માતાએ એ મને આપી હતી. એ શબ્દો તેવણના લખેલાછે. અને એમાંથી તેવણે કેઈ દોલત અને કેવો ખજાનો સંપાદન કર્યો હતો તે મને માલમછે?"

આ જોતાં તો ડીકનો ચેહરો ઉતરી ગયો. "કંઈ બાન્ક-નોટો નહી! કંઈ સોનું કે જવાહેર નહિ, કંઈજ નહી પણ એક જુની પોથી!" તે વીલાપ કરવા લાગ્યો.

"ડીક," તેની પત્ની આગળ બેસી આગ્રહથી બોલવા લાગી. "આ પોથી, જો તેના આપનાર જેવી નેક પત્ની અને ભલી માતા મને કરે તો, એ ખરેખર સોનાં કરતાં વધુ કિંમતી ખજાનો નહિ થઇ પડે શું? શું નહિ કેહવાય શું? એવા ઉપયોગમાં લેવાનો મેં મજબૂત ઠેરાવ કર્યોછ, અને તમારે માટે ઉત્તમ માર્ગ પણ એજ છે કે, તમોએ પણ એવોજ યત્ન કરવાનો ઠરાવ કરવો. મેં તમોને બહુ વેદનાં આપીછ, હા કેની? હું એ માટે અતિ દલગીર છેઉં. ખોદાતાળાની મદદથી હવેથી હું નેક અને ભલી પત્ની નીવડીશ એવી આશા રાખુંછું." આ વાત ઉપર શું કરવું કે શું બોલવું તે ડીકને સુઝયું નહી. તે ઓરડામાં અતરાફ સુખ-ચેન, આરામ અને સુસ્થિતિનો દેખાવ દિસતો હતો, જેવો આગમચ કોઈ દિને જોવામાં આવ્યો ન હતો.

"જો આ સઘળું આજ ખજાનાંમાંથી નીકલતું હોય તો હું પણ એમાં ભાગ લેઉં." ડીકે મનમાં વિચાર્યું.

"આ લે મારો કોલ, મારી વાહાલી," ડીક હાથ લંબાવતો બોલ્યો "તારી કસોટીમાં હું પણ ભાગ લઇશ."

તે દિને રાત્રે બેહુ વહુવર ઘણો વાર લગી તે પોથી વાંચવામા ગુંતાયા અને બંધએ એકમતથી પાવ પડી પ્રમેશ્વરની પ્રાર્થના કરી, પોતાની આગળી ગુનાહભરી વર્તણુકોની તોજીશ કરી પથારી ઉપર ગયાં. બચાંઓ જે હમેશાં છાકટા બાપની લાત મુકી અને પોતાની માતાને મોંહથી બૂરી ગાળ તથા માર ખાતાં હતાં તે લોક પોતાનાં માબાપની પ્યારભરી વર્તણુક અને પ્યારા શબ્દો સાંભળી જોઈ મનમાં અચર્ત થવા લાગ્યાં, અને તે લોકને વખત સર પોતાની માતાથી મળતી સારી કેળવણી ચાલાકીથી ઉચકી લેવા લાગ્યાં અને ધીને ધીમે મસ્તી તોફાન વિસરી જઈ શાંતીથી વસવા લાગાં. ખરેખર તે દિનથી તેમનું નાહનું ઘર બેહેસ્તનું રૂપ લેતું ગયું, અને તેમાં વસનારાં ફરેસ્તા જેવી નીરદોષ જીંદગી ગુજારવા લાગ્યાં.

અરે નારી જાત! તારી કેવી મધુર અને કેવી નાજુક ફરજ! કેઈ પાયડી ઉપર તે પ્રમેશ્વરે તને ચટાવીછે! મનુષ્યનાં અંત:કરણોનો તને ભોગ્યો કર્યોછે, જન્મથીજ તારા કપાળ ઉપર અનદિઠ તાજ પણ મેલ્યુંછે. કેવી નાજુક, કેવી ઉમદા અને કેવી પ્રશસ્ત ફરજોનો હાર તારે ગળે શોભા ચોછે! કેવી ઇર્ષા-યોગ્ય સ્થિતિ! એમાં પછાત પડનાર ખુલ્લી રીતે એ વર્ગની બાહાર છે!

રૂપાંબાઈ કે૦ દારાશાજી.

---

## કમનસીબ રાણી મેરીની કાહણી.

(સાચણ સફે ૮૫ થી.)

મેરીને કેદ કીધા પછી તેને ગાદીએથી ઉઠાડી મેલવાનાં લખતની જબરીથી [illegible] પાડવા તેની સામેવાળાઓએ [illegible]શનરો, મેલ[illegible] [illegible]ને લીંડસેને મોકલ્યા. મેલવીલ

ભીતરની અથવા તો આત્મિક અકલથી શીખી શકાયછે, નહી કે ઇંદ્રિઓને લગતી ખાકી અકલથી. વધારે ઉંચી આત્મિક બુદ્ધિની મદદ વિના ફક્ત ખાકી બુદ્ધિની મદદથી એ સત્યતાઓ સમજી શકાતી નથી. તોપણ સાધારણ અકલથી વિચાર કરતાં આપણને એ સત્યતાઓને કબુલ એટલામાટે કરવી પડેછે કે તેઓ નથીજ એમ તો સાધારણ અકલમાં પણ આવી શકતું નથી. આપણને કબુલ કરવું પડેછે કે વિધા એ ખુદ છે, તે એટલામાટે કે તેના શિવાય બીજું કાંઇ ખરૂં છે નહી. દરેક ચીજની પીછાણ અને તેનું મુળ વિધાથી થાયછે. પણ વિધા કાંઇ કોઇ ચીજમાંથી નીકળતી નથી. વિધા દરેક ચીજને પોતાનામાં સમાવેછે. આપણને કબુલ કરવું પડેછે કે વિધા હમેશગીની છે, તે એટલામાટે કે વિધાની અગાઉ કશાંની પણ હૈયાતી હોય તે વિચારી શકાતી નથી. કારણ કે જો વિચારી શકાય તો વિચાર પોતેજ વિધા છે. તેથી જે ચીજનું ગ્નાન અથવા વિધા નહી હોય તેનો વિચાર પણ નહી હોય. વિધા બેહદ છે, તે એટલામાટે કે જો તેની એક હદ બાંધવામાં આવે તો તે એક ખ્યાલ થાય. અને એજ પ્રમાણે ફીલસુફીએ સારી રીતે સાબેત કીધુંછે કે વિધાની હદ છે નહી. હદતો ફક્ત જાણમાં આવતી સત્યતાઓને લગાડી શકાય. પણ ખુદ સતને લગાડી શકાતી નથી. આપણે વિધાને આકાર વિનાની સમજીયે છીયે, તે એટલામાટે કે હદ વિનાનો આકાર વિચારી શકાતો નથી. વિધાનું બયાન નહી થઇ શકે એવી તે છે, તેનું કારણ એ કે હદ અથવા આકાર વગરનું બયાન કરવું એ પણ વિચારી શકાતું નથી. તે સર્વ શક્તિવાન છે, તે એટલામાટે કે વિધા શક્તિ છે, અને વિધા વગરની શક્તિ વિચારમાં આવી શકતી નથી. વિધા એ બ્રહ્મ અથવા આખી જગતનો આત્મા છે. હવે આત્મા શું છે? આત્મા એ "બ્રહ્મ" સાથે એકજછે. અને "બ્રહ્મ" અથવા "બહમન અમસાસપંદ" અથવા "ક્રીસતોસ" અથવા "લોગોસ" અથવા "ઇલોહીમ" એ વિધા છે.

આપણને સવાલ કરવામાં આવે કે જે સુખ બ્રહ્મની નજદીકીમાં હોવાથી નીકળેછે, તે સઘળાં માણસો કેમ નહી ભોગવી શકતાં? અગરજો બ્રહ્મ દરેક ઠેકાણે હોય તો સઘળાં માણસો સાથે તે હોવો જોઇએ; અને એમ હોય તો સઘળાંને તેની હાજરીથી આશિર્વાદ મળવો જોઇએ. એનો જવાબ એ છે કે તેની હાજરી ભોગવવી એટલે કે તે આપણામાં છે, તે ભોગવવાને માટે પેહેલાં ગ્નાનથી તેની ઓળખ કરવી જોઇએ. ઘણાંખરાં લોકો તેને ઓળખવાથી હારી જાયછે, અને તેથી કરીનેજ તેઓ તેને માટે સદા શોધમાં રહેછે, તો જો કે તે તો (એટલે ખુદા) હમેશ તેમની સાથેજ છે. અકડત નામે એક માણસને માટે એવી વાત છે કે તેણે ઘણાં વર્ષ તુલીક બાકર નામે પોતાના એક દોસ્તને માટે ફોકતનાં ફાંફાં માર્યાં તથા શોધ કર્યાં કીધી. અને તે વારે ઘડીએ અજાયબીથી બોલતો હતો કે તે પોતાના મિત્રને માટે કેવો આતુર છે અને અગરજો તે તેને મળે તો તે કેવો સુખી થાય. અંતે એક બીજો જણ કે જે બાકરને ઓળખતો હતો, તેણે તે માણસને બોલાવી અને કહ્યું કે "એ તો છુપા લેબાસમાં તારીજ કંપનીમાં રાતદહાડો ફરતો રેહેછે." અકડતે કહ્યું "નહી. એ કાંઇ બાકર નથી. એ શખસને તો હમેશાં હું મારી મંડળીમાં જોઉંછું. પણ હું તો બાકરની શોધમાં છું." પણ તે ખબર આપનારે તેની પુરેપુરી ખાતરી કીધી કે તેનાં શરીર ઉપર જે કેટલીક ચોકસ નીશાન છે તેથી એજ બાકર છે.

જેમ અકડત સાથે બાકર હતો, તેમ માણસ સાથે બ્રહ્મ અથવા અહુરમજ્દ છે. પણ તેની હાજરી માણસને સુખી કરતી નથી, જ્યાં લગીણ તે તેને બરાબર પીછાણી શકે ત્યાં લગીણ. અને જ્યાં લગીણ અકડતે બાકરને પીછાણ્યો નહી ત્યાં લગીણ જેમ તે સુખી થયો નહી, તેમ જ્યાં લગીણ માણસ ખોદાને બરોબર પીછાણતો નથી ત્યાં લગીણ તેને સુખ મળતું નથી. વાંચનારને અજબ લાગશે કે જ્યારે ખોદાય સદા આટલો પાસે છે અને જ્યારે તેની હાજરી આટલી ખુલી છે, ત્યારે તેને માટે ફીલસુફો સેંકડો વર્ષો થયાં શા માટે તકરારો ચલાવેછે? એનું કારણ આ છે. બરાબર અભ્યાસ વિના સૌથી ઉંચું જે સત તે સમજી લેવાને માણસાઇ મન તદન અશકત છે. એને માટે તો આપણા ગુણો સૌથી ઉંચી પ્રકારના થવા જોઇએ અને ગમેએવું પણ દુઃખ આવવા છતાં પણ ખોદા જે સત છે, તેનેજ વળગી રેહેવું જોઇએ. તોજ ખોદા શું છે તે આપણે આપણી આત્મીક બુધ્ધી, કે જે બુધ્ધી માણસાઇ સાધારણ બુધ્ધીથી ઘણાજ ચહડે દરજ્જેની છે, તેનેથી કદાચે ધીમે ધીમે આપણને અજવાળું પડે અને ગ્નાન આવે. એને લગતી જે મોટી સચાઇ, તે એકદમ મેળવી શકાતી નથી. કકડે કકડે તેને આત્માઇ ગ્નાનમાં ચહડવું જોઇએછે. "Know thyself" એટલે "તું પોતે પોતાને પીછાણ." "સત્યત નસ્તી પર ધર્મ." સત કરતાં વધારે ઉંચો ધર્મ કોઇ છે નહી.

ભાનુબાઈ પેસતનજી નવરોજજી ડાક્ટર.

---

# દોરંગી દુનિયાંનાં દર્શનો.

## દર્શન ૧૧ મું.

### ખૂનરેજીની સાથે લૂટ.

વાંચનારી બાનુઓ, પાસેનું મિત્રદર્શન જુવો. તમે પેહલાજ દેખાવે કેહશો કે તે એક ખૂનરેજી અને કતલનું મેદાન પડેલુંછે. પેહલા દેખાવેજ તેમાં પડેલા મુડદાંઓના ઢગળા આપણું ધ્યાન ખેંચેછે. મુડદાંઓના ઢગળાની સાથે જીવતાઓનો જથો પણ પડેલોછે. જીવતાઓ જખમી થઇ તરેહવાર જખમોની ભયંકાર તાસવીસમાં પડેલાછે. જુવે લાખો પોતાના પ્યારા પ્રાણ ખોહી પડયાછે. જે જીવતા જખમીઓ રીબેછે તેમનાં કરતાં મુડદાં થઇ પડેલા મરનારો રીબતા નથી તેથી વધારે ભાગ્યશાલી છે. પણ વળી જે જખમીઓ જીવેછે તેઓમાંના કેટલાકો પાછા સાજા થવાની આશામાં છે, તેથી તેઓ મુવેલા કરતાં ભાગ્યશાલી ગણી શકાય. એ બેમાં ગમે તે સુખી યા ભાગ્યવાન હોય, પણ હમણા તો

# જાહેર ખબરો.

## પ્રાણી વીદ્યા.

વાલમ ૧ લું.

**ઘણાં મોટાં નાનાં સુંદર ચિત્રો સાથે.**

આ પુસ્તક ઊંચા કાગજ ઉપર સફાઈદાર છપાઈ સાથે સુંદર ગીલીટના વેલાતી પુઠામા બાંધેલામા આવેલુ છે અને તે સઘળા મળી ડીમાઈ કોઆરટોના ૨૧૦ પેજમા થએલુ છે

**ઉપલું પુસ્તક મુંબઈ દફતર આશકારા છાપાખાનામાથી મલશે.**

કીંમત—આ પુસ્તક પહેલાના રૂ૪) તથા દેશાવરના પોસ્ટેજ શીકે રૂ૪ાા=

## પકવાન પોથી,

યાને

પારસીઓમાં રધાતી સઘળી વાનીઓ, પકવાનો, મીઠાઈઓ, અથાના વગરે બનાવવાની રીતી.

**સઘળી મલીને ૪૭૫ વાનીઓ છે.**

ઉપલુ પુસ્તક મુંબઈ દફતર આશકારા છાપાખાનામાથી રોકડે નાણે મલશે

કીંમત—સુંદર છપાઈ તથા મજબુત પુઠાની બાંધણી સાથ દરએક પુસ્તકનો રૂ૫.

## ફ્રાન્સ અને જર્મની વચ્ચેની લડાઈની તવારીખ.

**૧૫૪ ચિત્રો સાથે.**

**બનાવનાર—એદલજી જમશેદજી ખોરી**

સને ૧૮૭૦—૭૧ ના સાલમા જે લડાઈ ચલી હતી તેનુ એક સુંદર પુસ્તક વેલાતી ચામડે હાફબાઊંડ ગીલીટમા નામ સાથે બાંધેલુ તઈઆર છે

**કીંમત પુસ્તક ૧ નાં રૂ૮**

દેશાવરવાલાઓએ પાસટેજનો રૂ૧ વધુ વાલવો

## સોનાના મુલની ખોરશેદ.

**હીંદુસ્થાની નાટક.**

કીમત રૂ૧.

દફતર આશકારા છાપાખાનામાથી મળશે.

## શેકશપીયર નાટક.

અંક ૧ લો

જેમા જોડીયા ભાઈ—આંધલે પેહેર કુટાયુ.

તથા

કસરીવજના કારસ્તાન—કાચા કાનની ખરાબી

એવા ૨ નાટકો આવેલાછે

કીમત રૂ૨)

## લાર્ડ ચેસ્ટરફીલડની નશીહતો.

ઈંગરેજી ઊપરથી ગુજરાતી કરનાર,

**ખરશેદભાઈ પેશતનજી ડાકટર.**

કીમત રૂ૧)—દેશાવરવાલા સાહેબોએ પોસટેજના ૦)= વધારે વાલવો

દફતર આશકારા છાપાખાનામાથી મલશે

## વૈદક જ્ઞાન.

એટલે શરીર વીદ્યાને લગતુ વરણન તથા દરદ પેદા થવાના કારણો, અને દરદોની પીછાન તથા એલાજ વીગેરેની સરવ ઉપયોગી સમજણ

બનાવનાર

**બરજોરજી બેહેરામજી, એલ. એમ**

**કીમત રૂ૧૨.**

દેશાવરવાલાએ પાસટેજના રૂ૧ વધુ વાલવો

## રૂસતમ અને સોહોરાબ

**નાટક ૫ અંકી.**

વીકટોરીઆ નાટક મંડલીએ પોતાની નાટકશાલામા ઘણીવાર કરી બતાવેલો ઊપલો નાટક જેમ અસલ લખાએલોછે તે પરમાણે સઘળો સઘળા ગાયણો સુધા હમણા છાપી પરગટ કરેલો છે અને તેનુ ૧૨૪ સફાનુ એક પુસતક બનીયુ છે એ પુસતક દફતર આશકારા છાપાખાનામાથી મળશે

**કીમત રૂ૧.**

દેશાવર વાલાઓએ પોસટેજના ૦)= વધુ વાલવા

**ગુલીવરની મુસાફરી—ભાગ ૧ લો**

એટલે ગુલીવર નામના મુસાફરે લીલીપટ દેશના વેહેતીઆ માણસોમા કીધેલી મુસાફરી

**કીમત રૂ૧).**

## ડાકટર પેશતનજી નવરોજજી,

**જી. જી એમ સી**

ત મરહુમ શેઠ થાનનભાઈ મેરઅલીના ધરમના દવાખાનાના ડાકટર

રેહવાનુ ઠેકાણુ તથા દવાખાનુ કોટમા નવે મોદીખાને ફ્રીયર રોડ યુરોપ્યન જનરલ હાસ્પીટલની સામે ઇરાનીના ઘેરની પાસે

## તાંજોલ મોલુક તથા બકાવલીનો કીસો,

**અથવા કાહાણી.**

તાજુલ મોલુક નામે આશક અને બકાવલી નામે એક પરી તેહેની માશુકની કાહાનીઓ દાનાઈથી બેઆન કરેલીછે

**કીમત રૂ૨).**

દફતર આશકારા છાપાખાનામાથી મલશે

## નૂરે એલમનો

**માસ જુનનો અંક બાહેર પડયોછે.**

**એ મધે નીચે જણાવેલી બાબતો આવેલીછે**

૧—છોકીના લેખ અથવા ગરીબનો બેની ઓદા (મા બાપ વીનાની એક છોકરીની વાર્તા)

પ્ર૦ ૩૪ મુ, મારા સંબંધી નવી ગોઠવણો.

પ્ર૦ ૩૫ મુ, એલેકઝાંડરા સ્કુલનો મારો અનુભવ

પ્ર૦ ૩૬ મુ, કાવશાહની માંદગી

પ્ર૦ ૩૭ મુ, શક ઉપજાવનારા સવાલો

૨—અસલી આર્ય ધર્મ અને તેની સાદાઈ

૩—આદેન નોશેરવાન—૬.

૪—હવાઈ રેલવે—(ચીત્ર સાથે)

૫—ચા.

૬—ચંદ્રની આસપાસ સેન ચાંદની આજુ બાજુ એક તોપના ગોળામા મુસાફરી—

૯—નવો વસવસો—શુ ચંદ્ર ઉપર જઈ પુગાશે?

૧૦—તરીયા પાવ!!

૭—રોદિર ભરો!

૮—માસીક—

દુધ ખાટુ કેમ બનેછે?—લાકડા વહેરવામા વીજળી—ઉત્તર અમેરીકાના ઈંડીયન લોકો કોણ છે?—એક નવાઈ જેવો કુદરતી દેખાવ "બુદનો તબો"—બગીચા વીદ્યા સંબધી નવી શોધ—પૃથ્વીની અંદર શુ છે?

૯—સેત્રંજની બાજી ૨૪૪ મી

**કીંમત વરસના રૂ૩) પોસ્ટેજ સાથે રૂ૩ા=.**

દફતર આશકારા છાપાખાનામાથી મળશે

## પાક ખોરદેહ અવસતા.

**મોટા કારા ટાઈપમાં**

ગજવામા રેહી શકે હેવી નાધલી નખતી વેલાતી પુઠાથી બાધેલી

**કીમત રૂ૧—૧ાા—૩.**

## પુઠાં તૈયાર છે

ગયે સાલના નુરેએલમના વે બધાઈ સાથે રૂ૧ા ગાહેકજ વાલમો ખરાબર ગોઠવી ઊપટ, ના૦ ૮૭ મ લખી દફતર આશકારા પ દેવા જયા તેના પોહોચ ખાલી પુઠાનો રૂ૧)

છપાઈ બહાર પડયા છે—

મી૦ કૈખુશરો નવરોજજી કાબરાજીની રચેલી મોટી સંસારી વારતા

# "ગુલી ગરીબ" નો

## ભાગ ૪ થો—સફે ૩૦૪ થી ૪૧૨ સુધી.

એ ભાગ નીચલી અસરકારક બાબતો સુધી આવેલોછે:—

અદુભાઈનું ભેદ ભરેલું ખુન—તે ખુનનો ભીખુભાઈ ઊપર ભય ભરેલો શક—
તે શકના મજબુત પુરાવા—એક ઝભાએ શું શું ઊઘાડું પાડયું?—
રતનની સાથ ગુજારેલી રજની—લોહીથી ખરડાયલા હાથ—
શક મજબુત પણ ખોટા—વીકાભાઈની મોટી ચોરીનો ભેદ—
તે ચોરી ઊપર ઢાંક પીછોડો—
ગુલી ગરીબ હવે છેક ગરીબ નથી—હવે તે ભુખે મરતી નથી—
તેનાં બચ્ચાં રખડતાં નથી, હાયવેહલા કરતાં નથી—
પીરોજાની માદગી અને મરણ—તેમાંથી કેટલું શીખવાનું છે?—
ગુલી ગરીબનાં ફરજંદોની ઘેરસંસારી કેળવણી—ઈતયાદી, ઈતયાદી.

---

## ભાગ ૫ મો.

એ ભાગ નીચલી અસરકારક બાબતો સુધી આવેલોછે.

ભીખુભાઈ ઊપર ખુનનો વાંક—
તે વાંકને માટે તેના સેશનસમાં તપાસ—તેની સામે મજબુત પુરાવા અને સાક્ષીઓ—
કપાયલા હાથ—લોહીના ડાઘ—ઝભાની સાહેદત—
ભીખુભાઈના બાપ શેઠબાવાની દુખદાયક સાક્ષી—
ફાંસી જવાની વકી—ફાંસીનું લાકડું—
મી૦ હયુસન બારીસ્ટરનું અસરકારક ભાષણ—
બંધવાનો અજાયબ જેવો એકરાર—
રતનીની સાક્ષી—"ઓલીબી"—બંધવો નાટ ગીલટી—
શેઠબાવાને બુઢાપામાં જખમ—બુઢા ફકીરાને લકવો—
લોકોમાં ચાલતો ભારી ગભરાટ—
રતનીની નીંદા—રૂસતમ એક ફરેસતો—
લુસીની સાથે ભીખુભાઈનું કરાંચી નાહસવું—
ગુલી અને તેના દીકરાઓની ચહડતી આબાદી.

**કીમત, દરએક ભાગના રૂ૦ાા.**

હવે બીજો એકજ ભાગ બાકી છે.

નીચલે ઠેકાણેથી મલશે—

કોટમાં દફતર આશકારા પ્રેસ.
સી૦ જ. બે. કેરાણીના બુક ડેપો,
મેસર્સ ક. મે. મર્ઝબાનની કુંપની,
મી૦ પીરોજશાહ દીનશાહજીનો બુક ડેપો.

ધોબીતળાવ, મી૦ કરાણીના બુક ડેપો.
કાળબાદેવી, મેસર્સ એન. અને કુંપની.
ઈશ્વરદાસ લાયબ્રેરી.
ગીરગામ, મેસર્સ નાગોરકરની કુંપની.

# સ્ત્રીબોધ.

પુસતક ૩૫ મું. | જુન ૧૮૯૨. | અંક ૬ ઠો.


## ભીખો ભરભરિયો.

અથવા

કાળો હાફુસ—બાહારથીજ કાળો, માહેથી મીઠો માવો.

---

### એક વાર્તા.

---

#### પ્રકરણ ૧૮ મું.

#### "ઘેરવાળાં" સાથે એક મસલત.

નાજાંમાયની પાર્ટીમાંથી ભીખો ભરભરિયો પોતાને ઘેર ગયો ત્યારે રાતના ૧૧ વાગેલા હતા—પેલાજ અગત્યના બુધવારની તે રાત હતી.

ભીખો પોતાનાં ઘેર (હાટલ) ના ઓટલા ઉપર ચહડ્યો ત્યારે બધાં જણને ઉંઘી ગયલાં ધારતો હતો; પણ તેણે જોયું તો ઓટલાનું બારણું ઉંઘાડું હતું, ખડકીમાં દીવો બળતો હતો, અને ઘરવાળી જમાદારની ઝીણી એક ટેબલ આગળ સીવવા બેઠેલી હતી.

"ઓ હો ! ઘેરવાળાં ! હજી જાગોછ ! હું તો સમજું જે, બધાં ઉંઘી ગયાં હશે." ભીખાએ તાજુબીથી પુછ્યું. તે ઝીણીને તેના આકળા સ્વભાવ છતાં માન આપતો હતો અને માનની ખાતર તેને "ઘેરવાળાં" કરીને બોલાવતો હતો.

"તો શું કરૂં !" નોશાકરી ઝીણીએ પોતાના નોશાકરા શબ્દોમાં બળાપો કાહાડ્યો, કે જે નોશાકરી ભાષા આ વાર્તા વચ્ચે આપણે વાપરી નથી, પણ ઝીણી એક નોશાકરી હતી તે વિષે યાદ આપેલીજ માત્ર બસ થશે. "મોવો વખતબી તો જાવો જોઈએ ! મોવું સોહવાનુંબી જોઈએ ! અસ્તો અડધો કલાક થયો બધાં ખાઈ રહ્યાં ને હજીતો મુવો કાસમ વાસણ ઉજાળી રહ્યો નથી."

આજે મોડું કેમ થયું તેનો ભીખાના પુછવાથી ઝીણીએ હિસાબ આપ્યો. પેલો પોલીસવાળો રાઘુ રામોસી મનચેરજી મીણવાળાને મળવા આવ્યો તે નીકળતાં નીકળે નહી—જતાં જાય નહી—તે છેક સાડા આઠ વાગતે ગયો. મનચેરજી કદી રાતનું જાણું જમતા નહી હતા, પણ આજે રાઘુ રામોસી સાથ કોણ જાણે શું વાત કીધી હશે કે તે વાતની ગરમીથી તેવણને ભુખ લાગી અને ખાણું માગ્યું. તેવણને વાસ્તે કાંઇ જાણું ખાનું તૈયાર નહી હતું માટે ઇંડાં કરવા પડ્યાં, કેલાં તળ્યાં, ને સુકું પાકું કરીને ખાણું મોકલતાં વાર લાગી. વળી બીજા માળા ઉપર ડાક્ટર બરજોરજી આજે મોડો જમ્યો. બાકુતો જમ્યા પછી ઝીણી જમતી હતી, માટે તે જમવા બેઠી ત્યારે છેક દસ વાગેલા હતા. ઝીણી જમી રહ્યા પછી વળી તેની બેહન હીલ્લુ પડોશમાં પેસ્તનદારૂ પંથકીને ઘેર ગઇ. તે પડોશીની દીકરી માંદી હતી તે આજે એકાએક ઝીમાઇ ગઇ, તે ઉપરથી પેસતનદારૂની મા ભીખાં ગોરાણીએ બૂમ પાડવાથી હીલ્લુ દોડી ગઇ તે હજી પાછી આવી નથી. પેસતનદારૂની દીકરી તો પાછી હોસ્યાર થઇ, પણ હીલ્લું ભીખી ગોરાણી સાથે વાતે બેઠી તે કાંઇ જલદી પાછી આવે ? તે પાછી આવે નહી ત્યાંસુધી ઝીણીથી સુવાય નહી, પછી તેને ઉંઘના ગમે એટલાં ઝોકાં કાં નહી આવે ? પોતાની બેહનને સાથે લીધા વગર ઝીણીને સુવા જવાનો ધારો નહી હતો. અને અંહી ભીખાનાં "ઘેરવાળાં" પોતાના ધારા પ્રમાણે પોતાની બેહનને સુકીયાણી સેસ ભરવા બેઠાં "રાન એ ફુકતી ભસ્તે બરાઇને એટલી અકલ નથી કે મારી બેહન જાગતી હોશે તો ચાલ હું હવે જલદી પાછી ઘેર જાવું. સુઇને ટાહેલું મળ્યું તો ત્યાંથી ઉઠવાજ નથી માગતી. રાન એટલું નથી જાણતી કે પાછલી રાતે ઉઠીને ઓટલો ધોવાનો, ચોક પુરવાના, કુવાપર ટોબાન ધુપાવવાનું—"

"પણ ઘેરવાળાં, તમે કાંઇ જાણોછ કે ! આજે મારા શેઠને ત્યાં નાજાંમાયની પાર્ટીની વાત જાણોછ કે ?" ભીખા ભરભરિયાને ઝીણીની આ બરાડ ભાવી નહી. તે નાજાંમાયની વાત કરવાને તલપી રહેલો હતો, માટે વચ્ચે બોલી ઉઠ્યો અને તેથી બિચારી હીલ્લુ ઉપર પડતી ગાળોની શ્રાલ પામરી અટકી.

"આજની પાર્ટી કેવી હતી !" ઝીણીએ સેજ પુછ્યું.

"અરે બલ્યું રે ! કંગાલ ! કોઇ મજે નહી. માટીડા બૈરાં બધાંની ભીડભાંડ. બધી ગડબડ ને ગડબડ બીજું કાંઇ નહી. ફરીથી હું એવી પાર્ટીમાં નહી જાવું."

"કોઇ મજેબી નહી ને વળી ભીડબી ઘણી ! ભીખાજી એ પેહુ કેમ બને !" ઝીણીને વઢીક ભીખાના ઉલટપાલટ બોલવા ઉપર હસવું આવ્યા વિના રહ્યું નહી.

"માટીને બૈરજ રેહવાનાં હોયતો રેહવાઈ શકાય. પણ બીજી અટી બીડીનો ખર્ચ?" ઝીણીએ યાદ આપી.

"બીજી અટીબીડી તે શું?"

"દવા છે, દારૂ છે—માંદાં છે, સાજાં છે. કદાચ તારો પગાર ઘટી ગયો, કદાચ તારી બૈરીની શિખનારી એ ઓછી થઇ, તો?"

"અમે બેહુ તનદરોસ્ત ને ખડતલ છીયે ને બેહુ મેહનત કરશું તો કમાઇશું." ભીખાએ પોતાનાં ખભાંબળ ઉપર મજબુત ભરૂસો બતાવ્યો. "હું જો મેહનતુ ને ખડ તલ નહી હતે તો વળી ગરકતમાં ચાર વર્ષ કાહાડતે?"

"વારૂ આવક ઘટે નહી," ઝીણીએ હિસાબનું બીજું પાસું સુજાડયું "પણ ખર્ચ વધ્યો, તો? જેમકે છોકરાં થયાં, પછી શું?"

"છોકરાં!" ભીખો, ગેયા હેબતીને ટગરટગર ટીકવા લાગ્યો. છોકરાંનો હિસાબ તો તેણે ગણત્રીમાં લીધોજ નથી!

"તમે પરણશો તે કાંઇ છોકરાં થશે કેની? હું ધારૂંછ કે તમે પરણીને છોકરાં વગરનાં તો રેહવાનાં નહી હશો? ભીખાજી, તારા બાઇ પેસીને છોકરાં થયલાંછે, ને તુનેબી થશે."

"બાપરે! છોકરાં વધે ત્યારે તો ખર્ચ વધવાનો" ભીખાજી લગભગ ડઘાઇજ ગયો.

"ને વળી છોકરાંબી કેટલાંબધાં!" ઝીણીએ હજીબી તેને હેબતાવ્યાજ કીધો. "તુને ખબરબી નહી પડશે તેટલાંમાં છોકરાંનું લશકરને લશકર બાવાનાં ઘેરમાં વધી જશે. ભીખાજી, છોકરાં શું છે તે તો જે છોકરાં જણે તેજ જાણે!"

ભીખાજીને આ છોકરાં છૈયાંની વાત નહી ભાવી. પીરોજાને પરણવાનું એ પરિણામ તેને ઘણું ભારી લાગ્યું. તેને તો એકલી પીરોજા જોઇતી હતી—છોકરાં નહી.

"પણ અમોને છોકરાં નથી જોઇતાં, ઝીણી બેન" તે બોલ્યો.

"જેને નહી જોઇયે તેનેજ ત્યાં છોકરાં ઘણાં આવેછ."

"જુવો, ઘેરવાળાં, હું કાંઇ છોકરાંને ચાહતો નથી એમ ના સમજતાં." ભીખો અગત્ય કરીને ભૂલ ભાંગવા ઉઠ્યો. "મને છોકરાં ગમેછ ને જે ઘેરમાં ટનેક બુચકલાં હોય તે ઘેર ગાજી નિકલેછ. પણ સવાલ એ છે કે જે માટી બૈરનો પોતાનો નિભાવ માન માન થાય તે છોકરાંનો નિભાવ કેમ કરી શકે? એ મારો ગુચવાડો છે."

બિચારા ભીખા ભરભરિયાનો આ ગુચવાડો કાંઇ ટલ્યો નહી. એજ વખતે ઝીણીની બેહન હીલ્લુ ઘેર આવી અને ભીખો પોતાના ગુચવાડા સાથેજ ઉંઘમાં પડયો.

## પ્રકરણ ૧૯ મું.

## "કીસમતના લેખ."

થોડા દાહડામાં "કીસમતના લેખ" બાહાર પડયો. હોમી દારાશાનાં જે અગત્યનાં મોટાં પુસ્તકમાં રોકાયલો હતો તે તો હજી લખાયછે, તૈયાર થાયછે; પણ તેની અગાઉ "મી૦ પેસતનશાહ મેહરમુસાના બી. એ. ઇત્યાદી, ઇત્યાદી" નો આ "અતિ સુંદર" અને "મનો રંજન", "ગાયન રૂપી આપેરા" બાહાર પડી ચુકયો.

એક મોટાં છાપાખાનાવાળો એ પુસ્તક ખરીદીને છપાવવા માટે લલચાયો. અલબત્તાં ખરીદીનાં નાણાં ચોપડી છપાયાં પછીજ પેસીને અદા કરવાનાં હતાં; પણ તુર્ત વેળા આપણા મી૦ પેસતનશાહ બી. એ. નું નામ તો થયું. વર્તમાનપત્રોમાં તેનાં વખાણનાં બાંકાં ઉપર બાંકાં ફુંકાયાં. "મુંબઇ મિત્ર", "પારસી દર્પણ", "સત્ય શોધક", "દોસ્તે દીન", "રાહે રાસ્ત" વગેરે શું રોજીંદાં કે શું અઠવાડિક પત્રો જે મુંબઇમાં છપાતાં હતાં તેઓ આ નામીચા આપેરાની અને તેના ઉસ્તાદ કર્તાની કીર્તિ ગાવામાં ગેયા એકેક સાથ હરીફાઇ કરવા પડી ગયા, અને એક અઠવાડિયાંમાં તો "મી૦ પેસતનશાહ મેહરમુસાના બી. બી. ઇત્યાદી, ઇત્યાદી" આખી મુંબઇમાં નામાંકિત થઇ ગયા.

આ વખાણનાં ફુંકાતાં બાંકાંઓથી હોમી અચરત ઘણો થયો પણ દિલગીર જરાબી થયો નહી. એ તેજ આપેરા હતો કે જે પેસીએ હોમીને તપાસવા આપ્યો હતો અને હોમીને પસંદ પડયો નહી હતો—જેનું નામ "કીસમતના લેખ" વટીક હોમીએ હસી કાહાડયું હતું, કાંકે દરએક કલ્પણામાં "કીસમતના લેખ" તો હોયછે, ત્યારે આ આપેરાને માટે એ કાંઇ ખાસ નામ કેહેવાય નહી અને આ એક ભલતું સાધારણ નામ આપી દેવાથી કર્તાની તર્કબુદ્ધિ એક સારૂં નામ આપવાને વટીક અશકત છે એમ ઠરે. પણ ગમે તેમ હોય તોબી પેસીનું એ કામ પ્રજામાં અને પત્રોમાં વખણાય એ હોમીને ગમતું હતું. "કીસમતનો લેખ" પોતે નાપસંદ કીધા છતાં પેસીને પૈસાની ગરજ હોવાથી હોમીએ પોતે તેને છપાવવાની ભલામણ કીધી હતી.

પેસીનાં દિલમાં તો હોમી સામે સદાનું વેર વસેલું હતું, પણ હોમીનું દિલ સાફ હતું. આવું એક લુખ્ખું લખાણ વખાણ પામ્યું તેથી હોમીએ પોતાના હંમેસનાં સખી દિલથી પેસી વિષે કંઇબી ખોટો વિચાર નહી લઇ જતાં એ ખરેખરજ લખાણ વખાણવા લાયક વિચાર્યું. "મેં તે નાપસંદ કીધું તેમાં મારી ભૂલ હશે" એ ખાલેશ દારાશાનાંએ પોતાની પ્રિય પત્નિ આગળ મત બાંધ્યું. "મેં નાપસંદ કીધા છતાં તે આવું વખણાયછે ત્યારે મારીજ ભૂલ હશે; અથવા નહી તો કે મારી પાસેથી પાછું લઇ ગયા પછી પેસીએ પોતે તે એટલુંબધું સુધારી નાખ્યું હશે, ગુલાં. આફરીન! તેણે કેટલીબધી મેહનત લીધી હશે કે જેથી એક લુખ્ખું લખાણ આવો પસંદ પડતો આકાર લઇ શકયુંછ."

"ગમે તેમ હોય, પણ આપણે ખુશી થવાનું છે," હોમીને તેની ગુલાંએ ટેકો આપ્યો "કે બિચારો પેસી પૈસાની ભીડમાં છે તેમાંથી તેના હાથને જરા ઉગારો તો થશે?"

"હા. એબી ઠીક છે."

"હોમી, તમે તે દાહડે એનું કરજ ફિટાડીયું—એના માગનાર ઉપર રૂ૧૦૦ છુપ્યા વાળ્યા, તે એ પેસી જાણેછ કે?" ગુલાંએ લગાર આતુરતાથી પુછ્યું. ગુલાંની ખુશી હતી કે આપણે કોઇનું ભલું કરીયે તો તેને કહીને કરેલું સારૂં.

"નહી. એ ૧૦૦ રૂપીયાની વાત મેં એને કહી નથી અને કેહવાનોબી નથી." હોમીની ખુશી હતી કે કોઇનું ભલું કરવું તો છુપ્યું કરેલું વધારે સારૂં. "એબી એક 'કીસ્મતના લેખ' એમ એ સમજીને રેહશે."

"આહા, હોમી! હું તો એક બીજાજ ખ્યાલથી મગન થાઉંછ." ગુલાં પોતાના વ્હાલા વર આગળ વડાઇ લેવા લાગી. "પેસીનાં આ નજીવાં પુસ્તકની આટલી તારીફ હું વાંચુછ ત્યારે વિચાર કરૂંછ કે તમારૂં મહાભારત પુસ્તક બાહાર પડશે ત્યારે તેની કેટલી વાખવાખી થશે, તે ઉપર વાંચનારની કેવી ટુટ પડશે, અને તમે તેથી કેવી દોલત કમાશો!"

પોતાની પ્રિયાની આ ઉંડી ઉમેદવારી ઉપર હોમી હસ્યો. તેને પોતાને પણ આ જાતની માન ભરેલી ઉમેદ ઓછી નહી હતી.

પેસીની આ જાહેર પ્રશંસાથી હોમી એટલો હર્ષિત થયો કે તેજ હર્ષનાં હિંડાંથી તે પેસીને મુબારકબાદી આપવા સાંજે આફીસમાંથી છુટયા પછી તે પેસીને ઘેર ગયો—"ગેટી થીયેટર" ની પાસેના પેસીના "ચેમબર" માં નહી, પણ પેલું ખેતવાડીનાં ખુણામાંનું નાનું ઘેર જ્યાં પેસીએ પોતાની બાયડીને રાખેલી હતી ત્યાં ગયો. હોમી જાણતો હતો અને તેથી ખુશી પણ હતો કે હમણા હમણા પેસી પોતાનાં બાયડી છોકરાંવાળાં ઘેરમાં વિશેપ રેહતો થયો હતો.

વાહ! પેસી એટલો સુધર્યો ને ઘેરરાખુ થયો કે? વાંચનારી બાનુઓ પુછશે.

નહી—તેમાંનું કાંઇ નહી. એતો કોટમાંના પોતાના દિવાનખાનાંઓને બદલે ખેતવાડીનાં ખુણામાં પોતાને મતલબસર વધારે આવતો જતો થયો હતો. કોટનાં તેના "ચેમબર્સ" માં માગનારાઓનો કંટાળો ઘણો વધી પડયો હતો, માટે માગનારાઓને તપાસી તપાસીનેજ તે કોટ ખાતે રહી શકતો હતો—પોતાની સાહુચેતી અને ચાકરો ની ચોકીદારી હોય ત્યારેજ પેસી કોટમાંનાં ઘેરમાં રહી શકતો હતો. ખેતવાડીનાં ખુણામાં તે વધારે સલામત હતો કાંકે ત્યાં પોતાનાં બાયડી છોકરાંને તેણે લોકોથી અજાણાં અને છુપ્યાં રાખેલાં હતાં.

પેસીની પૈસાની ભીડ આપણે આગળ જોઇ તે કરતાંબી હમણા ઘણી વધી હતી. બધાંજ પૈસા માગતાં હતાં. આલીને પૈસા જોઇતા હતા, છોકરાંને પૈસા જોઇતા હતા, માગનારાઓ પૈસા માગતા હતા, અને તે સઘળી એકઠી માગણીઓ વચે પેસી પોતે પોતાનો માગનાર હતો તે તો જુદો—પેસીને પોતાને પૈસા સહુથી વધારે જોઇતા હતા. તેને હમણા હમણા લાગતું હતું કે કદાચ મુંબઇ છોડીને નાહસી જવું પડશે—તેના ભાઇ ભીખા ભરભરિયાની પેઠે તેને કદાચ મસ્કતનો રસ્તો લેવો પડે ખરો.

હોમી ખેતવાડી ગયો ત્યારે દિવાનખાનાંમાં કોઇ નહી હતું: મુસલમાન પો[illegible] ...ી કે શેઠ બાહાર ગયલા હતા, અને આળીબાઇ અંદરના એક ઓરડામાં પોતાનાં આજારી બચ્ચાંને ઉંઘાવવાની હીચ નાખતી હતી. આલી બચ્ચાંને સુવાડીને આવે તેટલાં હોમી આગળી ખડકીમાંજ થોભ્યો. ત્યાં એક ગોળ ટેબલ અને થોડીક નેતરની ખુરસીઓ હતી. ટેબલ ઉપર પેલાંજ, પેસીના પુસ્તકની પ્રશંસા કરનારાં પત્રો પડેલાં હતાં. અંહી "મુંબઇ મિત્ર, અને "પારસી દર્પણ," અંહીજ "દોસ્તે હિંદ" અને "દાદે રાસ્તી" વગેરેનો ઢગલો પડેલો હતો.

પણ વળી એજ ઢગલાની વચે પેસીનાં વખાણેલાં પુસ્તકની એક નકળ પડેલી હતી. "કીસમતના લેખ" એ નામ સોનેરી હરફે તેના પુઠાં ઉપર પાડેલા હતા. હોમીએ જરા તે ચોપડી હાથમાં લઇ પાના ફેરવી જોયાં. તેમાંનુ લખાણ કયું હતું? હોમીએ તપાસી આપેલું તેજ કે કાંઇ બીજું હતું? ત્યાર પછી તેમાં તેણે એવો કેટલોબધો સુધારો કીધો કે જેથી આ સઘળા જુદા જુદા અધિપતિઓની નજરમાં પેસી આ જમાનાના એક શેક્ષપીયર જેવો એક નામાંકિત કવી થઇ પડયો હતો!

પણ નહી. આ તો જેનું તેજ લખાણ હતું. શરૂ આતમાંજ બે ચાર કફોડાં વાકયો જે હોમીને યાદ હતાં તે જેમનાં તેમજ હતાં. કદાચ પેસીની ભૂલથી તે વાકયો રહી ગયાં હશે. હોમીએ બીજાં પૃષ્ટો ફેરવી જોયાં. તેમાંબી તેજ—પેસીનું લખેલું પણ હોમીએ નાપસંદ કરેલું તેજ આ લખાણ હતું. હોમીને મનથી તે કચરો હતું, અને તોપણ તે આટલું વખણાયછે! એબી એક "કીસમતના લેખ"! હોમીએ હસીને આલીના આવ્યાથી ચોપડી પાછી મુકી.

આલી ઉલટભર હોમીને મળવા આવી, પણ તે હંમેસના જેવી બળિપલ, કુંજરી, ખીજવાયલી અને વહડકણી આજેબી હતી. તેની આંખોમાં પાણી હતાં. તેની સાડીના સોજ સકાર નહી હતા. તેનું માથુબાતુ છુટી ગયલું હતું.

આલી બિચારી દુખી હતી. તેને વરનું દૂખ હતું. તે ભીમરડીનાં ગામડાંમાં એકલી ઝુરી મરતી હતી, પણ અંહી મુંબઇ આવ્યા પછી તેને લાગ્યું કે મુંબઇ કરતાં ભીમરડીજ ભલું હતું. તે હવે મુંબઇથી કંટાલી ગઇ હતી. એ તો સારૂં થયું કે ભલો હોમી અને તેની ભલી બાયડી ગુલાં મુંબઇમાં આલીનાં મદદગાર જેવાં હતાં. તેઓની જો મદદ નહી હોત તો આલી પોતાનાં છોકરાં સાથ અત્યાર માં તો છળી મરત. આલી પાસ પૈસા તો હતાજ નહી. બજારમાં માલ વેચનારાઓ હવે ઉધાર બજાર આપવા ના પાડતા હતા. માટે આલી છોકરાં સાથ ભુખે મરત, પણ હોમી અને ગુલાંએ અવારનવાર ભેટ સોગાદો મોક લ્યાથી—કોઇ વખત મેવો, કોઇ વખત મીઠાઇ અને કોઇ વખત સારાં રાધેલાં પકવાનો મોકલવાથી "મી૦ પેસ્ત નશાહ મેહરમુસાના બી. એ. ઇત્યાદી, ઇત્યાદી," નાં બચ્ચાં ટલવલતાં અને ભુખે મરતાં અટકયાં હતાં.

"કેમ આલીબાઇ! વળી શું છે? તમારી આંખમાં પાણી કેમ? એ શા ઢોંગ? તમે હસતું મોહડું તો કદી

રાખોજ નહી કે ?" એક બચ્ચાંની પેઠે આલીને હોમીએ ધમકાવી—ખરેખર આલી એક બચ્ચાં જેવીજ હતી.

"વળી હોય શું ? રોજને રોજ એને એજ રડાકુટો." આલી રડીને બોલી. "આજે વળી પેસીએ અમારી ઉપર હાથ ચલાવ્યા. બિચારા મારા બુચા દાદીને આજે ગુસામાં ને ગુસામાં એક લપડાકજ ચોહડી કાહડી અને હું વચે પડી ત્યારે મારા બરડાની અંદર એક એવી તો મુકી મારી કે ત્યારનો મારો બરડો દુખેછ ને આવડું મોટું ઢીમુ થઇ આવ્યુંછ. જુવો હોમી! ગમે તો તમે જોઇને તમારી ખાતરી કરો !"

આટલું બોલતાંજ આ સાદી બાયડી પોતાનું બદિ યાન ઉંચકીને બરડો દેખાડવા જતી હતી પણ હોમીએ તેને અટકાવી.

"નહી, નહી, રેહવા દેવો. મારે જોવાનું કામ નથી. પણ વળી આજે શું મારામારી થઇ, આલીબાઇ ?"

"મરેરે ! મારાં ઉંધાં ભાયગ બળેરે ! પણ એ કેવું ખોટું છે ! હોમી, એ કેવું ખોટું !" આલી રડવા લાગી. "મુવાં બીજાંનો ખાર બિચારાં બચ્ચાંઓ ઉપર કાહાડવો !"

"ખાર ! ખાર શાનો ?"

"ખાર પૈંસા ટકાનો ! ખાર માંગનારાઓનો !" આલી પોતાના વરની બુમો મારીને રાવ કરવા લાગી. "પેસીને પૈંસાની ને બીજી અનેક જંજાલો છે, તે કોણ ના કેહછ ? પણ એ જંજાલો એવણ માથે હોરેછ કાં ? એવણ જંજાલો હોરે ને અમે તેના પૈંસા કયાંથી લાવીયે ?"

"એક માટીડાને જંજાલ તો હોય" હોમીએ સેજ શિખામણ દીધી.

"ઓવાય ! એમ શું બોલોછ, હોમી ?" આલી તો એટલાં ઉપરથીજ ઉખડી. "તમે માટીડા છો તેથી તમોને જંજાલ છે કે ? કોઇ વખત કાંઇ હોય, નહી હોય તે ચાલ્યું જાય. પણ આ શું ? માગનારાઓની જંજાલ ? ને તેમાંથી છુટવાની તો વાતજ નહી ? બસ જંજાલ વધતી ને વધતીજ જાય ? કમાઇ ધમાઇ તો મળે નહી ને ઉપરથી સાંબો ખર્ચ વધ્યોજ જાય ?"

"પેસી સારો લખનાર ગણાયછ અને ન્યુસ પેપર વાળાઓ એને ઠીક વર્તાવેછ" હોમીએ યાદ આપી.

"મુવારે આપતા ! ને લેતાબી મરે ! આપેછ ! મુવા ધુલને પાપે ઢેકાં !" આલીએ એ વાતજ ધિક્કારી કાહડી. "લખાણથી તે વળી કમાણી હોય ? ને જે સેજ સાજ કમાયછ તે તો આવ્યા અગાઉ ખર્ચી ખાયછ. ન્યુસ પેપરોનો પગાર હાથમાં તો આવતોજ નથી અને હાથ ઓળવાનું તો ચાલુ ને ચાલુજ."

"પણ ખોદા કરશે તો હવે તેમ નહી થશે. હવે પેસી કમાશે. આ 'કીસ્મતના લેખ.' જેવા કની !" ટેબલ ઉપર પડેલું પેસીનું નવું પુસ્તક દેખાડી હોમીએ ધીરજ આપી. "એ 'કીસ્મતના લેખ'જ પેસીના કીસ્મતના લેખ સુધારશે. એ ચોપડીની તારીફ પર તારીફ થાયછ. આ ન્યુસ પેપરોનો ઢગલો જુવોની. તેમાં તમારા વરનાં કેવાં વખાણ છપાયાંછ !"

"હા, હા, બાંકાં ફુંકાયાંછ તે મેં બધાં વાંચ્યાંછ !" આલી આ તારીફ ઉપર તુચ્છકાર દેખાડીને બોલી.

"આ 'પારસી દર્પણ' માં તારીફ કેવી સુંદર છપા ઇછ ! આજસુધી મેં એવી તારીફ કોઇની વાંચી નથી."

"પણ તે તો પેસીએ પોતે લખીછ."

"શું લખીછ ?" હોમીએ ડઘાઇને પુછયું.

"આ 'પારસી દર્પણ' માં જે તારીફનો આર્ટીકલ છપાયોછ તે તો પેસીએ પોતે લખ્યોછ."

"છટ, છટ, આલીબાઇ ! તમારી કાંઇ ભૂલ હશે."

"શાની ભૂલ ? હું બધું જાણુંછ." આલી હુન્નતથી બોલી "આજ ટેબલ ઉપર પેસીએ 'પારસી દર્પણ' માં એજ રિવ્યુ લખવા ઉપર કાલે ત્રણ કલાક ગુમાવ્યા. લખ્યું ને છેકયું, છેકીને પાછું લખ્યું—જેમ બને તેમ તારીફના બોલો જેટલા મળ્યા એટલા ભર્યા."

હોમી મનમાંજ હસ્યો. "કીસમતનાં લેખ" નો ભરમ તો ફોયો એ હતો !

"અને આ બે બીજા 'રિવ્યુ' તો પેસીના બે ભાડુતી દોસ્તોએજ લખ્યાછ" આલી સઘળો ભેદ ફોડી દેવા પડી. "આ 'દોસ્તે હિંદ' અને 'આલમ પ્રકાશ' માં જે સરસ તારીફ છપાઇછ તેતો પેસીએ પોતાનાજ ભાડુ તીઓ પાસેજ લખીને છપાવીછ. એને ન્યુસ પેપરવાળા ઓ સાથ ઘણો વગ છે. પેસી પોતેજ પોતાના એ વગ ઉપર વડાઇ લેયછ. કાલેજ એવણ બોલ્યાતા કે હું ચાહું તેટલાં મારાં વખાણ કરાઉં એટલુંજ નહી પણ હું ચાહું તેને ન્યુસ પેપરની મારફતે તોડીબી પાડું. પેસી તો એમ વડાઇ લેયછ કે કોઇબી લખનારનો છાપાની મારફતે એકદમ નાશ કરવાનું એવણના હાથમાં છે. એવણ ચાહે તેવા લખનારનું એક ઘડીની વચમાં ખાનેખરાબી કરી નાખી શકેછ."

---

## પ્રકરણ ૭૦ મું.

## આલી કુવો તલાવ કરવા માગેછે.

આલીએ પોતાના વરના "કિસ્મતના લેખ" અને તેનાં વખાણનો કરામતી ભેદ જે બડબડ કહી આપ્યો તે પેહલાં તો હોમીના માનવામાં પણ નહી આવ્યો. જે વર્તમાનપત્રો એ પુસ્તકને આટલાંબધાં વખાણેછે, તે તો સઘળી ગ્રંથકર્તાની પોતાની લખી આપેલી અથવા પોતા ના ભાડુતી મિત્રોની માખણ ચોપડેલી વખાણ છે એ કેમ હોય ? પણ આલી પોતાના હેવાલમાં ચોકસ હતી—એ વખાણો તેના વરે ગઇ કાલે બેસીને આજ ટેબલ ઉપર લખેલાં હતાં.

પણ તેની હોમીને શી પંચાત ? લોકોના પડદા પાછળ ના છુપ્યા ભેદ હોમી જાણવા માગતો નથી અને તે જાણ વાને બંધાયલો પણ નથી. તેનો એક દોસ્ત જે સારા લખનારમાં ખપેછે, જેનું તે ભલું ચાહેછે, જેને તથા જેનાં કુટુંબને મદદ અને મુરબીગીરી ચલાવેછે, તેનાં એક કામ ની જાહેરમાં વખાણ થાયછે એટલુંજ જાણવાનું હોમીને મારે બસ હતું અને એટલાંથીજ તે ખુશી હતો.

"વારૂં ગમે તેમ હોય, આલીબાઇ, પણ હવે તમે ખુશી થશો" હોમીએ વાત બદલીને તે અધીરીને ધીરજ આપવા લાગ્યો "કે તમારા વરના 'કીસમતના લેખ' આ 'કીસમતના લેખ' થી સુધરશે. એ પુસ્તક તમારા વરને પૈસા મેળવી આપશે, તમારી ગરીબાઇનું દલદર ટળી જશે, અને તમે જે કાંઇ ખમ્યું છ તેનો બદલો વાળી આપશે. પેસીનું કરજ તેનું આ પુસ્તક ફીટાડશે."

"હું નથી માનતી." આલી બોલી "એ પુસ્તકે તો પેસીની પીડાઓ ઘટાડવાને બદલે વધારીછ. હું કહુંછ કે પેસીએ આ પુસ્તક નહી છપાવ્યું હતે તો એવણ વધારે સુખી થતે."

"એ તમે શું બકોછ, આલીબાઇ?" હોમીએ ધાર્યું કે હવે તો આલી પોતાના વરની સામે ખોટા મુદ્દા ઉભા કરેછે.

"નહી હું ખરૂં બોલુંછ." આલીએ ખરાપણાંનાં ઘણાં ગંભીર જોસથી વાત ચલાવી, "મારા પેસીએ જે જે જંજાલો માથે હોરીછ તેમાં આ 'કીસ્મતના લેખ' ની તો સહુથી મોટી જંજાલ છે. પેસી પોતેજ એમ બોલેછ. હું કાંઇ એનો ભેદ સમજતી નથી, પણ એ તો એમના એમજ કેહછ કે આ પુસ્તકે એવણને નવાં કરજના દરિયામાં ડુબાડયાછ. મને લાગેછ કે આ પુસ્તક છપાવતાં મારા વરને મોટો ખર્ચ બેઠોછ."

હોમી આ નવાં અજવાળાંથી હેરત થયો. તે મુગો મુગો પોતાનાં મન સાથ અફસોસ કરતો બેસીને માત્ર 'કીસ્મતના લેખ' ની પેલી નકલ જે પડેલી હતી તેના પાના ઉઠલાવતો રહ્યો.

"જેમ જેમ પેસીનું કરજ વધતું જાયછ, તેમ તેમ તેનો ભાર અમારી ઉપર વધતો જાયછ" આલી આંખોમાં આંસુ લાવીને બોલી. "માગનારાઓ આવી કંટાળો આપેછ—ચોખાવાળાના રૂપીઆ ચહડી ગયાછ, ખાટકીનો મોટો આંકડો થયોછ, કાપડિયો ડગલા પાટલુનના રૂપીઆ માગેછ—ત્યારે પેસી તે લોકોથી નાહસ્તો ફરેછ, પણ જો કદી તેઓ રસ્તે સેરીએ ઉઘરાણી કરેછ તો પછી ઘેર આવીને તેનો ખાર અમારી ઉપર કાહાડેછ. આજે બિચારા મારા બુચા દાદીને મુકી મારી તેબી એમજ. રાન પેલી કોકટે આજે પેસીને ખીજવ્યો."

"પેલી કોકટ! તે કોણ?"

"આ ઘેરવાલી કુમલા કોપરની ચાંદન. આજે તે

"મને તે તો યાદબી નથી, આલીબાઇ." હોમી કાંઇ આમ ઢોંગની ખાતર બોલતો નથી. તે અને તેની ધણી યાણી લોકોને દયાલુ દિલથી મદદ આપતાં તે યાદ રાખતાં નહી હતાં.

"પણ હોમી, એ પચાસ રૂપીઆની વાત મેં મારા પેસીને કહી નથી જો!" આલી અચબુચ આતુરતાથી હેબત ખાતી બોલી. "ગુલાંએ મને પરભને દાહડે આપેલા પચાસ રૂપીઆ મેં પેસીથી છુપાયાછ. તમેબી તેને કેહતા ના. મરૂં."

"કાં વારૂં! પોતાના વરથી છુપાવવાનું શું કારણ?"

"ઓ વાપ! તમે તો ભોલાજ જો! તમે કાંઇ સમજતાજ નથી. એ પચાસ પેસી જાણતે તો તેબી બધા માગી લેતે; ને પછી હું શું કરતે!"

"ત્યારે તમે તે પચાસનું શું કીધું?"

"પચીસ ઘરખર્ચમાં લીધા. છોકરાંના કપડાં સઘળાં ફાટાં તુટાં થઇ ગયાં હતાં. મારા દાદીને માથેની ટોપી તમે જુવો તો બધાં પીસ્તાં નિકલી આવેલાં હતાં—છ મહીના સુધી તો એકની એક ટોપી પેહર્યા કીધી ને બીજી ઘેરમાં પેહરી ફરવાની એક ટોપી નહી હતી. એજપ્રમાણે બીજા બધા વાખા. જુવોની ખર્ચના પૈસા નહી હોવાથી મેં બૂટ ને મોજાંબી કાહડી નાખ્યાં ને અમસ્થી સપાટ પેહરૂંછ, પણ તેબી મળતી નથી. તમારી ગુલાંપરથી મરૂં તે તેવણે પેલા આપેલા પચાસમાંથી મેં મારે સારૂં બે સપાટ લીધી, એક ઘેરમાં ફરવાની હલકી ને બીજી બાહાર ફરવાની જરા સારી જેવી——"

"હું એ બધો હિસાબ નથી પુછતો, આલીબાઇ."

"નહી, પણ એમાંબી મારા પેસીની એક લુછાઇ છે તે તો સાંભળો. કપડાં, જોડા, સપાટ, સ્લેટ, ચોપડી વગેરેમાં ખપઇ રહી તમારી ગુલાંના આપેલા પચીસ મેં ખરચ્યા ને બાકીના પચીસ મેં ટેબલના વકોરામાં ઉંચા મુકયા. મુઇરે હું સાવજ! મેં તુર્તવેળાજ વકોરામાં રાખ્યા ને બપોરનું જમીને તે પૈસા ઉંચા કરવાની હતી, પણ તે હું ભૂલી ગઇ. તેવામાં પેસી આયા અને બાળ ઓળવા ટેબલ આગળ ગયા ત્યાં વકોરામાં વીસની નોટ ને પાંચ રૂપીઆ રોકડા જોયા. તુર્ત તે ઉંચકી લઇ મને પુછયું કે એ રૂપીઆ શાનાં ને કયાંથી લાવી? મેં કહ્યું કે કન્યાના રૂ૧૨ ને કાપડિયાના રૂ૧૦ ચહડેલા હતા તે પગાર કરવા સારૂં મેં જેમ તેમ સીવીસાંધીને એકઠા કીધેલાછે. તુર્તજ

"અરરરરર ! એ શું બોલ્યા ?" આલીએ તો આ સલાહ મુજબ ચાલવાની કાંઇ મોટી બીહીક બતાવી. "પેસી એ વાત શાંખેકે ! અગત કરીને તમારી કે તમારાં ગુલાંની હું મદદ લઉંછ એ વાત તો કદી નહી શાંખે. પોતાની પાસે પૈસા મળે નહી, ને વળી મરડાટ એટલોબધો કે કોઇ બીજાં મને મદદ આપે તે લેવા નહી દેય. બસ મને કેહ કેંજે ખમ, ખમ, ને ખમ, ને બીજું બોલ ના. અમેં ચીહડેહાલ ફરીયેછ, ખાવાના વાખા પડેછ, ને તોપણ મારા વર નથી પોતે ખર્ચ આપતા કે નહી બીજાં પાસે લેવા દેતા. તેમાં તમારે નામની તો પેસીને કાંઇ એવી અભીત્રી છે કે તમે મને મદદ આપોછ એમ જાણે તો મારો જીવજ લેય."

"પણ ત્યારે તમે ઘેરનો ખર્ચ ચલાવવા પુછયું હશે ની ? ઘેર કેમ ચલાવવું તે પેસીનેજ પુછો."

"પેસીની જાણે બળા! ઘેર શું ને ખર્ચ શું ને વાત શું ? ઘેર કેમ ચાલેછ, બચાંનું શું થાયછ—અમે શું ખાઇયેછ, શું પેહરીયેછ તેની પેસીને બલ ફિકર પડીછ! જ્યાંસુધી હું માગું નહી, કહું નહી, ત્યાંસુધી તાહડા મીઠા ! માગનારાંઓબી પેસી પાસે જતા નથી પણ મારી પાસે લેવા આવેછ. પણ હું કયાં તોરડાંમાંથી લાવી આપું ?"

મી૦ પેસતનશાહ મેહરમુસાના બી. એ. ઇત્યાદી, ઇત્યાદીનો સંસાર સારો નથી એટલું હોમી જાણતો હતો, પણ આટલી બધી હદ સુધી સળેલા સંસારની વાત બેહકેલી હતી એમ હોમીએ વટીક સ્વપ્નેબી ધાર્યું નહી હતું. ઝંડીળીમાં ભપકો કરનારા અને ઘણાક ડોળદમામથી ફરનારા આ મી૦ "બી. એ. ઇત્યાદી, ઇત્યાદી" તો સરિયામ સોદાઇ અને લફંગાઇ ઉપર બેઠા હતા. ઘેર બાયડી કે બચ્ચાં તો તેને મનથી નહીજ હતાં. પોતે અને પોતાનુંજ તે સમજતો હતો. પોતે ખાય, પીયે, ફરે હરે, મોજમઝા કરે એટલુંજ તે સમજતો હતો.

"હોમી! હોમી ! હવે મારીથી જુલમ નથી ખમાતો !" હવે તો બિચારી આલી પોક મુકીને રડી પડી અને હાય મારવા લાગી. "હવે તો હું કેંથે કુવો તલાવ કરીને મરશ. આ પ્રમાણે દુઃખમાં દાહડા કાહાડવા તેનાં કરતાં તો મોત ભલું ! ખોદા મારૂં મોત કાં નથી આપતો ! જો મારૂં મોત નહી આવશે તો હું કુવો તલાવ કરી, અફીણ કે સોમળ ખાઇને મારો જીવ આપીશ."

આલી કાંઇ ખમાઉ બાયડી નથી. હોમી અને ગુલાં બેહુ તે જાણતાં હતાં, તે પૈસાના લાડમાં ઉછરેલી, શિખ્યા ભણ્યા વગરની, નાદાન, ઉછાછલી, ચીહીડિયલ, બેવકુફ અને ભોલી એક છોકરી હતી. તે બાયડી અને માતા થવાને લાયકની નહી હતી અને તોપણ પોતાને બાયડી અને માતાની હાલતમાં પોતાને જોતી હતી. પણ એક બાયડીએ અને માતાએ ગરીબ સંસારમાં શું શું વેઠવું છે, શી શી લડતો લડવી છે, તેનો તે બિચારીને કશો ખ્યાલ નહી હતો; તેમજ સંસારની રંજ અને ઝેમતો ખમવાની તેની તાકાત યા શક્તિ નહી હતી.

માટે આલી કોઇ દાહડે કુવો તલાવ કરવાનું બોલેછે, તે, હોમી સમજેછે કે ખોટી ભપકી નથી. તે કોઇ દાહડે જીવપર કરે એવાં નબળાં નાતવાનોમાંની એક છે.

હોમીએ આલીને ઘણી થંડી પાડી પણ હજી તેના સંસારની કાહણી પુરી થઇ નહી હતી.

"મને કેહ, મને મારા પેસી કેહ કેંજે કપડાં વગર ચલાવ, બુટ સપાટ વગર ચલાવ. પણ તે હું કેમ ચલાવું ? પેસીને પોતાને કપડાં વગર ચાલેછ, બૂટ જોડા વગર ચાલેછ, કે મને ને છોકરાંઓને ચાલે ? વર્શાદના દાહડા, સરદી ને થાંથડ, ઘેરમાં ભીણાસ, તે બધાંનો પેસીને કાંઇ વિચારંજ નહી મળે! અરે ખોદા હું કેવા ધણીને હાથ પડીછ !"

"વળી મારી ગાયને ગોવરૂં આવેછ" થોડુંક રડયા પછી આલી પાછું બોલી. "ગાય" તે તેની વચલી દીકરીનું નામ હતું. તેના ત્રણ બચ્ચાંઓમાં વડો ચેરાગ દાદી નામનો હતો તે ઉપર કહ્યું. "ગાય" તેની પુઠેની દીકરી હતી અને માકી તેના હાથમાંની ધાવતી બાળકી હતી. "ગાય બિચારી તાપે સસરેછ ને આખી રાત તખલ તખલ કરીને નહી સુતી કે નહી સુવા દેતી."

"અરે પણ ત્યારે ગોવરૂં એકને આવશે તો બીજાં બચ્ચાંઓનેબી ઉડશે." હોમીએ ધાસ્તી આપી.

"હાજતો. ગાયનું ગોવરૂં દાદીને ને મારી માકીને ઉડશે તો હું શું કરશ ? ડાકટરનો ખર્ચ કયાંથી લાવશ ? દવાદારૂ કેમ અપાવશ ? છોકરાંનાં દુખની પેસીને તો જરા કનવાર નથી."

---

## પ્રકરણ ૭૧ મું.

## "પારસી શેક્સપીયર."

આલીનાં સઘળાં દુઃખવર્ણમાં હોમીએ કેવાં ખરાં દિલથી ભાગ લીધો તે કેહવાની જરૂર નથી. પણ તેનો સંસાર સુધારવાની હજીબી હોમીએ આશા છોડી નહી હતી.

"આલીબાઇ, બધા દાહડા સરખા જતા નથી," હોમી તેને ધીરજ આપવા લાગ્યો. "લાંબાંમાં લાંબી ગલીને પણ વળવાનો છેડો આવેછ. તમારા વરનું આ નવું કામ વખણાયછ તે ઉપર ધીરજ રાખો, કાંકે હું ધારૂંછ કે હવે એનું ભાગ્ય ઉગરશે અને 'કીસ્મતના લેખ' થી એ કમાશે. આજે તમારા વરની આટલીબધી તારીફ છપાયા પછી તમારા સરખી ધણીયાણીએ ખુશી થવું જોઇયે, તમારા વરનાં એ માનની ખુશાલીમાં આજે તો તમે ઘેરમાં ચોક પુરવા અને ફુલની તોરણ ટાંગવી જોઇયે. આવું સરસ પુસ્તક બાહાર પાડયાથી પેસીને તડાકો પડશે."

આલીના માન્યામાં એ કશું આવ્યું નહી. "એ ચોપડીએ તો પેસીની જંજાલ દસગણી વધારી દીધીછ" આલી બોલી. "ચોપડી કાહાડીછ ને ખુબ વખણાયછ તે ઉપરથી પેસી કમાય તે અગાઉ તો માગનારાઓ વધારે ઉલટમાં આવ્યાછ. તેઓ કેહછ કે હવે શું છે ?—હવે તો પેસ્તનશાહ શેઠ પાસે પૈસા થયાછ. એજ પૈસા કમાશે ને અમેજ ખાઇશું ! હરેરે ખાતી પીતી હું ! એના પૈસાને બદલે માર

આલી દડદડ રડતી હુતી, પણ હવે પેસી આવી લાગ્યાંનાં પગળાં સંભળાંયાં અને આલી ગભરાઇને ઉઠી. પોતાનો રડતો ચેહરો તેણે પોતાના વરથી છુપાવવો જોઇયે. અગત્ય કરીને પોતાની બાયડીને હોમીની આંગળ રડતી જોય ત્યારે તો પેસી તેનો જીવ લેય. આલી ઝપાટામાં ઉઠીને પોતાના ઓરડામાં ભરાઇ ગઇ, અને હોમી પેસીના "કીસ્મતના લેખ" નાં અમસથાં પાના ફેરવતો ઉભો રહ્યો.

"ઓહો, દોસ્ત પેસી! રંગ છે! ધન છે!" હોમી તેના આવતાંની વાર જોસથી તેનો હાથ ઝાલી હલાવવો લાગ્યો. "હું તારી ફતેહને માટે તુને મુબારકબાદી આપવા આયોછ."

તેઓ બંને જણ બારીની આગળ સાંજનાં ઝઝખળાંમાં વાતે વલગ્યા. વાત સઘળી પેસીનાં નવાં પુસ્તકની, તેની ફતેહની, તેનાં વખાણની હતી. હોમી ખરાં જીગરની ઉલટથી બોલતો હતો, જ્યારે તેણે પેસીનાં પુસ્તકને માટે પોતાની મગરૂરી બતાવી.

"હું હમણાંજ તારી આલીબાઇને કેહતો હતો, પેસી, કે એ પુસ્તકથી તું તડાકો મારશે. હું પેપરોમાં જોઉંછ ત્યાંસુધી તો પેસી તું પાર પડયો!"

"એમકે? હું તો ધારતો તો કે તમે મારી ચોપડી વિષે ઉલટું મત બાંધેલું તે ખરૂં નહી પડવા માટે તમે નાખુશ હશો."

"બીલકુલ નહી. હું ખુશી છું કે મારૂં મત ખોટું પડયું." હોમીએ ખુલ્લાં દિલથી કબૂલ કીધું. "હું ધારૂંછ કે મને દેખાડયા પછી એ પુસ્તકમાં તેં ઘણો સુધારો કીધો હશે?"

"ઝાઝો નહી." પેસીએ મગરૂરીના તોરમાંજ જવાબ દીધો. "હું ધારતો હતો કે મારૂં લખાણ જેમ હતું તેમનું તેમજ સારૂં હતું. આજના પેપરો વાંચ્યાં કે?"

"મેં વાંચ્યાં ને તેથીજ મારી ખુશાલી જાહેર કરવાને હું અંહી ઘસડાઇ આયોછ. આ વખાણો વાંચ્યા પછી તો લોકોમાં તારાં પુસ્તક ઉપર ટુટાટુટ ચાલશે."

"હાજતો. પણ હોમી તમે મારૂં લખાણ તપાસીને જે મત આપ્યું તેથી આ વર્તમાન પત્રો એકમત થઇ કાંઇ જુદુંજ કેહછ." પેસીએ તાણો માર્યો. તેની બોલવાની આજની ટબજ કાંઇ થંડી અને શખત હતી. "તમે તો મને કેહતાતા, હોમી, કે કવિતાની કલપણામાં હું કદી ફતેહ પામવાનોજ નથી; હું તો ગાયન જોડીને મારૂં કામ ચુકું છ; મારાં ભેજામાં કવિતાનું તત્વજ નથી; ને જો તમારી સલાહ પ્રમાણે ચાલું તો મારે એ કામ છોડી દેવું જોઇયે. પણ હવે આ ન્યુસપેપરો શું કેહછ તે જોયુ?"

"હા જોયું. એ કરતાં વધારે તારીફ મેં કોઇની વાંચી નથી."

"જુવોની આ 'પારસી દર્પણ' પોતે શું કેહછ તે જુવો." પેસી ટેબલ ઉપરથી તે પત્ર લઇ પોતેજ વાંચી સંભળાવા ઉભો—

"મનકલપણાના આ અતિ મનોરંજક નમુનાનાં વખાણ કરવાના અમારી પાસે પુરતા શબ્દો નથી. આ શેણકદાર આપેરાની વાર્તાને વખાણવી, કે તેમાંના પચરંગી પાત્રોને વખાણવા કે તેમના મોહડાંમાં આપેલી ઉમદા એબારતને વખાણવી, કે તેમાની શેક્ષપીઅરીયન કવિતાને વખાણવી, કે તેમાંનાં ગાયનોની મધુરતાને વખાણવી તે અમારેથી કેહવાઇ શકાતું નથી. અમો ધારીયે છીયે કે મી૦ પેસ્તનશાહ મેહરમુસાના બી. એ. ઇત્યાદી ઇત્યાદી એ પોતાની બુધ્ધિના પ્રકાશથી પ્રજા ઉપર એક ઉપકાર કીધોછે અને આભારી વાંચનારી આલમની એ વાંચવાની ઉલટને છાપાનો હુજર પુરી પાડી શકે નહી એટલીકમેયો તેની નકલોનો ખપ જણાવાનો છે. કર્તાને અમે મુબારકબાદી આપીયે છીયે અને એટલુંજ કહીયે છીયે કે મી૦ પેસ્તનશાહને આ ફતેહમંદ કામ પછી પારસી શેક્ષપીયરનો એલકાબ ઘટેછે."

"આ કરતાં વધારે બીજું શું જોઇયે?" પેસી પોતાને મોહડે આ વખાણનાં બોંકા વાંચી સંભળાવીને પોતાના હરીફ ઉપર ફતેહનાં ડોલથી વડાઇ લેવા લાગ્યો. "બીજું તો એવું ઘણું છે, પણ તમોને વંચાવાની જરૂર નથી કાંકે તમે પોતે બધાં પેપરો વાંચોછ. એ તારીફ વધારે મગરૂર કરનારી એમ છે કે તે 'પારસી દર્પણ' ની છે, કે જે કાંઇ જવો તેવો છાપો નથી."

આ સઘળી જ્યારે પેસી બડાઇ મારતો હતો ત્યારે તેને થોડીજ ખબર હતી કે તેની બાયડી આલીએ એ સઘળી તારીફનો ખરો ભેદ તો હોમીને અત્યાર અગાઉનો કહી આપેલો હતો.

"અગરજો ન્યુસપેપરોની તારીફથી એક ચોપડી વેચાતી હોય તો, હું કહુંછ, પેસી, કે આ તારૂં પુસ્તક એક દોલત લઇ આવશે."

"હું ધારૂંછ." પેસીએ જાણેકે આ માન મગરૂરી સાથ કબૂલ રાખ્યું. "હવે હોમી તમારૂં પેલું મહાભારત પુસ્તક નિકલવાનું છે તેની એજ પેપરો કેટલી તારીફ કરેછ તે જોવાનુંછે. તમારી ચોપડી તૈયાર થઇછ, તેને બાંહાર પડવા દેવો, તે પછી જણાશે. એક લખાણ કાગળ ઉપર લખેલું હોય ત્યાંસુધી તે કેવું નિવડશે તે કેહવાઇ શકાતું નથી."

"કાં નહી!" હોમીએ વાજબી હુજત લીધી. "જે લખાણ કાગળ ઉપર સરસ જણાય તે છાપામાં બમણું દીપી નિકલેછ."

પણ આ વાત અંહીજ બદલાઇ ગઇ. બાહારનો દરવાજો ઠોકાયો અને "વળી એ કમળખત કયાંથી આયો?" એવો ગભરાટ પેસીનાં મોહમાંથી નિકલી આયો. અલબતાં એ વળી તેના એક માગનારના આવી પુગવાનો ગભરાટ હતો.

"પણ હવે શાનો ગભરાપછ, ભલા માણસ?" ભલા હોમીએ તેને ધીરજ આપી. "હવે તુને પૈસાની કયાં ખુટ પડવાની છે? છાપાખાનાવાળાએ તારા 'કીસ્મતના લેખ' ને ખરીદવાના પૈસા તો આપ્યા હશે?"

"મને પૈસા આપે? છટ! છટ! સામા મારી પાસે પૈસા માગેછ! મેં સામા પૈસા આપીને છપાવ્યુંછ—એટલે કે મેં આપ્યા નથી પણ છપાઇના ખર્ચ દાખલ મેં ૩૦૦ રૂપીયા કબૂલ્યાછ, અને હવે છાપાખાનાવાળો તેની માગણી કરેછ."

એ વાત ખરી હતી. એક સારૂં પુસ્તક હોય તો છાપનાર પોતાના ખર્ચે વેચાતું લઇને છાપેછે. પણ બીજા સાધારણ ગ્રંથોના કર્તાને તો સામું છપાઇનું દામ આપવું

પડેછે. "વર્તમાન પ્રેસ" છાપાખાનાવાળાએ મી૦ પેસતન શાહ બી. એ. ઇત્યાદી ઇત્યાદીનો ગ્રંથ ૩૦૦ રૂપીયે છાપી આપવાની પકડ્ણ કીધી હતી, પણ કર્તાની આબરૂ ઉપર ભરૂસો રાખીને રૂપીયા અંગ ઉપર લીધા નહી હતા.

"છાપાખાનાવાળા સારા માણસ છે, તેઓમાં મારી આંટ જળવાય તો સારૂં." પેસી થોડી પળ અગાઉની પોતાની સઘળી તેહકરાઇ અને તકોબરી ભૂલી જઇ હવે હોમી આગળ ગભરાટ બતાવવા પડયો. "તે લોકો ઉપર મારૂં દેવું ચહડે એ સારૂં નથી, પણ હું આપું કયાંથી તે વિચારમાં પડયોછ. રકમબી નાની નથી. ૩૦૦ રૂપીયા!"

"પણ વર્તમાન પત્રોનાં આવાં વખાણ પછી ચોપડી વેચાશે અને જલદી વકરો થશે."

"કોણ જાણે તેમ કયારે થશે!"

અંતે આ મસલત બંધ કીધી. હોમીને અંહી ઘણો વખત થયો,માટે હવે તે પાછો ઘેર જવા નિકળ્યો. "પેસી, જા, તારી ફતેહ છે," તે જતાં જતાં કહી ગયો. તારા 'કીસ્મતના લેખ' જ તારી મુશકેલ આશાન કરશે. આ તારી એક નકલ હું ઘેર વાંચવા લેતો જાઉંછ. મને આલી બાઇએ હમણાંજ કહ્યું કે તારી પાસે બીજી ફાલતુ નકલો છે."

"ગમે તો લઇ જાવો" પેસીએ અણુમનિયો જવાબ દીધો અને હોમીના જવા પછી તુર્તજ પેલું બારણું ખોધી ખાનારા માગનારને માટે તે પોતાના કાસમ ઉપર ઉખડયો. "ગધા, મેં તુને કહી મુકયુંછ કે સાંજ પછી તું જુલમગારોને ઘેરમાં દાખલ ના કર. તું મારો હુકમ કેમ નથી માનતો?"

"પણ સાહેબ, હું શું કરૂં? તે મારી રજા વગર ઓટલાપર ચહડી આવ્યોછ એતો કેહજે બસ હું શેઠને મળવાનો ને ફેર મળવાનો."

"જા! ગધા,! જા! તેને પાછો વાળ!"

"પણ તેને જવાબ શું દેવું?"

"હું આજારી છું, ઉંઘેલોછું, બાહાર ગયલોછું, તારે ગમે તે કેહ પણ તેને અંહીથી કાહાડ!"

સાંજના છ સાત વાગતામાં શેઠ સુતેલાછે એમ કેમ કેહવાય તેનો અંદેશો કરતો કાસમ ગયો અને તે માગનારને જેમ તેમ વાહી કાહાડયો.

પેલી મેરથી હોમી ઘેર જઇને "કીસમતના લેખ" વાંચવા બેઠો. પેસીનું આ બહુ વખાણેલું પુસ્તક એવું તે શું સુધરી ગયું કે જેની છાપાવાળાઓ આટલી સિફત ગાયછે તે જાણવાની હોમીને ઘણી ઉલટ થઇ. તેણે સફા ઉપર સફા ફેરવ્યા, પણ તેમાં સુધારા જેવું તો કાંઇજ લાગ્યું નહી. થોડાંક પાના વાંચતાંજ તે કંટાલી ગયો અને ઘણી નિરાશાથી તેણે તે પુસ્તક ટેબલ ઉપર પછાડયું.

હોમીએ "કીસ્મતના લેખ" પેહલાં વાંચ્યો હતો, તેવોને તેવોજ એ આપેરા હજીબી હતો. તેમાં વધઘટ કે ફેરફાર જરા પણ કરેલો નહી હતો. લખાણ તદન કચરો, ગાયનો તદન તાડીખાનાં જેવાં,વાર્તા મૂર્ખાંઇ ભરેલી—એ તેની ખુબીઓ હતી. હોમીએ નકી આન્યું કે એ ચોપડી લોકોમાં ખપવાની નથી—પચાસમાંનો એકબી વાંચનાર આખી પુરી કરવાનો નથી. હોમીને પેસીના હરીફ દાખલ નહી પણ પેસીની પોતાની ખાતર બળાપો થયો.

પણ તેજ વખતે વળી "રાસ્તે હિંદ" અને "પારસી દર્પણ" અને "આલમ પ્રકાશ" માં છપાયલી શિફતો હોમીને યાદ આવી. પેસીની બલકદાર સ્તુતી, તેનાં લખાણની ઝમક, તેની ભાષાની ભલામણ એ સઘળું હોમી વાંચતાં એટલુંજ હસયો કે "આ ખરેખર હંબગ છે! બિચારા લોકો કેવા ઠગાયછે! જે લોકો આ વખાણથી લોભાઇને વાંચવા જશે તેઓ કેવા પસ્તાશે!"

### પ્રકરણ ૭૨ મું.

## ભીખો "ખભાં ઉપર ભાર" લેવા નિકળ્યો છે.

ચોમાશું આવ્યું. અકવાડિયાં વહી ગયાં. અને ભીખા ભરભરિયાએ પીરોજાને પરણવાની પાક ઉમેદમાં પોતાનાં ખભાં ઉપર વધારે કામનો ભાર ઉપાડી લેવાના પોતાના નેક ઠરાવ ઉપર અમલ કરવા માડયો. કોઇ રીતે પૈસા પેદા કરવાની તેની કાલજી વધી ગઇ. કાંઇ એવું કામ મળી જાય કે જેથી એક સારી જેવી પુંજી હાથ લાગે તે સંબંધી કાંઇ ખ્યાલી તર્કો તેનાં મનમાં ઉભી થયા કીધી અને ભાગી પડયા કીધી, પણ તેટલાં તેણે પોતાની આફીસનાં કામ ઉપર વધારે ખંતથી ધ્યાન આપવા માડયું. તે વધારે મેહનતુ થયો. પોતાના શેઠ ફરામરોજ પાસેથી ફુરસદે રળી ખાવા માટે "એક્સ્ત્રા" કામ ઘેર લઇ જવા લાગ્યો અને સહવાર, સાંજ, બલકે મોડી રાત્રીવેર પોતાની રમતગમતનો ભોગ આપી આફીસનું કામ કરવા લાગ્યો. તેના વડા મી૦ મનચેરજી મીણવાળાબી રાત્રે ઘેર લખવાનું કામ લઇ જતા હતા, પણ તેવણમાં અને ભીખામાં તફાવત એટલોજ કે તેવણ કમાણી કરવા માટે રાત્રે ભાતાં ઉપર કામ કરેછે એ વાત પોતાની પદવીની શરમ સારૂં તેવણે છાણી રાખી હતી ત્યારે ભીખો પોતાની એ વાત આખી આફીસને કહી ચુકયો હતો, અને મી૦ મનચેરજી જયારે પોતાનું કામ છુપ્યું લઇ જતા હતા ત્યારે ભીખો ભરભરિયો તેવણ પાસેથી રાતનું લખવાનું જાહેર રીતે માગીને લઇ જતો હતો.

અકટોબર મહીનાના ઉકલાટાની એક શખત સાંજ હતી. ભીખો માળા ઉપરના પોતાના પાછળા ઓરડામાં ગરમીથી કંટાલી ગયો. ખચીત મસ્કતમાં ચાર વર્ષે રેહતાંબી તેને આવી ગરમી લાગી નહી હતી. તે પોતાનાં લખવાનાં કાગલિયાં ઉંચકીને બાંપતલીયે ઝીણી "ઘેરવાળાં" ના ઓરડામાં લાવીને કામપર બેઠો. ખચીત તે કાંઇ હવાને માટે તો હોય નહી; કાંકે હેકલ તો ગરમી વધારે હતી, પણ ખડકી જરા મોટી હતી અને પછવાડેના કુવાવાળા ખુલ્લા ચોતરા ઉપરથી હવા નહી તો જરા જોવા જાવાનું બનતું હતું. લખતાં લખતાં થોડીક વાત કરવાનું ભીખાજીને ઘણું ભાવતું હતું, અને આવા ઉકલાટામાં એકલો બેસી લખવાને બદલે હેકલ "ઘેરવાળાં" સાથ જરા ગપસપ મારતાં વધારે સારૂં-લખાય એમ હતું.

પણ ઝીણી આજે ઘણી કામમાં હતી. તે ભીખાજી આગળ એકબી વખત વાતે બેઠી નહી. તેની સાથે વાત

કરનાર કોઈ રહ્યું નહી ત્યારે ભીખાએ પછવાડે ચોક તરફ નજર ફેરવી. કુવાના ઓતરા ઉપર ઝીણી પોતાના બિંયાં ચાકર કાદર તથા પારસી ચાકર પેસતન સાથ કાંઈ ધોવાનાં મોટાં કામમાં રોકાયલી હતી. ભીખો જુવેછે તો ટેબલ ઉપર બિછાવવાનો એક મોટો ગાલીચો તમામ શાહીથી ખરડાઇને લપેટાઇ ગયો હતો, અને પેસ્તન કુવામાંથી બાલદી ઉપર બાલદી પાણી ભરેલી કાહાડતો તે કાદર આ ગલીચા ઉપર ઓટયો જતો હતો ત્યારે ઝીણી પોતાની જુબાનદરાજીના મારા વચે બેહુ ચાકરો ઉપર દેખરેખ ચલાવતી હતી.

"એ કોણે કીધું, કાદર? તેં કે?" ભીખાએ થોડુંક લખ્યા પછી ટેબલ આગળથીજ બેસીને બારીવાટેથી પુછ્યું.

"મેં નહી, સાહેબ." કાદરે જવાબ દીધો. "એ તો આપણા ડાકટર સાહેબનું કામ છે. તેવણે ટેબલ ઉપર શાહીનો મોટો ખડિયો અબરૂ વાલ્યો ને સાહીના લેપડા ને લેપડા બન્યાછ."

"પણ કેમ કરતાં?" ભીખાએ પાછું પુછ્યું. ઉપલો એકજ ખોલાસો તેને મારે બસ નહી હતો.

"ઓ વાય! કેમ કરતાં વારૂં ભીખાજી?" ઝીણીએ જવાબ દીધો. "બરજોરજી ડાકટરનાં ભેજાંનું ઠેકાણું કયાં છે? વળી કાંઇ બેધ્યાનપણામાં કામ બિગાડયું હશે."

"શાહીના ડાઘ બહુ ચોંટી બેઠાછ, સાહેબ" ભીખાના વધુ પુછયાથી હવે પેસ્તન બોલ્યો. "પાંચ હાંડા પાણી તો ખાલી કીધું અને આ છટો."

"પાંચ હાંડા? કેટલી બાલદીનો એક હાંડો થાયછ?"

પેસ્તન જવાબ દેવા જતો હતો, પણ ઝીણીએ તેને અટકાવ્યો. "ઓવાય! પેસ્તન હાંડાના હિસાબ શાના ગણેછ? પણ મુવા કાદર ઉભો રહીને જોયા શું કરેછ? પાણી રેડ. મુવો પેસ્તનબી બાલદી ભરેલી ને ભરેલી રાખીને વાટ જોયછ, જરા ભસીબી મરતો નથી."

ભીખાના વાત કરાવ્યાથી પોતાના ચાકરો કામ કરવાને બદલે વાત સાંભળવા ઉભા રહયા તે ઝીણીથી કેમ ખમાય?

ભીખા ભરભરિયાને કામની વચે ટાહેલું અને ટોલ ટપા ચલાવવા ગમતા હતા, પણ ઝીણીના આ ઠપકાથી આપણા ભીખાને પણ પોતાનું કામ યાદ આવ્યું અને તેની સાથે જે પ્રિય પુતળીની ખાતર તેણે "ખભાં ઉપર ભાર ખમવા" નું માથે લીધું હતું તે સુંદરી પણ યાદ આવી.

"કામ કરવાની એ કાંઇ રીત નહી." ભીખાએ પોતાનેજ ઠપકો આપ્યો. "બચ્ચા ભીખા, જો તારે પીરોજાને લેવી હોય તો તેને વાસ્તે મેહનત કર. હું શું મેહનત નહી કરીશ? કરીશ, હવે તો એક જળોની પેઠે હું કામને વલગી રહીશ. પણ આ કાગળો કાપી કરવાનું કામ મને ગમતું નથી. મને કાંઇ બીજું વધારે સારૂં કામ મળે તો કેવું સારૂં!"

આ સવાઇ કામ કરવા મારે ભીખા ભરભરિયાને આગળાં અઠવાડિયાંમાં રૂ૫) અને આ અઠવાડિયાંમાં રૂ૭) નું બાતું મલ્યુંછે તેમ જોતાં તે કાંઇ છીવ જેવું ગણાય નહી, અને ફકત કાગળો કાપી કીધાથી કાંઇ ભીખા ભરભરિયાનો દી ઉગરે નહી. બીજું શું કામ લેવું તેની તે પોતાનાં મન સાથ મસલતમાં પડયો.

"મને કેથે સરકારી નોકરી મળી જાય, તો તેના જેવું કાંઇ નહી. પણ સરકારી નોકરી આપેછ કોણ ને અપાવેછ કોણ? મારો કાકો વગવાળો છે, પણ એ મખીચુસ મુસિયો એવો મતલબિયો છે કે કદી બોલે નહી તો! ને કાવસ મામા તો આજે કેટલા મહીના થયા કોણ જાણે કયાં ભરાઇને બેઠાછ તે જણાતાબી નથી. ખંચીત મારો એ માયાલુ મામો માગનારાઓને લીધે ભરાઇ બેઠો હશે. મારે માથે વાસે કોઇ મુરબી હતે તો લાગવગથી જેમ બીજા વધ્યાછ તેમ હુંબી વધી જતે, પણ આપણે તો સુકા ટાટ! જે કરવું હોય તે મારી જાતી મેહનતે કરવાનું. પણ શું દુનિયાંછે! જે નથી માગતા તેને કામ મળેછ, ને જે કામ માગેછ તેને મળતું નથી."

આમ વિચાર કરતાં ને લખતાં એક બીજું પાનું પુરૂં થયું એટલે ભીખો જરા કલમ હાથમાંથી મુકીને શાહી સુકાય તેટલાં થાક ખાવા બેઠો અને પોતાને માફક આવતા ધંધા વિષે હજીમી મન સાથ મસલત કરતો રહ્યો.

"ફોટોગ્રાફીનો ધંધો મારા જેવાને વાસ્તે મઝાનો છે. આજે ફોટોગ્રાફરો કેટલા બધા વધી ગયાછ! રસ્તે રસ્તે ફોટોગ્રાફીનાં પાટિયાં મરાયાંછ. એકુ ફોટોગ્રાફર મને આસિસટંટ દાખલ રાખેતો રહું. લખવાનું ને કાપી કરવાનું તો ત્યાં કામજ નહી. કાંઈ આગમમથી શિખવાનુંબી નહી. ઘરાકો આવે તેઓ સાથ મીઠી મીઠી વાતો કરવાની ને વળી તેઓના તરેહવાર ચેહરાની તરેહવાર છબીઓ લેવાની. જુદા જુદા ચેહરા ચિતરવાના મળે—બાયડી, ભૈરાં, છોકરાંના ચેહરાનો અભ્યાસ પડે ને વળી ઓળખાણ વધે તે તો જુદી."

"પણ મારો એ ધંધો પીરોજાને ગમશે?" ભીખાને એ મનપસંદ વિચાર પોતાની પ્રિય પીરોજાની ખાતર ફેરવવો પડયો. "એક દુકાનપર કામ કરનાર શાપબાય સાથ કદાચ એ પુતળી પરણવા ના પાડે. મારે પીરોજાને ગમતો ધંધો કરવો જોઇયે, પણ ધંધો શોધી કાહાડવાનું કેટલું મુશકેલ છે! મસ્કતમાં મને મુશકેલ લાગતું હતું, પણ તેના કરતાં તો અંહી વધારે મુશકેલ છે."

અંતે પાછું સરકારી નોકરી ઉપરજ ભીખાનું મન ગયું. પણ તે નોકરી તો વગ વગર મળે નહી. નોકરી આપનાર જોઇયે ને વળી અપાવનાર જોઇયે.

"મારો કાકો મુવો મદદનો કરતો! પણ વારૂં એ કાકાનો દીકરો જમસુ કાંઇ મદદ કરશે?" ભીખો વિચાર કરવા લાગ્યો. "મેં એની મદદ કોઇ દાહડે માગી નથી. એ ઉડાઉ ને દિવાલિયો છે, પણ કાંઇ એના બાપ જેવો મતલબિયો કે મખીચુસ નથી. હું કાલે જમસુ પાસે જઇને પુછી તો જોવું. કેમ હવે તમે સુકાયાં કે શાહીબાઇ?"

આ પાછલો સવાલ અલબતાં ભીખાએ પોતાના કાપી કરેલાં લખાણને પુછયો કે જેની શાહી સુકાવાની તે વાટ જોતાં આ વિચારો ચલાવતો હતો. શાહી તો સુકાઇ ગઇ પણ બીજું પાનું ફેરવતાં આપણો ભીખો અચણુમ કામ કરતો અટકી ગયો.

મોહકાન! તે તો કાપી કરવાનું વધુ કામજ આફીસમાંથી આજે લાવતાં ભૂલી ગયો હતો! થોડાં કાગળ લાવ્યો ને થોડાં રોખી આવ્યો. હવે કામ શું કરી શકે!

હજીતો રાતના ૭ વાગેલા હતા. હજીતો કામ કરવાના ઘણા કલાક પડેલા હતા. માટે ભીખાજી આલસુ બેસવા કરતાં આફીસમાં જઈને ભૂલી આવેલાં કાગળો લઈ આવવા નિકળ્યો. આફીસતો બંધ હશે, પણ ફરામરોજ શેઠ પાસેથી કલાર્કોના ઓરડાની ચાવી માગી લઈને ટેબલ ઉપરથી કાગળ લાવતાં વાર શી! ખચીત શેઠ ચાવી ના પાડવાના નથી.

ભીખો ભરભરિયો પોતાની સકલાતની ટોપી ને ડગલો પેહરીને લાગલોજ કોટેકોટથી શેઠ જાંહગીરશાહ જંગબારવાળાનાં ઘેર ભણી ચાલ્યો. તે સુંદર મેહલરોકાં મકાનની બાહાર તે શું જુવેછે! રસ્તાની બાજુએ રાતનાં અંધારાંમાં ઝાડોના ઓથાતલે ફરામરોજ શેઠ પોતેજ એકલા ઉભેલા હતા અને માળા ઉપર પોતાના રોશનીની ભભકથી પૂર દિવાનખાનામાં ચાલતા રંગરાગના આવાજ તરફ કાંઇ ચિંતાતુર ચેહરે જોતા હતા. ભીખો સમજ્યો કે આજે નાજાંમાયે વળી કાંઇ ધૂમધામ કીધીછે, પણ શેઠ તે નાપસંદ કરી ત્યાંથી સટી આવ્યાછે.

ભીખો લાગલોજ ફરામરોજની પાસે ગયો અને કાંઇ પુછ્યા પરછ્યા વગર ભડભડ બોલવા પડ્યો.

"કેમ શેઠ આજે અંહી ઉભાછ? ઘેરમાં ચાલતું ધીંગાણું સાહેબને પસંદ નથી?"

"તેં કેમ જાણ્યું, ભીખાજી?" ફરામરોજ પોતાના ઉંડા વિચારમાંથી અચ્ણુચ ચોંકી ઉડયો અને કાંઇક ખોલાસા જેવું બોલ્યો. "ઘણી મોજમઝા તો સારી નહી."

"હું ધારતોતોજ કે સાહેબ બાઈની આ ધૂમચકીથી કંટાળોછ."

"નહી નહી, હું તો જરા મારા જીવને આજે ચેન નથી તેથી બાહાર હવા ખાવા ઉભોછ."

"કેમ ચેન નથી? સાહેબ કાંઇ સીક છો?"

"નહી. મારૂં મગજ જરા કંટાળેલુંછે."

"કંટાલો તેમાં નવાઇ નહી, સાહેબ. નાજાંમાય તમોને ઘણોજ ખર્ચ કરાવેછ. એ તો હું આગળનું જાણુંછ. એ લોકો થાણામાં હતાં ત્યારથીજ એવાં મોજીલાં અને ઉડાઉ હતાં."

"ચૂપ! ચૂપ! ભીખાજી! તુંને શી પંચાત? તુંને કોણ પુછેછ કે તું એટલીબધી ટકટક ચલાવેછ?" ફરામરોજ ચીહીરડાઇને બોલ્યો. "હું કાંઇ મારી નાજાંથી કંટાગેલો નથી. હું તો આફીસથી કંટાળ્યોછ. આફીસમાં ચેકની ચોરી થવાથી હું ચિંતામાં પડયોછ."

એટલું બોલીને ફરામરોજ પોતાનાં ઘેરમાં પાછો ચહડી ગયો, અને આપણા ભીખાને વળી પોતાની ભડભડ ભાષાનો પસ્તાવો થયો. તેણે જોયું કે શેઠ પાસે નહી કેહવા સરખી વાત કરીને તેને નાહક ખફા કીધો. "હું નહી સુધરતો. મારૂં બોલવું નથી સુધરતું. મસ્કતનાં જંગલીઓ વચે વસીને બોલવામાં હું જંગલી બની ગયોછ." ભીખો ભરભરિયો બડબડયો.

---

## પ્રકરણ ૭૩ મું.

## ભીખો ભરભરિયો પરણવા કેમ નિકલ્યો?

ભીખો ફરામરોજ શેઠ પાસે આફીસની કુંચી લેવા આવ્યો હતો, પણ તે શેઠને ગુસે કરીને રાતની વખતે કુંચી કેમ માંગી શકે? અગાત્ય કરીને હમણા જયારે શેઠે આફીસ વિષે કંટાળો દેખાડયો ત્યારપછી તો આફીસની કુંચી નહીજ મંગાય. લાચાર! પોતાના ભૂલી આવેલાં કાગલિયાં આજે ઘેર લઇ જવાનું તેને માંડી વાલવું પડયું, એટલે કે આજનું "એક્ષ્ટ્રા" કામ અને વધતું ભાતું તેણે ખોયું.

તે પાછો ફરતો હતો, પણ તેવામાં જોયછે તો ઘેરની બાહાર નિકલીને રસ્તા ભણી કોણ આવેછે! કોઇજ નહી પણ દારાશાનાંની પીરોજા ઘેરમાંના એક ચાકરની સાથે કયે બાહાર જતી હતી. પોતાની આ માનની મૂર્તિને જોઇને ભીખો પોતાનું ભાતું, સવાઇ કામ અને આફીસની કુંચી સહુ ભૂલી ગયો, અને ખુશાલીનો એકજ કુદકો મારીને પીરોજાનો હાથ ઝાલી તે કયાં જાયછે તે પુછતાં તેને જણાયું કે પીરોજા તેના ભાઇ હોમીને ઘેર જતી હતી—આજે ઘણે મહીને પીરોજાને તેની જુલમી શેઠાણીએ તેના ભાઇને ઘેર બે દાહડા રેહવા જવાની રજા આપી હતી.

"હુંબી હમણા હોમીને ઘેરજ જાઉંછ, હું તુને મારી સાથે સંભાળીને લઈ જાઉં? કાવલા તું જા, હું પીરોજ બાઇને તપાસીને લઈ જઇશ." ભીખો ચાકરને પાછો વાળી બોલ્યો.

અલબતાં રાતની વખતે પોતાના ભાઇને ઘેર જવા માટે એક હલકા ચાકરનાં કરતાં ભીખાની સંગત પીરોજાને માટે વધારે સલામતી ભરેલી હતી. પણ પીરોજા ભીખાની સંગતમાં કાંઇ ગુચવાતી હતી. ભીખાની સાથે પોતાના ભાઇને ત્યાં જવું તેની તે આનાકાનીથી ઘચુપચી હતી; પણ ભીખાની મજબુત મરજી આગળ પીરોજાની આનાકાની શી ચાલે? હજી તો તે વિચાર કરેછે તેટલામાંજ ભીખાની સાથે ચાલતી થઇ.

"ભીખાજી, તું મારી સાથ વધારે વખત કાહાડેછ તે સારૂં નહી," પીરોજાએ એક નાનોસરખો પ્રોટેસ્ટ કીધો. "તારી ને મારી દોસ્તી ઉપર લોકોનું ધ્યાન ખેંચાશે અને નિંદાખોર લોકો આપણી નકામી નિંદા કરશે."

"એટલે? નિંદાખોર લોકોના શા ભાર પડયાછ? આપણી દોસ્તી કાંઇ આજ કાલની, કાંઇ નવીસવી છે કે શું?" ભીખો લોકોનો તુચ્છકાર બતાવી બોલ્યો. "બચપણથી આપણે સાથે રહ્યાંછ, સાથે ફર્યાંછ, સાથે રમ્યાંછ, સાથે જમ્યાંછ. ત્યારે મોટાં થયા પછી તે દોસ્તી વધારે ઘાડી થાય કે ટુટી જાય?"

"પણ બચપણમાં જે વનાઇ ગયું તે મોટપણમાં કદાચ નહી છાજે."

"જયાંસુધી આપણાં દિલ પાક અને દાનત નેક છે ત્યાંસુધી કોઇનું કાંઇ ચાલવાનું નથી." ભીખાજીએ ભરૂસો આપ્યો, અને પીરોજા જે લગાર બીહીકની મારી [illegible]

લાગ્યો—બીહીક શાની ? ભીખા ભરભરિયાથી પોતાને કાંઇ બુરૂં થવાનો પીરોજાને ભય નહી હતો, પણ જગતના લોકો બાહારના દેખાવ ઉપરથી શું બોલે તેનો તેને આચકો લાગતો હતો.

“પણ તું એ દૂરને રસ્તે મને કયાં લઇ જાયછ, ભીખાજી ?” પીરોજા જોતી હતી કે ઇંગ્રેજ બજારમાં હોમીને ઘેર જવા માટે કોટેકોટનો રસ્તો સવલ હતો તે છોડીને ભીખો તેને મેદાનબણીથી લઇ જતો હતો, માટે પીરોજાનો આ સવાલ કશાબી આડા શક લઇ જયા વગર કુદરતી હતો “હોમીને ઘેર જવાનું ત્યારે ખામખા લાંબે રસ્તે કાં ચાલેછ ?”

“તારી બીહીકને લીધે” ભીખાએ એકદમ ખોલાસો કીધો. “લોકો આપણને સાથે જોય તેની તું બીહીક રાખેછ, ત્યારે તેવા લોકોથી દૂર જવા આપણે આ એકાંત રસ્તે જઇયે. કોટેકોટના રસ્તા ઉપર લોકોની આવજાવ ઘણી છે, અને તારી સાથ મારે અગત્યની વાત કરવીછે.”

પીરોજાને ભીખો આજે ઘણે દાહડે વાત કીધા વગર જવા દેય એમ નહી હતું. આગળ કેટલાક મહીના ઉપર પેલા અગત્યના બુધવારે તે પીરોજાને મળ્યો હતો અને તેને પરણવાની ખાયશ મોટા શેઠ આગળ કહી દીધી હતી ત્યાર પછી આજસુધી તેણે પીરોજાને દીઠી નહી હતી. માટે આજે આમ અચળુચ જાણે કે ખોદાએજ તેને મેળવી હોય તેવી રીતે એ સંજોગ તેણે પકડી પાડયો.

અને હવે પોતાનાં મનમાં જે કાંઇ આવ્યું તે એકદમ કહી દેવાની પોતાની હંમેશની ખાસીયત મુજબ ભીખો પીરોજા સાથ પરણવાની પોતાની ઉમેદના હવાઇ કીલ્લાના પ્લાન ઉપર પ્લાન કેહવા પડયો. તેણે પીરોજાની ખાતર એક ઘેર અને એક પુંજીનો કેવો ઠરાવ કીધો હતો, તથા તેટલામાટે થોડી વધારે કમાણી સારૂં, કાંઇ નવો ધંધો મળે ત્યાંસુધી આફીસનું કામ ઘેર કેવું લખવા લાવતો હતો, તથા તે “રાત ને દીસ” મેહનતમાં કેવો રોકાયલો રેહતો હતો તે સઘળું ભીખા ભરભરિયાએ પીરોજાની ઘણીક રમુજ વચે સઘળું કહી આપ્યું.

પણ વળી પોતાનો એક પ્લાન, જે કોઇ બીજો પાકો માણસ નહી કેહ તે પણ ભીખાએ તો પીરોજાને કહી દીધો, અને તે એ કે મેહનત કરીને ખાવાનો ભાર ભીખાએ એકલા પોતાનાજ ખભાં ઉપર રાખ્યો નહી હતો, પણ પીરોજાએ પણ થોડોક ભાર ઉપાડી લેવો એબી ભીખાની યોજનાનો એક ભાગ હતો. “ઘેરના ખર્ચ સારૂં મારી સાથે તુંનેબી કમાવું પડશે, પીરોજા. હું સરકારી નોકરીમાં જઇશ અને તું છોકરાં શિખવીને થોડું ઘણું કમાશે એટલે આપણ બે જણની કમાણીથી ઘેરખર્ચ જોગું પેદા કરશું અને મઝા મારીશું.”

ટુંકમાં આજે તો ભીખાએ પીરોજા સાથે પરણવાની જાણેકે માગણીજ કીધી—બલકે વધારે બરાબર બોલીયે તો માગણી કરીબી ચુકયો હોય અને પીરોજાએ હાબી કહ્યું હોય તેમ ભીખો પરણ્યા પછી શું કરવું તેના પ્લાન ઘડવા પડયો! અલબત્તાં તેની તકરાર વજનદાર હતી, તેના ઉપાયો સેહલા હતા, તેની ઉમેદો મોટી હતી.

“પણ, ભીખાજી, મેં તારો હાથ કબૂલ કયાં રાખ્યોછ, કે તું એટલાબધા હવાઇ કીલ્લાઓ બાંધેછ ?” પીરોજાએ તેને ઠપકો આપ્યો. “તું હવે તો છેકજ મનમાં મલકાયછ! મનમાં અદરાયછ—ને મનમાં પરણેછ!”

“હું શું મનમાંજ મલકાઉંછ ? તેં મારો હાથ શું કબૂલ નથી રાખ્યો ?” ભીખો પીરોજા સાથે રસ્તામાંજ છેડાઇ પડયો. “જો પીરોજા, હું કાંઇ તમો બૈરાં લોકના ઢોંગ સમજુંછ નહી હો! હું તો જે ખરેખરૂં હોય તે બોલવાનો. હું ભેદભરમ કાંઇ જાણતો નથી. તું જાણેછ કે તું મને પરણવાની છે; ત્યારે અમસથું બાહારથી નાં ફાં કરવાની ભારકરાશી મને ભાવવાની નથી. તુંને કહુંછ સાફ!”

“હવે તું બેઅદબ થાયછ, ભીખાજી. એવી નાજુક વાત કરવાની એ રીત નથી.”

“રીતબીત હું કાંઇ સમજતો નથી. બેઅદબ શું તે હું કાંઇ જાણતો નથી. મને કાંઇ ભારકરાશી આવડતી નથી. હું કાંઇ મોબત અને પ્યારના સમ્ને સોગંદ ખાવાનો નથી. હું કાંઇ બીજાઓની પેઠે શીપલો થવાનો નથી. નાટકમાં વર ‘ઓ મારી પ્યારી!’ કરે, ત્યારે બૈરી ‘મારા જીગરના જાન!’ કેહ એવી કાહણી કીસ્સાની રીતનાં નાટકી લગનથી તુને હું કાંઇ પરણવા માગતો નથી. લગન જેવી વાતમાં તો સીપવાપણું જોઇયેજ નહી. જન્મ સુધીની ગાંઠ વાળીને જે જણ જોડાય તેવી વાત મોઘમમાંને ભેદ ભરમમાં નહીં પણ ખુલ્લે-ખુલ્લી હું પસંદ કરૂંછ. જેઓ માટી ને બૈયર થવાનાં હોય તેઓએ તડને ફડ વાત કરવી જોઇયે.”

“તડને ફડ વાત કરવા સારૂં માન ને સલુકાઇથી નહી બોલાય કે?”

“અલબતાં, હું જાણુંછ, પીરોજા, કે મારી આ ઉમેદવારી મેં બરાબર રીતસર તુને કહી નથી અથવા તુને પુરેપુરો ખોલાસો પણ મેં કીધો નથી.” ભીખાએ પોતાનાં હંમેશનાં ભોળાપણાથી પોતાની એટલી કસુર કબૂલ કીધી. “પણ જે ઘણીએ મસ્કતના આરબાઓ વચે ચાર ચાર વર્ષ કાહાડેલાં તેને તમારો સુધરેલો તાજીમ તવાજો નહી આવડે તો દરગુજર કરવું જોઇયે. જયાં ખરાં દિલના પ્યારથી પરણવાનું ત્યાં તાજીમ તવાજાને શું રડે ? બાહારનો દેખાવ વધતો કે જીગરનું જોસ વધતું ?”

પીરોજાએ જવાબ દીધો નહી. આવા સાચાં, સત વચની, હિંમત ભરેલા શબ્દો મીઠી ભાષાના સહરાગાતમાં લપેટેલાં નથી તેથી શું તે ઓછી અસર કરે ? ખરા સમજુને તો ડોલ દમાક ભરેલી ભાષાના કરતાં આવી ભોલી બોલી વધારે ભાવે. ભીખાની આ સાદી પણ અસરકારક અરજ પીરોજા ઉપર અસર કીધા વિના રહી નહી.

“જો પીરોજા, હું જરા પૈસાવાળો થઇશ, એક ઘેરનું થોબળું રાખીશ, તેમાં થોડીક ટેબલ ખુરશી લાવીને ગોઠવીશ, ને પછી તું મારાં તે ઘેરની ધણીયાણી થજે. હું તુને સુખી કરીશ અને મોતથી મારી આંખ્યો મીંચાય ત્યાંસુધી હું તારી ખાતર મેહનત કરીશ. હવે બસ! એટલું મારૂં વચન બસ છે ? જો મને વધારે મીઠી બોલીમાં સહરાગાત આવડતી હતે તો હું તેમબી બોલતે, પણ

બિચારા એક ભોલા ભરભરિયાને શીપલો થતાં આવડે નહી તેથી તું શું તેને ધિક્કારશે ? ફરીથી કેહની, જોવું, કે તું મારો હાથ નથી કબૂલ રાખવાની. હું તુને ચાલેંજ કરૂં છ કે તું જો મને નહી પરણે તો બીજા કોણને પરણવાની છે ?"

પીરોજા હજી ચુપ રહી. તેનું દિલ ભીખા ભરભરિયાએ અત્યાર અગાઉનું ઝીતી લીધેલું હતું. તે આજ ઘણાં વર્ષથી પોતાના એ ભોલા પણ ભલા દોસ્તને ચાહતાં શિખેલી હતી. પરણેલા સંસારનું ભીખાએ આ સારૂં ચિત્ર આપ્યું તેથી પીરોજાનું જીગર અંદરથી હરખાતું હતું, પણ તેનાથી બાહાર બોલાતું નહી હતું.

પણ ભીખાને પીરોજાની ચુપકીદીથી માઠું લાગ્યું. તેણે હજી પોતાની ફરિયાદ ચાલુ રાખી. "હું ને તારો ભાઇ સોલી કેવા જાની દોસ્ત છીયે ! સોલી જો અંહી હોય તો એકદમ તુંને પુછયા વગર તારો હાથ મને આપી દેય. તું તે જાણેછ ને તોબી મને ના પાડેછ, એ મારી આટલાં વર્ષની દોસ્તીનો ઘાતકી બદલો તું આપેછ! તું એક કોમળ બાળક હતી અને હું એક ચૌદ વર્ષનો લધો ગધો હતો ત્યારથી આપણ એકેકને વચન આપી બંધાયલાં છીયે. મોટો થવા પછી મેં જો કોઇનેબી બાયડી કરવાનો વિચાર કીધો તો તે તું હતી. હું જો તુંને કેહતે કે તારો હાથ મારે કબૂલ નથી તો તુંને કેવું લાગતે ? તું તો બૈરાંની રીત પ્રમાણે કુવો પુરવા જતે."

"અરે બસ, બસ, ભીખાજી !" અંતે પીરોજા બોલી. "આપણે નાનાં બચ્ચાં હતાં તે વખતે નાદાનીમાં શું શું બોલ્યાં ચાલ્યાં તેથી મોટપણમાં બંધાઇ જઇયે કે? હું તે વખતે દસ વર્ષનીબી નહી હતી."

"એમ કે પીરોજા ! ત્યારે શું તારી ખુશી નથીજ ?" ભીખો બિચારો દુખી દિલે પુછવા ઉભો. "વારૂં ચાલ ત્યારે ખરેખરૂં કેહ. મારી સામે તુને વાંધો શું છે? પેલી રામચંદ્ર વકીલની નોટ મેં ચોરી તેથી? યા હું ચાર વર્ષ મરકતમાં રહી આવ્યો તેથી તું મને ના પાડેછ?"

"તું કેવો બેવકુફ છે, ભીખાજી ! કે એવી નજીવી નડતલો મારાં મનમાં તું વિચારી શકેછ !"

પીરોજાનો આ જવાબ ભીખાને ધીરજ આપનારો હતો.

"હું સમજયો સમજયો !" તે બોલી ઉઠયો. "તું મનમાં તો ચાહેછ, પણ મોહડેથી બોલતાં શરમાયછ. તમે બૈરાં લોકમાં શરમ ઘણી હોયછ. પણ હું તુને ખામખા બોલાવીને તારી કુદરતી શરમની નાજુકી તોડવા માગતો નથી."

હવે ત્યારે ભીખાએ પીરોજા તરફની પોતાની લાંબી પ્રીતીનો બદલો તેના જીગરનાં ચાહમાં વળેલો જાણી લીધો એટલે હવે પોતે પરણીને માટી બૈયર દાખલ વસવા માટે કેટલો ખર્ચ જોઇયે તે બાબે પોતાનાં "ઘેરવાળાં" ઝીણી સાથ કરેલી મસલત સઘળી ભીખાએ પીરોજાને કહી સંભળાવી—તેનો સાર એ કે ગરીબ સંસારે પણ આબરૂથી અને સુખચેનથી રેહવા માટે દર મહીને રૂ૨૦૦ જોઇયે, જેમાંના સૌ દોહડસૌ ભીખાએ પેદા કરવા અને પચાસ સોનો પીરોજાએ છોકરાં ભણાવીને પગાર પાડવો.

"એટલા રૂપીયા બસ થશેકની પીરોજા !" ભીખાએ પોતાના હિસાબની સેવરે પુછયું.

"કદાચ માયજી ના કેહશે. કદાચ હોમી ભાઇબી એટલા રૂપીયા થોડા સમજશે." પીરોજાએ મુશકેલી સુજાડી.

"બીજાઓની તું વાત ના કર, પીલાં. જો આપણે બે જણ સમજી સુજીને કરકસરથી ચાલીયે તો બીજાંઓના શા ભાર પડયા ? ઝીણીએ મને સાફ કહ્યું કે કોઇ વરવહુ પચાસ રૂપીયામાં રહી શકેછ ને કોઇને પાંચસોબી ઓછા પડેછ. વધારે ખાતરી કરવા આપણે પચાસબી નહી ને પાંચસોબી નહી, પણ મધ્યમ બસોજ રૂપીયા ગણીયે તો ઝીણીએ મને સધ્યારો આપેછ કે સાધારણ ચાલુ સંસારને માટે તેટલા બસ થશે. અડીભીડીનો કાંઇ અસાધારણ ખર્ચ આવી પડે તે અલબતાં જુદો."

"વળી અડીભીડી શાની ?"

"તે હુંબી નહી સમજતોતો. જે ધણી મરકતના કારખાનાઓ વચે વશી આવેલો તે અડીભીડી શું જાણે? પણ ઝીણીએ સમજણ પાડી કે જાણે માંદગી છે, સારૂં માઠું છે, છોકરાં થાય તેનો ખર્ચ છે. પણ એ બધી દૂરની વાત છે. હમણા તો આપણે ઘેર ચલાવવા જેટલું કુટી કાહાડવાનું છે. આહા! પીરોજા મારી તો ઉમેદ તારે વડે કેવી મોટી મોટી છે ! પણ શું કરૂં કે મારી પાસે પૈસા નથી. ત્રીચરની કે હામિલટનની, ઓલટનની કે સોહરાબજી ખાનની દુકાન આગળથી પસાર થાઉંછ ત્યારે તેના બિલોરી કેસમાં હીરા મોતી ચલચલ થતા જોઇને ઘણીવાર મન કરૂંછ કે એ હીરા મોતી મારી પીરોજાને કયારે પેહરાવશ !"

"મને હીરા મોતી નથી જોઇતા."

"હાલતુર્ત નહીંજતો. પણ તેનોબી વખત આવશે. હું પૈસાવાળો થઇશ ત્યારે તુંજ હીરા મોતી પેહરશે. હમણાં તો સાદા સંસારની આશા રાખીશું. હું ધારૂં છ કે હું એક વર્ષમાં તો ઘેર ચલાવી શકું એટલું પેદા કરી શકીશ અને પછી એક વર્ષમાં તો તુને તે ઘેરની રાણી બનાવીશ."

ભીખાએ આટલી વાતથી પોતાનાં મનનું સમાધાન અને સંતોષ કરતાંમાં હોમીનું ઘેર આવી લાગ્યું અને તે પીરોજાને તેના ભાઇતાં ઘેરમાં પોંહચાડવા ગયો.

## છુપી ગરમીના ભેદ.

એક વાસણમાં બરફ નાખી તેને ગરમી લગાડો ને તેની ઉપર ગરમી માપવાનું યંત્ર પકડી રાખો. જેવું બરફ પીગલી રહેશે કે પારો ઉપર ચહડવા માંડશે અને પારો ઉપર ઉપર જતોજ જશે. સેવરે પાણી બહુ ગરમ થઇને તેની સપાતી ઉપરથી બાફ નીકલવા માંડશે. આ વેળા સપાતી ઉપર જે આપણને બાફ જેવું માલમ પડેછે તે કાંઇ ખરેખરો બાફ નથી. કેમકે ખરો બાફ કાંઇ આપણી નજરે દેખાતો નથી. ત્યારે એ બાફ જેવું પાણીની ઉપર દેખાએછે તે શું ? તે પણ પાણીજ. હવે ત્યારે એ પાણી એવું કેમ દેખાએછે તે જોઇએ. એટલું તો ખરૂં છે કે પાણી ગરમ

થાએછે ત્યારે તેમાંથી બાફ બાહેર નીકલેછે. પણ તેમ વળી ઠંડાં પાણીમાંથીબી બાફ તો નીકલેછે, પણ તેતો આપણને દેખાતો નથી. તેનું કારણ એજ કે ખરો બાફ ન દેખાએ એવો છે, ને તેથી જેમ ઠંડાં તેમજ ગરમ પાણીમાંથી જે બાફ નીકલી હવામાં મળી જાએછે તે આપણે જોઇ શકતાં નથી. હવે ગરમ પાણીની ઉપર જે ધુમાડા જેવું જણાએછે ને જેને આપણે ભુલથી બાફ કહીએ છીએ તે ખરો બાફ નથી પણ પાણીનાં જીણાં જીણાં તીપાં છે. ને તે તીપાં જે ખરો બાફ પાણીમાંથી નીકલી જાએછે તેનો થોડોક ભાગ ઠંડો પડી જઇ તેનાં પાણીનાં જીણાં ટીપાં થઇ પાછો નીચે આવેછે તે છે.

પણ ત્યારે હવે એ બાફનો થોડો ભાગ પાણીનાં ટીપાં થઇ ધુમાડાના અથવા વાદળાંના જેવા આકારમાં નીચે આવેછે તેનું કારણ શું ? જેમ નક્કર પદાર્થ પ્રવાહીમાં આવતાં થોડીક ગરમી છુપી રાખી મુકેછે (યંત્રમાં જણાતી નથી) તેમ પ્રવાહી પદાર્થ હવાઇ રૂપમાં બદલાતી વેળાએ તે થોડીક ગરમી છુપી રાખી મેલેછે. એ જાણવું ઉપલાં કારણ માટે અગત્યનું છે.

જેવો ઉકળતાં પાણીમાંથી બાફ નીકળી ઉપર ચઢેછે કે તેમાંથી થોડીક ગરમી હવા ચુસી લેછે ને તેથી બાફનો થોડોક ભાગ ઠંડો પડેછે એટલે તેમાંથી પેલી છુપી ગરમી જુદી પડેછે ને તેથી તે પાછું પોતાનું આગળું રૂપ (પ્રવાહી) લેછે. આ પ્રમાણે બાફમાંથી થોડીજ ગરમી છુટી પડવાને લીધે થોડોજ બાફ પ્રવાહી થાયછે ને બાકીનો બંધાઇ જતો અટકેછે. રેલવેનાં ઇનજીનનાં ધુમાડયાંમાંથી જે બાફના ગોટા આપણે નીકળતા જોઇયે છીયે તે પણ ઉપર કહ્યું તેમ બંધાઇ ગયલો બાફ એટલે પાણીનાં જીણાં જીણાં ટીપાં છે. જેવો ધુમાડયાંમાંથી બાફ બાહેર ઠંડી હવામાં આવેછે કે તે હવા તેમાંની થોડીક ગરમી ચુસી લેછે, જો કે તેથી તુરત વેળા થોડોક બાફ બંધાઇ જાયછે. પણ પછી આસપાસની હવા ગરમ થતાંજ પાછો હવામાં મળી જાયછે. જો તમે ઉકળતાં પાણીની કીટલીના નળ અને તે નળમાંથી નીકળતા બાફની વચ્ચે સળગાવેલી દીવાસરી પકડશો તો તુરત બાફનો ગોતો નીકળતો બંધ પડેલો તમુને જણાશે, કેમકે દીવાસરીના બળતાંની ગરમીથી આસપાસની હવા ગરમ થાયછે ને તેથી બાફ બંધાઇ જતો અટકેછે ને જે ખરેખરો બાફ (હવાઇ પાણી) છે તે બંધાયા વગર બાહેર હવામાં મળી જાએછે. ઠંડાં પાણીમાંથી નીકલતો બાફ આપણને જણાતો નથી તેનું કારણ એ કે તે બાફ આસપાસની હવાના જેટલોજ ઠંડો હોવાથી જે જગ્યાએ તે નીકળેછે ત્યાંની હવાને ગરમ કરવાની જરૂર રહેતી નથી ને તેથી તે બાફ બંધાયા વગર સઘળો હવામાં મળી જાએછે.

પ્રવાહી પાણી ગરમ થયાથી બાફમાં બદલાઇ જાએછે તે બાફ હમેસ પાણીની સપાતીપરથીજ નીકળેછે ને તેથી પોહોલાં મોંના વાસણમાં પાણી ગરમ કરતી વખતે તેની સપાતીનો વીસ્તાર ઘણો હોવાથી ઘણું પાણી બાફમાં બદલાઇ જાએછે. માટે જો આપણે પાણી ગરમ કરતી વખતે સાંકડાં મોંનું વાસણ વાપરીએ તો તેથી આવી રીતે આપણે આપેલી ગરમી ફોકટ (પાણી હવાઇરૂપમાં આવતાં થોડી ગરમી છુપાવી રાખેછે) ન જતાં પાણીમાંજ રહેછે. પણ જો તે વાસણને ઢાંકણું હોય તો તેથી ઘણી ગરમી બચી રહેછે. જોકે ઢાંકેલાં વાસણમાં પણ પાણીનો બાફ થાએછે ખરો પણ ઢાંકેલાં વાસણમાં પાણીની સપાતી અને તેનાં ઢાંકણની વચ્ચે જે થોડી જગ્યા હોયછે તેટલી જગ્યામાંની હવામાં સમાએ એટલો બાફ થવા પછી બીજો બાફ થાએછે ત્યારે તેબી પેલીજ હવામાં મળેછે ને તેથી પેહેલો બાફ પાછો બંધાઇ જાએછે. ને જરા પણ ગરમી નકામી ન જતાં સઘળી તેમાંજ ઘેરઇ રહેવાથી પાણી જલદી ગરમ થઇ આવેછે.

જેમ જેમ પાણી વધારે ગરમ થાએછે તેમ તેમ બાફ પણ વધુ નીકળેછે. ને પાણી ૨૧૨ ડીગરી ગરમ થાએછે ત્યારે તે બાફ પાણીને તલીએથી એવા તો જોરથી પરપોતાના આકારમાં ઉપર આવે છે કે તેનો આપણને અવાજ સંભળાએછે. એવો અવાજ જયારે પાણીમાં થાએછે ત્યારે તેને આપણે કકરો આવેય કરી કહીએ છીએ. પાણી ૨૧૨ ડીગરી સુધી ગરમ થવા પછી જો આપણે તેને ગરમી આપવી ચાલુ રાખીએ તો તે ગરમી યંત્ર ઉપર કશી જણાતી નથી. કેમકે તે ગરમીથી પાણી પોતાની હાલત બદલી હવાઇરૂપ લેછે ને તેથી તે ગરમી તેમાં છુપી રહેછે. તે આસ્તે આસ્તે સઘળું પાણી હવાઇ રૂપમાં બદલાઇ છેલ્લે વાસણ કોરડું થઇ જાએછે પણ યંત્રમાં એક પણ ડીગરી વધુ ગરમી જણાતી નથી. આ કારણને લીધે આપણે જે કંઇ વાસણ ચુલા ઉપર મુકયું હોય તેમાં થોડુંબી પાણી હોય ત્યાંસુધી તે બળી જતું નથી કેમકે સેહેજબી પાણી વાસણમાં રહેછે ત્યાંસુધી વાસણ ૨૧૨ ડીગરીથી વધુ ગરમ થતું નથી. આ પ્રમાણે થતું હોવાને લીધે આપણે કાગજનાં બનાવેલાં વાસણમાં પાણી ગરમ કરી શકયે છીએ એટલુંજ નહી પણ તે પાણી કકરા આવે એવું ગરમ થવા છતાં તે વાસણ બળતું નથી. આ માટે ખાતરી કરવી હોય તો નીચલો અખતરો કરી જુઓ.

એક કાગજનો કકડો લઇ તેનું કહરયું કરી (છોકરાંઓ બનાવેછે તેવું) તેમાં પાણી લઇ દીવા ઉપર ગરમ કરો ને તમને માલમ પડશે કે ૨૧૨ ડીગરી જેટલું પાણી ગરમ થવા છતાં જેટલો કાગજનાં વાસણનો ભાગ પાણીને લાગેલો હશે તેમાંનો જરા પણ બળશે નહી. કેમકે જયાં સુધી અંદર પાણી હશે ત્યાંસુધી તે વાસણ ૨૧૨ ડીગરીથી વધુ ગરમ થતું નથી ને તેથી તે બળી જતું પણ નથી. આ ઉપરથી આપણને એક સાધારણ ભુલ સુધારવાની તક મળેછે. જયારે આપણને કાંઇ ખાવાનું જલદી પકાવવું હોયછે ત્યારે આપણે તેને જેમ બને તેમ બળતાં કરીને જોરથી કકરા આવે તેમ રાખ્યે છીએ. પણ આમાં આપણી ભુલ છે તે હવે આપણને માલમ પડેછે. કે અંદરના પ્રવાહીમાં કકરો આવ્યા પછી એટલે ૨૧૨ ડીગરીનું ગરમ થવા પછી કાંઇ તે વધારે ગરમ થતું નથી પણ ત્યારપછી તો જેમ તેને વધુ ગરમી મળેછે તેમ તેમાંના પ્રવાહીનો જલદીથી બાફ બની હવામાં મળી જાએછે. આપણે પણ જાણ્યે છીએ કે ઘણી વેળાએ બળતું ઘણું હોવાથી તપેલીમાંનું પાણી સુકાઇ જાએછે ને તેથી ઘડી ઘડી બીજું નાખવું

પડેછે. હવે ત્યારે આપણે જાણ્યું કે એવી રીતે જોઇએ તેથી વધારે ગરમી આપવાથી તે ગરમી કશી કારગત લાગતી નથી. એટલુંજ નહી પણ વળી તેમાં મેહેનત પણ પડેછે. અને હવે એ ભુલ સુધારતાં આપણી મેહેનત બચવા ઉપરાંત લાકડાંનો પણ બહુ ઉગાળો થાએછે.

એવું કહેછે કે પ્રવાહી પદાર્થ હવાઇ રૂપમાં આવતાં તેમાં જે છુપી ગરમી રહેછે તે ગરમી ઘણી હોયછે ને તેનું પ્રમાણ નીચે પ્રમાણે છે. ૧ પાઉન્ડ પાણીનો બાફ કરતાં જેટલી ગરમી જોઇએછે તેટલીજ ગરમીથી સાડા પાંચ પાઉન્ડ બરફ જેવાં ઠંડાં પાણીને ઉકળતું કરી શકાએછે. તથા જેટલીજ ગરમીથી ૭ પાઉન્ડ બરફ પીગલાવી શકાએછે.

આપણે હવા અને બાફ બે બોલ જુદા વાપરીએ છીએ ત્યારે તેમની વચ્ચે તફાવત શું ? કંઇજ નહી. બંને એકનું એકજ માત્ર પાણીને આપણે ઘણું ખરૂં પ્રવાહી રૂપમાં જોઇએ છીએ ને તેને જયારે ગરમ કરીએ છીએ ત્યારે તેમાંથી બાફ નીકળેછે એમ આપણે જાણયે છીએ. આ બાફ પણ હવાજ છે પણ તેને આપણે બાફ બોલથી પીછાણયે છીએ તેથી તે સેહેલ પડવા મારે વાપર્યો છે. હવે કાર બોનીક એસીડ ગ્યાસ, કોલ ગ્યાસ, વીગેરે પણ નક્કર, પ્રવાહી અને હવાઇ ત્રણે રૂપમાં લાવી શકાએછે પણ તેને આપણે ઘણી ખરી હવાઇ રૂપમાં હોય એમ પીછાણતા હોવાથી તે મારે બોલતાં આપણે હવા બોલ્યે છીએ.

અહીં આપણે ગરમીથી બરફનું પેહેલાં પાણી અને પછી બાફ બનાવ્યો. ત્યારે હવે તેમાં આપણે કેટલી ગરમી વાપરી ? પેહેલાં બરફનું પાણી કરતાં ૧૪૨, પછી તેને ઉકળે એવું કરતાં ૧૮૦ ને છેલ્લે તેનો બાફ કરતાં ૯૬૬ ડીગરી ગરમી આપણે વાપરી.

શીરીનબાઈ રૂસ્તમજી.

---

# પારસીઓના મોટો પાદશાહ કાઇરસ.

મહાતમા કાઇરસ પારસીઓની હુખામની વંશનો પેહલો નામીઓ પાદશાહ થઇ ગયોછે. એનો બાપ ઇરાન દેશના પર્સિસ નામના પ્રાંતનો હાકમ હતો, અને એનો મમાવો એસતાયજીસ મીડયાનાં મોટાં રાજનો માલેક હતો. એણે પોતાની બેટીને કાંઇએક કારણસર મીડીયન સાથ ન પરણાવતાં પર્સિસના પારસી હાકમ સાથ પરણાવી હતી. તેને પેર જે પનોતો પુત અવતરયો તે આપણો નામીચો પાદશાહ કાઇરસ હતો.

એના જનમની કાહણી રમુજી, અજાયબ જેવી અને નવાઇ સરીખી છે. તવારિખનવેશો એવું લખી ગયાછે કે કાઇરસના મમાવા એસતાયજીસને એવો સ્વપનો આવ્યો જે તેની બેટીનાં શરીરમાંથી એટલું બધું તો પાણી વહેછ કે તેથી આખા એશયા ખંડ માં રેલ આવેછ. આ સ્વપનાની તાસીર પુછતાં તેને સેતારેશનાસોએ એવું કહ્યું જે તારી એ બેટીને ત્યાં જે બાળક પેદા થશે તેથી તારાં રાજને નુકશાન થશે, એજ કારણથી તેણે પોતાની બેટીને મીડયન સાથ પરણાવી નહી.

ત્યાર પછી થોડી મુદતે વળી તેને કંઇ બીજો એવો સ્વપનો જોયો કે તેથી તે ઘણો ગભરાયો જે રખે તેની બેટીને પેટે જે બાળક જન્મશે તે તેનું રાજ લીયે. આ ઉપરથી તેણે પોતાની દીકરીને પર્સિસથી બોલાવી લીધી, અને તેને ચોકી પેહરામાં રાખી, એવા વીચારથી કે જેવું બાળક જન્મે તેવું મારી નખાવવું. પણ પાક પરવરદેગાર રાખ નાર છે તો મારનારનું કંઇ વળતું નથી. જેવો કાઇરસ જન્મયો કે તેના મમાવાએ પોતાના વજીરને આપ્યો ને હુકમ કીધો જે એને કતલ કરે. વજીર તે ફુલ બચ્ચાંને લઇ પોતાને ઘર ગયો. તે કોમળ બાળકને કતલ કરવા તેનો જીવ કચવાયો. તેથી તેણે એ નીરદોશ બચ્ચાં ને એક ગોવાળ્યાને સપુરદ કરતાં કહ્યું જે પાદશાહ એસતાયજીસનો હુકમ છે જે એને કતલ કરે. આથી તે ગોવાળ્યો તે ફુલ બચ્ચાંને લઇ પોતાને ઘેર ગયો. તાંહ જઇને જુએય તો એક મુવેલાં બચ્ચાંને તેની સ્ત્રીએ જન્મ આપ્યો હતો. આથી તે બંને જણે એવો મનસુબો કીધો જે શાહજાદાને પોતાનાં બચ્ચાં તરીકે પાલવો અને પોતાના મુવેલાં બાળકને શાહજાદા તરીકે ઠેકાણે પાડવું. આ મસલત મુજબ તેઓએ વજીરની ખાતરી કીધી જેણે તેના કેહવા મુજબ કામ બજાવ્યું છે.

હવે આપણો બહાદુર પાદશાહ એક ગોવાળ્યાના બેટા તરીકે ઉછરવા લાગો. જુવો ખુદાની ખુદરત ને કરામત કેવી ન્યારી છે ? શું આ બચ્ચાંને પેલા ગરીબ ગોવાળ્યાએ મારી નાખ્યું હતે તો કાઇરસ જેવો નેક પાદશાહ કદીખી હસ્તીમાં આવતે ! પાદશાહ કાઇરસ હજુ તો નવ દશ વરશનો છોકરો હતો અને છોકરા છોકરાંઓ રમતાં તેમાં એ રાજા થતો. એક દીવસે એવી રમત રમતાં તેણે એક મીડયન ઉમરાવના છોકરાને કંઇ હુકમ કીધો, જે તે છોકરાએ માન્યો નહી તેથી કાઇરસે તેને સજા કીધી. તે વીશેની ફરીયાદ તે છોકરાએ પોતાના બાપ આગળ કીધી. તે એક મોટો ઉમરાવ હતો. જયારે તેણે એક ગોવાળ્યાના છોકરાએ પોતાના દીકરાને સજા કરવાની વાત સમજી ત્યારે તેણે ઘણો ગુસ્સો લાગો, અને તેણે પાહાદશાહ આગળ ફરીયાદ કીધી. એ સમજી પાહાદશાહ એસતાયજીસે તે બાળક રાજાને તથા તેના બાપને બોલાવી મંગાવી હેવાલ પુછયો. તેના જવાબ નાના કાઇરસે એવી તો સરસ રીતે ને છટાદાર ઢપમાં દીધા કે એસતાયજીસ તેથી અજબ થયો. તેને વેહમ ગયો કે રખે આ કાઇરસ તેનીજ બેટીનું બાળક હોય. તે ઉપરથી તેણે તલાશ ચલાવી, જેનું પરીણામ એ આવ્યું કે જેમ પાહાદશાહ બીહતો હતો તેમ કાઇરસ ખરેખરો તેની દીકરીનો દીકરો હતો.

હવે એસતાયજીસને પોતાના વજીરપર ઘણો કેહર છુટયો અને તેથી તેણે ઘણું ઘાતકી વેર લીધું. એસતાય જીસે પોતાના વજીરને કહ્યું કે કાઇરસ જીવતો રહ્યો તેથી હું ખુશી છું. વાસતે મેહલમાં એની સાથે રમવા તારા બેટાને મોકલજે, અને રાતના તું મારી સાથે જમજે. વજીરનો છોકરો મેહલમાં કાઇરસ સાથ રમવા આવ્યો હતો, તેને એસતાયજીસે કતલ કરાવી રાતનાં ખાનાપર તેનું ગોસ્ત

તેના બાપ આગળ મુકયું. ખાનું ખાઇ રેવા પછી તે વજીરને માલમ પડયું કે તેણે, અફસોસ, પોતાનાજ બેટાનું ગોસ્ત ખાધું હતું. વળી પાછી વેહમી પાદશાહ એસતાયજીસે સેતારેશનાસો સાથે કાઇરસ વીશે વાત ચલાવી, અને હવે તેઓએ તેને દીલાસો દીધો જે કાઇરસ જયારે એક વખત રમતમાં રાજા થઇ ચુકોચ, ને નાના છોકરાંઓ ઉપર રાજ ચલાવી ચુકોછે, તો તે બીજી મરતબે રાજા થશે નહી ને મુલકોપર સરદારી ચલાવશે નહી.

નજુમીઓના એવા સખુનો પરથી એસતાયજીસે બાળક કાઇરસને પોતાની આગળજ રાખ્યો. દીનપર દીન કાઇરસનાં ખીલતાં કદ, ને હીમત, ને જોર, ને જવાનીની બધે તારીફ થવા લાગી. એસતાયજીસનો તેનાપર દેખરેખ ને જાપતો ઘણો હતો. કાઇરસને એક વખત તેનાં વતન ઇરાન જવા દીધો. પણ રસ્તામાં તે રાહ કાપતો જતો હતો, તેટલાં એસતાયજીસને પાછો વેહમ ગયો, જેથી કાઇરસને પાછો બોલાવવા એક સરદારને થોડુંક લશ્કર આપી મોકલ્યો.

ઝડપથી પેલો સરદાર કાઇરસની પુઠે જઇ લાગો, ને પાદશાહના હુકમથી તેને વાકેફ કીધો. કાઇરસે પાછો ફરવા કબુલ કીધું, પણ સાંજ પડેલી હોવાથી તે રાત રસ્તામાંજ થોભી જઇ બીજી સહવારે કુચ કરવાનું નકી કીધું અને તે પેલા પકડવા આવેલા સરદારેબી કબુલ કીધું. કાઇરસે તે લોકને રાતના જીયાફત આપી તે વેળા પેલા સરદાર તથા તેના માણસોએ પુષ્કળ શરાબ પીધો ને ભર ઉંઘમાં બેફામ પડયા. તેવું જોઇ કાઇરસ પોતાના સાથીઓ સાથ એક પાર્સી કીલ્લા તરફ કુચ કરી ગયો, જયાં એક ઇરાની ફોજ તૈયાર રાખવામાં આવી હતી. હવે જયારે મીડ સરદારે કાઇરસને નહી જોયો ત્યારે તે તેને પકડવા માટે પોતાનાં લશ્કર સાથ આગળ વધ્યો. હવે પેલી ગમથી બહાદુર કાઇરસ એક ફોજ લઇ તેની સામે ગયો. ને લડાઇ કરી મીડયનોને હરાવી, પોતાને વતન ફતેહ સાથ ગયો.

જયારે તે હાર વીશે પાહદશાહ એસતાયજીસને ખબર થઇ, ત્યારે તે એક મોટું ગંજાવર લશકર લઇ પાર્સી પાહદશાહના મુલક પર્સીસ ઉપર હુમલો લઇ ગયો. કાઇરસ તથા તેના બાપ પાહદશાહ કમબાઇસીસ તથા કુલ ખાસ ને આમ લોકોએ ખરાં એકદીલથી લડવાનો ઠરાવ કીધો. કાઇરસનું લશકર ઘણુંજ થોડું હતું—એક ઇરાની કીલ્લાની- ચોગાનમાં પેહેલી લડાઇ થઇ, જેમાં બેઉ બાજુ એક સરખી ઉતરી—એટલે નહી કોઇ હારયું કે જીતયું—જેથી બીજે દીને એક જોસભરી જંગ થઇ જેમાં મીડયનો જીત્યા. તેઓનું લશકર પાર્સી લશકર કરતાં ચોઘણું મોટું હોવાથી એક ગમથી તેઓએ પાર્સીઓ સાથ લડાઇ ચાલુ રાખી ને બીજી ગમથી એક લાખ માણસોએ જઇને ઇરાની કીલ્લો જીતી લીધો. એ કીલ્લાના બચાવ માટે કાઇરસનો બાપ પાહદશાહ કમબાઇસીસ એક નાનાં લશકર સાથ ઉભો હતો, તે એસતાયજીસનાં મોટાં લશકર સાથ લડતાં મરતતોલ જખમી થયો હતો, ને દુશમનોનાં હાથમાં કેદ પકડાયાથી તેની ફોજ તેને પડતો મુકી પોતાનાં પાયતખ્ત શેહર પાર્સીગર્દનો બચાવ કરવા ગઇ.

પાહદશાહ કમબાઇસીસ તો મરણ પામ્યો, જેની લાસને એસતાયજીસે પુરતાં માન સાથ અવલમંજલ પુગાડી, અને પોતાની ફોજને પાહડો ઉપર ચહડી જઇ પર્સીસ ફતેહ કરવાનો હુકમ કીધો. પણ તેમાં તે ફોજ ઘણાજ સાંકડા પાહડી રસ્તાને લીધે નાચાર થઇ અને તેઓ વચે ખુનખાંર લડાઇ ચાલી. ડુંગરો નાના પણ ઉભા ઝાડીઓથી ભરાયલા હોવાથી મીડયનોને ઘણી મુશકેલી પડી. તેમાં વળી ડુંગરોપરથી પાર્સી લશકરે તેઓપર પથરનો વરશાદ વરસાવ્યો. એવું જોઇ બીજે દીને મીડયન પાદશાહે એક યુકતી રચી. તેણે પોતાના બહાદુર સીપાહોની પછવાડે એક બીજાં લશકરને એવો હુકમ આપી મોકલ્યું કે ડુંગર ઉપર ચહડતાં પથરના મારથી આજેજ થઇ જેબી સીપાહ પાછો ફરે તેને એકદમ કતલ કરજો; જેથી બીચારા મીડયન સીપાહોએ જોયું કે આખ રબી મરવાનું ને અવલબી મરવાનું, જો નીચે ઉતરશું તો કતલ થશું ને ઉપર ચહડતાં તો દુશમનોનો માર ખમતાં જે બને તે ખરૂં એમ સમજી યાહોમ ઉપર ચહડવા માંડયું ને તેમાં તે એટલું ફતેહ પામ્યું કે પાર્સી ફોજને સામી મારી નહસાડી. દુશમનોના મારથી મરતા મરતા પાર્સીઓ પાહડોની અંદર પોતાના બાળબચ્ચાં આગલ આવ્યા, પણ હંઇ તો તેઓપર બમણો માર પડયો.

તે માર શાનો હતો? તેઓના પોતાનાં ઘરમાં કોઇ કેહેશે કે માર શાનો હોય? હા. તે ખરેખરો સખુનદરાજીનો માર હતો અને તે તલવારો ને ગુરજોના માર કરતાં કાતેલ હતો. તે તાના ને મીહનાનો માર તેમની માતાઓ, બેહનો ને બૈરીઓ તરફનો હતો. તેઓને આમ બાયલા બની નાહસી આવવા માટે હીચકારા ને નાહીમત કહી તેણીઓએ ઠપકો આપ્યો, જેથી પાર્સી સીપાહોને ઝનુન છુટું ને બેવડાં જોરથી તેઓ જીવપર આવી લડવા ગયા. તેઓએ એક જબરો ધસારો શત્રુઓપર કીધો જેનું પરીણામ તેઓની ફતેહ ફીરોજીમાં આવ્યું. એથી એસતાયજીસને ભારી નાસીપાસી ઉપજી. કેટલી જેહમતે ડુંગર ચહડયા પછી પાછા નીચે ઉતર્યાથી તેને ભારે શીકસ્ત મળી તોબી તેણે પાર્સીગર્દપર હુમલો ફરીથી કીધો ને તેમાં તે પુરો નાસીપાસ થયો. એ ચાર લડાઇઓમાંની આ છેલ્લી લડાઇમાં કાઇરસ તથા તેના બહાદુર સીપાહોએ તેને પુરેપુરો હરાવ્યો. આથી સર્વેએ એ બહાદુર, જવાન ને જોરેમંદ કાઇરસને ઇરાન તથા મીડયાનો પાહદશાહ પોકારી માન આપ્યું.

એ રીતે જવાન કાઇરસ ઇરાન ને મીડીયાનાં રાજનો ધણી થયો. તેનો બાપ પાદશાહ કમબાઇસીસ ફકત પર્સીસના એકજ પ્રાંતનો હાકમ હતો, પણ કાઇરસે તો ઇરાન, મીડયા, લીડયા ને બીજા ઘણા મુલકોનો પાહદશાહ થઇ ફતેહમંદ મોટું ને મહાભારત રાજ પોતાની હિમત અને કળાકુનેહથી ચલાવી ગયો હતો, અને તેથીજ આ પણે તેને પેહલા મહાતમા પાર્સી પાહદશાહ તરીકે માન આપ્યે છીયે, કે જેની તવારીખ ખરેખર પાર્સીઓને શોભા આપનારી ને મગરૂર કરનારી છે અને જે દરેક જરથોસ્તીએ જાણવી જરૂરની છે.

એક જરથોસ્તી બાનુ. (અંડીકુઇ)

# કમનસીબ રાણી મેરીની કાહણી.

(ચાલણ સફે ૧૦૭ થી.)

અંતે પોતાની જુની હરીફ રાણી ઈલીજાબેથના કબજામાં મેરી કારલાઈલ આવી પોંહતી, તેને દરેક રીતનું માન આપવામાં આવ્યું. સ્કૉટલંડથી મેરીના ઘણા દોસ્તો, મેરીને મલવા આવતા, તેમાં ઈલીઝાબેથ તરફથી કંઈ વાંધો પેહેલે તો લેવાતો નહી. પણ પછી કીલ્લાની મરામત ચાલેછે એવું બાહનું કાહડીને મેરીના દોસ્તોને અટકાવ્યા. મેરી કીલ્લાની હદની બાહર ફરવા જવા માંગતી તો પચીસથી ત્રીશ માણસોને તેણીની સાથે મોકલવામાં આવતાં. આથી બે મતલબ જળવાતી—એક તો મેરી નાહસી નહી જાય, અને બીજું તો તેણીનું માન જળવાય. એક વખત મેરીએ શીકારે જવા માગ્યું, તેથી તેણીને મજબુત ચોકી પેહેરા સાથે જવા દીધામાં આવી, પણ સાથે ગયલા સીપાઈઓએ આવીને પોતાના ઉપરીને ખબર આપી કે મેરી ઘોડે બેસવામાં ઘણી હુસીયાર હતી. તેથી તેના દોસ્તદારો તેને કોઈ દાહડે લઈ જશે માટે ફરી તેને શીકારે જવા દીધામાં આવી નહોતી.

ઈલીઝાબેથે મેરી જયારે ઈંગલંડ આવી પોંહતી, ત્યારે પોતાની આ દુઃખી થયલી સગીપર એક દીલાસાનો કાગજ મોકલ્યો. પણ તે બધા ઢોંગ હતા. તેજ વખતે તેણે પોતાના કીલ્લાના ગવરનરનેબી હોકમ મોકલ્યો, કે મેરી નાસી નહી જાય તેની સંભાળ રાખવી. મેરીએ ઈલીઝાબેથને મળવા માગ્યું, પણ તેને એવો જવાબ દેવામાં આવ્યો કે, તેણીના ઉપર ડાર્નલીનાં ખુનમાં સામેલ હોવાનો શક હતો, માટે ઈલીઝાબેથ તેની મુલાકાત લઈ શકે નહી. ઈલીઝાબેથે, થોડાક જણને ડાર્નલીનાં ખુનની તપાસ કરવા નેમ્યા, તેઓની આગળ મેરીએ પોતાની તપાસ ચલાવા સામે વાંધો લીધો કે તેણી કંઈ ઈંગલીશ રૈયત ન હોતી કે ઈંગ્લીશ કાયદા મુજબ તેણીની તપાસ મ લે. વળી ઈલીઝાબેથે, મેરીને કારલાઈલથી બીજા કીલ્લામાં લઈ જવાનો હોકમ કીધો, અને તેના રસાલાનાં માણસો ઓછા કરાવ્યાં, એવું બાહનુ કાહડીને કે તે બીજા કીલ્લામાં એટલાંબધાં માણસોને રેહવાને જગા નહોતી.

મેરીએ જોયું કે તેણી એક સગીની મદદ લેવા આવી અને પોતાનું રાજ પાછું મેળવવાની હતી, તેને બદલે તેણી હમેશની કેદી થઈ પડી. ઈલીઝાબેથે તેને કેહવાડયું કે ડાર્નલીનાં ખૂન બાબદ મેરીની નહી તો મેરીનું રાજ છીણવી લેવા બાબદ ફક્ત મરેની તપાસ ચલાવીશું. મેરી છુટી થવાને ઘણી આતુર હતી તેથી તેણીએ ધાર્યું કે એ બાહને તેણીનો છુટકારો ઈલીઝાબેથના હાથમાંથી થશે. એમ ધારીને તેણીએ તપાસ ચલાવવાની વાત કબુલ કીધી. ઘણાં અઠવાડીયાં સુધી તપાસ ચાલી. મરેએ એક કાગલ કોર્ટમાં મુકયું કે જે કાગલ મેરીએ ડાર્નલી જીવતો હતો, ત્યારે બોથવેલપર લખ્યું હતું. એવું તેણીના દુશમેનોનું કેહવું હતું. આ કાગલ પરથી મરે અને બીજાઓ એવું કેહવા માગતા કે મેરીબી ડાર્નલીનાં ખુનમાં સામેલ હતી.

ઈલીઝાબેથને જેમ પસંદ હતું તેમજ થયું, મેરી ઉપર વાંકો મુકાવા લાગ્યા. થોડો વખત ગયા પછી ઈલીઝાબેથે તપાસ કરનારી કોર્ટને લંડન બોલાવી, અને ઈલીઝાબેથની હજુરમાં કામ ચલાવવા માગ્યું, પણ મેરી ઘણીજ ગુસ્સે થઈને કેહતી કે મારી સામે આ દગો રચાયોછે. એવી માહોમાહેની પંચાતીને લીધે કોર્ટ કશોબી ફેસલો કીધા વગર ઉઠી ગઈ. મરે પાછો સ્કૉટલંડ ગયો, અને મેરીપર હમેશ કરતાંબી વધારે જાપતો ઈલીઝાબેથે રખાવ્યો. મેરીએ ઈલીઝાબેથ પાસેથી ફ્રાન્સ અથવા સ્કૉટલંડ જવા માગ્યું. ઈલીઝાબેથે તેણીને ઈંગલંડ છોડવાની રજા ના પાડી, પણ જો મેરી સ્કૉટલંડની ગાદીપરનો સઘળો દાવો છોડી દે તો તેણીને ઈંગલંડમાં છુટથી રાખવાને ખુશી બતાવી. મેરીએ કેહવાડયું કે "હું મારી આબરૂને હલકી પાડશ, અને રાજપરનો દાવો છોડી દેવશ, તે કરતાં મરવાનું હજાર દરજ્જે ભલું ગણુશ. હું મારી જીંદગીનાં છેડા સુધી સ્કૉટલંડની રાણી તરીકેજ ગણાવશ."

ઈલીઝાબેથે મેરીને કેદ કીધી તો ખરી. પણ એ એક મોટો જોખમ તેને માથે હતો. વળી ઈંગલંડમાંબી કાવત્રાંખોરો હતા, તેઓ વખતે મેરી સાથે મળી જઈને ઈલીઝાબેથને ગાદીપરથી ઉઠાડવાની કંઈ કોશેશ કરે. તેથી ઈલીઝાબેથે મેરીના સાવકા ભાઈ મરે સાથે એ બાબદપર સંદેશો મોકલ્યો કે તેને મેરીને સ્કૉટલંડમાં કેદ કરવી, પણ તેણીના જીવને કોઈ રીતની ઈજા કરવામાં નહી આવશે, તેની જામીનગીરી આપવી. આ બધી ગોઠવણો હજી તો થતી હતી, એટલામાં મરેનું ખુન થયું, તેથી બધી ગોઠવણો ભાગી પડી.

એ ખુન કેમ થયું? પેહલાં જયારે મેરીનાં લશ્કર સાથે મરેનું લશ્કર લડયું હતું અને મેરી હારીને ઈંગલંડ આસરો લેવા આવી હતી ત્યારે મરેએ મેરીનાં લશ્કરમાંના થોડાક મોટા સરદારોને કેદ પકડયા હતા અને તેઓને મરેએ તપાસ ચલાવીને મોતની શીક્ષા દીધી હતી. તેઓમાંના કેટલાકને પાછલથી છોડી દીધા હતા, પણ તેઓનાં ઘેરબાર જપ્ત કીધાં હતાં, અને મરેએ પોતાના માનીતા સરદારોને આપ્યાં હતાં. મરેના એક માનીતાએ જે ઘરનો કબજો લીધો, તે ઘરમાંથી અસલ માલેકનાં બૈરાં છોકરાંને, અરધી રાતે ખુલ્લે દીલે ઘેરમાંથી બાહર કાહડયાં, તેથી તે ઘેર ધણીયાણીનાં મનપર એવી ખરાબ અસર થઈ કે સવાર પડતાં તો તેણી ઘેલી થઈ ગઈ. આ ઉપરથી તે ઘેરધણીએ મરેપર વેર રાખ્યું, કે તેને જાણી બુજીને પોતાના માનીતા પાસે આવું કામ કરાવ્યું, તેથી તક મળતાં તેણે મરેપર પીસ્ટોલ છોડીને તેનો જીવ લીધો. મેરી અને તેના ભાઈ વચ્ચે જો કે પછવાડેથી કેદી દુશમેની થઈ હતી, પણ જયારે તેણીએ પોતાના ભાઈનાં મરણ વિષે જાણ્યું, ત્યારે તે ઘણી દુખી થઈ, અને પુશ્કળ રડી.

હવે મેરી સાથ પરણવાને વળી એક નવો ઉમેદવાર ઉભો થયો. ઈંગલંડમાં ડયુક ઑફ નોરફૉક નામનો એક ઉમરાવ હતો, તે રોમન કેથોલીક હતો, તેણે એવી ગોઠવણ કરવા ધારી કે મેરી સાથે પરણવું, અને પછી ઈલીઝાબેથને ઈંગલંડની ગાદીપરથી બીજા કેથોલીકોની મદદ લઈને

ઉઠાડી મુકવી, અને મેરીને બેસાડવી. તેણે મેરી સાથે આ બાબદપર છુપા સંદેશાઓ ચલાવ્યા. મેરીએ તેની બૈરી થવા હા પાડી. પણ ઉંધુંકનું કાવત્રું બધું જણાઇ ગયું, તેને પકડયો, તેની તપાસ ચાલી, અને ગરદન માર વાની સજા થઇ. મેરીની ઉપરબી દગાનું તોહમત મુકાયું, પણ મેરીએ સાફ ના પાડી તોપણ આ પછી મેરી ઉપર વધારે જાપતો રાખવામાં આવ્યો. તેને એક કીલ્લામાંથી બીજા કીલ્લામાં લઇ જવાનો ઘડી ઘડી ઇલીઝાબેઠ હોકમ મોકળતી. કેમકે એમ ધારવામાં આવતું, કે મેરી વધારે વખત એક જગામાં રેહે તો આજુબાજુનાં માણસો સાથ મળીને વળી કંઇ કાવત્રું રચે. આ મુજબ અઢાર વરસ સુધી તેણી કેદખાનામાં રહી. (સાધન છે.)

D. B. N.

(અમદાવાદ.)

---

## લાસરિયાપણું.

આજે બની શકે તે કામ કાલ ઉપર મેલવાનો ઠરાવ, જે બેચેની, બેકરારી, મનસંતાપ અને નાઉમેદીઓ ઉત્પન્ન કરનારો છે, તેવી બીજી કોઇ ચીજ જવલ્લે જગમાં હશે; અને જે અવિચારી આસામીએ એ અભાગ્યો ખવાસ પોતાને વળગાવ્યો હશે, તેને એનાં પરિણામ છેવટે જેટલાં દુઃખદાયક અને હાણિકારક સાબેત થશે તેટલાં કોઇ બીજાંને નથી. લાસરિયાપણું—એ "વખતનો. ચોર છે," એટલુંજ નહી, પણ લાસરિયું માણસ ઘણી વાર આ જગમાં પોતાની કિર્તિ, દોલત, માન અને લોકનો વિશ્વાસ ખોયછે.

અલ્પ વસ્તુઓમાંથી મહાન વસ્તુઓ નિકળેછે, અને જુવાન વયમાં દિલમાં એકવાર ઠસી ગયલો વિશ્વાસ જડથી ઉખેડવો બહુ કઠણ છે. "એ કામ તો જેવું આજે તેવું કાલે પણ થઇ શકશે." ઉપલા શબ્દો ઘણીવાર કદાચ ધ્યાનમાં લેવા જોગાં કે નકામાં કામ હોય તેને માટે બોલાયછે. દાહડા ને દાહડા, મહીના ને મહીના વરસો ને વરસો ગબડી જાયછે, અને આપણું મન હળવે હળવે એવા ભયંકાર જુલમ અને નિર્દયતાનો ગોલામ થઇ જાયછે કે, જે સ્ત્રીઓ અને પુરૂષો હમેશાં બબડતાં રેહછે કે, "જોઇશું! ઠોબો, કરીશું!" તેઓ જો એ વેળા ગંભીર વિચારને પોતાની મદદે તેડે તો અને તેનાં નિર્ધાંત ઉપર જો લક્ષ દિયે તો, પોતાનું કામ એમ ટીલમાં નાખવાથી પાછળ હઠે. કેટલાંકો તેમ કરેછે, અને ધન હોજો તેમનાં દિલનાં જોર–બળને કે વખત છે તેટલાં એ ખવાસની ઉપરાંત થાયછે, જેથી છેવટે તેઓ સુખી થાયછે. પણ દુન્યાનાં ઘણાં લોકો બીજા કોઇ લાગ પડતા તકે તે કામ કરીશું, એવો ઠરાવ કરી, તે નાખુશભર્યો વિચાર મનમાંથી હાંકી કાઢેછે, જે લાગતો પડતો વખત કદિ આવતોજ નથી, યા તો, તેઓની ભૂલનાં બુરાં પરિણામોનો અટકાવ કરવાને કે થયલાં નુકસાન ભરી આપવા યા સુધારવાને બહુ અસૂરું થઇ ગયલું જણાયછે.

એક પુરૂષ માટે આપણાં સાંભળવામાં આવ્યું હતું કે બરાબર ત્રીસ વર્ષ લગી તે દર વર્ષે પોતાની જંગમ મિલકતનો વિમો ઉતરાવતો હતો અને એક અમુક રકમ આપતો હતો. કમનસીબે એવું બન્યું કે, એક વર્ષે, એ કામમાં **એક દાહડાની** ટીલ કીધી અને બીજે દિનની સવાર ઉપર તે મુલતવી રાખ્યું. પણ સવારું પડે તેટલાં તેનું ઘર ધુંવાતી ખંડિએરનો ઢગલો થઇ પડયો અને પોતે ભિખારી થયો.

કોઇક પ્યારાં અથવા દુઃખી થયલાં મિત્રની મોલાકાત લેવા જવાની કેટલાંક લોકને મુલતવી રાખતાં સાંભળવામાં આવ્યાંછે. એમ કેહતાં સંભળાયાંછે; "ફલાના ફલાનાને કેદાડની મારે ભેટ લેવી જોઇતી હતી; આજ લગી નથી ગઇ, કરી હું શરમીંદી છું, પણ કાલે ***જરૂર જઇશ.***" કાલ પડેછે ખરી, પણ પોતાનાં એકવારનાં જાની મિત્રની ભેટ લેવાની ફરજ પડેછે, પણ તેની ચલકતી આંખ્યો જોવાને બદલે અને તેનો મયાળુ આવાજ સાંભળવાને બદલે, જીવ વગરનાં ખોખાંની વિંચાયલી આંખ અને ઢીલી ગયલા હોઠની ભેટ લેવાની ફરજ પડેછે. થોડોક વખત લગી પ્રશ્ચાતાપ અને શરમ તેનાં જીગરમાં પોતાનું કામ ચલાવે છે. બેદરકારીથી ખોઇ દીધેલી તકો તે આસામીનાં દિલનો ઇનસાફ ચુકવવા અને દોષવાન ઠેડવવાને ઉઠી ઉભી થાય છે, અને કચડાઇ ગયલી ઉમેદોનો સંતાપ મુંગે મોડે સહન કરવો પડેછે. થોડાક કાળ લગી, ઉપલાં પ્રશ્ચાતાપ કરનારાં પોતાનાં જુલમી ખવાસની સાથે કદાપી ઝપાઝપી કરે પણ તે ખવાસે પોતાની અનેક વારની કસરતથી અતિ જોર–બળ મેળવેલું હોવાથી, તે ખવાસે જરાજ વાર જે પોતાની રાજ્ય ગાદી ઉપરથી હાથ ઉઠાવ્યો હતો, તે ગાદી ઉપર જલદીથી પાછો ચઢી બેસેછે, અને ફરી પાછું પોતાનું રાજ્ય તાજા જોસ્શા. અને ઝોમ સાથે ચલાવવા માંડેછે!

વળી પરમુલકનાં એક ખાનદાની ગ્રહસ્થનો કરૂણારસ કિસ્સો મારી બચગીમાં મારા સાંભળવામાં આવ્યો હતો—એવો ગમખાર હતો કે તેટલી નાહની વયમાં સાંભળતાં પણ મારી આંખોમાંથી આંસુ ખરેલાં મને યાદ છે—શીખામણ લેખે એ વાત કેહવામાં આવી હતી. એક આસામી. વીસ વર્ષની ઉમરે ઇર્ષા કરવાજોગ દોલતની પદવીએ ચહડયો હતો. પણ ઝનુન અને નાદાની સાથ લાસરિયાંપણાંનો ધિકારવાજોગ ખવાસ મજબૂત ઠસી ગયલો હોવાથી થોડાંક વર્ષમાં સઘળી દોલત ફના કીધી હતી અને કમ ભાયગે કટ્ટો બચરવાળ હતો અને પોતાને આસરે પડેલાં નિરદોષોનો કસો આઇનદાનો વિચાર વખતસર કીધો ન હતો. દરેક ઝીણામાં ઝીણું કામ પ્રત્યક્ષ અલ્પ વસ્તુઓ, આજની કાલપર મેલી છાંડવાનું બચગીથી રાબેતો પડેલો હોવાથી, એ પુરૂષને બહુ નુકસાન ગયાં હતાં પણ દોલતની ખુમારીમાં તેની ઝાઝી દરકાર નહી રાખી હતી. તેમજ મોહટાં અને વજનદાર કામોમાં પણ સેહલાઇથી તેમ કરવા લાગ્યો અને વખતનાં ધુતારા હાથમાં પોતે પલોટાઇ ગયો હતો.

મંડળીનો કોઇ એવો સમૂહ નથી. રાજદ્વારી, સંસારી, પંડિત પુરૂષોની કે વેપારીઓની નથી, કે જેમાં એ ખવાસની ઝેરી નાશકારક તાસીરી નજરે નહી પડતી

કે કાને નહી સંભળાતી હોય. એ વિષય ઉપર વિવેચન કરતાં એક વિદ્વાન નિચલા શબ્દો કહેછે:—"આપણાં મનની વળાણોની અને પસંદગીઓની ટીલ, જેટલી મનુષ્યની સુખાકારીને જેવી નાસ્ય કરેછે, તેવી 'કાનુનની ટીલ' નાસ્યકારક નથી સાબેત થતી. સંસારી મંડળમાં પણ ટીલથી કેટલું દુઃખ મનસંતાપ, કેટલાં ખેદકારી હૃદયભેદક પરિણામો નિકળેછે. તેથી આપણાં વાંચનારા, પછી ગમેએ વર્ગનાં હોય, કે ગમે એવો ધંધો રોજગાર ચલાવતા હોય, તેમને આટલું આપણે એકાગ્રચિત્તપણે મન ઉપર ઠસાવવા ઇચ્છયે છીયે કે દેખાવમાં ગમે એવી હલકી કે અલ્પ વસ્તુઓ કે કામો ઉપર પણ એકદમ લક્ષ આપવું તેઓને અતિ અવસ્યનું છે."

એ ખવાસ જો એકવાર ઠસ્યો તો આપણે તેના નેહેસ્ત હાથમાં ગોલામ તરીકે બંધાઈ જઈયે છઈયે, જેની હકુમત આપણા મરણ કાળ લગી જારી રહેછે, એ મારી વાતને નીચલી બે લાઈન અચ્છો ટેકો આપેછે:—

"We make ourselves our own distress—
We are ourselves our happiness."

જેઓ પોતાની સઘળી ફરજો બરોબર વખતે બજાવતા રેહછે, તે ફરજો માથાં ઉપરથી ઉતરવાથી એક કામનો બોજો હલકો થવાથી જે તે લોકને આનંદ અને હર્ષ ઉપજેછે, તે પારકાં નહી જાણી કે બુજી નહિ શકે. ગમે એવું બિકટ કામ કે ફરજ માથે આવી પડી હોય તે વેળા બાહાદુરીથી તેની સામેં થઈ ઉપાડી લેતાં તેનું બિકટપણું અને અગવડો આપણા માર્ગમાંથી લપસી જાયછે, અને સેહલાઈથી તે કામ પાર ઉતરેછે.

રૂપાંબાઈ કે૦ દારાશાજી.

—∞∞—

## પરોપકાર કેમ કરશો ?

ગીરગામની જરથોશતી છોકરીઓની નીસાલનું ઉપરીપણું બાઈ ખરશેદબાઈ માસ્તરનાં હસ્તકમાં હતું. એ બાઈ છોડીઓની કેલવણી આપવાના કામમાં ઘણા બાહોશ અને ખંતી હતાં. સ્કુલમાં ગુજરાતીનું સંગીન ગ્યાન ઉપરાંત અંગ્રેજી છઠાં ધોરણ સુધીની કેલવણી મલતી હતી. ખરશેદબાઈ માસ્તરની નરમાસ અને કાલજીથી એ સ્કુલમાં ઘણાં સારાં ઘેરોની છોકરીઓનો જમાવ થયો હતો.

"ખરશેદબાઈજી હું ખરૂં કેહુંચ જે નવી આવનાર માસ્તરનાં હાથ હેઠે હું કદી શીખવાની નથી, મને ગમે તો ગુલબાઈ માસ્તરનાં કલાસમાં મહડાવો, પણ એના હાથ હેઠલ હું રેહેવાની નથી." એમ એકદમ આવીને બોલનાર ઈંગ્રેજી ચોથા ધોરણમાંની એક છોકરી નામે મીઠાંમાએ માણેકશાહ મરચંટ કરી હતી. જેને સ્કુલમાં બધાં મરચંટની મીઠુને નામે ઓલખતાં હતાં.

"શું છે મીઠાંમાએ ! એમ વગર કાએદે આવીને ધંગધરા વગરનું બોલવાનો શો અરથ!" ખરસેદબાઈએ ચમકીથી પુછયું.

"નહીજી, મેં સમજીયુંચ જે પુતલીબાઈ માસ્તરની બદલીએ પેલી દીન દરજનની પીલીને તમે રાખોચ તેથી તેના હાથ હેઠે શીખવાની મોરી ખુશી નથી."

છાલકી મીઠુંની આ તેંહેકરાઈપર બધી સ્કુલની છોકરીઓ તેની તરફ ધીક્કારથી જોવા લાગી ને કેટલીક મોટી છોકરીઓ માહોમાહે કેહવા લાગી જે એનાં ઘરમાંનાં બઈરાંઓ એવાંજ અભીમાની છે તેથી એણીએબી આ પેરની કેળવણીનો દાખલો બતાયો.

ખરસેદબાઈ માસ્તરે ઠરાવથી જણાવ્યું કે "મીઠાંમાએ આટલીબધી હલકાઈ તમારાં મગજમાં છે એમ મેં ધારીયું ન હતું. મારી સ્કુલની દરેક છોકરીઓમાં સારી સભ્યતા અને નમનતાઈ જોવામાં આવેછે. તારા જેવી એક તુંડ ખવાસની છોકરીને સ્કુલમાં રાખ્યાથી મારી સ્કુલની ટીસી પલીન થુટેચ. માટે જો હવે પછી તમે એ વીશે માફ માગીને રેહેવાના હોવો તો રેહેજો, નહીં તો બેતર તમે કાલથી અહીં આવશોજ ના.—પીરોજબાઈ માસ્તર એક લાએક અને ચંચલ બાઈ છે," માસ્તરે આગલ ચલાવ્યું. "તેવણનાં માએ ઘેરમાં બેસીને હમણાં થોડુંક થયું સીવેચ જેથી તમે તેવણને દીન દરજન કેહવોચ તેથી તમુને શરમાવું જોઈયે, તેનું કારણ તમે જાણતા નથી. એ દીનબાઈના ધણી દોરાબજી ચીનઈ કરી છે જેવણ આજે દસ વરસ થયાં ચીન છે. વેપારમાં તેઓનો સારો વખત હતો પણ આજ બેએક વરસપર તેવણ પોતાના બેટા સાથે મકાઉથી હાંગકાગ ખાને આવતાં વહાણમાં ચાંગીયાઓએ તેઓને તદન લુટી લીધા. એટલુંજ નહી, પણ નસીબ સંજોગેજ બેઉ બાપબેટા બચી ગયા તે સબબથી બીચારાં દીનબાઈ સબુરી પકડીને બેઠાંચ, જે તેઓની હઈયાતી હોશે તો તેઓ કાલે પાછા આવશે અને તે સબુરીનો બદલો સાહેબે વાલી આપ્યોછે. ગીયા મેલમાંજ તેઓને ખુશ વધાઈ મલીચ જે બે ત્રણ વરસના અરસામાં તેઓએ લગભગ પોતાની ખોએલી પુંજી વેપારમાં પાછી મેલવીચ. અને હવે તેઓ થોડુંકમાં મુંબઈ ખાતે આવશે. વાસ્તે ચડતી ને પડતી દરેક ઈનસાનને સરજેલીજ છે—જેઓ બેઉ સમો જાલવેચ તેઓજ આ દુનીયામાં માન અને શોભા પામેચ—એટલે જે ચડતીમાં મગરૂર બનવું નહીં અને પડતીમાં અફસોસ કરવો નહી. આ બોલ મારી સ્કુલની દરેક છોકરીઓએ ગોખી રાખવાજોગ છે."

મગરૂર મીઠાંમાએનાં મગજમાંની રાઈ ખાલી થવી મુસ્કેલ હતી. તેવણને એ દીનબાઈ દરજનની દીકરીને હાથે શીખવામાં હલકું લાગું નેથી તેવણ ઘેર બેઠાં

થોડાક માસમાં સ્કુલમાં વાત ચાલી જે મરચંટની મીઠું મંચેરશાહ માતબર સાથ પરણી. એક છોકરીએ અટકલ કીધી જે મીઠું મોટા લોકની દીકરી ને વળી ખુબસુરત તેથીજ એવાં માતબર ઘેર ગેઈ.

"અરે હારે એ મંચી માતબર મલબાર હીલપર રેહેચ તેજ કેની?" બીજીએ ટેકો આપ્યો.

"ને વળી ગાડી ઘોડાબી કેવા ફક્કર છે, કેહ જે એક એક ઘોડો દશ દશ હજારનો છે!" ત્રીજીએ ટકા મકડાયા.

"એ બધું ખરૂં પણ એ દેખાવ બધો બહારનોજ છે." એક સમજુ છોકરીએ બધાઓને સમજાવ્યું જે "જેવાં મરચંટવાળાઓની પોકલ ફીશીયારી છે, તેવાજ મંચેરશાહ આતબરખી સરતના સોખીન ને સદાબાજ છે, તેવણ પાસે જે ઉંચી જાતના ઘોડા છે તેનીપર હજારોની શરત રમાયચ અને તેમાં એને ઘણું નાણું મેલવ્યુંચ પણ પાછું ખોહી દેતાંવાર નહી. તે સાથે એનો બીજો કંઇ વેપાર નથી કે તેમાં નાણાં વધે. બીચારાં પીરોજબાઇ માસ્તર એ મરચંટના સગાં થાયચ પણ દેખઇતાં ગરીબ સગાંઓને જોઇને તેઓને સુગ લાગેચ." મીઠું મોરે ઘેર પરણી તેનીપર તરેહવાર તકરાર કરીને છોકરીઓ છુટી પડી.

ચીતથી દોરાબજી ચીનાઇ મુંબઇ આયા અને ધારવા કરતાંબી ઠીક પુંજી સાથે લાયા. તેઓ જે કરેલવાડી રેહેતાં હતાં તે હવે ગ્રાંટ રોડ જઇ રહ્યાં. સ્કુલની વારસીક પરીક્ષામાં ઘણાએક પારસી ગ્રહસ્થો શામેલ થયા હતા. બાઇ ખરશેદબાઇ ને પીરોજબાઇ માસ્તરને સ્કુલની કેળવણી અને સારી રીતભાત વીશે ઘણી શાબાશી આપી. તેઓમાં એક ગ્રહસ્થ ફરામરોજ પારખ નામે હતા. તેઓ પીરોજબાઇ વીશે ખાસ ઉંચું મત લઇને ગીયા. થોડા વખતમાં ખબર પડી જે પીરોજબાઇ માસ્તરના ઉપલા ગ્રહસ્થ સાથે લગન થનાર છે. ખરશેદબાઇ માસ્તરે અને સ્કુલની છોકરીઓએ પીરોજબાઇને મુબારકબાદી આપી. ફરામરોજ પારખ મેસરસ જેમસ હાઉટનની કંપનીમાં વડા મેનેજર હતા. એ ધણી ધણીઆની એકસંપથી સુખી વખત ગુજારતાં હતાં. પેલા એક વખતના દીનબાઇ અથવા મીઠાંમાયના બોલોમાં દીન દરજન તેવણ પોતાની સબુરીથી સુખી થયાં, તેવણના ધણી અને એક પુરો બેટો સોરાબ સહીસલામત આવી મળ્યા, અને વળી એકપુરી લાએકીવાળી દીકરી લાયક વર સાથે પરણી ને સુખી થઇ.

પણ વાંચનારાં બેહનો મીઠાંમાએની ખબર હવે લેવી જોઇએ. વકી મુજબ તેવણના ધણીની તીજોરીનું તલીયું સદા કરવામાં આવી રહ્યું. યાહોમ સદા કરવામાં તો કાહારૂનનો ખજાનોબી ઘસડાઇ જાય—એટલે લગન પછી જે બે ચાર વરસ પાદશાહી મોજ મારી તેનો હવે છેડો આવ્યો. પેલા આતબર જવાનેબી હવેજ જોયું કે જે ચાપલુસી કરનારા દોસ્તો હતા તેઓ હવે સલામબી નથી કરતા. હવે તો કોઇબી રીતે ચાકરી ધંધો કરીને રોટલી મેળવવી જોઇયે. પણ એવી વખતે ચાકરીબી શોધેલી મલતી નથી. તેઓ ગરીબાઇના પંજામાં આવ્યાથી ગીરગામ તરફ આવીને એક નાલાં ઘરમાં રહ્યાંચ. મંચેરશા કેયે બહારગામ જવાનો વીચાર કરેચ જે મુંબઇમાં નોકરી મલવી મુસકેલ છે "હવે મારૂંબી શું થશે." કારણ કે તેવણ નાબી બાવા ગુજરી ગયા. એક વખતની સુખી મીઠું અફસોસ કરેચ જે મહીરામાંબી આગળના જેવો વખત રહયો નથી.

એક આતવારે "રાસ્ત ગોફતાર" વાંચતાં તેણીની નજર નીચલી જાહેર ખબર ઉપર પડી. "જોઇયેછે.—એક પારસી બાનુને બચ્ચાં સમાલવા મારે—કોઇબી પારસન વધારે પસંદ કરવામાં આવશે અને બાઇ તેમજ બચ્ચાંઓ સાથે પુણે જવું પડશે. પગાર લાએકાત મુજબ—જેઓની ખુશી હોય તેઓએ પરેલ મધે ના૦ ૧૫ વાળા બંગલામાં પુછવું."

મીઠાંમાએ તે જાહેર ખબર પર ધ્યાન આપ્યું ને એક અફસોસની હાએ મારીને મનસે વીચાર કીધો જે જયારે મંચેરશાહબી બહારગામ જાયચ ત્યારે હુંબી કોઇ સારાં માણસ સાથે થોડો વખત બહાર જઇ આવું. તે સીવાય છુટકબી નથી. દરેક જાહોજલાલી જતી રેહીચ ને જાલમ ગરીબાઇના સપાટામાં સીકરાતાં જઇએચ, આતબર નામ નહી પણ મીસકીન હાલત આવતી જાયચ. એવો વીચાર કરીને પરેલ તરફ તેજ બંગલામાં ગયાં. અંદર માણસે જઇને બાઇને કહયું કે જાહેર ખબર વાંચીને એક પારસણ આવીચ. તે બાઇએ તેણીને અંદર બોલાવી પણ તેઓ બેઉ જણીઓ એકએકનું મોહડું જોવા લાગાં. તે બાઇનાં મોહોડાં પર અચરતી અને દલગીરાઇ સાફ દેખાતી હતી, ત્યારે ગરીબ મીઠાંમાયનો ચેહરો શરમીંદગીથી પસેમાન થતો દેખાતો હતો. અંતે પેલી માયાલુ બાઇ જેણી કોઇજ નહીં પણ મીસીસ ફરામરોજ પારખ અથવા આગળાં પીરોજબાઇ માસતરે તેણીને માયાથી પોતાની પાસે બેસાડીને પુછયું જે "મીઠાંમાએ, તમુને જોઇને હું ઘણીજ દલગીર છું. જો મારેથી કંઇબી મદદ બને તો આએ ઘડીએ આંપવાને તઇયાર છેઉં. તમે કંઇજ ઓસકાતા ના એવી રીતે આયાનું શું કામ !"

મીઠાંમાએ આગળી પોતાની ચાલ વીશે ઘણો પસતાવો કીધો તથા પોતાની પડતીનાં કારણ વીશે ભરેલી છાતી સાથે ટુકમાં જણાવ્યું. પીરોજબાઇએ તેણીને બેહેનના વહાલથી પોતાની છાતીએ દાબીને દીલાસો દીધો, જે "તમુને ચાકરી કરવાની કંઇ જરૂર નથી પણ તમારા ધણીને જો ચાકરી મળે તો કેમ !" તેણીએ અતી ઉપકાર અને મોહું હેશાન માનીયું—ફરામરોજ પારખ જે પેહેડીમાં મેનેજર હતા ત્યાં ભાગીયા થયા હતા, અને પોતાની ચંચલાઇ અને પરમાણીકપણે મોરો પગાર પાલતા હતા. પીરોજબાઇએ પોતાના ધણીને સઘળી વીગત જણાવી જે "એક લખશાપતીનો દીકરો એવી રીતે ગરીબાઇમાં આવ્યોચ તેને કોઇબી રીતે ઠેકાણે પાડવો જોઇયે." મેશર્સ જેમસ હાઉટન અને ફરામરોજની કંપનીની પેઠી કલકતામાંબી હતી ત્યાં મંચેરશાહને દોહડસોની જગા અપાવીને તે બેઉ ધણી ધણીયાણીને કલકતે મોકલી આપ્યાં. મંચેરશાહે હજારો ઉપકાર મી૦ ફરામરોજનો માનીયો, અને મીઠાંમાએ તો તે ભલી પીરોજબાઇના પરોપકારના ભારમાં દબાઇજ ગેઇ. તેણીની જબાનમાં જરા પણ બોલવાની શકતી નહી રહી, તેથી આંખોમાંથી ઉપકારના આંસુ વરસાવીને પોતાનો ઉભરો જાહેર કીધો. પીરોજબાઇ અને ફરામરોજે તેઓને ઘટતો દીલાસો દઇને રવાના કીધાં—એનું નામ તે પરોપકાર.

મીસ ગુલબાનુ કાવસજી દાવર,

અહમદનગર.



તોપના મારાની વખતે સ્ટ્રાસ્બર્ગનો દેખાવ.

## દોરંગી દુનિયાંનાં દર્શનો.

### દર્શન ૧૨ મું.

### જે આગ હોળવનારાં તેજ આગ સળગાવનારાં!

વાંચનારી બાનુઓ, પાસેનાં બે ચિત્રદર્શનો જુવો. તે આગ અને આગની પાયમાલીનો ભિહા દેખાવ ચિતારે છે. અને તે એક મોટાં પાયતખ્ત શેહરની આગ છે. એક નાનું ઝુપડું આગમાં સલગી જાયછે તો આપણ સંધા મદદે દોડી જઈયે છીયે. એક ઘેર યા હવેલી એક ચાલી યા ઓળ બળી જાયછે તો આપણ મુઝીયે છીયે અને આખું ગામ તે નાશમાં દિલસોજી દેખાડવા નિકલેછે. એક શેહર બળી જાયછે તો બીજાં શેહરો નિરાશ્રિત ફંડો કાહાડવા નિકલેછે. આગ હોળવવા માટે મોટાં શેહરોમાં હજારો અને લાખો રૂપીયાને ખર્ચે બંબાખાનાંઓ સ્થાપેલાં હોયછે. તે બંબાખાનાંઓનાં લશકરને મોટી કવાયદ આપેછે; અને તે કવાયદ એક રાજનો મેમાન આવે તેને મગરૂરી સાથ દેખાડવામાં આવેછે. તે સઘળી કવાયદની મતલબ એજ કે એક આગની બૂમ પડતાંજ આખું બંબાખાનુ પોતાના બંબા, ઘોડા, સુંઢ, સીહડી, હથિયાર અને ફોજ સાથ જેમ બને તેમ જલદી હોળવવા નિકલી પડે. આ સઘળી ગોઠવણો પાછળ લંડન શેહર લાખો રૂપીયાનો ખર્ચ કરેછે, અને લંડનનું બંબાખાનું સર્વથી નામીચું ગણાયછે—કે જેના નમુના ઉપર આપણાં મુંબઇનાં બંબાખાનાંને સ્થાપવાની કોશેશ ચાલેછે.

એ સઘળું, વાંચનારી બાનુઓ કેહશે કે, ઘણું નેક છે. આગની ખરાબી અટકાવવી એ રાજ્યની, સરકારની અને શેહર ખાતાંની પેહલી ફરજ છે. પણ ત્યારે, બેહનો, એક રાજ પોતેજ આગ લગાડે, આખું શેહર બાળીને ભસ્મ કરે, અને તેનો નાશ અટકાવવા નહી પણ વધારવાના ઉપાયો કરે તેનું શું કેહશો? તેમબી આ દુનિયાંમાં બને છે. આ પાસેનું ચિત્ર કાંઇ કલ્પિત નથી. તે ખરેખરો બનેલો બનાવ છે. તેમાંનું એક ફ્રાન્સના નામીચાં શેહર સ્ટ્રાસબર્ગની આગ ચિતારેછે—બીજાં ચિત્રમાં આગ લાગ્યા પછી શેહર કેવું ફના થઇ ગયું તે દેખાડયુંછે. સ્ત્રાસબર્ગ યુરોપનું એક સુશોભિત શેહર છે, બરાબર બોલિયે તો હતું. તેને શોભાવતાં સદીઓ લાગી હતી—તેને બાંધવામાં અબજો રૂપીયા ગયા હતા—તેને વશાવતાં વર્ષોના વર્ષો એટલાં વહી ગયાં કે આજે કોઇને યાદબી નથી. અગત્યે કરીને સ્ત્રાસબર્ગનું મોટું દેવળ, જેનો બુલંદ મિનારો આકાશ સંગે ઉંચું દોકિયું કરી ગોપા વાતે ઉભોછે, તે આખી દુનિયાંમાં સર્વથી નામીચું દેવળ ગણાતું હતું. સ્ત્રાસબર્ગનું પુસ્તકખાનું પણ એવુંજ આખી પૃથ્વિમાં પ્રખ્યાત હતું. પણ એ સઘળું એક લેહજામાં આગથી ભસ્મ થઇને શેહર ઘેર ભોંય બરાબર થઇ ગયાંછે. વાંચનારી બાનુઓ પુછશે કે તે વખતે શેહરનું બંબાખાનું હતું કે નહી? બંબાખાનાએ કેટલી બેદાદી ચલાવી હશે કે આગ હોળવી નહી અને આખું શેહર પાયમાલ થવા દીધું?

પણ પ્રિય બેહનો, તેમ નથી. આ તો જાણી બુજીને આગ લગાડીછે! આ તો આખું શેહર એક ઘડીની વચમાં બાળી નાખવાને ટોપનો મારો છોડયોછે. જ્વાળામુખી ટોપ ધુંવા અને બળતાંના દારૂગોળારૂપી ઉછાળા કરેછે અને આગના બાણનો શેહરપર વરસાદ વર્શી રહ્યોછે. આ કાંઇ એકલા સ્ત્રાસબર્ગનાજ માઠા હાલ થયા નથી. દુનિયાંનાં ઘણાં મોટાં શેહરોના એક કે બીજી વખત એવાજ બુરા હાલ થયલાછે. આપણું પોતાનું પારસી પાયતખ્ત પુરાતન પર્સિપોલીસ તેના મેહલો અને પુસ્તકખાનાઓ સાથ નાશ પામ્યું નથી શું? એ તો દોરંગી દુનિયાંનો એક ખેલ ચાલતોજ આવેલોછે. એક ઘેર આગમાં બળે તો હોળવવાને ખરાં દિલથી દોડી જવું અને તોપણ શેહરોનાં શેહરને આગમાં પાયમાલ કરવાં એબી કેવા ઢંગ! તે બાળી નાખનારાંઓનાં દયાળુ દિલ તે વખતે કયાં જતાં હશે! લડાઇના વખતમાં સુધરેલાઓ જંગલી બનેછે—દયાળુઓ ઘાતકી થાયછે—ધર્મીઓ પાપી થાયછે—એવી આ દુનિયાં છે,

---

## પરચુટણ બાબતો.

**સોજું પાણી દેખાવે સોજું હોય તેથી તે ખરેખર સોજું જાણવું નહી.** નામાંકિત ડાકટર લાનકેસરે પોતાનાં એક ભાષણમાં એક પીવાનાં પાણીનો નમુનો દેખાતો હતો કે જે લોકોમાં જણાયલા એક ઘણાં ચોખ્ખાં અને મીઠાં પાણીનો હતો અને જયાંસુધી ડાકટર લાનકેસટરે અખતરો કીધો નહી ત્યાંસુધી તે પાણી ઝેરી છે એમ કોઇએ સ્વપ્નાંમાંબી વિચારયું નહી હતું. તે કાચ જેવું નીતરૂં અને નિર્મળ હતું અને તોપણ રસાયણી પૃથકરણે તેમાં ઝેરી તત્વો દેખાડી આપ્યાં. ત્યારથી લોકો શિખ્યા કે સોજું પાણી ફીલ્ટર કીધા વિના પીવું નહી. પણ ગદલું પાણી ફીલટર કરવાનું તો છેજ, પણ સોજું પાણીબી ફીલટર કરીને પીવામાંજ સલામતી છે.

---

**લોહીમાં લોહડું છે એ એક લુહારને માટે કેવું માન** ભરેલું છે! પૃથ્વિની પેહલી પેદાશથી ઉદ્યોગોમાં સર્વથી મોટો ઉદ્યોગ લોહડાંનો છે—પણ વળી માણસની પેહલી પેદાસથી લોહીમાં સર્વથી ઉમદા તત્વ પણ લોહડું છે. લોહીમાંથી લોહડું ઓછું થાયછે ત્યારે લોહી ફીકું અને કમજોર બનેછે અને તેમાં પાછું જોર આપવા માટે દવા પણ લોહડાંનીજ આપેછે—લોહડું દવાના એક યા બીજા આકારમાં પીવાથી લોહી પાછું તનદરોસ્ત થાયછે. એક લુહાડ લોહડાંને હથોડાના જોરથી તીપેછે પણ તેના હાથમાં હથોડો મારવાનું જે જોર છે તે પણ લોહીમાંનાં લોહડાંનું જોર છે. એક પેહલવાનના બાંધાને વજ્રદેહ અથવા Iron constitution કેહછે તે વજ્ર અથવા Iron માત્ર કવિતાની કલ્પના નથી પણ આજની વિદ્યાએ તે ખરો પાડેલો બનાવ છે.

---

**કુદરતનું સ્ટીમ એનજીન અને બાઇલર તે દરિયો,** સુરજ અને હવા છે. દખણ મહાસાગર તે "બાઇલર" છે કે જેમાં પાણી ગરમ થાયછે અને ઉતર અર્ધગોળો તે

બાઇલરનો "કનડેનસર" છે. તે બાઇલરને ગરમી આપનાર ભઠી સુરજ છે, અને તેમાંથી નિકલતા બાફને ગતી આપનાર "લોકોમોટિવ" હવા છે. અને એ પ્રમાણે બનાવેલું રાક્ષી સ્ટીમ એનજીન આપણા દેશમાં વર્શાદ લાવેછે. દરિયાનાં ગરમ થયલાં પાણીને વરાળરૂપે ઉંચકવા અને પવનની પીઠ ઉપર તેનાં વાદળાં ઘસડી લાવવાને કેટલા ઘોડાનું બળ જોઇએ વારૂ? દરિયાની એકેક એકરની સપાટી ઉપરનું પાણી હવામાં ચહડાવવાને ૩૦ ઘોડાનું બળ જોઇયેછે, તો દરિયાના કરોડો એકર પાણીને માટે કુદરત કેટલા ઘોડાનું બળ વાપરેછે તેનો હિસાબ વાંચનારી બાનુઓએજ કાહાડવો.

---

ઝાડનો ખોરાક હવા છે તે આપણે ગયા અંકમાં જોયું. પણ એ ખોરાક ખાવાનું તેનું મોહડું કયાંછે? ઝાડનાં મોહડાં એક નહી પણ હજારો અને લાખો છે. તે મોહડાં તેનાં પાતરાં છે. એ પાતરાંની મારફતે ઝાડ પોતાનો ખોરાક ખાયછે. તે પાતરાંમાં બેસુમાર ઝીણાં છિદ્રો હોયછે, તે ઝાડના એટલાંબધાં મુખ છે. એ મુખોને હવા લાગતાં વાર સુરજની ગરમીથી એક અજાયબ જેવી રશાયણ ક્રિયા ચાલેછે, કે જેથી ઝાડમાંની આક્ષીજન ગ્યાસ છુટી પડીને બાહારની હવામાં ભેલાઇ જાયછે અને કોલસાની "કારબાનિક ગ્યાસ" તે ઝાડનાં મોહમાં દાખલ થાયછે—તે ઝાડનો ખોરાક છે. કેવી અજબ કરામત! જે આક્ષીજન હવા આપણા જીવને જરૂરની તે ઝાડનું ઝેર! તે ઝેર ઝાડ પોતે આપણે માટે છુટું પાડેછે અને તે ઝેર આપણને જીવાડેછે. બીજા હાથ ઉપર આપણા દમમાંથી જે ઝેરી ગ્યાસ નિકલેછે તે ઝાડને જીવાડેછે, અને તે આપણે બનાવી આપીયે છીયે. ઝાડોનાં પાતરાં હવા તરફ એવી રીતે વળેલાં છે કે ઘણામાં ઘણાં મોહડાંને ઘણાંમાં ઘણી હવા મળી શકે.

---

## સતીનું સત્ય.

### ટપો—રાગ કલ્યાણ.

ધન્ય તું જની છાતીને સતી,
બ્હાદુરીથી અબળા ઉરે જીત્યા.
દુષ્ટ મનના દૈત્યને વડે રાસ્તી.
સદાચાર સત્ય, હાહા! બખ્તર નેક નારનું,
ઢાલ પ્રતાપી વિરધ જાસ્તી.

---

### ટપો—રાગ પીલુ.

હો દુષ્ટરે દુષ્ટ જાગતું જીગર જગતનું,
પાક લાજકાજમાં ચયું જે મૃત્યું.
માત પિતાની માતમમાં ખલકત રડે જોડાઈ,
જીગરો પેહતાં વેહરાઇ, ચશ્મોથી જળ છુપ્યું.
સ્વર્ગે સિધારી સતી, કીર્તિવાન માતમાં,
રડતાં રહ્યાં જીવતાં, ભાગ્ય જુદાઇમાં દુષ્ટ.

### ઈંગ્રેજી શરોદ.

L. Arditi ના કરેલા song-waltz નામે "Il Bacio" ની રાહ ઉપર.

જીવથી, ગઇ હું જીવથી, ગઇ હું જીવથી,
દુનિયાં તજી;
સજીવ થઇ, હા! સજીવ થઇ
સ્વર્ગવાસી સુખ સજી.
આહ! તે પાપી હાથ જઇ પાપભારે જહાનમના ઘિહા ગારે,
ને પોહચી હું જીન્નતના શુભ દ્વારે.
જીવથી, ગઇ હું જીવથી, ગઇ હું જીવથી, ઇત્યાદી.
શાચને શું આંચ હોય શું?
કાંઇ નહી, કાંઇ નહી, જાુદાની છે નાશ;
સુજનું સુખ, સુજનું ચેન,
જીવતે જળવાયુંછે ખાસ.
શોક કોઇ કરશો ના કે જાણી હું ગઇ મરણ,
મોત ના જાણશો, જીવતી છું નવ જરણ.*
વ્હાલું સ્મરણ કરૂંછ વતનનું ને સદનનું,†
માબાપ કુટુંબ ભા બેહન વ્હાલા વર ને સુજનનું.
ના ભુલું વ્હાલું કામ ચિંતનનું ને વચનનું.
શું નથી કીસમત મળવા આપણે સાધનનું?
હા! હા! છે!
મેળાપ અંહી થશે,
હંમેશગી તક જીંદગાની સુખમાં જાશે, અંહી સુખમાં જાશે.
જીવથી, ગઇ હું જીવથી, ગઇ હું જીવથી, ઇત્યાદી.
આહ! જુદાઇ ટુકવાર છે મગર
આહ! ના વિસરું વ્હાલાં જીગર.
ના નહી! ના નહી! ના નહી! વ્હાલાં જીગર!

---

### ઈંગ્રેજી શરોદ.

Balfe ના કરેલા આપેરા "The Bohemian Girl" માંનાં ગીત "When other lips" ની રાહ ઉપર.

સહન શક્તિમાં શું સ્ત્રી હારે
સંકટ સામ કો જાણથી?
દિલની દ્રઢતામાં સ્ત્રી કાહડે
નામ કીર્તિ શોભાણથી.
નર બેહતર તે શૂર નારી,
પુરૂષ એક બ્હીકણથી—
જો મર્દો જીતે તન જોરે
તો સ્ત્રી જીતે મનથી.

રણજીત નરને નારી જીતે,
રાજકતી જોબનથી;
દુનિયાં વશકતી એક રીતે,
મોબત પાક મોહનથી.
ખમવે ધીરી, ટકવે વીરલી,
જયવંત વન યોજનથી;
જો મર્દો જીતે તનજોરે,
તો સ્ત્રી જીતે મનથી.

---

* નવે જન્મ. † ઘેર.

મુંબાઇ, દફતર આશકારા પ્રેસમાં એદલજી માણેકજી બાબચાએ છાપ્યુંછે. ઠે૦ કોટ:—કાવસજી પટેલ સ્ટ્રીટ, નાં૦ ૮૭.

# જાહેર ખબરો.

## પ્રાણી વીદ્યા.

વાલમ ૨ જું.

**બરો મોટાં નાનાં સુંદર ચિત્રો સાથે.**

આ પુસ્તક ઊંચાં કાગજ ઉપર અશાઇદાર છપાઇ સાથે સુંદર ગીલીટના વેલાતી પુઠામાં બાંધિઆમાં આવેલુંછે અને તે સઘળા મળી ડીમાઇ ફોઆરીનાં ૨૧૦ પેજમાં થએલુંછે.

ઉપલું પુસ્તક મુંબઈ દફ્તર આશકારા છાપાખાનામાંથી મલશે.

કીંમત—આ પુસ્તક પહેલાનાં રૂ૪) તથા દેશાવરનાં પોસ્ટેજ શીકે રૂ૪।=.

---

## પકવાન પોથી,

યાને

પારસીઓમાં રંધાતી સઘળી વાનીઓ, પકવાનો, મીઠાઇઓ, અથાનાં વગરે બનાવવાની રીતી.

**સઘળી મલીને ૪૩૫ વાનીઓ છે.**

ઉપલું પુસ્તક મુંબઇ દફતરે, આશકારા છાપાખાનામાંથી રોકડે નાણે મલશે.

કીમત—સુંદર છપાઇ તથા મજબુત પુઠાંની બાંધણી સાથે દરએક પુસ્તકનો રૂ૧.

---

## ફ્રાન્સ અને જર્મની વચ્ચેની લડાઇની તવારીખ.

**૧૫૪ ચિત્રો સાથે.**

લખનાર—એદલજી જમશેદજી ખોરી.

સને ૧૮૭૦—૭૧ ના સાલમાં જે લડાઇ ચાલી હતી તેનું એક સુંદર પુસ્તક વેલાતી ચામડે હારઓઇંડ ગીલીટમાં નામ સાથે બાંધિ તઇઆર છે.

**કીમત પુસ્તક ૧ નાં રૂ૮.**

દેશાવરવાલાઓએ પોસટેજનો રૂ૧ વધુ વાલવો.

---

## સોનાના મુલની ખોરશેદ.

**હીંદુસ્થાની નાટક.**

**કીમત રૂ૧.**

દફતરે આશકારા છાપાખાનામાંથી મલશે.

---

## શેક્શપીયર નાટક.

અંક ૧ લો,

જેમાં જોડીયા ભાઇ—અથવા ભૂલ ભરેલું ફારસ.

તથા

કસરીવજનનો કારસ્તાન—કાથા કોનની ખરાબી.

એવા ૨ નાટકો આવેલાછે.

**કીમત રૂ૧)**

---

## લાર્ડ ચેસટરફીલડની નશીહતો.

ઈંગરેજી ઉપરથી ગુજરાતી કરનાર,

**ખરશેદબાઈ પેશતનજી ડાક્ટર.**

**કીમત રૂ૧)**—દેશાવરવાલા સાહેબોએ પોસટેજના ૦)= વધારે વાલવા.

દફતર આશકારા છાપાખાનામાંથી મલશે.

---

## વૈદ્યક જ્ઞાન.

એટલે શરીર વીદ્યાને લગતું વરણન, તથા દરદ પેદા થવાના કારણો, અને દરદોની પીછાન તથા એલાજ વીગેરેની સરલ ઊપયોગી સમજણ.

બનાવનાર.

**બરજોરજી બેહેરામજી, એલ. એમ.**

**કીમત રૂ૨.**

દેશાવર વાલાઓએ પાસટેજનો રૂ૧ વધુ વાલવો.

---

## રૂસતમ અને સોહોરાબ.

**નાટક ૫ અંકી.**

વીકટોરીઆ નાટક મંડલીએ પોતાની નાટકશાલામાં ઘણીવાર કરી બતાવેલો ઉપલો નાટક જેમ અસલ લખાએલોછે તે પરમાણે સઘળો સંઘલાં ગાયણો સુધાં હમણાં છાપી પરગટ કરેલોછે, અને તેનું ૧૨૪ સફાનું એક પુસ્તક બનીયુંછે. એ પુસ્તક દફતર આશકારા છાપાખાનામાંથી મલશે.

**કીમત રૂ૧.**

દેશાવર વાલાઓએ પોસટેજના ૦)= વધુ વાલવા

---

## ગુલીવરની મુસાફરી—ભાગ ૧ લો.

એટલે ગુલીવર નામના મુસાફરે લીલીપટ દેશનાં વેહેંતીઆ માંણસોમાં કીધેલી મુસાફરી.

**કીમત રૂ૧).**

---

## ડાક્ટર પેશતનજી નવરોજજી,

**જી. જી. એમ. સી.**

તે, મરહુમ શેઠ ઘાંજનભાઇ પેરઅલીનાં ધરમના દવાખાનાના ડાક્ટર.

રેહવાનું ઠેકાણું તથા દવાખાનું કોટમાં નવી મોદીખાને ફીયર રોડ, યુરોપીયન જનરલ હાસ્પીટલની સાંમે ઘરાંનીનાં ઘેરની પાસે.

---

## તાજુલ મોલુક તથા બકાવલીનો કીસો,

**અથવા કાહાણી.**

તાજુલ મોલુક નાંમે આશક અને બકાવલી નાંમે એક પરી તેહેની માશુકની કાહાનીઓ સાનાઇથી બેઆન કરેલીછે.

**કીમત રૂ૧).**

દફતર આશકારા છાપાખાનામાંથી મલશે.

---

## નુરેએલમનો

માસે જુલાઇનો અંક બાહેર પડયોછે.

એ મધે નીચે જણાવેલી બાબતો આવેલીછે.

૧—ચીના દેશ અથવા ચીનનો એક બીહાની (એક પારસ ચીનાની એક છોકરીની વાતો)
- પ્ર૦ ૩૮ મું, કાવશાહનો પસતાવો.
- પ્ર૦ ૩૯ મું, મારી નવી મળી તેહમીના.
- પ્ર૦ ૪૦ મું, ઇજ્જુબાઇએ આટો માર્યો.
- પ્ર૦ ૪૧ મું, એક નવી મુશ્કેલી.

૨—અસલી આર્ય દંતકથાઓ.

૩—આદેલ નોશેરવાન—૭.

૪—એક બહાદુર સ્ત્રીની કહાણી, (ચીત્ર સાથે)

૫—ચંદ્રની આસપાસ સેવ સિંહની આજુ બાજુ એક તોપના ગોળામાં મુસાફરી :—
- ૧૧—ઓકસીજનનો કોકની મોહોટાઇ.
- ૧૨—હવામાં તરવાના મતામત અજમાયશો.

૬—શીયાના પરગનાની એક હેરત ઉપજાવનારી વાર્તા.

૭—શુદ્ધ ગુજરાતીનાં મુદ્દાઓ.

૮—માણસ જાતની હસ્તીની આખરી કેમ આવશે ?

૯—પોહોચ :

"તનદુરોસ્તી"

૧૦—શેતરંજની બાજી ૨૪૫ મી.

કીમત વરસનાં રૂ૩) પોસ્ટેજ સાથે રૂ૩।=.

દફતર આશકારા છાપાખાનામાંથી મલશે.

---

**પાક ખોરદેહ અવસતા.**

**મોટા કારા ટાઇપમાં.**

ગજવામાં રેહી શકે હેવી નાની જાતીમાં, વેલાતી પુઠાંથી બાંધેલી.

**કીમત રૂ૧।—૧।।।—૨.**

---

## પુઠાં તૈયાર છે.

નવે સાલના નુરેએલમના વેલાતી પુઠાં

**બંધાઇ સાથે રૂ૧।.**

વાલમો બરાબર ગોઠવી ઉપર ઘણીનું નામ લખી દફતર આશકારા પરેસમાં મોકલાવી દેવાં જયાં તેની પોહોચ આપવામાં આવશે. ખાલી પુઠાંનો રૂ૧).

છપાઈ બહાર પડયા છે—

મી૦ કેખુશરૂ નવરોજજી કાબરાજીની રચેલી મોટી સંસારી વારતા

# "ગુલી ગરીબ" નો

## ભાગ ૪ થો—સફે ૩૦૪ થી ૪૧૨ સુધી.

એ ભાગ નીચલી અસરકારક બાબતો સુધી આવયોછે:—

અફુભાઈનું ભેદ ભરેલું ખુન—તે ખુનનો ભીખુભાઈ ઊપર ભય ભરેલો શક—
તે શકના મજબુત પુરાવા—એક ઝભાએ શું શું ઊઘાડું પાડયું?—
રતની સાથ ગુજારેલી રજની—લોહીથી ખરડાયલા હાથ—
શક મજબુત પણ ખોટા—વીકાભાઈની મોટી ચોરીનો ભેદ—
તે ચોરી ઊપર ઢાંકપીછોડો—
ગુલી ગરીબ હવે છેક ગરીબ નથી—હવે તે ભુખે મરતી નથી—
તેનાં બચ્ચાં રખડતાં નથી, હાયવેહલા કરતાં નથી—
પીરોજાની માદગી અને મરણ—તેમાંથી કેટલું શીખવાનું છે?—
ગુલી ગરીબનાં ફરજંદોની ઘેરસંસારી કેળવણી—ઈતયાદી, ઈતયાદી.

---

## ભાગ ૫ મો—સફે ૪૧૩ થી ૫૧૪.

એ ભાગ નીચલી અસરકારક બાબતો સુધી આવ્યોછે.

ભીખુભાઈ ઊપર ખુનનો વાંક—
તે વાંકને માટે તેની સેશનસમાં તપાસ—તેની સામે મજબુત પુરાવા અને સાક્ષીઓ—
કપાયલા હાથ—લોહીના ડાઘ—ઝભાની સાહેદત—
ભીખુભાઈના બાપ શેઠબાવાની દુખદાયક સાક્ષી—
ફાંસી જવાની વકી—ફાંસીનું લાકડું—
મી૦ હ્યુસન બારીસ્ટરનું અસરકારક ભાષણ—
બંધવાનો અજાયબ જેવો એકરાર—
રતનીની સાક્ષી—"આલીબી"—બંધવો નાટ ગીલટી—
શેઠબાવાને બુઢાપામાં જખમ—બુઢા ફકીરાને લકવો—
લોકોમાં ચાલતો ભારી ગભરાટ—
રતનીની નીંદા—રૂસતમ એક ફરેસ્તો—
લુસીની સાથે ભીખુભાઈનું કરાંચી નાહસવું—
ગુલી અને તેના દીકરાઓની ચહડતી આબાદી.

### કીમત, દરએક ભાગના રૂ૦૧.

હવે બીજો એકજ ભાગ બાકી છે.

**નીચલે ઠેકાણેથી મલશે—**

| | |
|---|---|
| કોટમાં દફતર આશકારા પ્રેસ. | ધોબીતલાવ, મી૦ કરાણીનો બુક ડેપો. |
| " મી૦ જાં. બે. કરાણીનો બુક ડેપો. | કાલબાદેવી, મેસર્સ એન. અને કુંપની. |
| " મેસર્સ ફ. બે. મર્ઝબાનની કુંપની. | " ઈશ્વરદાસ લાઇબ્રેરી. |
| " મી૦ પીરોજશાહ દીનશાહજીનો બુક ડેપો. | ગીરગામ, મેસર્સ નાગલેકરની કુંપની. |

# સ્ત્રીબોધ.

પુસ્તક ૩૫ મું. | જુલાઈ ૧૮૯૧. | અંક ૭ મો.


## ભીખો ભરભરિયો.

અથવા

કાળો હાઉસ—બાહારથીજ કાળો, માહેથી મીઠો માવો.

---

### એક વાર્તા.

---

#### પ્રકરણ ૭૪ મું.

#### "મીઠી મીઠી".

હોમીનું પુસ્તક બાહાર પડયું.

જે કામની એક આશાવંત આલમ રાહ જોતી હતી, જે કામ ઉપર એક દિલસોજ દારાશાનાનો રાત દિસની રંજમાં ઉત્સાહથી રોકાયલો હતો, જે કામ ઉપરની પોતાની મુરાદ તરફ તે જોસભર ઉમેદવારીથી જોતો હતો, અને જે કામ સંબંધી તેની ફતેહમંદીથી તેની બાપડી ગુલાં પોતાના ભર્તારની આબરૂને કીર્તિની નોકે પોંહચવાની હોશમંદ આશા રાખતી હતી તે કામ પુરૂં થયું, પાર પડયું અને બાહાર પણ પડયું.

જે દાહડે ભીખો ભરભરિયો પીરોજાને તેના ભાઇ હોમીને ઘેર લઇ જતાં જતાં રસ્તામાં પોતાની પરણવાની ઉમેદો કહી ચુકયો તેજ દાહડે હોમી દારાશાનાંની આ મહાભારત ઉમેદનાં આડ ઉપર ફળ ઉગ્યું. પીરોજા તેજ દાહડે નાજાંમાયની રજા માગી નોકરી ઉપરથી છુટી ભોગવવા પોતાના ભાઇને ઘેર ગેઇ તેની એક મતલબ પોતાના કલમબાજ ભાઇની એ ફતેહમાં ભાગ લેવાની પણ હતી.

હોમીનું આ લખાણ એક ઉમદા વાર્તાનું હતું. મી૦ પેસ્તનશાહ મેહરમુસાના બી. એ. ઇત્યાદી, ઇત્યાદીના "આપેરા" ની પેઠે આ કાંઇ "કીસ્મતના લેખ" યા "હસવાના ભાવ" જેવું સાધારણ ભાડુતી નામ આપેલું પુસ્તક નહી હતું. આખાં પુસ્તકનું નામ એકજ બોલમાં હતું અને તે "મીઠી મીઠી" નામનું હતું—વાર્તાનું સર્વ વણું મીઠીબાઇ નામની એક સ્ત્રીની કાહણી ઉપર વળ દઇને વણેલું હતું. તે સ્ત્રી સ્વભાવે ઘણી માયાળુ અને મીઠી હતી, માટે "મીઠી મીઠી" એટલે કે મીઠાસવાળી મીઠીબાઇનો અર્થ થતો હતો, અને તોપણ વાર્તાજ એટલી રસીલી હતી તે "મીઠી મીઠી" ખુદ વાર્તાને લાગુ પડતું હતું—એ કાહણીજ "મીઠી મીઠી" હતી.

જેવું હેતુગર્ભિત આ વાર્તાનું નામ હતું તેવીજ ચિતઆકર્ષિત તેની કાહણી હતી, તેવુંજ દિલપઝીર તેનું દાસ્તાન અને તેવીજ અસરકારક તેની એબારત હતી. મીઠી મીઠીબાઇ પોતાના સર્વ મીઠાસ છતાં આ દુખી દુનિયાંના કેવા સંસારી કડવાસ બ્હાદુરીથી ખમતી ખમતી સેવટે કેવી મીઠી સાબેત થઇ એ "મીઠી મીઠી" નો સાર હતો; પણ તે તેની રચના કર્તાને એક કવિ ભેજાનો અને કાબેલ કલમનો કળાવંત લખનાર દાખલ દેખાડી આપતી હતી; અને ફતેહજ નહી, પણ નામદારી, વિખ્યાતી બલકે યાદગારી એ જેમ વાર્તાનું તેમજ તેના કવિ કર્તાનું સેવટ હતું.

પેસીનું પુસ્તક છાપવા માટે છાપનારે પૈસા માગ્યા હતા, પણ હોમીની આ "મીઠી મીઠી" ને તેજ છાપનારે સામા પૈસા આપીને ખરીદી હતી અને નફામાં મોટો ભાગ આપવો કબૂલ્યો હતો. હજીતો આજે તે પેહલીજ છપાઇને તૈયાર થઇ હતી, અને તેની નમુનાની માત્ર પાંચ નકલો હોમી ઉપર જોવાને આવી હતી. તેનો પેહલો દેખાવજ હોમીના જીગરમાં મુગી મગરૂરીનો ઉભરો પેદા કરનારો હતો. તેણે એક નકલ પોતાની વ્હાલી માને ધાણે બીડી, બીજી પોતાની મનમોહન ગુલાંને વાંચવા આપી, ત્રીજી પેસી મેહરમુસાના ઉપર એક માયાભરી ચીઠીની સાંથે ભેટ મોકલી,

સાદાં દિલનો હોમી ખાતરીથી માનતો હતો કે પેસીનું પુસ્તક કુચા અને કચરા જેવું છતાં હોમી પોતાના એક દોસ્તની ખાતર તેનાં વખાણો ઉપર હરખાયો હતો તેમ હવે પેસી હોમીનું આ વધારે ઉત્તમ લખાણ આભારી હરખ સાથ વાંચશે. પોતાનાં લખાણની શોભાવંત ખુબીઓ હોમી પોતે જાણતો હતો, તેનો છાપનાર જાણતો હતો, અને દુનિયાં પણ હવે જલદી જાણવાની હતી. આટલીતો આશા હોમીમાં કુદરતી હતી કે પેસીનાં "કીસ્મતનાં લેખ" નાં વર્તમાન પત્રોમાં વખાણપર વખાણ ગવાયાં તો આ "મીઠી મીઠી" વાર્તાનાં વધુ નહી તો તેટલાંજ વખાણ શું નહી ગવાશે ! એ વાર્તાને કાઢબી છાપાવાળો તોડી પાડશે એવું તો હોમીના સ્વપ્નામાં પણ નહી હતું. બલકે ઉલટમાં ને ઉલટમાં હવે તે એક નવો ગ્રંથ રચવાની તૈયારીમાં હતો.

આવી જવાથી નાની નર જેને ભીખાની મસ્કતની વાતો સાંભળવા ઘણી ગમતી હતી તે અધીરી પડીને બોલી.

"કરૂં છની તો? પણ ખાતાં ખાતાં વાત કરૂં દીકરી. મસ્કતને વાસ્તે મારૂં જમવાનું મુકું કે?" એટલો દીલાસો આપી ભીખાએ વાત ચલાવી. "એક વખતે હું મસ્કતમાં બે દાહડાનો ભુખ્યો ભટકતો ફર્યો. કોઇ ઠેકાણે હું ઠર પડયો નહી, ને એમને એમ દાહડા કેમ જશે તેના હું અફસોસમાં પડયો. અંતે એક આબરૂદાર આરબને દયા આવી. તેણે મને પોતાનાં ઘેરમાં મજુરીપર રાખ્યો. બજાર હાથના ફેરા આંટીનું કામ મને સોંપ્યું. મને તે ગમતું તુંબી. ચાકરી ઉપર રહ્યાને ચાર દાહડા ગયા નહી એટલામાં મારા શેઠે મને બજારમાં ગોસ્ત લેવા મોકલ્યો. ગોસ્તની એક ફરખે ટાંગ હું પાંટીમાં નાખીને માથા ઉપર ઉંચકી લાવતો હતો તેવામાં કોઇએક પક્ષી આવીને પોતાની ચાંચમાં ગોસ્તનો આખો કટકો ઉંચકી ગયું અને આંખ મીંચીને પાછી ઉંઘાડીયે તેવામાં તો કયાંને કયાં ઉડી ચાલ્યું. હું ખાલી પાંટી લઇને ઘેર ગયો—મારી પાસે પૈસાબી નહીં મળે કે મારે ખર્ચે બીજી ટાંગ લાવી આપું. શેઠને ખરેખરૂં કહ્યું તે તેણે માન્યું નહી. તે તો મને કેહવે તુંજ યા તો પૈસા ખાઇ ગયો યા તો ગોસ્ત ખાઇ ગયો. મારી ઉપર ચોરીનો વાંક મુકી મને તપાસ્યા વગર ચોકીમાં નાખ્યો. આરબાઓના ગામમાં વળી ઇનસાફ શું હોય? પણ ગોસ્તની વાત કરતાં મારા મોહડાંમાં મોળ આવેછ—ગુલાં જરા પેલાં રોસ્ટ કીડની એક કાત્રી મને આપો તો—"

વાતની વચે જેમ બોલવામાં ભીખાની જીભ તેમજ ચાંપી આપવામાં તેના હાથ ઝડપથી ચાલતા હતા. માટે આટલી વાતમાં તેની પ્લેટ ખાલી થઇ ગઇ અને તેણે બીજું વાણું માગી લેવું પડયું.

"પછી? ભીખા કાકા, પછી?" છોકરાંઓ પુછવા પડયાં.

"પછી" ભીખા કાકાએ રોસ્ટ કીડનો એક ડબુસો ભરીને બાકીનો હેવાલ પુરો કીધો. "મને તપાસ ચલાવ્યા વગર છોડી મુકયો, પણ તેટલાં બે દાહડા મને મુફતનાજ ચોકીમાં ચાંચરા મારવા પડયા. અરે! જો ચાંચરાજ હતે તો ધૂલ વાજી. આરબાઓની ચોકીમાં ચાંચરા શું પણ ઉંદર ને બિલાડાં વસ્તાં! તેઓની વચે કેમ રેહવાય? મારી ઉંઘ એવી મઝાની છે કે હું એક વખત ઉંઘી ગયો પછી ચાંચડ, માકડ સહુ ચાલી જાય, પણ મોટા મોટા ઉંદર ને ઘુસ કેમ ચાલે? ખાલી ભાંયપર ચટાઇ નાખીને સુવાનું—તોબી ઉંઘ તો સુતાં વાર આવી જાય—પણ સુતા પછી ઉંદરો દિલની ઉપરથી ચાલી જાય ને વળી તેને પકડવા બિલાડાંઓ ગબરડી રમે, ત્યાં પછી ઉંઘ કેમ આવે? એવે વખતેબી, આલી, મેં મારી આશા છોડી નથી; તો તું શું કામ આશા છોડી દેયછ? સબુરી રાખ—ખોદા સારૂં કરશે. ઘણું થાય તે થોડાંને વાસ્તે. જયારે વેહલા અતિઘણી પડે ત્યારે જાણવું કે છુટકારો જલદી થશે."

ભીખા ભરભરિયાના આ શિખામણના સુવચનો એક ઠરેલ અને ઠાવકા માણસના અનુભવી ડાપણ જેવા હતા. પણ તેના મસ્કતના અનુભવની આ રમુજી વાતોથી તેની ભાભી પોતાનું ઘણું દુઃખ ભૂલી ગઇ અને ખાનું પુરૂં થઇ રાત નીહી ગઇ. અંતે આલી ઘેર જવા ઉઠી—તેનાં છોકરાંને ઉંઘનાં ઝોંકાં આવતાં હતાં—અને હોમીએ એક ભાડુતી ગાડી મંગાવી, પોતેજ ભાડું આપી તેમને એક માણસની સાથે ખેતવાડી મોકલી આપ્યાં. ભીખો ભરભરિયો તેમને મુકવા જાત, પણ આજે ભીખો હોમી સાથે "એક અગત્યની વાત" કરવા આવેલો હતો, તે વાત કરવાની તો હજી રહી ગઇ હતી, માટે ભીખો પોતાની ભાભી અને તેનાં ભુલકાંઓ સાથ જઇ શકયો નહી.

"હોમી, તમારી ચોપડી ઉપરથી પેસી ગુસે ભરાયા તે વાત મેં તમોને કહીછ, પણ તમે પેસી આગળ કરતા ના જો!" જતાં જતાં આલી અરજ કરી ગઇ. "નહી તો કે એવણ મારો જીવ લેશે."

"કોઇની વાત કોઇ આગળ કરવાનો મારો ધારોજ નથી" હોમી આલીને તેનાં છોકરાં સાથ ગાડીમાં વળાવતો બોલ્યો. "ભીખાજી કેહછ તેમ તમે હિમત રાખજો. સંકટ પડે તે સબુરીથી ખમજો. ખોદાપર વિશ્વાસ રાખજો અને યાદ રાખજો કે તે સાહેબનો વિશ્વાસ કદી ખોટો પડશે નહી. તે તમારી સંભાળ લેશે."

"કેહ ભીખાજી, હવે તું શું અગતની વાત કરવાનો છે?" એટલી વારમાં તો ભીખો પોતાની "અગત્યની વાત" એકાંતમાં કરવા હોમી આગળ હેઠલ ઉતરી આવ્યો તેને હોમીએ પુછયું:

ભીખો પોતાની અને પોતાની પીરોજા વિષેની મસલત હોમીને કેહવા માગતો હતો. પીરોજાની સાથેજ તેને પરણવા માટે આજે શી શી વાતો કીધી, પરણેલી જીંદગીનો ખર્ચ પેદા કરવા માટે શી શી મસલત કીધી, ઘેર માંડવાનો ખર્ચ જમાદારની ઝીણીએ કેવો બતાવ્યો, અને તે ખર્ચ જેગું પોતે કમાવા માટે ભીખાએ પોતાના "ખભાં ઉપર ભાર ઉપાડવા" નો કેવો ઠરાવ કીધોછે તે સઘળુ તેણે ઘણી ગંભીરાઇથી કહી સંભળાવ્યું.

પણ પોતાની બેહનનાં લગ્ન જેવી વાત એક જણે ગંભીરાઇથી સાંભળવી જોઇયે તેવી ગંભીરાઇથી હોમી તે સાંભળી શકયો નહી. તેનું હસવું થોભાયું નહી. તે ભીખાની મસલત સાંભળતાં ખડખડ હસી પડયો.

"એટલે? તું હસેછ કાં, હોમી? તું કોણને હસેછ? મને કે મારી વાતને? એ વાત કાંઇ હસવાની છે કે તું હસેછ?" ભીખો લગાર દુખી થઇને પુછવા ઉઠો "બધા પરણે ને હું શું પરણું નહી કે? મારાં લગ્ન તે શું હસી કાહાડવાનાં કે?"

"નહી નહી ભીખાજી. હું તુંનેબી નથી હસતો ને વાતનેબી નહી." હોમીએ ધીરજ આપી.

"ત્યારે તું શાને હસેછ?"

"હું તો તારા સેકચલ્લી સહી સ્વપ્નાને હસુંછ. આફીસમાં કાપી કરીને તું બસો રૂપીયાનો પગાર પાડવાની ઉમેદ રાખેછ તેપર હસુંછ."

"પણ હું કાપી કરીને કમાવાનું બોલ્યોજ નથી." ભીખાએ ફરિયાદ કીધી "હોમી તું મને સાંભળતો નથી, ને સાંભળ્યા વગરજ મારી આવી અગતની વાતને હસી કાહાડેછ. બનેવી દાખલ હું તુને પસંદ નહી હોઉં તો તેમ ખુલ્લે ખુલ્લું કેહતો કાં નથી?"

"ભીખાજી, હું તુને ચાહુંછ અને એટલુંજ કહુંછ કે જો મારાં માય રજા આપે અને જો મારી બેહન તુને ચાહતી હોય તો તુને મારા બનેવી દાખલ હું જેટલો સુખા રૂ માનીશ તેટલો બીજા કોઇનિ નહી—મારી દીનીના વર ડાકટર મંચીનેબી નહી."

"અરે હરવાયો મંચી!" ભીખો ડાકટર મંચીને હજી નાપસંદ કરેછે એમ તેણે બતાવ્યું, તો જો કે તેને પોતાની તરફથી મંચી સાથ કશી દુશમની નહી હતી—એટલુંજ કે એકવાર આજ ઘણાં વર્ષ ઉપર મંચીએ દીની સાથ પરણવાની કબૂલાત આપીને ના પાડયું તેવી રીતે એક જુવાન અબળાને "રોરવી મારવા"નું ભીખો ધિક્કારતો હતો.

"હવે ત્યારે તું શું ધારેછ, હોમી?" ભીખાએ હવે ધીરજ પામીને પુછયું. "આસરે બસો રૂપીયાનો પગાર મેહનત કરીને કમાવાનો મારો વિચાર હું કોઇ સારી જેવી નોકરીથી પાર પાડવા માગુંછ. . કાપી કરીને અત્યારથીજ ભાતાંનું કામ કરવા માડયુંછ, પણ હવે હું ધારૂંછ કે મને મારા જમસુને અજમાવી જોવો પડશે."

"જમસુ કોણ?"

"મારા મોટા કાકાનો દીકરો. એ એના બાપ કરતાં વધારે ભલો છે, કાંઇ નહી તો મારો મોટો મુસિયો મને ઉડાવેછ તેમ જમસુ મને ઉડાવતો નથી."

"જમસુને તું શામાં અજમાવવા માગેછ?"

"મને એકુ સારી જેવી નોકરી અપાવવામાં. હું કાંઇ પૈસા નથી માગતો, પણ માત્ર મારી તરફથી એ યા એના બાપ જરા જીભ હીલવે એટલુંજ માગીશ. એઓને વગ ઘણો છે, અને અગર બાપની મારફત લગાડવી હોય તો તેબી જમસુની ભલામણથીજ બને. મોટો કાકો મારૂં માને નહી પણ દીકરાનું કહેલું માનશે."

"તારો વિચારતો સારો છે, ભીખાજી."

"હું સો બસોનો પગાર પાડું ને પછી પીરોજા બે ચાર છોકરીઓને શિખ્ખવવામાં પચાસ સો કમાય તો અમારાં ગરીબ ઘેરનો ખર્ચ નિકલે." એટલું કહ્યા પછી ભીખાએ ભોળાં દિલથી પુછયું "હોમી, વારૂં હું ને મારી બૈરી બેહુ મેહનત કરીને કમાઇયે તો કાંઇ નરસ નહી લાગે? પીરોજા પાંચ પૈસા પેદા કરે તેમાં તમો લોકનો તો કાંઇ વાંધો નથી?"

"જરાબી નહી. એ પીરોજાને પોતાને સમજવાનું છે."

"અને એ રીતે હું ને પીરોજા બેહુ કમાતાં થઇયે પછી અમોને પરણાવવાની ભલામણ તું તારાં માયપર લખ્ખશે કે નહી, હોમી?"

"મોટી ખુશી સાથે." હોમી બોલ્યો પણ તે હસ્યા વગર નહી રહ્યો કે "એ ઘણી લાંબી વાત છે ભીખાજી. તું સો બસો કમાય, પીરોજા પચાસ સો કમાય એ ઘણું મુશકેલ છે."

"કાં વારૂ? તું એમ ધારેછ કે હું મેહનતુ નથી. હું શું આલસુ ને હરામખોર છું? હું શું ચાહું તો કામ નહી કરી શકું? હું બતાવીશ, બતાવીશ. હું કાકાના જમસુને હમણાને હમણા મળીને પુછી જોવું. ભલાં કામ માં ઢીલ નથી. મેં સાંભળ્યુંછ કે તે જલદી પરણવાનો છે."

"કોણ? કાકો કે કાકાનો જમસુ?"

"નહી. જમસુ પરણવાનો છે. મારે એની પાસે દોડી જવાનું એ બાહનુંબી ઠીક છે. હું એને મુબારકબાદી આપવાને મસે જાવું અને તેના બદલામાં મારી વાત કહું."

"હા, પણ પીરોજા સાથ પરણવાની વાત અગાઉથી ભડભડ ભડભડ બધાં આગળ કેહતો ના ફરતો."

"અલબત નહી. એ મારી પાક ઉમેદ તેના વખ્તેજ બાહાર પડશે." ભીખો એકદમ ઉઠીને બોલ્યો. "અને હવે દોડુંછ જમસુ પાસે."

"પણ રાત પડી એ વાત હોય? સહવારે જજે." હોમીએ ધીરજ સુચવી.

"નહી. આજનું કામ કાલપર રાખવું નહી એ મારો કાયદો છે."

"પણ તું તો હમણાજ બોલ્યો તો કે રાત રાત્રે આફીસનું કામ ઘેર લખ્ખવા લઇ આવેછ." હોમીએ તાણો માર્યો "કયાં છે તે? વાતે તો ખોટી પડી."

"નહી, આજેજ હું આફીસમાંથી થોડાં પાના ભૂલી આવ્યો.—તેને મારે ખામખા ફરામરોજ શેઠ પાસે કુંચી લેવા ગયો, પણ તેવણનો જિજાજ આજે ઠેકાણે નથી. તેટલાં પીરોજા મળી તેને લઇ અંહી આવ્યો. આજે ફુરસદ છે—કાલે ભાતે કામ કરવાનું—તો બેહતર કે જમસુ પાસે આજેજ જાવું."

---

## પ્રકરણ ૭૧ મું.

## કાકાનો જમસુ.

એક વિચાર કીધો કે પછી તે અમલમાં આણવા સારૂં ભીખો થોભનારો નહી. તે હોમીને સલામ કીધા વગર, કોઇનિબી મળ્યા વગર દોડયો. તે જાણતો હતો કે જમસુ રાત્રે ઘણું કરીને પાળવા બંદર ઉપરનાં પોંહચ ખાનામાં જમતો હતો. ભીખો ત્યાં દોડયો—ખચીત તે ચાલ્યો તો નહીજ, પણ એવી લાંબી ફલાંગો ભરી ગયો કે જે દોડ વાનેજ મળતી આવે.

જમસુનું જમવાનું સારાં ભાગ્યે પાળવાનાં પોંહચ ખાનામાંજ તે રાત્રે હતું. તે તુર્તનો જમીને હેઠે ઉતરતો હતો તેટલામાં ભીખો તેને મળ્યો.

"અંહી જો! જમસુ! મને કાંઇ અગત્યની વાત કરવાનીછે. જરા કેહું તે સાંભળ."

ભીખા ભરભરિયાની ભાષામાં બોલીયે તો જમસુ એક "મોટે ખાંચરેનો ખાચરો" હતો. તે પૈસાની મોજમાં મકરકુંદી કરતો હતો. તેનું કામકાજ, ધંધોધાપો, સઘળું ખાવા પીવા અને નાચરંગમાં હતું. તે પૈસાદાર બાપનો

લાડકો સપુત હોવાથી પૈસાની ગરમીથી ભીખો કેહ તેમ "મારતેખિયાં તીસમાલખાં" હતો. તે મોહડાં ઉપર જોઈયે તે કરતાં મીઠાસ રાખતો પણ તેના મીઠાસમાં ભીખાને કડવાસ લાગતો હતો. તેના હોઠ હંમેસના હસ્તા હતા, પણ ભીખો કેહતો કે તેનાં હસવામાં બેવકુફ માણસની નિશાની હતી.

ભીખો ઘણી છુટથી બોલ્યો. આ છુટ જમસુને ઝાઝી ગમી નહી. તે એક મોટા શેઠનો દીકરો હતો. તેનો બાપ પૈસાદાર હતો—કાંઇ નહી તો પાસે પૈસા નહી હોવા છતાં પૈસાદારમાં ખપતો હતો. તોપણ ભીખાની ઉતાવલ અને ધરપચ ધાંધલ જોઇને તે જરા વાતે ઉભો. ભીખાનું ભોળાપણું જે જે લોકોને ગમતું તેઓમાં જમસુ પણ એક હતો. તેણે ભીખાને ખુરસી આપી—પણ નહી, ભીખો એટલી ઉતાવલમાં હતો અને એવી તો "અગત્યની વાત" લાવ્યો હતો કે તે તો ઉભો ઉભોજ વાત કરવા આવેલો હતો.

તેણે પોતાની ઉમેદ ઘણી આજીજી અને આગ્રહથી કહી સંભળાવી. તે પોતાની દાળ રોટી પોતાનાં ખભાંનાં જોરે ઇમાનદારીથી કમાવા ચાહતો હતો, તેમાં જમસુ કાંઇ મદદ આપશે? ગમે એવી મુશકેલ મેહનતનું કામ હોય તેની ફિકર નહી. થોડું કમાય તો થોડું—તેનીબી ફિકર નહી. બસ. રોજ એક દુધનું કપ અને સુકા બુમલા ને રોટલી ખાવાના મળશે તો તેપરબી ભીખો સબુરી પામશે—જો આગળ ચાલતાં વધી જાય એવી કોઇ સારી નોકરી હોય તો. આજે તે મુફતબી કામ કરે.

જમસુ શું કરે! તેને કાંઇ લાગવગ નથી, કોઇ સરકારી અમલદારો સાથ ઓળખાણ નથી. એતો "બાવા"નું કામ છે. જમસુએ ભીખાની ભોળી દિલસોજીથી તેની ખરેખર દયા ખાધી અને તેને "બાવા" પાસે જવાની સલાહ આપી.

કાકાના જમસુએ કહી તે વાત ખરી હતી કે તે કાંઇ લોકોની આવી કનવાર કદી માથે લેતો નહી હતો—માથે લેવાનો તેને લાગજ નહી હતો. તે કાંઇ જાહેર સવાલોમાં ભાગ લેતો નહી હતો યા જાહેર કામોની તેને કશી ઉલટ નહી હતી—એક દાહડે તે એકબી સભામાં ગયલો નહી હતો—કે જેથી સત્તાવાળાઓ સાથ તેને કશીબી ઓળખ હોય. એતો બધી ખટરાટ "બાવા" ફોડયા કરે.

"પણ માકા કાકા કાંઇ મારી દાદ લેતા નથી. તેવણ મારૂં સાંભળશે નહી." ભીખાએ પોતાની મુશકેલી સુઝાડી.

"નહી ભીખાજી, તેવણ સાંભળશે. તું હમણાજ જાય તો સાંભળશે." જમસુએ હિમત આપી.

"હમણાજ? આવી રાતની વખતે?" ભીખાએ અચરત થઇને પુછયું. "તેવણ દિવસે મને કાહાડી મેલેછ તો રાત્રે તો જરૂર કાહડી મેલવાના."

"નહી. એમાંજ તું ભુલેછ તો. આગળબી તું બાવા પાસે રાતે આવ્યો હતે તો તારૂં કામ થતે." જમસુએ ખોલાસો કીધો. "જો હું તુને સમજાવું. રાત્રે બાવા જરા ખાઇ પીને રેં બનેછ ત્યારે ખુશીની લેહરમાં આવી જાયછ. મારે કાંઇબી વાત કરવાની હોયછ તે હું રાતેજ કરૂં છ કે જ્યારે તેવણ ખુશી થઇને બધું સાંભળેછ. તેવણની નાડ મારા હાથમાં છે."

જમસુ પણ ખાધા પીધા પછી રેં થઇને આજે ખુશ લેહરમાંજ આવેલો હતો—પોતાના પીતરાઇ ભીખા ભરભરિયા સાથ આજના જેટલી અને વળી ખુશ વાત કોઇ દાહડે કીધી નહી હતી. તેની એ ખાધા પીધા ઉપરની ખુશી તેના બાપ તરફથી વારસામાં મળી હતી, મારે બાપની ખાસીયત તે બરાબર જાણતો હતો. બાપની નાડી તેના હાથમાં ખરેખર હતી.

ભીખો હવે એકદમ ઉલટમાં આવ્યો. તે પોતાના માકા કાકાને ઘેર જવા એકદમ દોડયો. તે જતાં જતાં જમસુનો ઉપકાર માનવાને નહી ભૂલ્યો. "માફ કરજે, હો દીકરી જમસુ! મેં કવખતે તુંને રોકયોછ! તારી કેવી મેહરબાની છે!"

જમસુ હંમેશનો સીપલો અને રોબવાળો હતો. તેણે લગાર રોબમાંજ શેકહેંડ કીધી અને "મેં સાંભળ્યુંછ કે તું જલદી પરણવાનો છે?" એ ભીખાના સવાલનો "હં! હા." કરીને રોબમાંજ જવાબ દીધો.

"જમસુ, ખોદા તારી સાદી મુબારક કરે!" ભીખાએ તેનો હાથ એવાં જોસથી ચાંપીને મુબારકબાદી આપી કે એ લાડકા અને નાજુક શેઠિયાના દીકરાનાં તો આંગલાંજ ચંપાઇ ગયાં અને ભીખો આરબાઓના મુલકમાં વસીને એક આરબ રાક્ષસ થઇ આવ્યોછે એમ તેને લાગ્યું. "હું આશા રાખુંછ કે તારી બાયડી તુને સુખી કરશે. હું એક જણીને ચાહુંછ તે જેટલી મને સુખી કરશે તેટલીજ તારી બાનુ તુને સુખી કરે એ મારી દુવા છે."

આ દુવાનો જવાબ સાંભળવા ભીખો થોભ્યો નહી. ભીખો ઘણો સારો માણસ છે એટલું તો જમસુએ ખાતરીથી મત બાંધ્યું. પોંહચખાતાંની હેઠલ એક ભાડુતી વિકટોરિયા ઉભેલી હતી તેમાં ભીખો કુદી પડયો અને ગાડી ચાંપીને ચોપાટી હાંકવા ફરમાવી, કે જ્યાં ભીખાનો "માકો મુસિયો" સુરતથી હવા ફેરફાર કરવા છેલો આવ્યો ત્યારનો એક બંગલો ભાડે રાખીને રહેલો હતો.

રાતના નજદીક ૧૦॥ વાગવા આવેલા હતા કે જ્યારે ઘણા લોકો ઉંઘી જાયછે—જે ખચીત, ભીખો બીહતો હતો તેમ, માકા કાકાને પણ ઉંઘી જવાનો વખત હોવો જોઇયે. રખે જમસુએ તેને બનાવ્યો હોય અને ચોપાટીવેર ખોટો ધકો આપ્યો હોય? પણ જમસુની વાત ઘણી ખુલ્લી અને જુસાવાલી હતી તેથી ભીખાને ભરુસો હતો. કદાચ વાત ખરી હોય—ઘણું કરીને ખરી હશેજ—જે હોય તે, પણ જઇને તપાસવું જોઇયે. લાગ્યો તો ટીકો, નહી તો કે કાંઇ જવાનું નથી.

પચીસ મિનિટમાં ગાડી મારતે ઘોડે ભીખાના શેઠિયા કાકાના દરવાજા ઉપર જઇ પોંહચી, પણ ભીખો શું જુવેછે? બંગલામાં અંધારાંને બદલે રોશની હતી—વસનારાંઓ ઉંઘી જવાને બદલે જાગતાં હતાં—બારણા બારી બંધને બદલે છચોક ઉઘાડાં હતાં.

ભીખાએ દરવાજાની અંદર ગાડી હંકાડી તો બાહારનો રામોસી સામો ઉભો થઇ તેને નમ્યો. ભીખો ભરભરિયો એટલા ઉપરથી ઉતર્યો તેવો શેઠનો પારસી કારભારી "આવો સાહેબ, આવો સાહેબ" કરી તેને લેવા આવ્યો.

કેવો અજાયબ ફેરફાર ! આગળ એક વખત ભીખો માકા કાકાને મળવા ગયો હતો ત્યારે તેને કોઇએ કોઠું નહી આપ્યું હતું અને કાકાએ પોતે તેને એવો ઠપકો આપીને બાહાર કાહાડયો હતો કે જેથી ભીખાને તલિપાંથી તાલક સુધી ચટકો લાગ્યો હતો. આજે રાતની વખતે તેને દિલો જાનીથી એવો આવકાર મળ્યોછે કે જેથી વધારે ગવરનરને પોતાને પણ આવકાર મળે નહી.

ખરી વાત એ હતી કે ખાનબાહદુર માણકશાહ મેહરમુસાનાં ઘેરમાં આજે કોઇની ઇનતેજારીથી રાહ જોવામાં આવતી હતી; અને ભીખો ભરભરિયો, જેની વાટ જોતા તેજ આવ્યો એમ સમજીને તેને આવકાર મળ્યો હતો.

"આવો ડાકટર સાહેબ," એક ચાકર ભીખાને ગાડીમાંથી કુદકો મારીને ઉતરતાં વારજ આવકાર દઇ બોલ્યો. "જલદી ચાલો ડાકટર સાહેબ. વાર ઘણી લાગી."

"ડાકટર ? ડાકટર કોણ?" ભીખો ડઘાઇને પુછવા ઉભો.

"સાહેબ ડાકટર નથી કે ?" ચાકર ટક ટક તીકવા લાગ્યો.

"હું કાંઇ ડાકટર નથી." ભીખો ઝટ બોલ્યો એટલી વારમાં શેઠનો કારભારી ગાડીનો ખડખડાટ સાંભળી દોડી આવ્યો. તેણે જોયું કે આ કાંઇ ડાકટર નહી હતો. તેઓ તો આટલીબધી આતુરતાથી ડાકટરની વાટ જોતા હતા.

"અમે પાસેને પાસે જેબી ડાકટર મળી આવે તેને બોલાવા મોકલ્યા તે ઉપરથી ધાર્યું કે સાહેબ પોતે ડાકટર હશો."

"પણ ડાકટરનું શું કામ પડયું ?" ભીખાએ અચરત થઇ પુછયું.

"મોટા શેઠ સીક થઇ ગયાછ. અચબુચ બેશુધ થયાછ." કારભારી તો પાછો શેઠનાં બિછાના આગળ દોડી ગયો પણ બીજા ચાકરોએ ભીખાને સેજ ખોલાસો કીધો. "રાત્રે જમવા બેઠા ત્યારે તો જેવા જોઇએ તેવા હતા. જમીને ઉઠયા પછી અમે લોકોએ ટેબલ ઉંચકી નાખી ત્યારેબી કાંઇ નહી હતું. ધારા પ્રમાણે જમી રહીને એવણ બ્રાંડીની 'પેગ,' લઇને ઇજી ચેરપર અઢેલિયા. પછવાડેથી અમે આવીને જોઇયેછ તો બેશુદ્ધ થઇ પડેલા."

"અરરર ! હું તો શેઠને અગત્યની વાતસર મળવા આવ્યો." ભીખાએ નાસિપાસિ દેખાડી.

"ત્યારે તો તમે હવે સધાવી આવો. હમણા શેઠને મળવાનો હુકમ નથી." ચાકરે ભીખાને અપમાન સાથ દરવાજો દેખાડયો.

"નહી નહી, હું તો શેઠનો ભત્રીજો ભીખાજી છું. તમો લોક મને ઓળખતા નથી."

"તેમ છે ત્યારે અંદર જાવો." ચાકરે હવે ભીખાને જવાનો રસ્તો આપ્યો. "હું ધારૂંછ કે શેઠની આ ઉંઘ મોતની ઉંઘ છે. તેવણ ઉઠવાના નથી."

"પણ ડાકટર કયારે આવશે ?" ભીખાએ ઉતાવલ કીધી.

"ડાકટરને તેડવા બે માણસ દોડયાંછ." ચાકરે કહ્યું. "ઝટલો જમશેદજી શેઠને તેડવા ગયોછ. બાવાની આ માંદગીની જમશેદજીને ખબરબી નથી. બાવા મરવા પડયાછ ને તેવણ કોણ જાણે કયાં મોજ કરતા હશે."

"નહી, જમસુને મુદલ ખબર નથી. હું તેની પાસેથી હમણાજ આવ્યો. જમસુએજ મને અંહી મોકલ્યો." ભીખો ઘણોક ગભરાટ કરવા લાગ્યો "ત્યારે તો બેહતર કે હુંજ એને તેડી લાવું. મારી પાસે ગાડી છે."

હવે બિચારો ભીખો માકા કાકાને મળવાને બદલે તેના દીકરાની શોધમાં નિકલ્યો. પાળવેથી ચોપાટી એક ધકો ખાધો તેના કરતાં ચોપાટીથી પાળવા સુધી આ બીજો ધકેલો તેણે કાંઇ ઓછી ખુશીથી નહી ખાધો. પણ પાળવાના હાટલમાં જમસુ નહી હતો. માણસોથી જાણ્યું કે તે તો થીયેટરમાં ગયલો હતો.

એ ઉપરથી ભીખાજી મારતી ગાડીએ બોરીબંદર ઉપર ગેટી થીયેટરમાં દોડયો. ત્યાં તેના ભાઇ પેસીનો "જાલમ જંદા" નો ખેલ ચાલતો હતો. ભીખાએ કોઇબી દાહડે પોતાના ભાઇનાં પુસ્તક કે નાટક વાંચવા કે જોવાની દરકાર કીધી નહી હતી. પેસી સારૂં લખી શકે એ તે હસીજ કાહાડતો હતો. મારે આજે થીયેટરમાં આવ્યો ત્યારે કાંઇ નાટક જોવા નહી આવ્યો પણ ઓર બીજા નાટક જોતારાંઓને હરકત થાય એમ ગડબડ કરતો આવ્યો.

દાદર ટુટી પડે એવા કુદકાના ધડાકા મારતો ભીખો થીયેટરના માળા ઉપર ચહડી ગયો કાંકે તેના કાકાનો જમસુ માળા ઉપર 'બાક્ષ' માં હતો. બાક્ષના દરવાજા ઉપર રખેવાળે ટિકિટ જોવા માગી પણ ભીખો તેને આચકો મારીને અંદર ધસ્યો અને કાકાના જમસુ ઉપર નજર પડતાંજ તેની આગળ દોડી જઇ આખું ગામ સાંભળે તેમ તેણે જમસુને તેના બાપના ગુજરવાની ખબર કહી.

"જમસુ, જમસુ, તારા બાવા ગુજર—ગુજર—" ભીખો હાંફતો હાંફતો બોલી શકયો નહી.

"શું ? ગુજરયા ?" જમસુ હેબતીને પુછવા લાગ્યો. પેહલાં તો તેના સરખા ભપકાદાર શેઠિયાને ભરમિજલમાં કોઇ 'જમસુ' કરી તોછડાઇથી હાંક મારે તેથી તેને ગુસો ઉપજયો પણ વળી ભીખો જે આ ધ્રુજાવનારી ખબર લાવ્યો તેથી તે વધારે ગભરાયો.

"હા હા ગુજરયાછ, યાતો ગુજરેછ યાતો હમણાજ ગુજરશે." ભીખો ગડબડ કરવા લાગ્યો. "તું જલદી ચાલ જમસુ, હું તુને તેડવા આવ્યોછ. તારે બંગલે તારેજ કેહવે શેઠને મળવા ગયો ત્યાં જોઉંછ તો તેવણ બેશુધ પડયાછ ને ડાકટરને તેડી લાવવા માણસો દોડયાંછ. કોઇ કેહજે ગુજરયા, કોઇ કેહજે ગુજરેછ ને કોઇ કેહજે ગુજરશે. મારી ગાડી તૈયાર છે, ચાલ."

અલબતાં જમસુ એકદમ ઉઠીને ભીખાની સાથે દોડી ગયો. તેની આ ગડબડ તરફ આખી નાટકશાળાનું ધ્યાન ગયું. માણકશાહ મેહરમુસા મરણ પામવાની ખબર આખી નાટકશાળામાં ચાલી રહી. પેસી જે પોતાના રચેલા નાટકના ભાટકા ઉપર તમાશગીરો કરતાં પોતે વધારે હસતો હતો તે વટીક પોતાના ભડભડતા ભાઇને ગડબડમાં જોઇને શું છે તે જોવા આવ્યો. પણ તે આવે તે અગાઉ તો ભીખો જમસુને લઇને ગયોબી ! પેસીએ પોતાના માકા કાકાના માઠા સમાચાર જાણ્યા પણ તેને કાકાને ઘેર

જવાની દરકાર નહી હતી. તેણે ત્યાં જવાના કરતાં પોતાનો નાટક જોવાનું વધારે પ્યારૂં કીધું.

"સહવારે ઓટલે જઈશું" તેણે વિચાર કીધો.

અને તેમજ થયું. ખાનબાહદુર માણકશાહ મેહર મુસાના ગુજરવાની બીજી સહવારે વર્તમાન પત્રોમાં ખબર છપાઇ અને આખાં ગામમાં વાત ચાલી કે જમસુ મેહર મુસાનાં ખાનદાનનો વડો થયો—બાપીકા વજીફાનો વારસ થયો—મેહરમુસાની ગાદીનો ધણી થયો—શેઠિયો થયો.

---

## પ્રકરણ ૭૭ મું.

## પેલી ચીઠીની વાત મળી.

મરનાર બેજન બારિસ્ટરનાં મોત પછી આજે જે કેટલાંક વર્ષો નિકલી ગયાંછે તે લાંબા અંતરમાં આ અંધારા ભેદ ઉપર કાંઇ થોડુંક અજવાળું પડયુંછે.

જયારે બેહસ્તી બેજન બારિસ્ટર પોતાનાં ખૂનની આગમચની રાત્રે થાણામાં એક કેસ લડવા ગયો હતો ત્યારે જીવાખાનનાં ખાનદાનનો એક જુવાન બારિસ્ટર નામે ડોસાભાઇ થાણામાં હતો. ડોસાભાઇ પોતાનાં કુટુંબી જીવાખાનવાળાઓને માથે પડેલો અને મેહનત આપનારો એક નવરો, નકામો, નફકરો જુવાનિયો હતો. તે વિલાત જઇને બારિસ્ટર થઇ આવ્યો હતો, પણ તે બારિસ્ટર નામનોજ હતો. તે મોટા બારિસ્ટરો સાથે અમસ્થો ફરતો અને સેજ દામ લઇ થોડું ઘણું કામ કરી આપતો હતો.

ડોસાભાઇનો એક વડો ભાઇ ધનજીભાઇ નામે હતો—તેને પોતાના આ બારિસ્ટર ભાઇ સાથ અણબનાવ થયો હતો. તે ચીનમાં ચાકરીએ હતો, જયાંથી ઘણે વર્ષે રજા ઉપર આવેલો હતો, અને પાછો ચીન જવાનો હતો. તેને પોતાના ભાઇ ડોસુની ચાલચલણ ગમી નહી. ધનજીભાઇએ ડોસાભાઇને તેની આડી ચાલને માટે થોડીક શિખામણ દીધી. તેથી ભાઇ ભાઇઓ વચ્ચે કજીયો થયો અને તે ઉપરથી દુશમની વધી.

બેહસ્તી બેજન બારિસ્ટરને આ બંને ભાઇઓ સાથ સારૂં હતું: ડોસાભાઇ સાથ તો બારિસ્ટર દાખલનીજ ઓળખ હતી, પણ ધનજીભાઇ સાથની તેની દોસ્તી વધારે જુની હતી. બેજને બેહુ ભાઇઓ વચ્ચે સમજુતી કરાવા ચાહી પણ તેનું કાંઇ વળ્યું નહી. એમ કરતાં ધનજીભાઇનો પાછો ચીન જવાનો વખત આવ્યો. તેની તનદરોસ્તી લથડતી ચાલ્યાથી તે મુંબઇ આવેલો, પણ મુંબઇમાં તેની સુખાકારી સુધરી નહી. ભાઇની ચાલથી તે વધારે દુખી થયો અને પાછો ચીન જવા નિકલ્યો.

જે દાહડે બેહસ્તી બેજન બારિસ્ટર થાણે ગયો—બરાબર બોલીયે તો જે દાહડે તેનું મોત તેને થાણે લઇ ગયું—તે દાહડે તેણે ધનજીભાઇની ઘણી પ્યારભરી છેલી ભેટ લીધી, કાંકે બેજન ચાર પાંચ કે વધુ દાહડા પછી થાણેથી આવે તેટલાંમાં તો ધનજીભાઇ ચીન જવાનો હતો—તેણે તેજ અઠવાડિયાંની સ્ટીમરમાં પાસેજ લીધી હતી. તે ચીનથી ઘણે વર્ષે આવ્યો હતો અને હવે વળી ઘણે વર્ષે આવે—બલકે કદી પાછો નહી ફરે એમ હતું. તેની તનદરોસ્તી એટલી લથડી ગઇ હતી કે તે પોતાને વતન પાછો ફરવા માટે લાંબા દાહડા જીવે એ શક ભરેલું હતું. તેથીજ બેજન થાણે જતી વખતે પોતાના જીવાખાનવાળા દોસ્તને ઘણા જીગરના જોસથી ભેટીને તેની જુદાઇને માટે દિલગીરીથી છુટો પડયો હતો.

પણ ધનજીભાઇ કાંઇ મરી ગયો નહી, સર્વની વકીથી ઉલટી રીતે તે ચાર પાંચ વર્ષમાં ચીનથી પાછો ફર્યો. તેની તબીયત ચીન જવા પછી લાંબી દરિયાઇ સફરથી સુધરી અને આજે આપણી વાર્તાના આ વખત ઉપર તે વેપારના કાંઇ કામસર મુંબઇ આવેલોછે.

પોતાના દોસ્ત બેજન બારિસ્ટરના ગુજરવાની તેને ચીનમાં સેજ ખબર મળી હતી, પણ જે ભયંકાર મોતથી તે મુવો હતો તેની ધનજીભાઇને કશી ખબર નહી હતી. તેનું કારણ દેખિતું હતું. જે રાત્રે બેજન થાણામાં ગુજર્યો તેજ દાહડે ધનજીભાઇ મુંબઇથી ઉપડયો. તે સિંગાપોરથી આસ્ટ્રેલિયા અને જાપાન સુધી ફરતો ફરતો ચાર મહીને ચીન ગયો. માટે એ ચાર મહીનાના અંતરમાં મુંબઇની ખબર અંતરથી તે અજાણો હતો—એટલા મહીનાના વર્તમાન પત્રો વટીક તેણે વાંચેલા નહી હતા.

હમણાં તેણે મુંબઇ આવ્યા પછી બેજનના ભાઇ બરજોરથી પેહલવેહલું જાણ્યું કે બેહસ્તી બારિસ્ટર તો પીસ્ટોલની ગોળી લાગ્યાથી મુવો હતો અને જયારે ઘણા જણ આપઘાત માનતા હતા ત્યારે બરજોર પોતાના ભાઇનું ખૂન ચોકસ માનતો હતો. વાતપરથી વાત કરતાં બરજોરના મોહમાંથી બેજનની પેલી મરતી વખતની ચીઠીની વાત નિકલી આવી કે જે ચીઠી મરનારની ટેબલ ઉપર તુર્તની લખેલી મળી આવી હતી. તે ચીઠી મરનાર કોણ જોગી લખી ગયો તે હજી સુધી જણાયું નહી હતું, પણ તે ચીઠીમાં શું લખેલું હતું તે બરજોરે કહી સંભળાવ્યાથી ધનજીભાઇ જીવાખાન અચણુચ કુદી પડયો. તેણે મુકરર મત બાંધ્યું કે તે ચીઠી બેહસ્તીએ મારે માટે લખી હતી.

તે ચીઠી ધનજીભાઇએ મરનારને લખેલી એક છેલી અરજના જવાબમાં મરનારે લખવી જોઇએ. મરનાર થાણે ગયો ત્યાંજ ડોસુ બારિસ્ટર પણ હતો અને તે ઉપરથી મરનારને ધનજીભાઇએ અરજ કીધી હતી કે એક ઘણી નાખુશ બાબતમાં તેને સમજાવીને રાહપર અને ઠેકાણે લાવવો. તે બાબત નાખુશ હતી, પણ જીવાખાનવાળાઓને ઘણી મોડી માલમ પડી હતી. ડોસુ બારિસ્ટર એક એવાં પગલાં ઉપર ચાલ્યો હતો, કે જેમાં તેના ખાનદાનની ખુહારી તથા તેની પોતાની નામોશી હતી. માટે થાણે જવાની આ તક લઇને તેને એ કામથી વારવાની તથા બને તો તેની પાસેથી કબુલાત લખી લેવાની ધનજીભાઇએ મરનારને અરજ કીધી હતી.

રવિવારે ધનજીભાઇએ મરનારને આ અરજ કીધી. સોમવારે મરનાર થાણે ગયો અને મંગળવારે કોર્ટમાં ગયો ત્યાં તેણે પોતાના દોસ્ત બેહરામશાહ વકીલ આગળ પોતે માથે લીધેલી "એક નાખુશ બાબત" વિષે એસારો કીધો હતો તે વાંચનારી બાનુઓને યાદ હશે. તેણે તેજ દાહડે પોતાનું માથું દુખવાની ફરિયાદ કીધી હતી અને તોપણ

આ નાખુશ કામ તેને કરવુંજ જોઇયે એમ કહીને તે બેહરામશાહ આગળથી પાછલા પ્રહરે વેહલો કૉર્ટ છોડી ગયો હતો. ધનજીભાઇએ ડાક્ટર બરજોરને ખાતરી આપી કે આ "નાખુશ કામ" માં વચે પડવાને મરનાર રાજી નહી હતો, પણ ધનજીભાઇએ ઘણી બોહસ કીધાથી તેના સખુનની ખાતર મરનારે તે માથે લીધું હતું અને બનતી મેહનત કરવાને કબૂલાત આપી હતી.

મંગળવારે ધનજીભાઇ ચીન ઉપડી ગયો તેની અગાઉ મરનારના જવાબની વકી રાખતો હતો અને તે જવાબ નહી આવ્યાથી નાસિપાસ થઇને ગયો હતો. હવે સમજ પડી કે મરનારની જે ચીઠી મળેલી લખી આવી તે એ જવાબજ હતો. તે ચીઠી "મેહરબાન ભાઇજી" એ શબ્દોથી શરૂ કરેલી હતી તે અલબતાં ધનજીભાઇ હતો. "કદાચ આપણ પાછા નહી મળીયે" એમ તે ચીઠીમાં લખેલું હતું, અને જે ઉપરથી મરનારની આપઘાત કરવાની ધારણા ઘોકી બેસાડી હતી, તે શબ્દો પણ ધનજીભાઇનેજ વિષે લખેલા હતા કે જે લાંબી મુસાફરીએ જનાર હતો અને જેના પાછા ફરવાની વકી થોડીજ હતી.

વળી તે ચીઠીમાં લાચારી લખી જણાવી હતી કે "ફોકટ, સઘળું ફોકટ—હવે કાંઇ વધારે થઇ શકશે નહી—"મેં મેહનત કરવાને કાંઇ બાકી રાખ્યું નથી, પણ કાંઇ વળ્યું નહી" એ શબ્દો ઉપરથી એવો અર્થ ઉકાડયો હતો કે મરનારે પોતાના કોઇ ધારેલાં કામમાં નિરાશી મેળવ્યાથી આપઘાત કીધો—તેને બદલે હવે ધનજીભાઇથી ખાતરી મળી કે મરનારે ડોસાભાઇને તેની બદ ચાલથી પાછો વારવાની "બનતી મેહનત" કબૂલેલી હતી તે વિષે આતો લખેલું હતું.

એમ જો હોય તો આ ચીઠી મરનારે કાંઇ ઘેલછાની ઝુમમાં, કાંઇ દુઃખમાં યા કાંઇ જીવથી ધરાયલી નાસિપાસીમાં લખી હોય નહી. એ ચીઠી તદન સાવધ સુખાકારી વચે લખેલી નજર આવી—એક માથે લીધેલી મેહનતની એક જલદીથી છુટા પડતા દોસ્તને વાકેફ કરવાની પૂર અકલ હોસ્યારીથી લખેલી આ તો ચીઠી હતી. આ આખી ચીઠી જે સમજતી નહી હતી તે હવે સમજાતી થઇ—ફક્ત તેમાંની "અને હવે આ પિસ્ટોલ વડે છેલી સલામ કરૂંછું" એ એકજ છેલી લીટી નહી સમજાય એવી રહી હતી. પણ એ લીટી તો પાછળથી ઉમેરેલી હતી અને રાઘુ રામોસી જેવા હાવકા ડીટેક્ટિવને પણ શક હતો કે એ છેલી લીટીમાંના હરફ મરનારના હરફથી જુદા હતા, તો જો કે લખનારે મરનારનાજ અક્ષરની નકલ તો એ લીટીમાં હાબહુબ કીધી હતી.

મરનારની મરતી વખતની છેલી ચીઠી ઉપર. તેના ચીનથી તુર્તના આવેલા દોસ્તનું આ અજવાળું મળ્યાથી બરજોર અને ધનજીભાઇ બંને જણ પેહલાં તો અચરતીથી દંગ થઇ દુઃખ ભરેલી ચૂપકીદીથી એકેકનો ચેહરોજ જોવા પડી ગયા. ધનજીભાઇએ તે ચીઠી જોવા માગી પણ તે તો રાઘુ રામોસી જેવા હાવકા ડીટેક્ટિવે હાવી સંભાળી રાખી હતી. તે ચીઠી કદાચ કોઇ દાહડે કામની છે એમ સમજીને તેણે રાખી હતી અને આજે તે કામની નિકલી આવી એમ હવે બરજોરને દીસવા લાગ્યું. બેજન બારિસ્ટરનાં ખૂનની વિરૂધ અને આપઘાતની તરફેણ આ ચીઠી શક ભરેલી રીતે વચે નડયા કરતી હતી, પણ હવે તેનો ભેદ રહ્યો નહી. બરજોર તો પેહલેથીજ બેહસ્તીનું ખૂન માનતો હતો, તેને આ ચીઠીનો ભેદ મળ્યાથી વધારે ખાતરી મળી.

પણ વધારે ખાતરી કરવા ડાક્ટર બરજોર અને મી૦ ધનજીભાઇ બેહુ ડોસુ બારિસ્ટરને જઇ મળ્યા. જીવાખાનના આ બે ખાનદાની ભાઇઓ વચે હજી ઝાઝી સલાહ તો નહીજ હતી, પણ એક મરનાર જે બેહુનો મિત્ર હતો તેનાં શક ભરેલાં મોત ઉપરનો ભેદનો પડદો કાહાડી નાખવો એ બેહુની ફરજ હતી માટે ડાક્ટર બરજોરના વચે પડયાથી ડોસાભાઇ પોતાના ભાઇ ધનજીભાઇને એકવાર મળવાને રાજી થયો.

ડોસુ બારિસ્ટર હજી પણ પોતાના બદફેળથી સુધરેલો નહી હતો. તે પરેલનાં એક શક ભરેલાં કલબમાં "પડયો પાંથર્યો" પડી રહેલો હતો, કે જે મકાન કલબનાં કરતાં એક જુગારખાનું વધારે હતું. તે પોતાની આ હાલતમાં એવો છચોક પડેલો હતો કે ત્યાં જેવી હાલતમાં પોતે રેહતો હતો તેવીજ હાલતમાં પોતાના ભાઇને અને બેજનના ભાઇને મળવાને અચકાયો નહી. તે એક ખુરસી ઉપર પડેલો હતો. તેના મોહમાં ચીરૂટ હતી, પાસે એક બ્રાંડીની બાટલી અને ગલાસ હતાં. તસ પડેલી હતી તેમાં તે થુંકતો જતો હતો, ચીરૂટના સરૂકા ભરતો જતો હતો, દારૂ પીતો જતો હતો અને વાત કરતો જતો હતો.

ડોસુ બારિસ્ટરે પુરતો ટેકો આપ્યો. મરનાર બેજન મંગળવારની રાત્રે ગુજર્યો તેની પાછલા પ્રહરે તે ડોસુને મળ્યો હતો અને તેને ઘણુંક સમજાવી ગયો હતો. જે "નાખુશ કામ" ઉપર જવાનું મરનાર બેહરામશાહ વકીલ આગળ બોલ્યો હતો તે ડોસુને મળવાનુંજ કામ હતું. "મરનાર મને ઘણીક શિખામણો દેવા આવ્યો," ડોસાભાઇએ હેવાલ ચલાવ્યો, "તે ઉપરથી મને ગુસો ઉપજ્યો. મેં મરનારને જવાબ દીધો કે તું મારી આગળ ઘુંટણ જેટલો ટુકતો; તું મને શિખામણ દેનાર કોણ ? મરનારે કબૂલ કીધું કે તે આ કામમાં વચે પડવાને ખુશી નહી હતો પણ મારો ભાઇ તુર્ત ચીન ખાતે ઉપડી જનાર હતો તેની છેલી અરજની ખાતર તે આવ્યો હતો. મેં મરનારને એટલોજ જવાબ દીધો કે તમે તમારૂં કામ કરો, ને મારા ભાઇનેબી કહો કે તું તારૂં કામ કર."

ડોસુ બારિસ્ટર આજ સુધી એ બીના કોઇ આગળ બોલ્યો નહી કાંકે તેને એ વાત કોઇએ પુછી નહી અને તેને કેહવાની કશી જરૂર પડી નહી—મરનારના આપઘાત યા ખૂનના સવાલ સાથ એ વાતને કશો સંબંધ હોય એમ આજ સુધી ડોસુને લાગ્યું નહી.

હવે ત્યારે મરનારની મરતી વખતની લખેલી ચીઠીનો પુરાવો મળ્યો. બરજોરની ખાતરી થઇ કે તે ચીઠી કાંઇ મરનારે પોતાનાં મરણ અગાઉની પોતાની મુશકેલી અને નિરાશાની લખી નથી. તે ચીઠી તો ખુલ્લે ખુલ્લી એક સાધારણ દોસ્ત ઉપર વેહવારની રીતે લખેલી હતી;

અને તેમાં આપઘાત વિષેની છેલી લીટી તો કોઇ બી જાની ઉમેરેલી હતી.

તે બીજો મરનારનો ખૂની હતો.

---

### પ્રકરણ ૭૮ મું.

## શું એકણી ખૂની પકડાયા વગર રહયોછે ?

આ નવાં અજવાળાંની પેહલી ઉલટમાં બરજોર અલ બતાં પોતાના ફુવા શેઠ જાંહગીરશાહ જંગબારવાળા પાસે દોડી ગયો. એ દાહડો આગળાં પ્રકરણોમાં જે આપણે જોઇ ગયા તેજ હતો—જે રાત્રે બીખો ભરભરિયો આફીસ ની કુંચી લેવા ફરામરોજ શેઠ પાસે ગયો પણ જે રાત્રે તે શેઠ તો કાંઇ દુઃખ અને ખબરાટમાં પોતાનાં ઘેરની બાહાર મળ્યો, તેજ એ દાહડો હતો.

તે દાહડે સાંજે ડાકટર બરજોર પોતાના ફુવાને આ અગત્યની શોધથી વાકેફ કરવા દોડયો હતો. જાંહગીરશાહ શેઠ પણ તે દાહડે ખુશીમાં નહી હતા. પોતાની પેહડી i કામકાજ વિષે આજે તેવણનો જીવ ઘણો ખારો થયલો હતો. પેહડીનું કામ એટલું વધ્યું જતું હતું કે ત્રણડે ભાગિયા—મોટાશેઠ પોતે અને તેવણના દીકરાઓ ફરા મરોજ તથા સ્યાવક્ષે ધંધા ઉપર "ખડે ખૂટ" ધ્યાન આપવું જોઇયે. પણ ત્રણમાંના એક ભાગિયાનું ધક ધ્યાન ઠેકાણે નહી હતું અને તેથી પેહડીનો વહીવટ સુધરવાને બદલે બિગડતો હતો.

મોટાશેઠ પોતે ગૈફી છતાં ઉદ્યોગી હતા અને કામ નો સર્વથી મોટો બોજો પોતે ઉપાડી લેતા હતા. ફરામ રોજ આલસુ અને અયાસી હતો, તે દોષ તેની મરનાર મા તરફથી ગેયા વારસામાં મળ્યો હતો કે જેવણ મોટે ઘેરનાં એક બાઇ હતાં. પણ તેવણ દેહથી દુખી હતાં, અને ફરામરોજને માતા તરફથી તે દર્દ પણ વારસામાં મળ્યુંછે એમ સર્વને શક હતો. માટે મોટાશેઠ ફરામરોજની ભૂલ ચુકો તરફ સખત થઇ શકતા નહી હતા.

"હું એને ચાંપીને કેમ કહી શકું ?" તેવણ આજે સાંજે આફીસમાંથી પોતાના ઓરડામાં આવ્યા પછી અને પોતાના દીકરાની એક મોટી ભૂલથી એક ગ્રાહકનું કામ બિગડયા વિષેની ફરિયાદથી જીવ ખારો થવા પછી પોતાની મોટી ખુરશી ઉપર લેટીને દુખી થવા લાગ્યા. "ફલીનો ચેહરોજ કહી આપેછ કે એ દીકરો સારી પેઠે નથી, તો પછી એની ભૂલચુક થાય તેની નવાઇ શી? અને એની ગફલતો ઉપર હું અખાડા કરૂં તેમાં મારો વાંક શો? એનો ફીકો, કાયર થયલો દેખાવ હાબહુબ એની માને મળતો છે. જયારે તે બેહસ્તનનું દર્દ શરૂ થતું હતું ત્યારે તેનોબી ચેહરો બરાબર એવોજ દેખાતો હતો. ખચીત મારો દીકરો ઘણો દર્દી હોવો જોઇયે, તેને પાછો ઉઠવાની હવે મારે આશા રાખવી નહી જોઇયે. હવે એ કામ કરે, નહી કરે તે બધું સરખું. ને વળી આવાં દર્દ સાથ એને એની મા કરતાં એક પીડા વધારે છે—તે એની બાયડી છે. એ રાંડ એને વધારે દુખી કરેછ."

જાંહગીરશાહ શેઠ આ બેદિત બળાપામાં ગીરફતાર હતા તેવામાં બરજોર આવી લાગ્યો. તેવણનો ભાનેજ આજે કાંઇ નવી ઉલટમાં હતો—આજે ખચીત બીખા ભરભરિયાની ભાષામાં તે "કુંજરો વા" નહી હતો. જીવા ખાનના બે ભાઇઓ ધનજીભાઇ અને ડોસાભાઇથી પોતે જે અગત્યની શોધ અચબુચ કીધી તેનો હેવાલ બરજોરે ઘણી ઉલટમંદ ઉમેદવારીથી કહી સંભળાવ્યો.

આ નવી શોધથી શેઠ જાંહગીરશાહ ઉપર પણ લગાર અસર થઇ. તેવણ આજ સુધી મરનાર બેજન બારિસ્ટરની પેલી ચીઠીને લીધેજ તેના આપઘાતનાં અનુમાન તરફ ઢળેલા હતા. તેવણે બરજોર સાથની તકરારમાં ઘણી વાર આ મુશકેલી સુજાડી હતી કે જો બેહસ્તીએ પોતાના આપઘાતથી અલગ આ ચીઠી કોઇ બીજાં કારણસર લખી હોય તો કોણને લખીછે તથા શા વિષે લખીછે તે આજ સુધી જણાયા વગર કેમ રહી જાય ?

માટે ચીઠી વિષે જીવાખાનવાળાઓથી મળેલું આ અજવાળું શેઠ જાંહગીરશાહ જંગબારવાળાને પણ અતિ ઘણું અગત્યનું લાગ્યું. વધારે મસલત કીધા અગાઉ તેવણે પોતાના દીકરા ફરામરોજને પણ તેડવા મોકલ્યો. ફરામ રોજ બાપના તેડાંને માન આપી આવ્યો, પણ આજે તે ભપકામાંજ હતો અને વળી ઉતાવલમાંબી હતો. આજે તેની નાજનીન નાજાંમાયે કેટલાક દોસ્તોને જમવા બોલા વ્યા હતા કે જેઓની સાથે તે નાટકમાં જવાની હતી.

ફરામરોજે આવતાંનીવાર પોતાના પીત્રાઇ બરજોરને ઉલટમંદ અને આરજુમંદ જોયો. ફરામરોજ તુર્ત પામી ગયો કે કાંઇ અગત્યની મસલત ચાલેછે; પણ તેને આવી મસલતોનો ઘણો કંટાળો હતો—તેણે ચાહ્યું કે અંહીથી તે જલદી પાછો જાય. બેહસ્તી બેજનનાં ખૂન વિષે બર જોરની હુજત અને તકરારથી ફરામરોજ તદન કંટાલી ગયો હતો અને તે વિષે મુદલ વાતબી કરવા ના પાડતો હતો.

શી બીના બનીછે—જીવાખાનવાળાઓથી નવું શું જણાયુંછે—તે જાંહગીરશાહ શેઠે ફલીને ધીરજથી પણ વિગતથી કહી સંભળાવ્યું. ફરામરોજે તે સઘળું આના કાનીથી સાંભળ્યું અને સઘળી વાત હસી કાહડીને જાણે કે પોતે કશું માનતો નથી એવું દેખાડી દેખાડીને સાંભળ્યુ. ફરામરોજને એ વાતો ગમતી નથી તે બરજોર જાણતો હતો, માટે તેના આ ટણકા તથા તુચ્છકારના તેણે કાંઇ જવાબ આપ્યા નહી. ફુવા તે વાત અગત્યની માનેછે તો ફુવાનો દીકરો તે વાત હસી કાહડે તેની બરજોરે થોડીજ પરવા કીધી, અને તે પોતાના ચેહરા ઉપર ઠપકો આપનાર મુગો કડવાસ દેખાડીને ઉભો રહ્યો.

"'બરજોર તો બધુંજ માનવાનો" આ નવી વાત પુરી થયા પછી ફરામરોજે તે હસી કાહડી. "અગરજો ચાન ઉપરથી કોઇ રાક્ષસ ઉતરી આવીને કાંઇ બેહુદી કલ્પણા કેહશે તો બરજોર તેબી ખરી માનશે."

"પણ આ જીવાખાનનો ધનજીભાઇ કાંઇ ચાનમાંથી આવ્યો નથી—તે તો ચીનથી આવ્યોછ." બરજોરે થંડો ટાહુકો પુર્યો.

"અને તેનો અડધો ઘેલો ભાઇ ડોસાભાઇ?" ફરામરોજે પાછું ચેષ્ટાથી પુછ્યું. "તે છાકટો જુગારી, દારૂની બાહારમાં જે કાંઇ બકે તેબી બરજોર બધું માનવાનો."

"પણ આ વાત કીધી ત્યારે ડોસુ ઘેલોબી નહી હતો અને છાકટોબી નહી હતો" બરજોર મજબુતીથી બોલ્યો.

"કેહતા દેવાના, પણ સુનતાબી દેવાના!" ફરામરોજે પોતાના ચેષ્ટા ચાલુ રાખ્યા. "બેજન ગુજરયાની પાછલા પ્રહરે તે ડોસુને મળ્યો અને આજસુધી ડોસુ તે વિષે એક બોલ બોલ્યો નહી!"

"તેમાં નવાઇ નથી. ડોસુ સાફ કેહછ કે તે મુલાકાતને મરનારનાં ખૂન સાથ કશો સંબંધ તેણે ધાર્યો હતે તો તે વાત એ કરતે. વળી ધનજીભાઇ સાફ કેહછ કે તેનો ભાઇ ડોસુ એવોજ છે—પુછ્યાં વગર બોલે નહી, કોઇને કાંઇ કેહ નહી એવી તેની ખાસીયત છે."

"ફલી, તને ગમે તો તું ડોસુને મળી જો." મોટા શેઠે દીકરાને સુચના કીધી.

"શું કરવા?" ફલીએ તોરથી પુછ્યું.

"તારી ખાતરી કરવા." બરજોરે ટેકો આપ્યો. "હા ફલી, જો તું જીવાખાનવાળા ભાઇઓને મળશે તો જેમ મારી ખાતરી થઇછ તેમ તારીબી ખાતરી થશે કે એ બેહુ ભાઇઓ ખોટું બોલતા નથી. તેઓને ખોટું બોલવાની કાંઇ ગરજ નથી."

"અને સમજો કે મારી ખાતરી થઇ તો પછી શું!"

"તો પછી બેજનનાં મોત વિષે નવેસરથી ખોળ ચલાવવાની રહી." બરજોરે આશાભેર ઉલટ બતાવી. "જયારેબી હું એ ખોળ જારી રાખવા કેહતો હતો ત્યારે રાઘુ રામોસી હંમેશ આ ચીઠીની વાત વચે લાવતો. તે અને બીજાઓ પણ કેહતા કે જો મરનારે આપઘાત કીધો નહી હોય તો મરતી વખતે આવી ચીઠી શું કામ લખી જાય? હું કબૂલ કરૂંછ કે હું પોતે પણ એ ચીઠીથી ગુંછવાતો હતો અને મોરાં મનમાંબી શક રહી જતો હતો. પણ હવે આ ચીઠીની વાત મળી એટલે રાઘુનો વાંધો નિકલી ગયો અને હવે શોધ આગળ ચલાવવા રાઘુને આપણું કહી શકીશું."

"અરે! મુવો રાઘુ રામોસી!" જાંહગીરશાહ શેઠ બડબડ્યા. "તેના ઉપર તું બધો ભરૂસો ના મેળ, બરજોર. આપણી આફીસના ચેકની નજીવી ચોરી તેનાથી પકડાતી નથી તો આજ વર્ષોનાં વર્ષો પછી થઇ ગયલું એક ખૂન તે શું પકડવાનો છે?"

જાંહગીરશાહ શેઠ આ ફરિયાદ કાંઇ ખોટી કરતા નથી. આટલી સરખી એક ચોરી પોલીસથી પકડાઇ નહી તે વિષે એકલા ફરામરોજ સિવાએ બધાં જણ ફફડેછે—ફરામરોજ કાં નથી ફફડતો તે આપણ જાણતા નથી.

"તોપણ ફલી, બરજોર કેહછ તે ખરૂં છે." જાંહગીરશાહ શેઠે તેને ઇનસાફ આપ્યો. "આ ચીઠીની વાત મળી એટલે એક મોટો ભેદ ખુલ્લો થયો. હવે આ નવી શોધનાં અજવાળાંથી અગરજો આપણે કાંઇ ખોળ આગળ ચલાવી શકીયે અને તેથી બિચારા બેહસ્તી બેજનને આપઘાત કરવાના અપરાધમાંથી છોડવી શકીયે તો તેમ કરવાને આપણે ચુકવું નહીં જોઇયે. ખૂન મોડે વેહલે પકડાયા વિના રેહવું નથી."

"હમેશ નહી. કેટલાંક ખૂનો હજી પકડાયા વગર રહેલાંછે." ફરામરોજે બોહસ કીધી.

"કદાચ ધારાની નજરમાં તે પકડાયાં નહી હોય, કદાચ દુનિયાંની નજરમાં તે પકડાયા વગર રહી જાય; તોપણ મારાં મનમાં ખાતરી છે, દીકરા ફલી, કે એકબી ખૂન એવું નહી હશે કે જેના ખૂની ઉપર શક નહી ગયો હશે અને તે પોતાનાં પાપથીજ મારયો ગયો નહી હશે—પછી તે ખૂની મર્દ કે ઓરત હોય."

"ઓરતનું નામ ના લેવો બાવા." ખૂન જેવાં મહા પાપ સાથે એક સ્ત્રીનું નામ જોડાયલું હું શાંખી શકતો નથી."

ફરામરોજનો સ્વભાવ હમણા હમણા ઘણો ચીહીરડાઉ થતો જાતો હતો અને પોતાના બાપને આ સખૂનો તેણે કાંઇ અજાયબ ખીજવાટથી કહ્યા. તમે કેહશો કે ફરામરોજ પોતાની છાતીમાંના છુપ્યા ગમથી આ શબ્દો બોલ્યોછે—પણ શેઠ જાંહગીરશાહ તો સમજયા કે તે પોતાની દેહનાં દુઃખનો મારેલો આમ ચીહીરડાઉ થયોછે.

પણ ફલી ચીહીરડાઉ થયો તે જોઇને બરજોર વધારે ગંભીર બની ગયો. તે જોસમાં ઉભો થઇ બોલ્યો.

"તે મર્દ હોય કે ઓરત હોય—મારા મરહુમ વ્હાલા ભાઇનું ખૂન કરનાર અને તે ખૂનનો ડાઘ તે મરહુમના પોતાના નિર્દોષ હાથને ચોંટાડનાર અને તે મરહુમની બીટીને સગાંવ્હાલાંઓથી દૂર થાણાને દોખમે ચહડાવનાર મર્દ હોય કે ઓરત હોય, પણ હું આજે ખોદાને હાજર નાજર જાણીને સોગંદ લઉંછ કે ખરો અપરાધ હું અજવાળોમાં લાવું નહી ત્યાંસુધી હું મારૂં જીગર, મારા હાથ, મારી ઉલટ કે મારી મેહનતને ઢીલી થવા દેવું નહી. કામ મુશકેલ છે—મંજલ ઘણી લાંબી છે—વખત ઘણો જાયછે—તોપણ કોણ જાણેછ? આ નવી શોધ મને વધારે ઉલટ પકડવા માટેજ કાં નહી થઇ હોય!"

"પણ તારીથી બનવાનું શું છે, બરજોર?" ફરામરોજે તેને ગોયા ચાલેંજ કીધી.

"જેબી બનવાનું હશે તે હું બનાવીશ." બરજોરે ગંભીર કબૂલાત આપી "પણ યાદ રાખ, ફરામરોજ, કે મારીથી બનશે કે નહી બનશે તોપણ હું ફરીથી તારી મદદ માગવાનો નથી. હું જાણુંછ કે તું તો બેહસ્તીનાં ખૂન ઉપર ટાંકપીછોડોજ કરવા માગેછ. તેનું કીર્તિવાન નામ અપરાધની બદનામીનાં વાદળમાં ઢંકાયલું રેહ એવીજ તારી તો મરજી છે."

"ખોદા જાણેછ, હું કેવી બેજનની પાક આબરૂ ખુલ્લી થયલી જોવા ચાહુંછ તે" ફરામરોજે જોસથી એકરાર કીધો. "માત્ર રસ્તો મળતો નથી એજ મારી મુશકેલી છે."

"તું વધુ શોધખોળને તોડી પાડતોજ આવ્યોછ. તું મને નાહિમત કરતો રહ્યોછ."

"નહી બરજોર. તું માન કે અગરજો બેહસ્તી બેજનની આબરૂ મારો જીવ આપ્યાથી જળવાતી હોય તો હું જીવ આપવાને તૈયાર છું."

"વારૂં એ કામ ડોસુનુંજ તો નહી હોય?" મોટા શેઠે એ નવી અટકલ વચે આણીને આ મામા ફુઇનાઓ વચેની પંચાતી બંધ પાડી.

"શું! ડોસુ ખૂન કરે!" મામા ફુઇના બેહુ બોલી ઉઠયા.

"ડોસુ કેહછની કે તેની નાખુશ બાબતમાં બેહસ્તી વચે પડયો તેથી તે તેના ઉપર ગુસે થયલો હતો? ત્યારે તો બેહસ્તીનાં હાટલમાં નવરૂં જોઇનિ તેજ કાં નહી ગયો હોય? અને ડોસુ, જે એક લુછો છે, તેણેજ કાં નહી બેહસ્તીને ગોળી મારી હોય?"

"કદાચ હોયબી." ફરામરોજે તો આ તર્ક એદ દમ કબૂલ રાખી.

પણ તે બરજોરના માન્યામાં આવી નહી. "ડોસુની વાતચીત, ઢબછબ બધી એક ખુલ્લાં દિલના નિર્દોષ માણસ ના જેવી છે. જો તમોને શક આવતો હોય તો તમે મળીને ખાતરી કરો."

---

## પ્રકરણ ૭૯ મું.

## "જુદાં રેહવા" નું ભવિષ્ય.

બરજોર પોતાના ફુવાની મસલત કરીને છુટો પડયો; ફરામરોજબી પાછો જવા નિકલ્યો પણ તેને તેના બાપે અટકાવીને ઉભો રાખ્યો.

"શું કહોછ?" ફરામરોજ લગાર તુંડાઇથીજ પુછતો ઉભો.

"શું કહોછ, શું?" તેના બાપે આવી તુંડાઇનું પુછવું નાપસંદ કીધું. "હું એટલુંજ કહુંછ કે ઉભો રેહ. મારે તારી સાથ વાત કરવીછ."

"બીજી વખતે વાત કરીશું" ફરામરોજે હજી પણ જવા માગ્યું. "હેઠે બધાં મારે વાસ્તે ખોટી છે."

"બધાં! બધાં કોણ?"

"નાજાએ બે ચાર દોસ્તોને જમવા તેડેલાછે. જમીને બધાં નાટકમાં જવાના છે. જો હું વાર લગાડીશ તો મારેજ નહી પણ બીજાં બધાંઓનો નાટકમાં જવાનો વખત થઇ જશે."

"અગરજો આ ઘેર ટુટી પડે, આપણાં વાહણમાં આગ લાગે, યા હું મરી જાવું તોપણ તારી બૈરી તો પોતાની મોજ નહી થોભાવવાની, ફલી."

જાંહગીરશાહ શેઠ એવાં દુઃખ સાથ આ વચનો બોલ્યા કે તે ઉપરથી ફરામરોજ પોતાની લાડકી બાયડીને લીધે પોતેજ ખમતો નથી પણ બીજાઓબી કેવું ખમેછે તે વિષે સમજ્યા વગર રહ્યો નહી.

"તમેબી હેઠે આવોની, મુરબી." તે નરમ પડીને બોલ્યો. "તમે અમારી સાથે જમો. વાત જમતાં જમ તાં કરીશું."

"નહી. મારે નથી જમવું. હું અંહીજ આ સાથે કાંઇ સુકું પાકું લઇનિ સુઇ જઇશ." મોટા શેઠ બળાપાના બેદભર્યા સખુનો બોલ્યા. "આપણાં ઘેરનો તાળોજ બિગડી ગયોછ. શું શું બનેછ તેનું તુને દુઃખ નહી લાગ તું હશે, પણ મને તો બહુજ દુઃખ થાયછ."

ફરામરોજ મુગો મુગો ચાલી ગયો, પણ ઘણાં ગમ ખાર દિલથી ગયો. તેનું પોતાનું દુઃખ કાંઇ ઓછું નથી. કદાચ પોતાના ઘેરના બિગડેલા મામલા થકી પોતાના બુઢા બાપ કરતાં બેટો વધારે બળેછે, પણ વાંચનારી બાનુઓ જાણેછે કે તે ગળે ગાંઠ ને મોહડે દુચો દઇ આગળથી ખમતો આવ્યો છે. તે પોતાનું દુઃખ કોઇને કેહતો નથી, કાંકે તે કેહવામાં એક ચીબાવલી, ઉછાછલી, ખર્ચાલી, ટચાક અને મગરૂર ઓરતને પરણી લાવવાનો તેનો પોતાનો પસ્તાવો ઉંઘાડો પડેછે અને તેનાંજ ઘેરની ફજેયતી વધેછે.

ખાનું ખૂબ મોટું હતું. નાજાંમાયના ત્રણ ચાર દોસ્તો તેમાં એક સ્ત્રી, ત્રણ ચાર ભાયડા એમ જમવા આવેલા હતા. ખાનાંની ખચખચ થતી ટેબલ મિઠાંણો અને પકવાનોથી ભરાઇ ગઇ હતી; તેમજ વળી સોના રૂપાંના સાજ, ફુલોના શણગાર અને નગદ રૂપાંની સમેદાનીઓમાં હીરાની પેઠે ચલકતી મીણબતીની હારથી એક પાદશાહી ટેબળની પેઠે નાજાંમાયનું આ જમન બિરાજી રહ્યું હતું.

ફરામરોજ ધારા પ્રમાણે ટેબલ ઉપર બેઠો પણ જમ્યો નહી. ટેબલને એક છેડે નાજાંમાય કાપેલી બાડિસમાં ઉંઘાડી દેખાતી છાતી ઉપર એક સુંદર હીરાના હારમાં ચકચકિત બિરાજેલી હતી—ટેબલને બીજે છેડે તેનો વર બેઠો હતો અને નાજાંમાયના નોત્રેલા દોસ્તોમાં મોહડાં ઉપર ખોટું હસવું બતાવીને વાતો કરતો હતો. તેણે પોતાની પ્લેટમાં વાણા ઉપર વાણા પિરસવા દીધાં હતાં પણ ખાધાં નહી હતાં. સોજા કપડાંવાળા ઘોતા ચાકરોની ચેલ મેલ ચાલી રહી, તેઓ ફરામરોજની ખાધા વગરની પ્લેટો ભરેલીને ભરેલી ઉંચકી જતા હતા.

ફરામરોજને ભુખ નહી હતી. તેની ભુખ અને ઉંઘ ઘણા વખતની મરી ગઇ હતી. તે પોતાનાં મનની બેદિલ હાય અફસોસ કોઇવારતો દોસ્તો સાંભળે એવી મોટા સાદની નિસોશ મારીને કહી આપતો હતો. "નાજાં મારા ઘેરમાં રોજની આ ધૂમચકી કાં લઇ બેઠી હશે?" તે પોતાનાં મન સાથ પુછતો. "આ ઘેરમાં તેનાથી આવી પડેલી જંજાલ વિસારી દેવા શું એ એમ કરતી હશે!" આ સવાલના જવાબમાં કોઇ ફરામરોજને પોતાને પુછશે કે "તું એવી જંજાલ માથે હોરી કાં લાવ્યો! અને લાવ્યો તો તેને જંજાલ વધારવાની છુટ શા માટે આપેછે?"

ઝુમરોની ગરમીથી, આસપાસની મોજની ખુમારીથી ફરામરોજને ચેન પડયું નહી. તેને ઉકલાટો પેદા થયો અને ખાનુ ખવાઇ રેહવા પછી ચાકરો નવા ફ્રેંચ "લીકોર" પિરસતા હતા તેવામાં ફરામરોજ ગરમ દિવાનખાનાંમાંથી ઉઠીને આગળા હાલની વધારે ખુલ્લી અગાસી ઉપર હવામાં આવી ઉભો. હેઠલ એક ભીખારડી પોતાનાં ભુખે મરતાં લુલકાંઓ સાથ ખાનાંને માટે ભીખ માગતી હતી. ફરામરોજને એજ વખતે અસર થઇ કે જ્યારે તેની બાયડીનાં ઉડાઉપણાથી આ ઘેરમાં જથાબંધ ખાનું રદ પડયુંછે ત્યારે ઘેરની બાહાર બિચારા ગરીબો એક નવાલાને માટે ટલવલેછે.

ફરામરોજે તે ભીખારડી તરફ એક પાવલી ફેંકી તેવીજ તેની બાયડી પછવાડેથી તેની આગળ આવી. તેના

દોસ્તો નાટકમાં જવાની તૈયારી કરતાં હતાં—"ડ્રેસ" કરવા ગયાં હતાં—તે તક લઇને નાજાં પોતાના વર આગળ જરા વાતે ઉભી.

"કેમ? વળી હંમેસની માફક તમારૂં માંથુબાથું દુખેછ કે?" નાજાંએ તાણમાંજ પુછ્યું.

"માંથુ ને દિલ બેહુ દુખેછ, નાજાં" તેના વરે બળતાં જીગરની આગ કહી આપી. "મારૂં દુઃખ તન નું નથી તેટલું જીગરનું છે."

"તમે ટેબલપરથી ઉઠી ગયા ત્યારેજ મેં એમ ધાર્યું.. પણ, ફલી, ઉઠી જતી વખતે જરા દોસ્તો પાસે માફ માગી ને ઉઠીયે કની?" નાજાં તેને શિખામણ દેવા લાગી.

"અને નાજાં, તમે મને મારાં ઘેરમાં આસાયશ લેવા દેશો કે નહી?" ફરામરોજ હવે ઉસકેરાયો. પણ તે પોતાની બાયડીથી બીહતો હતો, તેને માન આપતો હતો, તેને તમે અમેથી બોલાવતો, તે પોતાની નરમાસ તેણે હજી નહી છોડી. "જોવ નાજાં, હું તમારી છુટમાં અણઘટતો અટકાવ નાખવા નથી માગતો, પણ હું એટલીજ ચેતવણી આપુંછ કે આ રોજીંદી ધમચક્રી મને ઘેલો કરી નાખશે. એની મારી તનદરોસ્તી ઉપર અસર થાયછ અને મારા બાપ ઉપર વળી એની અસર જુદીજ તરાંહની છે."

"તમે બોલી રહ્યા?" નાજાંમાય હવે પોતાના હકને મારે લડતી ઉભી. "હવે મારૂં સાંભળો. મારી આખી જીંદગીજ દોસ્ત આશનાવો સાથે મોજમઝા કરવામાં ગુજરીછ. મારાં માયે મને મોજ જોખમાં ઉઘારીછ અને આ મોટે ઘેર મને મોજજોખને મારેજ પરણાવીછ. હું કાંઈ એકલી ઝુરી મરવા તમારે ત્યાં આવી નથી. મને કંપની અને 'કંપનિયારો' વગર સોહવાય નહી. જ્યારે હું દોસ્તોને ત્યાં નહી ગયલી હોવું ત્યારે દોસ્તોને મારે ત્યાં હુંતો રોજ બોલાવાની ને ફડ બોલાવાની."

"નાજાં, તમોને મારા બુઢા બાપની દયા નથી?"

"હું કાંઇ તેવણુને છેડુંછ? ત્યારે એ બુઢો મારી મોજ મઝાની શાની અદેખાઇ કરેછ? તેવણથી મારી જાહોજલાલી દેખી શકાતી નથી, તો તેનો હું ઉપાય બતાઉંછ તેબી તમે કરતા નથી."

"શું ઉપાય?" ફરામરોજે વિસરફામ થઇ કાંઇ સુધા રાની આશામાં પુછ્યું.

"આપણે જુદા રેહવાનો ઉપાય" નાજાંમાય એક દમ બોલી ઉઠી. "હું તમોને કેહતાં કેહતાં થાકી ગઇ અને હવેતો મેં કેહવાનુંબી છોડી દીધું કે આપણે મહાલક્ષ્મી યા વાલકેશ્વર કેયે મઝાનો બંગલો ભાડે લઇને જુદાં રહીયે. પછી તમારા બાવા આપણે કેમ રહીયેછ તે જાણવાના નથી, ને એવણનેબી બળાપો થવાનો નથી."

"નાજાં નાદાન તે નાદાન." તેનો વર નરમ ઠપકા ના શબ્દો બોલ્યો.

"હું નાદાન નથી, પણ તમે બોહસીલા છો. તમે આજ ઘેરમાં રેહવાની તમારી બોહસ પાજોછ ત્યારે હુંબી એ ઘેરમાં મારા દોસ્તો સાથ મોજ કરવાની મારી બોહસ પાળુંછ."

"મને લાગેછ, નાજાં, કે જુદાં રેહવાનો તમારો અભખરો પુરો પડવાનો વખત પાસેજ આયોછ." ફરામ રોજ ગંભીર દુઃખથી બોલ્યો. "પણ આપણે કદાચ એવી રીતે જુદાં રહીશું કે જે તમોને ગમશે નહી. મારા બાવા પોતેજ આપણથી કંટાલી ગયાછ. તેવણ આ ઘેરના ધણી છે અને કોઇ પણ વખતે આપણુને કાહડી મેળવાને સત્તા ધરાવેછ."

"હું ચાહુંછ કે તેવણ આપણને કાહડી મેલે." નાજાં દાંત પીસીને બોલી.

"ને પછી? પછીનો શો રસ્તો." તેના વરે પુછ્યું "તમે વાલકેશ્વર ને મહાલક્ષ્મીના મેહલોના સ્વપ્ના જુવોછ, પણ જાણોછ કે? મારી કમાઇ ધમાઇ જે છે તે તો બાવાની છે. મેહલમાં રેહવાના ખર્ચો આપવાની મારી પાસે શક્તિ નથી હો! આ ઘેરના અડધાં સુખનું ઘેરબી મારા થી ચલાવી શકાવાનું નથી."

"તમે ના ચલાવતા. હું ચલાવીશ. હું તમોને ચલાવી દેખાડીશ."

નાજાંમાય હસીને બોલી અને તુર્ત પોતાના દોસ્તો માં પાછી ભેલાઇ.

ફરામરોજ બબેસોં જબેસો દાદર આગળ ચાલ્યો ત્યાં જુવેછે તો પીરોજા દારાશાનાંની બાહાર જવા મારે તૈયાર ઉભી રહીને કોઇની વાટ જોતી હતી.

"કેમ પીરોજા? કોણુની વાટ જુવોછ?" ફરામરોજ શેઠેજ તેને બોલાવી.

"જી હું જાવુંછ, તે બાઇને કેહવા ઉભીછ. બાઇએ મને આજે મારા હોમી ભાઇને ત્યાં જવાની છુટી આપી છ. કાવસો મારી સાથે આવેછજી. પણ બાઈ વાતે રોકા યલાંછે તેથી ઉભીછ. જતી વખતે તેવણને કહીને જવું જોઇયે, નહી તો કે તેવણ મારી ઉપર ગુસો કરશે."

"પણ બાઇએ તમોને રજા આપી ત્યારે તમે તેને કેહવાની વાત શાની જુવોછ?" ફરામરોજે તેની આ અતિ નમ્રતા ઉપર નવાઇ બતાવી. "પીરોજા, તમે અમા રાં ઘેર સાથ શેઠ અને ચાકર સરખો અંતર ના રાખો. તમે આ ઘેર તમારૂંજ સમજો."

પીરોજાએ આ લાયકીને મારે ઉપકાર માન્યો. પણ આ શેઠમાં અને બાઈ સાહેબમાં કેટલો તફાવત છે તે પીરોજા સારીપેઠે સમજતી હતી મારે હજી પણ પોતાની બાઇને કહીને જવા મારે ઉભી રહી.

## પ્રકરણ ૮૦ મું.

## ફરામરોજને શાનો ગમ લાગ્યોછે?

ફરામરોજ તો એટલીવારમાં સંગેમરમરનો દાદર ઉતરી જઇ બાહારનાં ખુલ્લાં મેદાનમાં હવા ખાવા ઉતરી ગયો. તેની બાયડી પોતાના દોસ્તો સાથ નાટકમાં જવાની હતી. કદાચ તેઓ તેને બોહસ કરે મારે પોતે અગાઉથીજ ઘેરની બાહાર નિકલી ગયો.

"મેં મોટી ભૂલ કીધી—હું એને પરણ્યો એજ મોટી ભૂલ કીધી" તે રસ્તા ઉપર ફરતાં ફરતાં પોતાનાં મન સાથ

ગમ કરવા લાગ્યો. "હું એની ખુબસુરતીથી આંધલો બન્યો. નહી, હું એની મોહિનિથી મૂર્ખ બન્યો. ઘણું ખોટું મેં કીધું. મેં ભયંકાર પાપ કીધું. તેની ખોદા અને આ સજા કરેછ. મારે એને દૂર રાખવી હતી. તે ખૂનખાર રાત પછી મેં એને તજી દેવી હતી. મારી જગ્યાએ બીજો હુતે તો તેમજ કરતે. પણ હું એની મોહીનીથી, નાજાંના નાજોઅદાથી અંજાઇ ગયો."

આમ અંદેશો કરતો ફરામરોજ પોતાનાં ઘેરની સામેનાં એક મોટાં ઝાડને ફરતા કટેરા ઉપર હાથ ટેકીને ઉભો. તેનાં દિવાનખાનાની બારીએ ગેયા ભભકદાર બપોર પ્રકાસ્તી હતી અને નાટકમાં જવાને હજી વાર હતી તેટલાં દોસ્તોના રંગ રાગના આવાજ સંભળાતા હતા. ફરામરોજને તે પોતાની મેળે કાને પડતા હતા, પણ તેનું ધ્યાન પોતાના અંદેશામાંજ હતું.

"પણ હું એને પરણ્યો તેમાં એનો શો વાંક?" ફરામરોજ વિચારોની એક નવી વલાણ ઉપર આવ્યો. "વાંક મારો છે, મેં એને પરણવા માગી, મારે એનાથી અને જેબી જંજાલ વેઠવી પડે તે વેઠવી જોઇયે."

"તે ભયંકાર રાત પછી નાજાં મારી સોડ સાંધતે નહી" થોડી વાર ગાયનના શરોદ ઉપર ચૂપ રહી ફલી પાછો વિચારવા લાગ્યો. "બિચારા બેહસ્તી બેજનના ઓરડામાં મેં જે કાંઇ શોધી કાહાડયું તે પછી નાજાં પોતે તો મારી સાથ પરણવા માગતેજ નહી. પણ મેં માગ્યું અને એવાં લગ્નથી મારા ઉપર શ્રાપ ઉતર્યો. એ પાપનો જવાબદાર હું છું. એ પાપ મારાં અંતકરણને અંદરથી કોતરીને કરડી ખાયછ. આજ ચચાર વર્ષ થયાં હું એ પાપના પશ્ચાતાપની આગથી બળીને ખવાતો ચાલ્યોછ. પણ હવે તો હું થાકી ગયોછ. હવે તો દુઃખની હદ થઇછ."

"શું નાપાક સેતાનનો ઘેરેલો હું આ લગ્ન કરી આવ્યો? મોબેદ મારી ઉપર ને નાજાં ઉપર આશિર્વાદના ચોખા સારતો હતો ત્યારે જાણે કે સેતાન મારા કાનમાં કેહતો હતો કે—'યાદ રાખજે, તારૂં પાપ તુને મારશે.' આ શખુનોની યાદ હજી મારાં મનમાંથી ગઇ નથી. એ યાદ વધારે ને વધારે તાજી થતી જાયછ. મેં જે કાંઇ જાણ્યું તે જાણ્યા પછી 'હું મારા માર્ગસર ને તું તારા માર્ગસર' એમ મારે નાજાંને કેહવું હતું. મેં એમ કાં નહી કહ્યું? પણ પાપની શિક્ષા થવાની તે કાંઇ જાય? મને ગમે તે શિક્ષા થાય, પણ ખોદા નાજાંનો બચાવ કરે તો બસ. અમે બેહુ એકેકને આડો પડદો ધરીને રહેલાં છીયે. ખોદા મારાં મોત અગાઉ એ પડદો નહી ઉંચકાવે તો સારૂં! મારી ખાતર નહી, પણ નાજાંની ખાતર——"

આજ વખતે ભીખો ભરભરિયો અચણુચ આવી લાગ્યાથી ફરામરોજની આ ગમખારી બંધ પડી હતી. ભીખો પોતાનાં ભાતે કામ કરવાનાં કાગળિયાં ભૂલી જવાથી શેઠની પાસે આફીસની કુંચી લેવા આવેલો તે આ વખતે. તે પછી શું બન્યું તે વાંચનારી બાનુઓ અત્યાર અગાઉતું જાણેછે. શેઠને ગમગીન જોઇ ભીખાએ તર્ક બાંધી કે તે પોતાની બાયડીને લીધે દુખી છે અને વળી એ તર્ક તેણે શેઠ આગળ બડબડ કહી આપી તેથી તેને કેવું સાંભળવું પડયું હતું! એ પછીજ પીરોજ દારાશાનાંની કાવલા ચાકર સાથ જતી ભીખાને મળી અને એ પછીજ ભીખો તેણીને પોતાની પ્રીત ભરી ઉમેદવારી પોતાની બડબડ ભાષામાં બોલતો તેના ભાઇ હોમીને ઘેર પોંહચાડવા ગયો.

પોતાને પોતાની બાયડીનો ગમ નથી લાગેલો એવું બાહનું કાહાડી તથા પોતાને પોતાની આફીસમાં એકની ચોરી પકડાયા વગર રહી જવાનો અંદેસો લાગ્યોછે એમ ભીખા ભરભરિયાને સામો ચટકો લગાડી ફરામરોજ પોતાનાં ઘેરમાં પાછો ચહડી ગયો.

નાટકમાં જવાની ગાડી ઓટલા ઉપરજ ઉભેલી હતી. ગેટી થીયેટર શેઠ જાંહગીરશાહ જંગબારવાળાનાં ઘેરથી દૂર નથી—ચાલીને જતાં દસ મિનિટ લાગવાની નથી—પણ તેટલુંબી નાજાંમાયથી ચાલીને જવાય નહી. ચાલીને જવાની તેની અને તેના દોસ્તોની પદવી નહી. નાટકશાળાની સીહડી ઉપર આખી જગત જુવે તેમ ધડધડ કરતી એ ઘોડાની ચારટ ઉભી રેહ તેમાં જાંહગીરશાહ જંગબારવાળાની આ માતબર વહુની શોભા હતી.

ફરામરોજ ઘેરની બાહાર "હવા ઘેરીને"—કેમ તે તો આપણ જાણીયે છીયે—પોતાના દાદર ઉપર પાછો ચહડતો હતો ત્યારે નાજાંમાય પોતાના દોસ્તોને લઇને નાટકમાં જવા સારૂં તેજ દાદરે ઉતરતી હતી.

"કેમ ફલી? તમે અમારી સાથે નાટકમાં નથીજ આવતા?" તેણીએ દાદર ઉપરજ ફલીને અડધા ઠપકાની ઢબમાં પુછ્યું.

"નહી, આજે નહી, મને જરા કામ છે." ફલીએ ચેહરો જરા હસ્તો બતાવીને જવાબ દીધો.

"હંમેશના કુંજરા" નાજાંમાય બડબડી.

ફરામરોજ કાંઇ તાણો મારવા જતો હતો, પણ ઉંઘાડેલા હોઠ પાછા બંધ કરીને ખમી ગયો અને પોતાની બાયડીના દોસ્તોની શરમ કરી ગયો. પોતે ગમે એવો દુખી, ગમે એવો બળિયલ હતો પણ, પોતાની બાયડી તરફ કુંજરો તો કદીજ નહી હતો, તે છતાં તેણી તેની આવી કદર બુજે છે એ શું કેહવાય?

ગાડીઓ ગેટી તરફ ચાલી અને ફલીએ પોતાની બાયડીના દોસ્તો તરફ હસીને સલામો કીધી. નાટકશાળામાં નાજાંમાય એક રાણીના સરખા રોબથી બિરાજી, કે જ્યારે તેના દોસ્તો અને દોસ્તોની બાયડીઓ તેનો પડયો બોલ ઉંચકી લેવાના હોય તેમ તેની આસપાસ ફરી વળ્યા.

વાંચનારી બાનુઓ યાદ કરશે કે આ તેજ રાત્રી હતી અને તેજ નાટક હતો કે જ્યારે ભીખો ભરભરિયો ગડબડ કરતો પોતાના "કાકાના જમસુ" ને અચણુચ તેડવા આવ્યો હતો અને તેના બાપ ખાનબાહદુર માણકશાહ મેહરમુસાના "ગુજરયાછ, ગુજરેછ યા ગુજરશે" એમ ત્રણ તરાહથી તેવણના ગુજરવાની ખબર પોકારીને તેણે આખી નાટકશાળાનું ધ્યાન ખેંચ્યું હતું.

નાજાંમાયને નાટક જોતી મુકીને આપણ તેના દુખિયારા ભર્તારનાં ભમતાં દિલનું લટકવું જરા તપાસીયે. ફરામરોજે કહ્યું હતું કે તે રાત્રે તેને કામ હતું. કામ હોય

કે નહી હોય પણ તે કામપર લાગ્યો નહી હતો. જેવી તેની બાયડીની ગાડી ગેટી તરફ ફરી તેવોજ તે પોતાનો ડગલો પેહેરીને બાહાર નિકલી ગયો અને કશાંબી ધ્યાન વગર, કયાં જાયછે તે જોયા વગર જયાં જવાય ત્યાં ચાલ્યો ગયો.

તેના પગ તેને ત્રીચરની દુકાનને રસ્તે ન્યાશનલ ઍંક ઉપર લઇ ગયા, જ્યાંથી તે વિચારમાં ને વિચારમાં ચાલ્યો ચાલ્યો પ્રિન્સ આફ વેલ્સનું બાવળું અને વેલિંગટન ફાઉનીન વળાવીને પાળવાબંદર ઉપર નિકલ્યો અને આંહી તે સમુદ્રની સફીલે દિવાલથી દિવાલ સુધી લટાર મારવા લાગ્યો.

તેનું મન ઘણા અંદેશાઓમાં ગરક ગયલું હતું. પણ આ વખતે તેનું મુખ્ય ધ્યાન ડાકટર બરજોરે શોધી કાહડેલા અને જાહેર કરેલા મરનાર બેંજન બારિસ્ટરની મરતી વખતની ચીઠીના ભેદ ઉપર રોકાઇ રહ્યું, કાંકિ બેન્જન ગુજરયો તે દાહડે ફરામરોજ પોતે અલબતાં થાણે હતો અને તે ભયંકાર ખૂનરેજીની સઘળી યાદ હવે તેનાં મનને ઘેરતી હતી.

"એક નાખુશ બાબત" મરનારે માથે લીધેલી હતી અને માથું દુખવા છતાં તે કામસર બેહરામશાહ વકીલને કહીને કોર્ટમાંથી ગયો હતો તેતો તેવણે પોતે ફરામરોજને કહેલું હતું. પણ પેલી ચીઠી જે બેન્જનની ટેબલ ઉપરથી મળી આવી તેનો ભેદ જેમ બીજાઓને તેમજ ફરામરોજને પણ ગુમવાડો કરનારો હતો. આજે તેને જણાયું કે તે ભેદનો ખરો પતો મળ્યો. ધનજીભાઈ જીવાખાને ખોલાસો આપ્યોછે તેજ ખરો છે કે આ ચીઠી તો મરનારે તેના જોગની લખી હતી. ડાકટર બરજોર તે દાહડે એટલો બાવરો બની ગયો હતો કે પોતાના ઓરડામાં ઝીણીનો ટેબલકલાથ શાહી ઘોલીને સઘળો લપેટી નાખ્યો હતો. પણ તેનો કુઇનો ફરામરોજ એ ખબરથી કાંઈ ઓછો બાવરો બનયો નથી.

ત્યારે હવે શું આ ચીઠીથી કાંઈ વાત વધશે કે? હવે શું બેન્જનનાં મોતનો ભેદ ખુલ્લો થશે કે? ફરામરોજે ખરાં અંતઃકરણથી ચાહ્યું કે તેમ નહી થાય, બેન્જનનાં મોતનો ભેદ નહી પકડાયતો ઘણું સારૂં. આમ ફરામરોજે ચાહવાનાં ખાસ કારણો હતાં અને તે તે સમજતો હતો. જો આ ભેદ પકડાયે તો શું ગુનેહગાર કે બેગુનાહ ઘણા જણ તેમાં સંડોવાયાથી ઘણા જણની ખુહારી, ખરાબી અને નિરાશામાં તેનું સેવટ આવે એમ હતું.

એક ખૂનનો ભેદ ટાંકી રાખવાને માણસ તો ઘણું બી ચાહશે, પણ ખોદા કેમ ચાહશે? દરિયાની સપાટી ઘણી શાંત હતી, તેને છેક છેડે આકાસમાં નૂરમંદ પ્રકાશ હતો. તે પ્રકાશ જોતાં જોતાં ફરામરોજને સર્વ ભેદોના જાણકાર તે અજીમ કરામતના સાહેબનું અપરમપાર નૂર યાદ આવ્યું. તેને લાગ્યું કે એમ થાય તો સારૂં અને તેમ નહી થાય તો સારૂં આમ તે ઘણીબી વેગણ વિચારે અને પોતે પણ સઘળું કરનાર તો તે નૂરમંદ કીરતાર બેઠોછે. તે સર્વે સર્જનારો છે અને તે સાહેબ જે કરશે તેજ થશે.

---

# ઉદ્યોગીને ઉત્તમ ઈનામ.

સુનાબાઇ સપ્પીતબેહ, ઉમરે પુગેલાં વીધવા બાઈ હતાં. તેવણ સુરતનાં રૂસતમપરાંમાં રેહેતાં હતાં. એ બાઇને તે સાહેબે જરમાલની બખશેશ છુટે હાથે દીધી હતી, પણ જે પરવરદેગારની આદમીજાતને ઉત્તમ બખશેશ બચ્ચાં, તેથી એ બાઈ બેનસીબ હતાં.

રૂસતમપરાંનાં ગરીબ લોકોને તેઓ અવારનવાર છુપી રીતે મદદ કરતાં હતાં. ગરીબ મુફલેસોની માંદગીની વખતે એ બાઈ જઇને હાજર રેહેતાં જેથી "ફરીયા" માંના બીજા પારસીઓબી સુનામાઇની શરમે મદદ કરવા દોડી જતા. તેમાં એ બાઈ સ્કુલનાં છોકરાંઓનાં ઘણા માનીતાં હતાં. તેઓને દર વાર તેહેવારે ઘેર બોલાવીને સારૂ સુતરૂં ભોજન આપતાં હતાં. કોઈ કોઈ વખતે મીઠાઈનાં નાના પડીકાં પકડાવી દેતાં. અને તેઓની નીર્દોષ રમતગમતથી પોતાનો વખત સોહોવારતાં હતાં.

એક આતશનાં પરબનો હીંગામ હતો. પરબની એક દાહાડો આગળ આદર મહીનાના દેપાદર રોજે દરેક પારસીએ ઘેરમાં ચુનો રંગ વગેરે લગાડીને સરવે જગા સોભઈતી અને સાફસુફ કીધેલી જણાયછે. ઘરમાનાં ચુલા આગળ સુખડના ખુમચા, ઘીના દીવા, ફુલની સેરો અને પવીત્ર જંદ અવસ્તાની ચોપડીઓ મુકેલી જણાયછે. રૂસતમપરાંની મેહેનતુ અને દીનચુસ્ત પારસણો સાંજને વખતે પેહેરી ઓઢીને ઘેરમાંના આતશ દાદગાહપર સુખડનો વધાવો કરીઆં જાયછે. સુનાબાઇજીએ તે પવીત્ર દાહાડે સર જમશેદજીની સ્કુલની સરવે છોકરીઓને પોતાને ત્યાં નોતરી હતી. સરવે બાળકીઓને લઇને પેહેલાં તેઓ મોહોલામાંની અગીયારીમાં જઇ આવ્યાં, ત્યારબાદ તેઓને ખાનુ આપ્યું. ઘેર જતી વખતે દરેક છોકરીઓને એક એક રૂપીયો આપ્યો ને કહ્યું કે, "લેઓ દીકરીઓ આએ એક એક રૂપીયો છે, તે લઇને આવતી કાલે આપણું પરબ છે તેથી શેહેનશાહીનાં વડાં આતશબેહેરામ આગળ મેલો ભરાશે ત્યાં જજો ને ત્યાંથી તમુને દરએકને જે ગમે તે ચીજ ખરીદજો ને પછી લાવીને અને દેખાડજો ને રાતે જમીને ઘેર સીધારજો." છોકરીઓ આ સપ્પીતબેહ બાઇ પર ઘણાં ખુશી થઇને નમીને હસતે ચેહરે ઘેર ગીયાં.

આતશબેહેરામ સાહેબના રસ્તાપર પરબને દાહાડે અસાધારણ જરથોસ્તીઓની ભીડ હતી. ત્યાં ધંધાદારી લોકોએ તરેહવાર રમકડાં અને સામનની થોડા વખતને માટે દુકાન લગાડી હતી. ટુંકમાં તે રસતાપર સુરતનાં તમામ લોકોનો જાણે જમાવ થયો હતો. સકુલની છોકરીઓએ મેલામાં જઇને જેને જે ગમીયું તે લીધું, કોઇએ કંઇ સોભીતું રમકડું ખરીદયું, કોઇએ ઢીંગલી અથવા ડાલી ખરીદી તો કોઇએ ઢોલકડી અને પેંપુરી પસંદ કીધી તો કોઇએ કંઇ તકલીદી કપડું બદીયાન માટે લીધું. એક છોકરીએ એક ખોટું ઘડીયાલ અને સાંકળી લીધી ને લાગલી ગલે. ઘાલીને કેવી શોભા આપેછે તે પોતાની સહી મંડલને પુછવા લાગી. જ્યારે એક છોકરીએ એક કાતર, દોરાનું બંડલ ને સોએનાં પડીકાં લીધાં. "અરે નજી તુંને એ શું ગમીયું!"

કેટલીક છોકરીઓએ સવાલ કીધો. તે નાની છોકરીએ સમજ આપી કે "મારાં માએ ને હું વેચાતું શીવશું તો એમાં થી ચાર ઘણાં પઇસા મલશે."

સરવે દીકરીઓ ખુશ ચેહરે સુનામાએ પાસે જઇને દરએક ચીજોનું પરદશન ભરીયું. પેલી નાની છોકરી નજી એ પણ પોતાનો સામાણ બતાવયો. તેણીએ કહયું કે "જી ૭ આનાની કાતર લીધી ને ચાર આનાનું દોરાનું બંડલ ને બે આનાની સોએ લીધી, ને ચાર આનાનું સુખડ આતશબેહરામમાં આપયું." તેણીનો હીસાબ અને કુદરતી વલણ જોઇને સુનામાએ ખુશી થયાં ને તેણીને પોતાની પાસે લેઇને કહયું કે "માહરી દીકરી આજથી તું માહારી થઇને રેહજે. મને તારા જેવી એક ઉદયોગી અને ધરમ ચુસત દીકરી જોઇતી હતી તે આજે મલી." તે નાની છોકરી જે એક ગરીબ અને આબરૂદાર પારસી વણકરની હતી, તેણીને સુનામાએ સદાની પોતા પાસે રાખવા માંગી કે મારી પાછલ મારા પઇસાની માલેક થાએ તો સારી રીતે ઉપયોગ કરશે. એ પરમાણે ઉદયોગી છોકરીએ ઉતમ ઇનામ મેલવયું. **મીસ ગુલબાનુ ફ્રામજી દાવર.**

અહમદનગર.

# ગરમી વિષે ફરીઝીંગ મીક્ષચરનો ધડો.

ફ્રીઝીંગ મીક્ષચર (freezing mixture) એટલે કોઇ બી પ્રવાહીને નક્કર હાલતમાં લાવી શકે એવો ઠંડો મેળવણીવાલો પદાર્થ અથવા જ્યારે કોઇબી નક્કર પદાર્થ બીજા પદાર્થ સાથ મળી જઇ ગરમી લગાડયા વગર પ્રવાહી બની જાએ તેવી મેળવણી. એ મેળવણી ગરમીના કાયદાઓ વિષે આપણને ઓછું સાન આપેછે. આપણે જાણીએ છીએ કે ખાંડ, ખાર કે મીઠું પાણીમાં પીગલી શકેછે, અને કપુર દારૂમાં પીગળી જાએછે. મીઠું, ખાર કે ખાંડ જેમ ગરમ પાણીમાં પીગળતી વખતે થોડીક ગરમી ચુસી લેછે તેમજ ઠંડાં પાણીમાં પીગળતી વખતે પણ થાએછે. પણ ઠંડાં પાણીમાં તો કાંઇ બીજી ફાલતુ ગરમી ન હોવાથી તેમાં પીગળતી વેળા પદાર્થ માટે જોઇતી ગરમી તે પાણીમાંથી ચુસી લેછે ને તે કારણને લીધે તે મેળવણી સઘળી પીગળી રહેવા પછી ઘણી ઠંડી થાએછે.

બે નાનાં વાસણ લઇ એકમાં થોડુંક મીઠું ને બીજાંમાં પાણી નાખી એક ઓરડામાં ઉંઘાડાં પાસે પાસે થોડો વાર મુકી રાખો. પછી તમારૂં ગરમી માપવાનું યંત્ર બંને ઉપર મુકી જુઓ ને બેઉ એકસરખી ગરમીના થયા પછી એક બીજું વાસણ લઇ તેમાં એક ચમચો મીઠું ને બે કે ત્રણ ચમચા જેટલું પાણી નાખી પેલું મીઠું પીગળવા દેઓ. પછી યંત્ર મુકી જોતાં તમુને જણાશે કે પેહેલાંનાં કરતાં તેમાં પારો ઉતરી પડયોછે. હવે તેનું કારણ શું ? પેલું મીઠું પીગળતી વખતે પાણીમાંથી ગરમી ચુસી લેછે ને તે ગરમી છુપી રહેતી હોવાથી પાણીમાંથી ઓછી થએલી જણાશે. જો તમે મીઠાંને બદલે સુરોખાર લેઓ તો તમારી મેળવણી વધુ ઠંડી પડશે કેમકે મીઠાં કરતાં તે ખાર વધારે ગરમી ચુસી લેછે.

ગરમ પાણીમાં ઠંડાં કરતાં વધારે ખાંડ, ખાર કે મીઠું પીગળેછે. એ બાબદમાં પાણી હવા સાથ મળતું આવેછે કેમકે જેમ ઠંડી હવામાં ઝાઝી બાફ સમાતો નથી તેજ પ્રમાણે ઠંડાં પાણીમાં ઉપલી ચીજોમાંની એકબી વધુ મલી જતી નથી. જેમ હવામાં બાફ તેમ પાણીમાં ઉપલી ચીજો એક ચોકસ હદ સુધીજ મળી જાએછે અને તેથી વધારે મળતી નથી. વળી એ ઉપલી ચીજોમાંની કોઇબી એક વેળાએ પાણીમાં પીગળાવીને પછી તે પાણીમાંથી થોડું સુકવી નાખ્યે તો તેમાં પીગળેલી વસ્તુ (મીઠું કે ખાંડ) પણ થોડીક પાછી બંધાઇ નક્કર થઇ જશે. હવે આ પ્રમાણે થોડોક ભાગ બંધાઇ જવાથી તેમાં રહેલી છુપી ગરમી પણ તેમાંથી છુટી પડેછે ને તેથી પેલું બાકીનું પાણી પેહેલાં કરતાં જરા વધુ ગરમ થાએછે ને તેથી બાકીનો ખાર તેમાં મલેલોજ રહેછે. આવી રીતે નક્કર ચીજો પીગળતી વખતે જે ગરમી તેમાં સંતાએછે તે પાછી તેજ ચીજો નક્કર થતાં છુટી પડેછે. આ કામ બહુજ ધીમું ચાલેછે.

મીઠાં ને પાણીની મેળવણી જોકે ફ્રીઝીંગ મીક્ચર (કોઇબી પ્રવાહીને નક્કર હાલતમાં લાવનારી મેળવણી)ની માફકજ કામ કરેછે તોપણ તે કાંઇ ફ્રીઝીંગ મીક્ચર કહેવાતી નથી. હવે ત્યારે ફ્રીઝીંગ મીક્ચર કરવા માટે પાણીને બદલે બરફ લેઓ.

આ વાત આપણને બહુ અજબ જેવી લાગેછે કે મીઠું ને બરફ બંને નક્કર હોવા છતાં જો તેમને એકઠાં કરી હલાવ્યે તો તે તરત પીગળવા માંડી પ્રવાહી થાએછે અને તેઓ બંને પોતાની ગરમી પોતાની હાલત બદલતી વખતે સંતાડેછે ને તેથી તેની આસપાસ આવેલી ઘણીક ચીજોની ગરમી ચુસી લઇ તેને ઠંડી કરી મેળેછે અને તેથી તે એટલું તો ઠંડું થઇ જાએછે કે તેમાં આપણેથી મુદલ હાથ બોલાતો નથી. જો ધાતુનાં વાસણમાં આવી મેળવણી કરી તે ઠંડી થાએ ને તેની ઉપર ગમે એવો પ્રવાહી મુકશું અને તેની નજદીક ચુલો આવેલો હશે તોપણ તે પ્રવાહી બંધાઇ જશે.

આપણે ઉપર કહી ગયાં છીએ કે કેટલીક હવા (ગ્યાસ) ને ઘણી દાબ્યાથી અને ઠંડી કીધાથી પ્રવાહી હાલતમાં લાવી શકાયછે. અને તેમાં કારબોનીક એસીડ નામની હવાને પ્રવાહી કરતાં ઝાઝી મુશ્કેલી નડતી નથી. એક લોખંડની સીસીમાં તે હવા ભરી પ્રવાહી થાય ત્યાંસુધી ખુબ દાબો. એમ કીધાથી તે ગરમ થશે કેમકે હવાઇ રૂપમાં તેમાં જે છુપી ગરમી રહેલી હતી તે હવે છુટી પડશે. પછી તેને ઠંડી પડવા દઇ જો બુચ જરા ઉઘાડશો તો તેમાં બાકી રહેલી હવા ઘણાં જોસથી બાહેર નીકળી જશે. ને પ્રવાહી થયલા ભાગ ઉપરથી આવી રીતે એકદમ દબાણ ઓછું થઇ જવાથી તેનો પણ કેટલોક ભાગ પાછો હવાઇ રૂપમાં આવી જશે. આ પ્રમાણે થવાથી પ્રવાહી ગ્યાસમાંથી ઘણી ગરમી હવાઇ રૂપમાં જે ભાગ બદલાઇ ગયો તે ચુસી લેશે ને તેથી બાકી રહેલો પ્રવાહી એવો તો ઠંડો થશે કે પોતાનીમેળે બંધાઇ સફેદ ભુકીનો આકાર પકડશે, અને વળી બાહેરની બાજુ પર પણ હવામાંનો ભીનાસ પેહેલાં પેહેલાં જીણાં જીણાં ટીપાં ને પછી બરફના ગાંગરાના આકારમાં બંધાઇ જશે.

— હવે પેલા કારબોનીક એસીડનાં બંધાઇ ગયલા સફેદ ભુકાને જો ઇઠરમાં નાખશું તો જેમ મીઠું પાણીમાં પીગળી જાયછે તેમ પીગળશે. આ ઇઠરમાં પીગળેલી કારબોનીક એસીડ આસની મેળવણી આપણે ઉપર બરફ અને મીઠાં નું જે મીક્ષચર બનાવ્યું હતું તે કરતાં બહુજ ઠંડી થાએ છે ને તેની ઉપર કશી પણ ચીજ બંધાઇ જયા વગર રેહતી નથી. એવું એ ફ્રીઝીંગ મીક્ષચરછે. આ મેળવણી એટલીબધી ઠંડી થવાનું કારણ એ કે એક તો એસીડ ઘણીજ ઠંડી છે ને વળી તેમાં ભળેલું ઇઠરઘણું જલદીથી હવામાં ઉડી જાએછે ને તેથી તે પેલી મેળવણીમાંથી જરા એ જરા ગરમી ચુસી લેછે.

કેટલાક પ્રવાહી ધીમેથી ને કેટલાક ઉતાવળે હવાઇ રૂપમાં આવી ઉડી જાએછે. જો એક વાસણમાં પાણી ને બીજામાં દારૂ ઉઘાડો મુકી રાખ્યો હોય તો પાણી કરતાં દારૂ જલદીથી હવાઇ રૂપમાં આવી ઉડી જશે. પણ જો તેમની સાથે એક બીજા વાસણમાં ઇઠરભી મુકયું હોય તો તે ઘણુંજ જલદીથી ને સર્વથી પેહેલું સુકાઇ જશે. આ જો સાબેત કરવું હોય તો પેહેલાં પાણીમાં ને પછી ઇઠરમાં એમ વારા ફરતી તમારૂં આંગળું બોળીને પવન ફુકતો હોય તેવી જગ્યાએ ખુલ્લું રાખશો તો બરોબર માલમ પડશે. ઇઠર જલદીથી હવામાં ઉડી જશે ને તેથી તે પ્રવાહીને હવાઇ રૂપમાં આવતા જે ગરમી જોઇએછે તે તમારાં આં ગળામાંથી ચુસી લેતું હોવાથી તમારૂં આંગળું તમુને ઠંડું થએલું લાગશે. હવે આ પ્રમાણે થતું બારીકીથી તપાસ વા માટે થરમોમીટરના બલ્બની ઉપર જરા ઇઠર નાખી તેની ઉપર પવનનો ઝપાટો લગાડશો તો તરતજ ઇઠર સુકાઇ જવા માંડશે ને તેની સાથે યંત્રમાં પારો પણ ઉતરી જતો જણાશે, કેમકે જેમ ઇઠર સુકઇ જશે તેમ યંત્રનો બલ્બ પણ ઠંડો પડી જશે.

જો ધાતુના વાસણમાં થોડુંક ઇઠર નાખી તેની ઉપર પવનનો ઝપાટો નાખશો તો તેમાંનું ઇઠર સુકાવાથી તે વાસણ એટલું તો ઠંડું પડી જશે કે તેની બાહેરની બાજુ એ હવામાંનો ભીનાસ બંધાઇ જઇ પાંણીનાં ટીપાં ભરાઇ આવશે. કાચ જો કે ગરમી ચુસી લેવાની ખાસ્યત ધરા વતો નથી તોપણ તેમાંભી આવો ફેરફાર જલદીથી જણાઇ આવેછે. એક કાચના ગ્લાસમાં થોડુંક ઇઠર નાખી તેમાં એક ટેસ્ટ ટયુબ (પતલા કાચની નળી) માં થોડુંક પાણી નાખી મુકશો ને પછી ઇઠરમાં જોરથી ફુકશો તો તે ઇઠર સુકાતાંજ તેમાંની નળીમાંનું પાણી બંધાઇ જશે, અથવા તો ઘણું થંડું થશે.

કેટલીક વેળાએ ડાકટર પોતાના દર્દીનાં શરીરનો કોઇ ભાગ ચીરવો હોયતો તે ઉપર ઝાઝું લાગે નહી કરીને ઉપર ઇઠર લગાડી લગાડીને તેટલો ભાગ થંડો કરી નાખે છે. આવી હીકમતો લગાડીને ડાકટરો ઘણી વખતે જરા પણ દુખાવ્યા વગર દાંતભી પાડી શકેછે.

ઉપર આપણે કહી ગયા છીએ કે જેમ ગરમ પાણી માંથી નીકલતો બાફ ગરમી ચુસી લેછે તેમજ ઠંડાં પાણી માંથી નીકલતો બાફ પણ ગરમી ચુસી લેછે. હવે તે કેમ થાએછે તે જોઇએ.

ગરમી આપવાનાં બે યંત્ર લઇ તેમાંના એકના બલ્બ ની ઉપર ઠંડાં પાણીમાં ભીંગવેલું કપડું લપેટી બંનેને પાસે પાસે મુકો. થોડોવાર રહીને જો તમે પાણું બંને યંત્રમાં જોશો તો પેલા ભીંના કપડાં લપેટેલાં યંત્રમાંનો પારો કોરડાંના કરતાં ઘણો નીચે ઉતરી ગએલો જણાશે. એનું કારણ એ કે ભીંનાં કપડાંમાંનો ભીનાસ હવામાં ઉડી ગયો ને તેથી તેમાંથી ગરમી પણ ઓછી થઇ ને તેથી તે બલ્બ ઠંડો થયો ને પારો નીચે ઉતર્યો. પણ આવો ફેરફાર યંત્રમાં હમેશ એકસરખો જણાતો નથી. કોઇ વેળાએ હવામાં ભીનાસ ઘણો હોયછે ને તેથી પેલું કપડું જલદી સુકાતું નથી કેમકે વધુ ભીનાસ હવામાં સમાતો નથી. તેમ વળી જો હવા સુકી હોય તો પાણી જલદી સુકાઇ ને યંત્રનો બલ્બ ઠંડો પડી જઇ પારો જલદી ઉતરી પડેછે.

ગરમીના દીવસોમાં આપણાં લોકો માટલાં કે કુજામાં પાણી ઠંડું કરવા માટે ભરી રાખેછે કેમકે તે વાસણ માં ધાતુનાં વાસણ કરતાં પાણી જલદી ઠંડું થઇ જાયછે. તેનું કારણ પણ એજ કે મટોરીનાં વાસણમાં પાણી રાખ્યા થી પાણી ઝરેછે ને બાહેર નીકળેછે તે વેળાએ તેની ઉપર પવન ફુકવાથી તે હવાઇ રૂપ પકડેછે ને તેનો બાફ તે વાસણની ગરમી ચુસી લેતો જાયછે તેથી માહેલાં પાણીની ગરમી તે વાસણમાં જઇને તે પાણી ઠંડું થાયછે.

શીરીનબાઈ રૂસ્તમજી.

---

## માહાત્માનું કામ.

મોટી ઉમ્મરે પોંહતેલા એક પુરૂષે, પોતાની જીંદગી માં પ્રમાણિકપણે ઘણી મોટી દોલત એકઠી કીધી હતી. જ્યારે જાણ્યું કે, પોતાની ગતિ કેવળ ભાંગી ગઇછે, અને આ જગથી પોતાનો અસબાબ ઉઠાવાનો દાહડો ઘણોજ પાસે આવ્યોછે, ત્યારે પોતાની દોલત પોતાની હયાતીમાંજ પોતાના ત્રણ પુત્રને વેંહેચી આપવાનો ઠરાવ કર્યો, અને તેમજ પોતાની સોડે એક કિમતી જવાહેર હતું તે કાઢી લઇ બાકીનું સરખે ભાગે વેંહચી આપયું.

પછી પોતાના બેટાઓને કહયું કે, આજથી એક માસની મુદતમાં તમો ત્રણડેમાં જે કોઇ ખરૂં ઉમદા અને મહાતમાં કામ કરશે તેને આ જવાહેર આપીશ.

થોડાક દિવસ વીત્યા કેડે પેહેલ્લાએ આવી કહયું :—

"બાવા, એક પુરૂષે થોડાજ દિન ઉપર મને નાણાં ની એક મોટી રકમ ધીરી હતી; એ પુરૂષ અજાણ્યોભી હતો અને વળી કસ્સી લખેલી રસીદી નહીં લીધેલી હોવા ને લીવે હું ચાહતે તો એ નાણાં પચાવી લેતે; પણ તેમ નહિ કરતાં, આજે તે પુરૂષે આવી પોતાનાં નાણાંની માંગ ણી કરતાંજ મેં આપી દીધા; અને મને એ ઇમાનધારી માટે થોડું ઘણું આપવા માંગતો હતો તે માંગણી મેં કબૂલ નહિ કીધી." બાપે ઉત્તર આપ્યોઃ—"બેટા તારાં કામમાં તેં ઇનસાફ વાપર્યો."

બીજા દીકરાએ કહ્યું:—"એક દિને રાત્રે ચાંદ રણીમાં એક નાલાની કોર ઉપર સેલ કરતાં આ બાળક

રત્રાંમાં સામેલ રેહવા અને ઇલીઝાબેથનું ખુન કરવાની રણા રાખવાની ગુનેહગાર ઠરાવી.

ઇલીઝાબેથ કોર્ટના આ ઠરાવથી જાણે ઘણી દુઃખી થઇ, કેમકે એવા મોટા વાંકવાલાઓને હમેશાં ગરદન મારવાની સજા કરવામાં આવતી. ઇલીઝાબેથે પોતાની પારલ્યામેંટનું મત પુછ્યું, બધાઓએ મેરીને ગરદન મારવાની વાત હા પાડી. ઇલીઝાબેથ પોતેબી મેરીને ગરદન મારવા ખુશીજ હતી, પણ બાહરથી જુઠી આનાકાની બતાવતી હતી, એવું ઘણા ઇતીહાસ લખનારાઓનું મત છે. ઇલીઝાબેથે ગરદન મારવાના હોકમપર પોતાની સહી કરવામાં ઢીલ કીધી. તેણીએ મેરીને કેહવાડયું કે તેણી ઘણી દલગીર હતી, અને બની શકે તો મેરીનો જીવ બચાવાને ઘણી ખુશી હતી. પણ ઇલીઝાબેથની પારલ્યામેંટની ખુશી એવી હતી તેથી તેણીનું કંઇ ચાલતું નહોતું, માટે મેરીએ પોતાનાં મોત માટે તૈયાર થઇ રેહવું. મેરીએ પાછો જવાબ લખ્યો તે આખો ઉતારી લઇશું.

"મારી ગરદન મારવાનો હોકમ થયોછે તે જાણી હું ઘણી ખુશી છું. કેમકે હું જીંદગીથી કંટાલી ગઇછું, અને જીંદગીનાં દુઃખોમાંથી નીરાંત અથવા શાંતી મેલવવાને, કબરમાં જવા સીવાયે બીજી કોઇ આશા આ દુનીયામાં મારે વાસ્તે રહી નથી, તેથી મને ગરદન મારવાના ઠરાવમાં કંઇ ફેરફાર કરવાની જરૂર નથી. પણ હું મરવા પેહલાં ત્રણ માંગણીઓ તમારી પાસે કરૂંછું. એક માંગણી એ કે મને ગરદન માર્યા પછી મારાં શરીરને ફ્રાન્સ લઇ જવા દેવું, અને ત્યાં મારી માની પાસે મનેબી દાટવી. બીજી માંગણી એ કે, મને ગરદન ખાનગી રીતે નહી પણ જાહેરમાં મારવી, કે દુનીયાનાં લોક જાણે કે હું મારાં

નું હતું. મેરી તેઓને મલવા બાહર આવી. તેઓએ તેણીને ગરદન મારવાના હોકમ વીશે કહી સંભલાવ્યું, પછી તે વારંટ બીજાએ વાંચી સંભલાવ્યું.

મેરીએ ધીરજથી અને શાંતપણે તે પોતાની ફાંસીનો હોકમ સાંભલ્યો, પણ મેરીના નોકરો એક પછી એક આ હોકમ સાંભલીને રડવા પડયા. વારંટ વંચાઇ રહ્યા પછી મેરી બોલી. "હું ઘણી દલગીર છું કે ઇલીઝાબેથે એક રાજવંશી રાણીને ગરદન મારવાનો દાખલો બેસાડયોછે. હું કંઇ મારી જીંદગી વીશે દલગીર નથી, હું તો મરવા ખુશી છું." ત્યારપછી મેરીએ પોતાનું કેથોલીક પંથનું બાઇબલ જે પાસે પડેલું હતું તેની ઉપર હાથ મુકી, ખોદાના સોગંદ ખાઇને કહ્યું કે તેણીએ ઇલીઝાબેથનો જીવ લેવાની કોશેશ કદી કીધી ન હતી, કે કોઇ સાથે એવી બાબદનાં કાવત્રાંમાં તેણી સામેલ ન હતી.

એક કમીશનરે કહ્યું કે તે સોગંદ ખરા ગણાયે નહી, કેમકે કેથોલીક બાઇબલ તેણીના હાથમાં હતું. તે પરથી મેરીએ જવાબ દીધો કે તેણી તેજ પંથમાં ઉછરી હતી, માટે તેજ પંથ પ્રમાણે તેણી સોગંદ લેશે, અને તે ખરા અને સાચ્ચા ગણવા જોઇયે. મેરીએ પુછ્યું કે ગરદન મારવાનો દીવસ કયો ઠેહરેલો હતો. તેઓએ જવાબ દીધો કે "આવતી સહવારે આઠ વાગે." મેરીએ આટલોબધો જલદી વખત નહી ધારેલો હતો, તેણી આ બોલો સાંભલીને ચમકી, અને કહ્યું કે તે ઘણું અચબુચ હતું. પણ એટલું બોલ્યા પછી તેણી તરતજ શાંત થઇ, અને કોઇ કેથોલીક ધર્મગુરૂને તેણીની મુલાકાતે મોકલવાની કમીશનરોને ભલામણ કીધી. પણ કમીશનરોએ તે વાતબી ના પાડી કે એવી રજા આપવામાં આવશે નહી. પણ જો તેણીની ખુશી હોયતો પીટરબરો

# જાહેર ખબરો.

## પ્રાણી વીદ્યા.

વાલ્યુમ ૧ લું.

**ઘણાં મોટાં નાનાં સુંદર ચિત્રો સાથે.**

આ પુસ્તક ઊંચાં કાગજ ઉપર સફાઇદાર છપાઇ સાથે સુંદર ગીલીટના વેલાતી પુઠામાં બાંધિઆમાં આવેલું છે અને તે સઘળા મળી કીમાઇ કોમ્પારટોનાં ૨૫૦ પેજમાં થએલું છે.

**ઉપલું પુસ્તક મુંબઈ દફતર આશકારા છાપાખાનામાંથી મલશે.**

કીમત—આ પુસ્તક પહેલાનાં રૂ૪) તથા દેશાવરનાં પોસટેજ શીકે રૂ૪lll=.

## પકવાન પોથી,

યાને

પારસીઓમાં રંધાતી સઘળી વાનીઓ, પકવાનો, મીઠાઇઓ, અથાનાં વગરે બનાવવાની રીતી.

**સઘળી મલીને ૪૩૫ વાનીઓ છે.**

ઉપલું પુસ્તક મુંબઇ દફતર આશકારા છાપાખાનામાંથી રોકડે નાણે મલશે.

કીમત—સુંદર છપાઇ તથા મજબુત પુઠાંની બાંધણી સાથે દરએક પુસતકનો રૂ૧.

## ફરાન્સ અને જર્મની વચ્ચેની લડાઈની તવારીખ.

**૧૫૪ ચિત્રો સાથે.**

લખનાર—એદલજી જમશેદજી ખોરી.

સને ૧૮૭૦—૭૧ ના સાલમાં જે લડાઇ ચાલી હતી તેનું એક સુંદર પુસતક વેલાતી ખાંમડે હારબાઉંડ ગીલીટમાં નામ સાથે બાંધી તઇઆર છે.

**કીમત પુસ્તક ૧ નાં રૂ૮.**

દેશાવરવાલાઓએ પોસટેજનો રૂ૧ વધુ [illegible]લો.

## સોનાના ફુલની ખોરશેદ.

**હીંદુસ્થાની નાટક.**

કીમત રૂ૧.

દફતર આશકારા છાપાખાનામાંથી મલશે.

## શેકસપીયર નાટક.

અંક ૧ લો.

માં જોડીયા ભાઇ—બ્યાધલે મેહેર કુટાયું,

તથા

કરીવજના કારસ્તાન—કાચા કાનની ખરાબી.

એવા ૨ નાટકો આવેલાછે.

**કીમત રૂ૨).**

## લાર્ડ ચેસ્ટરફીલડની નસીહતો.

ઈંગરેજી ઉપરથી ગુજરાતી કરનાર,

**ખરશેદભાઈ પેશતનજી ડાકટર.**

**કીમત રૂ૧)**—દેશાવરવાલા સાહેબોએ પોસટેજના ૦)= વધારે વાલવા.

દફતર આશકારા છાપાખાનામાંથી મલશે.

## વૈદકનું જ્ઞાન.

એટલે શરીર વીદ્યાને લગતું વરણન, તથા દરદ પેદા થવાના કારણો, અને દરદોની પીછાન તથા એલાજ વીગેરેની સરવ ઊપયોગી સમજણ.

બનાવનાર.

**બરજોરજી બેહેરામજી, એલ. એમ.**

**કીમત રૂ૧૨.**

દેશાવર વાલાઓએ પાસટેજનો રૂ૧ વધુ વાલવો.

## રૂસતમ અને સોહોરાબ.

**નાટક ૫ અંકી.**

વીકટોરીઆ નાટક મંડલીએ પોતાની નાટકશાલામાં ઘણીવાર કરી બતાવેલો ઊપલો નાટક જેમ અસલ ભજાએલોછે તે પરમાણે સફાઇદાર સઘલાં ગાયણો સુધાં હમણા છાપી પરગટ કરેલોછે, અને તેનું ૧૨૪ સફાનું એક પુસ્તક બનીયુંછે. એ પુસ્તક દફતર આશકારા છાપાખાનામાંથી મલશે.

**કીમત રૂ૧.**

દેશાવરવાલાઓએ પોસટેજના ૦)= વધુ વાલવા

## ગુલીવરની મુસાફરી—ભાગ ૧ લો.

એટલે ગુલીવર નામના મુસાફરે લીલીપટ દેશનાં વેહેંતીઆ માંણસોમાં કીધેલી મુસાફરી.

**કીમત રૂ૧).**

## ડાકટર પેશતનજી નવરોજજી, જી. જી. એમ. સી.

તે મરહુમ શેઠ થાજનભાઇ મેરઅલીનાં ધરમના દવાખાનાના ડાકટર.

રેહેવાનું ઠેકાણું તથા દવાખાનું કોટમાં નવે ચાલેંબાને કીયર રોડ, યુરોપ્પન જનરલ હાસ્પીટલની સાંમે ઇરાનીનાં ઘેરની પાસે.

## તાજોલ મોલુક તથા બકાવલીનો કીશો,

**અથવા કાહાણી.**

તાજુલ મોલુક નાંમે આશક અને બકાવલી નાંમે એક પરી તેહેની માશકની કાંહાંનીઓ દાનાઇથી બેઆન કરેલીછે.

**કીમત રૂ૨).**

દફતર આશકારા છાપાખાનામાંથી મલશે.

## નુરે એલમનો.

**માસ આગસ્ટનો અંક બાહેર પ[illegible]**

એ મધે નીચે જણાવેલી બાબતો આવે[illegible]

૧—છકીના લેખ અથવા ગરીબની બેટી (મા બાપ વીનાની એક છોકરીની)
- પ્ર૦ ૪૨ મું, કાવશાહનું મરણ.
- પ્ર૦ ૪૩ મું, નવા નવા પ્યાર અને નવા લાડ.
- પ્ર૦ ૪૪ મું, સુપના સપના.
- પ્ર૦ ૪૫ મું, માણસ ધારેછે શું ને બનેછે શું.

૨—બર્ફ જેવી થંડક આપનારી એક બનાવટની શોધઃ—બર્ફ-તેનો ઉદ્યોગ ઉપયોગ—(ચીત્ર સાથે.)

૩—કરોડો માઇલ દુરના એક ચંદ્રની [illegible]

૪—શત્રુજીતઃ—પુરાણા આર્યોનો એક બળવાન જોદ્ધો—(વીદ્યાની એક વાત)

૫—આદેલ નોશેરવાન—૮ :—
- દુરઅંદેશી વીના થતી ખરાબી.
- દુશ્મનો ઉપર પણ દયા.

૬—વાંદરાઓની બોલીઃ—શું માણસ બોલીમાં વાત કરી શકે?

૭—ખરો હીરો કેમ પારખવો?

૮—શુદ્ધ ગુજરાતીનાં સુદ્ગમો.

૯—કુદરતનો એક અજાયબજેવો મુલક જ્યાબંધ પાણી છતાં ઉજ્જડ પડેલ દેશની કહાણી—(ચીત્ર સાથે.)

૧૦—વીદ્યાનાં પરસ્તાનમાં એક જીઆફ[illegible]

૧૧—માસીકઃ વીદ્યા હુનરઃ—
- વરસાદ વરસાવવાની નવી કળા—[illegible]ની આસપાસની વાતાવરણ મ[illegible] અજવાળું—તુફાની પવનની ક[illegible] કાળાં કાગજ ઉપર સુફેદ અ[illegible] છાપાકળા.

૧૨—સેતરંજની બાજી ૨૪૬ મી.

**કીમત વરસના રૂ૩) પોસ્ટેજ સાથે રૂ[illegible]**

દફતર આશકારા છાપાખાનામાંથી મલ[illegible]

## પાક ખોરદેહ અવસતા.

**મોટા કારા ટાઈપમાં.**

ગજવામાં રેહી શકે હેવી નાધલી તખતી વેલાતી પુઠાથી બાંધેલી.

**કીમત રૂ૧—૧ll—૩.**

## પુઠાં તૈયાર છે.

ગયે સાલના નુરેએલમના વેલાતી પુ[illegible]

**બંધાઈ સાથે રૂ૧.**

વાલમો બરાબર ગોઠવી ઉપર ઘણી[illegible]મ લખી દફતર આશકારા પરેસમાં મોક[illegible]દેવાં જ્યાં તેની પોંહોંચ આપવામાં આ[illegible]આલી પુઠાંનો રૂ૧).

આગસ્ટ ૧૮૯૧.

પુસ્તક ૩૫ મું. | આંક ૮ મો.

# સ્ત્રીબોધ

દર માસે છપાએછે. | કીમત વરસનાં રૂ૩.

કહે નપોલ્યન દેશને કરવા આબાદાન;
સરસ રીત છે એજ કે, દો માતાને જ્ઞાન.



સાંકળીયું.


નિયો બરબરિયો, અથવા કાળો હાઉસ—
બાહારથીજ કાળો, માહેથી મીઠો આવો. ૧૫૫
લેડી ડફરિનનો મુંબઇનો અનુભવ.... ૧૬૯
એક કવિનું ઇનામ ............ ૧૭૦
ઊકળતાં પાણી ઊપર હવાનું દબાણ .. ૧૭૧
કમનસીબ રાણી મેરીની કાહણી .... ૧૭૨
દુનિયામાં રેહવું, પણ દુનિયાનાજ થઇને
નહી રેહવું .............. ૧૭૩
દોરંગી દુનિયાંનાં દર્શનો—દર્શન ૧૪ મું—
ઘેરની આગ.............. ૧૭૫
પરચુરણ બાબતો .... ........ ૧૭૬
શેઠ પેસ્તનજી હોરમજજી કામા, સી.
આઇ. ઇ.—(ગરબી) ........ ૧૭૬


મુંબઇ દફતર આશકારા છાપાખાનામાં છાપાયું છે.

મી૦ કેખુશરો નવરોજજી કાબરાજીની રચેલી મોટી સંસારી વારતા

# "ગુલી ગરીબ" નો

## ભાગ ૪ થો—સફે ૩૦૪ થી ૪૧૨ સુધી.

એ ભાગ નીચલી અસરકારક બાબતો સુધી આવયોછે:—

અદુભાઈનું ભેદ ભરેલું ખુન—તે ખુનનો ભીખુભાઈ ઊપર ભય ભરેલો શક—
તે શકના મજબુત પુરાવા—એક ઝભાએ શું શું ઊઘાડું પાડયું?—
રતની સાથ ગુજારેલી રજની—લોહીથી ખરડાયલા હાથ—
શક મજબુત પણ ખોટા—વીકાભાઈની મોટી ચોરીનો ભેદ—
તે ચોરી ઊપર ઢાંકપીછોડો—
ગુલી ગરીબ હવે છેક ગરીબ નથી—હવે તે ભુખે મરતી નથી—
તેનાં બચ્ચાં રખડતાં નથી, હાયવેહલા કરતાં નથી—
પીરોજાની માદગી અને મરણ—તેમાંથી કેટલું શીખવાનું છે?—
ગુલી ગરીબનાં ફરજંદોની ઘેરસંસારી કેળવણી—ઈતયાદી, ઈતયાદી.

---

## ભાગ ૫ મો—સફે ૪૧૩ થી ૫૧૪.

એ ભાગ નીચલી અસરકારક બાબતો સુધી આવ્યોછે.

ભીખુભાઈ ઊપર ખુનનો વાંક—
તે વાંકને માટે તેની સેશનસમાં તપાસ—તેની સામે મજબુત પુરાવા અને શાક્ષીઓ
કપાયલા હાથ—લોહીના ડાઘ—ઝભાની સાહદત—
ભીખુભાઈના બાપ શેઠબાવાની દુખદાયક શાક્ષી—
ફાંસી જવાની વકી—ફાંસીનું લાકડું—
મી૦ હયુસન બારીસ્ટરનું અસરકારક ભાષણ—
બંધવાનો અજાયબ જેવો એકરાર—
રતનીની શાક્ષી—"આલીબી"—બંધવો નાટ ગીલટી—
શેઠબાવાને બુઢાપામાં જખમ—બુઢા ફકીરાને લકવો—
લોકોમાં ચાલતો ભારી ગભરાટ—
રતનીની નીંદા—રૂસતમ એક ફરેસ્તો—
લુસીની સાથે ભીખુભાઈનું કરાંચી નાહસવું—
ગુલી અને તેના દીકરાઓની ચહડતી આબાદી.

**કીમત, દરએક ભાગનો રૂ૦॥.**

હવે બીજો એકજ ભાગ બાકી છે.

**નીચલે ઠેકાણેથી મલશે—**

કોટમાં દફતર આશકારા પ્રેસ.
" મી૦ જાં. બે. કરાણીનો બુક ડેપો.
" મેસર્સ ફ. બે. મર્ઝબાનની કુંપની.
" મી૦ પીરોજશાહ દીનશાહજીનો બુક ડેપો.

ધોબીતલાવ, મી૦ કરાણીનો બુક ડેપો.
કાલબાદેવી, મેસર્સ એન. એન્ડ કુંપની.
" ઈશ્વરદાસ લાઈબ્રેરી.
ગીરગામ, મેસર્સ નાગવેકરની કુંપની.

# સ્ત્રીબોધ.

પુસ્તક ૩૫ મું. | આગસ્ટ ૧૮૯૧. | અંક ૮ મો.


## ભીખો ભરભરિયો.

અથવા

### કાળો હાઉસ—બાહારથીજ કાળો, માહેથી મીઠો મારો.

એક વાર્તા.

### પ્રકરણ ૮૧ મું.

### એક મિજલશનો અનુભવ.

ખાનબાહાદુર માણકશાહ મેહેરમુસાના જેવા મોટા માણસના મુવા પાછળ તેવણના "નામ પ્રમાણે" ધામધૂમ તો થવીજ જોઇયે. બિચારા કયાંના રેહવાસીને કયાં આવી ને મુવા. સુરત તેવણનું વતન હતું. ત્યાં જો તેવણ મુવા હતે તો તેવણની મીટી તેવણની વતનની મીટી સાથ મળી હતે. તેવણની મુંબઇને દોખમે ચહડવાની સૂજત તેથી ગોયા તેવણનું મોત તેવણને મુંબઇ લાવ્યું. પણ તેવણની મુંબઇમાં આવજાવ ઘણી હતી, જેનો વખતે વખતનો સરવાળો કાહાડીયે તો વર્ષમાં છ મહીના તેવણના મુંબઇ માં જતા હતા. તેવણને મુંબઇમાં ઓળખાણ પિછાણ ઘણી હતી. એ સઘળાં તેવણની મરણ ક્રિયા ધામધૂમથી કરવાનાં કારણો હતાં.

તેવણના ચોપાટીના બંગળામાં પાયદસ્તની મિજલશ મોટી મળી હતી, પાથરણું મોટું મંડાયું હતું, ઉઠમણામાં તેથી પણ વધારે ભભકો થયો હતો. તેવણ પાસે પૈસા હતા—બરાબર બોલીયે તો પૈસાનો લોકોમાં ભરમ હતો—તે જાણેકે આવે વખતે ખર્ચી ખાવાનેજ ખોદાએ આપ્યા હતા. તેવણને ઘેર વિવાહ વાજનના ખુશ પ્રસંગો ઉપર ખર્ચવાના તેમજ મોત સરખા ગમીના પ્રસંગ ઉપર પણ ખર્ચવાનાજ તે પૈસા હતા. તેવણનો દીકરો—ભીખાનો "કાકાનો જમસુ"—તેવણની ગાદીનો વારસ, તેવણની દોલતનો માલેક અને તેવણનાં નામનો ઉઠાવનાર થયો, તો બાપના મુવા પાછળ ખર્ચની વાણ કરતો નથી એમ તે દુનિયાંને દેખાડવા નિકળ્યો હતો અને તે આછા ભપકાથી દેખાડવાને શરમ્યો હતો.

મરનારનો ભત્રીજો "ભીખો ભરભરિયો" થાણેથી મસ્કત ગયો અને મસ્કતથી પાછો આવ્યો તે અંતરમાં પણે વર્ષે આ પેહલીજવાર એક રવાનની મિજલશમાં બિરાજ્યો હતો. આગળ થાણામાં કોઇ મરી જતું ત્યારે ત્યાં રવાન કાહાડતી વખતે નાની વસ્તી પ્રમાણે ટુંકમાં સઘળું આટોપી લેવાતું હતું. અંહી મુંબઇનાં એક મરણની મિજલશમાં આપણા ભીખાની એ પેહલીજ હાજરી હતી, તેમાં તેને ઘણું નવાઇજેવું અને અજાયબ જેવું લાગ્યું હતું. પારસીઓનાં વડાં પાયતખ્ત મુંબઇમાં મોટી વસ્તી, સંસારી મોટાઇ અને પૈસાના ખેલથી ભીખાએ એવી ચેલ મેલ જોઇ કે જેનો તેને આગળ કદી અનુભવ મળેલો નહી હતો. અને તે શો અનુભવ હતો તે ભીખો પછી પોતાની ભડભડ ભાષામાં બોલતો રહ્યો હતો.

પેહલાંતો તે જોતો હતો કે આ મરણની ધામધૂમ લગનની ધામધૂમ સાથ અજાણ્યાઓ ભેળી નાખે તેવી હતી. પારસીઓમાં લગ્ન તેમજ મરણ વેળાનો બાહારનો દેખાવ એટલો તો એકમળતો આવેછે કે અજાણ્યા પરજાતવાળાઓ તે ભેળી નાખવાની ભૂલ કરે તેમાં નવાઇ નથી. લગ્ન તેમજ મરણ વેળા બાહાર, બારણે બાજટ મંડાયછે અને લોકો શુદ્ધ સફેદ પોશાકમાં બાજટ ખુરશીઓ ઉપર આવીને બિરાજેછે. અંધ્યારૂઓ "આવો સાહેબ," "આવો સાહેબ" કરવા ઉભા રેહછે તેબી લગન તેમજ મરણમાં એક સરખું છે. બડેખાંઓને, ચલેંજઓ બડેજઓ ને બીજાઓ કરતાં વધારે માન આપી પેહલી હારમાં બોલાવેછે—"એટલા ઉપર આવો સાહેબ" કરી બેસાડેછે તે પણ લગન મરણમાં એકસરખુંજ છે. માત્ર વિવાહ વેળા વાજાં ઢોલ વાગેછે, જે મરણમાં હોતું નથી, પણ કેટલાંક લગ્નના સાજનમાં પણ વાજાં ઢોલ વાગતાં નથી. લગન પ્રસંગ ઉપર રોશની હોય છે, પણ તે તો રાતે થાયછે.

શેઠ માણકશાહ મેહેરમુસાના જોકે રાતે ગુજર્યા તોપણ તેવણની પાયદસ્ત છેક બીજે દિને સાંજે કાં કાહાડી તે આપણો ભીખો પેહલાં સમજ્યો નહી હતો, પણ પછી તેને સમજ પડી કે એ તો ફક્ત મિજલશ મોટી કરવાના ભભકાને માટેજ હતું. સાંજ સુધીમાં ખુરનાં લોકોને ખબર પડે, સાંજે નવરા તથા પરવારતા આલસુઓને મિજલસમાં આવવાને બની આવે, માટે સાંજનો વખત અનુકુલ થઇ પડયો હતો. જે મોબેદો ખરેખરા

દસ્તુરનો દરજ્જો ધરાવતા નથી પણ જે જેને ગમે તેને "દસ્તુર" થોકી બેસાડેછે તેવા દરએક "દસ્તુર" ને આ મિજલસનાં નોત્રાં ગયાં હતાં અને જે દસ્તુરો એકક તરફ (ભીખા ભરભરિયાની ભાષામાં) "પેટમાં તો છુરી" લઇને ફરેછે તેઓ બાહારથી હસ્તે મોહડે મીઠી મીઠી વાતો કરતા મિજલશમાં બિરાજ્યા હતા.

મિજલશમાં માન આપવાનો પારસીઓનો વિવેક "મોહડા જોઇને ચાન્લા કરવા" ના કાનુન ઉપર રચેલો ભીખાને જણાયો. કેટલાકોને મિજલશ ઉભી થઇને સલામ કરેછે; બીજાઓને બેઠા બેઠા વાંકા વળીને સલામ કરેછે, ત્રીજા એક વર્ગને લાંબી સલામો થાયછે, પણ ચોથા વર્ગ વાળાઓને ટુકી સલામથી હાલ હવાલ આવકાર મળેછે—પણ માન આપવાનો એ સઘળો અંતર, ભીખાએ જોયું તેમ, માણસની ખરી લાયકાત પ્રમાણે નહી પણ મોહડાં પ્રમાણે, પૈસા પ્રમાણે, ભભકા પ્રમાણે, પોશાક પ્રમાણે, ગાડી ઘોડા પ્રમાણે સમજવામાં આવેછે. ભીખાએ જોયું કે વાંકા વળીને સલામ કરવાના વર્ગમાં બધાજ કાંઇ તે માનને લાયકના નહી હતા, તેમજ જેમને તુચ્છકાર ભરેલી એક "સલામની ટપલી" ઝાડવામાં આવતી હતી તે બધાજ કાંઇ એવા તુચ્છકારનેબી લાયકના નહી હતા.

જેમ કે ભીખાના ભાઇ પેસીને પાયદસ્તની તેમજ ઉઠમણાની આ મિજલશોમાં ઘણુંક માન મળ્યું હતું. તેનો વડો ભાઇ તો આપણો ભીખો હતો, પણ તેનો જ્યારે કોઇ ભાવ પછતું નહી હતું ત્યારે તેના નાના ભાઇ "મી૦ પેસતનશાહ મેહરમુસાના બી. એ. ઇત્યાદી ઇત્યાદી" ને માન સાથ "ઓટલા ઉપર આવો સાહેબ" થયું હતું અને તે ઓટલા ઉપર બડેખાંઓની સંફમાં બિરાજ્યો હતો. ભીખાને કાંઇ પોતાના ભાઇને આમ માન મળવા સારૂં બળાપો થયો નહી હતો. ભીખો કાંઇ માનનો ભુખ્યો નહી હતો, માટે આ વાતનો તેણે વિચારબી કીધો નહી હતો—જે માન જે માગે તેને ભલે મળે—પણ આ તફાવત એક જંગલીનેબી જણાયા વગર રેહ નહી એવો હતો.

પેસી મોટા લોકમાં ખપતો હતો. તેનું ભભકાદાર રેઠાણ હતું, તેના ભભકાદાર દોસ્તો હતા, તે ભભકાદાર કપડાં પેહરતો હતો અને ભભકાદાર ગાડી ઘોડે ફરતો હતો. તેની આંગળીએ હીરાની વીંટી ચલચલ થતી હતી, તેની પાઘડીનો મોહરો ચકલતો હતો, તેનાં બુટનાં રોગાણમાં ચલકાટ હતો. તેને "બાલેબાલ કરજ" હતું તેમાં શું! કરજ કરવું એબી મોટા લોકોની એક ફાશિન છે, માટે એતો ભભકાદાર લોકોમાં ખામીને બદલે એક ખુબી લેખે પ્રસાર થતું હતું.

પેસી જીવતાં જીવત તો મરનાર માકા કાકાને ગાળ દેતો હતો તેનું શું થયું! તેવણના ગુજરયાની રાત્રે ભીખો જ્યારે મરનારના દીકરાને મારતી ગાડીએ નાટકશાળામાં તેડવા અને તેના બાપ "ગુજર્યાછે, ગુજરેછે અથવા ગુજરશે" એમ તેવણના ગુજરવાની ખબર કરવા ગયો ત્યારે પેસીએ કાકાના મરવાની ખબર સાંભળ્યા છતાં જરા દરકારબી કીધી નહી તેમાં શું! તેથી કાંઇ તેનું માન ઓછું થયું નહી. તે કાકાના મુવા પછી મિજલશોમાં આવ્યો તે કાંઇ મરનારને ઓહવાનાં દુઃખ સારૂં નહી પણ પોતાનાં માન સારૂં આવ્યો હતો, અને તે માન તેને ઘણુંબી મળ્યું હતું.

ઉઠમણાની મિજલસમાં પણ તેમજ બન્યું હતું. પણ વળી એ મિજલશનાં માનમાં ભાગ લેવા એક બીજો જણ ઉમેરાયો હતો—તે થાણાવાળો ડાકટર મંચી હતો, કે જે મેહરમુસાનાં ખાનદાનવાળો હતો, પણ મરનારનો દૂરનો સગો હતો, અને તોબી મેહરમુસાની માણકબાઇ—આપણા ભીખાની મા—જેણે પોતે પોતાના આ ડેરનાં મરણ વેળા આવવું જોઇયે તેણે પોતે આવી નહી શકયાથી પોતાની તરફથી પોતાના આ સગા ડાકટર મંચીને થાણેથી માકા કાકાનાં ઉઠમણમાં ભાગ લેવા મોકલ્યો હતો. ભીખો જોતો હતો કે મંચીને પણ આ મિજલશમાં સારૂં માન મળ્યું હતું; અને તે પેસી કરતાં તો ખચીત ઘણે દરજ્જે વધારે માનને લાયકજ હતો.

મરનારનાં સગાંવ્હાલાંઓમાં એકલા બિચારા ભીખા ભરભરિયાનોજ ભાવ પુછાયો નહી હતો. તે મસ્કતમાં રખડી રઝલીને મુંબઇમાં માર્ગે લાગેલો—એક વખતે ભાડુતી ગાડી હાંકવા યા ટ્રામવેના કનડકટરનો ધંધો કરવાનેબી તૈયાર થયલો—માત્ર પચાસ રૂપરડીના પગાર ઉપર કામન કલાર્કની નોકરી ભોગવનારો અને રાત્રે ભાતે કામ કરનારો તે કાંઇ ખાનબાહદુર માણકશાહનાં મરણની મિજલશમાં માન ભરેલી જગ્યા લેવાને લાયકનો ગણાય નહી. પોતાને જે ઓટલાની બાહારના "કામન" લોકોમાં જગ્યા મળી તે ઉપર તેણે સબુરી પકડી હતી. તેણે અવશ્ય એકજ જણને ઉઠીને સલામ કીધી હતી અને તે તેના શેઠ જાંહગીરશાહ જંગબારવાળા આવ્યા—ત્યારે તેવણને કીધી. તેવણ સાથ મરનાર ખાનબાહદુરને ઘણું સારૂં હતું અને તેવણ ઓટલે ઉઠમણે બેહુ વેળા આવ્યા હતા.

ઉઠમણાને દાહડે જાંહગીરશાહ શેઠે પોતેજ ભીખાનો ભત્રીજાપણાનો હક પિછાણી તેને બપોર પછી આફીસથી ગેરહાજર રેહવાની છુટી આપી હતી. અને ભીખાએ તે દાહડો ખરેખર છુટીમાંજ ગુજાર્યો હતો. તેણે પીરોજાને પરણવાની પાક ઉમેદમાં "ખભાં ઉપર કામનો ભાર ઉઠાવી લેવા" તથા વધતું "કાપી" કરીને ભાતું કમાવાનો ઠરાવ કરેલો તેબી તે ભૂલી ગયો. છુટી તે છુટીજ. જે દાહડે આફીસમાં કામ નહી કીધું તે દાહડે ઘેરમાં તે કેમ કરે? ઉઠમણે તે વેહલો ગયો અને સર્વથી મોડો ઉઠી આવ્યો.

ઉઠમણા અને પાયદસ્તમાં વેંહચાણ મોટું થયું. પાયદસ્તે તો ગામના મોબેદને બોલાવ્યા અને તેમને મોટી પાયામુજી મળી. ઉઠમણામાં પાનસો મોબેદોની ભભકપુર મિજલશ પતેત, આફરીન વગેરે ભણાવા બેઠી, અને દરએકને સદરા સાથે રૂપાંદાનની આશોદાદ વેંહચવામાં આવી. ઉઠમણામાં રૂ૫૦૦૦ ના ધર્મની તનદરોસ્તી ભણાઇ—પણ શામાં ધર્મ કીધોછે તે જણાવવાનું રેહવા દીધું; અને ભીખા ભરભરિયાને શક ગયો કે હમણા હમણા બનેછે તેમ આ રકમ માત્ર જાહેર થઇનેજ રેહવાની. પાછલથી આપેછે કોણ ને લેય છે કોણ? "આપતા મરે ને લેતાબી મરે"!

---

## પ્રકરણ ૮૨ મું.

## વડું કોણ?

ઉઠમણામાં આપણા ભીખાએ મંચીને ઘણે વર્ષે દીઠો. ભીખો પેહલાં પોતાની મા સાથ થાણે રેહતો હતો ત્યારથીજ તેને મંચી ગમતો નહી હતો. મંચી દારાશાનાના હોમીની બેહન દીની સાથ પરણેલોછે, પણ પેહલાં તેનો વાંકમાં વાંક એટલોજ થયો હતો કે દીનીને પોતે પ્યાર સાથ અદરાયા પછી તેણી અને મંચી વચે ખતરો પંડયો હતો અને તેઓનું કારજ લગભગ ટુટી ગયું હતું. એ વાત ભીખાને ભાવી નહી. એક જુવાન અબળાને પરણવાને કબૂલ થયા પછી દગો દેવો એ ભીખાને મનથી એક ધિક્કારવાજોગ અપરાધ હતો અને ભીખાને મનથીજ મંચી તે અપરાધનો તકસીરવાર હતો.

પણ તેમાં ડાકટર મંચીનો વાંક નહી હતો. દીનીએ પોતેજ મંચીને પરણવાને ના પાડી હતી, માટે એ જુવાન તબીબ ઘણી નાખુશી અને નાચારીથી દીનીથી તેટલો વખત દૂર પડયો હતો. દીનીએ વળી મંચીનો હાથ ના પાડવાનું કારણ નવાઇ જેવું હતું. દીનીના ભાઇ સોલી—ભીખાના "શાહજાદા સોલી" ઉપર તેના શેઠ રાવસાહેબ રામચંદ્ર વકીલની આફીસમાંથી નોટની ચોરી કરવાનો ચાર્જ મુકાયો હતો, અને તે વાંકનાં દુઃખમાં દીની પોતાને એક ચોરની બેહન સમજીને ડાકટર મંચીને પરણવા ના પાડતી હતી. મંચી જેવા એક ભલા માણસ ઉપર ફકત કબૂલાત આપ્યાનાં બંધાણને લીધે એક "ચોરની બેહન" ને પરણવાની ફરજ પાડવી અને તેથી બિચારા મંચીને બદનામી અને ફજીયતીનો ડાઘ લાગવા દેવો એ દીનીને તેના ઉપરના પ્યારની ખાતર ગમ્યું નહી અને તે પવિત્ર પ્યારની ખાતર તેણીએ મંચીને તેના કોલમાંથી છુટો કીધો.

ચોરીનો ચાર્જ દીનીના ભાઇ ઉપર હતો, દીની ઉપર નહી હતો, અને ભાઇના વાંકને માટે કાંઇ બેહન જવાબદાર નહી હતી, માટે મંચી એક બેહનના ભાઇ ઉપર બદનામી ઉતરવા છતાં દીની સાથ પરણવાને બંધાયલો હતો અને ખુશી હતો. તે છતાં તે કારજ ટુટી જવા સરખું થયું તેમાં મંચીનો વાંક નહી હતો. પણ ભીખો ભરભરિયો કાંઇ તેમ સમજે વારૂં? દીની મંચીને પરણવાને ના પાડે તોપણ ભીખાની નજરમાં તો તેને ફરજીયાત પરણવાની મંચીની ફરજ હતી, અને મંચી તેને પરણી નહી શકયો માટે ભીખાની નજરમાં વાંક બધો મંચીનોજ હતો.

પછવાડેથી સોલી ઉપરનો ચોરીનો શક ખોટો પડયો અને એક "ચોરની બેહન" ના બટામાંથી દીની મોકલી થઇ એટલે તેણીએ પછી મંચીનો હાથ માફ માગીને કબૂલ રાખ્યો. તેથી મંચી વિષે ભીખાનો ગુસો વખત જતાં ઘણો ઘટયો ખરો, પણ ભીખો મંચીની આગળની ચાલ ભૂલી ગયો નહી હતો, અને પછી તેની સાથે પાછો વેહવાર ચાલુ કરવાની તેને જોગવાઇ મળી નહી હતી, એટલે ભીખો ભરભરિયો અને ડાકટર મંચી ઉંચીને ઉંચીજ નજરે રહ્યા હતા.

આજે તેમને પાછા મળવાની તક હતી. ઉઠમણામાં ભીખો મંચીને મળવા માટે ખાસ થોભ્યો પણ ત્રણ ચાર સલામમાં શેઠિયાઓ ઉઠયા તેમની પેહલીજ ભીડની સાથે તે પેસીનીજ ભભકદાર ગાડીમાં સવાર થઇને ચાલી ગયો. મંચી એટલા ઉપર મોટા લોકો વચે ભેલાવાને લીધે ભીખા ઉપર તેની નજર ગઇ નહી, પણ ભીખો ઉઠમણામાંથી ઉઠયો તેવો ભાડુતી ગાડી કરીને કોટમાં હોમીને ઘર આવ્યો. મંચી હોમીનો બંનેવી હતો, અને મંચી જ્યારે થાણાવેરથી આવ્યો છે ત્યારે પોતાના સાલાને મળ્યા વગર જાય એમ નહી હતું.

હોમીને ઘેર ભીખો મંચીની અગાઉ જઇ પોંહચ્યો. મંચીને પેસીની સાથે એક ફાંકડી ગાડીમાં ફરીને હોમીને ઘેર આવતાં આવકાર દેવા માટે ભીખો હાજર થઇ શકયો.

હોમીનાં ઘેરમાં આજે પીરોજાને પણ મળવાનો ભીખા ભરભરિયાને આનંદ થયો હતો. તેનો બંનેવી મંચી આજે થાણેથી આવનાર હોવાથી પીરોજાની શેઠાણી, નાજામાયે તેને પોતાના ભાઇને ઘેર જવાંની રજા આપી હતી. પોતાની પ્રિય પીરોજાને મળ્યાથી ભીખાને આજની અનેક નાસિપાસીઓનો ગોયા બદલો વળી ગયો. થોડીવારમાં હોમી પણ આફીસમાંથી આવ્યો અને દીવા કરતી વખતે હોમી અને તેની બાયડીનાં એકાંત કુટુંબ મંડળમાં પેસી અને ભીખા ઉપરાંત મંચી સાથે એક નાની જેવી મિજલશ મળી.

મંચી આવતાંની વાર ભીખાને ઘણે વર્ષે અચબુચ મળવા માટે ઘણાં હેતથી ભેટયો. ભીખાએ મંચી ઉપરનો પોતાનો અભાવ બતાવ્યા કરતાં આ વખતે વધારે સલુકાઇ વાપરી. પીરોજાએ ભીખાનો અભાવ જાણીને આગમચથી કદાચ તેને ભણાવી રાખ્યો હોય—પણ બીજા હાથ ઉપર ભીખાનો સઘળો અભાવ માત્ર મોહડાંનો હતો. ભીખાએ તેને દિલાજાનીથી કોટી કીધી—તે કહ્યા વિના નહી રહ્યો કે મંચી જેવો ને તેવો સુખી અને સુંદર હતો—ઉંચો, સીધો, કદાવર—રૂપાળો, ખુશ ચેહરાનો અને હસમુખો—દિલસોજ, દયાલુ અને દાદખા.

પણ બીજા હાથ ઉપર મંચી ભીખા તરફ એટલો મીઠો અને માયાલુ નહી દીસ્યો. આવતાં આવતાં ભીખા સામે તેના ભાઇ પેસીએ મંચીને ઘણા "પથરા આપ્યા" હતા. તે મસ્કતમાં કેમ રખડયો અને મસ્કતથી આવ્યા પછી તેણે કેમ જીંદગી ગુજારી તે વિષે પેસીએ મંચી આગળ એટલું તો ટકા ચહડાવીને કહ્યું હતું કે એ મસિયાઇ ભાઇ ભીખાને એક ચીકડિયા રખડેલ અને લુછા લોફરના ઢંગમાં જોવાની વકી રાખતો હતો. મંચીને પેહલાજ દેખાવે ભીખો એક આબરૂદાર ગૃહસ્થ દેખાયો—તે આગળ થાણામાં હતો તે કરતાં ખચીત સુધરેલો દેખાયો—પણ તોબી પેસીએ પથરા આપ્યાથી મંચી ભીખા તરફ થંડોજ રહ્યો. મંચીને મનથી ભીખો હાથથી ગયલો હતો અને તેના સુધરવાની આશા નહી હતી. ભીખા કરતાં પેસી મંચીને મનથી ઘણો આબરૂદાર હતો.

"વારૂં મારી દોસ્ત દીની કેમ છે, દીની?" ભીખો મંચીની પાસે બેસીને છુટથી પુછવા પડયો.

"દીની સારી પેઠે છે" મંચીએ થંડો જવાબ આપ્યો "તુંને ઘણી ઘણી દુવા કેહેવડાવીછ."

"પણ મંચી, મેં છેક મસ્કતવેરથી દીનીને શું લખ્યુંતું તે જાણોછ કે?"

"નહી. શું લખ્યુંતું?"

"મેં દીનીને સાફ લખ્યુંતું કે તમોને પરણે નહી." ભીખાએ મંચીને ખુબ હસાવનારો જવાબ દીધો.

"તોબી દીનીએ તારી સલાહ નહી માની, ભીખાજી. તેતો મને પરણી, ઘેરીતી બારીતી થઇ ને બચરવાલ થઇ." મંચીએ લગાર તાણો મારયો.

"તે સુખી થઇ એટલે હુંબી સુખી છું. તે તમોને પરણવાથી સુખી તો થવાનીજ હતી—તેમાં તો કાંઇ શકજ નહી હતો."

"અને તોપણ તું તેને તે સુખની વિરૂધ સલાહ આપતો હતો."

"નહી તેતો ફકત તમોને શિક્ષા કરવા, દીની સરખી એક સુંદર પુતલી સાથની તમારી આગળી ચાલતું વેર લેવા મેં તેને લખ્યું હતું."

મંચી આ સઘળો વખત ભીખા ભરભરિયાનો સલુકવાન લેબાશ, આબરૂદાર દેખાવ, અકલવાન વાતચીત એ સઘળું ટીકી ટીકીને જોતાં મનમાં અચરત થયા કરતો હતો કે પેસીએ તેની આગળ ભીખાને એ ભલા ગુણોથી ઉલટોજ શા માટે ચિતાર્યો હશે.

"પણ મંચી, મંચી, જુવો જુવો, પેલી પોટીને જુવો" ભીખો અચબુચ આવાજ નાખી દઇને ઘણાજ હરખ ભર્યા ઉત્સાહથી હલુસે મંચીના કાનપર પડી બોલ્યો. "જુવો, પેલી પીરોજાને. એબી એક પુતલીજ છે હો! એ તમારી દીનીને કેવી મળતી આવેછ! નરી જાણે કે બીજી દીનીજ."

મંચીએ પીરોજા તરફ ફરીથી જોયું અને ભીખાને મળતાં મતનું ડોકું હલાવ્યું, ત્યારે તેને વળી ભીખાની આ અજાયબ ઉલટ વિષે નવી નવાઇ ઉપજી.

પેસીએ અંહી આવતાંની વાર ભીખાને કોહું આપ્યું નહી. ભીખો ફકત મંચીને મળવાના જોસમાંજ પેસીને પ્યારથી ભેટવાને ભૂલી ગયો. પણ પેસીતો પોતાના ભાઇને મળવાના ખામખા અખાડાજ કરી ગયો અને જાણે કાંઇ જાણતો નહી હોય તેમ હોમી અને તેની બાપડી સાથ વાતે વલગી ગયો.

"શું મોટી મિજલશ! કાકાનાં નામ પ્રમાણે એવણને માન મળ્યું! આઠ તો દસ્તુરો હતા અને એકે એક શેઠિયો હાજર હતો."

"મિજલશ મોટી હતી ખરી, પણ મિજલશમાં અકલ સારી નહી હતી," ભીખો બોલી ઉઠયો. "પેસી, લોકોએ તુને ઓટલાપર આવો સાહેબ કીધું ત્યારે મારો કોઇએ ભાવબી નહી પુછયો—તો જોકે હું તારા કરતાં ઉમરે વડો છું."

"વડો! હડી કે ત્રણ વર્ષ તું વડો છે!" પેસીએ તોર અને તુમાખમાંજ ફારસી કેહવત કહીને પોતાની બડાઇ બતાવી. "ઇપણ બુજર્ગી બા અકલ બસ્ત ન બ સાલ."

"ફારસીમાં એ મને ગાળ શું દીધી?" ભીખો હસ્યો. "ગુજરાતીમાં બોલની કે હુંબી સમજું."

"આવા માન મર્તબાની વખતે લોકો ઉમર તરફ નથી જોતાં પણ માણસની પદવી અને મોભા તરફ જોઇને માન આપેછ." પેસીએ મોટા ફીલસુફનાં ડોલથી શિખામણ દીધી.

"અલબત, અલબત, એ તો દુનિયાંનો ધારોજ છે." ભીખા ભરભરિયાએ આ શિખામણ માન્ય રાખી. "હું ઉમરે વડો પણ તમે અકલે મોટા, પૈસે ટકે મોટા, 'બી. એ. ઇત્યાદી, ઇત્યાદી પદવી'એ મોટા છો, મોટા લોકમાં ફરોછ, મોટાં ઘેરમાં રહોછ. હું મસ્કતમાં રખડી રઝલીને બાકીના દાહડા રખડવા રઝલવા મુંબઇ આવ્યો, તો મારી શી બિસાદ?"

---

## પ્રકરણ ૮૩ મું.

## ભજીયાં ચટણીનો એકને સ્વાદ અને બીજાને વાસ.

ડાકટર મંચી સાંજનીજ ગાડીમાં પાછો થાણે જનાર હતો, પણ હોમીની ગુલાંએ બોહુસ કરી તેને જમાડીને મોકલવા સારૂં રાતના ૧૦ વાગતેની ટ્રેન સુધી બેસાડયો. મંચીની ખાતર હોમી અને ગુલાં રાત્રે વેહલાં જમ્યાં. અને આજે પોતાનો નણંદવઇ પરોણો આવેલો હતો તેનાં માનમાં ગુલાંની અરજ ઉપરથી પેસી, ભીખો અને પીરોજા પણ અંહીજ જમ્યાં. ટેબલને એક છેડે હોમી પોતાનાં હંમેસનાં હસ મુખાપણાં અને દુલ્લાપણાંમાં દીપતો બીરાજયો, બીજે છેડે ગુલાં પોતાના ધણીના સુખમાં સંતોષી બેઠી. એક બાજુએ મંચી અને પેસી સાથે બેઠા, બીજી બાજુએ ભીખો પીરોજા પાસે બેઠો અને નાની જરને તે બેની વચે એક ઉંચી ખુરશી આપવામાં આવી. જરને ભીખા કાકાની મસ્કતની વાતો સાંભળવા ગમતી હતી, તે ભીખાની પાસેજ બેસતી હતી.

પેસી હોમી તરફ કેવાં છુપ્યાં બળતાંથી બળેછે તે જોતાં વાંચનારી બાનુઓ અચરત થશે કે તે હોમીનાં નોત્રાંને આટલું માન આપેછે? પણ તેણે આજે અંહી જમવાનાં બે કારણો હતાં. તેને તેનું ઘેર કરડવા આવતું હતું, પોતાની બાયડીની સંગતથી તે દૂર નાહસ્તો હતો—ઘેર જાય તો કોઇબી માગનાર આવેલોજ છે અને પોતાના કાકાના મુવાને ત્રણ દાહડા થયા નહી એટલામાં ઘેરની બાહાર મોજ કરવા જાય તો સારૂં લાગે નહી—માટે હોમીનું નોત્રું બાપજી કરવાનું એ પેસીનું એક કારણ હતું. બીજું કારણ એકે પેસી હમણાજ હોમીનું કાંઇ છુપ્યું આથણું કરવામાં રોકાયો હતો, પણ તેને માટે હોમીનો શક પેસી ઉપર જવો નહી જોઇયે, તે શક દૂર કરવા તે આજે ખામખા હોમીની હાજરીમાં હતો.

"કેમ ભીખાજી? આજે કાંઇ ખાનાંપર તારા હાથ નથી ચાલતા? જમી આવ્યોછ કે શું? જરા આ રોસ્ટ. કીડ લે" સરેસ્તા કરતાં આજે ભીખાને ઓછું જમતાં જોઇ તેના મેહેરબાન મેંજબાન હોમીએ તેને એક વાણુ પીરસ્તાં પુછયું.

"જરાં તેમ છે ખરૂં, આજે જરા પેટ ધરાયલું છે." ભીખાએ શરમ વગર કબૂલ કીધું. "કાકાને ઉઠમણેથી આવતાં આવતાં રસ્તામાંજ એક હલવાઈની દુકાનપર કેળાંનાં ભજીયાં તાજાં તાજાં તેલમાં તળેલાં જોઈને મન થઇ આવ્યું. તે એવાં તો સ્વાદદાર હતા કે અછેર ભજીયાં ને દોહડિયાંની ચટણી રસ્તાપરજ ચાંપી આપી અને તેથી જીવ એવો ધરાઈ ગયો કે જો આ નહી ધારેલી તીલ્લરી તમે મને પાડી નહી હતે તો ગ્રીણીને ઘેર મારાં પોંહચ ખાનામાં હું આજ રાતનું જમવાનોજ નહી હતો."

તેલમાં તલેલાં ભજીયાં ચટણીની આ વાતથી પેસીના નાજુક નાકનાં નસકોરાંમાં વાસ એટલો તો પેસી ગયો કે તેણે પોતાનાં ગજવામાંથી રૂમાલ કાહડીને નાંક ઉપર દાબ્યો. તે ભજીયાં ચટણીના વાસથી સુગાયો કે વડા ભાઈની આ વાતથી સુગાયો અથવા તે એક કંગાલ પોંહચ ખાનામાં રેહછે અને ત્યાં એક રાત કોરડી કાહાડેછે તેવી પોતાની મુફલેશી આમ ભડભડ કહી દેવાથી સુગાયો તે આપણે જાણતા નથી—પણ તે સુગાયો એ તો ખરૂં.

"દોહડિયાંનાં ભજીયાં ચટણી! કેવું સરસ ખાનું ખાધું!" પેસીએ ટકોરમાં તુચ્છકાર બતાવ્યો.

"તમે મોટા લોકને મનથી એ કાંઈ નહી. પણ મારા સરખા મોજીલા ગરીબને તો આ રોસ્ટ ફીડનાં કરતાંબી ભજીયાં ચટણીમાં સ્વાદ વધારે લાગેછ." ભીખો છુટથી બોલ્યો. "અને સસતાં કેટલાં? બે આણાનાં લીધાં તો બિસ્યાર! ને મારા ગજવામાં બેજ આણા ફાલતુ હતા. હું ભુખ પ્રમાણે ખર્ચ રાખતો નથી પણ ખર્ચ પ્રમાણે ભુખ રાખુંછ."

"વારૂં ભીખાજી, જયારે તું પોતેજ ખર્ચની વાત કાહાડેછ ત્યારે હું એક સવાલ પુછું?" ડાકટર મંચી ઉપલી વાતની વચે પડયો.

"બેલાશક પુછો. હું સાચું બોલવાને શરમાવાનો નથી" ભીખાએ મટન ચાપનો એક ડબુસો પોતાનાં ડાચાંમાં ભરીને જવાબ દીધો.

"હું માત્ર તારાં ભલાંને વાસ્તે અમસ્થો જાણવા માગુંછ." પોતાની નેક ધારણા વિષે ડાકટર મંચી ખાતરી આપીને બોલ્યો, "તું મુંબઈમાં શું કરવા ધારેછ? હું જોઉંછ ત્યાંસુધી તો આગળને વાસતે તુંને આશા કાંઈ નથી?"

"અરે આશા તો ઘણી છે. ધીમે ધીમે મારૂં ટટ ચાલશે." પીરોજ તરફ એક પ્યારી નજર ફેંકીને ભીખો બોલ્યો "એકુ વર્ષમાં તો તમે મને ઘેર માંડીને ઘેરીતો ખાંરિતો જોશો."

"ઘેર માંડીને?"

"હા, મારૂં ઘેર ને વળી તેમાં કોઈ બીજુંબી. મને મારાં ભવિષ્યની કશી ધાસ્તી નથી. મેં અત્યારથીજ મારાં ખભાં ઉપર ભાર ઉઠાવી લીધોછ. એ પછી અગરજો હું દુનિયામાં નહી ફાવું તો મારો વાંક ગણાશેજ નહી."

"અને ખભાં ઉપર ભાર તેં કેમ ઉઠાવ્યોછ, વારૂં?" ડાકટર મંચીની આ સઘળું પુછવાની મતલબ કાંઈજ નહી પણ ભીખાનું ભલું ચાહવાની હતી તે. તેના આ સવાલો પુછવાના મમતાળુ ગીલાસ ઉપરથીજ જણાઈ આવતું હતું. ભોળો ભીખો પોતાના સગાના આ સવાલોનો પુરતો જવાબ દેવાને તૈયારજ હતો.

"હમણા હમણા તો હું આફીસનું કામ ઘેરમાં લખવાને લઈ આવુંછ. આજ ત્રણ અઠવાડિયાં થયાં મેં ભાતે કામ કરવાનું શરૂ કીધુંછ."

"અને તેમ કેટલો રોજ પાડેછ!" મંચીએ ઇનતેજારીથી પુછ્યું.

"રોજ!" ભીખો આ જવાબ દેતાં જરા લજવાયો, અને હોમી તરફ બાડે ડોળે જોતો રહ્યો. તેનો એ બધો ભેદ હોમી જાણતો હતો અને હોમી પોતેજ ભીખાના હવાઈ કીલ્લાઓ ઉપર હસ્યો હતો. "રોજ તો ઘણો નહી. તોબી હું તમોને કહુંછ. છેલાં ત્રણ અઠવાડિયાંમાં હું કેટલું કમાયો તેનો મેં કાલેજ હિસાબ કાહાડયો, તે પ્રમાણે મને ભાતે કામ કરવાનો પાંચ આણા રોજ પડેછ."

"પાંચ આણા!" હોમી અને મંચીથી હસી પડાયું. ભીખાની આટલીબધી સેહરાગાત પછી મંચીએ તો પાંચ આણાને બદલે પાંચ રૂપીયા સાંભળવાની વકી રાખી હતી.

પાંચ આણાનો હસવા સરખો રોજ કેહવાની આ નિરાશા ભીખો અલબતાં સમજયો પણ તેથી શરમાયો નહી. તેણે પોતાનો એટલોજ બચાવ કીધો કે "એકજ દાહડામાં કોઈ મેહનતુ માણસને પાંચ રૂપીયાનો રોજ પડતો નથી. ધીરે ધીરે તેમબી થશે. હજી તો મારાં કામની શરૂઆત છે. પેહલાં તો કામ ઘણું નહી, તેમાં વળી ભુલ ભાલ ને છેક છાક થાય ત્યારે ફરીથી લખી કાહાડતાં વખત જાય તે તો જુદો. એ બધું જોતાં મારો પાંચ આણાનો રોજ કાંઈ છેક ઓછો નથી."

"તુંને હિસાબ સારા આવડેછ કે?" મંચીએ પુછ્યું— કદાચ તેની મતલબ ભીખાને કોઈ વેપારીને ત્યાં રખાવવાની હોય.

"હિસાબ? હિસાબ તો મને આવડવા જોઈયે." એ ભીખાનો જવાબ હતો. "હું એક વખત કેરીનો વેપારી હતો. મસ્કતમાં કેરીનાજ વેપારે હું ગયો હતો, ત્યાં કેરી ગણતાં અને તેનો હિસાબ રાખતાં મને સરવાળા ગણવા પડતા અને બાદબાકી કરવી પડતી, વળી ગુણાકાર ને ભાગાકારનીબી ખપ પડતો—ત્યારે મને હિસાબ તો આવડવાજ જોઈયે. એકેક કેરી મેં બાર બારથી ચૌદ ચૌદ આણે વેચવા કાહાડેલી તે ઉપરથી મને રોજ સાંજ ને સહવાર ગણત્રી કરવી પડતી હતી."

"પણ તે બાર બાર ને ચૌદ ચૌદ આણે વેચાઈ નહી!"

"નહીજતો. વેચાઈ હતે તો હું આજે અંહી ઠકેલા નહી ખાતે. બાર આણે એકને બદલે રૂપીયાની બારબી નહી વેચાઈ અને પછી એટલી કોહી ગઈ કે આણાની બારબી નહી ખપી. આરબાઓ તો દાડમ ને અંજીર જે ખાવા પડયા તે કેરીને હાથજ લગાડે નહી. અંતે જે વખારમાં મેં ભરી તે વખારનું ભાડું ચહડી ગયું અને વખારના ધણીએ તે સઘળી લિલાંઉમાં વેંચતાંબી નહી વેચાઈ ત્યારે દરિયામાં નાખી દીધી."

ભીખાનાં આ સંકરો ઉપર તેનાં સાંભળનારાંઓનું હસવું ચોભાયું નહી. તેનો ભાઇ તો તેને મૂર્ખ ઠરાવવા સારૂં ખોટું ખોટુંબી હસતો હતો.

"પણ એ બધી જંજાલથી મારી આંખ ઘણી ઉંઘડી હો!" ભીખો જરાબી અચકયા વગર પોતાની વડાઇ સાથ કાહણી કેહવા લાગ્યો. "કેરીના વેપારથી વેપાર ધંધા વિષે મારી નજર સારી ઉંઘડી. પણ વેપાર કરવાના પૈસા જોઇયે તે મારી પાસે નથી અને કરજ કરીને વેપારમાં પૈસા અવડા કરવાનું મને પસંદ નથી."

## પ્રકરણ ૮૪ મું.

## કાકાના જમસુ ઊપર બે ભાઈઓની હરીફ નજર.

ભીખો ભરભરિયો પોતાની ભોળી ભટાક ભાષામાં પોતાની મુસીબતો સઘળી ખરેખરી કહી દેતો તે તેની એક એવી ખુબી હતી કે જેથી તેને જે કોઇ સાંભળે તે તેને ચાહ્યા વિના રેહ નહી. એવીજ કાંઇ દિલ જીતનારી અસર ભીખાએ પોતાના આજના હેવાલથી પોતાના ખાન દાની ડાકટર મંચી ઉપર કીધી. મંચી અંહી આવ્યો ત્યારે ભીખાનાજ ભાઇ પેસીની અદેખી ઉલથાપોથી ભીખા વિષે ઘણો હલકો વિચાર બાંધીને આવ્યો હતો. પણ તેની સાથની આ બે ઘડીની રમુજી વાતચીતમાં મંચી ની માયા પણ ભીખા તરફજ વધતી ચાલી.

"પણ ત્યારે, ભીખાજી," મંચીએ દયાલુ દિલસોજી થી ભીખાને પુછયું "વેપાર ધંધો તો તારીથી થતો નથી ત્યારે તું કરવાનો શું છે તે હજી જણાતું નથી."

"આ ભાતે કાપી કરવાનું તો માત્ર મારી મેહનતની શરૂઆત છે" ભીખો પર વિશ્વાસથી બોલ્યો. "મારી મત લબ સારી સરકારી નોકરી મેળવવાની છે. કાકાનો જમસુ હવે પૈસાવાળો શેઠિયો થયોછ, તે મને કેથે ભલામણ કરીને સારો ઓધો અપાવશે એવી મને આશા છે. માકા કાકા ગુજરયાંની સેજ અગાઉ, તેજ રાત્રે, મેં જમસુની મદદ માગી અને એણે મને મદદ કરવાની ખુશી બતાવી. એણે મને માન નથી આપ્યું—કાકાની પાયદસ્ત ને ઉઠમણામાં એણે મને "એટલા ઉપર આવો સાહેબ" નહી કીધું, તોપણ જમસુ મને ચાહેછ અને મદદ આપશે."

અગરજો કદીબી એક ચેહરા ઉપર ધિક્કારનો છાપ પ્રકટ છપાતો હોય તો તે ભીખાના આ શબ્દો ઉપર પેસુના ચેહરાપર છપાયલો છાપ હતો. "કાકાના જમસુ" ઉપર તો મદદને માંટે પેસીએ પેહલી ઉમેદ બાંધેલી હતી. પેસી માકાકાકાના મરવાની વાટ જોતો હતો કે જેથી જમસુ પાંચ પૈસાનો ધણી થાય અને પછી પેસી તેને પૈસાને માટે પસરાવી શકે. માટે ભીખો પણ જમસુ ઉપરજ ઉમેદ બાંધી બેઠોછે એ વાત પેસીની પસંદગીની નહી હતી. પેસીને મનથી ભીખો કશા વજનનો નહી હતો, તોપણ જમસુની મેહરબાની મેળવવામાં ભીખો તેનો હરીફ થાય તો જમસુ એકજ વખતે બે ભાઈઓને લેગી મદદ કેમ આપી શકે?

"ભીખાજી, તારો સહુથી સરસ ઉપાય એ છે કે તું મસ્તક પાછો જા" અદેખાઇનો માંર્યો પેસી અંતે બખાળ્યો, પણ તેણે હસવા મશખરીનું ડોલ દેખાડવા પોતાના બળાપાના બે બોલો હસીને કહ્યા. "ભીખાજી, તું અંહી નહી ચાલી શકશે—મારૂં કહ્યું માન—તુંને મસ્કતજ માફક આવશે."

"પણ મુંબઇમાં હુંજ ફાવીશ." ભીખો મજબુત ઠરાવથી બોલ્યો. "મને એક વખત બરાબર રસ્તે પડવા દેવો—હજી હું રસ્તે પડયો નથી—ને પછી મારી બરોબર થોડાજ આગળ વધશે."

"પણ બરોબર રસ્તે પડવું તું શાને સમજેછ, ભીખાજી!" હોમીની ગુલાંએ ઘણા માયાળુ મીઠાસથી પુછયું.

"કોઇ એવે ઠેકાણે લાગું કે જયાં મારી મરજી મુજબ મારી મનશક્તિને વાપરી શકું અને જયાં મારી શક્તિ પ્રમાણે હું કમાતો થાવું" ભીખાએ ઘણાં ગંભીર જોસથી ખોલાસો કીધો. "હું મુફતનું કે હરામનું ખાવા માગ તો નથી. હું કામ કરીને દામ કમાવું એટલુંજ માગુંછ. મને બસોનો પગાર પડે તો બસ. પછી હું કોઇની મદદ માગવા જવાનો નથી."

"પણ તું આગળ તો મેહનત કરવાથી કંટાલતો હતો, ભીખાજી" ડાકટર મંચીએ યાદ આપી.

"તે વખતે હું મસ્કત ગયલો નહી હતોની. ઘેરમાં ને ઘેરમાં હું હરામખોરીપર પડેલો હતો. મસ્કતથી હું મેહનત શિખી આવ્યોછ અને મારાં હાડકાં કામને માટે ઘડાયાંછ."

"મને સહુથી સરસ તો એક ખેતર ગમેછ." થોડીવાર થોભીને ભીખો બોલ્યો.

"ખેતર?" ઘણાં જણે અચરતીથી પુછયું.

"હા ખેતર, ખેતર. એક નાનું જેવું ખેતર, તેમાં ખેતી વાડી મારે હાથે ચલાઉં, ઘેરની ગાય ભેંસ રાખું, ઘેરનું ઘી ને દુધ દહીં કે માખણ બનાવું." ભીખો આ સઘળું ઘણા સ્વાદથી બોલતાં અચાણચ પીરોજાને યાદ કરી પડયો "પીરોજા, પીરોજા, તુને દુધ ડોહતાં આવડેછ કે?"

પીરોજા બિચારી શરમાઇને નીચું જોવા લાગી. આ સવાલ અચાણચ પીરોજાને કેવો પુછવાનો, તે બીજાંઓ સમજી શકયાં નહી. પણ તેનાં મનમાં શું છે તે હોમી સમજયો, પીરોજાબી સમજી, તો જોકે બીજાંઓના દેખતાં ભીખાએ એ સવાલ પુછયો તે પીરોજાને ગમ્યો નહી.

"હું તો અમથું સેજ પુછુંછ રે!" ભીખાએ જોયું કે પીરોજાને માઠું લાગ્યુંછે ત્યારે તેણે ફેરવી તોલ્યું. "મને પોતાને દુધ ડોહવવાનું ગમેછ, તેથી હું મકુંજે બધાંને ગમતું હશે."

"પણ તુને દુધ ડોહતાં કયાં આવડેછ?" મંચી એ પુછયું.

"ત્યારે નહી કે? અરે મેં ગાય, ભેંસ, બકરાં, મેંઢાં ને ગધેડાં વટીક ચરાવેલાંછે. મને દુધ ડોહતાં, માખણ વલોળતાં બધું આવડેછ. મેં ઢોર પાળેલાં, રાખેલાં, ચલા વેલાંછે. હું તબેળાવાળો થયલોછું, ઘોડાવાળાનુંબી મેં કામ કીધેલુંછે."

પેસીએ અંહી ભીખાને ખુબ હસવાનું ડાલ ઘાલ્યું. પણ ભીખો કાંઇ તેથી શરમાયો નહી. તે બોલતોજ રહ્યો.

"પણ આજે તેની વાત નહી. ગાય ઢોર રાખવાનાં દોહડિયાં જોઇયે તે મારી પાસે નથી, તેટલાં હમણાં તો હું મહીને દાહડે પચાસ રૂપીયા કમાઉંછ તેજ મારા ખર્ચને સારૂં પુરતા છે."

"કપડાં સહુ તેમાંજ કે?" મંચીએ ભીખાના આજનાં ધોતાં, સોજાં કપડાં તરફ નજર કરીને પુછ્યું.

"નહી. કપડાંનો ખર્ચ જુદો" ભીખાએ ભોળાં પણમાં હિસાબ આપ્યો. "થોડાં કપડાં હું મારે-ખર્ચે લેવુંછ ને બાકીનાં કપડાંનો ખર્ચ મારા કાવસમામા મને અપાવેછ. ડગલા, પાટલુન એવો એવો બાહારનો પોશાક મને જોઇયે, તે, કાવસમામાનો એક કાપડિયો છે તેને તેવણે કહી રાખેલુંછે તે મને પુરા પાડેછ."

"એમ કેહની ત્યારે!" હવે પેસીએ તેને તાણો માર્યો. "ભાઇ તો કાવસમામાની સખાવતથી કપડાંની ઇસ્કી કરેછ."

"પણ હું કાંઇ કરજ તો કરતો નથી! મારી પછવાડે માગનારાઓ તો નથી દોડતા!" ભીખાએ પોતાનો બચાવ કીધો "વળી કાવસમામાએ કાપડિયાને છુટ મુકીછ તેનો હું કાંઇ અણઘટતો લાભ નથી લેતો. હું બિચારા મામાનો મોહો વખત સમજુંછ ને તેથી તેવણને ઘણો થોડો ખર્ચ કરાઉંછ. મારાં કપડાં હું કરકસરથી ને સંભાળથી વાપરૂંછ. આ ભપકો બાહારનોજ—બાહાર ફરૂંછ ત્યારેજ. ઘેરમાં તો હું બદિયાનબી નથી પેહરતો—સદરાભર રહુંછ; ને ધોબી ધોવામણનું દોહડિયે દોહડિયું બચાવુંછ."

"બિચારાં તારાં માયતો તારા ભુખમરાની ફિકર કરેછ, ભીખાજી" મંચીએ ખબર કહી. "માકી માસી તો ધારેછ કે તું એટલે એટલે સુતો હશે ને ધર્મશાલામાં ધર્મનું ધાનદાલ ખાતો હશે."

"તમે જુવોછ કેની મંચી કે હું એટલોબધો મુફલેશ તો નથી." ભીખો હિંમતથી બોલ્યો. "હું ગરીબ સંસારે રહેલોછું પણ કોઇનો કરજદાર, ઓશિયાલો યા ભીખ માગતો નથી."

આ ઠેકાણે ભોળા પણ ભલા ભીખાની આંખોમાં પાણી આવી ગયાં—"મારી વ્હાલી માને મારૂં ઘણું લાગતું હશે. મારોજ વાંક છે કે આજ કેટલાં વર્ષ થયાં મેં મોરી માને એક વખત કાગળ લખીને યાદ કીધી નથી. પણ, મંચી, વ્હાલા મંચી, તમે આજે થાણે જતાંની વાર મારી માને મળજો, ને મળતાંની વાર કેહજો કે હું અંહી સુખી છું. જેવો તમે મને જોવોછ તેવો મારી માને કહીને ધીરજ આપજો."

"પણ તું પોતેજ થાણે આવીને તારાં માને મળતો કાં નહી?" મંચીએ પુછ્યું.

"નહી, હું થાણેથી એવી મુફલેશી વચે એવી નામોશીથી નાહસી ગયો હતો કે મેં ઠરાવ કીધોછ કે જ્યાંસુધી હું પૈસાવાળો થઇને સુખી હાલતમાં થાણે જઇ શકું નહી ત્યાંસુધી હું થાણે પગ મુકું નહી, તેનું મુવે મોહડું જોવું નહી."

"વારૂં મંચી, શાહજાદો સોલી મુંબઇ કયારે આવવાનો છે?" વળી ભીખા ભરભરિયાએ એક નવો સવાલ પુછ્યો.

"શાહજાદો સોલી! તે કોણ?" મંચીને નવાઇ લાગી.

"કોણ વળી! આપણો સોલી દારાશાનાંનો. હું તેને શાહજાદો ગણુંછ. પણ તે આવેછ કયારે? તેણે મને મુંબઇ આવવાનો કાગળ લખ્યો તે ઉપરથી હું આખાં ગામને તેની ખુશ વધાઇ કહી ચુકયો, પણ સોલી તો કાંઇ આવ્યો નહી, ને હું બધાંમાં ખોટો પડયો."

"સોલીની આફીસમાં કામની ધમાલ ચાલેછ. રામચંદ્ર વકીલ તેને આવવા દેય નહી."

"પણ રામચંદ્ર કોણ થાયછ? એ ઘાટી પરભુડાનું શું ચાલે! સોલી કાંઇ એ ટાંખરાનો ચાકર નથી, ભાગિયો છે. કામ તે ઘાટાપર નાખીને સોલી આવતો કેમ નહી?"

આ ઠેકાણે પેસીના હાથમાંનું ગલાસ અફળાયું. પેસીએ તે જાણીજોઇને અફાળ્યું. ટેબલપર બધીજ વાત ભીખો લઇ બેસે તે તેના ભાઇને ભાવ્યું નહી. ભીખો કોંઇ નામીચો નર હોય તેમ આખો વખત તેજ વાત ચલાવે અને બધાં તેની વાત શોખથી સાંભળે એ પેસીને નહી પરવડે.

"બિચારા કાકા કાંઇ મોટી પુંજી મેળી ગયા નથી" હવે પેસીએ વાત કાહાડી. "મેં સાંભળ્યું કે વાડી વજીફાનું વર્ષ દાહડે છ હજારનું વ્યાજ છુટેછ ને તેમાંબી કેટલું તો માર્ટગેજ છે.

"પણ કાંઇ વધારે હશે." હોમીએ અટકલ બાંધી "જમસુને પોતાની શેઠાઇ જાલવવા કાંઇ વધારે મળ્યા હશે."

"કાંઇજ નહી." પેસીએ નિંદા ચલાવી. "સુરતની પાસે રાંદેરમાં એક વાડીનું થોબલું છે, તેજ છુટું છે, બાકી બીજું તો બધું નિશાળે બેસાડેલુંછે. પણ તોબી જમસુને શી ફિકર! કાકા મરી ગયા એટલે કરજ બરજ સહુ લેતા ગયા."

"અરે કોણે કહ્યું! કાકા તો ઘણું ખરૂં કરજ ફિટાડી ગયાછ." અંહી ભીખાએ સારા સમાચાર કહ્યા. "મારા જંહગીરશાહ શેઠ માકા કાકાના આડતિયા થાયછ, તેથી આફીસમાં તેવણનું કામ આવેછ તે હું જોઉંછ કની?"

શેઠિયા કાકાના શેઠિયા-દીકરાની મેહરબાનગી તલે જવાને જેમ ભીખો તેમજ પેસી ઉમેદવાર છે અને તે છતાં એક ભાઇ જે જમસુને વધારે માનીતો છે તે તેની નિંદા કરેછે ત્યારે બીજો ભાઇ ભીખો જે જમસુ આગળ હજી નવો સવો છે તે તેનો બચાવ કરેછે.

"પેસી, તુને વર્ષ દાહડે છ હજારની આવક ઓછી પડેછની!" જમસુની આ નિંદાનો ભીખાએજ તેના ભાઇને તાણો માર્યો. "પણ વર્ષ દાહડે છ હજાર શું છે તે તું મસ્કત જાય તો તુને ખબર પડે."

"પણ આ કાંઇ મસ્કત નથી—આ તો મુંબઇ છેની!" પેસીએ જવાબ દીધો. "મારા જેવાથી એટલી આવકપર સુખી નહી થવાય તો કાકાના જમસુને જે ખર્ચ છે તે જોતાં તેને એટલી આવક નથી ચાલવાની."

"હું જો મસ્તક ગયો નહી હતે અને પૈસાની કીમત સમજતાં શિખ્યો નહી હતે તો હુંબી એમજ કેહતે." ભીખો ભડભડયો. "પણ મારા જેવાને મનથી વર્ષ દાહડે છ હજાર તો કાહરૂણનો ખજાનો કેહવાય. હું ચાહુંછ કે મારી પાસે એનો બેચાણી ભાગ હતે——"

ઘણું થયું સોલીને મળવાની વકીમાંજ હતો અને જેમ જેમ તેની વકી દૂર ગઈ તેમ તેમ તેની તલપ વધતી હતી. માટે આજે તો સોલી જરૂર આવેછે એ તેને માટે બસ હતું. તે શું કામ આવેછે, કયાં આવેછે, તેનો વિચાર વટીક કરવા ભીખો થોભ્યો નહી. તેણે કશા બાલ ઓસ્યા નહી, કશાં કપડાં બદલ્યાં નહી, ચાબી પીધી નહી, અને ચાકર ચા લઈ આવ્યો તેને ઉતાવલમાં ને ઉતાવલમાં એક એવો તો હડસેલો માર્યો કે ભીખાને બદલે ચાકરના કપડાં તે ચા પી ગયાં.

ભીખો દાદર ઉપરથી ઉતરીને નહી પણ નખાંવી દઈને ભાંપતલીયે ગયો અને લાગલો ઝીણીના ઓરડામાં ધસી "ઘેરવાળાં, મારો શાહજાદો આવેછ, તેને હું લેવા જાવુંછ, 'ત્રેનનો ટાઇમ' થઈ ગયોછ" એટલુંજ ધડાકામાં બોલીને ધસારાબંધ ઘેરની બાહાર નિંકળ્યો. પોતાની લાંબી લાંબી ફલાંગે એટલો તો ઝડપથી રસ્તો માપી ગયો કે કોરેકોટ સર જમશેદજીની સ્કુલ ઉપર નિકળ્યો તેટલામાં તો છોકરાઓ તેને "હુરિયો" કરવા અને હસવા લાગ્યા. "કાકા, કયાં દોડોછ!" "કાકાએ તો ત્રામવે સાથ શરત બકીછ!" ઇત્યાદી, ઇત્યાદી, ટાહુકાઓ તેની પાછળ "પેં" ને "પૂં" ની પીપોરીઓ સાથે સંભળાવા લાગ્યા.

પણ ભીખો ચાલ્યો, તે ચાલ્યોજ. ત્રેનના કટોકટ વખતે તે વિકટોરિયા સ્ટેશનના લાંબા પ્લાટ ફાર્મ ઉપર જઈ પુગ્યો અને તુર્તજ આવી પુગતી ત્રેનમાં પોતાના શાહજાદાને મળવાની તલપમાં તે ત્રેન તલે સેજમાં કચડાઈ જતો બચ્યો. જેવી ત્રેન આવી કે હજી તો તે ઉભી રેહછે તે અગાઉ તેની પગથી ઉપર કુદી પડયો અને ગાર્ડો, પોર્ટરો તથા પોલીસના સિપાઈઓનાં બૂમરાણની દરકાર ન કરતાં એક સેકંડ કલાસ ગાડીનું બારણું ઉઘાડી ત્રેન ઉભી રેહતાંજ તે માહે પેઠો. સોલી ત્રેનમાંથી હેઠલ ઉતરે તે અગાઉ તેને ત્રેનની અંદરજ ભીખો ભેટયો. તેઓએ એકેકને ચેહરા ઉપરથી તાબડતોબ ઓળખ્યા. ભીખો એક હજારમાંથી ઓળખાઈ આવે એવો હતો, તો સોલી એક લાખમાંથી ઓળખાતી સુંદર પેશાની અને પ્રભાવાળો હતો.

ભીખાએ સોલીને ચાંપીને કોટી કરી પ્લાટફાર્મ ઉપર ઉતાર્યો. જે એકજ ગોઠિયાને તે ચાહતો હતો અને જે બિચારાએ ભીખાના એક વાંકુ ખાતર ઘણીક મુસીબત વેઠી હતી, તેને આઠ નવ વર્ષે મળવાને ભીખા સરખા એક ભરભરિયા, ગડબડિયા, ધાંધલિયા, ઘરપચિયાની આકલી ઉતાવલ વાંચનારી બાનુઓ સમજી શકશે. ખચીત એમાં ઢોંગ કાંઈ નહી હતા, માટે જયારે ભીખો એક કોટી યા એક ચુમીથી નહી ધરાતાં પોતાના દોસ્તને કોટી ઉપર કોટી અને ચુમી ઉપર ચુમીઓ લેવા પડયો, તેબી પોતાના ચેહરા ઉપર હરખ અને આંખોમાં આંસુ સાથે, અને તેબી વળી સેંકડો લોકોનાં દેખતાં, ત્યારે એ જોસભર્યા દેખાવ ઉપર એક રેલવે સ્ટેશનની ગમે એટલી ધમાલ છતાં સર્વે લોકો રમુજ સાથ એકબી નજર કીધા વિના રહ્યાં નહી.

સોલીમાં વખત પ્રમાણે ઘણો ફેરફાર થયો હતો જેને આગળ માત્ર સતર અઢાર વર્ષના છોકરા દાખ ભીખાએ જોયલો તે આજે સતાવીસ વર્ષની જવાંમર્દીન જોબનવંત બાહારમાં ખીલ્યો હતો. તે ભીખાના જેટલો ઉંચો ને કદાવર હતો—તેટલોજ અમીરી દેખાવનો, સોહ મણી સિકલનો અને જોનારમાં માયા પેદા કરે એવે મીઠી નજરનો હતો. પોતાના ભાઈ હોમીના જેવો સોલ સુંદર અને નાજુક નહી હતો કે હોમીના જેવો તે સદ નો હસ્તો નહી હતો, તોપણ ભીખો અગર સરદાર ચલાવે એવો તો સોલી મંડળીમાં મોટાઈ અને મા પામે એવો હતો:

"મને મારો સામાણ તપાસવો જોઈયે, ભીખાજી' ભીખાએ તેને ઘણીવાર સુધી ભેટીને રોકી રાખ્યાથી અં સોલી છુટો પડી બોલ્યો "હું ધારૂંછ કે મારો સામાણ ખોહવાયોછ તેની મારે પેહલી તપાસ કરવી જોઈયે."

"સામાણ ખોહવાયોછ! કેમ કરતાં!"

"હા. મને લાગેછ કે મારો સામાણ મારી સાં ત્રેનમાં આવ્યોજ નથી. આ કંદિયો" ગાડીમાંથી પોર્ટરે એ ઉતારેલો એક કંદિયો બતાવીને સોલી બોલ્યો "અ કંદિયો તો તારાં માએ ભાઈ પેસીને મારે મોકલ્યોછ."

"એ શું છે!" ભીખાએ પુછ્યું તેના જવાબમ સોલીએ ખબર આપી કે એ દ્રાક્ષ હતી. મેહરમુસાન માણકબાઈ જે પોતાના વ્હાલા દીકરા પેસીને મા મગરૂર હતી—ભીખાને માટે નહી—તેણે સોલી મુંબા જાયછે એમ જાણીને આ દ્રાક્ષનો કંદિયો પેસીને માટે ભેટ મોકલ્યો હતો અને બીજા સામાણમાં કર ડાઈ નહી જાય તેની સંભાળને માટે તે પેસીની સાં તેની ગાડીમાં લેવડાવ્યો હતો; ત્યારે તેનો બીજો સામાણ તેની (રામચંદ્ર વકીલની) આફીસના સિપાઈ પાસે સ્ટેશન ઉપર મોકલાવ્યો હતો. સોલીને ઉપડવાની છેલી ઘડી સુધ રામચંદ્રે આફીસમાં અનેક કામ ઉપર રોકી રાખવાથ ત્રેન ઉપડવાના ટાઇમે સોલી સ્ટેશન ઉપર આવ્યો ત્ય જોયછે તો નહી સિપાઈ મળે કે નહી સામાણ મળે—પણ કદાચ તે ગાડીમાં મેલ્યો હશે એમ ધારીને સોલી ત્રેનમ ચહડી બેઠો અને તુર્તજ ત્રેન ઉપડી એટલે તલાશ કર વાનો વખત મળ્યો નહી.

કુરલાનાં સ્ટેશન ઉપર આવ્યા પછી સોલીએ પોતાન સામાણ વિષે થાણે તાર કીધો અને જો સામાણ પછવાડે રહી ગયો હોય તો વળતી "લોકલ"માં કુરલે તે સામાણ મોકલી આપવા "તારમાં લખ્યું" કાંકે સોલી થાણેથી ઉપડયો તેવોજ કુરલામાં ઉતર્યો અને ચાર કલાક થોભ્યો હતો. શું કામ થોભ્યો અને પાધરોજ મુંબઈ કાં નહી આવ્યો તે ભીખાની ખણખોદખોરી પરપુછના ઉતરમાં સોલીએ સમ જાવ્યું કે કુરલામાં તેને રામચંદ્રનુંજ કેટલુંક અગત્યનુ કામ હતું. આ રામચંદ્રનું નામજ ભીખાને ઉસકેરવાને બસ હતું.

"એ ધારો ગધેડો હજી પોતાનાં માણસો પાસે ગધાઈ વહીત્રું લેયછ? હું એની ચાકરી છોડીને નાહસી જવા છતાં એ ખોડે માથેનો શેંડિયાજી સુધર્યો નથી.

ચોટલી છે કે ખરી ગઇછ ? પણ સોલી તું શું કામ એટલું બધું વહીનૂં કરેછ ? તું કાંઇ હવે એનો ચાકર નથી પણ ભાગિયો છે."

"એ ભાગિયો છે પણ મારા કરતાં વડો છે અને હજી હું તેને મારા શેઠ સમાન ગણુંછ." સોલીએ લાયકીથી ઉતર વાળ્યો. પણ હમણા વાત કરવાનો વખત નહી હતો. બંને દોસ્તો ગાર્ડની વાનમાં જોઇ આવ્યા ત્યાં સોલીનો સામાણ કશો નિકળ્યો નહી, માટે હવે ગાર્ડને પોતાનું નામ અને ઠેકાણું આપી તથા થાણેથી સામાણ પછવાડે આવે તો તે લખી આપેલે ઠેકાણેં મોકલી આપવાની ફરમાસ કરી સોલી ભીખા સાથે એકદમ જવા નિકળ્યો.

સોલીએ પોતાના ઉતારાનું ઠેકાણું શું લખી આપ્યું ? વાંચનારી બાનુઓ જાણીને અચરત થશે, તો ભીખો ભરભરિયો અચરત થયો તેમાં નવાઇ નથી કે સોલીનો એક ભાઇ અને એક બેહન મુંબઈમાં છે તે છતાં તે પોતાના ભાઇ હોમીને ત્યાં નહી, પોતાના ભાઇ સમાન દોસ્ત ભીખાને ત્યાંબી નહી, પણ કરેલવાડી શેઠ મેહરવાનજી પાંડેની ધર્મશાળામાં ઉતરવાનો હતો. તે તેમ ઠરાવ કરીને આવેલો હતો. તેણે પોતાનો ખોહવાયલો સામાણ પાછળથી આવે ત્યારે મોકલવાની ગાર્ડને નિશાની લખી આપી તે પાંડેની ધર્મશાળાની નિશાની હતી.

ભીખાએ ડઘાઇને પુછ્યું "એમ કાં ?" સોલી ઝાઝો ખોલાસો કરી શકયો નહી. તે ખોલાસો કરવાને ઝાઝો ખુશી પણ જણાયો નહી. પણ સાર એકે સોલી કશી ખબર આપ્યા વગર અચણુચ આવ્યો. ભીખો એક પોંહચખાનામાં રહેલો ત્યાં રહીને તેને અગવડ પાડવા સોલી ખુશી નહી હતો. હોમીનાં ઘરમાં ઉતારાની જગ્યા હોય, નહી હોય તે સોલી જાણતો નહી હતો, માટે તેણે ધર્મશાળામાં ઉતરવાનું પસંદ કીધું, અને ત્યાંજ જવા માગ્યું. તે ધર્મશાળાના રખેવાલને અગાંઉથી પોતાનાં ખાના, બિછાના વગેરેનું લખી ચુકેલો હતો અને પોતાના કાગળ, તાર કે કાંઇબી આવે તે ધર્મશાળામાં રાખવાની અરજ કરી ચુકેલો હતો.

ભીખાએ હમણા તો એ વિષે બોહસ કરવાના અખાંડા કીધા. તેણે જલદીથી એક ભાડેની ગાડી બોલાવી, પણ પોતાના ખીસા ઉપર હાથ મેળતાંજ ખભળી ઉઠયો. હંમેસની પેઠે તેનાં ખીસા ખાલી હતા. તે પોતાની સાથે ઝાઝા પૈસા લઇ ફરતો નહી હતો; અને આજની ગડબડમાં તો થેલીજ ભૂલી આવ્યો હતો; અને તેણે પચાસ રૂપીયા એકઠા કીધા હતા તે તો જાલવીને ઉંચા રાખવા ઝીણીને આપ્યા હતા.

આ સઘળું સોલીની ઘણી રમુજ વચે કહી આપીને ભીખાએ પોતાના દોસ્તની બડબડ માફી માગ્યા પછી તેઓ ગાડીમાં સાથે જવા નિકલ્યા. પેહલાં તો પેલી દ્રાક્ષ પેસીને પોંહચાડવાની હતી, માટે ભીખાએ ગાડી ગેટી થીયેટરની પાસે પેસીનાં દિવાનખાના ભણી લેવડાવી; પણ ગાડી થોડીક ચાલ્યા પછી ભીખાએજ સોલીના પુછ્યા વગર અચણુચ ગાડી ઉભી રખાવીને પાછી ફેરવી ખેતવાડી તરફ લેવડાવી. સોલીએ કારણ પુછ્વાથી કહ્યું કે આ દ્રાક્ષનો કંડિયો પેસીને પોંહચાડીયે અને તે પોતાના દોસ્તો સાથ ખાઇ જાય તેના કરતાં પેસીની બાપડીને પોંહચાડવો બેહતર કે જેથી બિચારાં તેનાં લુખે મરતાં ભુલકાંઓના ખાધામાં આવે અને એ દ્રાક્ષ મોકલનારને વધારે દુવા લાગે. સોલીને પણ એ વિચાર પસંદ પડયો અને બંને દોસ્તોને લઇને ગાડી ખેતવાડી ભણી ચાલી.

---

## પ્રકરણ ૯૧ મું.

## કોટથી ખેતવાડી.

કોટથી ખેતવાડી દૂર હોવાથી ભીખાને પોતાના જુના દોસ્ત સાથ ઘણે વર્ષે પેટ ભરીને વાતો કરવાની તક મળી. તેણે સોલીને સવાલપર સવાલો પુછીને થાકવી નાખ્યો અને સામટા સવાલો પુછીને તેની પાસેથી સામટા જવાબો માગવા લાગ્યો.

પેહલાં તો સોલીને મુંબઇ આવવાનું કારણ શું તે પુછ્યું. ખચીત તે એકલા ભીખાનાં દર્શને આવવાનું તો નહીજ હતું. સોલીનો નાનો ભાઇ નાની, જે પણ આજે મોટો થયોછે, તે કેટલાંક વર્ષ થયાં ચીન દેશ એક સારી ચાકરીએ ગયલો હતો. ત્યાં આજ કેટલુંક થયું તેની તબીયત નાદરૂસ્ત ચાલ્યા કીધાથી તે સાજો થવા માટે લાંબી રજા ઉપર પાછો આવવા નિકલ્યો હતો. નાની માંદો હોવાથી અને અસલથીજ જેમ બીહીકણ તેમ નબળો હોવાથી નિશાળમાંથીજ નિશાળિયાઓ તેને નાનાભાઇને બદલે "નાનીબાઇ" નું નામ આપીને ખીજવતા હતા. પણ તે પોતાની માનો છેલો સપુત હતો માટે વિશેષ વ્હાલો હતો, અને તેટલાજ માટે તે માંદો પડીને મુંબઇ આવેછે ત્યારે તેને સલામત કિનારે ઉતારવા અને હિમત આપીને સંગાથે ઘાણે લાવવા માતાજી ખરશેદબાઇએ સોલીને મોકલ્યો હતો.

કોઇ પુછશે કે નાનીનો વડો ભાઇ હોમી મુંબઇમાં હતો તે નાનીની ખીજમત કરવાને કયાં ઓછો હતો કે વળી બીજા ભાઇ સોલીને તેની માએ મોકલ્યો ? એ માના અખુટ પ્યારનું પરિણામ ગણાશે. હોમી ઉપર તેની માનો પુરતો વિશ્વાસ હતો, પણ હોમી ઘણાં વર્ષનો મુંબઇ આવીને જુદો રહેલો અને વળી હંમેસનો કામમાં ને કામમાં રોકાઇ રહેલો માટે તેવા એક દીકરા ઉપર પોતાના નાજુક અને નબલા નાનીની ખીજમત ઉપર ભરૂસો રાખીને તેની મા બેઠી નહી. નાનીને કામ લાગવા હોમી તો હતોજ, પણ તે છતાં તેની માએ વધારે સંભાલની અગમચેતી કરીને સોલીને મોકલ્યો હતો.

પણ સોલી હોમીને ખબર આપ્યા વગર અચબુચ આવ્યો. તે મુંબઇમાં ઉતર્યા છતાં હોમી જાણતો પણ નથી કે તેનો એક બીજો વ્હાલો ભાઇ આવ્યોછે અને ત્રીજો વળી જલદીથી આવનાર છે. હોમીનું એ અજાણપણું માત્ર એક ભૂલનું પરિણામ હતું. તે ભુલ એટલીજ કે હોમીનાં મા પોતે તો નબલી દેહને લીધે લખી શકતાં નહી હતાં, પણ તેવણે હોમી ઉપર લખવાનું સોલીને ફરમાવ્યું હતું અને સોલી કામની ધમાલમાં હોમી ઉપર લખવાનું તદન ભૂ[illegible] હતો.

કેમ ચલાવેછ ? જો મસ્કતમાં કોઇ પારકી છોરીઓ સાથ મોજ કરે તો આરબાઓ તેને એક દાહડો જીવવા નહી દેય. હું જો પૈસાવાળો થાઉં ને પરણું તો મારી બાપડીને એકલી ઝુરાવી મારૂં તેના કરતાં પોતે મરવાનું પસંદ કરૂં."

## પ્રકરણ ૯૨ મું.

## ખેતવાડીથી પાછું કોટ.

હવે ભીખો ભરભરિયો પોતાના "શાહજાદા" સાથ ભાડેની ગાડીમાં પાછો ચહડી બેઠો અને ખેતવાડીથી પાછી કોટ તરફ ગાડી હંકાડી. સોલીને ઉતાવલ હતી. પેસીનો દાક્ષનો કંહિયો પોંહચાડયા પછી સોલીની બીજી ફરજ પોતાના વડા ભાઇ હોમીને ઘેર જઇ તેને મળવાની હતી. ખેતવાડીથી પાછો કોટમાં આવતાં વળી ભીખાને પોતાના શાહજાદા સાથ ગપાસપા મારવાની તક મળી.

પેસીને ઘેરથી નિકલ્યા એટલે પેહલાં પેસીનીજ વાત ચાલી, પછી હોમીને ઘેર જતાં જતાં હોમીની વાત નિકલી.

"સોલ, તેં મારા ભાઇ પેસીની ચોપડી વાંચી કે?" ભીખાએ પુછ્યું.

"હા." સોલીએ જવાબ દઇને પાછું પુછ્યું. "તેં તો વાંચીજ હશે, ભીખાજી?"

"નહી. મેં તો નથી વાંચી. મેં વાંચવા લીધી પણ વાંચવા ગમી નહી. નામ શું ? 'કીસ્મતના લેખ.' મને તો પાંચ પાંનાનુંજ પીંજન વાંચતાં એટલો કંટાલો આવ્યો કે વાંચવાનું છોડી દીધું. નહી ધડ મળે કે નહી પુછડું મળે. હું કાંઇ શિખેલો ભણેલો નથી, ને હું કાંઇ પરીક્ષા કરી શકું નહી. તોબી એક ચોપડી વાંચવા ગમે તે ચોપડી, નહી તો શું કામની? હું કાંઇ બીજાઓની પુઠે ચાલનારો નથી કે બીજાઓને ગમે તે મનેબી ગમે. જે મસ્કત રહી આવે તે પોતેજ વિચાર બાંધી શકે. ને મારો વિચાર એજ કે પેસીનું આ પુસ્તક એક કચરો છે."

"પણ ન્યુસપેપર વાળાઓએ વખાણ તો ધૂમ કીધાંછ ?" સોલીએ ભરમમાં પુછ્યું.

"છટ! ભાકુતી વખાણ!" ભીખાએ તુચ્છકારી કાહાડયું. "છાપનાર ગમે એટલું છાપે પણ તે હું નહી માનું. ચોપડી કહીયે તો હોમીની. 'મીઠી મીઠી' તે ખરેખર મીઠી મીઠીજ છે હો! એ મેં આખી વાંચી ને નહી ધરાયો ત્યારે ફરીથી વાંચી. તે તેબી કેમ? એ ચોપડી એ મને હસ્વાનું આવે ત્યારે હસાયોબી ને રડવાનું આવે ત્યારે રડાયોબી. તે એટલેવેર કે મારી ઘેરવાળી ઝીણી મને રડતો જોઇને હસવા લાગી અને હસ્તો જોઇને બોલી કે હું ઘેલો થયોછ."

પોતાનાં ભાઇનાં સુંદર લખાણના ભીખાનાં આ ભોળાં વખાણથી સોલી મગરૂર થયો કે ભીખો કેવો સાચો હતો! "જ્યારે મેં મારા હોમીનો નાદર ગ્રંથ વાંચ્યો," સોલી બોલ્યો "ત્યારે મેં ખોદાના શુકર કીધા કે એક ઇનસાનનાં ભેજાંમાં તે સાહેબે એટલું બુદ્ધિબળ મુકયુંછ. હું કાંઇ મારા ભાઇનું લખાણ છે તેથી એમ નથી કેહતો પણ કોઇ બીજાનો એ ગ્રંથ હતે તોબી એટલોજ વખાણતે."

"તું કેવું મજેનું બોલેછ! હુંબી તેજ કહુંછ, પણ મને કેહતાં આવડતું નથી." ભીખો લજવાઇને બોલ્યો. "હોમીનાં લખાણની તું જે વખાણ કરેછ તેજ હુંબી કરૂંછ, પણ હું મારી ભોલી ભડભડ ભાષામાં જે બોલાય તે બોલુંછ. હું ચાહુંછ કે હોમીની આ ચોપડી આખી દુનિયામાં વંચાય અને યુરોપની એકે એક ભાષામાં તેનો તરજુમો થાય. આપણાં લોકમાં અદેખાઇના માર્યા કોઇ ભાવથી નહી પુછતું, પણ જો વિલાતમાં હોય તો કની તો આવા એક લખનારની લોકો પુંજા કરે."

"ને તે છતાં છાપામાં રિવ્યુ કેવા છપાયાછ તે જોયા!" સોલીયે યાદ આપી.

"હા. હું વાંચીને કમકમ્યોછ ને ગજ ગજ કુદ યોછ." ભીખાએ કબુલ કીધું "આવાં સરસ લખાણપર આવા નીચ હુમલામાં અદેખાઇ નહી તો બીજું શું હોય? ખરૂં કહુંછ સોલી કે હું જો કાઉનસીલનો મેમબર હોવું તો હું એ બધા છાપનારાઓને ગામબાહાર દેશનિકાળ કર વાનો ધારો પસાર કરૂં. તેતો રહ્યું પણ હું જ્યારે પૈસા વાળો થઇશ ત્યારે હોમી ઉપર એ હુમલો કરનારાઓને હું મારે ખર્ચે લાઇબલમાં ઘસડીશ."

"થાણામાં અમેતો ઘણા અચરત થઇયેછ," સોલીએ વાત ચલાવી "કે હોમીના દુશમન કોઇ નથી તે છતાં તેના ઉપર આ દુશમનીભરેલા હુમલા કોણ છપાવેછ? તે દાહડે મંચી તારા કાકાને ઉઠમણેથી થાણે આવ્યો ત્યારે પોતાના ગજવામાં 'પારસી દર્પણ' લેતો આવ્યો. હું મારી દીનાની સાથે મંચીને સ્ટેશનપર લેવા ગયો ત્યાં મંચીએજ મને પેપર કાહડીને દેખાડયું અને ખબર આપી કે તેમાં હોમીના ઉપર એક હીચકારો હુમલો કીધો હતો."

"તે હુમલાનો લખનાર જો મારા હાથમાં આવે કની તો હું તો તેને મારાં ઘેર આગળ શાપુરશેઠનો ચકલો છે ત્યાં ભર વસ્તી વચે ખરી બપોરે તે લખનારની પીઠ નાગી કરીને ચાબુકના ફટકા બાંધી મારૂં." ભીખાએ પોતાનો ગુસો બતાવ્યો.

"પણ 'પારસી દર્પણ' પછી તો બીજાં પેપરોએબી હુમલા કીધાછ" સોલી દુખી થઇ બોલ્યો.

"કંગાલ ચીકડાંઓ! તેની દરકાર કોણ કરેછ?" ભીખાએ ગાળો દીધી.

"પણ અજબ છે કે જે પેપરોએ હોમીના મહા ભારત ગ્રંથ ધિક્કારી કાહાડયોછ તેજ પેપરો પેસીના આ કચરા પુસ્તકને જાણજા સાતમા આસમાને ચહ ડાવેછ. મને તો લાગેછ કે કાંઇ ટરકટ છે—બિચારા હોમીને તોડી પાડવા અને પેસીને છાપડે ચહડાવવાનું આ કાંઇ ટરકટ રચાયુંછ."

"મારા જાંહગીરશાહ શેઠને ખોદા સલામત રાખે, તેવણબી એમજ સમજેછ." ભીખાએ ટેકો આપ્યો. "તેવણે પેસી ને હોમી બેહુની ચોપડીઓ વાંચીછ અને બેહુપર ન્યુસપેપરવાળા શું કેહછ તેબી વાંચ્યુંછ અને સાફ ધિક્કારી કાહાડીને બોલ્યા કે છાપાવાળાઓ લોકોને દેખતી આંખે આંધલા કરવા બેઠાછ અને લોકો એવી લુછાઇને લઇ ચલાવેછ એ શરમભરેલું છે."

"પણ વળી જાંહગીરશાહ શેઠનું બીજું શું મત છે તે જાણેછ કે, સોલી!"

"શું મત?"

"તેવણ સાફ કેહછ કે સચાઇ સેવટે ફાવશે. પેસીનું પુસ્તક દટાઇ જશે ને વીસરાઇ જશે, ત્યારે હોમીનું કામ હંમેશગીમાં યાદગાર રહી જશે. શેઠ બોલ્યા કે એક તકલીદી ચીજને છાપડે ચહડાવવાનું જેટલું મુશકેલ છે તેટલુંજ એક લાયક કામને તોડી પાડવાનું મુશકેલ છે. પેસીની ફતેહ તુર્ત વેળાની છે પણ હોમીની ફતેહ હંમેશની છે. જાંહગીરશાહ શેઠ પીરોજાનાં દેખતાં એમ બોલ્યા તે પીરોજાને ધીરજ આપવા બોલ્યા, અને પીરોજાએ પણ ખુશી થઇ મને કહ્યું કે શેઠ કેહછ તે ખરી વાત છે."

"પણ વારૂં હોમી પોતે શું કેહછ?" સોલીએ જાણવા માગ્યું.

"હોમી તો કાંઇ બોલતોજ નથી. હોમી ઉપરના હુમલાઓની વાત તેની આગળ મને કરવાજ નથી ગમતી. મને દુઃખ થાયછ ને તેની વાત કરતાં ઓર એનું દિલ દુખાય. પણ હું જોઉંછ કે હોમી ઘણો દુખી છે. મારી ખાતરી છે કે એણે ગમ પકડયોછ. સોલી, તું તારી નજરે જોશે કે હોમી આગળના જેવો હસ્તો બોલતો રહ્યો નથી; ને તે ખચીત આ હુમલાઓ છપાયાથી છે."

"છાપાછાપીની ફિકર નહી. હોમી સમજુ છે. પોતાનાં કામની જાતી ખુબીઓ ઉપર એ આધાર રાખશે તો સેવટની ફતેહમાં એને સબુરી મળશે."

"તે તો ખરૂં, પણ તેટલાં બિચારા હોમીની કાયનાત લથડી ગઇછ, તે?" ભીખો ભરભરિયો પોતાનાં દુઃખથી કદી દુખી થયો નથી તેટલો આજે હોમીનાં દુઃખમાં દુખી હતો. "હા! એ અંધારાંમાં ઘા કરનાર હીચકારો કોણ છે તે મારા હાથમાં આવે તો તેને હું ગુણપાટમાં બાંધીને મસ્કતનાં આરબાઓ ઉપર કતલ કરવા સારૂં મોકલી આપું. બિચારો હોમી બોલતો નથી તો શું થયું? પણ મેન માંને મનમાં બળેછ તે મારાથી ખમાતું નથી. દોસ્ત સોલી, તારો ભાઇ ઘણો નખાતો જાયછ, તવાતો ને લેવાતો જાયછ, તે બધું આ છાપાછાપી પછી હું જોઉંછ."

સોલીએ જોયું કે ભીખા ભરભરિયાનો આ ભય ખોટો નહી હતો. તેમની ગાડી હોમીનાં બારણા આગળ ઉભી અને સોલી ભીખા સાથે પોતાના ભાઇ હોંજાઇને જઇ મળ્યો ત્યારે તેનાં મન ઉપર પેહલી જે અસર થઇ તે હોમીના ચેહરામાં, કાઠીમાં, શરીરમાં જે અણગમતો ફેરફાર તેણે જોયો તેથી થઇ.

સોલીને અચણુચ જોઇને હોમી, ગુલાં, નાની જર સર્વ અચરતીથી દંગ થઇ ગયાં. સોલી ગાડી ભાડું ચુકવી આપીને માથા ઉપર આવે તેની અગાઉ તો ભીખા ભરભરિયાની ધાંધલ ધરપચે આખાં ઘેરમાં "શાહાજાદો સોલી" આવવાનું મોટું ગોધિયારૂં કરી મેળ્યું. તેઓ પેટ ભરીને ભેટયા પછી અરસપરસ ખોલાસાઓ ચાલ્યા. સોલીએ મુંબઇ આવવા વિષે એકલા ભીખા ઉપરજ કાં લખ્યું અને હોમીને કાં નહી લખ્યું. તે તો ભૂલ થઇ અને તે ભૂલ સમજાવી એટલે ખોલાસો થઇ ગયો. પણ સોલી તો પોતાનો સામાણ થાણે ભૂલી આવ્યોછે તે છતાં કરેલ વાડીની ધર્મશાળામાં ઉતરવાનો છે, અને હોમીને ગુલાં સમજ્યાં કે તેઓને ઘેર તે ઉતારો લેશે તેમ તે નથી લેવાનો તે વિષે તેના ભાઇ હોંજાઇને ખોલાસો એટલો સેહલથી થયો નહી.

નાની મુંબઇ આવવાનો હતો તે હોમીને આગમચની ખબર હતી—નાનીએ ચીનથી લખ્યું હતું અને માતાજી ખરશેદબાઇએ થાણેથી લખ્યું હતું—પણ કાલને કાલ નાનીને આવવાની વકી છે અને તેને લેવા સોલી આવ્યો છે, એ વાતથી હોમી ચોંકયો પણ ખુશી થયો. તાબડતોબ નાનીને પોતાનાં ઘેરમાં ઉતારો આપવાની ગુલાંએ ગોઠવણ કબૂલી અને હવે એકવાર ફરી સોલીને પણ પોતાનાં ઘેરમાં રાખવાની ઘણી હોંહસ લીધી કે જે હોંહસમાં ભીખાની મસ્કતી દલીલો સાથની ભડભડખોરી હોંહસ ઘણી વધારે હતી.

"જો હોમી સોલીને પોતાને રાખે નહી તો હું સમજું કે તેના ભાઇ દાખલની લાગણીજ નથી, અને એના કરતાં તો મસ્કતના આરબાઓ ભલા." ભીખો બખાળ્યો. "પણ હવે સોલી રેહવાને ના પાડેછ તો હું કહુંછ કે સોલી જેવો હોંહસીલો કોઇ નહી—એની હોંહસ આગળ તો મસ્કતી આરબોબી હડયા."

જમવાનો વખત થયલો હતો પણ સોલી પોતાના ભાઇને ત્યાં જમવાબી થોભ્યો નહી. તેણે આજીજીથી માગી લીધું કે આજનો દાહડો તો તેને કરલવાડીની ધર્મશાળામાં જવા દેવું અને આવતી કાલનો એક દાહડો તેને ત્યાંજ થોભવા દેવો. અને તેમ કરવાનાં અગત્યનાં કારણો હતાં. તેણે ધર્મશાળામાં લખીને ઓરડો રખાવ્યો હતો તથા ખાનું કરાવ્યું હતું તે કાંઇ કારણ નહી હતું, પણ તે ધર્મશાળામાં તેણે પોતાનાં કાગળો અને તાર મંગાવ્યા હતા, પોતાના સામાણની પાછળ રહી ગયલી પેટી મંગાવી હતી, અને સર્વથી મોટું કારણ એ હતું કે કરેલવાડી ને કરેલવાડીમાંજ તેને અતિ અગત્યનું કામ હતું.

તે આફીસનું, વકીલના ધંધાનું, મી૦ રામચંદ્ર વકીલનુંજ કામ હતું. તે નહી, નહી, કરતાં મુંબઇ આવ્યો ત્યારે કામનો ઘણો બોજો માથે લઇ આવ્યોછે. એ કામ લાંબા દાહડાનું લટકી રહ્યુંછે માટે અંહી આવવાની તક લઇને તે લોચો પતાવવાનો છે. સોલીએ ખોલાસો કીધો કે આવતી કાલે કદાચ નાની ચીનથી આવે કે નહી આવે તોપણ તેને આ કામ ઉપર રોકાઇ રેહવાનું છે—કદાચ આખો દાહડો રોકાવું પડે. પણ કાલ સુધીમાં કામ પુરૂં થશે અને જો નાની નહી આવે તો પછી તે મુંબઇ વધુ દાહડા રેહવાનું થશે અને પરમ દિનથી તે ભીખા અને હોમીની સાથેજ રેહશે.

"બીહોછ કાં હોમી? હું કયાં નાશી જવાનો છું? કાલનોજ દાહડો કામનો છે, માટે એકજ દાહડો તમારીથી દૂર રેહવાનું માગી લઉંછ. નાની જો કાલે આવ્યો તો તેને અંહી તમારે ત્યાંજ રાખી જઇશ અને કાલે મારૂં કામ પુરૂં કરીને પરમદિનથી હુંબી તમારે ત્યાંજ ધામો નાખીશ. દુવા માગોની કે નાનીની તબીયત એટલી સુધરે કે જેથી તે સિલાનમાં ઉતરે અને પછી હુંબી અંહીજ

છું. હજીતો આપણે ઘણા દાહડા લેવાછે. હું કાંઇ ભૂલો નથી પડવાનો કે તમે મને વીહલો નહી મેળી શકો."

આ આગ્રહ પછી હોમી કે ગુલાંએ તેને રોખવાની બોહસ કીધી નહી. તેને ખુશીથી ફરેલવાડીની ધર્મશાળા માં ઉતારો લેવા સારૂં જવા દીધો. ભીખો હોમીનાં ઘેર માંથી તેની સાથેજ પાછો ઉતરયો.

"ભીખાજી, તું કેહછ તે ખરૂં છે." હોમીને ઘેરથી નિકલ્યા પછી સોલીએ પેહલી વાત એ ચલાવી. "મારા હોમીમાં કેટલોબધો ફેરફાર ! એનો દેખાવ સારો લાગતો નથી. કાંઇ અજબ ફેર પડયોછ. મને તો મારા વ્હાલા ભાંઇ વિષે બીહાક લાગેછ."

સોલી હોમીના સોહરાયલા દેખાવથી ખચીત બીધો હતો. ભીખો તેની સાથ વાતો કરતો ચાલ્યો.

"સોલી, તું ફરેલવાડી જે કાગળોની વકી રાખેછ ને ઉતાવલમાં પડયોછ તે કાગળો કોણનાં છે ?" ભીખાએ સેજ પુછયું.

"મારા નાનીના તારની વકી રાખુંછ. બીજાં તો રામચંદ્રનાં કામનાં કાગળો છે."

"ને કાલે કામ છે તે શું છે ?"

"એક અગત્યના કેસની મસલત છે, ને રામચંદ્રના કેટલાક હિસાબ ચુકવવાના છે."

"ત્યારે તો એ ધાટાએ તુંને પૈસા આપીને મોકલ્યો હશે."

"હા. આસરે હજારેક રૂપીયાની વાત છે."

"તે રૂપીયા તું લાવ્યોછ કે સામાણની સાથે તેબી ભૂલી આવ્યોછ ?"

"નહી તે રૂપીયા તો મારી પાસે છે," સોલી પોતાનાં ખીસામાંથી થેલી થોકી બતાવીને બોલ્યો. "રૂપીયા કોઇ ભૂલે ! આ રહી મારી થેલી."

"એમ છે ? એ બાણકોટી રામચંદ્રના પૈસાપર સાંપ બેસેરે !" ભીખો હસવા ખાતર બોલ્યો. "હું ખરાં દિલથી ચાહુંછ, સોલી, કે આજ રાતોરાત તારા એ પૈસા કોઇ ચોર ચોરી જાય. એ ઘાટાના રૂપીયા ચોરાય તો હું ઘણો ખુશી થાવું."

વાંચનારી બાનુઓ ભીખાના એ બોલો યાદ રાખશે.

હવે સોલીએ ભીખાથી છુટો પડવા માગ્યું, પણ ભીખાએ તેને ઘણી આનાકાનીથી જવા દીધો. અને તેબી થોડીજવાર.

"સોલી, હુંતો ધારતોતો કે આજે આપણ નાટક બાટકમાં જઇને સાથેના સાથેજ રાત ગુજારીશું." ભીખાએ ઘણી આજીજી કીધી. "હજીબી શું છે ? તું એક કામ કર. તુને ફરલવાડી જઇને કાગળ વાંચવાંછ, જવાબ લખવાછ, એટલુંજ કની ? તો તું જા અને એક કલાક કામ્ કરીને પાછો આવ. શાપુર શેઠના ચકલાપર ઝીણીનું પોંહચખાનું જાણીતું છે—ઝીનીને ઓળખેછ કની ! પેલા બિચારા આપણા કુમલા કલ્યાણી વાળાની ઝીણી !—તેને ઘેર તું નવેક વાગતામાં આવ, પછી ત્યાંથી આપણે સાથે મોરીનાસને ત્યાં આઇસ્ક્રીમ ખાવા જઇશું ને પછી નાટકમાં યા સ્કેટિંગ રિંકમાં જઇશું."

સોલીએ આ દરખાસ્ત કબૂલ કીધી. તે ઝીણીને પોંહચખાને રાત્રે ૯ કલાકે આવવાનો વાયદો આપીને છુટો પડયો; અને ભાડુતી વિકટોરિયા કરીને મારતી ગાડીએ ફરેલવાડી ગયો.

હજી તો એક કલાકની વાર હતી, તેટલાંમાં ભીખાનું જરા ઇંગ્રેજ બજારમાં ફરવાનું મન થયું. ફરતો ફરતો વાટસનનાં પોંહચખાના તરફ ગયો, કે જયાં આજે મોટું લશકરી ખાનું હતું અને પોંહચખાનાની બાહાર લશકરી બેંડ વાગતું હતું. તેના શરોદોની મધુર લેહર ઉપર આપણો ભીખો લલચાયો અને રાત્રીનાં એકાંતપણામાં યુનીવર્સિટીના બાગ મધે ખુશનુમા લેહકી વચે સુંદર ગાયન સાંભળવા બાંક ઉપર બેઠો. અંહી તેની આંખ્પોમાં લેહર આવી ગઇ—ભીખાની જેમ ભુખ તેમજ ઉંઘ પણ સારી હતી—તેમાંથી રાજાબાઇ ટાવરના કલાક ૯ ના ટકોરાથી ભીખો ભડકીને જાગી ઉઠયો.

૯ વાગતે જાગ્યો તેવોજ તેને સોલીનો વાયદો યાદ આવ્યો. તેને લાગ્યું કે સોલી રખે ઘેર આવ્યો હોય અને રખે વાટ જોઇને જતો રહ્યો હોય ? ભીખો ગભરાટમાં પડયો અને હવે પોતાનાં ઘેર ભણી દોડતો ગયો.

પણ ગભરાટમાંને ગભરાટમાં યુનિવર્સિટી બાગમાંથી નાશનલ બેંકનાં ખુણા ઉપર આવતાં રાત્રીના અંધારામાં બેંકના પોર્ટીકો હેઠલજ અચબુચ તે એક ઉભેલા આદમીને અઠડી પડયો.

તે એક ગૃહસ્થ હતો, ભીખાના જેવોજ ઉંચો અને કદાવર પણ પતલો હતો. તે કાંઇ ઉંડા વિચારમાં ઉભેલો હતો. ભીખો તેને દોડતો આવીને અઠડવાથી તેણે એક હાથે આચકો મારી દૂર કીધો અને જરા ખીસીને પાછો જયાંને ત્યાંજ ઉભો રહ્યો. તે ગૃહસ્થ એટલો ઉંડા વિચારમાં ગરક ગયલો હતો કે તેને કોણ અઠડયું તે તેણે જોયું બી નહી. તેમજ ભીખો વળી જલદી ઘેર પોંહચવાને એટલો ઉતાવળમાં હતો કે તે ગૃહસ્થની માફ માગવાને બી થોભ્યો નહી.

"એ વળી અંહી શું ધારતો હશે ? એ અંહી કાં ઉભોછ ? કેવો હેબતીને ઉભોછ ? જાણે કે કોઇ ભૂતે આવીને એને ભખી ખાધોછ !" ભીખો દોડતો જતાં જતાં મન સાથ બડબડયો. કાંકે ભીખાએ તે ગૃહસ્થને ઓલખ્યો હતો.

તે કોઇજ નહી પણ તેનો જુવાન શેઠ ફરામરોજ જાંહંગીરશાહ જંગબારવાળા હતો. પણ ભીખાને તેની કનવાર કરવાનો વખત નહી હતો. તે પાંચ મિનિટમાં તો કોટેકોટ પસાર કરી ઝીણીનાં પોંહચખાને પોંહચ્યો. ત્યાં ધરપચમાં ને ધરપચમાં પુછયું "મારો શાહજાદો આવી ગયો કે ? જલદી કહો."

"ભીખાજી, તું એમ મારૂં ઘેર ધમધમાવતો ના આવ," ઝીણીએ તેને ધમકાવી કાહાડયો. "તું તારી ગડબડથી અમોને બીહવડાવી મારેછ."

"પણ મારો શાહજાદો આવ્યો કે નહી તે કહોની."

"અંહી કોઇ આવ્યુંબી નથી ને ગયુંબી નથી."

આ જવાબથી ભીખાને જરા ધીરજ આવી અને તે હવે સોલીની વાટ જોવા થોભ્યો. સોલીના મુંબઇ આવવા

ની અને તેનાં કારણની અને બીજી સઘળી વાતોથી તેણે ઝીણીનો વખત સોહવાડયો.

વાતમાંને વાતમાં પા કલાક થયો પણ સોલી આવ્યો નહી, અડધો કલાક થયો તોબી આવ્યો નહી, ત્યારે તો હવે ભીખાને ચટાપટી થઇ. તે ખળભળતો ભડભડતો ઘેરની બાહાર નિકલી ગલીને નાકે જઇ ઉભો કે સોલી આવે તેવો તેને બાહારજ થોભાવીને બાહારો બાહારથીજ ફરવા લઇ જાય.

પોણા દસ થયા પણ સોલી આવ્યો નહી. હવે તો ભીખો ખીજવાયો. તેણે એક ભાડુતી ગાડી લઇ કરેલવાડી દોડાવી. રસ્તામાં જેટલી ગાડી મળી તેટલામાં બૂમ મારતો રહ્યો કે "સોલી કે?" પણ સોલીની ગાડી તેને રસ્તામાં મળી નહી.

ધર્મશાળાના દરવાજા ઉપર ગાડી જેવા ધસારાબંધ આવી તેવાજ ધંડાકામાં ભીખો ઉપરથી કુદી પડીને પોતાની સરેસ્તાની સલામ અકરામ વગર પુછવા પડયો. "મી૦ સોરાબજી દારાશાનાંનો ઓરડો કયાં છે? મારે તેવણને મળવું છે!"

"કયા સોહરાબજી?" ધર્મશાળાના એક માણસે આ તાણ કરનાર ગડબડિયો કુરતાજી કોણ છે તે વિષે જરા એકસરખુંજ તાણ કરવાની ઢબે પુછ્યું. "જે સોહરાબજી આજે થાણેથી આથ્યા તેવણ?"

"હા તેવણ, તેવણજ. કયાં છે જલદી બોલ."

"તેવણ અંહી નથી, તેવણ તો બાહાર ગયાછ."

"બાહાર ગયાછ?" ભીખો ડઘાઇને પુછતો ઉભો. "હું તેની પછવાડે દોડુંછ ને તે કેથો મારી પછવાડે દોડે છ કે શું?"

"તેવણતો ૯ વાગ્યા અગાઉનો કેથે ગયાછ."

ત્યારે તો ખચીત તે મનેજ મળવા ગયો હશે. એકવાર ફરી ભીખો ભડકીને ગાડીમાં કુદી પડયો અને જેમ દોડાય તેમ દોડાવીને કોટમાં પોતાને ઘેર પાછો આવ્યો. સાડા દસ થઇ ગયા હતા, માટે "ઘેરવાળાં" અને બીજાં બધાં બારણાં ઢાંકીને તુર્તનાંજ સુવા ગયાં હતાં. ભીખાએ બારણું ભાંજી નાખે એવો કડાકો કીધાથી આખું ઘેર જાગ્યું. હીલ્લુ ફાળ ખાઇને હેબતી ઉઠી, ઝીણી માત્ર સાડી ખાંધપર લાખીને બારણા આગળ દોડી આવી, અને બિચારો ડાકટર બરજોર પણ ચોંકીને બારીએ જોવા નિકલ્યો.

"ઝીણી, કયાં છે? મારો શાહજાદો કયાં છે?"

"સોલી બોલી કોઇ અંહી આવ્યો નથી." ઝીણીએ ફફડીને બૂમ મારી "ઓવાય! ભીખાજી! હવે તો તું કંટાલો આપેછ. અમે શું તારે વાસ્તે બારણું ધરી બેસી રહીયે કે! તું ગુપચુપ આવ ને મુગો મુગો જા. કેટલીબધી ગડબડ! તું શું આખાં ઘેરની ઉંઘ લેશે કે?"

પણ ભીખો હોય શું કે આ સઘળો ઠપકો સાંભળે? તે આ શબ્દવૃષ્ટિ સાંભળવા ઉભો રહ્યોજ નહી હતો. સોલી અંહી આવ્યો નથી એમ સાંભળતાંજ તે પાછો દોડયો. "કદાચ મને શોધવા તે મોરિનાસની દુકાને ગયો હશે," એમ સમજીને તે મોરિનાસને ત્યાં ગયો તો દુકાન બંધ હતી અને કાળું કુતુંબી નહી મળે.

ત્યાંથી તે ગેટી થીયેટરમાં દોડયો. કદાચ સોલી ત્યાં હશે. ત્યાં નાટક ચાલતો હતો તેમાં એકવાર ફરી ભીખાએ ગડબડ મચાવી મેળી. પેહલાં તો દરવાજાએ ટિકિટપર ઉભેલાઓને પુછ્યું, પણ તેઓ કોઇએ સોલી દારાશાનાંનો પત્તો આંપ્યો નહી. તેઓ શું ઓળખે? બેહતર એજ ભીખાએ સોલીનું નામ દઇ મોટે બૂમો મારવી. તે બૂમથી સોલી તો નિકલી આવ્યો નહી—તે ત્યાં હતોજ નહી કે નિકલી આવે—પણ નાટકનાં કામમાં ખલલ થઇ અને કારભારીએ બાહાર નિકળી આવીને ભીખાને ખુબ ખખડાવી કાહાડયા પછીજ તે પોતાના શાહજાદાની શોધમાં ત્યાંથી નાસિપાસ થઇને ગયો.

સોલી કયાં ગયો હશે?

---

## પ્રકરણ ૯૩ મું.

## કલાર્કો ઊપરનું જાસુસપણું.

ઉપલીજ રાત્રીનાં અંધારાંમાં ભીખો ભરભરિયો પોતાની હંમેંસની ઉતાવલે યુનિવર્સિટીવાળા બગીચાના ન્યાશનલ બેંક આગળનાં ખુણા ઉપર પોતાના ફરામરોજ શેઠને અચબુચ અકડી પડયો તે ઉપર કહ્યું.

ફરામરોજ કયાં ગયો હતો? કયાંથી આવ્યો હતો? તે સહવારે તેની આફીસવાળા ઓરડામાં પેલા ચાલાક ડીટેકટિવ રાઘુ રામોસીની ફરામરોજ શેઠને એક ચીઠી મળી હતી. એ ચીઠી આખી હેઠલ ઉતારીશું.

"ખાનગી અને વિશ્વાસ ઉપર

"શેઠ ફરામરોજ જાંહગીરશાહ જંગબારવાળા

"સાહેબ—ગયા જુન મહીનામાં આપના ભેદ ભરેલી રીતે ચોરાયલા ચેકના અંધારા ભરમ ઉપર કાંઇ શેજ અજવાળું મળ્યું છે. તમારા હુકમને માન આપી હું મુરબ્બી શેઠ જાંહગીરશાહ આગળ ન જતાં આપને ખાનગી ખબર આપવા માંગુંછું. આપ આગ્ના કરો તે વખતે હું આપને આવી મળીશ, અથવા આપને કાંઇ અડચણ ન હોય તો આપ મને પોતાને મળી જયો. આજે અથવા તો કાલે રાત્રીના ૭ વાગતા સુધી બેંડ સ્ટાંડ આગળ મારા તંબુમાં હું આપની રાહ જોઇશ.

લા૦ આપનો આગ્નાંકિત

રાઘોબા રામચંદ્ર રામોશી."

આ ચીઠી આવી ત્યારે ફરામરોજ પોતાના કલાર્કોના ઓરડામાં મી૦ મનચેરજી મીણવાળાની ટેબલ આગળ તેવણને કાંઇ કામ સોંપતો ઉભેલો હતો. તેણે આ કાગળ ઉકેલીને તે ઉપર નજર કરતાંજ તેના ચેહરા ઉપર એક ગુસાના ઘુમટા સાથ કાંઇ કીરમજી રંગ ચહડી આવ્યો અને તે પછી તેના ઉપર કાંઇ હેબતનો ફીકાસ ફરી વળતો જણાયો. મી૦ મનચેરજી મીણવાળાની નજર પડતાં તેવણ તુર્તજ આ જુસો જોઇ શકયા અને એ શું છે તે જાણવાની તેવણને નવાઇ લાગી. પણ મી૦ મનચેરજીને ઝાઝી તક મળી નહી, કાંકે ફરામરોજ આ ચીઠી વાંચતાંનીવાર પોતાની આફીસના ખાનગી ઓરડામાં ધસ્યો અને બારણું બંધ કરીને અંદરજ રહ્યો

રાઘુ રામોસીની આ ચીઠીએ ફરામરોજને ગમી અને ગુસો ભેગાં પેદા કીધાં. વળી રાઘુ આ કંટાળો આપવા કયાંથી નિકલી આવ્યો? તેતો થાણે ગયલો હતો—જયારે ફરામરોજ "ચેંજ" ઉપર ફરવા ગયો હતો ત્યારે રાઘુની ઓધા ઉપર થાણે બદલી થઇ હતી અને ફરામરોજ એક પાપ પત્યું એમ ખુશી થયો હતો—પણ ફરામરોજ ફરી આવ્યો ત્યારે જાણે કે તેને કોઇ ભૂત ઘેરતો હોય તેમ તેનો જીવ ખાવા એ થાણેથી પાછો કયારે આવ્યો?

"મારે તુને મળવું નથી" એમ પેહલા ગુસામાં ફરામરોજ જવાબ લખવા બેઠો. પણ એટલાજ બોલ લખતાંમાં તો તેની કલમ ચાલતી અટકી ગઇ. અગરજો રાઘુ ફરામરોજને નહી મળશે તો તે જાંહગીરશાહ શેઠને મળવા જશે. ચેકની ચોરી કેમ થઇ અને કોણે કીધી તે વિષે ફરામરોજ અજ્ઞાન હતો—મરનાર માણકશાહ મેહરજીસાને સાડી પાનસો રૂપીયાનો તે ચેક પોતાની ગાંઠનો ભરી આપવો પડયો તેથી ફરામરોજ ખુશી તો નહીજ હતો— પણ તોખી જાંહગીરશાહ શેઠ એ વાત વિસારી દેય અને ફરી એ વાત તેવણ આગળ તાજી નહી થાય તેનાં ગંભીર કારણો હતાં; અને તે ડીટેકટિવ અગર દીકરાને મળવાથી બાપ આગળ જતાં અટકતો હોય તો દીકરાએ તેને મળવાની જરૂરજ હતી.

માટે ફરામરોજે એક બીજો જવાબ લખી કાહાડી તેમાં આજે પાછલા પ્રહરના ૪ કલાકે રાઘુને પોતાની આફીસમાં બોલાવ્યો. પણ વળી એ વિચારથી તેણે ફેરવ્યો. "રાઘુ મને બોલાવેછ તેમ હું એને એના તંબુમાંજ કાં નહી જઇ મળું? આફીસની ગડબડ કરતાં તેનાં એકાંત ઉતારાની મુલાકાત વધારે સારી." ફરામરોજે ત્યાંજ જવાનો ઠરાવ કીધો, અને ત્યાં જવા માટે જવાબની જરૂર નહી હતી માટે હવે ફરામરોજે રાઘુની ચીઠી અને પોતાના બેહુ અધુરા જવાબો ફાડી નાખ્યા.

તે આખો દિવસ તેને ચેન પડયું નહી. સાંજનાં ઝઝખલાંમાં તે કપડાં પેહરીને એકલો હાઇ કોર્ટને રસ્તે બેંડ સ્ટાંડ તરફ જવા નિકલ્યો. રાઘુ રામોસીની તબીયત સારી નહી હોવાથી તે ત્રામવેના તબેલા આગળ સરકારના ભાડેના તંબુમાં રેહતો હતો. તંબુ શોધી કાહાડતાં ફરામરોજને રખડવું પડયું અને ઠરાવેલે વખતે તે તંબુ ઉપર જઇ પુગ્યો. રાઘુ એક ટેબલ ઉપર એક મોટા લાંપની ભભક તલે પોતાની પાકેટ બુકમાંનાં કાંઇ કાગળિયાં તપાસવા બેઠેલો હતો. તેજ આગળો પતલો, ચિંવટ ચેહરો ફેરફાર વગરનો હતો. ફેરફાર એટલોજ કે રાઘુએ માથા ઉપર ધોતરનો એક ફેંટો વ્પેટેલો હતો.

ફરામરોજને જોઇને રાઘુએ પોતાની પાકેટ બુક અને કાગળો ઉંચાં મુકયાં અને ફરામરોજને પોતાની સામે ખુરશી આપી. સેજસાજ ખેર આફીયત પુછીને રાઘુ પોતેજ મુલાકાતની બાબત ઉપર આવ્યો. "આપ આવ્યા થી હું ઘણો ખુશી છું. કાંકે કાલે કદાચ આપણુ મળી શકીયે નહી. એક નવું કામ મારા હાથમાં આવ્યુંછે તે ઉપરથી હમણાજ મને માલમ પડયુંછે કે કે કદાચ કાલને કાલ સહવારેજ મને થાણે જવું પડે. હજી નકી નથી, આજ રાતે તાર શો જવાબ લાવેછે તે ઉપર મારે જવું કેનહી તેનો આધાર છે."

"તમે હાલ મુંબઇ રહોછની?" ફરામરોજે પાપ પતવાની આશામાં પુછયું.

"નહી હું તો થાણામાં છું.. પણ જરા તાપીદાસ (તાવ) ની મુલાકાત થવાથી અંહી હાલ તંબુ ભાડે લઇને આવવું પડયું. મને આવ્યાને માત્ર આઠ દાહડા થયાછે તેટલાં તો પાછું એકદમ જવું પડેછે. કદાચ સહવારની ત્રેનમાં જવું પડે તો હું જે વાત કરવા માગુંછું તે રહી જાત."

"રહી જાત તો ફિકર નહી." ફરામરોજે આ વાતનો કંટાળો એકદમજ કબૂલ કીધો. "વાતમાં દમ શો! હું તો તમોને જવાબજ વખેવા બેઠો હતો કે તમારે તસ્દી લેવી નહી. એક તો હાલ આફીસમાં કામની મોસમ છે, ને બીજું તો પેલા ચોરાયલા ચેકની જુની વાત પાછી તાજી થાય તેનાં કરતાં આપણે પડતી નાખીયે તો વધારે સારૂં. કદાચ તમારી ખબર હું નહી સાંભળું તો તમે મોટા શેઠને કેહવા જાવો તેથી કરીને મેં ધાર્યું કે તમોને એકવાર મળીને ફરી તાકીદ કરૂં કે બાવા પાસે તે વાત કરવા જતાજ ના."

"તેમ કરવાની તો મને જરૂરજ નથી." રાઘુ બોલ્યો. "આપે મોટા શેઠ આગળ ના જવા માટે આગળ મને ચેતાવ્યો હતો તે મુજબ હું નહી જાત. એ આપની વાત છે ને મારે આપ સાથજ કામ છે. પેહલાં તો આપની તબીયત કેમ છે? સારા તો છોની?"

"હું સારીપેઠે છું, પણ એ પુછવાનું શું કારણ?" ફરામરોજે લગાર અધીરાઇ બતાવી.

"કારણ કાંઇ નહી. આપ સારીપેઠે હોવ એમ ચેહરા ઉપરથી લાગતા નથી."

ફરામરોજે પોતાની છેલી મુસાફરીની થાક અને મોજ મઝાની ખુમારી વિષે ખોલાસો કીધો, પણ એ ખોલાસો તેણે અધીરાઇથી કીધો, કાંકે આ મુલાકાત લંબાવાની તેની ખુશી નહી હતી અને એટલીવારમાં તો બે વાર તે ઘડિયાલ જોઇ રહ્યો હતો. તેણે ટુકમાંજ સેવટ લાવી આપ્યું "તમારે જે કેહવાનું છે તે કાંઇ ખાસ જાણવાજોગ ના હોય તો હું એ જાણવા પણ નથી માગતો. એ વા થંડી પડેલી સારી."

"પણ જો હું કહું નહી તો આપ તરફ તેમ મારા પોતાના તરફ મારો ધર્મ બજાવેલો કેહવાય નહી, રાઘુએ પોતાનો ઘાડો અવાજ કાહાડીને ગંભીરાઇ બતાવ "અને મારી મ્રુપકીદીથી અગર પછવાડે કાંઇ વાત વ તો મારા ઉપર પછી ઠપકો આવે. માટે મારે તો કેહવાનું છે તે કેહવું જોઇયે; પછી કરવું, નહી કરવું, આપના હાથમાં છે."

"ત્યારે શું છે તે ટુંકમાંજ કહી ધોની."

પણ રાઘુને કાંઇ એટલી ઉતાવલ નહી હતી. તેનું આગળ એવા આકળા ઉતાવળાઓ ઘણા આવી ગયા હતા રાઘુ તો હંમેશાનો થંડો હતો. તેણે ધીરજથી પોતાનો ફેંટો માથા ઉપરથી છોડી નાખીને ચોટલીવાળાં ચોડાં માથા ઉપર એ ટોપી પેહરી, પછી પોતાની પાન સોપારીની ચમચી લઇ પાન સોપારીની પટી બનાવતો ગયો અને વાત કરતો ગયો.

"જ્યારે આપનો એક ચોરાયો ત્યારે આપે મને એ કામ સોંપતાં એવી સુચના કરી હતી કે તમારો શક તમારા ચારમાંના કોઇ એક કલાર્ક ઉપર હતો અને તેઓ ઉપર આપે મને નજર રાખવા કહ્યું હતું. તમે એવું ધારતા હતા કે તે કલાર્કે અગર પોતાને માટે નહી તો કોઇ બીજાને માટે આ ચોરી કીધી હોય અને તેની ખાતર એ વાત બાહાર જવા અગાઉ આપ પોતેજ કયા કલાર્કનું એ કામ છે તે જાણવા ચાહતા હતા. ત્યાર પછી છ મહીના નિકલી ગયા અને તમો ધારતા હશો કે મેં વાત સુવાડી મેળી."

"અગરજો મારા કલાર્કોમાંનાજ કોઇનું એ કામ હોય તો હું હજીબી તે જાણવા ચાહુંછ." હવે ફરામરોજ વાત સાંભળવા તૈયાર થયો "વારૂ, તમેબી મારા કોઇ કલાર્કનીજ શોધ કીધીછની?"

"હજી પકી શોધ નથી કરી. પણ જે કાંઇ મને જણાયછે તે ઉપરથી આફીસમાંને આફીસમાનુંજ એ કામ નથી એમ હું ધારી શકતોં નથી.

"ત્યારે એ કોણનું કામ છે? દાદા હરિના લક્ષમણનું કે?" ફરામરોજે ઉલટથી પુછયું.

"આમ ઉતાવલા ના પડો, શેઠજી." રાઘુએ ફરામરોજને સામો ધમકાવી પાડયો. "હું કહુંછું તે મને માફ કરજો, પણ આવી બાબતોમાં સબુરી અને ધીરજ ડાપણ ભરેલી છે. દાદા હરિનો લક્ષમણ પૈસાનો એવો ગરજાઉ નથી કે પોતાના જે પૈસા નહી હોય તે ઉડાવી જાય. પણ જ્યારે આપે એવું સુચવ્યું કે——".

"જરા સબુર" અંહી ફરામરોજ અચબુચ વચે બોલ્યો. "આપણી વાત કોઇ સાંભળેછ કે? દિવાલનેબી કાન હોયછે. આ તંબુની દિવાલ કનતાનની છે."

"કોઇ સાંભળતું નથી. પોલીસની દિવાલ અગર કપડાંની હોય તોપણ ત્રાંબાના કીલ્લા જેવી મજબુત જાણવી. અમે પોલીસના અમલદારો કાંઇ એકલા તમારાજ ભેદપર બેઠેલા નથી. સેંકડો માણસોના છુપ્યા ભેદોની જ્યાં તલાશ ચાલે ત્યાં એક બીજાની વાતો અમે બાહાર સંભળાવા કેમ દઇયે?"

"હું તો દાદા હરિના લક્ષમણની ખાતર એ વાત છુપાવવાને ખંતી છું." ફરામરોજે ખોલાસો કીધો. "અગર તમે મને કેહશો કે લક્ષમણ ચોર છે તોપણ હું તેના વાંક ઉપર ટાંકપીછોડો કરીશ."

"તમે મને તમારા કલાર્કો ઉપર નજર રાખવા કહ્યું હતું, તો જોકે તેનાં કારણો તમે મને સમજાવ્યાં તેમાં ઘડ કે પુછડું કાંઇ નહી હતું." હવે રાઘુએ પોતાની અગત્યની વાત આગળ વધારી. "મારૂં મત એવું હતું કે તમારા ચારે કલાર્કોમાં લક્ષમણ ચોરી કરવાને સર્વથી ઓછો પાત્ર હતો. તોપણ જ્યારે તમારા વિશેષ શક તેના ઉપર ગયા ત્યારે મારી ફરજ થઇ કે તેના ઉપર બરાબર નજર રાખવી, એટલે કે મારાં માણસો પાસે રખાવવી, કે જે પણ એકનું એકજ હતું."

"એકનું એક કેમ હોય?" અંહી વળી ફરામરોજે ગભરાઇને પુછયું. "તમે નજર રાખો તે એકલા તમેજ જાણો પણ બીજાઓ પાસે નજર રખાવો ત્યારે તો મારો શક બીજાઓએબી જાણયો, એમ કસ્યું."

"વળી તમો નકામાં ગભરાવોછો." રાઘુએ તેને પાછો ઠપકો દીધો. "અગરજો તમો ધારોછો તેવો હું છુપ્યા ભેદ બીજાઓને કહી આપનારો કમઅકલ હોવું તો હું મારી આ નોકરી ઉપર એક ઘડીબી ટકી શકું વારૂં? તમો બીહોછો તેવો હું ગધેડો નથી. હવે સાંભળો. મેં લક્ષમણ ઉપર જાસુસ મેળીને છુપી નજર રખાવી તે કાંઇ તમારા ચેકની ચોરીની વાત ઉપર નહી. મેં મારા જાસુસને એટલુંજ કહ્યું કે આ છોડાનો બાપ મારો મિત્ર થાયછે અને તેના બાપની ખાતર આ છોડો કેવાં ફેલમાં ફરેછે તે મારે જાણવું છે. એટલુંજ કહીને મેં લક્ષમણની એકેએક હીલચાલની નોધ રખાવીછે. અને તેનું પરિણામ શું? એજકે હું ખરો ને તમે ખોટા છો. તમારા શક લક્ષમણ ઉપર લઇ જવામાં તમે ખુલ્લે ખુલ્લો ભૂલાવો ખાવોછો.".

ફરામરોજ ઇનતેજારીથી ચૂપ રહ્યો. તેણે ટેબલ ઉપર હાથ ટેકીને પોતાનાં જાણેકે ઝુલાઇ પડતાં મસ્તકને ટેકો આપેલો હતો, કે જે હાથને આંગળે તેની માતાએ મરતી વખતે ભેટ આપેલી લીલાં પાનાંની વીટીમાંનાં કીમતી ગોહેરમાંથી સામેના લાંપનો પ્રકાશ પડતો હતો.

"હવે, શેઠ, લક્ષમણ ઉપર જાસુસ રાખ્યાથી કાંઇ સાર નહી મળ્યો ત્યારે મેં બાકીના ત્રણ ઉપર નજર રાખી રખાવી. પેસુ પનવેલીવાળો આબરૂદાર ગૃહસ્થ છે અને મારી પેહલેથી ખાતરી હતી તેજ ખરી પડી કે એ ચોરી કરે તેમાંનો માણસ નથી. ભીખો પણ નહી—એ ભરભરિયો ઘણો બેઅદબ અને તોછડો છે, એ મને જ્યારે મળેછે ત્યારે અપમાન કરેછે—તેના ઉપર પણ મેં ખૂબ નજર રાખીછે; પણ મારી ખાતરી થઇછે કે આ વખતની ચેકની ચોરી એની કરેલી નથી."

"આ વખતની, એટલે?" ફરામરોજે ગુચવાડાથી શક લાવીને પુછયું. "આગળ ભીખાજીએ એવું કાંઇ કીધેલું છે કે શું?"

રાઘુ રામોસી એક ખંખાર મારીને આ વાત ખાઇ ગયો. ભીખાની આગળી, એક ડાયકા ઉપરની ચોરી તેના શેઠ આગળ કેહવાનું તેનું દિલ ચાલ્યું નહી. તેણે વાત ઉડાવી કે "જે માણસ દેશ દેશાવરોમાં છેક મસ્કતી આરબો સુધી રખડી આવે તે કદાચ કોઇ ખરા ખોટા વાંકમાં સપડાયબી એટલુંજ સુચવવાની મારી મતલબ હતી, સાહેબ."

"ભીખો ગમે એટલો રખડેલોછે, પણ હું એને તદન સાચો અને એક બચ્ચાંના જેવો સાફ ને ભોળાં દિલનો જોઉંછ." ભીખાના શેઠે તેને વિષે ઉંચું મત આપ્યું. "દાવ પેચ, છળ દગો કે ચોરી ટરકટ એને આવડેજ નહી."

"અલબત નહી." રાઘુએ એકદમ ટેકો આપ્યો. "ખાલી હાંલ્લું ખખડે ઘણું. આજના છુટાપણામાં છકી ગયલા ઇતર ટમાકોમાંનો એક ભીખાજી છે; પણ તેનામાં ઘણીસરખી બેઅદબી સિવાય બીજી ખોડ હું કશી જોતો નથી. હવે લક્ષ્મણ, પેસુ અને ભીખો ત્રણડે જણ તો

નિર્દોષ જણાયા, ત્યારે હવે બાકી રહ્યા તમારા કલાર્કોમાંના ચોથા મી૦ મનચેરજી મીણવાળા; અને હું જે આપને ખામખા આજે વાત કેહવા માગુંછું તે એ તમારા વડા કલાર્ક વિષેની વાત છે."

મી૦ મનચેરજીનું નામ સાંભળતાંજ ફરામરોજની ઈનતેજારી ઘણી વધી પડી. તેણે માથા ઉપર ટેકલો હાથ ખીસાડયો અને વધારે ઉલટથી ભવાં ચહડાવીને તે પોતાના હેડ કલાર્ક વિષે આ ડીટેકટિવ શું કેહછે તે સાંભળવા બેઠો.

અને રાધુ રામોશીએ મનચેરજી મીણવાળાની તો એવી વાતો કહી કે તે ઉપર ફરામરોજ દાંતમાં આંગળાં કરડવા લાગ્યો.

---

# પાણીના ઉકળવા ઉપર હવાનું દબાણ.

## આઈસ્લાંડના ગેજર્સ.



૨૧૨ ડીગરીની ગરમી હોય ત્યારેપાણી ઉકળેછે; પણ જો એક વાસણમાં પાણી લઇ તેની ઉપર મોટું કાચનું વાસણ ઢાંકી તેમાંથી હવા કાઢવાના બુંબાવડે હવા કાઢી નાખી હોય તો તે વાસણમાંનું પાણી૨૧૨ ડીગરી કરતાં ઘણી ઓછી ગરમીએ ઉકળવા માંડશે કેમકે તેની ઉપરથી હવા કાઢી નાખવાથી હવાનું દબાણ ઓછું થશે. પાણીનો બાફ થાયછે ત્યારે તે ખીલેછે અને તે ઉપરનાં હવાનાં દબાણને લીધે તે પાણી ૨૧૨ ડીગરી કરતાં વધું ગરમ થવા છતાં પ્રવાહી રહેછે. એટલે કે ઉકળતાં પાણીની હદ તેની ઉપરનાં દબાણના વધારા સાથ વધેછે. આ વાત સાબેત કરવા માટે એક રમુજી અખતરો ગમે તો કરી જુઓ.

એક સાંકડાં મોંહની સીસીમાં થોડું પાણી નાખી દીવા ઉપર ગરમ કરો. એ સીસી પાટલા કાચની (flask) લેઓ અને તમારો હાથ તે પકડતાં દાઝે નહી તે માટે એક તારનો ફાંસો કરી તેમાં તે સીસીનું મોંહ ખોસી ને તે તાર પકડો અને પાણી ગરમ કર્યા અગાઉ તે સીસી બરોબર ટાઇટ આવે એવો એક બુચ અને એક વાદલાંનો કડકો ઠડાં પાણીમાં ભીજવીને અથવા નહી તો એક મોટો બરફનો કડકો કરીને તૈયાર રાખી મુકો. પછી પાણી ગરમ કરો અને તેમાંથી બાફ નીકળે એટલે પેલો બુચ દઇને તે સીસીને ઉંધી મુકો અને તેની ઉપર પેલો વાદલા કે આઇસનો કડકો ફેરવો. હવે જો તમે સીસીમાં જોશો તો તેમાંના પાણીમાં જોરથી કકરા આવતાં જણાશે. હવે પાછું જરા વાર આઇસ ફેરવવાનું બંધ કરીને અંદર શું થાયછે તે જોયા કરો. હવે ધીમે ધીમે તે પાણીમાં કકરા આવતા નરમ પડી જશે. પાણીમાં કકરો આવતો તદન બંધ પડે કે પાછું પેલું આઇસ કે વાદલું સીસીની ઉપર ફેરવો અને વળી પાછા જોરમાં કકરા આવતા તમુને જણાશે.

આ શું અજબજેવું નથી લાગતું ! એ ઉપરથી તો જાણે એમ માલમ પડેછે કે પાણીને જેમ ઠંડું પાડયે તેમ તે વધારે ગરમ થાયછે. પણ નહી, આ કંઇ તેમ થતું નથી. પણ ત્યારે તેનું કારણ શું ? એનું કારણ એ જે પેહલાં જયારે પાણી ગરમ કરીને સીસીને ઉંધી મુકી ત્યારે તેમાં એકઠો થએલો બધો બાફ ઉપર ચડી આવ્યો, એટલેકે સીસીના ખાલી ભાગમાં આવ્યો, ને તે ભાગપર આઇસ લગાડયાથી તે ઠંડો થયો, અને તેની અંદરનો બાફ ઠંડકથી બંધાઇ ગયો, ને બાફ બંધાઇ જવાથી બાફવાળી જગ્યા તદન ખાલી એટલે હવા વગરની થઇ ગઇ. ને તેથી અંદરનાં પાણીની ઉપર જે બાફનું દબાણ હતું તે નીકળી ગયું ને પાણીની ઉપરનું દબાણ એ પ્રમાણે ઓછું થવાથી તે પાણી થોડું ગરમ છતાં ઉકળવા માંડયું. જેમ આપણે આગળ કહી ગયાં કે પાહાડ ઉપર હવાનું દબાણ ઓછું હોવાને લીધે ૧૮૦ ડીગરીની ગરમીથી પાણીમાં કકરા આવેછે, તેમ આમાંબી થયું. હવે કકરા આવ્યાથી પાછો તેમાં બાફ થયો અને તેનાં પાણી ઉપર દબાણ પડયું અને દબાણથી પાછા કકરા આવતા બંધ પડયા અને વળી પાછું આઇસ ફેરવ્યું કે બાફ બંધાઇ ગયો ને જગ્યા ખાલી થઇ દબાણ ઓછું થયું કે વળી પાછા કકરા આવ્યા.

હવે ત્યારે એ ઉપરથી સાબેત થયું કે પાણીની ઉપર હવાનું દબાણ જેમ ઓછું હોય તેમ તેને કકરા આવતું કરવા માટે ગરમીનું પ્રમાણ પણ ઓછું જોઇએ. સઘળા પ્રવાહીઓ હવાઇ રૂપમાં આવતી વખતે ખીલેછે, તેથી પ્રવાહીની ઉકળવાની હદ તેની ઉપર આવેલાં હવાનાં દબાણ ઉપર આધાર રાખેછે. આપણે આગળા અંકમાં

જોઇ ગયાં કે જ્યારે એક વાસણની અંદર થોડી પ્રવાહી જો થોડી હવાઇ રૂપમાં કેરબોનીક એસીડ નાખીને બંધ કીધી હતી ને પછી તેમાંથી એકદમ થોડી ગ્યાસ (હવાઇ રૂપમાંની એસીડ) બાહેર નીકલી જવા દીધી ત્યારે કેવી રીતે બાકીના પ્રવાહીમાંનો થોડોક ભાગ પાછો હવાઇ રૂપમાં બદલાઇ ગયો. આમાં પ્રવાહી કારબોનીક એસીડની ઉપરથી દબાણ ઓછું કીધાથી આપણે તેની ઉકલવાની હદ ઓછી કીધી હતી. એજ પ્રમાણે જો પાણીને ૨૧૨ ડીગરી સુધી ગરમ થયા પછી તેની ઉપર એકસરખું દબાણ રાખીને તેને વધારે ગરમી આપ્યા કરીએ તો પછી તે એમનું એમ વધારે નરમ ન થતાં એક મોટો અવાજ થઇને બાફ થઇ જશે.

આઇસલેન્ડમાં અને ઉત્તર અમેરીકાના કેટલાક ભાગોમાં નીકળતા અજાએબ જેવા ગરમ પાણીના ઝરાઓમાં પણ એવીજ રીતે થાએછે. એ ઝરાઓમાં પણ એક મોટો ધડાકો થઇને પછી ગરમ પાણી અને બાફના ફુવારાઓ સો સો ને બસો બસો ફીટની ઉંચાઇ સુધી ઉડેછે. આ ઝરાઓ જ્યાંથી નીકલેછે ત્યાં ખડકમાં રકેબીના જેવા આકારના ખાડા માલમ પડેછે, ને તે ખાડામાં પાણી હોયછે. આ પાણીના ખાડાને તલીએથી એક લાંબી નળીની માફક પાણી જમીનમાં ૭૦ ને ૮૦ ફીટ જેટલું ઉંડું ઉતરેલું હોયછે. જો એ નળીને તળીએથી ઝરો ફુટે તેની થોડો વાર અગાઉ ગરમી માપ વાનું યંત્ર મુકી જોયું હોય તો તે પાણી અતીશ્ય ગરમ માલમ પડશે, ને જો આપણે જાણતા ન હોઇએ કે તેની આસપાસની તમામ જમીન બળતા પાહાડની ગરમીથી ગરમ થઇ ગઇછે તો આપણે તે પાણી એટલુંબધું ગરમ કેમ થયું હશે કરી અજબ થઇએ. જોકે આ પાણીના ઝરાનો ઉપરનો ભાગ ૨૧૨ ડીગરી જેટલોબી ગરમ હોતો નથી પણ તેની નીચેનો એટલો તો બધો ગરમ હોયછે કે તે માત્ર તેની ઉપરનાં દબાણને લીધેજ ગરમ થયા કરેછે.

હવે ધારો કે જો આ મોટી પાણીની નળી, જે જમીનની નીચે સુધી લંબાએલીછે, તેમાં એકુ રસ્તેથી થોડોક બાફ જોસબંધ દાખલ થાએ તો તેથી શું થાએ વારૂ ? જેવો બાફ તે પાણીની નળીમાં દાખલ થાએ કે તરતજ તે પરપોટાના આકારમાં ઉપર ચહડવા માંડે ને તેનાં જોર થી તેની ઉપર આવેલું પાણી ઉંચે જાએ ! કોઇ વખતે તે પાણી એક કે બેજ ફુટ માત્ર ઉપર ચહડેછે, પણ તેથી કરીને છેક ઉપરનાં પાણીને જે આચકો લાગેછે તેથી તે પાણીનો ઘણો ભાગ ઢોળાઇ જાએછે, ને તેથી નીચલાં પાણીની ઉપરનું દબાણ ઓછું થઇ તે પાણી (જે અગાઉ ઉપરનાં દબાણને લીધે ઉકળતું ન હતું) ઉકળવા માંડેછે અને તેની નીચેનું વળી વધારે ગરમ પાણી જે પેહેલાં ઘણાં દબાણને લીધે ઉકળતું ન હતું તે પણ જોરથી ઉકળ વા માંડેછે. આથી બીજો બાફ થાએછે ને વળી નળીની ઉપરના ભાગ પરનું થોડુંક પાણી ઉપરથી ઢોળાઇ જાએછે અને તેમ થવાથી પછી પરીણામ એવું આવેછે કે એક મોટો પાણી અને બાફનો ભેગો જથ્થો ઘણાં જોરથી નળીની ઉપર ઘણે ઉંચે સુધી ઉડેછે. શીરીનબાંઇ રૂસ્તમજી.

# મોટા પુરૂષોનાં ટુકાં વૃતાંતો.

## - રાજકવિ સર વીલીયમ ડેવેનેન્ટ -

સર વીલીયમ ડેવેનેન્ટનો જનમ ૧૫૮૦ નાં વરસમાં એમેરીકા મધે થયો હતો. એણે પોતાની કેળવણી એની માના હાથ તલે લીધી હતી. તે બાર વરશનો થયો ત્યાં વેર ઘરમાંજ શીખતો હતો, પણ તેની શીખવાની ઉલટ જોઇ તેને ઇંગ્લંડમાં તેના મામાને ત્યાં મોકલવામાં અને એક મોટી સ્કુલમાં મોટે પગારે મુકવામાં આવયો હતો. આ સ્કુલમાં તેણે પોતાની મનની વલાણ ગણીત તરફ દેખાડી. તે એક વરશમાંજ માસટરોનો માનીતો થયો. તે હીસાબો કરવામાં સ્કુલમાં પ્રખીઆત હતો. તે કદી હીસાબો સ્લેટપર કરતો ન હતો. બધા ભારી હીસાબો તે મોહોડેજ કરી આપતો. જ્યારે બીજા છોકરાઓ પોતાનો વખત રમતમાં ગુજારતા ત્યારે તેમનાથી ઉલટું વીલીયમ ભારી હીસાબો કરવામાં, ઇંગ્લંડની તવારીખ વાંચવામાં તથા યુરોપની ભુંગોલ શીખવામાં કાહાડતો હતો.

વીલીયમનો બાપ એડમનડ ડેવેનેન્ટ સંચા બનાવવાનું કામ કરતો હતો. વીલીયમનો વડો ભાઇ ફ્રેદ ઇંગ્લંડમાં ડાકટરનો ધંધો કરતો હતો. વીલીયમનો નાહાનો ભાઇ ખેડુતનું કામ કરતો હતો. વીલીયમ ચૌઉદમે વરશે બી. એ. થયો. એથી એને "બેચ બેચીલર" નો ખેતાબ મલ્યો હતો. તે અહારમે વરશે એમ. એ. થયો, પછી તેને ત્રીનીટી કાલેજમાં ફેલો તરીકે ચુંટી કાહાડવામાં આવીયો હતો. તે પોતાનું કામ ઘણી સારી રીતે ચલાવતો હતો. તે ૧૬૬૦ માં મીસ દાએના મુર નામની તવંગર, ખુબસુરત અને શીખેલી બાનુ સાથે પરણીઓ હતો.

પરણીયા પછી વીલીયમ ડેવેનેન્ટને રાજકવીનું માન મલીયું. ૧૬૬૧ માં તેને સરનો માનવનતો ખેતાબ મલીઓ. વીલીયમનો શવભાવ ઘણો ભલો તથા હસમુખો હતો. તે નાહાનામાં નાહાની ફરજો બજાવવા નેકબી પણ શરમાતો નહીં હતો. વીલીયમ હમેશાં સવારના ચાર વાગતાંમાં ઉઠતો હતો. તેણે પોતાના વખતને એવી સારી રીતે વેહેંચી નાખીઓ હતો કે તેને દરેક ચીજ કરવાને ફુરશદ મલતી હતી. તે આશાએશના વખતે કવીતા જોડતો હતો. તેને ઘણા તવંગર ઉમરાવો માન આપતા હતા. તે ઘણું ખરૂં આખો વખત ઉમરાવોની મંડલીમાં જઇને બેસતો હતો.

તેણે પોતાની જીંદગી કવીતાઓ જોડવામાં તથા લખાણો લખવામાં કાહાડી. પછી પોતાની ૮૨ વરસની બુજરોગ વયે ૧૭૨૨ નાં સાલમાં આ દુનીઆ છોડી તે બેહેલી દુનીઆમાં આશરો લેવા ગયો. એનાં મરણથી ઇંગ્લંડને મોહોટી ખોટ ગઇ. તેણે ઘણાં જાહેર ભાશાન કીધાં હતાં તથા કવિતાનાં પુસ્તકોમાં તેણે લખોની દોલત મેળવી હતી, તે બધી તેનાં મરણ પછી તેની ધણીઆણીને મલી હતી. તેની ધણીઆણી પણ વીલીયમ પછાં બે વરશે બે બેટાઓ તથા ત્રણ બેટી મુકીને મરણ પામી હતી.

મીસ નવાજબાઇ આ. શેઠ.

વાંકાટીકા નાની શેરી જેવા છે અને રસ્તા પણ મરામત વિનાના ખરબચડા છે, જેથી રાતની વેળાએ શેહરમાં ફરવું ધાસ્તી ભરેલું થઇ પડેછે. એ કારણથી ત્યાં પોલીસની ગોઠવણ ઘણી સારી રાખેલીછે, અને કોઈ પણ રેહેવાશીએ હાથમાં ફાણસ લેવા વિના બહાર નીકલવું નહી એવો કાયદો બાંધેલો છે. કેરો શેહરમાં ઘરો ઘણાંખરાં સંધાં પથરનાં અને ઈંટનાં બાંધેલાં છે અને તેઓપર છાપરાંની જગ્યાએ ઈંટ ચુનાનાં ધાબાં બાંધેલાં છે.

એ શેહેરમાં મહમદીઆનોની ઘણીક મસજીદો છે, જેમાંની એકની ઇમારત ઇ. સ. ની નવમી સદીમાં આરબોએ ત્યાં બાંધીહતી. તે ઇમારત અરબી શિલ્પશાસ્ત્રના એક નાદરનમુના તરીકે ઘણી વખણાયછે. પણ આરબોની ઉંચી કીસમની ઇમારતબંદીનાં થોડાંજ નમુનાઓ હાલ એ દેશમાં બચી રહેલા છે.

કેરો શેહર અને તેનાં પરાંઓની એકંદર વસ્તી બેલાખ ચાલીસ હજાર માણસની છે જેમાં ઘણાક ટર્કો, આરબો, ન્યુબીઅનો, અબીસીનીઅનો, અરમાનીઓ, યુરોપીઅનો અને યાહુદીઓ છે. એ શેહર નાઇલ નદીનાં મુખની નજદીકમાં આવેલું હોવાથી ત્યાં વેપારને અર્થે તરેહવાર જાતના લોક વસેછે.

મિસર દેશના ચડતા વખતની યાદ આપનારા અને ત્યાંની અસલી પ્રજાની કળા કૌશલ્યનો નમુનો આપનાર પીરેમીડોમાંનો એક કેરો શેહરની પડોસમાંજ આવેલોછે, અને એ શેહરમાંથી તે સ્પષ્ટ નજરે પડેછે. વાંચનારી બેહેનોએ એ પીરેમીડો વિષે ઘણું સાંભળ્યું હશે અને તેમનાં ચિત્રો પણ જોયાં હશે. એ પીરેમીડો કયારે બાંધવામાં આવ્યા હશે તે કોઇ સિદ્ધ કરી શકયું નથી પણ તે ત્રણ હજારથી વધુ વર્ષના જુના માનવામાં આવેછે, અને હજી પણ સેંકડો વર્ષો થયાં તોપણ તેઓ આગળ હતા તેવીજ હાલતમાં સલામત રહી શકયાછે એવી તેમની બાંધણી મજબુત છે. કેરોની પડોસમાં આવેલો પીરેમીડ સર્વમાં મોટો અને વખાણવા જોગ છે. તેની ઉંચાઇ છસો ફીટ છે, અને તે ઉપર ચડવામાં મુસાફરો રમુજજ નહી, પણ માન સમજેછે, અને અલબતાં ઘણી મેહનતે એટલી ઉંચાઇએ ચડવા પછી ચડનારની મેહનતનો પુરતો બદલો વળી રહેછે કે જયારે તે આસપાસનાં ગામડાંઓ અને ખેતરો પોતાના પગ આગળ એક ચિત્ર પેરે આવી રહેલાં જોયછે.



મિસર દેશ યુરોપયન ટર્કીના સુલતાનના અમલ તળે છે પણ તે માત્ર નામનુંજ છે.. પ્રથમ સુલતાન ત્યાં પોતાનો એક હાકમ નેમતો હતો પણ વખત જતાં તે હાકેમી વંશપરંમપરા ઉતરવા માંડીછે. ખરેખરી રીતે તો એ દેશ ઇંગ્રેજોના કબજામાં છે, જેઓનું ઘણું એક લશકર ત્યાં રાખવામાં આવેછે, અને ત્યાંના ખેડીવને દેશમાં સારો રાજ્યકારોબાર ચલાવવાની ફરજ પાડવામાં આવેછે. ઇંગ્રેજોની મદદ અને દેખરેખથી એ દેશ આસ્તે આસ્તે ઘણોજ સુધરતો જાયછે.

પુતલીબાઈ.

---

# એક મઠ અધિકારી અને તેનો ટોળિયો.

અસલ જમાનામાં દરેક મઠ અધિકારીઓ એક એક ટોળિયો રાખતા હતા. તેમજ કોઇએક મઠ, અધિકારીએ પણ પોતાકણે એક સારો હસમુખો ટોળિયો રાખ્યો હતો. એકવેર તે મઠમાં સઘળા મઠવાસીઓ પોતાંના અધિકારી સાથ ભેગા મલી રંગરાગમાં બેઠા હતા. તે દિવસે ભારી ઉજાણી ચાલી રહી હતી. એટલામાં એ ટોળિયો જીઆફતનાં ઓરડામાં દાખલ થયો. રાબેતા મુજબ ટપા મેળી સઘળાઓને ખૂબ હસાવ્યા; એનાથી તે દિને તેનો મઠ અધિકારી એટલો ખુશ થઇ ગયો કે પોતે ઉઠી એક દંડુકો પેલા ટોળિયાનાં હાથમાં આપી બોલ્યો કે "જે દીને તારા કરતાં કોઇ વધારે મૂર્ખ નજરે પડે કે તેજ વખતે મારે નામે આ દંડુકા વતી તેને જેગોપાળ કરજે, અને એ દંડુકો તેને સ્વાધીન કરજે. એ બનાવને ઘણાં વર્ષ નહિ. વીતાં તેટલાં પેલો મઠ અધિકારી માંદો પડયો અને દેખાઇતી રીતે મરણ કાંઠે આવી પોંહતો. તેના પ્રાણની નિકલતી વખતની આસાની માટે ખાટલા અતરાફ સઘળા મઠવાસિઓ ભક્તિ કરતા ગુઠણમરડીએ પડયા હતા, અને ગમમાં પડેલાં મિત્રો તેને છેલી સલામ લેવા ઘેરાઇ ઉભા હતાં, તેટલાં પેલો ટોળિઓ ધીમે પગલે ઓરડામાં દાખલ થયો. મઠ અધિકારીએ તેને પોતા આગળ તેડી કહયું કે હું હવે આ દુન્યાથી પોતાનો અસબાબ ઉઠાવી ચાલી જવાનાં તત ઉપર છું.

"અને તું હયાંથી કયાં જવાનો છે?" તે ટોળિયાએ પૂછયું.

"બીજી દુન્યામાં." તેના શેઠે ઉત્તર વાળિયો.

"અને તું કયારે પાછો આવશે? એક માસમાં પાછો આવશે?"

"નહી!" પેલા મરણ પામતાએ ચીસ પાડી. "એક વર્ષમાં આવશે?" "નહી!" "ત્યારે કયારે?"

"કદિ નહી! —કોઇ દિને નહિ!" મઠવાસી બોલ્યો.

"પણ જયારે તુંને જવુંજ પડેછે, તો તારી દોલતમાંની થોડી દોલત તું સાથે લેઇ જઇ બીજી દુન્યામાં તું સુખથી રહી શકશે?"

"અફસોસ!" પેલો મઠ અધિકારી હાય મારી બોલ્યો—"મારી મરજીની વિરૂધ મારો સઘળો ખજાનો મારી પાછળ મેલી જવો પડેછે."

"વારૂં; ત્યારે તું જનાર છે તે સ્થળમાં તારી ગમત અને મઝા માટે શું તૈયાર કર્યુંછે ?"

"મેં કશી તૈયારી કરી નથી; હું જવા ચાહતો ન હતો અને તે છતાં એ તેડાંને તાબે થવું પડેછે. તેથીજ આજે મારી કુચ મને એવી ભયંકર લાગેછે."

"પણ ત્યારે કોઇ મિત્ર તો કરી રાખ્યો હશે, જે તુંને ત્યાં સહાય થાય, મદદ કરી તુંને વિપિતમાંથી છોડવે ?"

"નહિ! કોઇ એવું નથી! કોઇ નથી!"

"શું," પેલો ટોળિયો બોલ્યો—"તું સદાનો આ જગથી જાયછે, એવાં સ્થળે કે જ્યાંથી, તું કેહેછે કે તું કદિ પાછો નથી ફરનાર, ત્યાં તારૂં શું થશે તેની કઇ દરકાર નહિરાખી કે કશી તૈયારી નથી કીધી ! ત્યારે આ મારો દંડુકો લે તારા કરતાં વધુ મુર્ખ મને કોઇ મળ્યો નથી—તુંજ પેહેલો મળ્યો !"

કુંપાંબાઈ કે. દારાશાજી.

## કાઈરસ અને ક્રીસસ (કાહારૂણ).

પારસીઓનો આ મહાત્મા, મહા બલવાન, નેકબખ્ત પાહદશાહ કાઇરસ ઇરાનના તખ્ત ઉપર કેવી નેકનામી ભરેલી કાહણીથી આવ્યો તેનું એક કીસ્સા સરખું થોડુંક વર્ણન આપણે અગાઉ વાંચ્યું હતું. એ કેટલું વાંચવા લાયક, સમજવા લાયક રસીલું ને બોધકારક છે, તે તેની તવારીખ વાંચવાથીજ સમજી શકાયછે. પણ હાલ આપણે તો એ નામીચા નરના બહાદુરી ભરેલાં ને નેક કામોની કીરતીની થોડીક વધુ યાદ કરી સંતોશ પામશું. આપણે આગલ જોયું તેમ સહુથી પેહલું બહાદુરીભરયું કામ કાઇરસે એ બજાવ્યું કે પોતાના વહાલાં વતન અને હમજાતને ખાતર મહા મુસીબતો ને સંકટો વેઠી મીડયાની બલવાન ફોજ સામે બચાવની કંમર બાંધી સેવટે સરફરાજ થયો. આવા મોટા મુલકનો પાહાદ શાહ થયા પછીબી તે કંઇ સુખચેન આરામથી મોજમજાહ ભોગવવા બેસી રહયો નહી. તે નેકબખ્તની મોજમજાહ તો પોતાની પારસી કોમ અને વહાલાં વતનના વધારા તથા સુધારામાં સમાયલી હતી. માટે તે નામદારે બીજું જે મોટું કામ પાર ઉતારયું તે આકમણ તરફ લીડયાનો પ્રાંત ફતેહ કરવાનું હતું, કે જે પ્રાંતનો રાજા તે વખતે ક્રીસસ હતો તેને આપણ કાહારૂણનાં વધારે જાણીતાં તે નામથી ઓળખીયે છીયે.

જ્યારે લીડયાના લડાયક પાહાદશાહ ક્રીસસે આ પણા પારસી પાહાદશાહની બળ ને બહાદુરીની વાત સાંભલી ત્યારે તે ગભરાયો, તેમજ ઘણો દલગીરબી થયો, કેમજે મીડયન પાહાદશાહ એસ્તાયજીસ તેનો બંધેવી હતો, જેને કાઇરસે જબરદસ્ત જંગોમાં ઉતરીને હરાયો હતો. હવે જયારે તે વખતે ગણાતી મીડયા જેવી મોટી શેહનશાહાતને પાર્સી પાહાદશાહે જેર કીધી, તો તેને ટુકેથીજ તોડેલો ભલો, એવું વીચારી લીડયન ક્રીસસે કાઇરસ સામે લડાઇની કમર કસવાનો મનસુબો કીધો. તેણે પોતાનાં લીડયન લશકર ઉપરાંત બીજા યુનાની તાયફાઓ, કે જેઓને તેણે લડાઇ કરી જીતયા હતા, તેઓનેબી લડાયક હીગામને માટે તૈયાર કીધા, તેમજ વલી સ્પાર્ટન લોકોને ભેટ સોગાદથી રાજી કરી પોતાના દોસ્ત કરી લઇ લડાઇનાં મેદાનમાં મદદ કરવા માટે રાખયા. એવી રીતે પુરતી લડાયક તૈયારી કરીને પાહાદશાહ કાઇરસના કાબુ હેઠલના કેપેડોસ્યાના ફલવંત મુલક ઉપર ચહડાઇ લઇ જઇને, તથા કેટલાંક શેહરો જીતી લઇ ત્યાંના લોકોને ગોલામ બનાવીને તેણે પેહલી છેડતી શોધી. હવે જયારે પોતાની પ્રજાપરના જુલમાતની ખબર કાઇરસને કાને પડી કે તેણે તુરત લશકર સાથ દોડી આવી ક્રીસસ ઉપર હુમલો કીધો. વગર સબબે પોતાની પ્રજાને હેરાન કરવા માટે પોતાના તાબા તલેના શેહરો જીતી લેવા માટે પાર્સી પાહાદશાહ લીડયન કાહારૂણ પર બહુ ક્રોધે ભરાયો. તેણે તુરતજ લાંબી મંજલેથી લડાઇનાં મેદાનમાં આવી પુગા પછી બીજે દીને એક જોસભરી જંગ ક્રીસસ સાથ ઉડાવી, જેમ કાઇરસનું લશકર કલાવંત હતું, તેમ ક્રીસસનુંબી હતું. તેથી બંને ફોજો વચે જોસભરી જંગ આખો દીવશ સુધી, મચી રહી અને તેમાં કોણની ફતેહ થઇ તે તવારીખનવેશો જણાવતા નથી. પણ મી૦ દેસાઇવાળી કીમતી "તવારીખે હખા મનીયન" ઉપરથી જણાયછે કે ક્રીસસે ગુપચુપ બીજે દીને લડાઇનાં મેદાનમાંથી પીઠ મરડી પોતાનાં વતન સાર્દીસ તરફ રસ્તો લીધો.

કાઇરસની સામે ક્રીસસથી ટકી શકાયું નહી. પારસી પાહાદશાહે તેને પોતાના કેપેડોસ્યાના મુલકમાંથી જવા તો દીધો અને પોતેબી લશકર સાથ તેને દુંબાલે ગયો. અને વલી પાછી બીજી મોટી લડાઇ સાર્દીસ શેહેરનાં સપાત મેદાનમાં બંને બાહાદુર ફોજો વચે થઇ. લીડયન ઘોડેસ્વાર ફોજ ઘણી મજબુત હતી, માટે કલાવંત કાઇરસે પોતાના ચુનંદા પેહલવાનોને ઉંટ ઉપર સવાર કરી લીડયનો પર ધસી જવા ફરમાવ્યું, અને ફરમાવ્યું કે ક્રીસસને કશીબી ઇજા કરવી નહી, પણ તેને સલામત પકડી લાવવો. હવે ઉંટોને જોઇ દુશમનોના ઘોડા ચમકયા ને નાસભાગ કરવા લાગા. તેથી તેઓનાં સવારો પાંઉપયાદા થઇ ઇરાનીઓ સાથ લડયા, આવી અજબ જેવી રીતે લડતે ઇરાની પેહલવાનોને ઉંટ ઉપર સવાર થયાને લીધે મુશકેલી તો પડી, પણ તેનું સેવટ તેઓની ફતેહમાં આવ્યું. લીડયનો પોતાના પાદશાહ સુધાં નાસી જઇ કીલ્લામાં ભરાયા, અને સેના બચાવ માટે ચોતરફ ફરતી ફોજ રાખી. પાહદશાહ કાઇરસ આ મજબુત કીલ્લો જીતવા અનેક તદબીરો કરતો, તેટલાં એક અકસ્માતીક બનાવથી ઇરાની લશકરે તે જીતયો. એ કીલ્લાની એક બાજુએ એક ઘણો ઉંચો ઉભો ખડક હતો. હવે એવો બનાવ બનો કે આ ખડક પરથી એક લીડયન સીપાહની કોલાહ પડી ગઇ, જે લેવાને તે નીચે આવ્યો ને ગુપચુપ પોતાની તોપી લઇ પાછો ઉપર ચહડયો. આ બનાવ એક ઇરાની સીપાહે જોતાંજ તે તુરત તેની પુઠે ચહડયો તે જોઇ ઇરાની લશકરબી ચહડી ગયું. તેઓએ આ અજીત કીલ્લો જીતી લઇ લીડયન પાહદશાહને કેદ પકડયો.

હવે જયારે તે ધનવાન ને બલવાન પાહાદશાહ ક્રીસસ કાઇરસનો કેદી થયો, અને તેના મુલકો તથા મોટી અખુટ

દોલત જે કાહારૂનના ખજાનાને નામે એક કેહવત દાખલ આજસુધી યાદ રહીછે, તે સહુ પાર્સી પાહદશાહના તાબા તલે ગયાં, ત્યારે તે પોતાના એક જુના દોસ્ત ફીલસુફ સોલનને પોકારી પોકારી યાદ કરવા લાગો. એવું જોઇ નામદાર કાઇરસે જાણવા માગયું કે ક્રીસસ શું કહેછે; પેહલા તો ક્રીસસે કંઇ જવાબ નહી દીધો, પણ પછી મુશકેલીએ નીચે મુજબ ખુલાશો કીધો. એક દીવશ એથન્સનો ફીલસુફ સોલન મારાં શેહરમાં આવ્યો તેને મેં મારી અખુટ દોલત તથા લશકર વગેરે દેખાડી પુછ્યું કે દુનયામાં તું કોણને સુખી ગણેછે ! તે અનુભવી ફીલસુફે જે જવાબ દીધો તેથી મને સંતોશ ઉપજયો નહી ને તેથી મેં પુછ્યું કે શું તું મને સુખી ગણતો નથી ? તેણે કહ્યું કોઇબી માણસ પોતાની હયાતીમાં સુખી હોતો નથી. આવા જવાબથી હું ગુસ્સે થયો, ને સોલનને મારૂં શેહર છોડી જવું પડયું. તેના બોલવાની સચાઇ હવે આ મુશકેલીના વખતમાં મને માલમ પડેછે. જયારે દુરઅંદેશ કાઇરસે આવા વચનો સમજયા ત્યારે તેનાં મેહરબાન જીગરમાં એટલીતો મેહર વરશી કે તે નામદારે ક્રીસસને પુરતાં માન, ઇજત અને સુખ સગવડથી પોતાની સાથ રાખયો. વખત જતાં આ બંને દુશમનો એક બીજાના ખરા ખેરખાહા દોસ્તો થઇ રહયા અને ક્રીસસનું બળવાન અને ધનવાન, મોટું રાજ પારસી પાહાદશાહ કાઇરસનું થયું.

એવું જોઇ ક્રીસસને તાબેના યુનાની રાજયોએ કાઇરસને અરજ કીધી કે જે સરતે હમો લીડયન રાજાને તાબે હતાં, તે મુજબ તું નામદારને તાબે રહીશું. તેમની અરજ કાઇરસે કબુલ કીધી નહી, કેમકે જયારે કાઇરસે ક્રીસસ સાથના મોટાં યુધમાં ઉતરવા આગમજ તેઓને કેહવાડયું હતું કે તમોએ લીડયાથી સ્વતંત્ર થવું હોયતો આ તક જવા દેશો ના. તે વખતે કાઇરસનું કેહણ તેઓએ માન્યું નહી હતું, ને ક્રીસસ તરફથી લડયાં હતાં. માટે હવે તેઓના એક સીવાય બીજાં બધા રાજયોની અરજ તેણે નામંજુર કીધી. એ વીશે તવારીખનવેશ હીરોડોટસ કહેછે, કે પારસી પાહદશાહે તેઓને એવું કહ્યું કે એક વખ્ત એક વાંસલી વગાડનાર દરીએ કાંઠે બેસી માછલીઓને પોતાની તરફ ખેંચવા માટે વાંસલી વગાડતો હતો અને તેઓને રીઝવવા માગતો. પણ તેથી જયારે તે દરીઆમાંની એકબી માહી નહી આવી ત્યારે તેણે ગલ નાખયો કે જેમાં પુશકલ માછલીઓ પકડાઇ આવી ને જમીન પર નાચવા કુદવા લાગી ત્યારે વાંસલી વગાડનારે કહયું જે જયારે મેં તમુને વાસલી વગાડી બોલાવી ત્યારે તો આવી નહી, માટે હવે તમારૂં નાચવું નકામું છે. તે મીશાલ આપીને કાઇરસે હવે તેઓનું કેહણ કબુલ રાખયું નહી, કેમજે પેહલાં તે યુનાની લોકોએ કાઇરસનું કેહણ માન્યું નહી. આથી કુલ યુનાની નાનાં રાજયોએ એકસંપ થઇ બચાવ કરવાનો ઠરાવ કીધો ને સ્પાર્ટન લોકોની તેમાં મદદ માંગી. પણ તે તેઓએ આપી નહી. હવે કાઇરસે એક પારસી અમીરને સાર્દીસ શેહરનો હાકમ બનાવ્યો, તથા પેકત્યાસ નામનાં લીડયનને કાહારૂનનો ખજાનો એકઠો કરી પોતાનાં પાયતખ્ત શેહેર પાસાંગર્દ ખાતે લાવવા ફરમાવ્યું. પછી પોતે લીડયાના રાજા ક્રીસસને લઇ હમદાન ગયો. હજુ તો તે રાહમાં મંજલ કાપતો હતો, તેવામાં તેને ખબર પડી કે લીડયન પેકત્યાસ અને તેના વતનીઓ પાહદશાહ તરફ દગાબાજ થયાં. અને બલવો ઉઠાવી પારસી હાકમ તાબાલુસને કીલ્લામાં ભરાઇ જવાની ફરજ પાડી. આવી બેવફાઇથી કાઇરસને ઘણો ક્રોધ ઉપજયો; કેમજે તેણે પારસી સીપાહોથી લીડયાનું શેહર લુટાવા નહી દીધું, તેમજ બીજી ઘણી દયા તે લોકોપર કીધી હતી. તેણે કહયું ક્રીસસેને કબુલ રાખયું તે મોટા મનના પાહદશાહ કાઇરસે કે શેહરનાં લોકોના હથીઆર છોડાવી લઇ તેઓને માફી બખશવી.

ત્યારપછી કાઇરસે એક માજારીસ નામના પોતાના એક મીડયન અમીરને સાર્દીસ ખાતે બલવો બેસાડી દઇ દગાબાજ પેકત્યાસને પકડવા તથા બીજાં રાજદવારી કામ કરવા મોકલ્યો, જે તેણે વફાદારીથી મનમાનતું બજાવ્યું હતું. તેણે કાઇરસ સામે સરકશી કરનારાં કેટલાંક યુનાની રાજયોને સજા કીધી હતી. એ વફાદાર સરદારનાં મરણ પછી પાહદશાહ કાઇરસે બીજા એક મીડ સરદારને તેની જગાપર મોકલયો, કે જે પાદશાહ એસતાયજીસનો વજીર હાર્પેગસ હતો. એ હાર્પેગસેબી ઘણાં એક નાના યુનાની રાજયો જેઓએ કાઇરસની સત્તાનો તુચ્છકાર કરયો હતો, તેઓને જીતી લઇ કાઇરસની કીર્તીમાં વધારો કીધો હતો. એ રીતે કાઇરસ ઇરાન, મીડયા, લીડયા, તથા યુનાની રાજયોનો ફતેહમંદ પાહાદશાહ થયો હતો. તે નામદારની મોટાઇ, બલ, ને બહાદુરી કંઇ એટલામાંજ અટકી નથી. એ નામીચા પારસી પાહદશાહના બીજાં મહાભારત ને માયાલુ કામોની યાદ આપણે આવતા અંકમાં કરીશું.

લા૦ એક જરતોસ્તી બાનું—(બાંડીકુઇ).

—ooo—

## વંધ્યત્વ.

સાધારણ રીતે છોકરાંનો બાપ થવાની લલુતા પુરૂષમાં તો હોયછે, પરંતુ મા થવાની ઉમેદ સ્ત્રીઓને તો ઘણીજ અનહદ હોયછે. વંધ્યત્વ અથવા વાંઝીયાપણું જેથી છોકરાં પ્રસવવાના અશકતપણાંથી ઘણી નિરાશા થાયછે તે વિષે ગયાં પંદર વર્ષના મારા ધંધામાં જે અનુભવ મને થયોછે તે પરથી આ વિષયના સંબંધમાં કેટલોક પ્રકાર મારા જાણવામાં આવ્યોછે, તેનો વિચાર જયારે મનમાં આવેછે, એટલે ઘણીજ ખરાબ લાગણી થાયછે.

એ બેહદ લલુતાને લીધે તેવી બાઇને કોઇએ કાંઇ કહ્યું કે, તે તે ઇલાજ કરવાને તૈયાર થાયછે. વ્રત, અપવાસ કરીને દેહકષ્ટ કરેછે; અનેક દેવાદિઓ અને પીર પેગંબરોની માનતા તથા બાધા રાખેછે. ભુઆ, બાવા, દેવર્ષિ, ભગતડા વગેરે પાસે દોડે છે. કંટાળો ઉપજે એવા ટુચકા અને બળતાસળતાં દવા, ઇલાજ અને બીજા અપ્રયોજક ઇલાજો પણ કરેછે, પણ તેમની ઘણી નિરાશા થયલી જોવામાં આવેછે. સ્ત્રિઓની આ છોકરાં સંબંધી બેહદ લલુતાને લીધે અને વળી તેની સાથે વિશેષે કરીને તેમનાં અજ્ઞાનપણાને લીધે

તેમાંથી અનેક પ્રકારના અનર્થકારક પરિણામ ઘડાય છે. અને એવી એ ભોલી અને અજ્ઞાન બાઈઓને ઠગ અને ઢોંગી લોક નાના પ્રકારની ભુલથાપ આપીને ફસાવે છે, તેમના પૈસા પડાવી લેછે, અને તેમની પાસે અઘટીત કર્મો કરાવેછે. વળી વિશેષ શું કહુ ? કેટલીકોની નીતિને પણ ધક્કો પહોંચાડવાને આ અધમ માણસો ચુકતા નથી. વળી તે માણસ પુરૂષજ હોયછે એમ નથી પણ સ્ત્રીઓની ભરણી પણ તેમાં ઘણી હોયછે, એ માણસો પોતાના હાથ નીચે કેટલાક પ્રપંચી અને નીચ માણસોને રાખીને તેમની મારફતે માનતા સુનતાથી છોકરાં આપવાનું સામર્થ્ય પોતાનામાં છે, એવી કીર્તિ અજ્ઞાન લોકોમાં ફેલાવેછે તથા ખોટી મોટી જાહેરાત પ્રસિદ્ધ કરીને એવી ભોલી અને વલી છોકરાંની લલુતામાં થયલી ગાંડી એવી બાઈઓ પોતાની પાસ આવે એમ કરેછે. અને પછી તેમની આ છોકરાં આપનારા દાતારલોક સાથે એક વેળા ગાંઠ પડી કે તે તેની જાળમાં સપડાઈ ગયલીજ સમજવી. અને પછી તેના પંજામાંથી છુટી થવા થાય તો તે છુટી શકતી નથી.

આ સઘલું અજ્ઞાનતાનું પરિણામ કેહવાય. તેવારે આ વંધ્યત્વ એટલે વાંઝીઆપણાના સંબંધમાં ખરી સ્થિતિ શી છે તે સમજવી જોઈએ. સ્ત્રીઓના વાઝપણા વિષે શાસ્ત્ર રીતીએ વિચાર કરવા ગયા તો, ગર્ભધારણ સાથે જેનો સંબંધ એવી જે સ્ત્રીજનન ઈંદ્રિય, તેની રચના કેવી છે ? ગર્ભ સંભવ કેમ થાયછે ? અને તેને પ્રત્યવાય (અડચણ) કયાં કારણથી આવેછે ? એ સઘળી માત્ર શારીરવિદ્યાના કાયદાની વાત છે—અવયોની ખામીથી જે બાધ નડે કે તે કાંઈ યંત્ર મંત્રથી ટળે નહી. સ્ત્રીજનન ઈંદ્રિયના બાહ્ય જનન ઈંદ્રિય અને અંત જનન ઈંદ્રિય એવા બે વિભાગ કરેલાછે. તે પૈકી બાહ્ય ઈંદ્રિયનું જ્ઞાન દરએક સ્ત્રીને સ્વાભાવીક (કુદરતી) હોવું જોઈએ તેવી છે કે નહી એ સાધારણ રીતે દૃષ્ટિગોચર થવા જેવું (નજરેથી જોવાય એવુ) છે. અને ઘણુંકરીને કોઈને પણ સમજી શકાય એવું છે. અને જેને તે ન હોય અથવા હોવા છતાં તે કેવળ અપૂર્ણ હોય, તે છોકરા થવા સારૂં અહીં તહીં દોડવાનીજ નહીં, અને તેની આગળ કોઈની કાંઈ ઠગબાજીપણા ચાલવાની નહી. તથા કાંઈ ઈલાજ હોવા જેવો હશે તો તે યોગ્ય રીતીએજ થવાનો. પરંતુ અંતરિંદ્રિયની બાબત તેવી નથી. કેમકે તે બાહારથી દેખાય તેવી ન હોવાને લીધે તેના સંબંધમાં ઘણી સ્ત્રીઓને ફસવા જેવો સંભવ છે. તે માટે તેઓને આ ઇન્દ્રિઓના સંબંધમાં મુખ્યત્વે કરીને કાંઈ પણ વિચાર સંપાદન થવો જોઈએ.

એ અંતર્જનન ઈંદ્રીયો એકંદર પાંચ છે, અને તે સઘળી કેડના કટેરાની અંદર છે. એ સર્વ પાંચે ઈંદ્રિયો ગર્ભોત્પાદક થાયછે. બાહ્ય ઈંદ્રીયો જોઈયે તેવી પૂર્ણ હોવા છતાં, અંતરેંદ્રિય સઘળીજ યથાસ્થિત નથી હોતી, એવા અનેક ઉદાહરણો જોવામાં આવેછે. કોઈને ગર્ભાશયજ મૂળમાં હોતો નથી. તેને ઋતુ પ્રાપ્તિ કદી પણ થવાની નહી. પરંતુ ઋતુપ્રાપ્તિ ન થવાથી ગર્ભાશયનો અભાવ છે, એવું માત્ર ખાત્રીપૂર્વક અનુમાન કરી બેસવું કામનું નથી. કેમકે ગર્ભાશય પણ યથાસ્થિત હોવા છતાં બીજું કાંઈ તહરેવાર પ્રકૃતિ વૈલક્ષણ હોવાનાં કારણથી ઋતુ પ્રાપ્તિ થતી નથી. વળી એટલુંજ નહી. પણ મુદલ ઋતુ પ્રાપ્તિ ન થવા છતાં છોકરાં થવાના કેટલાક ઉદાહરણો જોવામાં આવ્યાછે. ગર્ભાશય છે કે નહી, એ જાણવાના સાધનો હોવાથી તેને યોગે કરીને સારી ખાત્રીપૂર્વક પરિક્ષા કરવામાં આવેછે. એજ પ્રમાણે બીજી ઈંદ્રિયો છે કે નહી તેની પરીક્ષા કરવાનું કાંઈ સાધન નથી. ગર્ભ ધારણને તો આ સર્વ ઈંદ્રિયો હોવાની આવશ્યકતા છે. તે શિવાય કદાપી ગર્ભધારણ થનારજ નહી. અને તે નહી હોય તો તે ઉત્પન્ન કરવાને સારા જગતમાં કોઈ પણ ઠેકાણે તેનો ઈલાજ મળવાનો નહીજ. એને અભાવે જે પ્રાપ્ત થાય તેજ માત્ર ખરૂં વાંઝપણ છે, અને તે કેવળ અસાધ્ય છે. એવા પ્રકારની બીચારી હતભાગ્ય વંઝસ્ત્રીઓએ છોકરાં થવાની આશા સ્વપ્નામાં પણ રાખવી નહી. તથાપિ તેની અંદર દિલાશો માનવાજોગ વાત એટલીજ છે કે, આવી ગર્ભ ઉત્પાદક ઈંદ્રિયોને અભાવે કરીને વાંઝપણાને પામેલી સ્ત્રીઓ વિરલેજ મળી આવેછે. કદાચિત્ સો સ્ત્રીમાં એકાદ મળે ન મળે.

પરંતુ એ શિવાય, આ ગર્ભોત્પાદક ઈંદ્રિયો મુળથી સ્વાભાવિક હોવી જોઈયે. તેવી હોવા છતાં પણ તેને કાંઈ વિકૃતિ થવાથી ગર્ભસંભવને ખલેલ પહોંચેછે. અને એવાજ સેંકડે નવાણું ઉદાહરણો મલી આવેછે. તેવારે તે વિકૃતિ યોગ્ય ઉપચારથી દૂર કરી શકાયછે. હવે ગર્ભસંભવને બાધક પીડાં અનેક અનેક આવેછે. વંધ્યત્વના સંબંધમાં આટલેવેર કહ્યુંછે તે ઉપરથી એટલી વાત સારી રીતે સ્પષ્ટ થાયછે કે છોકરાં ના થવાનું મુખ્ય કારણ કહીએ તો જનનઈંદ્રિયોનો વિકાર એ છે. ધુપણીનો સ્રાવ યોનીની ફક્ત આજુબાજુમાંથી હો, અગર ગર્ભાશયમાંથી હો. ગર્ભશયનું મુખ બંદ થવું; કે ગર્ભાશય સ્થાન ભ્રષ્ટ થવો એટલે તેનું સરવું કે વાંકું પડવું, પછી તે ડાબી બાજુએ પડો કે, જમણી બાજુએ પડો, નીચે સરો કે ઉપર ચડો, અથવા પાછળ કે આગળ સરો. ગર્ભાશયનો અને બીજી આસપાસની ઈંદ્રિઓનો દાહ કે સોજો; માસિક અવસ્થા (દુર બેસવા) સંબંધી વિકાર; દર મહિને નિયમિત કાળે યોગ્ય પ્રમાણમાં અને વાસ્તવિક થવો જોઈયે, તેમ ન થતાં તેમાં કમી જાસ્તી થવું; તે અનિયમિતપણે કે દુઃખદાયક થવું. ઉપદંશ (ગરમી) આદિ અનેક વિકારનું હોવું; રક્તાભાવ જન્મ કૃશતા અથવા શરીરમાં લોહી ન હોવાથી થવું ; દુબળાપણું અને નિસ્તેજપણું; મેદ મુળે એટલે ચરબીના વધવાથી થનારૂં સ્થુળપણું; રક્તનું અધિકપણું; ઈત્યાદિ અનેક કારણો ઉપરથી વંધ્યત્વ એટલે વાંઝપણું પ્રાપ્ત થાયછે. તથાપિ એવા પણ અનેક ઉદાહરણો જોવામાં આવેછે, કે આ ઉપર કહેલી વિકૃતિમાંની કેટલીક વિકૃતિ હોવા છતાં પણ ગર્ભ રહેછે; પરંતુ એવી રોગટ સ્થિતિમાં સંભવેલા ગર્ભનું અકાળે પતન થવાની બીતી મોટી રહેછે. અને કદાચિત્ એવો ગર્ભ પૂરા માસ લગી નિભિ રહ્યોજ, તો છોકરૂં રોગી અને અશક્ત નિપજવાનો સંભવ ઘણોજ.

મિસેસ રેબેકા સિમિયન,

ડિપ્લોનેટેડ મિડ વાઈફ્ જી. એમ. સી.

## માણસને માણસ લેખે ચાહતાં શીખવું જોઈએ—માત્ર તેનાં કામ માટેજ નહી.

એક માણસનાં સારાં કામો માટેજ તેને ચાહવો તે કાંઇ માણસને ચાહતા નથી, પણ માત્ર તેનાં કામોને ચાહેલુંછે. માણસ તેજ રાખી કામો ફેરવો એટલે સ્પષ્ટ જણાશે. ચાહવું એટલે કલ્યાણ ઇચ્છવું. ત્યારે કામને ચાહેલું શા ખપનું. માણસનું કલ્યાણ ઇચ્છવું કે કામનું? કામનું કલ્યાણ કેવું હોએ!

બીચારો કોઈ એક માણસ વધારે ખરાબ કામ અટકાવવા જતાં કાંઇ ખરાબ કરેછે. જે કાંઇ આપણને ખરાબ દેખાએછે તે ખરેખર સારૂં હોએ, અને જે સારૂં દેખાએ તે ખરેખર ખરાબ હોએ. માટે ફક્ત કામ ઉપરથી માણસનો તોલ થઇ શકે નહી.

સઘળાં માણસો ખામીભરેલાં અને અધુરાં છે તથા ભુલને પાત્ર છે. કેટલાકો જેટલી તીક્ષણતાથી બીજાઓમાં સારા ગુણો જોઇ શકેછે તેટલીજ તીક્ષણતાથી ખરાબ ગુણો જોઇ શકતા નથી, તયારે કોઇ લોકો જેટલી ઝડપથી ખરાબ ગુણ જોઇ શકેછે તેટલીજ ઝડપથી સારા ગુણ જોઇ શકતા નથી. વળી ચોકસ સંજોગો એક માણસની સારી વલણ દેખાડી આપવાને પુરતા હોએ પણ તેની ખરાબ વલણને ઢાંકી રાખે એવા હોએ, એથી ઉલટૂં ચોકસ સંજોગો એક માણસની ખરાબ વલણને દેખાડી આપવાને પુરતા હોએ, પણ તેની સારી વલણ આપણા જોવામાં લાવે નહી. માટે ફક્ત કામથી તુલના કરતાં એક બીજા તરફ માત્ર અન્યાય થાએછે.

માણસ ઘણું કરીને પોતાની ખામી પોતે જોઇ શકતો નથી ત્યારે તેની ખામી અને ગેરવર્ત્તણુકપરથીજ માત્ર તેના ઉપર અભાવ દોડાવવો, તે; એક વાંક જે તેણે કર્યો ન હોએ તે માટે શિક્ષા કરવા બરોબર છે, કારણ કે એક વાંક તેણે કીધોછે એમ જ્યાંસુધી તે જાણતો ન હોએ ત્યાંસુધી તે વાંક તેણે ખરેખર કીધેલો કેહવાએ નહી. ફક્ત કામથીજ માણસને પીછાણવો હોય તો સારાં અને ખરાબની ઉંડી તપાસ કરવા માટે પાકી અજમાએશ, મોટું બુદ્ધી બળ અને ઉંચી કેળવણી જોઇએ. આ સઘળું મેળવવા માટે કાંઇ વરસો જોઇએ; વળી એ ઘણાખરાંમાં હોતું નથી; આથી એક માણસની વર્ત્તણુક ખરાબ ધારી તેની જીંદગીમાં તેઓ તેની ઉપર અભાવ રાખેછે અને તેનાં મોત પછી પોતાની ચુક જોઇ હાથ ઘસવા પડેછે.

વળી એકજ હેતુ બે અથવા વધારે જુદાં જુદાં કામો નીપજાવેછે. પણ હેતુ કે જે માણસનાં અંતઃકરણમાં છુપો હોએછે તે જાણવાની આપણમાં શક્તિ નથી. ખરાબ હેતુ છતાં કામ અકસમાતથી સારૂં નીવડે અને સારા હેતુ છતાં કામ અકસમાતથી ખરાબ નીવડે. જેઓ આપણા સંબંધમાં આવ્યા હોએ તેથી અથવા કોઇ બીજી રીતે તેમની ગેરવર્ત્તણુક જાણવાથી જો તેઓ ઉપર આપણ અભાવ દોડાવએ અને તેમનાજ જેવી ખરાબ વર્ત્તણુકવાળા અથવા તેથી વધારે ખરાબ માણસો જો આપણા અભાવથી મુક્ત રહે એટલાજ માટે કે તેઓને આપણા સંબંધમાં આવવા માટે અકસમાતે ફરજ પાડી નથી, તો પેહલાને મોટો અન્યાય કરીએ છીએ.

જેમ ખરાબ વર્ત્તણુકવાળા આપણી જાણમાં ન આવે તેમજ હજારો અને લાખો સારી વર્ત્તણુકવાળા આપણી જાણમાં આવતા નથી એટલે તેઓ તરફ આપણે બેદરકાર રહીએ. જેમ લુચ્ચાં કામો છુપાં કરનારા હોએછે તેમ ભલાં કામો છુપાં કરનારા હોએછે. માત્ર કામ જોઇ ભાવ અભાવ દર્શાવીએ તો પેહલા અભાવ વિના અને બીજા ભાવ વિના રહી જાએ. જેણે આબાદીમાં અને જુવાનીમાં માણસજાતનાં કલ્યાણની કાલજી રાખી હોએ પરંતુ બુઢાપામાં અને પડતીમાં તથા તંદરોસ્તીના બગાડાથી જ્યારે તેનો સ્વભાવ ખાટો થાએ અને નબળી પડેલી મનશક્તી બેહુદાં કાર્યોને જન્મ આપે ત્યારે તેની આગળી વર્ત્તણુક જાણવા છતાં અથવા ન જાણીને આપણે તે ઉપર કોપીએ, કે જે બેમરવત પણું અને અપકાર થાએ.

સારાં કામ કરનાર માણસ ઉપર પ્રીત રાખવી અને ખરાબ કરનાર તરફ ધિક્કાર રાખવો એ જો કુદરતી હોએ તો ખરાબ કરનારાઓએબી સારૂં કામ કરનાર તરફ પ્રીત રાખવીજ જોઇએ, પણ જો સારૂં કામ કરનાર ખરાબ કરનાર તરફ ધિક્કાર રાખે તો પ્રીતનો બદલો ધિક્કારથી વાળવા જેવું કુદરત વિરૂધ થાએ.

સારી તેમજ ખરાબ લાગણીઓ અને ગુણો માબાપ તરફથી કુદરતી કાએદાઓની રૂહે બચ્ચાંમાં ઉતરેછે, એટલામાટે જેમ એકને માટે તેને કાંઇ ખાસ શાબાશી ઘટતી નથી તેમ બીજાને માટે ધિક્કાર વાજબી નથી.

જો આ સઘળું કોઇને ગળે ઉતરે નહી તો તેમને માટે ઇલાજ સુચવુંછું. નીચલાં મંત્રો સહવારે અને સાંજે તેઓએ ભણવાં.

તમામ મનુષ્ય હસ્તી એકજ છે. સઘળાં જુદાં જુદાં આણસો જેઓ હાલ જુદી જુદી હસ્તી ભોગવેછે તેઓ સઘળાં એક વેળા એકજ શરીરના ભાગ હતાં જેમાંથી તેઓ જુદાં પડયાંછે; વળી લગ્નાદીક સંબંધોથી તેઓ એક લોહી છે. તેઓ સઘળાં એક માબાપનાં બચ્ચાં છે, એટલા માટે તેઓ એક બીજા તરફ ભાઇનો સંબંધ ધરાવેછે જે હજારો વર્ષથી બોલાતો આવ્યોછે અને જે કલ્પીત નથી. માણસ અને માણસ વચ્ચેનો સંબંધ તેજ ખરો અને કુદરતે સ્થાપેલોછે. 'બાઇ' અને 'ભાઇ' વચ્ચેનો સંબંધ કલ્પીત અને અકસમાતે સ્થાપ્યોછે.

એક ચોકસ માણસ શરીર સંબંધી, મગજ સંબંધી કે સંસાર સંબંધી જે જે સંજોગો વચ્ચે હોએ, તેજ અને બરાબર તેજ એકેએક સંજોગો વચ્ચે આપણે કલ્પનાની મારફતે પોતાને મુકવું અને પછી સવાલ કરવો કે કદાચ આપણે પણ તેજ સંજોગો વચે તેનાંજ જેવાં કામો કરીએ કે નહી?

સારાં માણસ તરફ પ્રીત દોડે એ આત્માની એક સુંદર વળાણ છે. પણ ખરાબ કરનાર તરફ ધિક્કાર ન દોડવા દેવો એ તેની એક માહબારત ફતેહ છે. પેહલું ઘણું સેહલ છે, બીજું ઘણું મુસ્કેલ છે. જે કાંઇ ખરાબ, દુષ્ટ

અને ખુદરત વિરૂધ છે તે સઘળાંને માટે આપણા સારા ગુણો જરૂરના છે, પણ ખરાબ કરનાર તરફ ધિક્કાર રાખતાં શીખ્યા કે આ દુન્યામાં આપણાં ઉપયોગીપણાનો છેડો આવેછે.

સારાં માણસ કે જે ખરાં સુખી છે તેમને આપણી પ્રીત શા ખપની? જેઓ ખુદરતી ફાએદાઓનાં સંરક્ષણ તળે છે તેમને માટે કાળજી શાની? જેમનું હીત નકીછે તેમનું હીત ઇચ્છવામાં શો ફાએદો? માણસ બેઢંગો છે તે કંગાળોને છોડી દઇ પૈસાવાળાને સખાવત કરશે. દરદીઓને પડતા મુકી સાજાં માણસની ખબરઅંતર પુછશે. તેમજ સારાં કામ કરનારને ચાહશે પણ ખરાબ કામ કરનાર કમનસીબને નહી ચાહશે. પણ યાદ રાખવું કે "તમામ મનુષ્ય એક બીજાંના હાથ પગ છે, શરીરનો એક અવયવ કે ભાગ દરદી બનેછે તો આખાં શરીરને દુઃખ પેદા થાએછે."

લા૦ સેવક આદમ.

# પરચુટણ બાબતો.

૧ (લખનાર, બાઈ D. B. N., અમદાવાદ.)

પૈસાથી ભરેલી એક કોથલી નાં બેવકુફ ગજવામાં હોય તો તે એક બારી કડુવા થઇ પડેછે, પણ ડાહયાનાં ગજવામાં હોયછે તો તે એક આશીર્વાદ થઇ પડેછે, કેમકે પસા રાખવામાં માન નથી પણ તેનો ખરે રસ્તે ઉપયોગ કરવામાં છે અને તે ડાહપણ વગર થઇ શકતો નથી.

સાદો પોશાક—એડીસન કહી જાયછે કે બાઇઓ ગ્રહસ્થોને ખુશી કરવાને માટે સુંદર પોશાક પેહેરેછે. પણ જો તેઓ મારો બોલ માને તો હું તેઓને ખાતરીથી કહું છું કે એક ખુબસુરત બાઇ સાદા પોશાકમાં મરદની નજરમાં ખુબસુરત લાગેચ તેવી ભપકાદાર પોશાકમાં નથી લાગતી. હું જાણુંછ કે બાઇઓને મનથી આ ઘણું સખત મત ગણાશે.

આવા કમકમાટ ભરેલાં મોતે ગુંગળાઇને મરૂં તે કરતાં એક બીલાડી મને ખાય તે વધારે પસંદ છે." બીલાડીએ કહયું "જો હું ખચીત તુંને ખાવશ તારાં ખરા પકીનૂર તું મને વચન આપ." ઉંદરે વચન આપ્યું. વચનપર ભરૂસો રાખીને બીલાડીએ ઉંદરને બાહાર કાહડયો. ઉંદર જેવું સરસ ભોજન કરવા પેહેલાં બીલાડીએ દારૂથી પોતાનું ખરાબ થયલું મોહડું સાફ કરવાને માટે પેલા ઉંદરને જરા વાર જમીનપર મુકયો. ઉંદર આવી તક મલેલી જોઇને તરત દોડયો, અને એક દરમાં ભરાઇ ગયો, કે જયાંથી તેને બીલાડી પકડી શકે તેવું નહોતું. "પણ તેં મને વચન નહી આપ્યું હતું કે મારે તુંને ખાવો!" બીલાડીએ કહયું ઉંદરે જવાબ દીધો "હા મેં વચન આપ્યું હતું, પણ તું જાણતી નહી કે મેં વચન આપ્યું ત્યારે તો હું દારૂમાં હતો અને દારૂની ઘુમમાં આપેલા કેટલાંબધાં વચન તુટેલાંછે."

## બંદગીએ બારે હકતાલા.

### ગ જ લો.

ખુદા ખાવીંદ ખલકનો[૧] તું ખરો ખેરખાહ હમારો છે,
અદલ[૨] અમર્ગ[૩] અશો[૪] નેક તું દરદ[૫] તને હમેશાં છે.—ખુદા

દોહેસ્ત દરજખી[૬] દૂર રાખી તાલી તોબાહ[૭] તે તાલિવર,
પ્રતાપ[૮] પ્રેમનો ખરો પાસબાન મજહબ[૯] મશહુર તારો છે.—ખુદા

નેહાલી ન્યામતો ઓ નૂર મ્હેર[૧૦] મેગ[૧૧] અને માહતાબ,[૧૨]
સ્મરણું સ્તુતિ સેવા રેહમી રહેબર હમારો છે.—ખુદા

ગરીબ નીવાજ ગોહર ગેતી જગ આધાર જયરનું છે,
ફલક ફીદા ફરમાન તુંજપર વિમલ[૨૩] વિસ્તાર[૨૪] તારૂં છે.—ખુદા

સદા સોહેતા સર્વજ્ઞ સાહેબ કરોકરમ કરી સદા,
તમન્ન[૨૫] 'તેહમુર' તજી[૨૬] તેની બંદગીમાં તું મશગુલ છે.—ખુદા

દાદારની છે યાદમાં દિલ દર્દનો દારૂ[૨૭]ખરો—
દાદારની છે દોસ્તી નિર્મલ દિલાસાનો ઝરો.
જરથોસ્ત પેગમબર ભણે સાચો દિલાસો "મઝ્દ"નો—
અરે દોસ્તો! સારે પવાલી તમારાં દિલ ભરો.

# જાહેર ખબરો.

## પ્રાણી વીદ્યા.

વાલમ ૧ લું.

**બરો મોટાં નાનાં સુંદર ચિત્રો સાથે.**

આ પુસ્તક ઊંચાં કાગજ ઊપર સફાઇદાર છપાઇ સાથે સુંદર ગીલીટના વેલાતી પુઠામાં બાંધિઆમાં આવેલું છે અને તે સઘળા મલી કીતાબ કાઆરસોનાં ૨૫૦ પેજમાં થાએલું છે.

**ઉપલું પુસ્તક મુંબઈ દફતર આશકારા છાપાખાનામાંથી મલશે.**

કીંમત—આ પુસ્તક પહેલાનાં રૂ૪) તથા દૃશાવરનાં પોસ્ટેજ શીકે રૂ૪ાા≈.

## પકવાન પોથી,

યાને

પારસીઓમાં રંધાતી સઘળી વાનીઓ, પકવાનો, મીઠાઇઓ, અથાનાં વગરે બનાવવાની રીતી.

**સઘળી મલીને ૪૨૫ વાનીઓ છે.**

ઉપલું પુસ્તક મુંબઇ દફતર આશકારા છાપાખાનામાંથી રોકડે નાણે મલશે.

કીમત—સુંદર છપાઇ તથા મજબુત પુઠાંની બાંધણી સાથે દરએક પુસ્તકનો રૂ૧.

## ફ્રાન્સ અને જર્મની વચ્ચેની લડાઈની તવારીખ.

**૧૧૪ ચિત્રો સાથે.**

**લખનાર—એદલજી જમશેદજી ખોરી.**

સને ૧૮૭૦—૭૧ ના સાલમાં જે લડાઇ ચલી હતી તેનું એક સુંદર પુસ્તક વેલાતી સંખડ હારખાણેડ ગીલીટમાં નાસ સાથે બાંધી તઇઆર છે.

**કીમત પુસ્તક ૧ નાં રૂ૮.**

દેશાવરવાલાઓએ પોશટેજનો રૂ૧ વધુ વાલવો.

## સોનાના મુલની ખોરશેદ.

**હીંદુસ્થાની નાટક.**

**કીમત રૂ૧.**

દફતર આશકારા છાપાખાનામાંથી મલશે.

## શેકસપીયર નાટક.

અંક ૧ લો.

જેમાં જોડીયા ભાઇ—આંધલે બેહેર કુટાવું, તથા કસરીવજના કારસ્તાન—કાચા કાનની ખરાબી. એવા ૨ નાટકો આવેલાછે.

**કીમત રૂ૧)**

## લાર્ડ ચેસ્ટરફીલડની નશીહતો.

ઈંગરેજી ઊપરથી ગુજરાતી કરનાર,

**ખરશેદભાઈ પેશતનજી ડાકટર.**

**કીમત રૂ૧)**—દેશાવરવાલા સાહેબોએ પોસટેજના ૦)≈ વધારે વાલવા.

દફતર આશકારા છાપાખાનામાંથી મલશે.

## વૈદક જ્ઞાન.

એટલે શરીર વીદ્યાને લગતું વરણન, તથા દરદ પેદા થવાના કારણો, અને દરદોની પીછાન તથા એલાજ વીગેરેની સરલ ઊપયોગી સમજણ.

બનાવનાર.

**બરજોરજી બેહેરામજી, એલ. એમ.**

**કીમત રૂ૧૨.**

દેશાવર વાલાઓએ પાશટેજનો રૂ૧ વધુ વાલવો.

## રૂસતમ અને સોહોરાબ.

**નાટક ૫ અંકી.**

વીકટોરીઆ નાટક મંડલીએ પોતાની નાટકશાલામાં ઘણીવાર કરી બતાવેલો ઊપલો નાટક જેમ અસલ લખાએલોછે તે પરમાણે સઘળો સઘલાં ગાયણો સુધાં હમણા છાપી પરગટ કર યોછે, અને તેનું ૧૨૪ સફાનું એક પુસતક બનીયુંછે. એ પુસતક દફતર આશકારા છાપાખાનામાંથી મલશે.

**કીમત રૂ૧.**

દેશાવર વાલાઓએ પોસ્ટેજના ૦)≈ વધુ વાલવા

## ગુલીવરની મુસાફરી—ભાગ ૧ લો.

એટલે ગુલીવર નામના મુસાફરે લીલીપટ દેશનાં વેહેંતીઆ માંણસોમાં કીધેલી મુસાફરી.

**કીંમત રૂ૧).**

## ડાકટર પેશતનજી નવરોજજી,

**જી. જી. એમ. સી.**

તે મરહુમ શેઠ શાજનભાઇ મેરઅલીનાં ધરમના દવાખાનાના ડાકટર.

રેહવાનું ઠેકાણું તથા દવાખાનું કોટમાં નવે મોરીખાને ફ્રીયર રોડ, યુરોપ્પન જનરલ હાસ્પીટલની સાંમે ઇરાનીનાં ઘેરની પાસે.

## તાજોસ મોલુક તથા બકાવલીનો કીશો,

**અથવા કાહાણી.**

તાજુલ મોલુક નાંમે આશક અને બકાવલી નાંમે એક પરી તેહેની માશુકની કાંહાંનીઓ દાનાઇથી બેઆન કરેલીછે.

**કીમત રૂ૨).**

દફતર આશકારા છાપાખાનામાંથી મલશે.

## નુરેએલમનો

**માસ સપ્ટેમ્બરનો અંક બાહેર પડ્યો.**

એ મધે નીચે જણાવેલી બાબતો આવેલીછે.

૧—છીનાં લેખ અથવા ગરીબનો બેલી એલા, (મા બાપ વીનાની એક છોકરીની વાર્તા.)
- પ્ર૦ ૮૬ મું, ચોરી! એક આખાંમા... ની ચોરી!!
- પ્ર૦ ૪૭ મું, ચોરીનું ચોકઠું.
- પ્ર૦ ૪૮ મું, "દામ કરે કામ, ને બીબી કરે સલામ!"
- પ્ર૦ ૪૯ મું, એક મક્કારે ઓરત.

૨—એક નવી જાતનો નજરો.

૩—બર્ફ બનાવવા સંબંધી એક નવી શોધ

૪—શનુજીતઃ—પુરાણા આર્યોનો એક મહા બળવાન જોદ્ધો—(વીરાની એક વાર્તા)—ર.

૫—આદેલ નોશેરવાન—૯:—
રૂમ ઉપર ચહડાઇ અને ફતેહ.

૬—શરદાની અજાયબીઓ.

૭—ચંદ્રની આસપાસ સેલ: ચાંદની આજુ બાજુ એક તોપના ગોળામાં મુસાફરી:—
- ૧૩—ઓજા! રસ્તો ચુક્યા!
- ૧૪—મેહેનત બરબાદ!

૮—અલહમરા અથવા રાતો કીલ્લો—(ચીત્ર સાથે)

૯—તનદરોસ્તી.

૧૦—શુદ્ધ ગુજરાતીનાં સુક્ષ્મો.

૧૧—મારીક: વીદ્યા હુનર:—
ભીણબની મોઇની—ઑક્સફર્ડની ઑક્ષ લીયન લાઇ બ્રેરી—ગંજાવર બરફનો બાંધ વાનું પેલુ—પર્વતોમાં ગંજાવર જગકા—અમેરિકાનું ગંજાવર જગદર્શન—ફ્રોજ ગ્નો મોટો ઉગાજો કરનારી એક નવી શોધ.

૧૨—સેનંજની બાજી. ૨૪૭ મી.

**કીમત વરસના રૂ૩) પોસ્ટેજ સાથે રૂ૩ા≈.**

દફતર આશકારા છાપાખાનામાંથી મલશે.

## પાક ખોરદેહ અવસતા.

**મોટા કારા ટાઇપમાં.**

ગજવામાં રેહી શકે હેવી નાથલી તખતીમાં વેલાતી પુઠાંથી બાંધેલી.

**કીમત રૂ૧—૧ાા—૩.**

## પુઠાં તૈયાર છે.

ગયે સાલના નુરેએલમના વેલાતી પુઠાં **બંધાઈ સાથે રૂ૧.**

વાલમો બરાબર ગોઠવી ઊપર ધણીનું નામ લખી દફતર આશકારા પ્રેસમાં મોકલાવી દેવાં જયાં તેની પોહોંચ આપવામાં આવશે. ખાલી પુઠાંનો રૂ૧).

અક્ટોબર ૧૮૯૧.

પુસ્તક ૩૭ મું. | આંક ૧૦ મો.

# સ્ત્રીબોધ

દર માસે છપાએછે. | કીમત વરસના રૂ૧).

કહે નપોલ્યન દેશને કરવા આબાદાન;
સરસ રીત છે એજ કે, દો માતાને જ્ઞાન.



સાંકળીયું.


| | | | |
|---|---|---|---|
| નિષ્ઠા નરનારિયો, અથવા કૂજો હાફુસ— બાહારથીજ દાગો, માહેથી મીઠો માવો. | ૧૯૯ | ઉદ્યોગી મજુરોના મેરબાન લાર્ડ શાફટસ્બરીની લડતો | ૨૧૬ |
| ઊકળતાં પાણી ઊપર ફરવાનું દબાણ ચલ્યું. | ૨૧૨ | દાનાઈનું ઈનામ | ૨૧૭ |
| સચી કામનો બદલો ખાલી જતો નથી. | ૨૧૪ | રાજાઓના રથ | ૨૧૮ |
| ખંડળી | ૨૧૫ | દોરંગી દુનિયાંનાં દર્શનો-(ચીત્ર સાથે) | ૨૧૯ |
| દેશી પોશાકોમાં ઇંગ્રેજોની વાંદર નકલ સામે લેડી ડફરીનની ટીકા | ૨૧૬ | પરસ્રુરણ બાબતો | ૨૨૦ |
| | | સુલેહસંપજ વિષે ઇશ્વર પ્રાર્થના | ૨૨૧ |


મુંબઈ દફતર આશકારા છાપખાનામાં છાપીયું છે.

"હા, જામાસજી મરી ગયા તેજ દાહડે બેહલી હુંઠાનો મેહલાશાહ પણ સુરતથી વંજે મારી ગયો. લોકોએ ધાર્યું કે તે પોતાના દોસ્ત ખસરૂની પાછળ ગયો હશે, કે જે ખસરૂ મુંબઇ થઇને તેજ દાહડે કરાંચીની આગબોટ ઉપડવાની હતી તેમાં તે કરાંચી નાઠો એમ ધારવામાં આવ્યું. રકમ કાંઇ મોટી નહી હતી. માત્ર રૂ૪૦૦૦) નું ટરકટ હતું—પણ ખસરૂ અને મેહલાશાહ બેહુ અપરાધી માં ઠર્યા, બેહુને પકડવાનું ઈનામ છપાયું, પણ બેહુ પકડાયા નહી. જામાસજીના ગુજર્યા પછી પેહડીના બીજા ભાગિયા જીવનજીએ તુર્ત નાખતી કીધી નહી, પણ થોડાક મહીના પછી તેણે વાત માડી વાળી, અને આજે તેજ ખસરૂ લાહોરમાં ખુલ્લી રીતે દુકાન માડીને ધંધો ચલાવેછે."

"અને મેહલાશાહનું શું થયું?" ફરામરોજે લગાર ઉલટથી પુછ્યું.

"હું તેનીજ વાત ઉપર આવુંછું તો. મારે આજે તેનીજ સાથે કામ છે. એવું માલમ પડેછે કે મેહલાશાહ સુરતથી નાઠો તેવો ખસરૂની પછવાડે ગયોજ નહી હતો. તેણે તો છુપો વેશ લીધો, લાંબા લાંબા થેલિયાના ખોટા બાલ બાંધ્યા, ઈંગ્રેજી ડગલો પાટલુન વગેરે પેહર્યાં, પોતાનું નામ બદલી નાખ્યું અને પછી ઘણીક મુદતે એક સહવારે રેલવે ત્રેનમાં સવાર થઇ તે થાણે આવી પુગેલો જણાયો, જયાં જમાદારની ઝીણીનાં પોંહચખાનામાં તેણે ઉતારો લીધો. તમારા પીત્રાઇ બેહસ્તી બેજન બારિસ્ટરનું ખૂન થયું તેજ અડવાડિયાંમાં કાળી કાટપીટિયો નામનો જે શખ્સ ત્યાંજ રહેલો હતો તે કોઇ નહી પણ એજ મેહલાશાહ બેહલી હુંઠાનો ખોટે નામે અને છુપ્યા વેશે આવેલો હતો."

કાળી કાટપીટિયાનું નામ સાંભળતાંજ ફરામરોજ ફાળ ખાઇને અચબુચ ચોંકી ઉઠયો. અત્યાર સુધી આ વાત તેને કાંઇ લાગતું વળગતું નહી હોય તેવાં બેધ્યાનથી તેણે સાંભળી હતી, પણ બેહસ્તી બેજન બારિસ્ટરનાં ખૂનનાં સંબંધમાં કાળી કાટપીટિયાનું નામ આવ્યું કે તે ભડકી ઉઠયો.

"હા, તેજ કાળી કાટપીટિયો" રાઘુએ ઓળખ આપી "કે જેનાં નામ ઉપર તમારા પીતરાઇનાં મરણ વિષે ઘણો શક ગયોછે અને ઘણો ભેદ ભેળાયોછે. અને હવે તમે જાણીને અચરત થશો સાહેબ કે તેજ મેહલાશાહ બેહલી હુંઠાનો લકબે કાળી કાટપીટિયો તમારો આજનો હેડ કલાર્ક મી૦ મનચેરજી મીણવાળા છે."

"નહી, નહી, એ તે નહી હોય."

"હા, હા, એ તેજ છે સાહેબ." રાઘુએ ઘણી મન ખુશીથી બોહસ લીધી. "તમારાં મનનો ગભરાટ હું સમજુંછું, સાહેબ. તમે હવે બીહતા હશો કે જેણે તમારા જુવાન, ઉધરતા અને માનવંત પીતરાઇનું ખૂન કરવાનો શકછે, તેનેજ તમે આજ ચચાર વર્ષ થયાં તમારાંજ છાપડાં હેઠલ આશ્રય આપ્યોછે."

"પણ એ તેજ છે, એમ તમે શી રીતે જાણ્યું, રાઘુ?" ફરામરોજે આ પાધરો સવાલ ઉઠાવીને ધડકતી છાતીએ ખોલાસો પુછયો.

"મેં કેમ જાણ્યું તે ખાનગી છે, તોપણ હું તમારી આગળ ખોલાસો કરવાને ના પાડતો નથી. મેં એ શોધ અકસ્માત કીધી. હું ગયાંજ અડવાડિયાંમાં કાંઇ શોધ કરવા હીરાજી નામના ગૃહસ્થને ત્યાં સુરત ગયો હતો. તેણે મારા હાથમાં કાગળોનું એક બંડળ તપાસવા આપ્યું તેમની વચે એક કાગળ મેહલાશાહ બેહલી હુંઠાની સહીનું તમારી આફીસમાંથી લખાયલું અને મળી આવ્યું. એ આપણામાં જે નહી ધારેલા અને નવાઇ જેવા સંજોગો બનેછે તેમાંનો, તેનીજ બરાબરનો એક સંજોગ માત્ર હતો કે જે કાંઇ ઘડીએ ઘડી બનતા નથી. હીરાજીને ખબર નહી હતી કે તે કાગળ આ બંડળમાં હતો. તેણે તો એ કાગળ ફાડી નાખેલો ખ્યાલમાં હતો. તે કાગળમાં કાંઇ અગત્યનું નહી હતું. તે બે ચાર લીટી હતી, પણ તે દેખાડવાને બસ હતું કે તેનો લખનાર મેહલાશાહ બેહલી હુંઠી તેજ કાલી કાટપીટિયો અને તેજ તમારી આફીસમાંનો મનચેરજી મીણવાળો હતો."

---

## પ્રકરણ ૯૫ મું.

## મી૦ મીણવાળા ઊપર ખૂનનો શક.

આ કેવી ભયંકાર શોધ! જે ધણી, મી૦ મનચેરજી મીણવાળાને આપણા ફરામરોજ જંગબારવાળાએ પોતાની પેહડીના વડા કલાર્ક લેખે વિશ્વાસથીજ નહી પણ માનથી રાખેલોછે તે પોતાના ઉપર એક ખોટા દસ્તાવેજ અને ખોટી સહીનાજ નહી પણ ખૂનના મહાપરાધની અગર પુરાવાની નહી તો શકની કાળી ટીલી કપાળે સાથે લઇ ફરેછે એ કેવી શોધ!

ફરામરોજને આ સઘળી વાત ઝાઝી સાંભળવા ગમી નહી. તે ગમી કે નહી ગમી, તોપણ રાઘુ રામોશી જોતો હતો કે આ ભયંકાર શોધ પેહલવેહલી જાણવાથી ફરામરોજ જેવો અચરત થવો જોઇયે તેવો અચરત દેખાયો નહી. મનચેરજી મીણવાળા વિષે જાણેકે તેને આગમચથીજ કાંઇ શક હોય અથવા જાણેકે પોતે કાંઇ જાણતો હોય તેમ થોડીજ અચરતી ફરામરોજે રાઘુની આ વાત ઉપર બતાવી.

રાઘુએ પોતાની એ અચરતી કહી સંભળાવી નહી. પોતાને અચબુચ કાંઇ અજાયબી લાગે તો તે કહી દેવાનો એ ધંડા, કાવકા ડીટેકટિવનો ધારો નહી હતો.

"ત્યારે તો જામાસજી અને જીવનજી હજીબી મનચેરજી મીણવાળાને પકડાવવા માગશે?" ફરામરોજે ઓર તેની ફિકર બતાવી.

"નહી. ઉપલી શોધ કીધા પછી હું જામાસજી જીવનજીની પેહડી ઉપર છેલા ભાગિયાને મળ્યો. તેણે તે આગળાં ટરકટ વિષે વિચાર ફેરવ્યોછે. જીવનજી ધારેછે કે મેહલાશાહે જો કે ગફલત કીધી અને ખસરૂ ઉપર એટલો વિશ્વાસ મુકવામાં ભૂલ કીધી પણ તે ટરકટમાં સામેલ નહી હતો. ગમે તેમ હોય પણ પેહડીની ખોટ પુરવાને મેહલાશાહ પોતાથી બનતું કરેછે. જીવનજી ઉપર બબે ત્રણ ત્રણ મહીને મેહલાશાહ બેહલી હુંઠાને નામના કાગળો આવેછે, કે જેમાં સો સો બબેસો રૂપીયાનો હફતો તે મોકલ્યો જાયછે—પણ તે કયાં છે, કયાંથી મોકલેછે અને કઇ કમાઇમાંથી મોકલેછે તે તેણે છુપાવી રાખ્યુંછે.

જામાસજી જીવનજીની પેહડીવાળાઓ એટલું જાણેછે કે એ રૂપીયા મેહલાશાહ મોકલેછે, પણ તેઓ બીજું કશું જાણતા નથી. હું વધારે જાણુંછું અને તે એજ કે મેહલાશાહ તમારે ત્યાં ચાકરી કરેછે, રાત દીસ મેહનત કરેછે અને નાણું એકઠું કરેછે તે બીજાઓ ધારે છે તેમ કોઈ મા કે બેહન ઉપર નહી પણ પોતાના આગળા શેઠો ઉપર નુકસાની ભરી આપવા સારૂં તે બીડેછે. લાહોર થી ખસરૂ પણ તેમજ કરેછે—તે તો પોતાનાં નામ નિશાન સુધાં રૂપીયા વાલ્યો જાયછે. માટે જામાસજી અને જીવનજી ના જેટલા રૂપીયા ચોરાયા તે કરતાં બમણા તેમને ત્યાં ભરાયાછે અને તેથી તેઓ ખુશી છે."

"ત્યારે તેઓ મનચેરજી મીણુવાળાને પકડશે નહી ?" ફરામરોજે ફરીથી પાકું કરવા આતુરતાથી પુછ્યું.

"બીલકુલ નહી. અને હું પણ કબુલ કરૂંછું કે એ ધણીની પાછળી એકમાર્ગી જીંદગી, આબરૂદાર વર્તણુક અને આ રૂપીયા ભરી દેવાની ઇમાનદારી તેને લેણદેણની બાબતમાં એક પ્રમાણિક માણસ દાખલ બતાવી આપેછે."

"ત્યારે એણે, એણે," ફરામરોજે અચકી અચકીને પુછ્યું "એણે મારો ચેક ચોર્યો તો નહી હોય ?"

"તે તો તમે સમજો. હું તે કહી શકતો નથી. જે હિગામ ઉપર તમારી આફીસમાં ચેક ચોરાયો તેજ હિગામમાં એણે હીરાજી ઉપરનો પેલો કાગળ લખેલોછે. તે કાગળમાં તમારા મી૦ મીણુવાળા પોતાનું કરજ લગભગ ફીટાડી દેવા માટે પોતાની ખુશી બતાવેછે. તે કરજ કયું, શાનું, કેટલું તે વિષે મને કશી ખબર પડી શકતી નથી. હીરાજીબી કાંઈ કેહતો નથી—હું ધારૂંછું કે તે છુપાવેછે. એ કાગળ તેની ભૂલથી બંડલમાં રહી ગયું અને મારા હાથમાં આવી ગયું તેથી હીરાજી ઘણો ખીજવાઈ ગયો. તેની ભૂલથી એ અકસ્માત શોધ થઈ, પણ અગત્યની થઈ."

ફરામરોજ માત્ર ડોકિયું ધુનાવીને ચુપ બેસી રહ્યો અને રાઘુએજ વાત ચલાવી. "મી૦ મીણુવાળા તમારી આફીસમાં વહીવટું કરીને આ કરજ ભરવાને વટીક એટલું નાણું સંઘરતા હશે કે એ 'પૈસા સંઘરૂ મોટા બાવા'ને તમારી ટેબલનાં ખાણાંમાંથી ચેક ચોરવાની અને આઇતા પૈસાપર હાથ મારવાની જરૂર પડતી નહી હશે."

ફરામરોજે વળી પાછું માત્ર હાનું ડોકિયું હળાવ્યું અને રાઘુ રામોસીએ વળી બીજી ટપે વાત ચલાવી. "તેમજ બીજા હાથ ઉપર, સાહેબ, જે ધણી પૈસાનો એટલો ગરજાઉ હોય તે ધણી જ્યારે લાગ ફાવે અને પકડાવાનો સંભવ નહી હોય ત્યારે એકુ સારી જેવી રકમ ઉડાવી જવા પણ નહી ચુકે. જે ધણીનો કાળાં ધોળાં કરવામાં એકવાર હાથ ચાલેલો તેનો બીજીવાર પણ હાથ ચાલે; જે પોતાની જીંદગીમાં ખુલ્લી બપોરે ચાલતો હોય તેનાં કરતાં અને જેણે આખી જીંદગી અંધારાંમાં કાહાડેલી હોય તેના ઉપર આપણા શક પણ વધારે જાય. બેહસ્તી બેજનનું થાણામાં ખૂન થયું તે વેળા જેમ કાળી કાટપીટિયાના ચેહરા ઉપર બાલનો બાથરો ચહડાયેલો હતો તેમજ તમારી આફીસનો ચેક આગ્રા બેંકમાં [illegible] વટાવી લાવનાર શખ્સના ચેહરા ઉપર પણ મોટા કાળા થેલિયાનો જથો હતો. તેટલાં ઉપરથીજ મી૦ મીણુવાળા કાંઈ ચોર ઠરે નહી—કાંકે એમ તો ગામમાં મોટા થેલિયાંવાળા બીજા ઘણા જણ છે."

ફરામરોજે વળી પાછું ડોકિયું માત્ર હળાવ્યું અને રાઘુ બોલ્યો—"જો તમે તપાસવા ચાહતા હોવતો સેજમાં બનશે. તમારે ગમે તો મી૦ મનચેરજી મીણુવાળાના ચેહરા ઉપર ખોટા બાલના થેલિયા બંધાવીને આગ્રા બેંકમાં મોકલો અને જુવો કે ચેક વટાવી આપનાર કલાર્ક તેવણને તેમ ઓળખેછે ?"

"નહી, નહી, નહી." ફરામરોજ ગભરાટમાં બોલી ઉઠ્યો "હું તેવું કશું કરવાનો નથી. હું તેમ કરવા ચાહતોજ નથી. મેં ચોરી વિષે મી૦ મનચેરજી ઉપર કદી શક નાખ્યોજ નથી. હજીબી હું તે માનતો નથી."

ફરામરોજ શું આ ખરાં દિલથી બોલેછે કે માત્ર બાહારથી દેખાડવાનું બોલેછે ? ગમે તેમ હોય પણ તે આ શબ્દો ઘણી આનાકાનીથી ધસુપસુ બોલ્યોછે. રાઘુ રામોસી પોતાની ઉંડી નજરે જોવાને શક્તિવાન છે કે ફરામરોજ પોતાના કલાર્કનો વાંક માનવા છતાં તેના ઉપર શક નહી જવા સરખું કાંઈ ખોટું ડોળ ઘાલેછે.

"એતો, સાહેબ, તમારી મરજીની વાત છે" રાઘુએ તેની આતુરતા નરમ પડી. "મારે તો તમારી સાથ આ વાત કરવાની ફરજ હતી, તે મેં બજાવીછે. તમારા આ ચેકની ચોરી ઉપર હું ઉંઘી ગયો નથી એટલુંજ મારે તમને દેખાડવું હતું. વળી તમે મને તમારા કલાર્કો ઉપર છુપી નજર રાખવા કહેલું હતું તે મારી ફરજ વિષે મેં ગફલત કીધી નથી તેની તમને ખાતરી કરવી હતી. મેં તમારા એક શકભરેલા કલાર્કનું શકભરેલું વૃતાંત ખોળી કાહાડયુંછે તે જો તમને નહી કહું તો મારી ફરજમાં પછાત પડેલો ઠરૂં એટલુંજ નહી પણ તમે કેહશો કે પોલીસ કેવી નબળી અને અશક્ત છે. હવે એ માણસની સામે તમારે કામ ચલાવવું કે નહી તે તમારૂં કામ છે. તમે જો પોલીસને એ કામ સોંપશો તો પોલીસ કરશે—અમે અમારી મેળે એ વાત વધારવાના નથી."

"તમારી મોટી મેહરબાની છે, રાઘોબા," ફરામરોજે તેનો ઉપકાર માન્યો, અને હવે આ સઘળો હેવાલ, જે તેણે મોટા ગભરાટ, દુઃખ અને કંટાળાથી સાંભળ્યો હતો તે પુરો થયલો સમજીને તેણે ઉઠી જવા ચાહ્યું. વાંચનારી બાંનુઓ યાદ કરશે કે તે પોલીસના આ તંબુમાં ઘણી આનાકાની સાથે આવ્યો હતો અને એ જગ્યા છોડી જવાને તે ઘણી ખુશીથી તૈયાર થયો.

"પણ જાવોછો ક્યાં ? બેસો શેઠ" રાઘુએ તેને જતો અટકાવ્યો "આપણે પેલી બીજી વધારે મોટી વાત કરવાની રહીછે."

"બીજી કઇ વાત?" ફરામરોજે કંટાળાથી પુછ્યું.

"પેલી થાણાની વાત! બેહસ્તી બેજનનાં ખૂનની વાત!"

"ખૂન! તમે ખૂન માનોછ રાઘુ! તમે તો બેજનનું મરણ [illegible] બોલતા હતા ? ખૂન બોલ બોલતા નહી હતા."

"ખરૂં. પણ હવે મને પણ ખૂનનો વેહમ જાયછે." રાધુ મજબુતીથી બોલ્યો. "કાળી કાટપીટિયાનો આ નવો પત્તો મળ્યાથી થાણામાં બનેલા બનાવો મારાં મન ઉપર સઘળા એકઠા થયાછે. બેજનનાં ખૂનમાં મી૦ મનચેરજી ભીણવાળાનો હાથ હતો એમ હું કેહતો નથી, પણ એવણ તો કેથા આગળા ચાન છે તે જાણવા પછી એવણ ઉપર શક વધેછે."

"કાંઇ નવો શક તમોને જડયોછ ?" ફરામરોજે હેબતીને પુછયું.

"હા, સાંભળો. બેજન ગુજર્યો તે વેળા ઝીણીની બેહન હીલ્લુની અજાયબ જેવી વર્તણુક તો તમોને યાદ હશે. તે બેજનનાં ખૂનનું સ્વપ્નું જોઇ ઉઠી, અને તેણીએ બૂમ મારીને આખાં ઘરને ખબર આપી, અને તેણીએ મરનારની પાયદશત કાહાડતી વેળા પોકાર માર્યો કે તેણે આપઘાત કીધો ન હતો પણ તેનું ખૂન થયું હતું. એ બધું તમને યાદ છે?"

"હવે ત્યારે હીલ્લુ અને મેહલાશાહ બેહુનું એકેક સાથ દિલ લાગેલું હતું" ફરામરોજે પોતાને યાદ છે એમ કાંઇ અજબ ગભરાટથી ડોકિયું ધુનાવ્યા પછી રાધુએ હેવાલ ચલાયો. "મેહલાશાહ લકબે કાળી કાટપીટિયો લકબે મનચેરજી ભીણવાળાને હીલ્લુ સાથ આગળની ઓળખાણ હતી. બેજનનાં ખૂનવાળાં અઠવાડિયાંમાં તે થાણે આયો તેની અગાઉ તે હીલ્લુને સુરતમાં મળેલો હતો. જ્યારે તે સુરતમાં જામાસજી અને જીવનજીની પેહડી ઉપર ચાકરી હતો ત્યારે હીલ્લુ પણ સુરતમાં હતી. ત્યાંથી તેઓ એકેકને ચાહતાં હતાં. અગરજો મેહલાશાહ ઉપર સુરત ખાતે તવાઇ આવી નહી હોત તો તેની સાથ હીલ્લુનાં લગ્ન થયાં હોત. પણ પેલી ખોટી હુંડી ઉપરથી ખસ રૂની પછી મેહલાશાહને પણ નહાશી જવું પડયાથી, હીલ્લુ સાથની મોબત ટુટી ગઇ અને તેઓ છુટાં પડયાં."

"પછી ત્યારે શું તેઓ થાણામાં એકેકને ઓળખીને મળ્યાં?"

"હાજ તો. હું ધારૂંછું કે હિલ્લુએ પોતાની બેહનથી બીહીને તેના વિષે બાહારથી પોતાનું અજાણપણું બતાવ્યું પણ બાતેનમાં તેને મેહલાશાહ બેહલીહુંડાના દાખલ ઓળખી ચુકી હતી અને તેનું કાળી કાટપીટિયાનું ખોટું નામ કબૂલ રાખી તેને ખામખા પોતાનાં પોંહચખાનાના માલિયા ઉપર છુપ્યો રેહવા દીધો હતો. ત્યાર પછી શું બન્યું તે તો સઘળું તમે જાણોછો; અને હવે મેં જે આ નવું અજવાળું મેળવ્યુંછે તે ઉપરથી તમારે ચેતવાનું છે."

---

## પ્રકરણ ૯૬ મું.

## બેજનનું ખૂન શું કાળી કાટપીટિયાએ કીધું નથી?

રાધુ રામોસીને મોહડેની સઘળી અજાયબજેવી હકી કતો—કે જે એ દરએક વાતે ચોકસ ડીટેકટિવ ચોકસાઇ કીધા વગર કેહ નહી—તે સાંભળીને ફરામરોજ તદન ડઘાઇજ ગયો. તે આ હકીકતોમાંની જરાબી સાંભળવાને અંહી ખુશીથી આવ્યો નથી, પણ વળી આવી નાખુશ બાબતોની આ અચંબાકારક તફસીલ સાંભળવાની તો તેણે વકી પણ રાખી નથી. તેણે આ ભયંકાર કેફીયત ઉપર કાન ઉભા કીધા ખરા પણ સાથે બેહરા કીધા હતા, અને જાણેકે કાંઇ સાંભળ્યુંજ નહી હોય તેમ સુહુનો બેહરો બેસી રહ્યો.

"કેમ શું ધાર્યું, શેઠજી?" અંતે રાધુએજ તેને બોલાવ્યો.

"મારા માનવામાં એ વાત ઉતરતી નથી."

"શી વાત?"

"મનચેરજી ભીણવાળા અને હીલ્લુ વચેની કશી પણ મોબત કે મિત્રાચારીની. જો તેઓ વચે પ્યાર હતે અને જો તેઓ સુરતમાં પરણતાં બંધ પડયાં હતે તો મુંબઇમાં તેની તક છે—મુંબઇમાં બેહુ પાછાં મળ્યાંછે."

"મી૦ ભીણવાળા અર્જવાન ઇરાણીનું પોંહચખાનું છોડીને ઝીણીનાં પોંહચખાનામાં રેહવા ગયાછે તે શું? તેવણ ખામખા જે ઘરમાં હીલ્લુ છે તેજ ઘરમાં રેહવા ગયાછે."

"અને તોપણ તેઓ બેહુ એકેકને ઓળખતાં દેખાતાં નથી." ફરામરોજ જરા હિંમત રાખીને બોલ્યો.

"હા. માત્ર બાહારથી દેખાડતાં નથી. પણ ખરેખરી પિછાણ કાં નહી હોય ? અને તે છુપાવતાં કાં નહી હોય? કદાચ આગળી પિછાણ ભૂલી જવાઇ તો હવે તેને ભૂલવા માંગતાં હોય? કદાચ ભૂલી જવાયલી પિછાણ હવે તેઓ પાછી તાજી કરવાને એકજ છાપડાં તલે એકઠાં મળ્યાં હોય."

"મનચેરજી ભીણવાળા એવો એક આબરૂદાર માણસ છે કે જે એક પોંહચખાનાની પોઠી ચાકરડી સાથ પરણીને પોતાના વસા ગુમાવે નહી."

"તે તો માફ્જ કરજો, સાહેબ." રાધુએ એવી વાત કીધી કે જે ફરામરોજને પોતાને થોડી લાગુ પડતી નહી હતી. "પરણેલાંનો પશ્ચાતાપ પરણતી વખતે લાગતો નથી પણ પરણ્યા પછી લાગેછે. ઘણા જણને હું ઓળખુંછું કે જેઓ બીજી બાબતોમાં અકલ હોસ્યારીથી કામ કરેછે પણ પરણતી વખતે અકલ ખોહીને પરણેછે. કેહવત છે કે પ્યાર આંધલો છે."

"પણ તેમ જો હોય તો હીલ્લુ આ કાળી કાટપીટિયો ઉંઘાડો પડે તેવી રીતે વર્તી કેમ હોય?" ફરામરોજે બીજો ગુચવાડો પુછયો.

"હીલ્લુ કેમ વર્તીછે? હીલ્લુએ કાંઇ કાળી કાટપીટિયાને ઉંઘાડો પાડયો નથી. તેણીએ તો ઉલટો તેને ઢાંકવાની કોશેશ કીધીછે. તેણે સ્વપ્નું જોયું અને તે ઉંઘમાંથી બીહી ઉઠી એ બધા હું ઢોંગ માનુંછું. અને લાગેછે કે બેજનનું ખૂન થયું એમ હીલ્લુ આગમચથી પોતે જાણતી હતી અને તેટલાજમાટે તે કાળીનું કામ હોય એમ ધારીને તેને બચાવવા સારૂં તેણીએ ઇશ્વરી સ્વપ્નું વગેરેના ઢોંગ કીધા હતા. સ્રીચરિત્રની કાંઇ હદછે? સ્રીજાતીને હાથે ઘણાંક ઘાતકી કર્મો થયલાં મારી પોતાની જાણમાં છે, સાહેબ."

"પણ ઘડીભર ભીણવાળા અને હીલ્લુ વચે દોસ્તી માનીયે તોપણ તેટલામાટે બેહસ્તી બેજનનો જીવ લેવાનો તેનો હેતુ શો હોય?"

"હેતુ કાંઈજ જણાતો નથી. હું કબૂલ કરૂંછું કે આ હેતુના સવાલ ઉપરજ હું હજી નિષ્ફળ થાઉંછું. કાળી કાટપીટિયાએ મરનારને મુદ્દલ જોયલો પણ નહી, તે છતાં પોતે એકદમ ન્હાશી નહી શકે એવી રીતે એક ઉંચા માળિયા ઉપર રહેલો તે બેહસ્તીનો જીવ લેવા વગર કારણે શા માટે મન કરે એ મારી સમજમાં ઉતરતું નથી. એટલાજમાટે હું ધારૂંછું કે મી૦ મનચેરજીને જ્યારે તપાસને માટે ઉભો કરીશું ત્યારે તે મોટી કાંતીમાંથી છુટી જશે."

આ છેલાં વાકય ઉપર ફરામરોજ એક વીજલીના કરતાં વધારે ઝટકાથી ચમકી ઉઠયો. "શું ! એ તમે શું બકોછ રાઘુ ! કાંતી શું ને છુટી જાય શું !"

"ખૂનની કાંતી. મી૦ મીણવાળા સામે ખૂનના શક ઉપરથી કામ ચલાવવાનાં સાધનો થઇ ચુકયાંછે, તો જોકે ખૂન સાબેત થવાના પુરાવા હજી ઓછા છે."

"પણ ખૂનનું કામ શાનું ચલાવે ? કોણ ચલાવે ?"

"મોટા શેઠ જાંહગીરશાહ હવે ચાહેતો એ કેસ વકીલના હાથમાં મુકે. તેવણ એ કામ ચલાવી શકે."

આ શબ્દોથી ફરામરોજ તો ફિકરમાં ફીકો મોત જેવો થઇ ગયો. તે ચેહરો જેવો રાઘુની તરફ ફર્યો તેવોજ તે જોઇને રાઘુ વટીક ચોંકયો.

"નહી. નહી." ફરામરોજ ઘણા ઘાડા કડવા આવાજે બોલી ઉઠયો. "મોટા શેઠના કાનપર એ વાત જવી નહી જોઇયે. બાવા આગળ એ વાત ના કરતા."

"બાવા આગળ નહી વાત કરૂં ? એ શું ?" રાઘુ વિસ્મય પામ્યો.

"હું માગી લઉંછ કે ના વાત કરતા" હવે ફરામરોજ કાલાવાલા કરવા લાગ્યો. "મનચેરજી મીણવાળા તેજ કાળી કાટપીટિયો છે એ વાત બાવાને કેહતા ના. કાળી કાટપીટિયાનો અંતે પત્તો મળ્યો એ બાવાએ જાણવું નહી જોઇયે."

"એ તો બહુ થયું, શેઠ" હવે રાઘુ જરા ખીજવાઇને ઉખડયો. "તમે પેલા તમારા ચેકની ચોરી ઉપર ટાંકપીછોડો કરાવ્યો અને જાંહગીરશાહ શેઠથી વાત છુપાવી તો તેની મેં પરવા કીધી નહી; પણ આ તો ખૂનનો મહાપરાધ છે, શેઠ, તેમાં અમો પોલીસવાળાઓથી અખાડા કેમ થાય ! તમો જાણોછો કે આજ પાંચ પાંચ વર્ષ થયાં કાળી કાટપીટિયાને પકડવાને હું ખંતથી મંડયોછું. એ મારી એક ડીટેકટિવ દાખલની આબરૂનો સવાલ છે, તો શું અખાડા કરીને આબરૂ ગુમાવું ? આ તમારા કાળી કાટપીટિયાએ આજ મને જેટલી મેહનત આપીછે તેટલી મેહનત મને બીજા કોઇ પણ આરોપીને પકડતાં પડી નથી. અને હવે મેં તેને શોધી કાહાડયો ત્યારે તમે વાત પડતી નાખવા માગોછો, તે મારાથી કેમ બને ? ખાસી વાત ! નાનીને નાનીજ વાત ! મારાથી એ વાત પડતી નખાય નહી—જાંહગીરશાહ શેઠ એ વાત મુકી દેવાના નથી."

ફરામરોજનું આખું અંગ આ પોલીસ આફીસરના થથડાવનારા શબ્દોથી ધ્રુજતું હતું. તેણે બોલવા મોહડું ઉંઘાડયું પણ તેનાથી બોલાતું નહી હતું, અને તેણે બોલ્યા વગર મોહડું પાછું બંધ કીધું.

"કદાચ આ વાત પડતી નાખવાની તમે ને હું બે જણ બેવકુફી કરીયે, પણ એક ત્રીજો જણ છે તે કાંઇ એ વાત છોડવાનો કે ? તે મરનારનો પેલો અડધઘેલો ભાઇ ડાકટર બરજોર છે. તે જમની પેઠે ખૂનની અટકલને વળગી રહેલો છે; અને મેં જાણી બુઝીને નાખતી કીધી એમ તે જાણે તો મારો જીવ લઇને જવાબ માગ્યા વિના રેહ નહી."

"હું માગી લઉંછ, રાવ બાહદુર, કે આ વાતપર ઢાંકણું વાળવું જોઇયે—કાંઇબી કરીને, ગમે તેવા ખર્ચેબી ટાંકણું વાળવુંજ જોઇયે. બસ, તમે જાણે કે જાણતાજ નહી હોય તેમ બેસી રહો." ઘણી આજીજીથી ફરામરોજ બોલ્યો.

"અને પછી પેલો ઘેલો બરજોર પોતે કાળી કાટપીટિયાને શોધી આપે તો ?"

"ત્યારની વાત ત્યારે થઇ રેહશે. હમણા તેની વાત શી ? હમણા તો જેમ ચાલેછ તેમ ચાલવા દો."

"પણ શેઠ, જો કાળી કાટપીટિયો તમારા મી૦ મીણવાળા હોય——"

"બસ બસ ! ચૂપ રહો ! ચૂપ રહો !" હવે તો ફરામરોજ તેનુ મોહડું દાબતાં બોલવાનાં જોસપર આવી ગયો "ખોદા ખાતર, રાઘુબા, બસ વાતજ બંધ પાડો. હમણા બીને હંમેશની એ વાત દાટી નાખો. એમાં એવા સંજોગો જોડાયલાછે કે જે હું કહી શકતો નથી, પણ જે સંજોગો કોઇ પણ પ્રકારે મારા બાપના કાનપર જવા નહી જોઇયે."

"પણ ત્યારે તો તમે મનેબી અંધારાંમાં રેહવા દો છો ?" રાઘુ બડબડયો.

"હું ચાહુંછ, રાઘુ, કે એ બધો ગોંટાળો હું તમારી આગળ કહીને સઘળી વાત તમારી આગળ ખુલ્લી કરૂં. પણ તેથી બીજાઓ ખરડાયછ—જેઓ નહી ખરડાવાં જોઇયે તેવાં ખરડાયછ. બેજનનાં ખૂનના ઘા હજી તો હમણા હમણા રૂજાયાછ, પણ કાળી કાટપીટિયો વિસરાઇ ગયલો પાછો તાજો થશે તો બીજાઓના જીવ જશે."

રાઘુને એટલું તો લાગ્યું કે ફરામરોજ ખરેખરૂં કેહવાને ઘણું ચાહેછે પણ શખત બીહેછે, નહી તો કે તે રાઘુથી આ ગોંટાળો છુપાવે નહી.

"મને એકજ જવાબ દો, શેઠજી, ને ખરો જવાબ દેજો" તેણે પુછ્યું. "અગર તમો જાણો કે કાળી કાટપીટિયો બેજનનો ખરેખરો ખૂની છે, તોપણ શું તમે તેને છુપાવશો ?"

"નહી. જો હું જાણું કે ખૂન એણેજ કીધુંછે તો હું એને એકદમ પોલીસને સ્વાધીન કરૂં." ફરામરોજે લગાર હિંમતથી જવાબ દીધો. "પણ હું જાણતો નથી, માનતોબી નથી. મારી ખાતરી છે કે એ ખૂન કાળી કાટપીટિયાનું કરેલું નથી."

"ત્યારે કોણે કીધું ? તમારી શા ઉપરથી ખાતરી થયલી છે ? કોઇ બીજા ખરા ખૂનીને તમે જાણતા હોવ તોજ એ કાળી કાટપીટિયાનું કામ નથી એમ તમે કહી શકો."

આ નાની સરખી ઉલટપાલટ તપાસથી ફરામરોજ ફગલાઇ ગયો. તેણે જવાબ દીધો નહી.

"જુવો શેઠ, તમે મને આટલુંબધું કહ્યુંછે તો થોડું વધારે કહો." ફરામરોજને સુગો થઇ ગયલો જોઇ રાઘુએ ધીરજ આપી. "તમે બીહો ના. હું કોઇને કહીશ નહી. તમોને કોઇ બીજા ઉપર શક છે?"

"હું હંમેસ માનુછું કે આ ભયંકાર કર્મ એક ચોકસ જણનું છે, પણ તે કાળી કાટપીટિયો નથી."

"વારૂ તે શખ્સ હાથમાં આવે એમ છે?"

"હાથની તો આગળજ છે, પણ તેને પકડયામાં ફાયદો કાંઇ નથી."

"બેજનનાં મરણ વખતે જે જે નામો આપણે સાંભળ્યાં હતાં તેઓમાંનું એ કોઇ છે?"

"નહી. તે નામ કોઇએ સાંભળ્યુંજ નથી. તે નામ કદી બોલાયુંજ નથી. તે ઉપર કોઇનોબી શક જતો નથી. વાસ્તે હવે એ વાત જવા દો. હું તમોને સોગંદ ઉપર ખાતરી આપુંછ, રાઘોબા, કે એ કાળી કાટપીટિયાનું કર્મ નથી.જો તેનું કર્મ હોત તો હું મારે હાથે તેને પોલીસમાં પકડીને પરહેજ કરાવત, પણ તેના ઉપર ખોટો વાંક મેળવા જતાં બીજાઓ ફસેછ, વાસ્તે બીજાઓની ખાતર હું એ સુધીને ચાંદુ પાડવા નથી ચાહતો. હું ચાહુછ કે તમે આજે મને જે ખબર આપીછ તેમજ મેં તમોને જે ખબર આપીછ,તે આજ પછી તમે ને હુંજ જાણીયે.અને તે બાહાર નહી જાય. મી૦ મનચેરજી મીણવાળાનો તમે જે પતો આપ્યોછ તે પછી હું એને મારી આફીસમાં રાખીશ નહી; પણ તે હમણા નહી—થોડો વખત જવા દઇને હું એને કાહાડવાની મારી તક લઇશ. મને કબુલાત આપો, રાઘુ, કે તમે આ વાત કોઇ આગળ બોલો નહી."

"ઠીક છે. હું હાલ સઘળું માડી વાળું છું—જોકે એમાં મને ઘણો જોખમ છે, કાંકે જ્યારેબી વાત જણાશે ત્યારે મારા ઉપર ઠપકો આવશે."

"જો તમને જરાબી ઠપકો મળે તો તમે મારૂં નામ દેજો. મેં ટાંકપિછોડો કરાવ્યો એમ બેલાશક મને ઉઘાડો પાડજો." ફરામરોજે તેને ખુલ્લી સત્તા આપી.

"જેમ મરજી" રાઘુ કબુલ કરતાં બોલ્યો. "પણ અગરજો એજ ખબર કોઇ બીજાં મૂળથી બાહાર જાય તો તેનો જોખમ મારે માથે નથી."

"નહીજ તો. સાહેબજી." ફરામરોજ હવે છુટો પડયો અને વધારે ધીરજથી છુટો પડયો. પણ તેનું દુઃખ, તેની ગમખારીમાં ઘણો ઘટાડો થયો નહી. તે ઘણીજ હેબતથી પાળવાનાં મેદાન ભણીથી કોટ તરફ પાછો ફર્યો, અને પાછો ફરતાં નાશનલ બેંક આગળ રસ્તાનાં ખુણા ઉપર ભૂતની પેઠે ભખી ખાધેલા જેવો આપણા ભીખા ભરભરિયાને કેવો અચબુચ અહડી પડયો તે આ વખતે હતું. ભીખો તો પોતાના "શાહજાદા સોલી" ને મળવા જવાની ઉતાવલમાં હતો, તોપણ તેણે પોતાના શેઠને તેના ભખી ખાધેલા ચેહરા સાથ પિછાણ્યો હતો.

ફરામરોજના જવા પછી રાઘુ રામોસી પાછો પોતાના તંબુમાં અંદેશા ભરેલો બેઠો. તેને લાગ્યું કે બેજનનાં ખૂનનો ઘોંટાળો જેમ તે ખુલ્લો કરતો જાયછે તેમ ઘોંટાળો વધતોજ જાયછે. પણ કાંઇબી મોટો ઉંડો ભેદ છે, અને શો ભેદ છે તે વિષે પોતાનાં મગજને તસ્દી આપવા રાઘુ આગળના સઘળા બનાવો યાદ કરવા અને આગળી મનની નોધો ઉથલાવવા લાગ્યો. આ સઘળા ઉંડા વિચારમાં તે એકજ વાકય બોલી ઉઠયો.

"નાજાંમાય ખૂનની રાત્રે કયાં હતી વારૂં?" એટલોજ તે બોલી ઉઠેલો વાકય હતો.

---

## પ્રકરણ ૯૭ મું.

## સોલી "મોટા લોક" થયો.

"પેલું કાપી કરી રહ્યા કે, ભીખાજી? કેટલીવાર? હાથ ચલાવો. વખત જાયછ. હું ખોટી છું."

અગરજો કલાર્કોવાળા ઓરડામાં ફરામરોજ શેઠ પોતે બેઠેલો નહી હોત તો મી૦ મનચેરજી મીણવાળાની ઉપલી તાકીદ ઉપર ભીખો ભડભડી ઉઠત કે "શું થયું, મી૦ મનચેરજી? જરા થોભાય નહી કે? કામ થાયછ! વાર છે!" ઇત્યાદી. પણ શેઠની હાજરીને લીધે ભીખો પોતાના હેડ કલાર્કનો આ નરમ ઠપકો શાંખી ગયો.

કાંકે આજ સહવારે ભીખો ખુશ મિજાજમાં નહી હતો. તે આફીસમાં ખીજવાયલોજ આવ્યો હતો, અને તેનું કામપર ધ્યાન નહી હતું. મી૦ મીણવાળાએ ઉતાવલ કીધાથી ભીખો ભરભરિયો માત્ર પોતાનો બડબડાટ મનમાંજ બડબડયો તોપણ તે એટલો આસ્તે કે દાદા હરિનો લક્ષમણ, જેના કાન ફસારી જેવા હતા તથા જે લખતો જાય અને વાત કરતોબી જાય એટલો શક્તિવાન હતો તેણે તો ભીખાનો બડબડાટ સાંભળ્યો, અને પછી ભીખાની કલમ ચાલતી થઇ.

શેઠ જાંહગીરશાહ જંગબારવાળાની પેહડી ઉપર ભીખો ચાકરીએ લાગ્યો ત્યારથી આજસુધી એ આફીસ ખાતે હમણાનાં જેટલો કામનો લોચો કદી વધી ગયો નહી હતો. કામ વધ્યું ત્યારે કામ કરનારા સામા ઓછા થયા. પેસુ પનવેલીવાળો પોતાની માતાની માદગીને લીધે રજા લઇ પનવેલી ગયો હતો—અને તે સહુથી વધતું કામ કરનારો હતો. કાલે મી૦ મનચેરજી મીણવાળા પોતે આફીસમાં રાત્રી સુધી રહ્યા, એટલુંજ નહી પણ તેવણે ભીખા ભરભરિયાનેબી સાંજ પડી ત્યારે મીણબતિ આપીને લખવા બેસાડયો હતો અને બપોરે જમવા જવાને માત્ર વીસ મિનિટની છુટી આપી હતી.

એ તો આપણા ભીખાને માટે બહુ થઇ ગયું, કાંકે ભીખો તો તે દાહડાનો મોટો ભાગ અને અગત્ય કરીને તે સાંજ તથા રાત્રી પોતાના દોસ્ત સોલી સાથ ગુજારવાને તલપી રહ્યો હતો. પરમની સાંજે સોલી મુંબઇ આવ્યો, તે રાત્રે બેહુ દોસ્તો સાથે મળવાના હતા પણ કાંઇ ભોગજોગે બેહુ એકકને ચુકી ગયા અને બિચારો ભીખો પોતાના એ "શાહજાદા"ની શોધમાં "આખું ગામ ફરી વળ્યો" પણ તેનો મેલાપ થયો નહી. વાંચનારી બાનુઓ યાદ કરશે કે એ તેજ રાત્રી હતી કે જયારે ફરામરોજ રાઘુ રામોસીની ઉપલી છુપી મુલાકાતે જઇ આવ્યો અને જયારે સોલીને મળવાની યાદ આવ્યાથી ભીખો ધસારાબંધ જતાં પોતાના શેઠ

સાથ અડકયો હતો. પણ તે સઘળી આકલી ઉતાવલ છતાં સોલી ભીખાને મળ્યો નહી. તે ઝીણીનાં પોંહચખાનામાં આવ્યો નહી ત્યારે બિચારો ભિખો તેને શોધવા કરલવાડીની ધર્મશાળામાં ધસ્યો ગયો. સોલી ત્યાં પણ નહી હતો તે ઉપરથી ભીખો પાછો કોટમાં દોડયો અને પોતાને ઘેર, પછી બોરીનાસની દુકાને, પછી નાટકશાળામાં એમ ધકાધુકી ખાતાં તેને તેનો દોસ્ત તો નહી જડયો પણ નકામી ગડબડ કરવા માટે બિચારાને ઘણું સાંભળવું પડયું હતું, જેથી અંતે થાકીને, કંટાલીને તથા પોતાના દોસ્ત સાથ રાત્રી ગુજારવામાં નાઉમેદ થઈને તે પોતાને ઘેર જઈ સુતો હતો.

એ તો પરમની વાત થઈ. પણ ગઈ કાલેબી સોલી પોતાના માનીતા મિત્રને મળવા પામ્યો નહી. કાલે તો સોલીને આખો દાહડો ઘણું કામ હતું તે સોલીએ પોતેજ કહી મુકેલું હતું, પણ કેસો અને કાગલિયાં અને બારિસ્ટરોની મસલતો વગેરેમાં તે ગમે એટલો રોકાઈ રેહવા છતાં સોલી ભીખાને થોડી ફુરસદેબી મળી શકત. પણ ગઈ કાલે ત્યારે આફીસમાં કામ ઘણું હોવાથી મનચેરજી ઝીણુવાળાએ તેને રાતવેર રોકી રાખ્યો અને તેથી કાલેબી તે સોલીને મળવા પામ્યો નહી.

આજે વળી વડા કારભારીએ ભીખાને આફીસમાં સકાલે આવવાની તાકીદ કીધાથી તે ચોંપનો મારેલો વેહલો આવ્યો; પણ તેમાં પોતાના જે દોસ્તને આંઠ વર્ષે મળવા માટે સાથેનો સાથ રેહવા તલપી રહેલો તે દોસ્ત ઉપર આજેબી માત્ર નજર કરવાબી પામ્યો નહી. હવે ત્યારે આપણો ભીખો ખીજવાટના ખળભળાટ ખાલી કરે તેની કાંઈ નવાઈ ? તે પોતાના "શાહજાદા" સોલી ઉપર પણ ખીજવાયલો હતો. શખ્ત રોકાણ થકી બિચારા ભીખાથી સોલીને મળવા જ વાતું નથી તો શું સોલી જરા ભીખાને મળવા નહી આવે ! પણ તેબી નહી આવ્યો ! આજનો ત્રીજો દાહડોબી વહી ગયો. સાંજ પડવા આવી. પણ સોલી નહી દેખાયો કે નહી સંભળાયો. કામ ઘણું હોવાથી ફ્રામરોજ શેઠબી કલાર્કો વાળા ઓરડામાંજ બેસી રેહવાથી ભીખાથી નહી બોલાયું કે નહી ચલાયું—તે ચવડયા કે વવડયા વિના બેસી રહ્યો.

ફ્રામરોજને પોતાના હેડ કલાર્ક વિષે પેલા પોલીસ ડીટેકટિવે પરમ દિને ગમે એટલું કહ્યું, પણ પોતાનાં આફીસનાં આવાં કામના બોજા ઉપર મી૦ મનચેરજી ઝીણુવાળાની ધુંધી અને ઉદ્યોગી ખંત ફ્રામરોજ વખાણ્યા વિના રહી શકે નહી. ભીખો "ખભાં ઉપર ભાર ઉઠાવી લેવા" નું બધાં આગળ બોલતો ફરતો હતો, પણ કામનો ખરો જુમો ઉપાડી લેનાર તો મી૦ ઝીણુવાળા હતા. કામ ગમે એટલું વધેની, પણ મી૦ ઝીણુવાળાની અથાગ ઝડપ અને મુગાં મોહડાંની મેહનત આગળ સઘળું કામ રાત પડતાંમાં તો ખલાસ! વળી આજ કેટલુંક થયું કામમાં ફ્રામરોજ શેઠને હાથે જે ભૂલચુકો થતી આવીછે અને જે ઉપર તેને પોતાના બુજર્ગ બાપથી ઠપકો સાંભળવો પડયોછે, તે ભૂલચુકો સુધારવાજ નહી પણ અટકાવવા અને સંભાળી લેવા તેનો આ વિશ્વાસુ હેડ કલાર્ક અજબ ખંત રાખેછે.

અને તેબી બોલ્યા વગર. શેઠની કાંઈ ભૂલ થઈ તો હેડ કલાર્ક પોતેજ સુધારી મુકેછે—પણ કેહતોબી નથી કે આ મેં કીધુંછે—અને તેનું માન શેઠને લેવા દેયછે. ત્યારે મી૦ ઝીણુવાળા રાત્રે મોડું સુધી બેસીને કામ કરેછે તે માત્ર પોતાનું કામજ નહી પણ શેઠનું બિગાડેલું કામ સમારવાને મથેલો રેહછે. એક દાહડે ફ્રામરોજે મી૦ ઝીણુવાળાને રાતના દસ વાગતે આફીસમાં કામપર બેસીને ચોપડાઓમાં કાંઈ હિસાબ કરતા જોઈ તેનું કારણ પુછયું, ત્યારે તેવણે એટલોજ જવાબ દીધો કે "સહવારને માટે તૈયારી કરી રાખુંછું," પણ ફ્રામરોજ જોતો હતો કે તેમ નહી હતું. આ તો તેજ દાહડે ફ્રામરોજના હિસાબમાં ભૂલો થઈ હતી તે મી૦ ઝીણુવાળા મોડી રાત્રીવેર પકડવા અને સુધારવા બેઠા હતા.

એ પ્રમાણે ત્યારે મી૦ મનચેરજી ઝીણુવાળાની આગળી આબરૂ રાઘુ રામોસીએ ગમે એટલી ઉંધાડી આપી, તોપણ દીસતું છે કે આવા એક મદદગાર હાથને ફ્રામરોજ પોતાની આફીસમાં હાલના સરખાં કામની કડાકડીના વખતમાં ખોઈ શકે નહી. વાંચનારી બાનુઓ આ વખતે ફ્રામરોજનો મી૦ ઝીણુવાળા વિશેનો આગળો ગુચવાડો યાદ કરશે. તે ઘણીવાર પોતાના આ હેડ કલાર્કનો ચેહરો જોઈને અંદેશો કરતો હતો—તેને આગળ કેથે જોયલોછે એમ યાદ કરતો હતો, પણ તે યાદ આવતો નહી હતો. આજે ફ્રામરોજનો તે ગુચવાડોબી રહ્યો નથી. આજે તેણે કદાચ એકસોબી વખત તે ચેહરા ઉપર અંદેશા ભરી નજર કીધીછે; પણ આજે એ ઝીણુવાળા કોણ છે, તેને આગળ કયાં જોયલોછે તે સઘળું તેની આગળ ખુલ્લું થઈ ગયુંછે. પણ રાઘુ રામોસીની ડીટેકટિવ કળાએ ભેદનો પડદો ફેડી આપ્યાથી પરિણામ એ નિપજ્યું છે કે મી૦ ઝીણુવાળાનો એ ચેહરો જોતાં આગળ ફ્રામરોજને કાંઈ બીહીક ઉપજતી તે બીહીક આજે દસ ઘણી વધી ગઈછે—મનચેરજીનો ચેહરો તેને આગળ જોવા ગમતો નહી હતો, પણ આજે વધારે અણગમતો થયોછે.

"ઓ હો ! સાહેબજી હોમી ! આવો. આવો શેઠ" સાંજની વખતે અચચુચ હોમી દારાશાનાંના આવ્યાથી ફ્રામરોજની આફીસને જરા વાત કરવાનો કરાર થયો. હોમીને અંહી આવવાનો ધારો નહી હતો. ફ્રામરોજ પોતાનાં "ચેંજ" ઉપરથી પાછો ફર્યો ત્યારનો તે અને હોમી મળ્યા નહી હતા. જેમ હોમીને ફ્રામરોજમાં ચેંજથી ફાયદો જણાયો નહી, તેમજ હોમી પણ ફ્રામરોજની નજરમાં ઝાઝો સુખી યા તનદરોસ્ત દેખાયો નહી.

"તમારી તબીયત કેમ છે, હોમી ?" ફ્રામરોજે પુછયું.

"મુંબઈની હવા અને કામની હેજગારી વચે જેમ તબીયત રહી શકે તેવી છે." પોતે ઘણો સારીપેઠે નથી એમ હોમીએ બતાવ્યું પણ પોતાના તે હંમેશના હસમુખાપણામાં બતાવ્યું કે જે ખુશ સ્વભાવ અંધારાંમાં પ્રકાશ, ગમીમાં ખુશી, દુઃખમાં સુખ આપેછે. "લીલોતરીભરેલાં ખેત્રો અને મીઠી હવાની લપટ જયાં મળતી નહી હોય ત્યાં તેનો વિચારજ નહી કરવો."

"બરાબર છે." ફ્રામરોજે પોતાનાં દુઃખ રડીને ટેકો આપ્યો. "લીલોતરી ભરેલાં ખેત્રોમાં વસીયે અને મીઠી હવાની લપટ ભોગવીયે તોજ ત્યાં જવાની મઝા, પણ આરી પેહે તે બધાંમાંથી આગની ગાડીમાં બેસીને આંખના

હોમી હવે શમજી શકયો નહી. તે પોતાનાં મનથી જરા ગુંચવાયો. તેને પોતાના ભાઇ વિષે લગાર ભય પણ પેઠો—ભય કાંઇ ખરાબીનો નહી, પણ કાંઇએક ભૂલ થઇછે એટલીજ તે બીધો.

"મારે મારા ભાઇને શોધી કાહાડવો જોઇયે." હોમીએ હવે ઠરાવ બતાવ્યો. "જો એ ધર્મશાળામાં નહી હોય તો આ મોટાં શેહરમાં એને કયાં શોધવો અથવા શું વિચારવું તે હું જાણતો નથી. તું ઘણો કામમાં છે, બીખાજી, નહીતો કે સોલીને શોધી કાહાડવા હું તુને મારી સાથે લઇ જાતે."

બીખાએ આ દરખાસ્તના જવાબમાં ટેબલની સામે મીο મનચેરજીનું મોહડું જોયા કીધું;—તેણે જવાની રજા મોહડે ચહડીને માગી નહી, પણ મને જવું જોઇયે એવું ચેહરા ઉપર દેખાડયું. તે સોલી વિષેના કોઇ પણ ખોટા શકની ખાતર નહી પણ એ બાહને જરા કામથી કંટાલેલો બાહાર નિકલવું અને સોલી મુંબઇ આવીને મોટા લોક-પણું દેખાડેછે તેને જરા સ્વાદ ચખાડવો એટલુંજ તેણે ચાહ્યું.

"અમે કલાકેકમાં પાછા આવીશું અને મારા ખોહવાયલા દોસ્તને શોધી કાહાડીને પાછો આવ્યા પછી તમો કેહશો તેટલા કલાક કામ કરીશ." બીખો અંતે મીο મનચેરજી આગળ કરગસ્યો, "મારા દોસ્તને વાસ્તે મેં મારા પચાસ રૂપીયામાંથી પાંચ રૂપીયાકી લઇ રાખ્યાછ, ને તે સહવારનો મારાં ગજવામાં લઇને ફરૂંછ. રાન ઝીણીએ મારા માગવાથી પાંચ રૂપીયાની નોટ અને કાહાડી આપતાં હું એકઠા કરેલા પૈસા એમ ખર્ચી નાખુંછ તે વિષે મને કેવું 'લેકચર' આપ્યુંછ."

બીખા ભરભરિયાએ કામપરથી મન કાહાડી લીધું તો પછી તેને કામે બેસાડી રાખ્યાથી કામ સમારવાને બદલે વધારે બિગાડવાનો ભય હતો. તે કરતાંતો તેને જવા દીધેલો ભલો, કે જેથી એકુ કલાકમાં તે પાછો આવીને વધારે ઉલટથી કામ કરે. મીο મનચેરજીએ હોમી સાથ બીખાને જવા દીધો, પણ એવી શરતથી કે તેણે એક કલાકમાં પાછો આવવું અને આવ્યા પછી એટલી ખંતથી કામ પુરૂં કરવું કે પુરૂં થાય નહી ત્યાંસુધી ફરીથી બાહાર જવા નહી માગવું.

"ખચીત, ખચીત, હું પાછો આવીને તમે કેહશો તો સહવાર સુધી કામપર બેસીશ અને ફરીથી એક ચુક નહી કરીશ." બીખો એક કુદકો મારીને ઉઠયો અને હોમી સાથ જતાં ખાતરી આપી ગયો.

---

## પ્રકરણ ૯૮ મું.

## સોલી ગુમ થયો.

બીખા ભરભરિયાનો "શાહજાદો સોલી" શેઠ પાંડેવાળી ફરલવાડીની ધર્મશાળામાંથી ખરેખરજ ગયા ગૂમ થયો હતો. બીખો અને હોમી ત્યાં ખોળ કરવા ગયા ત્યારે ત્યાંના કારભારી બાહાર ગયલા હતા, તેની ગેરહાજરીમાં એક ચાકરે કાંઇ અજાયબ જેવો ખોલાસો આપ્યો.

અને તે ટુંકમાં નીચે મુજબ હતો. પરમ દિને સોલીએ ધાણેથી આ ધર્મશાળામાં ઉતારો લેવા કાગળ લખ્યો હતો, તેમાં ફરમાસ કીધી હતી કે મારે વાસ્તે એક ઓરડો અને ખાનું તૈયાર રાખજો અને મારા તાર યા કાગળો આવે તે સંભાળી રાખજો. પરમની રાત્રે કલાક આઠેકને સુમારે સોલી ધર્મશાળામાં આવી પુગ્યો અને પોતાનો ઓરડો તૈયાર છે કે નહી તે પુછવા લાગ્યો. એજ ચાકર, જે હાલ વાત કરેછે તે બાહાર બેઠેલો હતો તે દેખાડવા ગયો, પણ સોલી પોતાના ઓરડામાં જવાને બદલે વચમાંના એક સાધારણ ઓરડામાં દીવા આગળ કાંઇ કાગળો વાંચવા ગયો અને ત્યાંજ કાંઇ જવાબ લખવાનો હતો માટે લખવાના કાગળ મંગાવી બેસી ગયો. આ કાંઇ મોસમના દાહડા નહી હતા, માટે ધર્મશાળામાં ઝાઝા પારસીઓ ઉતરેલા નહી હતા. જે બાહાર ગામથી ત્રણ ચાર પારસી ફ્રેંડોની એક ટોલી આવેલી હતી, તેઓ સાથેજ ફરવા ગયા હતા માટે આ વચલા ઓરડામાં સોલી એકલોજ હતો. તે ચાકર તેને ત્યાંજ વાંચતો મુકીને કાંઇ કામે ગયો, પણ થોડીવારમાં પાછો આવીને જુવેછે તો સોલી મળ્યો નહી. નહી તે વચલા ઓરડામાં હતો, નહી તે પોતાના ઓરડામાં હતો, કે નહી આખી ધર્મશાળાના કોઇ પણ ભાગમાં તે નજરે પડયો. તે વખત પછી સોલીને કોઇએ દીઠો નથી કે સાંભળ્યો નથી અને તે કયાં ગયો તે આ ધર્મશાળામાં કોઇ પણ માણસ કહી શકતું નથી.

આતો એક અચાનક અચંબો થયો. હોમી પોતાની હંમેસની ધીરજથી તે થંડે પેટે સાંભળતો ઉભો, પણ બીખો એક ટેબલ ઉપર ચહડી બેસીને પગના હીચકા ખાતો સાંભળતાં સાંભળતાં જેમ જેમ ગભરાટ વધતો ગયો તેમ પોતાના લબડતા પગને એવા ઝોંકા આપવા લાગ્યો કે તેના એકજ આચકાથી તે ટેબલ સુધાં ઉંધો વળી જાત—પણ હોમીએ તેને ધરી લઇને પડતાં અટકાવ્યો.

"પણ પરમ દાહડે હું રાત્રે સોલીને વાસ્તે પુછવા આવ્યો" બીખાએ ઘણાક ગભરાટથી ચાકરને પુછયું "ત્યારે તેં મને કહ્યું કે તેવણ બાહાર ગયાછ."

"હા, સાહાબ, શેઠ ત્યારનાજ બાહાર ગયા તે પાછા ફરયા નથી." ચાકરે જવાબ દીધો, કાંકે બીખો પરમની રાત્રે ધરપચમાં પુછવા આવ્યો ત્યારે તેને ધરપચમાં જવાબ દેનાર માણસ એજ હતો.

"પણ તેં કાંઇ તે વખતે મને એમ નહી કહ્યું કે સોલી ધર્મશાળા છોડીને જતા રહ્યાછ ને પાછા આવવાનો નથી!" બીખાએ તેને ધમકાવ્યો.

"તે હું શું જાણું, સાહાબ? મેં ધાર્યું કે અમસથા કાંઇ કામે ગયા હશે તે પાછા આવશે." ચાકરે જવાબ દીધો.

"ત્યારે હું પુછી ગયો ત્યારનો સોલી ગયલો તે પાછો આવ્યોજ નથી?" બીખાએ ફરીથી પુછયું.

"નહી સાહાબ, નથી આવ્યા."

"પણ ત્યારે તમે લોકોએ ખોળ કાં નહી ચલાવી? કાંઇ પુછયું પરછયું કાં નહી?" બીખો પોતાની આ નાસિપાસિ તે માણસને ખોટો ખોટો ઠપકો આપવામાં ખાલી કરતો ઉભો.

"અમે શું જાણીયે, અને ઓળખીયે કોણને, સાહેબ, કે ખોળ ચલાવીયે?" તે ચાકરે વાજબી બચાવ કીધો. 'અમે ત્યારના ગુંછવાયા ઘણા કરીયેછ. તે રાત્રે અગ્યાર વાગતા

સુધી તો અમે વાર જોઇ. તેવણે છેક થાણેથી ખાનાંની વર્દી મોકલી હતી, માટે જ્યારે તેવણ જમ્યા વગર ગયા ત્યારે હમણા આવશે, હમણા આવશે એમ સમજીને ખાનુ પણ ગરમ ને ગરમ ચુહુલા ઉપર રેહવા દીધું. મારા શેઠ કાર બારી તો મને તપાસવા બેસાડીને ઉઠી ગયા. આસરે બારેક વાગવા આવ્યા ત્યાંસુધી બેસી રેહતાં હું થાકી ગયો અને ઉંઘનાં ઝોકાંથી બેચાર વાર ઝુંપો ત્યારે હું બીધો કે રખે મારાં ઝુંપણ વચે તે શેઠ પાછા આવ્યા હોય અને ઓરડામાં સુઇ ગયા હોય. હું તુર્ત તેવણનો ઓરડો જોવા ગયો, પણ તે તો ખાલીજ હતો, તેવણ આવેલા નહી હતા. અંતે બારની ટકોરી વાગ્યા પછી હું બી વાર જોઇ જોઇને ઉંઘી ગયો."

આ હકીકતથી હોમીના ચેહરા ઉપર કાંઇ ધાસ્તીનો ઓળો દેખાયો. તેને આ સઘળી ખબર ચોંકાવનારી થઇ પડી. બીખો જ્યારે ભલતા સવાલો, જેબી મનમાં આવે તે પુછવા લાગ્યો, ત્યારે હોમી ઉંડા અંદેશામાં પડયો.

"સોલીનો સામાણ પછવાડે રહી ગયો હતો, તે મોકલી આપવા સારૂં તેણે રેલવેના ગાર્ડને આ ધર્મશાળાનુંજ ઠેકાણું લખી આપ્યું હતું." બીખાએ કહ્યું.

"હા, સાહાબ," ચાકરે ખોલાસો કીધો. "તે સામાણ કાલ સહવારનો આવેલો, એવણના ઓરડામાં પડેલોછે. કપડાંની એક બે પેટીઓ છે."

"શું ? તે પેટીઓ ઉઘાડયા વગર પડીછ ?" બીખો, ભડભડી ઉઠયો અને પછી પોતેજ ભૂલ સુધારીને બોલ્યો, "મારી મતલબ કે શું સોલી પોતાની પેટીઓ લેવાબી નથી આવ્યો ?"

"નહીજી, તેવણ લેવા આવે ત્યારે આપવા સારૂં અમે તે પેટીઓ રાખી મેળીછ."

પોતાના ઓરડામાં શેઠનાં કાગળો રાખેલાં હતાં, ત્યાંથી મને લાવવા કહ્યાં, અને મેં તે શેઠને લાવી આપ્યાં. પણ પછી મને જણાયું કે એક કાગળ મારી ભૂલથી આપવાંનું રહી ગયું જે અંહીજ પડયુંછ અને સોહરાબજી શેઠના જોવામાં આવ્યુંજ નથી."

હોમીના માગ્યાથી ચાકરે તે કાગળ લાવી આપ્યો. હોમીએ તે ઉપરનું સરનામું જોતાંવારજ તેના અક્ષર પિછાણ્યા. એ તો તેના નાના ભાઇ નાનીનો કાગળ હતો અને તે ઉપર સિલાંનનો પોસ્ટમાર્ક હતો. સોલી નાનીના જે કાગળની વકી રાખતો તેજ એ હતો. વાંચનારી બાનુઓ યાદ કરશે કે નાની ચીનથી આવનાર હતો તેને લેવા સોલી મુંબઇ આવ્યો હતો અને તેનું મુંબઇમાં રેહવું નાની ચીનની આગબોટમાં પાધરોજ આવેછે કે સિલાનમાં આશાયશ લેવા કિનારે ઉતરેછે તે ઉપર આધાર રાખતું હતું.

"હું ધારૂં છ કે હું આ કાગળ ઉકેલું તો કાંઇ હરકત નથી ?" લાયકીને અર્થે હોમીએ ચાકરને પુછયું. "એ કાગળ હું વાંચી શકીશ કાંકે હું સોરાબજી દારાશાનાંનો ભાઇ થાઉંછ."

"તે કેહવાની જરૂર નથીજી. તે તો, સાહાબ, તમારો ચેહરોજ કહી આપેછ. તમોને વાજબી લાગે તો વાંચો, સાહાબ." સોલી જેને નામનો કાગળ હતો તે કયે બેમાલુમ થઇ ગયા પછી તેના વડા ભાઇનો એ કાગળ લેવાનો હક ચાકરે વધુ વિચાર્યો; એટલુંજ નહી પણ વળી તેણે બીજાં ત્રણ ચાર વધુ કાગળો લાવી આપ્યાં. "સાહાબ, આ બીજાંબી ત્રણ કાગળો સોહરાબજી શેઠ જતા રેહવા પછી આવ્યાંછ. એમાંનું આ લાંબું પરબિડું આજ સહવારનું આવ્યુંછ, બીજાં બે કાગળો બપોરના ટપાલમાં આવેલાંછે."

તેવું રહી ગયુંછે અને જેમ ભીખા તથા હોમીને તે મળ્યો નહી તેમજ આ કામની મુલાકાતો પણ તે લેવા પામ્યો નથી.

ત્યારે તે કયાં ગયો ? શું સોલી કાંઇ ભૂલો પડયો— કાંઇ ગુમ થયો ? ભીખો તો બપબીતજ થઇ ઉભો. તેની તો ગોયા ફીફડી ફાટી ગઇ. બે દાહડા સુધી પોતાનો દોસ્ત મળ્યો નહી ત્યારે ભીખો તેને મોટા લોક થયલો સમજ્યો અને મોટા લોકમાં ફરવા માટે પોતાના આ ગરીબ દોસ્તને ભૂલી ગયો એમ બદનામી બડબડયો તો પોતાના વ્હાલા દોસ્તને આમ ગેરઇનસાફ કરવા માટે તે હોમીની માફી ઉપર માફી માગવા લાગ્યો.

હવે તેઓએ ધર્મશાળામાં વધારે વખત રેહવાનું કામ નહી જોયું. કશી વધુ પરપુછ રહી નહી એટલે ભીખો અને હોમી બંને રસ્તા ઉપર બાહાર નિકલ્યા; પણ શું કરવું, કયાં જવું, કોણને પુછવું, તે કશું તેમને સુજ્યું નહી. રાત પડી હતી, અને કવિન્સ રોડ ઉપરના ગ્યાસના દીવાની અડધ ગોળાકાર હાર સલગી હતી. સોલી કયાં હશે તે વિષે બંને જણ તરેહવાર વિચારના વમલમાં અને વેહમના વમાસન કરતા ચાલવા પડયા. હોમી હંમેસનો હસતો તે પણ આજે દિલગીર દેખાયો. તેને ગભરાટના કરતાં ફિકર વધારે પેદા થઇ, કાંકે સોલી મુંબઇથી તદન અજાણ્યો તો નહો હતો તોપણ આ મોટાં શેહરમાં ચાલતાં કાળાં ધોળાં, લોભ લાલચો, મોજ જેખ સર્વેમાં તે નવો હતો અને તે બિચારો કેમ ભોળવાયો અથવા કયાં દોરાયો હોય તે કોઇ કહી શકે એમ નહી હતું.

"હોમી, હોમી, સોલીની પાસે ઘણા સરખા પૈસા હતા જો !" ઘણેક રસ્તો ગુપચૂપ કાપ્યા પછી ભીખાએ એકજ બપનો શબ્દ કેહવાની હિમત કીધી.

"પૈસા ? પૈસા શાના ? ?"

"કામના પૈસા, થાણેથી આવતી વેળા લઇ આયો હતો. સોલીએ પોતે મને કહ્યું હતું કે ઘણા દાહડાનો કેટ લોક આફીસનો લોચો પતાવવા તે રામચંદ્ર પાસેથી રૂપીયા લાવ્યો હતો. કમમાં કમ તેની પાસે એક હજાર રૂપીયા હતા ને વળી તેણે પોતાના ખીસામાં થોકીને મને બતાવ્યા હતા કે પોતા નો સામાન ભૂલી આયો પણ પૈસા ભૂલી આયો નહી હતો."

"પણ ભીખાજી, તું મારા ભાઈના કરતાં તેના પૈસા ની વધારે ફિકર કરેછ !"

"નહી, નહી. મારી મતલબ એટલીજ છે" ભીખો ધડકતી છાતીએ બોલ્યો કે "પૈસાની ખાતર કોઇએ એને મારી તો નાખ્યો નહી હોય ?"

"ચૂપ, ચૂપ, ગધેડા ! શું બકેછ !" હોમીને આ અણગમતી વાણી મુદલ ગમી નહી.

"મેં સોલીની મશખરી કીધી હતી કે બોદા કરેને કોઇ લુચો એ ધાટાના પૈસા તારી પાસેથી લૂટી લેય તો કેવું સારૂં ! રખે મારી વાણી ખરી પડી હોય, હોમી ?"

ખરી કે ખોટી પણ હોમીના જીગરમાં પોતાના ભાઇ ની સલામતી વિષે કાંઇ અજાયબ ફિકર પેઠી એમાં તો કશો શક નથી. હોમી ગભરાટમાં ને ગભરાટમાં પોતાને ઘેર ગયો; અને ભીખાએ દોડતો પોતાના હાટલ ભણી જઇ ને ઝીણીને સોલીના ગૂમ થવાની ખબરથી ગભરાવી મારી. ત્યાંથી તેને આફીસ યાદ આવી કે જ્યાં તેણે એક કલાકમાં પાછો ફરી મી૦ મનચેરજી મીણવાળાને ચહડી ગયલાં કામમાં મદદ લાગવા આખી રાત સુધી કામ ઉપર બેસી રેહવાની કબૂલાત આપી હતી.

આફીસમાં મી૦ મનચેરજી નીચી મુંડીએ બે મીણબતી આગળ લખવા બેઠેલા હતા. ભીખાના આયા આગમજ તેવણને તેના ધબકારાઓ અને કડાકા ધડાકાઓથી તેના આવવાની ખબર મળી. ભીખો તો રડમસ ચેહરે આવી ને માફ માગતો ઉભો અને આજે કામપર બેસવા ના પાડ વા લાગ્યો. સોલીના ગુમ થવાના ગુજરેલા બનાવની હકી કત ઘણાજ ગભરાટમાં કહીને તેણે ગમખાર હાય મારી કે "આજે મનચેરજી મારીથી કામ થશે નહી. આજે મારૂં ધ્યાન ઠેકાણે નથી. મને લાગેછ કે સહવાર સુધીમાં હું મેડ થઇ જવશ. જ્યારે મારા વિચાર બધા બાહાર ભમેછ તે વખતે જો તમે મને કામપર બેસાડશો તો ખચીત મારૂં મગજ ખીશી જવા સહવાર સુધીબી નહી થોભશે."

"પણ તમારા દોસ્તનું ઠેકાણું કાંઇ માલમ પડવું હશેની ?" મનચેરજીએ તેને થંડો પાડતાં પુછયું.

"હં હં હં ! મારી તો ખાતરી છે કે સોલીનું ખૂન થયુંછ !" ભીખો હાંફતો હુંફતો અકલાટ કરતો બોલ્યો. "એની પાસે પૈસા ઘણા હતા, વાસ્તે કોઇએ પૈસા લૂટીને બિચારાને કેયે દાટી દીધોછ."

મી૦ મનચેરજીએ આ નાખુશ વાત જરાબી વધારવા ચાહી નહી. તેવણે લાગલોજ ભીખાને જવા દીધો.

આફીસમાંથી નિકલ્યો તેવોજ ભીખો મોટા દાદર ઉપ રથી બાબો ચટી જઇને એકદમ નાજામાયના ઓરડામાં પીરોજા હતી ત્યાં ધસારો કીધો અને કશીબી દરગુજર માગ્યા વગર પીરોજાને તેના પયારા ભાઇ સોલીના ગુમ થવાની ખબરથી તેનેજ નહી પણ શેઠ, શેઠાણી સંધાંને ગભરાવી આપ્યાં.

"પીરોજા, તુને સોલી મળવા આયો નહી તેથી તું તેના ઉપર બળાપો કાહાડતી હતી. પણ સોલી કયાં છે ? મને બતાવની કે મારો દોસ્ત છે કયાં ? તે તો ગુમ થયોછ ! તેની ધન નસલ કેયે મળે નહી. નામ નિશાન કે પત્તોજ જડતો નથી ! બિચારો પરમની રાતનો ખાધા પીધા વગર કોણ જાણે કયાં ગયો તે પાછો ફર્યો નથી. સામાણ જેમનો તેમ છે. એનાં અંગપર કપડાં છે તેજ——"

આ સઘળો ગભરાટ ભીખો પુરો કરવા પામ્યોજ નહી. સોલીની બેહનને બીહીકથી બેહોશ કરવાને એટલાજ શબ્દો બસ હતા. પાછી શુદ્ધિમાં આયા પછી પીરોજાએ એકદમ પોતાના ભાઇ હોમીને ત્યાં જવા માગ્યું, અને આ ગભરા ટના બૂમ શોહર સાંભળીને મોટા શેઠ જાંહગીરશાહ જંગ બારવાળા પોતે ઉતરી આયા—તેવણે પીરોજાને ધીરજ આપી પોતાની ગાડી જોતરાવીને હોમીને ઘેર ભીખાની સાથે તેણીને મોકલી આપી.

---

## પ્રકરણ ૯૯ મું.
## સોલીની શોધ.

એક બાળક ભુલકું ભૂલું પડે તો કેટલો ગભરાટ થાયછે, ત્યારે એક સમજુ, મોટી ઉંમરનો, આબરૂદાર, વળી પૈસા

દાર ગૃહસ્થ દાહડાઓ સુધી ગુમ થાય અને તેનો કશો પત્તો નહી મળે તો પછી ગભરાટનો પાર શો ?

૭ દાહડા વીતી ગયા. ઉપલા બનાવ પછી ૭ દાહડા છતે સોલીનો કશો પત્તો લાગ્યો નહી. ૭ દાહડા તો સોલીનાં સગાં વ્હાલાંઓને ૭ મહીના જેવા લાંબા દીસ્યા.

સોલી આવ્યો અને આ ધર્મશાળામાં ઉતર્યો તે દાહડાનાં બનાવ હોમી અને ભીખા બંનેએ યાદ કરીને નકી કીધા. ભીખાએ સોલીને તે રાતના ૭ા વાગતા સુધી દીઠો હતો, કે જયારે તે ધર્મશાળામાં કાગળપત્રો આવ્યાં હોય તે જોવા તથા જરા ઠીકઠાક થવા ગયો અને ૯ વાગતાંમાં પાછો ભીખાને આવી મળવાની કબૂલાત આપી ગયો. તે પાછો ફર્યો નહી. ધર્મશાળામાં તે કલાક ૮ ને સુમારે જઈ પુગ્યો અને ત્યાં વચલા ઓરડામાં સેજ કાગળો વાંચવા દીવા આગળ બેઠો ત્યારે ચાકર થોડી મિનિટ બાહાર જઈને પાછો આવીને જોયછે તો સોલી મળે નહી. સોલીના હાથમાં છત્રી હતી અને કાગળોનું કાંઇ બંડળ હતું તે જેમને તેમ ઓરડામાં હતું. પેહલાં તો ધર્મશાલાવાળાઓએ એમજ ધાર્યું કે કાંઇ સેજ કામસર તે બાહાર ગયો હશે પણ પછી તે પાછો ફર્યોજ નહી.

ભીખો ભરભરિયો તો જાણેકે ઘેલોજ થયો. તેણે મી૦ મનચેરજી મીણવાળાને સોલીની શોધમાં પોતે ઘેલો થઈ જવાની ધાસ્તી આપી હતી તે ધાસ્તી ગોયા ખરી પડી. તે ખરેખર દેવાનો થયો હોય કે નહી, પણ અજાણાઓ જોય તો તેને કોલાબાનું ઘરાક ગણે એવો તે દમકતો દેવાનો દીસવા લાગ્યો. "ખભાં ઉપર ભાર ઉડાદવાનો" પોતાનો ઠરાવ તે ભૂલીજ ગયો; આફીસમાં કામની ધમાલ ચાલતી હતી તેપરથી તેનું ધ્યાનજ ખસી ગયું; અને કામ કામને ઠેકાણે નાખીને પોતાના ગુમ થયલા સાહજાદાની શોધ ચલાવવાનું જે પોલીસનું કામ તે પોતે કરવા પડયો, અને તેબી પોતાના ધરપચ્યા અને ધાંધલખોરા ઘુજારાની રીત પ્રમાણે.

એક જગ્યાએથી બીજી જગ્યાએ, આગળ અને પછવાડે, ચાલતો અને દોડતો અને જ્યાંથી નિકલેલો ત્યાંથી ઓળ ને ઓળ ફરીને પાછો આવતો એવો એક ભટકિયા ભીખારીનો અવતાર આપણા ભીખાએ પકડયો હતો. તેનો ચેહરો વિક્રાળ બની ગયો, બાળ ખોલાયલા રહ્યા, દેખાવ જંગલી દીસ્યો, કપડાંની હાલહવાલી ચાલી, અને એવી હાલતમાં ભીખો, પોલીસે ગમે એટલી શોધ ચલાવી તે ઉપર વિશ્વાસ ન લાવતાં પોતે પોતાની શોધ જુદી ચલાવતો રહ્યો. સોલીનું ખૂન થયું એ તેના મનમાં નકી થઇ પડયું. કરલવાડી તરફના કુવાઓમાં તે પોતે ઉતરીને ડુબકી મારી આવ્યો. એજ તરફના દરિયા કિનારા ઉપર કોઇએક અકસ્માત ડુબેલી લાશ મળી આવ્યાથી ભીખો પોતે તે સાંભળતાંની વાર જોવા દોડયો એટલુંજ નહી પણ કપડાં ઉતારીને દરિયામાં ઝીપલુ દઈ સમુદ્રના મોજાના ઉછાળાઓ ઉપર પોતે પણ પોતાના તરતા ઉછાળા મારી આવ્યો કે પોતાના દોસ્તનું મરડું ત્યાં કયે ભરાઇ બેઠું હોય તો તેને હાથ લાગે. મુંબઇના "કાસમ બજાર" અને "ચોર બજાર" માં ચોરીનો માલ વેચાયછે એવા વેહમ ઉપરથી તે રોજ સહુવાર સહુવારે આ બજારોમાં ભટકવા લાગ્યો કે કદાચ સોલીના ખૂની યા લુટારાઓએ તેના અંગ ઉપરની કોઇ ઇધાણી વેચી નાખેલી અંહી મળી આવે. પણ ફોકટ—બિચારા ભીખાની સઘળી વેદનાઓ વ્યર્થ ગઇ.

સોલીની શોધમાં ભીખા ભરભરિયાને પોતાની ભોળી ભટાક રીત મુજબ પડતો નાખી બીજાઓ તેના ગુમ થવા વિષે શું કેહછે તે જરા જોઇયે. કરલવાડીની ધર્મશાળામાં માત્ર ૧૫ કે ૨૦ મિનિટ દેખાવ આપ્યા પછી જે જાણે કે હવામાં ઉડી ગયો હોય અથવા પાણીમાં તદન પીગલી ગયો હોય એવી રીતનું તેનું ગેબ થવું આખા શેહરમાં એક ગેબી ભેદ થઇ પડયો. પોલીસ કશો પણ ખોલાસો આપવાને અશકત થઇ પડી. સોલી ગુમ થયલો જણાયો તેની બીજેજ દિને તેના ભાઇ હોમીએ થાણે રામચંદ્ર વકીલ ઉપર તાર કરીને પુછાવ્યું, પણ તે રાવબાહાદુર ઓછા ગભરાટમાં પડયો નહી. તેણે કલાક કલાકે તાર મોકલ્યા અને દાહડાનાં બે કાગળો લખ્યાં, તથા પોતે અગત્યના કેસ હાથમાં હોવાથી થાણેથી આવી શકતો નથી માટે બહુ દિલગીરી દેખાડી. હોમીએ પોતાની માં ખરસેદબાઇ ઉપર પણ સોલીના ગુમ થવાનો તાર કીધો. તે બિચારી બુજર્ગ માવતર માદગીથી ખાટલે અડેલી હોવાથી તેનાથી મુંબઇ અવાયું નહી. પણ તેનો ગભરાટ તો જે જોય તેજ જાણે.

કદાચ સોલીને નાના ભાઇ નાની તરફથી કાંઇ માઠા સમાચાર મળ્યા હોય અને તેથી તે એકદમ આગબોટે ચડી બેઠો હોય. પણ આગબોટે જવાનો હોય તો રાત્રે શા માટે ગુમ થાય? ચીન કે સિલાનની આગબોટો કાંઇ રાત્રે ઉપડતી નથી. પણ વળી નાનીના માઠાં વર્તમાન તો કશાં આવ્યાં નથી—ઓર તેનો છેલો કાગળ તો ક્ષેમ કુશળનો આવ્યોછે. પણ તે કાગળ તો સોલીને નામનો આવેલો તેના વાંચ્યા વગર રહી ગયલોછે—તે ધર્મશાળામાં આવી ઉતર્યો ત્યારે તેને બધા કાગળ મળ્યા અને એજ, નાનીનો કાગળ મળ્યા વગર રહી ગયો એવી એક એતેફાક છે. પણ વારૂ સોલી પોતાના ભાઇની મદદને માટે એકદમ ઉપડી ગયો હોય તો છુપાછુપ શા માટે જાય? તે પોતાના ભાઇ બેહન યા દોસ્ત આસનાવને કહ્યા વગર જાય નહી. વળી જો તે આમ ઉપડી જવાનો હોય તો પોતાની છત્રી અને બંડલ ધર્મશાળામાંજ રાખી કેમ જાય? તે પોતાના સાંમાણની પેટી પોતાની સાથે કેમ નહી લઇ જાય?

સોલી પોતાની છત્રી વટીક રાખી ગયો તે દેખાડેછે કે તે જયારે બાહાર ગયો ત્યારે તેની ધારણા પાછો આવવાની હતી. તેના ગુમ થવા પછી જે ૭ દાહડા થઇ ગયાછે તે ૭ દાહડામાં તેને નામનાં પણ કામનાં કાગળો ધર્મશાળામાં આવતાંને આવતાંજ છે, જે દેખાડેછે કે તેણે પોતાનું ઠેકાણું કશું બદલ્યું નહી હતું પણ પોતાની સાથ કામ પાડનારાં લોકોને ધર્મશાળાનુંજ ઠેકાણું આપી મુકેલું હતું. સોલીએ આટલા દાહડામાં નથી પોતાનાં કાગળો મંગાવ્યાં કે નથી પોતાના સામાણની પેટીઓ મંગાવી તે એક મોટા ભયનું કારણ હતું. એ ઉપરથી ખુલ્લું ઠર્યું કે તે બિચારો કયેબી એવે ઠેકાણે જઇ પડયોછે કે જયાં જીવતો હોય તોપણ બાહારની દુનિયાં સાથ સંદેશો ચલાવવાને અશકત છે.

પોલીસે પેહલી ખોળ એ ચલાવી કે રામચંદ્રે સોલીને રૂપીયા આપીને થાણેથી મોકલ્યો હતો તે કેટલા રૂપીયા હતા તે પુછાવ્યું. રામચંદ્રે જવાબ મોકલ્યો કે તેણે સોલીને રૂ૧૦૦૦) ની નોટ આપી હતી જેમાં રૂ૧૦૦) ના આઠ કટકા હતા, રૂ૫૦) ના બે હતા અને બાકીના દસ્ દસના દસ કટકા હતા. એતો આફીસનાં નાણાં હતાં, પણ સોલીએ પોતે પોતાનું ખાનગી નાણું લીધું હશે તેતો જુદું. રામચંદ્ર મુંબઇ બેંક ઉપર રૂ૧૦૦૦) નો આરડર લખી આપત તો ચાલત, કે જે બેંકમાં એ વકીલનું ખાતું હતું. પણ રૂપીયા સંબંધી રામચંદ્રની રીત બીજાઓ કરતાં જુદીજ હતી—તે લોકોને ચેક યા હુંડીને બદલે નગદ નાણું આપતો હતો, અગરજો પોતાની પાસે રોકડું હોય તો—અને તેમ આ વખતે તેની પાસે રોકડ હતી, જે સોલીને આપી મોકલ્યો હતો.

પોલીસે બીજી બારીક તજવીજ એ કીધી કે ગુમ થયલા સોલીને તે રાત્રે મળેલાં કાગળોની સંખ્યા કેટલી હતી અને તે કોણનાં લખેલાં હતાં? ધર્મશાળાના ચાકરે ખાતરી આપી કે સોલીશેઠ રાત્રે ધર્મશાળામાં ઉતારો લેવા આવ્યો ત્યારે તેના હાથમાં તે દાહડેનાં આવેલાં કાગળો મેલ્યાં તે ચાર હતાં—કાગળો તો પાંચ હતાં પણ તેમાંનું એક તેને આપ્યા વિના રહી ગયું હતું, તે સિવાએ નકી ચાર કાગળો તેને સ્વાધીન કીધાં હતાં. વળી આ માણસની ખાતરી હતી કે તેમાંનો એક કાગળ તો તે દાહડે છેક સાંજનો આવેલો હતો. કરેલવાડીની ધર્મશાળા જેવું જરતોસ્તીઓના ઉતારા કોઈ એક ઉદાર દિલના સખી શેઠની પાદશાહી સખાવતને આભારી એક એકાંત આરામઘર પોલીસથી આવી પરપુછ અને દોડધામથી ગડબડમાં આવી ગયું માટે ત્યાંનાં લોકોએ લગાર નાખુશીથી મોહડા મચમચાવ્યાં, પણ તોબી પોલીસને મદદ આપવી એતો દરએકની ફરજ હતી અને તે બજાવવા માં આવી.

સોલીને તે સાંજે મળેલાં આ ચાર કાગળો કોણનાં લખેલાં હતાં તેની પોલીસે તજવીજ કરતાં તેનાં ઠેકાણાં પણ મળી આવ્યાં. ત્રણ તો મુંબઇનાંજ આવેલાં કાગળો હતાં જેમાં સોલીને આવતી કાલે મળવાની ખબર આપેલી હતી—તે અતિ અગત્યનાં જે કામો વિષે બોલ્યો હતો તે કામોને લગતાંજ એ કાગળો હતાં. ચોથો કાગળ રામચંદ્ર વકીલ નો થાણેથી આવેલો હતો—સોલી સહવારે થાણેથી ઉપડયા પછી પાછલા પ્રહરની ટ્રેનમાં તે કાંઇ કામને સર પાછળથી લખેલો હતો. ખચીત સોલીને મળેલાં આ કાગળોમાં એવું કાંઇ ઉતાવલનું દીસ્તું નથી કે જેથી તેણે પોતાનાં આરામઘરમાં ઉતારો લેતાં વાર અને તે કાગળો મળતાંની વાર રાતોરાત પાછો બાહાર નિકલી જવું જોઇયે.

ત્યારે આ કાગળોનાં જે ઠેકાણાં મેળવ્યાં તે મુજબ તો પોલીસે નકી મત બાંધ્યું કે સોલીનું ધર્મશાળામાંથી આવીને પાછો જવું એ ચારમાંના કોઇ પણ કાગળને લીધે નહી પણ કોઇ જુદાંજ કારણ સર થવું જોઇયે. સોલીને મળેલા કાગળો મધે એક "મેડો સીટ" માં આફીસવાળા એક વકીલની પેહડીનો કાગળ હતો. તે કાગળ પોલીસને પરપુછ કરતાં કાંઇ પત્તો આપે એવો હતો; કાંકે તેમાં આ પ્રમાણે લખેલું હતું—

"અગરજો તમો મુંબઇ આવો તેને તેજ સાંજે યા રાત્રે અમોને મળવાની સગવડ કરી શકો તો અમે વધારે ખુશી થઇશું. જો આજેજ મળો તો હું પોતે તમોને મળી શકીશ, કાંકે કાલ સહવારે હું મુંબઇની બાહાર જનાર છું અને થોડેક દાહડા સુધી પાછો આવીશ નહી. માટે અગરજો તમોને સગવડ હોય તો રાત્રેબી મળી જજો. હું આફીસમાં ૯ વાગતા સુધી તમારી રાહ જોઇશ."

અગરજો સોલી ધર્મશાળામાં આવતાંનીવાર ઉતાવલ માં પાછોજ ગયો, તો, કોઇબી કહી શકે કે તે ઉપલે ઠેકાણે બોલાવ્યા પ્રમાણે ત્યાં મળવા ગયો હશે, પણ નહી—પોલીસે ચલાવેલી તલાશ મુજબ તે વકીલ સાહેબે સોલીની ફોકટજ વાટ જોયા કીધી, કાંકે ૯ વાગતા સુધી સોલી ત્યાં ગયો નહી હતો. તેને બાહાર ખેંચી જનારૂં જુદું કારણ શું હતું એ મોટો ભેદી સવાલ થઇ પડયો અને સઘળી તપાસનો આધાર એ સવાલ ઉપર આવીને અટકયો. કાંકે સોલી શું કામ બાહાર ગયો તે જયાંસુધી જણાય નહી ત્યાંસુધી તેને માટે કયાં કયાં ખોળ કરવી તે પોલીસ કશું સમજી શકી નહી. એક સવાલ એ ઉઠયો કે કદાચ તે એકદમ મુંબઇજ છોડી ગયો તો નહી હોય? તે પોતાને વતન થાણે તો ગયો નથીજ, ત્યારે મુંબઇ છોડી જાય તો બીજે કયે ગામ જાય? અને હજી તો મુંબઇમાં પગ મેલ્યો નથી તેટલામાંજ એકદમ ગામ છોડી જવાનું કારણ શું? એ માનવાજોગ તો નથી—પણ અગરજો તેબી આગમચથી નકી થાય તો રેલવે સ્ટેશનો ઉપર તેની ખોળ ચલાવી શકાય—અગરજો તે અમસ્થોજ બાહાર નિકલી ગયો હોય તો તેની મુંબઇમાંને મુંબઇમાંજ ખોળ ચલાવી શકાય.

એથી ત્યારે તેના ગુમ થવાના ભેદી ભયમાં ઘણો વધારો થયો. ખરેખર આ તો એક મોટો ભેદજ થઇ ગયો. સોલીને રાત્રે જવાનું કારણ શું? તે ધર્મશાળામાંથી નિકલ્યો તેવો કયે રસ્તે ગયો તેટલુંબી કોઇ કહી શકતું નથી, કાંકે તેને જતાં કોઇએ જોયો નથી. શું તે પશ્ચિમે કિવન્સ રોડ ઉપર નિકલ્યો હશે અથવા પૂર્વે થાકોરદ્વારને રસ્તે ગયો હશે? શું તે કિવન્સ રોડ ઉપરથી દરિયા કિનારા ભણી યા ચોપાટી ભણી ગયો હશે અથવા થાકોરદ્વારથી કરેલવાડીના પારસી મોહલા પાંડે સ્ટ્રીટમાંથી પસાર થયો કે ફણસવાડી તરફના હિંદુ વાડમાં ગયો હશે? તે કેટલો લાંબે ગયો હશે, કયાં અટકયો હશે અથવા કેઇ ગળીમાં વલ્યો હશે?

ભીખો ભરભરિયો તો કાંઇજ નહી પણ સોલીનાં ખૂનની અટકલ બાંધી બેઠો હતો, પણ તે ઝાઝી માન્યામાં આવતી નહી હતી. ભીખો દરરોજ પોલીસની ચોકીએ ત્રણ ચાર ફેરા મારી આવતો પણ જેમ જેમ તેને પોતાના શાહજાદાનો પત્તો નહી મળતો તેમ તેમ બિચારાનાં મગજની હાલત વધારે ને વધારે ખરાબ થતી હતી. પોલીસ આ ખૂનની ખોળ કરતાં વધારે ભીખાની બણબોધથી કંટાલી ગઇ હતી. સિપાઇઓ અને કાનસ્ટેબલોને તે

એક પીડા સરખો થઇ પડયો હતો—તેમને ભીખાની દયા લાગતી હતી ખરી, કાંકે ફકત એક દોસ્ત તરફ આવી ખરાં દિલની દિલસોજીના એવા જોસભરેલા દાખલા કયાં હોયછે?—તોપણ તેઓ તેનાથી એટલા કંટાલી રહયા હતા કે ભીખાથી પોલીસવાળા દૂર નહાસતા હતા.

જેમ પોલીસ તેમજ નાના મોટા દુકાનદારોને પણ ભીખો એક પીડા થઇ પડયો હતો અને તેઓ જેમ તેમ તેની કાસર પતાવતા. ભીખો દુકાને દુકાન જઇને પુછતો કે "તમે એક જુવાન પારસીને જોયોછ ? આસરે ત્રીશ પાંત્રીશ વર્ષનો, શેખામાં એક શાહજાદા સરખો ચેહરાવંત, કદમાં મારી ભૂરનો પણ મારા કરતાં વધારે ખુબસુરત ને—હું તો મસ્કતના ગરમ તાપમાં રખડીને કાળો થઇ ગયોછ પણ તેતો મારા કરતાં ગોરો, તેને તમે જોયોછ ? તે અહીં આવી ગયોછ? તમારી દુકાનેથી તે કાંઇ લઇ ગયોછ ?" દુકાનદારો પેહલાં તો સેહેલ સુજે ના પાડતા, પણ જયારે ભીખો ફરી ફરીથી પુછતો ફરતો, તે એવી આશામાં કે કદાચ પરમ દાહડે નહી તો કાલે આવી ગયો હોય અને કાલે નહી તો આજે આવી ગયો હોય ત્યારે તે દુકાનદારો પેહલાં હસ્યા, પછી કંટાલ્યા, પછી ખીજવાયા તેની શી નવાઇ! એકે ધાર્યું કે એ કોઇ દેવાનો છે, બીજાએ ધાર્યું કે એ કોઇ પંચી છે અને આમ પુછવાને બાહને કાંઇ ચિલઝપટથી હાથ મારીને દુકાનનો માલ ઉડાવી જનાર કોઇ ઉઠાઉગીર છે. કોઇ દુકાનદારે ભીખા ઉપર નજર રાખવાની પોતાના માણસોને ચેતવણી આપી હતી અને કોઇએ તો તેનું પોલીસના હાથમાં પાંખડું આપવાની ધમકી દીધી હતી.

પણ પોતાને વાસ્તે ગમે એટલું બદ બોલાય, પોતાની ગમે એટલી હાંસી થાય, પોતાને બેહોરમતી સાથ હાંકી કાહાડવામાં આવે તેથી ભીખો ભરભરિયો પોતાના દોસ્ત તરફની ફરજમાંથી કાંઇ પાછો હઠે તેમાંનો માણસ નથી. પણ બિચારાને પોતાના ખોહવાયલા શાહજાદાનો જયારે કશો પતો નહી લાગ્યો ત્યારે આપણાં બીજાં લોકોની પેઠે પોલીસને માથે ભીખાએ સઘળો દોષ મેલ્યો. જયારે બદનામ કરવા, ગરદન મારવા કોઇ નહી મળે ત્યારે પોલીસ તો છેજ. માટે સોલીની શોધમાં છ દાહડા ગયા અને સાતમો દાહડો બેઠો ત્યારે હવે ભીખાએ નકી કીધું કે બધો વાંક પોલીસનો છે.

"પોલીસ શું કામની? તમો પોલીસવાળાઓ મોટા મોટા પગાર ખાવોછો તે શા કામના?" ધોબીતલાવની પોલીસ ચોકી ઉપર ઇનસ્પેકટર સ્પિટચકાક આગળ ભીખો ભરભરિયો બડબડવા પડયો. તે પોતાના દોસ્તની શોધમાં આજે સહવારનો દસેક માઇલ ચાલી અને છેક પાલવા બંદરથી પ્રિન્સિસ ડાક સુધી ધકો ખાઇ આવ્યાથી થાકી ગયો હતો માટે પોલીસ ચોકી ઉપર પોંહચતાંની વાર એક ઉંચી ટેબલ ઉપર ચહડી બેઠો, અને ઇનસ્પેકટર સ્પિટચકાક જેને ભીખાનાં ભડભડ બોલવાથી ઘણી રમુજ મળવાને લીધે તેના ઠપકાઓ અને બદનામીઓની દરકાર નહી હતી પણ જે ખુશીથી તેની સાથ વાતો કરતો હતો તેની આગળ ભીખો બખાળવા લાગ્યો. "મારા દોસ્તના ખોહવાવાને છ દાહડા જવા છતાં, તે મરેછ કે જીવેછ તેની કોઇને ખબર નહી મળે એ કેવું અંધેર? તમે પોલીસનાં ભોંસિયાંઓ કામનાં શું? જો પોલીસ પતો નહી પકડે તો પોલીસનો ખપ શો?"

"અમે શું કરીયે?" ઇનસ્પેકટરે ખોલાસો કીધો "ખોળ ચલાવવાને હજી અમારા હાથમાં કશો આધાર આવ્યો નથી."

"આધાર નથી? એમ કહોની કે તમોને આવડતું નથી, તમારામાં હોસ્યારીજ નથી. તમારી પોલીસ કેવી છે તે હું સારીપેઠે જાણુંછ. તમો પોલીસવાળાઓને પિછાણવાની હું મસ્કત ગયો તેની અગાઉની મને તક મળેલીછે. તમે લોકો ચોરને મુકીને સાહુકારને પકડોછ તે મારા પોતાના દાખલામાં મેં જોયલુંછે, અને હું અંહી સુધી કેહવાની હિમત કરૂંછ કે તમો પોલીસવાળાની મેહરબાનીથીજ મને મસ્કત જવાની ફરજબી પડી હતી."

"તે કેમ વારૂં" મી૦ સ્પિટચકાકે હસીને પુછયું.

"કેમ, તે હું કેહવા નથી ચાહતો, પણ કોઇ વખતે હું એટલું ચાહુંછ કે હું મસ્કતજ રહી હતે તો કેવું સારૂં. જેવી રીતે હું જીવુંછ તેવી રીતે તો મારે મુંબઇમાં રેહવું અને મસ્કતમાં રેહવું બેહુ સરખું છે."

"ત્યારે તમે પાછા સિધારી આવો તો કેવું સારૂં!"

"તે મારૂં કામ છે. મુંબઇમાં રહીને ટકેલા ખાવા અને મારા એકપુરા દોસ્તને ભર ચકલામાં કોઇ ચોર ઉડાવી જઇ તેના પૈસા લુટી લઇને તેના મુડદાંનો ગાંસડો બાંધી દરિયામાં નાખી આવે તે મારે જોયા કરવું એથી શું હું કંટાળી નહી જાવું? તમારી મુંબઇનાં કરતાં તો મસ્કતમાં જંગલી આરબાઓ વચે વધારે સલામતી છે. એક ફ્રેંડને લૂટારાઓ લૂટીને મારી નાખી તે જીવતો નહી તો નહી પણ મુવેલોબી હાથમાં નહી આવે એમ તેને ઠેકાણે પાડી આવે એવું તો મસ્કતમાં કદી બનયું નથી—હું હતો ત્યાં સુધી તો કોઇ દાહડે નહી. મને કાંઇ સુજ નહી પડતું કે હવે મારે શું કરવું? મારા આખા જન્મમાં મને સોલીનું જેટલું લાગેછે તેટલું બીજા કોઇનું લાગતું નથી અને કોઇનું લાગશેબી નહી—"

એટલું બોલતાંમાંજ ભીખો અચકી પડયો અને પોતાને સુધારીને બોલ્યો—"નહી, નહી, બીજું એક જણ છે કે જેનું મને ઘણું લાગેછે અને હવે પછી વધારે લાગશે. તે મારી—મારો—" "ભીખો પીરોજાનું નામ દેવા જતો હતો પણ પાછો અચકી જઇને તેણે આટોપી લીધું પણ તે કોણ છે તે કોઇને જાણવાની જરૂર નથી."

---

## ઉકળતાં પાણી ઉપર હવાનું દબાણ ચાલું.

### પીગલેલું પાણી બરફ કરતાંબી થંડું!

પાણી જેમ ગરમ થવાથી કદમાં વધે એટલે ખીલેછે તેમજ ઠંડું થઇ જવાથી પણ ખીલેછે—એટલે કે જયારે પાણીનું બરફ બનેછે ત્યારે પણ તે ખીલેછે. આ વખતે તેની ઉપરનું દબાણ તેને બંધાઇ જતું અટકાવીને તેની પ્રવાહી

હાલતમાંજ રાખેછે. અને પાણી તેની ઉપરનાં દબાણને લીધેજ તે ૩૨ ડીગરી કરતાં વધુ ઠંડુ થવા છતાં બંધાતું નથી. એટલે કે પાણીની ઉપરનું દબાણ જેમ આપણે આગળ જોઇ ગયા કે પાણીની ઉકળવાની હદને વધારેછે તેમ અંહીયાં પાણીપરનું દબાણ પાણીને ઠંડુ થવાની હદને ઓછી કરેછે. અને એજ પ્રમાણે જેટલા પ્રવાહીઓ પાણીની માફક બંધાઇ જતી વખતે ખીલતા હોય તેમાં પણ થાયછે.

આપણે સઘળા જાણીયે છીયે કે બરફ ઘણું કકરું છે, અને તે જરા અફાડવાથી ભાગી જાયછે. તોપણ તેને ઘણું દાબવાથી ગમે એવો આકાર આપી શકાયછે, કારણકે તેની ઉપરનાં દબાણને લીધે તે પ્રવાહી થઇ જાયછે. જો એક વાસણની અંદર પેહેલાં બરફનો કડકો મુકીને પછી તેને ઉપરથી પુષ્કળ દબાણ કરીએ તો પેહેલાં તે બરફ ભાગશે ને પછી પીગલીને પાણી થવા માંડશે. પણજેવું ઉપરનું દબાણ કાઢી નાંખીશું કે તેવુંજ પેલું પીગળેલું બરફ પાછું બંધાઇ જશે ને પેલાં બરફને જે વાસણમાં મુકયું હતું તે વાસણના જેવા આકારનું તે થશે.

આ ઉપરથી કાંઇ એમ ન ધારવું કે પેલું બરફ જે પીગળીને પાણી થાએછે તે પાણી ગરમ થતું હશે. ઉલટું તે પાણી તો બરફ કરતાંબી ઠંડું થાએછે ! આ જો કે અજબ જેવું તો લાગેછે, પણ જ્યારે બરફ પીગળીને પાણી થાએછે ત્યારે તે થોડી ગરમી છુપી રાખેછે તે આપણે જાણે છીએ ને હવે જ્યારે આપણે તે બરફને પીગળાવવા માટે જોઇતી ગરમી આપતાં નથી ત્યારે તે પોતાનીજ ગરમી ચુસી લેછે ને તેથી તે પાણી બરફ કરતાંબી ઠંડું થાએછે.

એક બારસોપ નામના સાબુના જેટલો લાંબો ને જાડો બરફનો કડકો લઇ બે ખુરસીઓ પાસે પાસે મુકીને બંને ઉપર તેનો એક એક છેડો ટેકવીને મુકો, પછી એક તારનો ફાંસો કરી તેને બરફના કડકામાં પોઇને બે ખુરસી ની વચ્ચે જે બરફનો મધ્ય ભાગ આવેછે ત્યાં તે તાર લાવીને તેની નીચે ઝુલતું ૭ રતલનું વજન બાંધો. હવે જ્યારે આવો અખતરો કરી જોશો ત્યારે બરફની ગરમી "ફ્રીઝીંગ પોઇન્ટ જેટલી એટલે ૩૨ ડીગરીની જરૂર રહેશે અને તેથી બરફની બાહેરની બાજુ જરા પીગલેલી માલમ પડશે. અને ત્યારે ઉપલા અખતરાનું પરીણામ શું આવશે તે જોઇએ.

એ પરીણામ ઘણું અજબ જેવું આવશે. બરફ જેવું પેલા તાર અને તેને ટાંગેલા વજનથી કપાતું જશે કે તરતજ પાછું તે કાપની ઉપરનું બરફ બંધાતું જશે ! એમ કાય વારૂં ? બરફની ઉપર આવેલા તાર અને તેને ટાંગેલાં વજનથી બરફ ઉપર દબાણ પડશે ને તેથી તે બરફનો થોડોક ભાગ પ્રવાહી થશે. હવે જેવું બરફ પીગળશે કે પેલો તાર બરફમાં નીચે દબાશે ને પેલું પીગલેલું બરફનું પાણી તારની ઉપર આવશે. એમ થવાથી તારનું દબાણ પેલાં પાણીપરથી નીકળી જવાથી તે પાછું બંધાઇ જશે. જ્યારે પેલું બરફ પીગળ્યું હતું ત્યારે તેણે તાર અને આસપાસના બરફના ભાગમાંથી ગરમી ચુસી લીધી હતી ને તેથી તે તાર તથા આસપાસનો ભાગ ઠંડો થઇ ગયો હતો. પણ પછી તાર જેવો બરફમાં મળી ગયો અને પેલાં પાણી પરથી દબાણ ઓછું થઇ જવાથી તે પ્રવાહી બંધાયો એટલે નીચે જે ગરમી ચુસી લીધી હતી તે પાછી છુટી પડી અને તાર તથા આસપાસનું બરફ અગાઉંનાં જેટલુંજ પાછું ગરમ થયું ને એમ થવાથી વળી તારનાં દબાણથી તેની નીચેનું બરફ પીગળ્યું ને વળી તાર અંદર વધુ ગળી ગયો. પાછું પેલું પાણીબી પેહેલાની કાર્નીજ બંધાયું અને એમ થઇ થઇ ને આસ્તે આસ્તે પેલો તાર તમામ બરફના કડકામાંથી પસાર થઇને છેલ્લે નીચે પડી ગયો અને બરફનો કડકો પણ પીગળી પીગળી તથા પાછો બંધઇ બંધઇને આખરે જેવોને તેવોજ આખો થયો, પણ તેની ઉપર જે જગ્યાએથી તાર પસાર થયો હતો તે જગ્યાએ સફેદ રંગનો દાઘ રહી ગયો. આ દાઘ બરફ ઘડી ઘડીથી ગળવા તથા બંધાવાથી તેમાં હવાના પરપોટા રહી જવાથી સફેદ જેવો લાગ્યો.

જો આપણે તારમાં ટાંગેલું વજન વધારીએ તો તેથી એ પ્રમાણે થતું નથી પણ ઘણા ભારથી બરફ ભાગી જાયછે અને વળી જો તેટલુંજ વજન રાખીએ ને પેલા બરફના કડકાને સરખો ન રાખતાં એકુ બાજુએ ઢળતો રાખ્યો હોય તો જેવું બરફ પીગળે કે તાર અંદર ગળી જઇ તેની ઉપર આવી જવાને બદલે ઢળતી બાજુમાંથી નીચે સરી પડે અને તેથી તારને પોતાની ગરમી પાછી મળતી ન હોવાને લીધે તાર વધુ બરફમાં ગળતો અટકી જાયછે કેમકે બરફ ઘણુંજ થંડું થવાથી પેલો તાર અને તેને ટાંગેલું વજન ખમી શકેછે. પણ જો આ વેળાએ તે વજનમાં કાંઇક ઉમેરો કરીએ તોજ વળી પાછો તાર થોડોક અંદર મળેછે.

બરફના પાહડોમાં આ પ્રમાણે થાયછે ખરૂં પણ તે કેટલી હદ સુધી થાયછે તે કંઇ ચોકસ નથી. બરફના પાહડો મોટા મોટા પાહડોની ઉપર બરફ પડયાથી થાયછે. આવા પાહડોની ઉપર એટલુંતો બરફ પડેછે કે જો ઉપર કહ્યું તે રીતે તેમાંથી થોડુંક બરફ સરી નહી પડતું હોય, તો વરસો વરસ પાહડોની ઉંચાઇ વધતીજ જાએ. પાહાડો ઉપર પડેલું બરફ તેની ઉપર બીજું બરફ પડવાથી દબાએછે ને તેની સાથે અંદર કાંઇ હવા રહી ગઇ હોય તો તેબી દબાએછે. અને એમ દબાવાથી અંદર કાંઇ પાણી હોય તો તે નીકળી જાયછે. તે ઉપરનું બધું બરફ એક કડકા જેવું થાએછે.

બરફની ઉપર પડતાં દબાણથી તેની બંધાઇ જવાની હદ ઓછી થાએછે તે શીવાએ બરફમાં એક બીજીબી ખુબી છે, તે ખુબી એ છે કે જ્યારેબી આપણે બે અણીદાર બરફના કડકાને એક એકને અણી આગળથી લગાડીને પકડી રાખીએ છીએ તો તે બંને જોડાઇને એક કડકો થઇ જાય છે. આવા બે કડકાને જો આપણે એક એક સાથ સરખા કરીને જોરમાં દાબી દઇએ તો તે જલદીથી ચોંતી જાયછે પણ જો અલગા પકડયે છીયે ને દાબતા નથી તો તેમને જોડાતાં વધારે વખત લાગેછે. જે દેશોમાં બરફ પડેછે ત્યાં તે બરફને હાથમાં લેઇને દાબવાથી ફકત હાથની ગરમીથીજ તેમાંનો થોડો ભાગ પીગળેછે ને પછી જેવું દબાન કાઢી નાખીએ કે પાછો પીગળેલો ભાગ બંધાઇ જાયછે. વેલાતમાં છોકરાંઓ આવી રીતે બરફને દાબીને તેના બોલ બનાવેછે, ને એવા બરફના બોલ કરવામાં તેમને બહુજ મજાહ મળે

એક પીડા સરખો થઇ પડયો હતો—તેમને ભીખાની દયા લાગતી હતી ખરી, કાંકે ફકત એક દોસ્ત તરફ આવી ખરાં દિલની દિલસોજીના એવા જોસભરેલા દાખલા કયાં હોયછે?—તોપણ તેઓ તેનાથી એટલા કંટાલી રહયા હતા કે ભીખાથી પોલીસવાળા દૂર નહાસતા હતા.

જેમ પોલીસ તેમજ નાના મોટા દુકાનદારોને પણ ભીખો એક પીડા થઇ પડયો હતો અને તેઓ જેમ તેમ તેની કાસર પતાવતા. ભીખો દુકાને દુકાન જઇને પુછતો કે "તમે એક જુવાન પારસીને જોયોછ? આસરે ત્રીશ પાંત્રીશ વર્ષનો, શેખામાં એક શાહજાદા સરખો ચેહરાવંત, કદમાં મારી ભૂરનો પણ મારા કરતાં વધારે ખુબસુરત ને—હું તો મસ્કતના ગરમ તાપમાં રખડીને કાળો થઇ ગયોછ પણ તે તો મારા કરતાં ગોરો, તેને તમે જોયોછ? તે અહીં આવી ગયોછ? તમારી દુકાનેથી તે કાંઇ લઇ ગયોછ?" દુકાનદારો પેહલાં તો સેહેલ સુજે ના પાડતા, પણ જયારે ભીખો ફરી ફરીથી પુછતો ફરતો, તે એવી આશામાં કે કદાચ પરમ દાહડે નહી તો કાલે આવી ગયો હોય અને કાલે નહી તો આજે આવી ગયો હોય ત્યારે તે દુકાનદારો પેહલાં હસ્યા, પછી કંટાળ્યા, પછી ખીજવાયા તેની શી નવાઇ? એકે ધાર્યું કે એ કોઇ દેવાનો છે, બીજાએ ધાર્યું કે એ કોઇ પંચી છે અને આમ પુછવાને બાહને કાંઇ મિલઝપટથી હાથ મારીને દુકાનનો માલ ઉડાવી જનાર કોઇ ઉડાઉગીર છે. કોઇ દુકાનદારે ભીખા ઉપર નજર રાખવાની પોતાના માણસોને ચેતવણી આપી હતી અને કોઇએ તો તેનું પોલીસના હાથમાં પાંખડું આપવાની ધમકી દીધી હતી.

પણ પોતાને વાસ્તે ગમે એટલું બદ બોલાય, પોતાની ગમે એટલી હાંસી થાય, પોતાને બેહોરમતી સાથ હાંકી કાહાડવામાં આવે તેથી ભીખો ભરભરિયો પોતાના દોસ્ત તરફની ફરજમાંથી કાંઇ પાછો હઠે તેમાંનો માણસ નથી. પણ બિચારાને પોતાના ખોહવાયલા શાહજાદાનો જયારે કશો પત્તો નહી લાગ્યો ત્યારે આપણાં બીજાં લોકોની પેઠે પોલીસને માથે ભીખાએ સઘળો દોષ મેલ્યો. જયારે બદનામ કરવા, ગરદન મારવા કોઇ નહી મળે ત્યારે પોલીસ તો છેજ. માટે સોલીની શોધમાં છ દાહડા ગયા અને સાતમો દાહડો બેઠો ત્યારે હવે ભીખાએ નકી કીધું કે બધો વાંક પોલીસનો છે.

"પોલીસ શું કામની? તમો પોલીસવાળાઓ મોટા મોટા પગાર ખાવોછો તે શા કામના?" ધોબીતલાવની પોલીસ ચોકી ઉપર ઇનસ્પેકટર સ્પિટચકાક આગળ ભીખો ભરભરિયો બડબડવા પડયો. તે પોતાના દોસ્તની શોધમાં આજે સહવારનો દસેક માઇલ ચાલી અને છેક પાલવા બંદરથી પ્રિન્સિસ ડાક સુધી ધકો ખાઇ આયાથી થાકી ગયો હતો માટે પોલીસ ચોકી ઉપર પોહચતાંની વાર એક ઉંચી ટેબલ ઉપર ચહડી બેઠો, અને ઇનસ્પેકટર સ્પિટચકાક જેને ભીખાનાં ભડભડ બોલવાથી ઘણી રમુજ મળવાને લીધે તેના ઠપકાઓ અને બદનામીઓની દરકાર નહી હતી પણ જે ખુશીથી તેની સાથ વાતો કરતો હતો તેની આગળ ભીખો બખાળવા લાગ્યો. "મારા દોસ્તના ખોહવાવાને છ દાહડા જવા છતાં, તે મરેછ કે જીવેછ તેની કોઇને ખબર નહી મળે એ કેવું અંધેર? તમે પોલીસનાં ભોંસિયાંઓ કામનાં શું? જો પોલીસ પત્તો નહી પકડે તો પોલીસનો ખપ શો?"

"અમે શું કરીયે?" ઇનસ્પેકટરે ખોલાસો કીધો "ખોળ ચલાવવાને હજી અમારા હાથમાં કશો આધાર આવ્યો નથી."

"આધાર નથી? એમ કહોની કે તમોને આવડતુ નથી, તમારામાં હોસ્યારીજ નથી. તમારી પોલીસ કેવી છે તે હું સારીપેઠે જાણુંછ. તમો પોલીસવાળાઓને પિછાણવાની હું મસ્કત ગયો તેની અગાઉની મને તક મળેલીછે. તમે લોકો ચોરને મુકીને સાહુકારને પકડોછ તે મારા પોતાના દાખલામાં મેં જોયલુંછે, અને હું અંહીં સુધી કેહવાની હિમત કરૂંછ કે તમો પોલીસવાળાની મેહેરબાનીથીજ મને મસ્કત જવાની ફરજ પડી હતી."

"તે કેમ વારૂ?" મી૦ સ્પિટચકાકે હસીને પુછયું.

"કેમ, તે હું કેહવા નથી ચાહતો, પણ કોઇ વખતે હું એટલું ચાહુંછ કે હું મસ્કતજ રહ્યો હતે તો કેવું સારૂં. જેવી રીતે હું જીવુંછ તેવી રીતે તો મારે મુંબઇમાં રેહવું અને મસ્કતમાં રેહવું બેહુ સરખું છે."

"ત્યારે તમે પાછા સિધારી આવો તો કેવું સારૂં!"

"તે મારૂં કામ છે. મુંબઇમાં રહીને ઢકેલા ખાવા અને મારા એકપુરા દોસ્તને ભર ચકલામાં કોઇ ચોર ઉઠાવી જઇ તેના પૈસા લુટી લઇને તેના મુડદાંનો ગાંસડો બાંધી દરિયામાં નાખી આવે તે મારે જોયા કરવું એથી શું હું કંટાળી નહી જાવું? તમારી મુંબઇનાં કરતાં તો મસ્કતમાં જંગલી આરબાઓ વચે વધારે સલામતી છે. એક ફ્રેંડને લુટારાઓ લુટીને મારી નાખી તે જીવતો નહી તો નહી પણ મુવેલોબી હાથમાં નહી આવે એમ તેને ઠેકાણે પાડી આવે એવું તો મસ્કતમાં કદી બનયું નથી—હું હતો ત્યાં સુધી તો કોઇ દાહડે નહી. મને કાંઇ સુજ નહી પડતું કે હવે મારે શું કરવું? મારા આખા જનમમાં મને સોલીનું જેટલું લાગેછે તેટલું બીજા કોઇનું લાગતું નથી અને કોઇનું લાગશેબી નહી—"

એટલું બોલતાંમાંજ ભીખો અચકી પડયો અને પોતાને સુધારીને બોલ્યો—"નહી, નહી, બીજું એક જણ છે કે જેનું મને ઘણું લાગેછે અને હવે પછી વધારે લાગશે. તે મારી—મારો—" "ભીખો પીરોજાનું નામ દેવા જતો હતો પણ પાછો અચકી જઇને તેણે આટોપી લીધું પણ તે કોણ છે તે કોઇને જાણવાની જરૂર નથી."

—ooo—

## ઉકળતાં પાણી ઉપર હવાનું દબાણ ચાલુ.

### પીગલેલું પાણી બરફ કરતાંબી થંડું!

પાણી જેમ ગરમ થવાથી કદમાં વધે એટલે ખીલેછે તેમજ ઠંડુ થઇ જવાથી પણ ખીલેછે—એટલે કે જયારે પાણીનું બરફ બનેછે ત્યારે પણ તે ખીલેછે. આ વખતે તેની ઉપરનું દબાણ તેને બંધાઇ જતું અટકાવીને તેની પ્રવાહી

હાલતમાંજ રાખેછે. અને પાણી તેની ઉપરનાં દબાણને લીધેજ તે ૩૨ ડીગરી કરતાં વધુ ઠંડુ થવા છતાં બંધાતું નથી. એટલે કે પાણીની ઉપરનું દબાણ જેમ આપણે આગળ જોઇ ગયા કે પાણીની ઉકળવાની હદને વધારેછે તેમ અંહીયાં પાણીપરનું દબાણ પાણીને ઠંડુ થવાની હદને ઓછી કરેછે. અને એજ પ્રમાણે જેટલા પ્રવાહીઓ પાણીની માફક બંધાઇ જતી વખતે ખીલતા હોય તેમાં પણ થાયછે.

આપણે સઘળા જાણીયે છીયે કે બરફ ઘણું કકરૂં છે, અને તે જરા અફાડવાથી ભાગી જાયછે. તોપણ તેને ઘણું દાબવાથી ગમે એવો આકાર આપી શકાયછે, કારણકે તેની ઉપરનાં દબાણને લીધે તે પ્રવાહી થઇ જાયછે. જો એક વાસણની અંદર પેહેલાં બરફનો કડકો મુકીને પછી તેને ઉપરથી પુષ્કળ દબાણ કરીએ તો પેહેલાં તે બરફ ભાગશે ને પછી પીગલીને પાણી થવા માંડશે. પણજેવું ઉપરનું દબાણ કાઢી નાંખીશું કે તેવુંજ પેલું પીગળેલું બરફ પાછું બંધાઇ જશે ને પેલાં બરફને જે વાસણમાં મુકયું હતું તે વાસણના જેવા આકારનું તે થશે.

આ ઉપરથી કાંઇ એમ ન ધારવું કે પેલું બરફ જે પીગળીને પાણી થાએછે તે પાણી ગરમ થતું હશે. ઉલટું તે પાણી તો બરફ કરતાંબી ઠંડું થાએછે! આ જો કે અજબ જેવું તો લાગેછે, પણ જ્યારે બરફ પીગળીને પાણી થાએછે ત્યારે તે થોડી ગરમી છુપી રાખેછે તે આપણે જાણયે છીએ ને હવે જ્યારે આપણે તે બરફને પીગળાવવા માટે જોઇતી ગરમી આપતાં નથી ત્યારે તે પોતાનીજ ગરમી ચુસી લેછે ને તેથી તે પાણી બરફ કરતાંબી ઠંડું થાએછે.

એક બારસોપ નામના સાબુના જેટલો લાંબો ને જાડો બરફનો કડકો લઇ બે ખુરસીઓ પાસે પાસે મુકીને બંને ઉપર તેનો એક એક છેડો ટેકવીને મુકો, પછી એક તારનો ફાંસો કરી તેને બરફના કડકામાં પોઇને બે ખુરસી ની વચ્ચે જે બરફનો મધ્ય ભાગ આવેછે ત્યાં તે તાર લાવીને તેની નીચે જુલતું ૭ રતલનું વજન બાંધો. હવે જ્યારે આવો અખતરો કરી જોશો ત્યારે બરફની ગરમી "ફ્રીઝીંગ પોઇન્ટ જેટલી એટલે ૩૨ ડીગરીની જરૂર રહેશે અને તેથી બરફની બાહેરની બાજુ જરા પીગલેલી માલમ પડશે. અને ત્યારે ઉપલા અખતરાનું પરીણામ શું આવશે તે જોઇએ.

એ પરીણામ ઘણું અજબ જેવું આવશે. બરફ જેવું પેલા તાર અને તેને ટાંગેલા વજનથી કપાતું જશે કે તરતજ પાછું તે કાપની ઉપરનું બરફ બંધાતું જશે! એમ કાય વારૂં? બરફની ઉપર આવેલા તાર અને તેને ટાંગેલાં વજનથી બરફ ઉપર દબાણ પડશે ને તેથી તે બરફનો થોડોક ભાગ પ્રવાહી થશે. હવે જેવું બરફ પીગળશે કે પેલો તાર બરફમાં નીચે દબાશે ને પેલું પીગલેલું બરફનું પાણી તારની ઉપર આવશે. એજ થવાથી તારનું દબાણ પેલાં પાણીપરથી નીકળી જવાથી તે પાછું બંધાઇ જશે. જ્યારે પેલું બરફ પીગળ્યું હતું ત્યારે તેણે તાર અને આસપાસના બરફના ભાગમાંથી ગરમી ચુસી લીધી હતી ને તેથી તે તાર તથા આસપાસનો ભાગ ઠંડો થઇ ગયો હતો. પણ પછી તાર જેવો બરફમાં મળી ગયો અને પેલાં પાણી પરથી દબાણ ઓછું થઇ જવાથી તે પ્રવાહી બંધાયો એટલે નીચે જે ગરમી ચુસી લીધી હતી તે પાછી છુટી પડી અને તાર તથા આસપાસનું બરફ અગાઉનાં જેટલુંજ પાછું ગરમ થયું ને એમ થવાથી વળી તારનાં દબાણથી તેની નીચેનું બરફ પીગળ્યું ને વળી તાર અંદર વધુ ગળી ગયો. પાછું પેલું પાણીબી પેહેલાની કાર્નીજ બંધાયું અને એમ થઇ થઇ ને આસ્તે આસ્તે પેલો તાર તમામ બરફના કડકામાંથી પસાર થઇને છેલ્લે નીચે પડી ગયો અને બરફનો કડકો પણ પીગળી પીગળી તથા પાછો બંધઇ બંધઇને આખરે જેવોને તેવોજ આખો થયો, પણ તેની ઉપર જે જગ્યાએથી તાર પસાર થયો હતો તે જગ્યાએ સફેદ રંગનો દાઘ રહી ગયો. આ દાઘ બરફ ઘડી ઘડીથી ગળવા તથા બંધાવાથી તેમાં હવાના પરપોટા રહી જવાથી સફેદ જેવો લાગ્યો.

જો આપણે તારમાં ટાંગેલું વજન વધારીએ તો તેથી એ પ્રમાણે થતું નથી પણ ઘણા ભારથી બરફ ભાગી જાયછે અને વળી જો તેટલુંજ વજન રાખીએ ને પેલા બરફના કડકાને સરખો ન રાખતાં એકુ બાજુએ ઢળતો રાખ્યો હોય તો જેવું બરફ પીગલે કે તાર અંદર ગળી જઇ તેની ઉપર આવી જવાને બદલે ઢળતી બાજુમાંથી નીચે સરી પડે અને તેથી તારને પોતાની ગરમી પાછી મળતી ન હોવાને લીધે તાર વધુ બરફમાં ગળતો અટકી જાયછે કેમકે બરફ ઘણુંજ થંડું થવાથી પેલો તાર અને તેને ટાંગેલું વજન ખમી શકેછે. પણ જો આ વેળાએ તે વજનમાં કાંઇક ઉમેરો કરીએ તોજ વળી પાછો તાર થોહોક અંદર મળેછે.

બરફના પાહડોમાં આ પ્રમાણે થાયછે ખરૂં પણ તે કેટલી હદ સુધી થાયછે તે કંઇ ચોકસ નથી. બરફના પાહડો મોટા મોટા પાહડોની ઉપર બરફ પડયાથી થાયછે. આવા પાહડોની ઉપર એટલુંતો બરફ પડેછે કે જો ઉપર કહ્યું તે રીતે તેમાંથી થોડુંક બરફ સરી નહી પડતું હોય, તો વરસો વરસ પાહડોની ઉંચાઇ વધતીજ જાએ. પાહાડો ઉપર પડેલું બરફ તેની ઉપર બીજું બરફ પડવાથી દબાએછે ને તેની સાથે અંદર કાંઇ હવા રહી ગઇ હોય તો તેબી દબાએછે. અને એમ દબાવાથી અંદર કાંઇ પાણી હોય તો તે નીકળી જાયછે. તે ઉપરનું બધું બરફ એક કડકા જેવું થાએછે.

બરફની ઉપર પડતાં દબાણથી તેની બંધાઇ જવાની હદ ઓછી થાએછે તે શીવાએ બરફમાં એક બીજીબી ખુબી છે, તે ખુબી એ છે કે જયારેબી આપણે બે અણીદાર બરફના કડકાને એક એકને અણી આગળથી લગાડીને પકડી રાખીએ છીએ તો તે બંને જોડાઇને એક કડકો થઇ જાય છે. આવા બે કડકાને જો આપણે એક એક સાથ સરખા કરીને જોરમાં દાબી દઇએ તો તે જલદીથી ચોંતી જાયછે પણ જો અલગા પકડયે છીયે ને દાબતા નથી તો તેમને જોડાતાં વધારે વખત લાગેછે. જે દેશોમાં બરફ પડેછે ત્યાં તે બરફને હાથમાં લેઇને દાબવાથી ફકત હાથની ગરમીથીજ તેમાંનો થોડો ભાગ પીગળેછે ને પછી જેવું દબાન કાઢી નાખીએ કે પાછો પીગળેલો ભાગ બંધાઇ જાયછે. વેલાતમાં છોકરાંઓ આવી રીતે બરફને દાબીને તેના બોલ બનાવેછે, ને એવા બરફના બોલ કરવામાં તેમને બહુજ મજાહ મળે

છે. આપણા દેશમાં પણ ઘણા છોકરાઓને આવા ખેલ બનાવતાં આવડેછે અને તેઓ પણ છુટીના વખતમાં એવી મજાહ કરેછે. વળી કહેછે કે ગરમ પાણી ઉપર તરતાં બરફનાં કડકાઓ પણ એક બીજાને લાગવાથી સાથે મોંહતી જાયછે.

**શીરીનબાઈ રૂસ્તમજી કંન્ત્રાકટર.**

# સખી કામનો બદલો ખાલી જતો નથી.

ભીખાજી ભરૂચા એક પાંચ પઇસે સુખી પારસી ભરૂચમાં વસતા હતા. ખેતીવાડીના ઉતમ ધંધામાં એવણે પોતાની નાની જેવી મુંજી રોકી હતી. ભીખાજીનાં ધણી આંણી રૂપાંબાઇ અને એક ખુબસુરત બેટી સુનાબાઇથી તેવનનું નાનું સુખી કુટુંબ બનીયું હતું. સુંદર સુનાની ઉમર સતર વરસની છે. એ ઉઘરતી છોડી પોતાનાં માબાપ ના જેવીજ ભલી અને દયાળુ હતી, તેમજ પરવરદેગારે છુટે હાથે એ સુંદરીને ખુબસુરતી બખ્શી હતી. એક દાહાડો સુના પોતાનાં બાપનાં ખેતરોમાંથી ફરતાં ફરતાં થોડેક દુર નીકલી ચાલી, તેટલાં એક નાહાનાં ઘર આગલથી જતાં તેણીને કાને એક દરદમંદ અવાજ સંભલાયો. વધુ ધ્યાન આપતાં તેજ ઘરમાંથી પેલો દુખી સાદ તેણીએ બરોબર સાંભલીયો. સુના જેવી દયાળુ હતી તેવીજ હીમતવાન પણ હતી. તેણીએ હલવેથી તે ઘરનું અલગું બારણું ખોલી ને જોયું તો એક બુજરગ પારસી નાતવાનીને લીધે દયામ ના અવાજથી કાંસતા હતા. સુનાએ આગલ જઇ માયાથી ધીમે સાહાદે પુછ્યું, "કાકા તમે ઘણા નખાઇ ગીયેલા લાગોછ, અને તમારી આગલ કોઇ નથી એમ માલમ પડેછ."

તે બુઢા પારસી કે જેવણનું નામ પેસીકાકા કરીને હતું તેવણે આંખમાં પાણી લાવી કહ્યું "દીકરી, ઘણાબી જણાં આએ રસ્તેથી ગીયાં, પણ મારા આવાજે કોઇનું ધ્યાન ખેંચીયું નહી, પણ ખોદાએ તારાં દીલમાં રેહેમ મુકી ને હું દુખીને દીલાસો દેવા તું નીરદોસ ફરેસ્તાને મોકલી આપીયો. આજે બે દાહાડા થયા એક પોરીયો ઘેરમાં રાખેલો હતો તેબી મને એખલો નાખીને ચાલી ગીયો—તે મને જરા ચાહે પાણી વગેરે કરી આપતો હતો. દીકરી મનેબી એક તારાજ જેવી ભલી ને સુંદર છોકરી હતી પણ તે કીરતારે તેણીને પાછી તેડી લીધી." પેસીકાકાએ રડતા સાદે કહ્યું. "તેણીની પાછલ તેની માબી ગઇ અને એક છોકરો હતો તે ભલો માણસ વેલાત ઉપડી ગીયોછ. ત્રણ વરસ લગી તો તેનાં બરોબર કાગળો આવતાં હતાં, પણ હમણા ચાર મહીના થયા તેની તરફથીબી કાગળ નહી મલે તેથી હવે ફકર ને બેચેની ઘણી વધી જાએછ."

અંહી પેસીકાકાએ અફસોસથી એક હાય ખેંચી. દયાલુ દીલની સુનાનુંબી હૈયું ભરાઇ આવીયું. તેણીએ કહ્યું કે "કાકા, જરા થોભો, હું તમારે માટે હમણાં કંઇ ખોરાક લઇ આવુંચ." તેણી તુરતજ પોતાને ઘેર આવીને થોડીક બીસકીટ ને ચાહ બનાવીને તે દુખી પારસીને વાસ્તે લેઇ ગેઇ અને એજ પ્રમાણે સુતરો ખોરાક દરરોજ મોકલવાને તેણીએ જણાવીયું. આથી પેસીકાકાએ હજારો હજાર દુવા સુનાપર ગુજારી.

એક દાહાડો ભીખાજી ભરૂચાના પાછલાં ખેતરોની બાહાર લોકોની અતી ઘણી ગડબડ અને પોકારના આવાજ સંભલાયા. શીયાની સુનાનું તે તરફ ધ્યાન ખેંચાયું તેવીજ ત્યાં દોડી તો "આગ!—આગ!" એમ લોકો પોકારતાં હતાં; તેણી ત્યાં જઇ જોયછ શું તો ગરીબ પેસીકાકાનાં ઘેરમાંની એક બાજુએથી આગનો ભડકો નીકલતો હતો, અને આખું ઘેર ધુમાડામાં ગરક ગીયું હતું. ચતુર સુના જરા પણ વખત ખોવાનાં કરતાં અંદર ધસી ગેઇ. તેવાંજ તેણીનાં માબાપ આવી પોહોંચીયાં અને તેઓના ઘબરાટનો શું પાર! તેઓ પોતાની જીવ સમાન વાહાલી ને આગનાં મોહોડામાં જતાં જોઇને અરધા બેભાન જેવા થઇ ગીયાં, પણ થોડીજ મીનીટમાં બાહાદુર સુનાં પેસીકાકાનો હાથ ઝાલી ઘણી ઉતાવલથી બાહાર નીકલી. ધુમાડાના ઘેરા માંથી જઇ આવતાં તેણીનો સુંદર ચેહેરો લાલ બની ગીયો. પણ તેણીએ જરાબી ઘબરાટ બતાવીયો નહી. બાહાર ઉભાં રેહીને એવી વખતે તમાસો જોનારાઓએ આ બાહાદુર સુનાની હીંમતપર આફરીન કીધી. ભીખાજી પણ હવે બેહદ ખુશી થયા જે આજે માહારી સુના દીકરીએ એક હમદીન ભાઇનો જીવ બચાવીયો.

પેસીકાકાની ઘરમાંની ખુલ્લી બતીને પવન લાગો અને તેથી આસપાસની ચીજો સલગી ઉઠીને આખું ઘેર લઇ લીધું હતું. એ બીચારો બુઢો પારસી તદન ખાલી હાથે બાહાર નીકલયો હતો, તેને ભલા ભીખાજી એ પોતાને ત્યાં આસરો આપીયો. સુનાએ તે પારસી ની બનતી મદારત કીધી. એક દાહાડે પેસીકાકા ઓટલા પર ભણવા બેઠા હતા અને સુના પોતાનાં કમપાઉંડ માં ફુલોના વેલા સીધા કરતી હતી, તેવામાં એક ગાડી ઘેર આગળ થોભી. માંહેથી એક જવાન પારસીએ પુછીયું "બાઇ, પેસતનજી એદલજી તાડીવાલા નામના પારસીનું આ તરફ ઘેર આવેલુંછે?" "ઓ મારો બાપો રે! માહારો દીકરો પીરોજશા કે!" એકદમ પેસીકાકા જયાં બેઠા હતા ત્યાંજ જાણે વલગી ગીયા હોય તેમ હાથ ઉંચાં કરીને બોલીયા. કારણ કે હવે એ બીચારા બુજરગની આંખે પણ ઝાંખ આવી હતી, પણ પોતાના સપુતનો સાદ સમજીને એકદમ હરખથી જાણે તેમના હાથ પગ બંધાઇ ગીયા—બેટો આવીને બાપને બાઝી પડીયો. પણ સુનાની શું અજાયબી!

"દીકરા પીરોજ, આજે તું જે તારા બાપને મલીયોછ તેને વાસતે આએ સુંદરીનો આભાર માનજે. એની મદદની વખાણ કરવાને માહરી નાતવાન જીભલીમાં તાકાત નથી. આપરૂં ઘેર તો એકાએક સલગી ઉઠયું અને તેમાં હુંબી બળી મરતે તેટલાં જાણે ખોદાએ બેહસ્તમાંથી મારી મદદે ફરેસતો ઉતારીઓ ને એ દીકરી મને હાથ ધરીને બાહાર ખેંચી લાવી." પીરોજશાહ જે વેલાતથી બારીસ્ટર થઇ આવ્યોછે તે લાયકીવાળો જવાન આટલો વખત પોતાના બાપને બચાવનાર તરફ આભાર અને મોહોટાં માનની નજરે જોતો હતો હતો. સુના પણ આ જવાનના અચબુચ

આવવાથી અજબ તેમજ ખુશી થઇ હતી કે બીમારા પેસી કાકાને જાણે હવે પાછી જીંદગી આવી. બીખાજી અને રૂપાંબાઇબી આ જવાનને જોઇને કાંઇ થોડા ખુશી થયા નહી, "હવે દીકરા મારી તુંને અરજ એજ છે જે જે સુંદરીએ માહરો જીવ બચાવ્યો તેનો પનોતો હાથ તાહરા હાથમાં લે અને તેને જનમની સુખી કર." પેસીકાકાએ એકાંતમાં દીકરાને કહ્યું "દીલોજાનીથી માહરા બાવાજી." પીરોજશાહે તરત કબુલ કીધું "એવી અસરાફ, સાલેસ ને ભલી નારનો હાથ ધરવાને હું પોતે પોતાને ભાયગશાલી સમજુંસ." ટુંકમાં બીખાજી અને રૂપાંબાઇ જેઓનેબી એક લાયક જવાન સાથે પોતાની દીકરીનું માથું ધોવાની ઉમેદ હતી તે ઘેર બેઠાં પાર પડી. એ પ્રમાણે સખી કામનો બદલો ખાલી જતો નથી.

**મીસ જરબાનુ કાવસજી દાવર.** (અહમદનગર.)



## મંડળી.

મંડળીના રેવાજો તે તેની ટેવ કહેવાએ. તેમજ એક માણસની ટેવને તેના પોતાના રેવાજો કહીએ. મંડળી પોતાના ખોટા રેવાજો અને ભુલભરેલા આચાર વિચારો માટે એટલે પોતાની ગેરવર્તણુક માટે સામટી રીતે તે પોતાને ધિક્કારતી હોએ તેના કરતાં પોતાના એક એક જુદા જુદા સભાસદને તેની ગેરવર્તણુક માટે વધારે ધિક્કારેછે તે કહે, છે કે કાંઇ મુદતોના પડેલા રેવાજો કપડાં પેહરી કાઢી નાખ્યે તેમ પેહરીને કાઢી નખાતા નથી. તોપણ મંડળી અને તેના રેવાજો વચ્ચે શરીર અને કપડાં વચ્ચે સંબંધ હોએ તેથી વધારે ઘાડો સંબંધ નથી.

મંડળીના રેવાજો તો આંખ અને કાનવાટે માણસમાં દાખલ થાએછે. પણ એક માણસના પોતાના રેવાજો એટલે તેની આદત અને ખાશીઅત તો તેની બીજી ખુદરત કહેવાએછે. તે તો તેના શરીર અને મગજનો એક ભાગ થઇ પડેછે. ઠેઠ આત્માનાં ભીતર સુધી તે પોતાની જડ ઘાળી બેસેછે. તે તો માનાં દુધમાં તે પીએછે. તેમનું થડ તો બાપની પીઠમાં હોએછે; તેનું મુળ બપાવાના સુતમાં હોએછે. જે સેહલું કામ દાહેકાઓ અને આખી આખી સદીઓમાં લાખો માણસોના ભેગાં બળથી તે કરી શકતી નથી, તેથી અતીશય મુસ્કેલ કામ મંડળી એક માણસને એક પળમાં કરવા કહેછે—એટલે વરસોની પડેલી તેની ખરાબ આદતને શરીરમાંથી કપડાં કાઢી ફેંકી દે તેમ ફેંકી દેવા કહેછે અને જો તેમ ન કરે અથવા કરવાને અશકત હોએ તો તે તેને ધિક્કારવાને તૈયાર છે.

એમ કાં થવું જોઇયે વારૂ? મંડળીએ માણસની બુરી ટેવને એકદમ તજવવા માગતી વેળા પોતાની સામટી બુરી ટેવોને રેવાજને નામે વલગી રેહવા કાં માગવું જોઇયે? એક માણસને પોતાની બુરી ટેવ તજવી કઠણ હોયછે પણ એક મંડળીને પોતાના બુરા રેવાજ તજવા સેહલ છે. એક માણસની બુરી ટેવ તેની ખાસીયત સાથ મળી ગયલીછે તે નિકલતાં વાર લાગેછે—પણ મંડળીની એ સામટી બુરી ટેવ તો ઘણાં માણસોનાં ભેગાં બળથી સેહલમાં નીકલી શકે. તોપણ મંડળી કેવી ઉંધીછે કે પોતાનો વાંક માફ કરેછે પણ પોતાના મેમબરો ઉપર જોર ચલાવેછે.

ખરાબ જગામાં અને ખરાબ સંજોગો વચ્ચે પડેલાં સારાં બીને તે સારૂં ઝાડ થઇ સારાં ફળ આપવાની આશા રેહતી નથી. તોપણ મંડળી ખરાબ જગા અને ખરાબ સંજોગો વચ્ચે પડેલાં ખરાબ બીને તે સારૂં ઝાડ થઇ સારાં ફળ આપવાની આશા રાખેછે. ખુદરતી કાએદાઓનાં નિયમીતપણાને લીધે જે કમનસીબ માણસો ખુદરતી ગેરલાભો સાથે જનમીયા હોએ, વળી દુન્યવી ગેરલાભો પણ જન્મથીજ જેમની સામે એકસંપ કરે એવા કમનસીબોને સહાય થઇખુદરતને સહાયથવાનું કામ મંડળીનું હોએછે. જો આ ફરજ તે પોતાની સમજી શકે નહી અથવા તે બજાવવાને અશકત હોએ તો ધિક્કારવાનો ધિક્કારભરેલો હક તેણે છોડી દેવો જોઇએછે.

મંડળી ઘણાઓને ધિક્કારેછે કારણ તેઓ તેના કહેવા પ્રમાણે ચાલતા નથી. તે ઘણાઓને ધિક્કારેછે કારણ તેઓ ખુદરતના કહેવા પ્રમાણે ચાલતા નથી. તે ઘણાઓને ધિક્કારેછે કારણ ખુદરતના અને તેના કહેવા પ્રમાણે તેઓ એકીવારે ચાલી શકતા નથી. મંડળી પોતાની હસ્તીનું કારણ માણસોને જોડાએલા રાખવાનું જણાવેછે તોપણ માણસને તેના ભાઇબંધોના મોટા ભાગથી જુદા પાડી નાખેછે. માણસને તે પોતાની ન્યાતબાહાર સમજેછે તોપણ પોતાને તે માણસની ન્યાતમાં સમજેછે. લાંચ લેવી કે રાખ રખાવત રાખવી તે બહુ ખોટું કહેછે તોપણ પૈસાવાળાઓના વાંકપર તે ઘણીવાર આંખ વિચામણાં કરી જાએછે. એક માણસે બીજા ઉપર કીનો લેવો તે ખોટું કહેછે તોપણ હજારો અને લાખો માણસોની સાથે મળી મંડળી એક માણસપર કીનો લેએ તેને તે ખોટું કહેતી નથી. એક માણસ કાંઇ પણ અન્યાય કરે તે તે સાંખી શકતી નથી, પોતે ગમે એ અન્યાય કરે તે એક માણસને સાંખવા કહેછે.

નુકસાનકારક રેવાજો અને ખોટા વિચારોને કાઢી નાખવા મંડળી ખંધાઇથી વખત માંગેછે, કારણ તે જાણેછે કે વખત જવા સાથે એ સઘળું જેમ નીકળી જાએ તેમજ મજબુત પણ થઇ શકેછે. રેવાજને તોડવા તે કદી આતુર નથી કારણ તે તો તેનું મુખ્ય બળ છે. નવા રેવાજો અને નવા વિચારોને પોતામાં દાખલ કરવા સામે તે બળતવારીથી લડેછે પણ જો એકવાર જબરદસ્તીથી દાખલ થવા પામ્યા તો તેટલીજ બેહુદાઇભરેલી બળતવારીથી (ખોટા જાણવા છતાં) તેમને છોડી દેવા ના પાડેછે.

મંડળીનું સુકાન પૈસાવાળાઓના હાથમાં ઘણી વેળા દેખાએછે. પણ તેનું મુખ્ય બળ ગરીબ અને અજ્ઞાન વર્ગોમાં હોએછે. જુદા જુદા દેશમાં તે જુદાં જુદાં નામથી ઓળખાએછે, એકજ દેશમાં તે જુદાં જુદાં નામ રાખેછે આ એકજ, પણ જુદાં જુદાં નામની, આ નામની એક પણ ખરેખર જુદી જુદી મંડળીનો હું સભાસદ થઇ શકતો નથી. એકનો થાઉંછું તો બાકીની ધિક્કારેછે. સઘળીનો થાઉંછું તો સઘળી મને ચાહતી નથી. સઘળીનો થતો નથી તો સઘળી મને ધિક્કારેછે. ધિક્કારવાને તે જોડાઇ જાએછે, ચાહવાને તે જોડાઇ શકતી નથી.

લા૦ સેવક **આદમ.**

## દેશી પોશાકોમાં ઈંગ્રેજોની વાંદર નકલ સામે લેડી ડફ્રીનની ટીકા.

લેડી ડફ્રીનનું પુસ્તક, જેમાંનો થોડોક ઉતારો અમે આગળા અંકમાં કીધોછે, તે બાનુ હાલમાં હીંદુસ્થાનના ઘણાએક દેશીઓમાં પોતાનો પોષાક તજીને ઈંગ્રેજી પોષાક પેહરવાનો જે શોક વધતો જાયછે તે બીલકુલ નાપસંદ કરીને એ બાબદપર પોતાનાં પુસ્તકમાં વારંવાર ટીકા ચલાવેછે. કલકતામાં જઈ વસ્યા પછી એકવાર તેઓ ઝનાના મીશનની એક નીશાળના મેલાવડામાં ગયાં હતાં તેનો હેવાલ આપતાં એ બાનુ લખેછે કે:—

"નાની હીંદુ છોકરીઓ આપણું ઘણું ધ્યાન ખેંચે એવા દેખાવની હોયછે. તેઓના બાલના અંબોરા વાળેલા હોયછે અને તેઓ માથાંપર, ગળાંમાં, હાથમાં, અને પગમાં ઘરેણાં પેહરેછે અને રંગબેરંગી જીના કપડાંની સાડીઓ પેહરેછે તેથી તેઓ બધી જાણે નાની નાની સ્ત્રીઓ હોય તેવી લાગેછે. તેઓ ઉલટથી પોતાનાં ઇનામો લેવા આવતી તે દેખાવ ઘણોજ મનોરંજક લાગતો, પણ હું આટલું જોઇને દલગીર થઈ કે તેઓમાં કોઇ કોઇના પોષાકમાં ઈંગ્રેજી લેબાસનો ભેળ હતો. મેં એક ઘણાજ રમણીય દેખાવનાં બાળકને ઇનામ આપ્યું અને પછી જોઉંછું તો તેની પછવાડેજ એક છોકરી તદ્દન ઈંગ્રેજી ઢબનું કેલીકોનું "ફ્રાક" પેહરેલી ઉભી હતી. તે કપડાંમાં તે છોકરી ઘણી ભયંકાર લાગતી. તેણીએ વળી વીલાતી બુટ પેહરેલાં હતાં અને તેની ઉપર છ સાત કડાં પેહરેલાં હતાં જેથી તેનાં બેડોળપણાંમાં ઉલટો વધારો થતો વળી એક બાળકી ઘણીજ લંગડાતી ચાલતી તેનું કારણ પુછતાં તેણે કહ્યું કે નવાં બુટને લીધે તેણીના પગ દુખતા હતા. શું આ ઘરેણા અને રંગબેરંગી કસબી લુગડા પેહરેલાં બાળકોના પગ માં વીલાયતી બુટ અને પટા પટાના મોજા જરા પણ શોભેછે? મને તો ઇનામમા આપવા માટે ઈંગ્રેજી પોષાક પેહરાવેલી વીલાયતી ઢીંગલીઓ તૈયાર રાખી હતી તે પણ પસંદ પડી નહી. આવી ચીજોથી ઉછરતા જમાનાને ઈંગ્રેજી પોષાકનો શોખ પેદા થાયછે. ઈંગલંડથી ઘણાં માયાળુ લોકો આવી ચીજો ઇનામને સારું મોક લેછે તેઓ જો હીંદુસ્થાની કપડાના નમુના મંગાવી તેનાંજ કપડાં ઢીંગલીએને પેહરાવે અને છોકરીઓને સારુ સીવડાવી મોકલેતો તેઓ ઘણો વધારે ફાયદો કરી શકે."

વળી છોકરીઓની એક બીજી નીશાળ વિષે લખતાં પણ તેઓ એમજ કહેછે:—

* "D." ને એવી એક રળીઆમણી દેશી છોકરીઓની નીશાળ દેખાડવાની મને ઘણી ઉલટ હતી તેથી હું તેઓને "બેથુન સ્કુલ" નામની એક નીશાળના મેલાવડામાં ઘણી ખોહસ કરી લઇ ગઇ ..... પણ હું તો જોઇને ઘણીજ નાસીપાસ થઇ ગઈ કે આ નીશાળના બાળકોના પોષાક વીગેરે જરા પણ રળીઆમણા નહી હતા. કેળવણીની સાથે આ લોકોમાં ઇંગ્રેજી પોષાકનો પણ શોક વધતો જાયછે અને સુંદર દેશી પોષાકનો શોક ઘટતો જાયછે. ઈંગ્રેજી ફ્રાકીનના, પીછાઓ અને એવી બીજી હલકી ચીજો લગાડેલાં વસ્ત્રો પેહરેલી છોકરીઓને જોઇ હું તો મનમાં અકળાવા લાગી. દેશી ઢબના પગોમાં ઇંગ્રેજી બુટો પેહરેલી છોકરીઓ લંગડાતી લંગડાતી ચાલીને મારી પાસે ઇનામ લેવા આવતી તેઓ વખત હું આ પોષાકના સવાલ પરજ વિચાર કરતી બેસી રેહતી. અને મારું મત આ ફેરફારની સામે પ્રથમ હતું તેના કરતાં પણ આ દેખાવથી વધારે મજબુત થયું. વળી મને તેઓનું ભરવા સીવવાનું જોઇનેબી કાંઇ ઘણી ખુશી લાગી નહી. જે ક્રોશીયા અને ઉનની બનાવેલી ચીજો જોતાં ઇંગ્લંડમાં આપણે ધરાઇ ગયનાં છઇએ તે ચીજો આ નીશાળોમાં શા માટે દાખલ કરવી જોઇએ? આપણુંતો ઉલટું તેઓનું પોતાનું દેશી ભરત કામ ખીલવવાની કોશેશ કરવી જોઇએ.

છોકરીઓને પ્યાના પર કેટલાએક રાગો વગાડતા અને ગાતાં સાંભળ્યા પછી અમે એક "રીપોર્ટ" વંચાતો સાંભળ્યો પણ મને તો આ સર્વમાં એક B. A. ની પદવી મેળવેલી દેશી બાનુને જોઇને ઘણી ખુશાલી લાગી. તેણી એજ નીશાળમાં એક શીક્ષકનો ઓધો ધરાવેછે અને સારાં ભાગ્યે તેણી પોતાના સુંદર દેશી પોષાકનેજ વળગી રહીછે." મેહેરબાઈ.

---

*D તે પોતાના ભરથાર લાર્ડ ડફરીનને આ બાનુ કેહછે.

## ઉદ્યોગી મજુરોના ખેરખાહ લાર્ડ શાફ્ટસબરીની લડતો.

આપણા ઉદ્યોગી વર્ગોની મજુરી અને મેહનતમાં વાજબી ઘટાડો કરવા ઉપર હાલ ઘણું ધ્યાન અપાયછે અને ઘણી જોસભર ચર્ચા ચાલેછે. એ સર્વ ચર્ચા પેહલી ઉભી કરનાર અને ગરીબો તરફથી પેહલી લડત લડનાર લાર્ડ શાફ્ટસબરી થઇ ગયોછે, કે જેનો હેવાલ અતિઘણો જાણવાજોગ છે.

લાર્ડ શાફ્ટસબરી ઇ. સ. ૧૮૦૧ માં લંડન શેહરમાં જન્મ પામ્યો હતો. કોઇ રીતે દુન્યામાં ખાલી ડોળ દેખાડવાની નહી, પણ પોતાના જાતભાઇઓ તરફની પોતાની ફરજ અદા કરવાની માત્ર નેમ રાખીને તે પોતાની ૮૪) વર્ષની લાંબી જીંદગી સુધી પરમાર્થમાં રોકાઇ રહ્યો હતો. તે ગરીબોના ખેરખાહ દાખલ અમર થઇ ગયોછે, પણ પેહલાં તો તેની એ ખેરખાહી કેવી કીસમની હતી તે ટુકમાં જણાવવું ઘટેછે. તેની આખી જીંદગીમાં. તેનાં દેશમાં એવું એક જાહેર પરોપકારનું કામ થયું ન હશે કે જેના સંબંધમાં લાર્ડ શાફ્ટસબરીએ મેહેનત કરી ન હોય. તે તદ્દન ખાનગી રીતે પણ પોતાના પૈસાની અને સલાહની મદદ અસંખ્યાત ગરીબોને સદા આપ્યો જતો હતો. પોતે ધનવાન અને ઉંચાં અમીરી કુળનો હોવા છતાં તે ગરીબ લાચારોથી એટલો દુર નહી રહેતો કે તેમની હાલતની તેને માહીતી ન મળે. તે પોતાનો ભપકાદાર મેહેલ છોડી ગલીચ માં ગલીચ મોહોલ્લાઓમાં જઇ દુખ્યારાંઓને શોધી કાઢતો, તેમની હાજતનો અને હાલતનો બારીક અભ્યાસ કરતો અને પોતાથી બને તેટલી હદ સુધી તેઓપર વિટતાં દુખો અને ગેરઇનસાફો અટકાવતો. જ્યાં પૈસાની મદદ ઘટતી ત્યાં તે પૈસા ખરચતો; જ્યાં શીખામણ અને ટેકોજ માત્ર જોઇતો હોય ત્યાં તે આપતો, અને જ્યાં સરકારની યા ધારાની મદદની યા પ્રજાની દિલસોજીની તેને ગરજ જણાતી ત્યાં તે મેળવવાને પણ તે હિંમતથી બહાર પડતો.

તે જોતો કે કેટલાક લોકો માત્ર કંગાલીઅત અને અજ્ઞાનપણાંને લીધેજ ખરાબ રસ્તે જાયછે; માટે એવા લોકોને શિક્ષા એ પુગાડવાની ઉતાવળીમાં ન પડતાં તે તેઓની કંગાલીઅત અને અજ્ઞાનપણું ટાળવાને પ્રથમ યત્ન કરતો. એ કામ માં પોતે પાર્લામેંટનો એક સભાસદ હોવાથી જો એકાદ

કામમાં તેને ધારાની મદદની અગત્ય જણાતી તો તે પાર્લામેંટની હજુર તે કાયદાની માગણી ઉસ્તવારીથી રજુ કરતો, અને જાતે એક ચંચળ અને બાહોશ વક્તા હોવાથી પોતાના સાંભળનારાંઓપર તે ઘણી સારી અસર કરી શકતો, તેમજ વળી હમેશાં બિનસ્વાર્થેજ કામ કરવાની તેની નેમ જાણીતી હોવાથી તે ઉપર કોઇ સવાલ નાખી શકતું નહી. આંધળાંઓને વાંચતા શીખવવાની જરૂર એજ ઉમરાવ પ્રજા સનમુખ લાવ્યો હતો; અને દિવાનશાળાઓના વહિવટમાં સુધારો કરવા બાબતનો એક ધારાનો ખરડો એજ ધણી પાર્લામેંટ હજુર લાવ્યો હતો.

તેમજ કારખાનાઓમાં મજુરી કરનારાં લખો ગરીબોપર ગુજરતું ઘાટકીપણું અટકાવનારો કાયદો લાર્ડ શાફ્ટસબરીનીજ સૂચનાથી ઘડવામાં આવ્યો હતો. એટલુંજ નહી પણ તે ધારો પસાર થવા બાદ તે પ્રમાણે અમલ કરવામાં ન આવતો એવું તેને માલમ પડવાથી તેણે કારખાનાંઓની અને કોયલાની ખાણો તથા બીજાં ખાતાંઓની જાતે ભેટ લઇ ઘણી વીગતો એકઠી કરી સરકારને અરજ કીધી જે એક કમીશન નેમી ઉપલા કાયદાનો અનાદર કરવામાં આવેછે કે નહી તે શોધી કાહડવું. તેની અરજનું વાજબીપણું જોઇ સરકારે તેવું એક કમીશન નેમ્યું હતું અને તેમાં તેને પણ એક સભાસદ નેમ્યો હતો. એ કમીશનની સાથે લાર્ડ શાફ્ટસબરીએ ફરી એકવાર કારખાનાંઓની અને ખાણોની ભેટ લીધી અને ત્યારેજ તેની સાથેના ગૃહસ્થોને અને તેમના ઘડેલા રીપોર્ટ ઉપરથી પ્રજાને અને સરકારને ખબર પડી કે મજુરીને લગતો ધારો કેટલો ખામી ભરેલો હતો અને ગરીબ મજુર વર્ગ પોતાના ધણીઓની કૃરતાથી તેમજ પોતાનાં અજ્ઞાનપણાથી કેટલું દુખ ભોગવતો હતો, અનેઆખા દેશને તેથી કેવું મોટું નુકશાન થતું હતું. એ કમીશનનો રિપોર્ટ પાર્લામેંટ હજુર વાંચતાં લાર્ડ શાફ્ટસબરીએ નીચલી દુખ ઉપજાવનારી બીનાઓ રજુ કીધી હતી.

પાંચ પાંચ, છ છ, અને સાત સાત વર્ષનાં બાળકોને કોલસાની ખાણોમાં મજુરી કરવા લગાડવાનું ઘણાક પ્રાંતોમાં તદન સાધારણ છે એટલુંજ નહી પણ ચાર ચાર વર્ષનાં બાળકોને પણ એ ખાણોમાં કામ કરવા દાખલ કરવામાં આવેછે. ઘણાક ખાણવાળાઓ તો બાળકોને ખાસ પસંદ કરેછે કારણકે ખાણોમાંના કેટલાક ખાંચાઓ અને રસ્તાઓ એટલા સાંકડા હોયછે કે બાળકો શિવાય બીજાંથી તે વાટે જવાયજ નહી. એ બાળકોની શક્તિ ઉપરાંત તેઓ પાસે બોજા ઉંચકાવવામાં આવેછે યા તો તેમની કમરે લોહાંની સાંકળો બાંધી તે વડી તેમને માલથી ભરેલી નાની ગાડીઓમાં જોડી બે હાથ અને બે પગ ઉપર પશુઓની પેઠે ચલાવી તે ગાડીઓ ધમડવવામાં આવેછે. એ બાપડાં બાળકોને સવારે ચાર વાગતાં ઉઠાડી તેમનાં માબાપ અને સગાંઓ કામપર લઈ જાયછે અને ત્યાં તેઓ અર્ધનગ્ન હાલતમાં ધુળ અને કાદવની અંદર રાત સુધી કામ કરેછે. બાળકો અને સ્ત્રીઓની મજુરીનો દર સસ્તો હોવાથી ઘણીક ખાણોમાં તેઓનેજ વધારે પસંદ કરવામાં આવેછે અને બાકી કેટલીક સ્ત્રીઓ પાસે તો બાર બાર મણના બોજા ઉંચકાવવામાં આવેછે, તેમજ છ છ વર્ષની વયની બાળકીઓ પાસે પણ બે બે મણનો વજન ઉંચકાવેછે આ રીતે તે બાપરાંઓ નાની વયથી કામના બોજા તળે દબાઈ જતાં અને પોતાની જીંદગીનો સ્વાન, રમુજ અને સુખ મેળવવાનો તથા તન મનને ખીલવવાનો વખત ઉંડા ગારોમાં ગાળતાં, તે બાપડા મજુરો પોતાની બાળઓલાદ સાથે નબળાં, ફીકણા, ખોડખાપનવાળાં અને બીજી ઘણી વાતે દુખી થઈ જાયછે, ભર જવાનીનાં ઘણાંક દરદોનાં ભોગ થઈ પડી આગળ જતાં કામ કરવાથી તદન અશક્ત થઈ જાયછે, અને મધ્યમ વયમાંજ ઘરડાંઓ જેવાં બની મરણ પામેછે.

આ અને એવી બીજી ઘણીક સત્તાવાર વિગતો રજુ કરવા છતાં પણ લાર્ડ શાફ્ટસબરીને ખોટો પાડવાની અને તેની દલીલો તોડવાની ચોમેરથી મતલબી લોકોએ તજવીજ કીધી, પણ લાર્ડ શાફ્ટસબરીએ એટલી બાહોશીથી અને સ્વતંત્રપણાથી પોતાની લડત ચલાવી કે આખરે ઘણાં વધુ મતે પાર્લામેંટે એવો ધારો પસાર કીધો કે કોયલાની કે બીજી ખાણોમાં સ્ત્રીઓને મજુરી કરતી સમૂલી અટકાવવી અને ચઉદ વર્ષની અંદરની વયના છોકરાંને ખાણોમાં કામ કરવા દેવું નહી તેમજ તે વયથી નાનાં કોઇ પણ બાળકને કારખાનાઓમાં મજુરી કરવા દાખલ કરવું નહી.

પુતલીબાઈ.

---

# દાનાઈનું ઈનામ.

એકવાર ઇરાનના એક બાદશાહે, બાહાર શેકારે જતાં કોઇ એક ઘરડાને અખરોટનું ઝાડ બાગમાં વાવતો દિઠો. શાહનશાહે તેની આગળ પોતાનો ઘોડો થોભાવી તે ઘરડાની ઉમ્મર પૂછી.

"મારી ઉમ્મર પાંચ વર્ષની." ખેડુતે ઉત્તર વાળ્યો. શાહનશાહની હજુર એવો બેવકુફી ભર્યો ઉત્તર વાળવા માટે એક ખીદમતગારે તેને ઠપકો આપ્યો. "તમો વગર કારણે મારા ઉપર દોષ મેલોછો" ખેડુત બોલ્યો. "હું વિચાર વગર બોલ્યો નથી, કાંકે, જે ઉમ્મર આ દુન્યાનું ઉથલ પાથલ કરવામાં અને મુર્ખાઈમાં ગુજારી હોય, તેને દાનાવ લોકો પોતાની ગણત્રીમાં નથી લેતા, તેથી મારા પેદા કરનારની ચાકરી કરવામાં, અને લોક તરફની મારી ફરજ અદા કરવામાં જેટલાં વર્ષ મેં ગુજાર્યાંચ તેટલાંજ વર્ષની મારી ઉમ્મર હું ગણુંછું."

પાદશાહ આ દાનાઇ ભરી વાતનાં વિચિત્રપણાં ઉપર હેરત થઇ બોલ્યો:—"જે ઝાડ તમો વાવોછો તેને પણ ફળદ્રૂપ થયલું જોવાની તો આશા તમો નહી રાખી શકો!"

"ખરૂં છે;" પેલા દાનાવે ઉત્તર વાળ્યો. "પણ હમારા અણભોગ માટે બીજા વાવી ગયા, ત્યારે વાજબી છે કે બીજાઓનાં અણભોગ માટે હમો વાવી જઇયે."

"ઉત્તમ જવાબ!" પાદશાહ ખુશીથી પોકારી ઉઠ્યો. જે ઉપર, તે જમાનાના રવૈયા મુજબ, પાદશાહથી શાબાશી મલતાંજ ખજાનચીએ એક હજાર સોનાની અશરફીથી ભરેલી થેલી ઇનામ આપી. તે લેતાં પેલો તિક્ષણ બુદ્ધિવાળો ખેડુત કુરનીસ બજાવી બોલ્યો:—

"ઓ, પાદશાહ, બીજાંઓનાં ઝાડ ચાલીસ વર્ષે ઉગી રેહ અને ફળ આપેછે, પણ મારૂં ઝાડ તો જેવું વવાયું તેવુંજ ફળ આપ્યું."

"શાબાશ!" પાદશાહ બોલ્યો. એ ઉપરથી બીજી એક સોનું ભરેલી કોથલી તેને મલી, જે લેતાં તે બોલ્યો:—"કોઇનું ઝાડ તો વર્ષમાં બે વાર ફળ આપે, પણ મારૂં ઝાડ તો એક દિવસમાં બે વાર પાક આપેછે!"

"વાહ! વાહ!" પાદશાહે તાલી પાડી. વળી ત્રીજી થેલી આપવામાં આવી. એ પછી પાદશાહ પોતાનાં ઘોડાને એડ મારી ઉતાવળે જતો જતો બોલ્યો. "પૂજ્ય બાવા, તમારી સંગતમાં હું વધુ વાર રહી નથી શકતો, નહી તો તમારી અકલ મારી ટીજોરી ખાલી કરે!"

રૂપાંબાઈ કે. દારાશાજી.

## રાજાઓના રથ.

એક વખત એવો હતો કે જયારે ઈંગ્લંડના કારનીશ કીનારા ઉપર "પેનઝેન્સ" થી કોઇ પણ મુસાફર પોતાની જંગલી રમુજથી, મરઘીનાં ખરાબ હાડકાંથી, અને ઇંડાંનાં કોટલાંથી પવીત્ર રેહઠાણને અપવિત્ર કરવા જતું ન હોતું. કૉરનીશની રચનાને ખરેખર ચાહનાર ફક્ત એ 'પેનઝાન્સ' ના વતનીઓ હતા કે જેઓ, તેને ખાતર પોતે બેચેની ભોગવતા. અને તેવો એક જુવાન પુરૂષ હતો કે જેની આ વાર્તા લખીયે છીયે. તે આખો ઉનાળો ત્યાં એક માછીની ઝુંપડીમાં રહીને ગુજારતો હતો. તેઓની સાથે તેને ઘણી મીત્રાચારી થઇ અને તેઓનીજ સાથે તે ઘણાં જોખમભરેલાં કામો ખેડતો હતો. ઘણું કરીને તેને ચાંદની રાત્રે બહાર ફરવા ઘણું ગમતું હતું. અને આ તેની રાતની મજાહમાં એક અજાયબ જેવો બનાવ બન્યો કે જેનું વર્ણન તેણે પોતે આપેલું નીચે મુજબ છે:—

સપટેમ્બર મહિનો શરૂ થયો હતો. એક દહાડે પાછલે પ્રહરે મેં એક ચોપડી હાથમાં લીધી અને તે લઇને હું કિનારે કિનારે 'ટાંલ પેડન પેનવીથ' તરફ ભટકતો જ્યાં સુધી હું ખડકના મોટા ગંજ આગળ 'બૉસીસ્ટ્રૉ હેટ લૅન્ડ' ની ખાડીમાં આવી પહોંચ્યો ત્યાં સુધી ચાલ્યો. આ ગંજનાં મથાળાંની આકૃતિ એક રાક્ષસની બેઠક જેવી છે. ક્ષાં હું ચઢયો અને જ્યાંસુધી સૂર્ય અસ્ત પામ્યો અને ચકચકિત લાલાશ આકાશ અને દરીઆ ઉપર ફેલાઇ ગઇ, અને સરૂ થતી પાનખરરૂતુની સાંજની હવા અને ખુશનુમાં તાજી થંડી પડી ત્યાંસુધી હું ત્યાં મારી ચોપડી વાંચતો બેઠો. મેં મારી ચોપડી મુકી દીધી અને હું ટેકડી તરફ જોતો, મારાં મનમાં યુકતી રચવા લાગ્યો. હું મારાં મનમાં બોલ્યો કે સનીવારે પુનમનો ચંદ્ર છે, ત્યારે જો સઘળું સાંત હશે તો હું મારી હોડી કિનારે કિનારે 'આર્મંડ નાઇટ' (હથીઆરવાળા સરદાર) પાસે હંકારીશ અને:—

હું એવો વિચાર કરતો હતો, ત્યારે મને એક છુપો અવાજ આવ્યો કે "સપટેમ્બર મહિનાની ચાંદની રાત્રે આર્મંડ નાઇટ પાસે જતો ના."

હું ઘણો ચોંકયો હતો અને ઉતાવળથી આસપાસ ફરીને જોયું તો જે રસ્તેથી હું બેઠક ઉપર ચઢયો હતો, ત્યાં એક સાંકડી જગ્યા આગળ મેં એક માણસ ઉભેલો જોયો. ત્યાં તે ચુપકીદીથી ઉભો હતો. તેના પહોંચા મજબુત અને મોટા હતા ને તે એક પુતળાંની માફક ઉભો રહ્યો. તે અજાયબ રીતનો ખુબસુરત હતો; ઉંચો અને મજબુત બાંધાનો; કાળા વાળ ને ભુરી આંખો અને કઠણ મગરૂરીથી તેણે મોઢું બંધ કીધેલું; ખડબુચાં જેવો દેખાવ, કે જાણે કાંઇ લાંબી ઉમેદમાં હોય ને હજી તે પુરી નહી પડી હોય તેવી રીતનો દેખાતો હતો. તેનાં કપડાં તદન અનજાણ્યાં હતાં, હાલ તેવાં કપડાં કોઇના પહેરવામાં આવતાં નથી.

હું કાંઇ પણ બોલ્યા વગર તે માણસ તરફ ટકટક જોતો ઉભો રહ્યો, કારણ કે હું વિસ્મય પામ્યો હતો અને ચોંકયો પણ હતો.

ધીરા અધાર આપતા સાદે તે માણસે મને કહ્યું. "સાંભળ, તને આગળથી ચેતવણી આપવાને મને શકતી મળેલીછે, કારણ કે તું મારા ધણીરાજની બેઠકમાં બેઠોછે."

તેણે 'સાંભળ' એમ કહેવાની પણ જરૂર નહી હતી, કારણ કે જો મેં મારા કાન બંધ કીધા હશે તોપણ મને તેનો ધીરો અવાજ સંભળાઇ શકતે એવો આતુર હું બન્યો હતો. તેણે નીચલી વાતની મને યાદ આપી.

લાંબા વખત ઉપર તેની જીંદગીના દીવસ સુખી હતા. તેનાં મા બાપ 'સેનન કોવ' (સેનન ખાડી) માં રહેતાં હતાં. તેનો બાપ માછી હતો, અને તે એટલી તો સારી રીતે પૈસા કમાયો હતો કે તે આ ખાડીમાંના સર્વે માછીઓ કરતાં વધારે પૈસાદાર ગણાતો હતો. તેની પાસે સોનાની કોડલીઓ ભોંયરાંમાં દાટેલી હતી. તેની પાસે બે હોડીઓ હતી અને જાળોનો તો કાંઇ સુમારજ નહી હતો, ને તેની ઝુંપડી ને વાડી સૌથી મોટાં હતાં. તે એક ડાહ્યો માણસ હતો, ને સઘળા પાડોશીઓ તેને માન આપતા હતા, તેથી તે તેઓમાં એક આગાળુ સરદાર થઇ પડયો હતો.

તેની એક સુંદર બોહોરદાર હતી અને બે જબરા ને હઠીલા છોકરા હતા. મોટા છોકરાનું નામ નિકોલસ હતું, અને બીજો જે તેના કરતાં આઠ વરસ નાનો હતો, તેનું નામ જસ્ટ હતું. આ તેજ જસ્ટ હતો કે જેની આપણે વાત કરીએ છીએ. તેઓએ તેને એ નામ આપ્યું કારણ કે તેઓ 'સેંન્ટ જસ્ટ' નાં શહેરમાંથી આવ્યાં હતાં; અને તે એક કિલ્લાનું નામ હતું, તેથી તેઓના પાદરી ફાધર લેમબર્ટે તે નામ શુભ છે કરી આપ્યું હતું.

તેઓની પાસેનાં ઘરમાં તેની માની એક અતિ વ્હાલી મીત્રિ રહેતી હતી, જેણી પણ 'સેંન્ટ જસ્ટ' થી આવેલી હતી. તેણી અને જસ્ટની મા નાનપણથીજ એક એકને બહેન તરીકે ચાહતાં હતાં. આ બાઇ 'પેનડીઅન' નામના એક માછીની દિલબર હતી કે જે માછી

બહાદુર, પણ કઠણ દિલનો અને સ્હેજ વાતમાં ગુસ્સે થઇ જાય એવો હતો. આ જોડાંનો જસ્ટનીજ ઉમરનો વીલ ફ્રેડ નામે એક છોકરો હતો. વળી તેઓ મીકાયલ નામના એક નાના માબાપ વગરના છોકરાને પણ પોતાના છોકરા સાથ ઉછેરતાં હતાં કે જે પેનટીઅનના ભાઇનો છોકરો હતો.

જ્યારે જસ્ટ ચાર વરસની ઉમરનો હતો ત્યારે તેને એક બહેન થઇ, અને તેજ દહાડે પેનટીઅનને ત્યાં પણ એક પુત્રીનો જન્મ થયો. જસ્ત પોતે કહેછે કે "મને સારી રીતે યાદ છે કે આ બાળકો અવતર્યાંથી મારી મા અને પેનટીઅનની બૈરી કેટલાં ખુશી થયાં અને એમ કહ્યું કે જેમ આપણે બેઉ બહેનો માફક છીયે તેમજ એ બાળકોએ પણ રહેવું જોઇયે."

જસ્ટની બહેનનું નામ ત્રાઇશિના અને બીજા બાળકનું નામ ત્રાઇફિ઼ના રાખ્યું. પણ આ પછી જલદી તેની માયાળુ મા માંદી પડી અને મરી ગઇ, પણ તેણીનાં મોત પછી મીસીસ પેનટીઅન જરા પણ તેણીને ભુલી ગઇ નહી, તેથી તે ઝુરી ગઇ અને ઘણી માંદગી ભોગવ્યા પછી, તેણી પણ આ જેહાંનમાંથી કુચ કરી ગઇ. તેણીના ધણીનો પ્યાર તેણીપર ઘણો ન હતો. તેણી તેનાથી બીતી હતી, કારણ કે તેણી તો એક નરમ સ્વભાવની બાઇ હતી અને પેનટીઅન તો ઉપર કહ્યા પ્રમાણે કઠણ દીલનો હતો.

હવે તેઓની સંભાળ લેવાને માટે મા નહી હતાં, તેથી તે છોકરાંઓ સાથેજ ઉછેરાયાં. અને તોપણ તેઓ સુખી હતાં. તેઓ ઘણાં જંગલી કામો કરતાં અને ઘણીકવાર તેઓ એવા ભયમાં આવી પડતાં કે જસ્ટ પોતે કહેછે કે "હું આશ્ચર્ય પામું છું કે તેમાંથી અમે હંમેશાં બચતાં હતાં." તેઓ કાંઇ પણ વાતથી બીહીતાં ન હતાં, કારણ કે વીલફ્રેડ અને જસ્ટ, છાતીવાળા છોકરા હતા. તેઓ જોતા હતા કે નાનો મિકાયલ તો ફાધર લેમબર્ટ પાસે શીખતો હતો. અને તે એક વિદ્યાર્થી હતો, કે જ્યારે આ લોકો તો કાંઇ પણ વાંચી કે લખી શકતા ન હતા. પણ મિકાયલ નબળો હતો, અને તેઓની સાથે ફરી પણ ઝાડ ઉપર ચઢવા અને હોડી હંકારવા તે આવતો ન હતો, અને એની ચાલચલણ ઘણી હલકી ને કપટી હતી. તેઓની બહેનો તેને ચાહાતી હતી, અને તેને વધારે યાદ કરતી હતી, કારણ કે તે તેઓની સાથ વારંવાર રમતો, અને કાંઇ કાંઇ અજબ જેવી વાતો કહી સંભળાવતો. સાધારણ રીતે તે તેઓપર ઘણો માયાળુ હતો. પણ જ્યારે તે તેઓનો ઉપરી થતો, અને ખીજવડાવતો હતો ત્યારે જસ્ટને લાગતું કે તે તેને ધીક્કારે, અને મારવાની ખુશી કરે, પણ તે નબળો હતો.

(સાંધન છે.)

Miss. D. D. NANAWATI.
(ગોધરા.)

# દોરંગી દુનિયાંનાં દર્શનો.

## દર્શન ૧૫ મું.

### રેલવેનો ઉપયોગ નાશ અને ખરાબીમાં.

વાંચનારી બાનુઓ, પાસેનું ચિત્ર જુવો. એમાં શું નજરે પડેછે? એક રેલવે ટ્રેન, મોટી ને લાંબી એક ટ્રેનની ટ્રેન એક પાહાડની કડણે અને એક ખીણની સરહદે એક સર્પની પેઠે વીટલાતી પોતાનાં ભારે બોજાથી લાદેલાં લાંબાં પુછડાંને ગોળાકાર વાળતી ચાલી જાયછે. એ ટ્રેનમાં કાંઇ અગણિત ગાડીઓ જોડીછે, કે જેની લાંબી હારનો એક છેડો હજી આપણી આગળથી પુરો થયો નથી, ત્યારે બાજો છેડો પાહાડને નાકે એટલો દૂર જઇ પુગ્યોછે કે તેને ઘસડી જનારૂં એનજીન એક ઝીણાં રમકડાં પેરે અંહીથી દેખાયછે. આગગાડી આ જમાનાના સુધારાનું મોટાંમાં મોટું યંત્ર છે, જેણે દુનિયાંની સપાટી ઉપર વેપારમાં આબાદાની અને વેહવારમાં ઉથલપાથલ કરી નાખીછે. એ એક એવું આબાદાનીનું સાધન છે કે જેની પાછળ કરોડો રૂપી યાનો ખર્ચ કરેલો મોંઘો પડતો નથી. કરોડોનો ખર્ચ તે અબજોના નફામાં વાળી આપેછે. આ ચોકસ રેલવે પાહાડી છે માટે તે આપણી તરફના બીજા પાહડી રેલવેઓની માફક દર માઇલે રૂ૧) લાખને ખર્ચે બંધાયો હશે. એક આગગાડીને જોતાં આપણી નજર થાકતી નથી—તેને રોજ જોઇયે છીયે તોપણ રોજ જોવા ગમેછે એવું તે સુખ અને સુલેહસંપનું સાધન છે, અને વાંચનારી બાનુઓ આ પણ તેવુંજ એક સાધન સમજશો.

પણ અફસોસ! કે તેમ નથી. વાંચનારી બાનુઓ આ ટ્રેન તરફ બારીક નજર કરો. તેમાં શો માલ લાદેલો છે તેતો જરા જુવો. એનો કેયો લડાઇ, ખુનરેજી અને ખાને ખરાબીનો અસબાબ લાદેલોછે. આપણી આગળનાં ગાડાં માં ટોપના ગોળા ભરેલાછે. જરા દૂરનાં ગાડાંમાં ટોપનાં ગારિયાં, તેથીઆ આગળ દારૂગોળો, તેને પેલે છેડે ટોપખાનું વગેરે છે. ત્યારે આ ટ્રેન કાંઇ સુલેહના કામસર ચાલી નથી, એનો લડાઇનાં ખુનખાર મહા પાપ સારૂં ચાલીછે. એનો જે દેશમાં જાયછે ત્યાં વેપાર વધારવા અને આબાદાની ફેલાવવા ચાલી નથી પણ ત્યાં નાશ અને નખોદ, ખરાબી અને પાયમાલી આગ અને ફનાફાતિયા, ફેલાવવા ચાલી છે. આતો લડાઇની ટ્રેન છે—લડાઇનાં કામ ઉપર મંડેલી છે. ત્યારે, જે વેળા માણસો પોતાને ભુલી જઇ વેરથી ખુનનું લોહી રેડવા તૈયાર થાયછે તે વેળા સુલેહનું આ હથિયાર લડાઇનું હથિયાર થઇ પડેછે. આબાદાનીનાં સાધ નને ખુન અને મરકીનાં સાધન દાખલ વાપરવામાં આવે છે. આગગાડીથી આપણને ઉતાવલે દોડી પોંહચવાને બની આવેછે, પણ આ ટ્રેન ઉતાવલે દોડી પોંહચેછે તે કાંઇ સારૂં નહી પણ માઠું કામ કરવાને દોડી પોંહચેછે. તેના ઉપર ખર્ચેલા કરોડો રૂપીયા ગવાયછે, પણ તે ભાઇ ભાઇઓએ એકેકનો નાશ કરવા, માણસોએ એકેકનાં ગળાં રેંહસવા, શેહરો તારાજ કરીને વસતીમાં વેરાણ કરવા સારૂં આ સઘળા કરોડો રૂપીયા કારગત લાગ્યાછે. કેવી ડગારી દુનિયાં! કેવી દોરંગી દુનિયાં!

# જાહેર ખબરો.

## જાહેર ખબર.

**શાહનુમાએ મોજદયશનોની સભા.**

જરથોશતી ધર્મનીતિ અંક પેહેલો કી૦ બે આના પોસ્ટેજ ૦)॥
જરથોશતી ધર્મનીતિ અંક બીજો કી૦ ત્રણ આના પો૦ ૦)॥
જરથોશતી ધર્મનીતિ અંક ત્રીજો કી૦ રૂ૦ા પોસ્ટેજ ૦)-

**ઠેકાણાં**—કોટમાં મી૦ કરાંણી અને પીરોજશા મુકાદમની દુકાને, ચંદનવાડી મી૦ દાદાભાઈ અરજાણી સુખડવાલાની દુકાને, અને મી૦ એરચશાહ કરાંણીની દુકાને, અને કોટમાં ફોર્ટ પ્રીનટીંગ પ્રેસમાં સેક્રેટરી એરવદ જામાસપજી એદલજી દાદાચાનજી પાસેથી મળશે.

---

## પ્રાણી વીદયા.

**વાલમ ૧ લું.**

**બરો મોટાં નાનાં સુંદર ચિત્રો સાથે.**

આ પુસ્તક ઊંચાં કાગજ ઊપર જરાઇદાર છપાઇ સાથે સુંદર ગીલીટના વેલાતી પુઠામાં બાંધિઆમાં આવેલું છે અને તે સઘળા મળી ડીમાઇ ફોઆરટોનાં ૨૫૦ પેજમાં થએલું છે.

**ઉપલું પુસ્તક મુંબઈ દફતર આશકારા છાપાખાનામાંથી મળશે.**

**કીમત**—આ પુસ્તક પેહેલાનાં રૂ૪) તથા દેશાવરના પોસ્ટેજ શીકે રૂ૪ા=.

---

## પકવાન પોથી,

યાને

પારસીઓમાં રંધાતી સઘળી વાનીઓ, પકવાનો, મીઠાઇઓ, અથાનાં વગરે બનાવવાની રીતી.

**સઘળી મલીને ૪૭૫ વાનીઓ છે.**

ઉપલું પુસ્તક મુંબઇ દફતર આશકારા છાપાખાનામાંથી રોકડે નાણે મળશે.

કીમત—સુંદર છપાઇ તથા મજબુત પુઠાંની બાંધણી સાથે દરએક પુસ્તકનો રૂ૧ા.

---

## ફરાન્સ અને જર્મની મધ્યેની લડાઈની તવારીખ.

**૧૫૪ ચિત્રો સાથે.**

**લખનાર—એદલજી જમશેદજી ખોરી.**

સને ૧૮૭૦—૭૧ ના સાલમાં જે લડાઇ ચાલી હતી તેનું એક સુંદર પુસ્તક વેલાતી ચાંમડું, હાફબાંઊંડ ગીલીટમાં નામ સાથે બાંધિ શું તઇઆર છે.

**કીમત પુસ્તક ૧ નો રૂ૮.**

દેશાવરવાલાઓએ પોશટેજનો રૂ૧ વધુ વાલવો.

---

## શેકશપીયર નાટક.

**અંક ૧ લો.**

જેમાં જોડીયા ભાઇ—આંધલે બેહેરૂં કુટાયું,

તથા

કુસીવજના કારસ્તાન—કાચા કાનની ખરાબી.

એવા ૨ નાટકો આવેલાછે.

**કીમત રૂ૧)**

---

## લાર્ડ ચેસ્ટરફીલડની નશીહતો.

ઇંગરેજી ઊપરથી ગુજરાતી કરનાર,

**ખરશેદબાઈ પેશતનજી ડાકટર.**

**કીમત રૂ૧)**—દેશાવરવાલા સાહેબોએ પોસટેજના ૦)= વધારે વાલવા.

દફતર આશકારા છાપખાનામાંથી મળશે.

---

## વૈદક જ્ઞાન.

એટલે શરીર વીદયાને લગતું વરણન, તથા દરદ પેદા થવાનાં કારણો, અને દરદોની પીછાન તથા એલાજ વીગેરેની સરવ ઊપયોગી સમજણ.

બનાવનાર.

**બરજોરજી બેહેરામજી, એલ. એમ.**

**કીમત રૂ૧૨.**

દેશાવર વાલાઓએ પોશટેજનો રૂ૧ વધુ વાલવો.

---

## રૂસતમ અને સોહોરાબ.

**નાટક ૫ અંકી.**

વીકટોરીઆ નાટક મંડલીએ પોતાની નાટકશાલામાં કરી બતાવેલો નાટક જેમ અસલ લખાએલોછે તે પરમાણે સઘલાં ગાયણો સુધાં છાપી પરગટ કરયોછે. એ પુસતક દફતર આશકારા છાપાખાનામાંથી મળશે.

**કીમત રૂ૧.**

દેશાવર વાલાઓએ પોસ્ટેજના ૦)= વધુ વાલવા

---

## ગુલીવરની મુસાફરી—ભાગ ૧ લો.

એટલે ગુલીવર નામના મુસાફરે લીલીપટ દેશનાં વેહેંતીઆ માંણસોમાં કીધેલી મુસાફરી.

**કીમત રૂ૧).**

---

## સોનાના મુલની ખોરશેદ.

**હીંદુસ્થાની નાટક.**

**કીમત રૂ૧.**

દફતર આશકારા છાપાખાનામાંથી મળશે.

---

## ડાકટર પેશતનજી નવરોજજી,

**જી. જી. એમ. સી.**

તે મરહુમ શેઠ જાહાનભાઇ મેરઅલીનાં ધરમનાં દવાખાનાના ડાકટર.

રેહવાનું ઠેકાણું તથા દવાખાનું કોટમાં નવે મોદીખાને ફ્રીયર રોડ, યુરોપ્યન જનરલ હાસ્પીટલની સાંમે ઇરાનીનાં સ્ટોરની પાસે.

---

## તાજોલ મોલુક તથા બકાવલીનો કીસો અથવા કાહાણી.

તાજુલ મોલુક નામે આશક, અને બકાવલી નામે એક પરી તેહેની માશુકની કાહાંનીઓ ફાનાઇથી બિઆન કરેલીછે.

**કીમત રૂ૨).**

દફતર આશકારા છાપખાનામાંથી મળશે.

---

## નૂરે એલમનો

**માસ અકટોબરનો અંક બાહેર પડયોછે.**

**એ મધે નીચે જણાવેલી બાબતો આવેલીછે.**

૧—છબીના શિષ્ય અથવા ગરીબનો બેલી ખોદા.
(મા બાપ વીનાની એક છોકરીની વાર્તા.)
પ્ર૦ ૫૦ મું, આવતાં સુપનો એ જો.
પ્ર૦ ૫૧ મું, મારા ધણી થવા માંગનાર નું જરા કીધું તો જુઓ!
પ્ર૦ ૫૨ મું, ચોરીમાંથી ચરચું.
પ્ર૦ ૫૩ મું, ગેબી મદદ.
પ્ર૦ ૫૪ મું, "જાંહાં રાખનાર ખોદા તાંહાં મારનાર"—ઇ૦
૨—નવી ફીલોસોફી—(ચીત્ર સાથે).
૩—શત્રુજીત:—પુરાણા આર્યોનો એક મહા બળવાન જોદ્ધો—(વીરાની એક વાર્તા)—ક. શત્રુજીતનું મહત્વ.
૪—અદેલ નોશીરવાન—૧૦:—
અદલ મનિતાઇના નમુના.
બાનની બેટાને નસીહત.
૫—ચંદ્રની આસપાસ સેર: ચાંદની આજુ બાજુ એક તોપના ગોળામાં મુસાફરી:—
૧૫—ચંદ્રમુખીનું અવલોકન.
૧૬—પંદર દીવસની લાંબી રાત!
૬—કસરત.
૭—શુદ્ધ ગુજરાતીનાં સુક્ષ્મો ૪.
૮—વિદ્યા વિલાસ:—
વિજળિ મારફતે પત્રો લખવાનો નવો સંચો—થોડીક આકાશી અજાયબીઓ
૯—તનદરોસ્તી.
૧૦—સેતંજની બાજી ૨૪૮ મી.

**કીમત વરસના રૂ૩) પોસ્ટેજ સાથે રૂ૩ા=.**

દફતર આશકારા છાપાખાનામાંથી મળશે.

---

## પાક ખોરદેહ અવસતા.

**મોટા કારા ટાઇપમાં.**

મજવામાં રેહી થઈ રેહેવી નાથલી તખતીમાં.

વેલાતી પુઠાંથી બાંધેલી.

**કીમત રૂ૧—૧ાા—૩.**

---

## પુઠાં તૈયાર છે.

અમે સાલના નુરેએલમના વેલાતી પુઠાં

**બંધાઈ સાથે રૂ૧.**

વાલમો બરાબર ગોઠવી ઊપર ધણીનું નામ લખી દફતર આશકારા પરેસમાં મોકલાવી દેવાં જયાં તેની પોંહોંચ આપવામાં આવશે. ખાલી પુઠાંનો રૂ૧).

નવેમ્બર ૧૮૮૮.

પુસ્તક ૩૨ મું. | આંક ૧૧ મો.

# સ્ત્રીબોધ.

દર માસે છપાએછે. | કીંમત વરસનાં રૂ૩).

કહે નપોલ્યન દેશને કરવા આબાદાન;
મરમ ગીત છે એજ કે, દો માતાને જ્ઞાન.



અનુક્રમણીકા.

લિબો બરબરિયો, અથવા કુજો હાકુમ—આકારથીજ કુજો, માહેથી મીઠો માનો. ૨૨૧
દેશી નાટકો તરફ લેડી ડફરીનની નાપસંદગી ૨૩૪
ઉદ્યોગી મજુરોના બેરખાઇ વાર્ડ થારટસ બરીની લડતો ........ ૨૩૪
આગળા જમાનામાં માણસને ૪૪ દાંત હતા ! .................... ૨૩૬
ભારતના પાહાડોની અજાયબીઓ-(ચોથી ચાલી) .................. ૨૩૭
માતાઓ માટે જાણ્યુંઘરો ...... ૨૩૮
રાજાઓનો રૂપ ................ ૨૩૯
પરચુરણ બાબતો ........... ૨૪૧
શેઠ નરસવાનજી માણેકજી પીટીટ—(ગઝલ) ................. ૨૪૨

મુંબઈ દફતર આશકારા છાપખાનામાં છાપીયું છે.

# સ્ત્રીબોધ.

પુસ્તક ૩૫ મું. નવેમ્બર ૧૮૯૧. અંક ૧૧ મો.


## ભીખો ભરભારેયો.

અથવા

## કાળો હાફુસ—બાહારથીજ કાળો, માહેથી મીઠો માવો.

---

### એક વાર્તા.

---

### પ્રકરણ ૧૦૦ મું.

### નખોદનો કે નાખોદાનો તલાવ?

ઇનસ્પેક્ટર સ્પીચકાક પાસે ભીખો ભરભરિયો જેવો અચબુચ આવ્યો હતો તેવોજ અચબુચ ઉઠીને તેને છોડી ગયો. આ ઇનસ્પેક્ટર સાથ વાત કરતાં પોતાના શાહુજાદા સોલીનાં ગુમ થવા વિષે તેનાં મનમાં હવે એક નવો ખ્યાલ આવ્યો હતો.

કરલવાડીની ધર્મશાળામાંથી નિકળ્યો તેવો સોલી કદાચ ફાકલંડ યા ગ્રાંટરોડ તરફ ગયો હોય—ત્યાં બદ ઇલતના હવસી ગુફાઓ ઘણા વધી પડયાછે, અને લુછાઓ પગલે પગલે આડે રસ્તે ઉતારીને ફાંદામાં નાખવાને મળેછે. સોલી ત્યાં કાંઇ ખાજખા બદીના વિચારથી ગયો નહી હોય, પણ પોતે વકીલ પડયો અને રામચંદ્ર વકીલનો બાગિયો પડયો અને જેમ ડાકટરનાં તેમજ વકીલનાં ગ્રાહકો સારાં માણસો હોયછે તેમજ ખરાબ માણસો પણ હોયછે, માટે તેવા કોઇ "સાહુકાર" ગ્રાહકને પંધાનેસર મળવા જવાની સોલીને ફરજ પડી હોય અને ત્યા પૈસાની આપ લે કરવા જતા તેના હાથનાં સારો જેવો છાકો જોઇને તેવાં કોઇ સાહુકાર ગ્રાહકની ધાનત બિગડી હોય અને તેણે બિચારા સોલીને ફાંદામાં ઉતારી તેના પૈસા લૂટી લીધા હોય તથા તેને પોતાને કેયે "વગે લગાડી દીધો હોય."

સોલી જેવા સારા માણસ વિષે આ અટકલ ઇનસ્પેક્ટર સ્પીચકાકના માન્યામાં આવી નહી—ગ્રાંટ અને ફાકલંડ રોડ ઉપર બદી અને લફંગાઇનાં ગમે એટલાં ઠેકાણાઓ છતાં તે બદોને માટે છે, ત્યાં સારાં માણસો ફસી જતા નથી. પણ દુનિયાંમાં કોઇબી ચીજ બને એવી હોયછે, તે ઉપરથી આ પોલીસ ઇનસ્પેક્ટરે એટલું કબૂલ કીધું કે એબી બનવાજોગ છે, તો જોકે માનવાજોગ નથી.

પણ તેનો એટલોજ અંગીકાર ભીખા ભરભારિયાએ એક નવી તર્કબાજી ઉપર કુદી મારવા માટે બસ હતો. આ તર્ક ઉપર નવી તલાશ ચલાવવાને સ્પીચકાકને તાકીદ કરી ભીખો ત્યાંથી લાગલોજ સોલીના ભાઇ હોમીને મળીને એ નવી તર્કની તકરાર ચલાવવા દોડયો.

ધોબીતલાવથી કોટમાં જતાં રસ્તાની જરા પછવાડેની બાજુએ નાખોદાનો તલાવ આવેછે, અને તેનીજ સામે પીકીટના રસ્તાને નાકે પોલીસની બીજી ચોકી છે. તો ભીખો પોતાની આજની લાંબી લટારમાં ભીખારી વાટપાડાઓની એ જગ્યાએ જરા ઉભો રેહવાનું ચુકે નહી. નાખોદાનો તલાવ આ અઠવાડિયાંની ભીખાની સઘળી તર્કબાજીમાંથી બચી જવા પામ્યો નથી. તેણે જે જે મોટા તલાવોમાં ખોળ ચલાવી તેઓમાં એ "નખોદનો તલાવ" પણ આવી ગયોછે આ તલાવની નજદીકમાંજ પોલીસનો પાહરો છે, માટે સોલી ગુમ થવાની રાત્રે જે સિપાઇ એ પાહરા ઉપર હતો તેને પીકીટની પોલીસ ચોકીના ઇનસ્પેકટરની મારફતે ભીખાએ ઘણા પ્રશ્નો પુછાવ્યાછે. આજે પણ પાહરા ઉપર ભીખાને તેજ સિપાઇ ઉભેલો મળ્યો અને એકવાર ફરી તેની પાસે થોડી ખોળ ચલાવવાને ભીખાને લાલચ થઇ.

અગરજો બિચારો સોલી કરલવાડીથી ગ્રાંટરોડ તરફના બદીના ગુફાઓમાં ઘસડાઇ ગયો હોયતો વળી અંહી નાખોદાના તલાવ ઉપર કેમ આવે! પણ ભીખાને મનથી અશક્ય વાતો ઘણી બનેછે અને કોઇ પણ ચીજ નહી બને એવી નથી. કદાચ તે લૂટારાઓ સોલીનાં મોહડાંને ડુચો દઇ અથવા તેનું ગળું ફાંસી તેને બંધ ગાડીમાં નાખીને અંહી લાવ્યા હોય તે શું નહી બને? સોલીને તેના ખૂનીઓએ કયાં ઠેકાણે લગાડયો હશે, તે ઠેકાણાઓની ભીખા ભરભરિયાની ગણત્રીમા આ નાખોદાનો તલાવ ઘણો આવ્યા કીધોછે દિવસે તેના વિચારમાં અને રાત્રે તેના ખાબમાં "નખોદનો તલાવ" ઘણીવાર તેને દેખા દેછે. નાખોદાના તલાવ ઉપર આગલાં વર્ષોમાં કેટલાક મોટા અપશરો બન્યાછે, તો કાં નહી આ પાપ અંહીજ થયું હોય?

સદાનું આશાવંતપણું ભીખા ભરભરિયાની અજબ ખાસિયતોમાંની એક ખાસિયત છે. ગમે એટલી નિરાશા મળો પણ પોતાની ઉલટમંદ આશા તે કદી છોડવાનો નથી. જેટલી વખત તે નાખોદાના કે બાબુલાના તલાવ ઉપર, પાલવા બંદર કે ગોદીનાં બંદર ઉપર, પોલીસ ચોકીમાં

કે હોમીને ઘેર પુછવા જાયછે ત્યારે દર વખતે તે કાંઇ પત્તો મળવાની આશામાં, જાણેકે સઘળી ખબર તેને માટે ખોટી થતી હોય તેમ જાયછે, તો જોકે દર વખતે સોલીનો કશો પત્તો નહી મળવાથી તે નાસિપાસ પાછો ફરેછે. તે મસ્કતનાં બંદરમાં પેહલો કિનારે ઉતર્યો અને તે સુંદર શેહર જેમ દૂરથી તેણે તેના મિનારાઓ અને કળસો સાથે એક બેહસ્તમ વિચાર્યું હતું તે યાદગાર દિવસે તેનું ઉમેદવાર જીગર જેવી ઉલટથી ધડકતું હતું તેવીજ આશાવંત ઉલટથી આજે તે જ્યારેબી નાખોદાના તલાવ ઉપર આવી ઉભો રહેછે ત્યારે દર વેળા તેનું જીગર ધડકેછે.

"કેમ ? કાંઇ ખબર ?" પેલોજ સિપાઇ તે રાત્રે નાખોદાના તલાવ આગળ પાહરા ઉપર હતો તેનેજ આજે પાછો ઉભેલો જોઇને બીખાએ તેની સાથ વાત ચલાવી. "મારા દોસ્તનો કાંઇ પત્તો આપશો કહ્ય ?"

"કાંઇ ખબર મળતી નથી" સિપાઇએ તેને નિરાશ કીધો અને વળી ઉમેર્યું "કાંઇ ખબર મળે એવું પણ નથી."

"તું કેહછ કે તું તે રાત્રે પાહરા ઉપર હતો ત્યારે કલાક ૯ અને ૧૨ ની વચે કોઇ પણ શકભરેલો માણસ તલાવભણી પસાર થયો નહી હતો ?"

"મેં એમ કહ્યુંજ નથી" સિપાઇ સંભાળીને બોલ્યો "મેં એટલુંજ કહ્યું કે મેં કોઇ શકભરેલા માણસને આવતાં કે જતાં જોયો નહી હતો. એવા મેં કોઇને જોયો નથી કે જેની ચાલ ઉપર કાંઇ વેહમ લાવવાનું કારણ મળે."

"યા તલાવમાં પડવાનો એકબી ધબકારો તારા સાંભળવામાં આવ્યો નહી ?"

"નહી. એકબી વખત નહી."

"પણ કદાચ કોઇ પડયું હોય અને ધબકારો નહી થયો હોય, અથવા ધબકારો થયો હોય ને તેં સાંભળ્યો નહી હોય, એમબી બને કેની ?"

"બધું બને એવું છે, પણ જે બનવાજોગ છે તે બધુંજ કાંઇ બનતું નથી." સિપાઇએ લગાર તાણમાંજ તાણો માર્યો.

"હું જો તારી જગ્યાએ અંહી પાહરા ઉપર હોઉં તો આવતાં જતા દરએક રાહદારી ઉપર નજર રાખું."

"હવે પટપટ ના કર શેઠ," સિપાઇએ બીખાના ઉપલા ઠપકા ઉપર મિજાજ ખોહીને વાત કીધી, "પેહલાં તો શકભરેલાં માણસને તું ઓળખે કેમ ? તેઓનાં કપાલ ઉપર શું ટીલો કરેલો હોયછે અથવા તેમના બરડા ઉપર કાંઇ છાપ હોયછે ? શકભરેલા માણસો તમારા જેવાજ આબરૂદાર દેખાવના હોયછે."

આ છેલો શબુન બીખાને પણ જાણેકે લુછાઓનાજ વર્ગમાં સિપાઇ મેળતો હોય તેમ અપમાન ભરેલો હતો—કાંઇ નહી તો તે એટલું દેખાડનારો હતો કે જાણેકે બીખો અને બીજા "ડામીસો" વચે કાંઇ ઝાઝો તફાવત નહી હોય. પણ બીખો આ અપમાન ખમી ગયો—સોલીના ગુમ થવા પછી તેની જોસ ભરેલી શોધમાં એ બિચારાને અપમાનોની કયાં નવાઇ છે ? પણ સોલીની ગમખારી ખાતર તે સઘળું શું બીખો ખમી ગયો નથી ?

"પણ મને ઇનસ્પેકટર સ્પીચકાક તરફથી એક પત્તો મળ્યોછ—કદાચ પત્તો નહી પણ પત્તો શોધી કાહાડવાનો એક માર્ગ મળ્યોછ" બીખો ભુલ સુધારીને બોલ્યો. "અને હવે મને જરાબી શક નથી કે સોલીનું તેમજ થયુંછ, અને આ નાખોદાના તલાવમાંજ ઘણું કરીને તેમ બનવું જોઇએ. અંહી જોની, દિવસની વખતે પણ કેટલું એકાંત નવરૂં છે ? તો અંધારી રાતના નવરૂં વખતમાં અંહી કોઇને મારી નાખવો હોય તો સેહલથી બને."

"એ કેહવાનું સેહલ છે, પણ કરવાનું સેહલ નથી." સિપાઇએ શકનું ડોકું ધુનાવ્યું.

"નહી શું ? એક જણને ધતુરો ખવાડીને બેશુદ્ધ કીધો હોય, અથવા કોઇ સુધરેલો ચોર હોય તો કલોરોફાર્મ આપીને બેશુદ્ધ કરે અને પછી બંધ ગાડીમાં નાખી, તેને દોરડાંવડે બાંધી, મેહતમાંને પાછલે રસ્તે તલાવ ઉપર ચુપચુપ લઇ આવી, તેને તલાવમાં આવાજ નહી થાય એવી રીતે સેરવી દેય તેમાં શું કાંઇ ઘણી મેહનત છે કે ?"

"પણ પછી મુડદું તરી નિકલે કેની ?"

"તરી નહી નિકલે તેટલામાટે તેની સાથે ભારી વજનના પથરા બાંધ્યા હોય."

પોલીસે તો આ વાત હસી કાહડી, પણ આપણા બીખાને તે એટલી હસવા જેવી લાગી નહી. હવે તે સિપાઇને છોડીને હોમીને મલવા કોટના રસ્તા ઉપર નિકલ્યો. તે અડધેક રસ્તે ચાલ્યો નહી એટલામાં તો તેનું આશાવંત હૈડું પાછું જાણે કે સજીવ થયું—આશા કાંઇ સોલીને જીવતો જોવાની નહી, પણ તેનાં મોતનો ભેદ ખુલ્લો કરનારો કાંઇ પત્તો માત્ર મળે એટલીજ.

પાછલા પ્રહરનો વખત હતો, એ વખતે હોમી ઘેરમાં તો હોયજ નહી. સોલીના ગુમ થવાના ગભરાટમાં બીખો પોતાનું કામકાજ છોડી બેસે, પણ હોમી એમ કામ ચુકનારો માણસ નથી. હોમીને મળવાનો આ વખત આફીસમાં હતો, તે આફીસ ઓરીયેનટલ બેંક આગળ આવેલી હતી.

ત્રીચરની દુકાન આગળ આવ્યો એટલામાં તો રસ્તો પસાર કરતાં અચણચ બીખો એક ગાડી તલે લગભગ કચડાઇ જતો બચ્યો. તે ઉભો રહી ગયો અને એક જણ ગાડીમાંથી બપકામાં ત્રીચરની દુકાનના પોર્ટીકો ઉપર કુદી પડયો.

તે બીખાના કાકાનો જમસુ હતો. મામાકાકા સરખા મોટા શેઠિયાનાં મરણ બાદ તેવણનો વારસ જમસુ તેવણની દોલત (જે કાંઇ હોય તે) નો ધણી થયો હતો, અને પૈસાના કરતાં મરનાર ખાનબાહદુર શેઠ માણકશાહ મેહરમુસાનું માન જે વધારે હતું તે પણ જમસુને મળ્યું હતું, એ તો વાંચનારી બાનુઓ જાણેછે.

બીખો જમસુને જોતાંજ તેનો હાથ ઝાલી તેને બાઝી પડયો અને એક શેઠિયા દાખલનો તેનો માનમર્તબો સમજ્યા વગર તેણે પુછયું પરછયું નહી તે છતાં તેની આગળ પોતાની "અગત્યની વાત" કરવા ઉભો રહી ગયો, કે જે વાત પોતાના દોસ્ત સોલીના ગુમ થવાની હતી. બીખો ભરભરિયો એ "અગત્યની વાત" આખા ગામ આગળ કેહતો ફરતો હતો. તે જ્યારે ખુદ સોલીની શોધમાં રોકાયલો નહી હોય ત્યારે બાકીનો વખત સોલી

ની વાત કરવામાં ગુજારતો હતો. તેણે જમાંદારની ઝીણી આગળ વાતો કીધી, ડાકટર બરજોર આગળ વાતો કીધી, દાદા હરિના લક્ષ્મણ અને પેસુ પનવેલીવાળાને જયારેખી મળતો ત્યારે સોલીનીજ વાતો કરતો, અને જો તેનું ચાલે તો તે ચાન યા સરજ સાથ પણ વાત કરે એવો હતો. મી૦ મનચેરજી મીણુવાળાએ તેને સાફ કહેલું હતું કે જો તે વાતો કરવા આવવાનો હોય તો તેણે આફીસમાં આવવુંજ નહી. એકલા "કાકાના જમસુ" આગળજ એ વાત રહી ગઈ હતી, તે કરવાની તેને આજે તક મળી.

## પ્રકરણ ૧૦૧ મું.

## થાણે જવાનો ઠરાવ.

કાકાનો જમસુ ભીખા ભરભરિયાની આ "અગત્યની વાત" સાંભળવાને જરાબી ખુશી જણાયો નહી. તેણે એ વાત ઉડાવવાનાં તરેહવાર હીલ્લાંબીલ્લાં કાહાડયાં, કાંકે તેનાં કામની વચે તે ભીખાને એક પીડા આવેલી સમજયો અને તેનાં આમ વચે પડવાથી કંટાલ્યો. "હું હમણાંજ માથેરાનથી આવ્યોછ—પાધરોજ રેલવેપરથી ચાલ્યો આવ્યોછ—મને કામ ઘણું છે—મને બેજ દાહડા અંહી થોભવાનું છે—મને ઉતાવલ ઘણી છે." એ જમસુના બાહનાંઓ હતાં, પણ ભીખાએ તેમને કશી મચક આપી નહી. તે તો પોતાના દોસ્તની, પોતાના દોસ્તના ગુમ થવાની થોડીબી વાત કીધા વિના અટકયો નહી; અને ગુમ થવાની વાત પછી વળી સોલીનાં માબાપ અને ખાનદાનની ઓળખ પણ કાહાડી બેઠો. "એ બિચારો સોલી કાંઈ જેવો તેવો માણસ ના જાણતા હો જમશેદજી શેઠ. એ કોણનું ફરજંદ? ડાકટર મંચી તો એનો બનેવી થાય. જાંહગીરશાહ શેઠને ત્યાં પીરોજા નોકરીએ છે, તે એની બેહન થાય અને મારા હોમીનો એ ભાઈ થાય. આખી દુનિયાંમાં એના જેવો કોઈ ગૃહસ્થ નથી મળવાનો."

"હં! હશે! મને માફ કર. મને જવા દે. હું ઘણી ઉતાવલમાં છું. ભીખાજી, તારો દોસ્ત જાય કયાં? તુંને મળશે ખરો. બે ચાર દાહડા કેથે ફરવા ગયો હશે. તે કયાં જાય આવે તે બીજાઓને કેહવાને કાંઈ બંધાયલો નથી."

એવી રીતે ઉતાવલમાં ભાગા તુટા જવાબો આપીને જમશેદજી શેઠે ત્રીચરની દુકાનમાં હેરિયું લીધું, અને હવે ભીખો પોતાના કાકાના જમશુની એ બેદરકારી ઉપર પોતાનાં મન સાથ ફીટકાર નાખતો હોમીની આફીસમાં ગયો.

હોમી જો કે ફરજનો માર્યો પોતાની આફીસમાં જતો હતો, પણ તેનું ધંધા ઉપર ધ્યાન નહી હતું. સોલી જેવા પોતાના વ્હાલા જુવાન ભાઈને ખોહવાનો હોમીને જખમ અને ગભરાટ થોડો લાગ્યો નહી હતો, અને સોલીના ગુમ થવાના દિવસથી તે આફીસનાં કામને જોયા નાલાયક થઇ પડયો હતો. કોઈ વખત તો જેમ ભીખો પોતાને હાથે છુટી લેયછે તેમ છુટી લેવાનુંબી તેણે મન કીધું હતું. તેનું સઘળું ધ્યાન ભાઈ સોલી કયાં ગયો હશે તેમાં બરાયું હતું અને તેથી સઘળો વખત સોલીની શોધમાં રોકાવાનીબી તેની મરજી થઇ હતી. પણ કામ મુકીને તે શોધ તે શું કરે? કયાં કરે? પોલીસ શું થોડી શોધ કરેછે કે હોમી જુદી શોધ કરવા જાય? વધુ શોધની તે તુર્ત વેળા તો આશા મુકીનેજ આફીસમાં ગયો હતો, પણ ત્યાં તેના વિચારોમાં નડતળ અને કામમાં હરકત ઘણી થયા કરતી હતી. પોલીસ પોતાની સઘળી બાળ હોમીને કેહવા જતી હતી અને ભીખો પણ દાહડામાં ત્રણ ચાર વાર તેની આફીસમાં જઈ પોતાની ભડબડ ગડબડથી આખી આફીસની શાંત ચુપ કીધી અને ગંભીરાઇને તોડી નાખતો હતો.

માટે આજે ભીખો આફીસમાં એકવાર પાછો ધડ ધડ ચહડી આવ્યો તેની હોમીને નવાઇ લાગી નહી. પણ તે આજે વધારે કામમાં હતો અને જયારે ભીખો નાનું કમાણનું બારણું જોરથી ઉંઘાડી નાખીને ધસારાબંધ હોમીના ઓરડામાં પેઠો ત્યારે તેણે એટલુંજ ચાહ્યું કે ભીખાની આ કવખતની મુલાકાતો ઓછી થાય તો સારૂં. પણ ભીખો આજે ઉસ્કેરાયલો હતો. ઇનસ્પેકટર સ્પીચ કાક આગળથી હોમી આગળ ગયો તેટલીવારમાં તો જે એક ખાલી સંભવ એ ઇનસ્પેકટરે કહેલો તે ખરેખરોજ બનાવ ભીખાએ માની લીધો, માટે આજે તે વધારે ઉસકેરાયલો રહ્યો.

"પકડાયું! હોમી, કાવત્રું બધું પકડાયું!" ભીખો જોસ કાહાડવા પડયો "સોલીનો ભેદ મળ્યો એટલે સોલી પોતેજ મળ્યા દાખલ થયું."

"શું ભેદ પકડયો?" હોમીએ ઇનતેજારીથી પુછયું.

"કરલવાડીની ધર્મશાળામાંથી નિકલેલો સોલી પાધરો ચાંટરોડ તરફ ધસડાયો. ત્યાં ફાકલંડ રોડ આગળ લુચા ચોટાઓ ઘણા રખડેછ. તેવા ઘણાઓ રામચંદ્ર વકીલના ઘરાકો છે, તેઓમાંના એકુને ત્યાં રામચંદ્રે સોલીને રૂપીયા ચુકવવા મોકલેલો. ત્યાં સોલીના ખીસામાં હજાર બે હજારની નોટ જોઇને તે ખીસાકાતરૂ ઘરાકની દયાનત બિગડી. તેણે સોલીને છુપ્યા ઓરડામાં લઈ જઈ બેશુદ્ધ કીધો, પછી રૂપીયા કાહાડી લીધા, બિચારાને હાથ પગ બાંધીને બંધ ગાડીમાં નાખ્યો, અને ગાડીમાંને ગાડીમાંજ નાખોદાના યા બીજા કોઈ તલાવ આગળ લાવીને ધબકારો નહી થાય તેમ હલુસે સેરવી દીધો અને પાછો તરી નહી આવે એટલામાટે તેની ગરદને પથરાનો ભાર બાંધ્યો."

આ વાત સાંભળતાં બીચારા હોમીનાંતો હાંજંજ ગગડી ગયાં. તેના હાથમાંથી કલમ પડી ગઈ, તેણે ખુરસી ઉપર ડોકું નાખી દીધું અને કાંઈ બેભાણી આવતી હોય તેવી સ્થીતિમાં તેના ચકલમ મગજે અંધારા આવવા લાગ્યાં. પણ તે બેહોશ થયો નહી. તેણે ભીખાની કહેલી વાત ખરી માનીને હેબતની મારી ફાળ ખાધી અને થોડી વાર થોભીને પુછયું.

"ભીખાજી, એ શું બકેછ? શું ખરૂં છે?"

"હું ધારૂંછ કે ખરૂં છે. મારી અને પોલીસ વચે તકરાર એટલીજ રહીછ કે હું કહુંછ કે બેહસ્તીને નાખોદાના તલાવમાં નાખી દીધેછ અને પોલીસ બાબુલાના તલાવ ઉપર શક લઇ જાયછ."

"પણ શું મારા ભાઈનો આ પત્તો પોલીસે મેળવ્યોછ?" આતુરતાથી ધ્રુજતાં હૈડાંએ થડથડ કંપીને હોમીએ પુછ્યું.

"પોલીસ એમ ધારેછ, પણ હું તો ચોકસ માનુંછ."

"શું? પોલીસ હજીતો ધારેછ?" હોમીનાં મન પર શંકાનું અને તેથી તેના ચેહરા ઉપર સંતોષનું એક પડ ફરી વળ્યું. "પણ-પોલીસ શા ઉપરથી એમ ધારેછ? તેઓને કાંઈ આધાર મળ્યોછ?"

"ઇનસ્પેકટર સ્પીચકાક આગળથી હું આ હમણાંજ ચાલ્યો આવુછ." ભીખાએ જાણેકે વાતમાં કાંઈ દમ નહી હોય તેમ પોતાનો તકલીદી આધાર કહી સંભળાવ્યો. "એ ઇનસ્પેકટરે મારી આગળ જે કાંઈ શક બતાવ્યોછ તે ઉપરથી હું માનુંછ કે એમજ બન્યુંછ."

"પણ ત્યારે પોલીસે પોતે કાંઈ એવી શોધ કીધી નથી!"

"નહી. મેં પોતે એ તર્ક સુજાડી અને સ્પીચકાકે કબૂલ કીધું કે એમ બન્યું હોય."

"ભીખાજી! ભીખાજી! તારે લીધે હમણા હેબતથી હું મારણો ગયો હતે." હોમીએ અફસોસ કીધો. "વારૂં એ તર્ક સ્પીચકાક માનેછ કે?"

"નહી. નથી માનતો. પણ મેં કહ્યું કે હું માનુંછ, ને એજ ખરૂં છે. એ બની નહી શકે એવું છે એમ સ્પીચકાક કેહતો નથી."

જ્યારે હોમીએ જોયું કે ભિખો ભરભરિયો તો પોતાના મનસ્વ અને લેહરી મગજે અમસ્થા અટકલનાજ ફાંતિયા ભણેછે ત્યારે તેણે જરા લાંબો દમ ખેંચ્યો. ભીખાનો મતલબ ઠગાઈની નહી હતી—તેણે પોતાનાં મન ને જે વળાણ આપી હતી તે વળાણ ઉપરથી તે જે ખરે ખરૂં સમજતાં શિખ્યો હતો તે કેહતો હતો. તેનાં આ બોલવામાં સહરાગાત હતી, પણ તે સહરાગાત કરેછે એમ સમજતો નહી હતો.

"ભીખાજી, હું ચાહુંછ કે તું એમ તારાં મનની કલ્પણાઓને તારી વિચારશક્તિ ઉપર ફાવવા નહી દેય." હોમીએ તેને નરમ ઠપકો આપ્યો. "ખોટા ગભરાટથી લોકોના નાહક હેબતાવવાનું સારૂં નથી."

"તમે મારૂં વચન માનો કે હું કહુંછ તેજ સોલી વિષે ખરૂં પડવાનું. પેલા ધાટા રામચંદ્રના કોઈ લુછાં ઘરાકોની ખાતર બિચારો સોલી ચોર, ફાંસિયા ને લૂટારા ઓની વચે જઈને ફસ્યોછ. રામચંદ્રેજ સોલીને એવે ખરાબ ઠેકાણે મોકલેલો."

"છટ! કદાચ ધંધાને સર તેવાં કોઈ ઘરાકને ત્યાં રામચંદ્રે સોલીને મોકલ્યો હતેતો તેવણ આપણને તેમ જણાવતે. સારૂં કે માઠું જેબી ઠેકાણું પત્તો કાહાડવાનું રામચંદ્ર જાણતો હતેતો મને લખી જણાવવાને ચુકતે નહી."

"તમે જાણતા નથી, હોમી; તમે એ ધાટાને ઓળખતા નથી. મેં એને ત્યાં ચાકરી કીધેલીછે, વાસ્તે હું એને બરાબર ઓળખુંછ." ભીખો હુજતે પડયો. "એનાં ઘણાં ઘરાકો લુછાં છે. તેવા ઘરાકોને ત્યાં સોલીને એ ધાટો મોકલતાં ખોટે નહી; તે મોકલે ને કોઈને કેહે નહી તેમાંનો માણસ છે. સોલીને આવું કોઈ કામ સોંપી મોકલેલો તે રામચંદ્ર કદાચ ભૂલીબી ગયો હોય અથવા ભૂલી નહી જાય, અને મોકલતાં તો મોકલાયો ત્યારે હવે કેહવાને શરમાતો હોય. કદાચ મોહડેથી કેહ પણ કાગળમાં લખતાં શરમાતો હોય."

હોમીને આ વાત કશી માન્યામાં આવી નહી, મા[illegible] હવે પોતાનું મન પાછું ઠેકાણે આવ્યાથી તેણે પોતાન[illegible] કલમ પાછી લઈને લખવા માડયું, જાણે કે ભીખાને કેહતે હોય કે હવે તમે અંહીથી પતો. પણ ભીખો કાં[illegible] પત્યો નહી.

"હોમી, રામચંદ્રને ખરી બીના પુછવા સારૂં કોઈએ થાણે જવું જોઈયે." ભીખાનાં મનમાં તો હજી એજ વાત ભમ્યા કરતી હતી. "થાણે જઈને એ ધાટાને સમજાવીને પુછવું જોઈયે કે સોલીને મુંબઈમાં કોઈ લુછા ચોટાઓ વચે કામ સોંપીને મોકલ્યો હતો? મોહડે મોહડું સમજાવ્યાથી કદાચ એ પરભુડો હા કેહ."

હોમીએ હજી પણ જવાબ આપવાની દરકાર ન કરતાં ચુપચુપ લખ્યાજ કીધું.

"હોમી, મારૂં કહ્યું માનો તો તમે પોતે થાણે જઈને પુછો." ભીખાએ તેને કંટાળો ચાલુજ રાખ્યો.

"અમસ્થું કાં માંથુ ખાયછ, ભીખા?" હવે તો હોમીએ કંટાળો જાહેર કીધો. "હું તો થાણે નથી જવાનો. કાંઈજ જરૂર નથી. રામચંદ્ર પાસે એવો છુપ્યો મુદ્દો કાંઈ નથી કે જે તેણે આપણને જાહેર કીધો નહી હોય."

"કોઈ નહી ત્યારે તો હું જાવુંછ" ભીખો અચણુચ કુદકો મારી ઉઠયો.

"તું કયાં જાયછ?"

"થાણે. થાણે. રામચંદ્રની પોતાની પાસે હું જાવુંછ" પોતાના આશાભર ચેહરા ઉપર ઉસકેરાયલાં લોહીની લાલ કીરમજ ચહડાવીને ભીખાએ માગણી કીધી. "મારી આગળી ચાલની શરમને લીધે હું દૈસાવાળો થાવું નહી ત્યાંસુધી થાણે કદી જવું નહી એવો મેં ઠરાવ કીધો હતો. આ પર ભુડા રામચંદ્રનું મોહડુંબી નહી જોવાનો મારો ઠરાવ હતો. પણ મારા સોલીની ખાતર હું મારા બધા ઠરાવો ઉપરથી પાણી ફેરવશ અને મારી શરમને એક કોરે મેળી હું થાણે ખોળ કરવા જવશ."

"બેવકુફ ના બન, ભીખાજી" હોમીએ ગંભીર સલાહ આપી. "સોલીનું ગ્રાંટ રોડના ચોર યા લુછાઓમાં ખૂન થયુંછ એ તારો ફાંટો માત્ર છે. તારૂં લેહરી મન તુને ઠગેછ."

"હુંતો થાણે જવાનો, હોમી. મને કાંઈ મારે ગામ જવા સારૂં તારી રજાતો નથી જોઈતી? સાહેબજી, હું પાછો આવીશ ત્યારે તુંને મળીશ."

ભીખોતો એકદમ થાણે જવા ઉઠયો, પણ તેજ ઘડીએ હોમીની છાતીમાં એક ખોખરી ખાસીની ખંખારની ગુછ આવી અને તેથી ભીખો દુખી ચેહરે અટકી ઉભો.

"હોમી, તમારી આ ખાંસી ખરાબ છે જો." તે અચણુચ ગંભીર થઈ બોલ્યો.

"શું છે? એતો અમસથી જરા ખાંસીની ખંખાર છે."

"પણ એ ખાંસી કાહાડી નાખવી જોઈયે, બાઈ."

"મેં લગભગ કાહડી નાખી હતી. પણ રાતના સરદી લાગ્યાથી પાછી થઈછ."

"મને એ ખાંસી ગમતી નથી હોમી" ભીખો ઘણા બેદિલ ચેહરે બોલ્યો. "હું એ ખોખરો સાદ સાંભળુંછ ને મને બેહસ્તી કુમલો કલ્યાણીવાળો યાદ આવેછ. ઝીણી ગોરાણીનો એ આગળો મારી ખાંસતો ત્યારે એવોજ ખોખરાં ઢોલ જેવો સાદ નિકલતો હતો."

"તું શું એમ ધારેછ, ભીખાજી, કે હું પણ કુમલા કલ્યાણીવાળાની પેઠે ખહીથી ખવાઇને મરી જવાનો છું?"

"એમ ના બોલો, હોમી. ખોદા તમોને સલામત રાખે. બિચારો કુમલો તો ખરેખર ખહીનો ખાયેલો હતો. તેની પીલાપલી કાઠી એક કાલબુદ માત્ર હતું. તમોને શું છે? તમારી કાઠી મજબુત છે, હાડ ખડતલ છે. તમે હસ્તા બોલતા, રંગીલાને કાંઇ થાય નહી. પણ તોબી, ભાઇ હોમી, સંભાળો તો સારૂં. એ ખાંસી વધવા ના દેવો. હું થાણે તમારાં માયને કહીશ કે તમે ઘણા સારીપેઠે છો."

બસ, ભીખો ભરભરિયો તો અચબુચ થાણે જવાનો ઠરાવજ કરી ઉઠયો. તેણે એક ઠરાવ કીધો કે પછી સોલી પોતે જીવતો થઇ પાછો આવે ત્યાંસુધી તે ફેરવે એવો માણસ નથી.

---

## પ્રકરણ ૧૦૨ મું.

## એક અધુરો રહેલો નાસ્તો.

તે સહવારે ડાકટર બરજોરે ઝીણીનાં પેંહચખાનામાં ઘણો મોડો નાસ્તો લીધો. તે થોડું ખાનારો તોબી વખત સર ખાનારો હતો, પણ આજે તે સહવારે નાસ્તા ઉપર બેસવા જતો હતો તેવામાં કોઇ દર્દીના બિછાના ઉપર દરખડી પડી અને તેના ગભરાટમાં ડાકટર બરજોરને ઉતાવલનું તેડું આવ્યું. નાસ્તો તેની ઘરવાળી ઝીણીએ સાદો પણ અછી તર્દદથી તૈયાર કરેલો હતો—તેમાં ઇડાંના આમલેટ હતા અને તેની અંદર જેલી લગાડી હતી—માટે પોતાનું ભાકુત તે સઘળું લેહજતદાર ખાનું પડતું નાખી ઝીણીની મેહનતને રદ જવા દે એ ઝીણીને પોતાને ગમ્યું નહી. પણ ફરજ આગળ બરજોર ખાધાની દરકાર નહી કરનાર હતો. તે ડાકટર હતો અને વળી દયાળુ દિલનો હતો. તે કાંઇ પૈસાને માટે ધંધો કરતો નહી હતો—તે તો વસાઇમાં સરકારી નોકરીમાં હતો અને ફકત માદગીને લીધે રજા ઉપર મુંબઇ આવી રહેલો હતો. માટે એક બિચારા ગરીબ દર્દીનાં મોતનાં બિછાના આગળ તાકીદનું તેડું આવ્યું તો તે ખાવાનું પડતું નાખી દોડયો. ત્યાં તેને ઘણું મોડું થયું. દર્દીની છાતી બેસી ગઇ હતી, તેને હોસ્યાર કરતાં ઘણી વાર લાગી અને એમ કરતાં છેક બપોર પડતી વખતે ડાકટર બરજોર પાછો ઘેર આવ્યો.

એ રીતે નાસ્તા ઉપર મોહો બેહો તથા પોતે લુખ્ખો ડાંસ થયલો હતો તોપણ ડાકટર બરજોરને ખાવા ગમ્યું નહી—ખાના ઉપર તેના હાથજ ચાલ્યા નહી. તે હંમેશનો વિચારવંત અને ચિંતાતુર ડાકટર આજે વધારે અંદેશામાં ગરક ગયલો હતો. તેનું ધડકતું દિલ આજે વધારે ધડકતું હતું, તેના હમેશના ગરમ હાથ આજે વધારે ગરમ હતા, તેની ચશમોનું તેજ નૂર આજે વધારે ચમકતું હતું. પોતાના બેહસ્તી ભાઇ બેજન બારિસ્ટરનાં ખૂનનો ભેદ ખોલવાને તેને નવો મુદો મળ્યો તે વાતને આજ કેટલા મહીના નિકલી જવા છતાં હજી તે કાંઇ ભેદ ખોલી શકયો નથી—તેનો એ સઘળો અંદેશો હતો. છેલો મુદો શો મળ્યો હતો તે વાંચનારી બાનુઓ યાદ કરશે. તે મુદો પેલા જીવાખાનવાળા ધનજીભાઇની મારફતે તેના બારિસ્ટર ભાઇ ડોસાભાઇ જીવાખાનથી મરનારની પેલી મરતી વખતની ચીઠીનો ખોલાસો હતો.

પણ ઉપર કહ્યું તેમ એ મુદો મળ્યાનેબી મહીનાઓ ગુજરવા છતાં ખૂનનો પત્તો કાંઇ હાથ લાગ્યો નહી તેથી ડાકટર બરજોર મુંજાતો હતો. તેનાં મન ઉપર એક નાખુશ પણ અજાયબ વેહમ વધ્યો હતો—કેમ વધ્યો તે એ કહી શકતો નથી—પણ એક સ્ત્રી, જેના ઉપર વેહમ લઇ જવાને ડાકટર બરજોર ખુશી નથી તેણી ઉપર તેને શક ગયો હતો. અને તે સ્ત્રી ઝીણીની બેહન હીલ્લુ હતી. પેહલવેહલો વેહમ એમ ગયો કે હીલ્લુ જયારેબી બેજન બારિસ્ટરનાં મરણની વાત નિકલે ત્યારે હેબત અને ગભરાટ બતાવતી, તેના ચેહરાનો રંગ બદલાઇ જતો, તે એ વાત ઉડાવતી અથવા વાતમાંથી ઉઠી જવા કરતી હતી. હીલ્લુના એ દેખાવથી કોઇનેબી શક જાય, અને તેમ આપણા ડાકટર બરજોરને શક ગયા તે કુદરતી હતું.

જયારે જીવાખાનવાળા ભાઇઓથી મરનારની પેલી ચીઠીનો ભેદ મળ્યો ત્યારે ડાકટર બરજોર ફુરસદને વખતે ઝીણીના ઓરડામાં જઇ બેસ્તો અને આ ભેદી બનાવ વિષે વાતો ચલાવતો. અને એ વખતે હીલ્લુની અજાયબ જેવી વર્તણુકથી તેનું ધ્યાન વધારે ખેંચાયું. બરજોરે પેહલાં તો કાંઇ અમસ્થો અકસ્માત વિચાર્યો—બેજનને મરી ગયલો પેહલવેહલો જોનાર હીલ્લુ હતી, માટે તે દેખાવની હેબત તેનાં દિલમાંથી ગઇ નથી અને તેથી એ વાત અચબુચ નિકલવાથી અકસ્માત હીલ્લુ હેબતી ઉઠી એમ તે સમજ્યો. પણ હીલ્લુ તો જયારેને ત્યારે આ વાત ઉપર ફીકી પડી જતી, એટલે પછી બરજોરને વધારે નવાઇ લાગી; અને એમ કરતાં પછી હીલ્લુનું માજનું જોવા તે જાણીબુજીને નહી ધારેલે વખતે અચબુચ ખૂનની વાત કાહાડી બેસ્તો ત્યારે હીલ્લુનાં હૈડાંમાં પેદા થતી ધ્રુજરીની ધીધાણીઓથી તેને વધારે શક જવા લાગ્યો.

આ વેહમ ડાકટર બરજોર જરા જરા ભૂલી જવા લાગ્યો હતો તેવામાં આજે પોલીસ ડીટેકટિવોના શાહ રાધુ રામોસી સાથની એક અચબુચ મુલાકાતથી એ વેહમ અણધારેલો તાજો થયો. પેલા મરવા સુતેલા માણસની માવજત કરી બરજોર ગણબાવાની ગલીમાંથી શાપુર શેડના ચકલા ઉપર વળ્યો તેવોજ ત્યાં રાધુ રામોસી ઝડપથી જતો જણાયો. બરજોર લુખ્ખો અને નાસ્તો લેવાની ઉતાવલમાં હતો તોપણ રાધુને લાંબી મુદતે મળવાથી તેની સાથ જરા વાત કરવાને લલચાયો. રાધુ આજે ઉતાવલમાં હતો. તે બોલ્યો કે થાણેથી તે એકજ અડવાડિયાં ઉપર આવેલો હતો—એ તેજ અડવાડિયું કે જેની શરૂઆતમાં તેણે ફરામરોજ જંગબારવાળાને પોતાના તંબુમાં બોલાવી બેજનનાં ખૂન વિષે છુપી મસલત ચલાવી હતી અને કાળી કારપીઠિયો તેજ

એક વખતનો મેહલાશાહ બેહલી ઠુંઠા અને આજનો મન ચેરજી મીણવાળા હતો એ વાત છુપાવાની કબૂલાત આપી હતી. ત્યારે રાઘુને એ અઠવાડિયાંની શરૂઆતમાં ફરામરોજ મળ્યો અને અઠવાડિયાંની સેવટે ડાકટર બરજોર મળ્યો.

રાઘુ આજેજ થાણે જવાનો હતો એટલે બરજોરે તેને જરા વધારે વાતે વલગાડયો. વાત અલબતાં બેહસ્તી બેજનને લગતા આગળા બનાવ વિષે ચાલી અને રાઘુએ એટલુંજ કહ્યું કે હજીસુધી "કાંઇ નવું જણાયું નથી."

"પણ તમે કાળી કાટપિટિયાનું કાંઇ સાંભળ્યું કેની ?"

બરજોરે અચબુચ પુછ્યું અને રાઘુ ગમે એવો ઠાવકો છતાં એ સવાલ ઉપર એકદમ ચોંકયો. બરજોરે આ અમસ્થો સેજ સવાલ પુછ્યો કે કાંઇ જાણીબુજીને પુછ્યો ? રાઘુ રામોસીએ કાળીનો પત્તો મેળવ્યોછે એમ બરજોરને ખબર પડી કે શું ? અને એ પત્તો રાઘુ છુપાવેછે એવા શકથી આ સવાલ પુછયો કે શું ? આ સવાલથી રાઘુ એવો ડઘાઇ ગયો કે તે ઘચુપચુ દિલે ચૂપ ઉભો રહ્યો અને પોતાને પુછનારને માથાથી પગ સુધી નીરખીને નિહાલવા લાગ્યો.

રાઘુનો આ ગુચવાડો બરજોરને સઘળો જણાઇ ગયો "તમે કાળી કાટપીટીયા વિષે શું સાંભળ્યું ?" તેણે પાછું પુછ્યું.

"કયાં કયાં, કયાં કયાં લોકોનાં મગજ ભમેછે !" રાઘુ તર્તજ શાંત થઇ જઇને અમરતી વગેરેના ગોળ ગોળ શબ્દોમાં વાત ઉડાવતો ઉભો. "તમે કાળી કાટપીટિયા વિષે પુછોછો, પણ મારી નજર બધી પેલા જીવાખાનવાળા ઉપર દોડેછે ? પેલો ડોસુ બારિસ્ટર હો ! કે જેની છેલી ખબર પોલિસને એ મળીછે કે તેનાં મોહડાંને જબરદસ્ત પીપિયાટો લાગ્યોછે અને હવે તો ઢીચારાઓ ઢીચતાં ઢીચતાં તેને ધુન રીનો મર્જ થયોછે."

"પણ કાળી કાટપીટિયાની શી ખબર ?"

"તેને વાસ્તેતો આપણે થોડું બોલીએ તેમ સારૂ" રાઘુએ નફકરો જેવો ટાહુકો પુર્યો, "સિવાએ કે તેની સામે કાંઇ ચોકસ મુદો હોય તો તેની વાત કીધામાં કાંઇ સાર કેહવાય. સાહેબજી, ડાકટર. મને આજે તો ઘણી ઉતાવલ છે."

"જરા ઉભા રહો," રાઘુ ચાલી જતો હતો તેને બરજોએ હાથ ધરીને ઉભો રાખ્યો. "મારે તમારૂં એક બાબત ઉપર મત પુછવુંછ. વારૂં તમે શું ધારોછ ? મારા ભાઇનું ખૂન કરનારી કોઇ ઓરત હતી ! એ કામ એક સ્ત્રીથી બની શકે ?"

કેવો સવાલ ? એથી તો રાઘુ વધારે ચોંકયો. તેને લાગ્યું કે જે હું જાણુંછું યા માનુંછું તે આ ધણી તો અગાઉનુંજ જાણેછે તથા માને છે—જે વાત ફરામરોજ છુપાવવા માગેછે તે બરજોરને કાને તો અગાઉનીજ આવી ચુકીછે. પણ કદાચ તેમ નહીબી હોય અને બરજોર અમસ્થો સેજ પુછતો હોય. રાઘુ આ વિચારમાં ઉભો ત્યારે બરજોરને લાગ્યું કે રાઘુ તેનો સવાલ સમજી શકયો નથી, મારે તેણે ફરીથી સમજાવીને પુછ્યું.

"હું એમ પુછુંછ કે મારા ભાઇનાં ખૂન ઉપર કોઇ સ્ત્રીના હાથ ચાલી શકે વારૂં ? તમે ધારોછ કે એક પિસ્ટોલથી નેમ તાકવાની એક સ્ત્રી હિમત કરી શકે ?"

"તમે એમ શું કોઇપર શક લાવીને પુછોછ, ડાકટર ?" રાઘુએ જવાબ દેવાને બદલે બરજોરને સામુ પુછ્યું.

"હું કોઇ સ્ત્રી ઉપર એકદમ શક લઇ જતો નથી, પણ આજ કેટલુંક થયું મને એ ખ્યાલ આવ્યા કરેછ અને એબી એક બને એવું સાંકડ મને જણાયા કરેછ."

રાઘુ પાછો વિચારમાં ચૂપ ઉભો તેને બરજોરે બજીદ થઇ બોલાવ્યો "તમે મને જવાબ કાં નથી દેતા, રાવ સાહેબ ? હું ચાહુંછ કે મારા સવાલનો ખોલાસો કરો."

"તમે પુછોછો તેનો જવાબ સેહલ છે, ડાકટર બરજોરજી," રાઘુએ ઉડાવાની રીતે વાત કીધી. "તમે પુછોછો કે બૈરીથી એ કામ બને કે નહી ? હું કહુંછું કે બને. જેમ એ કોઇ પુરૂષનું તેમજ સ્ત્રીનું પણ કામ હોઇ શકે. કોઇ વાર જે કામ ઉપર મર્દની છાતી નહી ચાલે તેમાં ઓરતના હાથ ચાલી શકે. પણ હવે મને માફ કરો. મને જવાદો. મને સાંજની ત્રેનમાં થાણે જવુંછે અને તે અગાઉ મારે ઘણાં કામ આટોપી લેવાનાંછે."

હવે ત્યારે બરજોર આજે બપોરે નાસ્તાપર બેઠોછે અને બેઠા છતાં ખાતો નથી પણ અંદેશામાં પડયો તે રાઘુ રામોસીને આમ મળી આવ્યા પછીનો અંદેશો છે. બરજોરને અચરતી એજ લાગેછે કે રાઘુએ આજે ઉડાવા જેવી વાત કાં કીધી અને વળી સામું એમ કાં પુછ્યું કે "તમને કોઇ ઓરત ઉપર શક જાયછે ?" ત્યારે રાઘુનેબી એવા કાંઇ શક ગયા હશે કે શું ? આ વિચારમાં બરજોરની ભુખ બી મરી ગઇ, અને સહવારના જેલી લગાડેલા આમલેટ વગેરે સાથે ઝીણીએ ચાસ પાયલા કંદમાં મરધીનું મીઠું વાણું ઉમેરવા છતાં તે ઉપર બરજોરના હાથ ચાલી શકયા નહી.

ઝીણી કાંઇ કામસર બરજોરના ઓરડામાં આવીને જોયછે તો બરજોર ખાનું ખાવાને બદલે સેજ ચંગેડીને વિચારમાં બેસી રહ્યોછે. ઝીણી પોતાના આ જુવાન ભાડુતને હંમેશ અડધો ઘેલો ગણુતી હતી, માટે આજે પણ તે કોઇ ઘેલા પવનમાં હોલેદિલ બન્યોછે એટલુંજ તેણે વિચાર્યું.

પણ ઝીણી આજ બપોરે લગાર ઉસકેરાયલી હતી. બરજોરના સેજ પુછવાથી તે બોલી કે ભીખો ભરભરિયો ઘેરમાં હમણાંજ મોટો ગભરાટ કરી ગયો હતો. તે ગભરાટ સોલી દારાશાનાંના ગુમ થવા સંબંધી હતો. ભીખો ગભરાટ કરે તેમાં નવાઇ કાંઇ નહી હતી અને હવે તો ઝીણી તેના ગભરાટોને નહી ગણકારતાં શિખી હતી, પણ આજના ગભરાટથી ઝીણી પણ ગભરાઇ હતી. સોલી દારાશાનાંને જે સેંકડો લોકો ચાહતાં, વખાણતાં અને માન આપતાં હતાં તેઓમાં ઝીણી તેની એક ઓલખીતી હતી. જ્યારે તે થાણે પોતાના મરહુમ ખાવિંદ કુમલા કળપાણીવાળા સાથ ગરીબડા સંસારસુખમાં કાલ નિર્ગમણ કરતી હતી ત્યારે બિચારો એજ સોલી દારાશાનાંનો કેવો તેને ઘેર આવતો, કેવો કુમલાને કામ લાગતો અને કેવી તેની દયાલુ દાજ દેખાડતો હતો ! તે સોલી મુંબઇ આવ્યાથી તેને મળવાને ઝીણી ખુશ થઇ હતી અને એક દાહાડે તો સોલી મળવા આવશે એવી આશામાં પોતે સોજી સાડી પેહરીને વાટ જોતી બેઠી હતી.

તેજ દાહડે એ "શાહજાદો" ગુમ થવાની ખબરથી ઝીણી ઘણી દુખી થઈ હતી, અને ત્યારપછી આજે એક અઠવાડિયું ગુજરી જવા છતાં તેનો કશો પત્તો મળ્યો નહીં માટે ઝીણીની ફિકરો વધી પડી હતી. પણ આજે તો ભીખાએ આવીને એવી ખબર આપી કે જેથી ઝીણીનાં ગાત્રે ગાત્ર ઢીલાં થયાં. ભીખો તો સોલીનું ખૂન થવાની ખબર લાવ્યો—સોલીનું ખૂન થવુંજ જોઇયે એવી તર્ક બાંધી આવ્યો એટલે તે ખરીજ માનીને આવ્યો અને તેટલા ઉપરથી તે થાણે દોડી જવાની તૈયારી કરતો હતો.

આ ખબરથી ડાક્ટર બરજોર પણ ચોંકયો. તે પોતાનો નાસ્તો વળી પાછો અધુરો નાખી ભીખા ભરભરિયાના ઓરડામાં દોડયો પણ ત્યાં જાય તે અગાઉ તો ભીખો પોતાની હમેશની ઉતાવલ મુજબ ઘેરમાંથી નિકલી ગયો હતો. હવે બરજોરને પણ પોતાના ઓરડામાં પાછો જઈ પોતાનો નાસ્તો પુરો કરવાનું મન થયું નહી. હવે તેબી બાહાર ચાલ્યો અને પોતાના ફુવા શેઠ જાંહગીરશાહ જંગબારવાળાનાં ઘેરના રસ્તા ઉપર વળ્યો.

## પ્રકરણ ૧૦૩ મું.

## એક ઓરતનો હાથ.

સોલીના ગુમ થવાથી અને એક અઠવાડિયું સુધી તેનો કશો પત્તો નહી મળવાથી ગામમાં ગડબડ વધવીજ જોઇયે, અને તે વધી હતી. વર્તમાનપત્રોમાં ચર્ચા ઉઠી હતી; અને એક આબરૂદાર ગૃહસ્થનું અચણુચ ગુમ થવું પોલીસ પકડી શકે નહીં તે વિષે તેઓ પોલીસ ઉપર ધૂમ ઉતરી પડયા હતા. બુજર્ગ શેઠ જાંહગીરશાહ જંગબારવાળાએ આ ગડબડમાં ઘણી ઉલટ પકડી હતી, તે એકલા સોલીની ખાતરજ નહી, કે જેના મરહુમ માનવંત બાપ શેઠ દારાશાનાંના સાથ તેવણને પિછાણ હતી, પણ સોલીની બેહન પીરોજાને પોતાનાં ઘરમાં હેત સાથ નોકરીએ રાખેલી હતી તેથી પીરોજાની ખાતર પણ એ શેઠ તેના ગુમ થયલા ભાઈની ખોળને માટે ખંતી બન્યા હતા. તેવણ હોમીને અને પીરોજાને ઘણી ધીરજ અને મદદ આપતા હતા.

તેવણનો દીકરો ફરામરોજ એટલો ખંતી નહી હતો. ફરામરોજ હંમેશનો બલિયલ, કુંજરો, એકમાર્ગી થયો—તેના બાપ કેહતા તેમ એ બિચારો કાપલી ને નબલો હતો—એટલે તેણે આ ચર્ચામાં ઝાઝો ભાગ નહી લેવાનું બાહનું હતું. તોપણ ફરામરોજ વટીક સોલીની આ શોધનું સેવટ જોવા ચાહતો હતો, કાંકે જયારથી સોલી ગુમ થયો ત્યારથી ફરામરોજને પોતાનો એક કલાર્ક ખોહવો પડયો. તે અલબતાં ભીખો ભરભરિયો હતો, અને ફરામરોજ કબૂલ કરતો હતો કે તેનો એ કલાર્ક પેહલાં નોકરીએ રહ્યો તે પછી આજ સુધીમાં ઘણો સુધર્યો હતો—તે ખરેખર કામનો અને મેહનતુ હતો. પણ સોલી ગુમ થયો કે ભીખા ભરભરિયાનું ભમતું ભેજું પણ ગોયા ગુમ થયું. તે આફીસમાં આવતો બંધ પડયો અને આવતો તે ફકત સોલીની વાતો કરવાજ આવતો. સારાં ભાગ્યે પેસુ પનવેલીવાળો જે રજા ઉપર ગયો હતો તે એજ અઠવાડિયાંમાં કામ ઉપર પાછો ફર્યો હતો અને પોતાનાં કામ સાથે ભીખાનું પણ કામ ચલાવતો થયો.

સોલીના ગુમ થવાને લગતો એક બીના આશ્ચર્યકારક હતી. તે વખત ઉપર શેહરમાંથી ઝાઝા જણ ગુમ થઈ ગયા હતા. માણસો ગુમ થવાનો ગામમાં ગોયા કાંઈ પવન ફેલાયો હતો. રોજને રોજ એક યા બીજો જણ ગુમ થવાનું ગુલબાણ ઉઠતું અને પોલીસના કાન ઉપર એક યા બીજી ફરિયાદ આવ્યા કરતી હતી. સોલી દારાશાનાંનો તો તે ગુમ થયલાઓમાંનો એક હતો.

બરજોર પોતાના ફુવાને ઘેર પોંહચ્યો તે વેળા જાંહગીરશાહ શેઠ પોતાનાં કુટુંબ સાથે દિવાનખાનામાં તુર્તનુંજ ખાનુ ખાવા બેઠેલા હતા. તેવણનું બપોરનું તેમજ રાતનું પણ તેજ ખાનું હતું, કાંકે ખાઈ રહીને તેવણ બાહાર જવાના હતા અને રાત્રે લગાર મોડે આવવાના હતા, અને રાત્રે તેવણ સેજ સુકુંપાકું ખાતા હતા, માટે રાતને ભાગનું પણ ગોયા તેવણ હમણાજ જમવા બેઠા હતા. તેવણનું ખાનુ સુફિયાણું પણ સારૂં હતું અને દારૂમાં દારૂ ફકત એક બાટલી સોડાવાટર તેજ તેવણનું પીણું હતું. તેવણના દીકરા ફરામરોજ અને અવશ્ય તેવણની વહુ નાજામાયની પેઠે તેવણ કાંઈ ઉંચા મિષ્ટાનોના શોકીન નહી હતા.

નાજામાય ખાનાંથી ખચખચ થતી એજ ટેબલ ઉપર નોકર નફરોની વચે મૂર્ગ અને મચ્છ, પુડિંગ અને ટાર્ટ સાથનું ખાનું ખાવા બેઠેલી હતી. તેની પાસે દારૂની ડિકાંટર હતી, જેમાંથી તે લાલમલાલ શરાબની લલચાવનારી એક જામ નોશ કરી ચુકી હતી, પણ તેનું બાહનું એ હતું કે ડાક્ટરે તેને રોજ બપોરે એકેક ગલાસ શેરી ફરમાવેલો હતો. નાજામાયના ગાલ ઉપર આજે વિશેષ રતાસ ચહડેલો હતો તે આ શરાબનો રંગ હોય, યા બિચારી પીરોજાને આજે ફરીથી કેટલીક ગાળો દઈ આવી તેના ગુસાથી હોય યા પોતાના વર ઉપર તે આજે જુદાં રેહવાના સવાલ ઉપર રિસાયલ હતી તેથીબી હોય.

તેનો વર ફરામરોજ ત્યાંજ "જમવા આવેલો" હતો, પણ તેનું જમવાનું નામનુંજ હતું. તેને ખાવાની રૂચી નહી હતી, પણ તે બેસીને ખાનાં સાથ ચેડાં કાહાડયા કરતો હતો, અને સામીજ દિવાલે લટકાવેલા એક બિલોરી આઇનો, જેમાં પોતાના એકવાર ખુબસુરત ચેહરા ઉપર તે અગાઉ ઘણીવાર વડાઈ લઈ ચુકેલો હતો, તેમાં આજના પોતાના સોહરાઈ સુકાઈ ગયલા ચેહરાને સરખાવતો બેઠો હતો.

ટુંકમાં ડાક્ટર બરજોર તે બપોરે પોતાના ફુવાને મળવા આવ્યો ત્યારે તેવણ પોતાના દીકરા તથા વહુની સાથે જમવા બેઠેલા હતા, કે જે એક નવાઈ હતી. પેલી નાનકડી શીરીનબી પાસેજ હતી, પણ તેની શિક્ષક પીરોજા આજે ટેબલપર બિરાજેલી નહી હતી. શેઠ જાંહગીરશાહ તેને પોતાનાં બચ્ચાં લેખે ચાહતા અને પોતાની સાથે જમવા બેસાડતા હતા, પણ નાજામાય તેને ચાકરડી લેખે ગણીને તેને પોતાની સાથે ટેબલ ઉપર—બેસાડવાના

અખાડા કરતી હતી. તે પોતાની એ છાલકી હલકાઇ પોતાના સસરાને ખુલ્લી દેખાડતાં બીહતી હતી તોપણ પીરોજાને પોતાની સાથે ટેબલ ઉપર નહી બેસાડવા સારૂં તેને નહી કામનું કામ સોંપીને રોકી રાખતી હતી.

"આવ.દીકરા બરજોર", બુજર્ગ ફુવાએ તેને આવકાર દઇ પુછ્યું. "અમારી સાથે જમેછ કે!"

બરજોરે જમવા ના પાડી. તે હમણાજ જમી આવ્યો હતો—કેમ અને કેટલું તે તો વાંચનાર જાણેછે. ટેબલ ઉપર પીરોજાની ખુરસી ખાલી જોઇ બરજોર સમજયો કે તેણીના ભાઇ સોલી વિષે ભીખો ભરભરિયો જે માઠા સમાચાર લાવ્યો તે કદાચ ખરા હોય. બરજોરે તે વિષે પુછ્યું. પણ સોલીના ગુમ થવા વિષે શેઠ જાંહગીરશાહને યા ફ્રામરોજને વધુ વર્તમાન કશા મળ્યાં નહી હતાં. સોલીને લૂટીને નાખોદાના તલાવમાં ડુબાડી દીધોછે એ અફવા બરજોરે કહી સંભળાવી, પણ એ અફવા લાવનાર ભીખો ભરભરિયો હતો એટલે તે કોઇએ માની નહી. ફ્રામરોજે તો તે હસીજ કાહડી અને વળી બરજોરે તે વાત ખરી માની તેથી વધારે હસી કાહાડી.

"ભીખો કેટલી વખતે નહી માનવા સરખી વાતો લાવીને અમોને ભડકાવી ગયોછ તે તું જાણે તો ભીખાનો આણેલો આ નવો બુટ્ટો તું કદી નહી માને બરજોર" ફ્રામરોજે તેને ખોલાસો કીધો. "એ તો ભીખો ભરભરિયો મજબુત કાઠીનો ને ખડતલ ખવાસનો છે તેથીજ આટલી બધી ઉસકેરણી ખમી શકેછ. બાકી જો કોઇ બીજો મારા સરખો નબલો પોચો હોય કની તો આ બધી ગડબડમાં તેને સુનો સનેપાટ થઇ આવે."

"મેં સાંભળ્યુંછ કે ભીખો રામચંદ્ર વકીલ પાસેથી કાંઇ પત્તો પુછી લાવવા થાણે જાયછ."

"ખરેખર!" ફ્રામરોજ હસ્યો. "એ થાણે જઇને શું ઘોરવાનો છે. જેનાથી ભુંજયો પાપડ નહી ભાગે તે અંહી રહેલોબી સરખો ને થાણે ગયલોબી સરખો."

"પણ હું અજબ થાઉંછ કે તમે એને એટલીબધી છુટી આપોછ?" બરજોરે સેજ પુછ્યું.

"છુટી નહી આપીયે તેથી કાંઇ એ અટકવાનો છે કે! છુટી નહી આપશું તો એ પોતાની મેળે છુટી લેશે." ભીખાના શેઠે સર્ટિફિકેટ આપી. "એ કામમાં સુધરતો જાયછ, અને માણસ સારો છે તેથી અમે લઇ ચલાવીયેછ. મનચેરજી મીણવાળા એને ઘણો લઇ ચલાવેછ. કાવસશાહ શેઠની ખાતર પણ એને લઇ ચલાવીયેછ. એનો કાવસ મામા જલદી મુંબઇ આવનાર છે ત્યારે અમે એ પોરિયાનું શું કરવું તે વિષે તેવણને પુછવાના છીયે."

આ વાતો ચાલતાંમાં સઘળાં ખાઇ રહ્યાં. જાંહગીરશાહ શેઠ પેહલા ઉઠયા, તેવણની સાથે ફ્રામરોજ અને બરજોર પણ ઉઠીને બારી આગળ ગયા. નાજાંમાયનું હજી ખાનુંપીનું પુરૂં થયું નહી હતું. તે પુડીંગ અને ફ્રુટ ખાવા બેસી રહી.

"તમે જાણોછ કે! મારી પોતાની મરજીબી થાણે જવાની થાયછ?" ભીખાના થાણે જવાની વાત ઉપરથી ડાકટર બરજોરે પોતાની વાત કાહાડી.

"કેમ વારૂં? તુંબી ભીખાની પેઠે સોલી દારાશાનાંની શોધમાં નિકલ્યોછ કે!" તેના ફુવાએ પુછ્યું.

"નહીજી. હું તો પેલી મારાં મનમાં ભમતી બીજી વાતસર થાણે જવા માગુંછ. બેહસ્તી બેજન વિષે મારાં મનમાં એક નવો વેહમ આવ્યોછ, અને તે એ કે એ ઘાતકી ખૂનમાં કોઇ ચંડાલ ઓરતનો હાથ છે."

એજ બોલ ઉપર ફ્રામરોજે બરજોરનું એકદમ મોહડું દાબ્યું અને બોલ્યો "ચૂપ! ચૂપ, બરજોર! એ બીહામણી વાત હમણા શું કરેછ! બૈરાંનાં દેખતાં એવી વાત કરવી! જોતો નથી, પેલી મારી નાજાં હજી તો અંહીજ છે અને જમેછ?"

નાજાંમાયે કાંઇ આ વાત સાંભળી તો નહી હોય—તે છેટે બેઠેલી હતી—પણ ફ્રામરોજ હંમેશ એજ પ્રમાણે પોતાની બાયડીથી બીહતો હતો. બેજનનાં ખૂનની વાત તેણીની આગળ કોઇ બોલે નહી તેની તે ઘણી સંભાળ રાખતો હતો. અને તે સંભાળ રાખવાનાં ફ્રામરોજની પાસે ઘણાં કારણો હતાં.

તેમાંનું એક કારણ અંહી જણાવીશું. ઘણાં વર્ષની વાત ઉપર એક દાહડે—ફ્રામરોજ નાજાંમાય સાથ પરણ્યો તેનીબી અગાઉ તેઓ માત્ર અદરાયલાં હતાં તે વખતમાં—શ્રી થાણે કેકોબાદ કામાનાં એટલે કે નાજાંમાયનાં બાપિકાં ઘેરમાં ફ્રામરોજના દેખતાં બેજનનાં મોતની વાત નિકળી, તે વેળા નાજાંમાયની બેહન ગુલાંએ સેજ હસ્યામાં મશખરી કીધી કે "તારી મોહકાણમાં બિચારા બેજનનો જીવ ગયો." આમ કેહવામાં કેકોબાદ કામાની ગુલાંની મતલબ કંઇ નાજાંમાય ઉપર બેજનનાં ખૂનનો સુરખો [illegible] મેળવાની નહી હતી—તે વખત ઉપર બેજનનું ખૂન તો કોઇના ખ્યાલમાંબી નહી હતું, બધાં જણ તેનો આપઘાત માનતાં હતાં—અને ગુલાંની મતલબ એટલીજ હતી કે બેજન જે નાજાંમાયને પરણવાનો ઉમેદવાર હતો પણ જેને નાજાંમાયે પરણવાની કબુલાત આપીને ફ્રામરોજ ખાતર ફરી ગઇ હતી, તેની નાસિપાસિમાં બિચારા બેજને આપઘાત કરી જીવ આપ્યો. "તારી મોહકાણમાં બેજન જીવથી ગયો" એ ગુલાંના શબ્દોનો અર્થ એટલોજ હતો, પણ પોતાની બેહનના એટલાજ શબ્દોથી નાજાંમાય એવી તો છેડાઇ અને એટલાતો ગભરાટ, બેહોશી તથા માંદગીના ચેનચાળા કીધા કે ફ્રામરોજ તદન ગભરાઇ ગયો અને તે વખતથી તેણે ઠરાવ કીધો કે ફરીથી નાજાં આગળ બેજનનાં મોત વિષે કાંઇબી વાત થવા દેવી નહી.

ફ્રામરોજ એ વાત અટકાવે, પણ મોટા શેઠ એ વાત કાં અટકાવે? તેવણે તો એ વાત ચલાવવા માગી.

"દીકરા બરજોર, એ તું શું બકેછ!" જાંહગીરશાહે પુછ્યું. "એ તું કોઇ ઓરત વિષે શું બોલેછ? બેજનનાં મોતમાં ઓરતનો શો હાથ?"

"હું હમણાં કાંઇ કહી શકતો નથી, મુરબી" બરજોરે વધારે વાત ચલાવવાની આનાકાની કીધી. "મને માફ કરો. હમણા તો મારા વિચાર મારી પાસેજ રેહવા દેવો અને મારી મેલેજ મને ખોળ કરવા દેવો. ખોલાસો કરવાનો વખત આવશે ત્યારે હું કરીશ. હાલ તો એટલુંજ

કહુંછ કે મારા બેનનનાં ખૂનનો ભેદ પકડાવો હવે દૂર નથી. મને સ્વપ્નામાં કાંઈ આકાશવાણી થઈછ. મને ફરેસ્તો આવીને કાનમાં તેમ કહી ગયોછ. હાલ તો મેં કહ્યુછ તે તમે ભૂલી જજો. હું ચાહુંછ કે હું એટલુંબી નહી બોલ્યો હતે તો સારૂં."

"તું તો હમેશ સ્વપ્ના જોયા કરજે" ફરામરોજે પોતાના ચીતરાઈને હંમેશની પેઠે પાછો હસી કાહાડયો. પણ "હું જાણુંછ, ફલી, કે તું તો હંમેશ મને આ શોધમાં તોડી પાડશે," એટલું કહી બરજોર તેમનાથી છુટો પડયો.

ખૂનનો ભેદ પકડાવાનો પાસે આવ્યોછે એમ બરજોર શું બોલી ગયો ? વખત પાસે આવ્યોછે તો ખરો. ફરામરોજે તે દિવસે રાઘુ રામોસી સાથે જે ગભરાટ ભરેલી છુપી વાત કીધી તેજ વખતે તેણે જોયુંછે કે બેજન બારિસ્ટરનાં ખૂન ઉપર ઢંકાયલો પડદો જરા જરા ઉંચકાતો જાયછે અને રાઘુ રામોસી નવું નવું અજવાળું મેળવતો જાયછે. પણ તે તો રાઘુ અને ફરામરોજ માત્ર જાણેછે—તે તો તે ઓએ છુપ્યું રાખ્યુંછે—ત્યારે બરજોર એ વાત કયાંથી લાવ્યો ! આ વિચારથી ફરામરોજને ઘણો ગભરાટ ઉપજયો. પણ ગભરાટની હવે તેને કયાં નવાઈ છે ? વાંચનારી બાનુ ઓએ તેની જેટલી જીંદગી તપાસીછે તેટલી તેની આખી જીંદગીજ ગભરાટ, દુઃખ, ચિંતામાં ગઈછે, કે જેને તે હંમેસ પોતાની છાતીમાં છુપાવતો આવ્યોછે. તેમજ ફરામરોજે પોતાનો આ નવો ગભરાટ પણ છુપાવ્યો અને તે છાનોમાનો આગળથી ચાલી ગયો.

---

## પ્રકરણ ૧૦૪ મું.

## ભીખો પીરોજાને તેડેછે.

જાંહગીરશાહ શેઠ જમીને બાહાર જવાના હતા, પણ અચબુચ ભીખો ભરભરિયો ઓરડામાં ધસી આવ્યાથી તેવણ લગાર અટકયા.

તે હાંફતો, હુંફતો, ગભરાયલો, ફગલાયલો આવ્યો. આવતાંની વાર તે કોઈના કશું કહ્યા પુછયા વગર એક અઢેલવાની ખુરસી ઉપર ફસડાઈ બેઠો અને પોતાનાં કપડાંનાજ છેડાએ કરીને વા ખાવા પડયો.

"હું અધમુવો થયોછ, સાહેબ," તે હાંફતો હાંફતો બોલ્યો. "અચરતી એટલીજ છે કે મારી આ થાક, આ મેહનત, આ જંજાલથી હું અત્યાર સુધીમાં મરી નથી ગયો. કેટલા ઢકેલા, કેટલા ફેરા આંટી, કેટલી નાસિપાસી, કેટલી ફરિયાદ, ને તે છતાં મારા દોસ્ત સોલીની કશી દાદ લાગતી નથી, કશો પત્તો મળતો નથી, તેથી મારૂં દિલ વધારે ભાગી જાયછ, સાહેબ."

"હજી તારી શોધ પુરી થઈ નથી કે ભીખાજી ! આજે સહવાર પછી કયાં-કયાં ફરી આવ્યો ?"

"આખું ગામ તો હું હુંડી વળ્યો, સાહેબ. પેહલાં હું ગયો પાળવા બંદર પર, પછી ફર્યો મોદી બંદરે, પછી ગયો બાકબેના દરિયા કિનારે અને ત્યાંથી દોડયો તેવો હું પ્રીન્સિસ ડાકની ગોદીના પુસ્તે પુસ્તા ફર્યો."

"પણ આમ દરિયામાં તું શું શોધ કરેછ !" શેઠને ઘણી નવાઈ લાગી.

"અગરજો સોલી દરિયામાં ડુબ્યો હોયતો કાંઈ તેના કપડાં તરતાં તરતાં નિકલી આવે અને તેની ઈધાણી હાથ લાગે. પણ તેવું તો કાંઈ મળ્યું નહી, સાહેબ. ત્યાંથી હું પાધરો ધોબીતલાવની ચોકી ઉપર ઈનસ્પેકટર સ્પીચ કાકને પુછવા ગયો, ત્યાંથી નિકલ્યો તેવો નાખોદાના તલાવ ઉપર ગયો, ત્યાં પાહરા ઉપર ઉભેલા સિપાઈને પુછીને હું કોટમાં વટયો, ત્યાં ઈંગ્રેજ બજારમાં હોમીને મળ્યો, ત્યાંથી મારે ઘેર ગયો, પછી મારા કાકાના જમસુને એપાલો હાટલમાં શોધવા ગયો અને ત્યાંથી તમો સાહેબને કેહવા અંહી આવ્યોછ કે તમો રજા આપો તો હું આજે થાણે જાવું."

રજા આપે! શેઠ ના કેહ તેથી શું વળે? ભીખો ભરભરિયો હાલ તો રજા વગરજ ગોયા રજા ઉપરજ છે.

"અને હવે, સાહેબ, મારી એક બીજી અરજ છે." શેઠે ભીખાને થાણે જવાની રજા આપ્યા પછી તેણે માગી લીધું. "પીરોજાને અંહી બોલાવો સાહેબ તો હું થાણે જતાં એને મળી જાવું. થાણામાં એણે પોતાની મા ઉપર કાંઈ કેહવાડવું હોય તો એનો પેગામ હું લઈને જાવું."

મોટા શેઠે આ વિચાર ઘણો પસંદ કીધો. તેવણે તુર્તજ નાની શીરીનને ફરમાવ્યું કે પીરોજાને અંહી તેડી લાવે, અને પોતે બાહાર જવા સારૂં તૈયાર થવા પોતાના માહેલા ઓરડામાં ગયા.

પીરોજા જમતી વખતે આ ઓરડામાં આવવી જોઈયે પણ તે કાં નહી આવી તે જાંહગીશાહ શેઠ જાણતા નથી. તે નહી આવી તે ફકત નાજાંમાયની અદેખાઈની મોહકાણ હતી. આજ જમવા આથા અગાઉ નાજાંમાયે તે બિચારીને નાહક પજવી, સતાવીને ગાળો દીધી હતી, જેના બળાપા અને દુઃખમાં તે આજે માળા ઉપર જમવા આવી નહી હતી. જમવાનો વખત થયો ત્યારે. તેની નાનકડી ચેલી શીરીન તેને જમવા સારૂં તેડવા આંવી, પણ પીરોજા તે વખતે રડતી હતી. તેણીએ રડતે ડુસકે ખાંવા જવાની ના પાડી પોતાની ઓરડીમાંજ રેહવા ચાહ્યું; પણ પોતાની આ અસરાફ શિક્ષક, જેને શીરીન ઘણી ચાહતી હતી તેને આવી દુખી હાલતમાં દેખીને તેણી શેઠ આગળ કદાચ વાત કહી આપે તે બીહીકથી પીરોજાએ પોતાનો આ બળાપો છાણો રાખવા શીરીનને શિખવી હતી; પણ જો ફલી કાકા યા મોટાબાવા પીરોજા જમવા કેમ નહી આવી તે પુછે તો શીરીનને એટલોજ જવાબ કેહવા શિખવ્યો હતો કે તેનું આજે માથું દુખેછે.

બિચારી પીરોજાનું માથું ખરેખર ફરતું હતું. તે ફરે તેમાં નવાઈ નથી. એક તો તેનો એક વ્હાલો પણ માનવંત ભાઈ તેને મળવા મુંબઈ આવ્યો પણ આવી મળે તે અગાઉ અચબુચ ગુમ થયો એજ દુઃખ તેને માટે થોડું નહી હતું—પણ બીજું તો વળીજે મોટે ઠેકાણે પોતે નોકરીએ રહીછે ત્યાં તેની અદેખી શેઠાણીની તેના ઉપરની સત્તાવણીઓ તેનાથી નહી ખમાય એવી થઈ પડીછે. તે ફકત મોટા શેઠની મેહરબાનીને લીધેજ ટકી રહીછે. શેઠ જાંહગીરશાહે તેને પોતાના

ચીનવાળા દીકરાની બાળક દીકરીની કેળવણીને માટે ચાહીને રાખીછે અને પીરોજા પોતે બચ્ચાંને અને બચ્ચાંની કેળવણી ને ચાહેછે તેથીજ તે હજી સુધી નાજાંમાયની નાલાયકી છતાં ચાકરી છોડીને જતી નથી. નાજાંમાય કાંઇ તેની શેઠાણી નથી, તે કાંઇ તેનો પગાર આપતી નથી યા તેનું પુરૂં પાડતી નથી, અને તોપણ નકામી વચે પડીને ઘેરની વડી વહુ લેખે માત્ર સત્તા ચલાવેછે કે જે પીરોજાને માટે ધીરેધીરે નહી ખમાય એવી થતી જાયછે.

શીરીન તેડવા આવી ત્યારે પીરોજા પોતાના ઓરડા માં લખવા બેઠેલી હતી. તેની આંખ્યોના આંસુ તુર્તનાંજ સુકાયલાં હતાં અને તે પોતાની વ્હાલી બેહન દીની—ડાકટર મંચીની દીના ઉપર પોતાનાં દુખ સુખ લખતી હતી. તે કાગળ પુરૂં કરી નહી રહી તેટલામાં તો તેની રમતિયાલ ચેલી તેડવા આવી, અને તેબી કેમ ?

"પીરોજા, પીલાંમાય, તમોને ભીખો બોલાવેછ."

"ભીખો ? ભીખો કોણ ?"

"વળી કોણ ? ભીખો ભરભરિયો ?"

"જાબા શીરીન, હું દિલગીર છું કે તુંને હું સલુ કાઇથી બોલતાં શિખવુંછ તે તું ભૂલી જાયછ. કોઇનેબી એમ તોછડાં નામે બચ્ચાંએ હાંક મારવું નહી જોઇયે."

"પણ બધાં એને ભીખો ભરભરિયો કેહછ. એ પોતે બધાંને મોહડે ચહડીને કેહછ કે મને ભીખો ભરભરિયો કહો. હું પોતેબી એનું એ નામ પસંદ કરૂંછ, કાંકે જેવો એ ભલો છે તેવું એનું ભલું નામ છે. તેમાં અપમાન કાંઇ નથી."

"તોપણ, મારી દીકરી, આપણે બચ્ચાંએ તો તેને ભીખાજી કરીને કેહવું જોઇયે. પણ વારૂં તે શું કેહછ ? કોણને તેડેછ ?"

ભીખો ભરભરિયો આમ પીરોજાને તેડું મોકલે, અને તેબી વળી શેઠના ઓરડામાં એક બચ્ચાંની મારફતે, એ પીરોજાને ગમ્યું તો નહી. અગર ભોલો ભીખો ગરીબડી પીરોજાને પરણવા ચાહેછે તો ભલે ચાહે—પીરોજા પોતે તમારા આજના કોઇ લોભી ને લુછા જુવાનિયા કરતાં એ ભલા ભોળાને વધારે પસંદ કરેછે—પણ તેટલામાટે ભીખો શેઠનાં ઘરમાં આમ પીરોજાને કેહવા કારવવાની છુટ લેય એ ફકત સ્ત્રી વિવેક અને સ્ત્રી મર્યાદાની કુદરતી લાજ થકીજ પીરોજાને વાંધાભરેલું લાગ્યું. પણ ભીખો ભર ભરિયો વળી બાહારનો વિવેક અને સુધરેલી અદબઅદા તે કયાંથી લાવે ? તે તો હજી પીરોજા તેને શિખવેછે.

"પણ તમોને તેડી લાવવા તો મને મોટાબાવાએ ફરમાવ્યું" નાની શીરીને અંહી ઝટ ખોલાસો કીધો. "ભીખા—ભીખાજી—એ આવીને તમોને મળવા સારૂં મોટાબાવાની રજા માગી ત્યારે મોટાબાવાએ મને કહ્યું કે જઇને તમોને તેડી લાવે."

આ તો વળી જુદીજ વાત નિકલી. પીરોજાને ત્યારે ખરેખર તો ભીખાએ નહી પણ મોટા શેઠે તેડાવીછે—બરા બર બોલીયે તો ભીખાની અરજ ઉપરથી મોટા શેઠનો હુકમ થયોછે. એ તો ખચીત ખરી સલુકાઇ અને ખરા વિવેકનું ભીખાએ કામ કીધુંછે. આજના તમારા જુવાનો જે સંભાળ નહી લેય તે સંભાળ ભીખાએ લીધીછે, તો પછી પીરોજા તેમાં શો વાંક કાહડી શકે ? તે તુર્તજ પોતા નું માંથુબાનું સમારી, પોતાની સાડીની સોડ તાણી, પોતા નું રડેલું મોહડું લુછીને મોટા શેઠના ઓરડામાં ગઇ.

શીરીને સાથે આવવા માગ્યું—અને તેબી એટલામાટે કે તેની આ શિક્ષકને નાજાંમાયે આજ સહવારે ગાળો દીધી અને અપમાનો કીધાં તે વિષે રાવ કરવાને શીરીન નું હૈડું ભરાઇ રહેલું હતું, તે કોઇનીબી આગળ ખાલી કરવા પીરોજાએ તેને અટકાવી રાખી હતી પણ હવે ભીખા આગળ શીરીન તે વાત કરવા માગતી હતી, પીરોજાને તે પણ પસંદ નહી હતું. તેણે શીરીનને સમ જાવીને ભણવા બેસાડી અને પોતે એકલીજ મોટા શેઠના ઓરડામાં ગઇ.

શેઠના જમવાના ઓરડામાં ભીખો એકલોજ હતો. તેનું દિલ સઘળું સોલીને લગતા ગભરાટથી ભરેલું હતું તોપણ પીરોજા જેવી એક નાજુકબદની આગળ તે ગભરાટ તેણે બતાવ્યો નહી. એક જણ, જેણે ઘણાં વર્ષ જંગલી આરબાઓમાં કાહડેલાં, તેનાથી વકી નહી રખાય એવી નાજુકીથી તેણે પીરોજા આગળ તેના ભાઇનું ખૂન થવા ની પોતાની અટકલ છાણી રાખી. તેણે એટલુંજ કહ્યું કે "હું થાણે જાવુંછ—કોઇ કામકાજ કેહવડાવવુંછ ?"

"પણ તું થાણે કાં જાયછ, ભીખાજી ?" પીરોજા એ અચરત થઇ પુછ્યું.

"પેલા પરભુડા રામચંદ્રને મળવા. હું ધારૂંછ કે સોલીના ગુમ થવાનો જો કાંઇબી પત્તો મળવાનો હોય તો એ ધારાથી મળી શકે. તેણે સોલીને શું કામ સોંપીને મુંબઇ મોકલ્યો તે બરાબર જાણીયે તો ખોળ ચલાવવાને બને."

"પણ તે બધો પત્તો રામચંદ્ર લખી ચુકયાછ" પીરો જાએ સુચવ્યું.

"લખી ચુકયો !" ભીખાને એ વિચાર નહી બાધ્યો. "મળીને પુછવાની વાત જુદી ને લખવાની વાત જુદી. એ ધારાને સારી પેઠે બંઓ ચલાવીને પુછીયે તોજ એનાં પેટમાંની બધી વાત બાહાર આવે. તે કાંઇ લખ્યાથી થાય ? તેને મોહડે મોહડું મળી, બાઇ બાપો કરી પુછવું જોઇયે અને તેથી કોઇએ થાણે જવું જોઇયે. કોઇ નથી જતું ત્યારે હું જાઉંછ. હોમીએબી જવાની ના પાડી, પણ જયા વગર મારો જીવ નહી માને."

પીરોજા ચૂપ રહી. તે શું બોલે ? એક દોસ્તની ડાનમાં ભીખાનું આ કેવું દુઃખતુ જીગર ! એ તે કેવો શાચો મિત્ર ! આ વાતથી પીરોજાને અગર ભીખા વિષે કાંઇ પણ વિચાર ઉપજયો તો સારોજ ઉપજ્યો. આ સાચા સાદા, ભોલા માણસ ઉપર પીરોજાની સાચી પ્રીત વધારે દોડી.

"થાણાના આપણાં બાપીકાં વતનમાં મને પગ મુકવાબી નથી ગમતો, પીરોજા" તેને ચૂપ જોઇને ભીખા એ વાત ચલાવી. "જે ગામથી મને એક વખત નાહાસી જવું પડયું તે ગામમાં હું પાછો મારી હાલની ગરીબી હાલતમાં જાવું તો મને ઘણું ભારી પડે, માટે મેં ઠરાવ કીધો હતો કે હું પૈસાવાળો થાવું નહી ત્યાંસુધી મારે થાણે જવું નહી. પણ આપણે ધારીયેછ શું ને આપણું થાયછ

શું ? દુનિયામાં આપણી મરજીથી ઉલટું ઘણુંબી થાયછ ને તે વળી ગુપચુપ ખમવું પડેછ. ઠરાવ ઠરાવને ઠેકાણે રેહછ ને આપણ શિખીયેછ કે મનમાં ધારેલો હેંકાર કાંઇ પાર પડતો નથી. મારા દોસ્તનો પત્તો મેળવવા મારી મગરૂરી જોખમાય તેની હું દરકાર કરવાનો નથી."

"ઓ ભીખાજી, તું કેવો ભલો છે!" અંતે પીરોજા ખરી વખાંણ બોલી ઉઠી. "પણ થાણામાં તારો એ ફેરો ફોકટ છે. જો સોલીની શોધ સારૂં રામચંદ્ર વકીલ પાસે કાંઇબી વધુ ખોલાસો હતે તો તે આપ્યા વગર રેહતે નહી."

"એમ હોમી કેહછ, તું કેહછ, બધાં કેહછ, પણ મારી ખાતરી થતી નથી. અજમાવી જોવામાં કાંઇ ગયું ? મારા સોલીની એક જરાબી નિશાન મળે તો તેને મારે થાણે શું પણ છેક ચીન કે વિલાત સુધી હું જઇ પોંહચું. મને વધારે પસ્તાવો એમ થાયછ કે મેં મારા જાની દોસ્તને તેની ગેરહાજરીમાં માઠું લગાડયું. જયારે સોલી મને મળવાનો વાયદો કરી ગયો અને આવી નહી મળ્યો ત્યારે હું તેના ઉપર ખીજવાયો ને બદગુમાન લઇ ગયો. મેં તેને 'મોટા લોક' ને 'મગરૂર' ને વગેરે વગેરે કહ્યો, જયારે ખરી વાત એ હતી કે તે બિચારો તે વખતે કેવા કોઇ લુછાઓના હાથમાં ફસી પડયો હશે. એ બિચારાની પાક યાદને આમ મારેથી માઠું લાગ્યું તે મારી તકસીર કેમ માફ થશે, પીરોજા ? મારી એ કસુરની ખાતર મારે તેની બનતી શોધ કરવાની બમણી ફરજ થઇ પડીછ; જો મારી શોધની ખામીથી સોલી ગુમ થાય તો એનો ભૂત રોજ રાત્રે આવીને મને મારી ઉંઘમાં ઘેરે!"

"પણ ભીખાજી, શું સોલીની આશા હવે કાંઇ નથી ?" પીરોજાએ ઘણા ચિંતાતુર ચેહરે પુછયું.

"હું શું કહી શકું ? કોઇ વખત મને લાગેછ કે સોલી સલામત અને જીવતો છે, ને કોઇ વખત વળી હું તદન આશા છોડીને દેવાનો બનુંછ. એમ તો તારો ભાઇ નાની દરિયામાં ડુબી ગયો ને દરિયામાંજ ગુમ થયો ને તેની ટોપી તરતી મળી આવી ત્યારે તે જીવતો પાછો ફરવાની આપણે કયાં આશા રાખીતી અને તોપણ ખોદાની બક્ષેશથી તે સલામત પાછો ફર્યો કેની! તેમજ સોલીબી કદાચ પાછો આવે. મેં રાત્રે સ્વપ્નામાં સોલીને જીવતો જોયો—જાણે કે પાલવા બંદરપર હુંજ તેનો હાથ પકડીને તેને બોટમાંથી કિનારે ઉતારૂંછ. વાસ્તે હું તો ગમે એટલી હિમત છોડી દેવું પણ તું હિમત છોડતી ના, પીરોજા. હું મસ્કત હતો ત્યારે એક આરબ એક વર્ષ સુધી ગુમ થયલો પાછો મળ્યો. અમે તેને મુવેલો સમજયા ત્યારે તે તો કોયો દેશમાં ફરવા ગયલો હતો અને લાંબી દાહડી ઉગાડીને આવ્યો ત્યારે અમે તેને મુવેલો સમજયા માટે ઓર અમોનેજ હસવા લાગ્યો."

"પણ પીરોજા, એ તારી આંખને શું થયુંછ ? આંખ્યો સુજેલી કેમ છે ?" તુર્તજ પીરોજાની નૂરમંદ ચશ્મો ઉપર પોતાની નજર ખેંચાવાથી ભીખાએ વાત ફેરવી નાખી. "તું સરિયામ રડેલી લાગેછ, પીરોજા. કેહ તું શું કામ રડેછ ? શંન પેલી નાજાંમાય તારી ઉપર જુલમ ગુજારેછ, નહી ?"

પીરોજાએ આ વાતના અખાડા કરવા માગ્યા પણ ભીખાની ખાતરી થઇ નહી. "અરે અફસોસ !" તે દુખી દેમાગથી બોલ્યો. "તું પાક પરીજાદ અંહી આવો જુલમ ખમે અને તોપણ હું તુંને મદદ આપી નહી શકું યા તુને આ દુ:ખનાં ઘેરમાંથી છોડવી નહી શકું એ કેવી લાચારી ! હું નથી જાણતો કે તુને આ નીચ નાજાંના પંજામાંથી કયારે છોડવી લઇ જવશ. હું મારી હાલત સુધારવાની આશામાં બેસી રહ્યોછ, પણ તે સુધરતી તો કાંઇજ નહી. હું શું કરૂં, પીરોજા ? હું લાચાર થઇ પડયોછ. તુને અંહી ચાકરીની વેઠમાં જુલમ ખમતી જોવુંછ ત્યારે મારૂં કલેજું બળી જાયછ, અને તોપણ મારો કાંઇ ઉપાય ચાલતો નથી."

"નહી, નહી, તું દુખી ના થા, ભીખાજી" પીરોજા તેને ધીરજ આપવા લાગી. "મારૂં દુ:ખતો મારા સોલીના ગુમ થવાનું છે. મારો વ્હાલો ભાઇ ગુમ થાય ત્યારે શું મને રડવું નહી આવે ?"

"ખરેખર! એબી ખરૂં ! પણ હુંબી કેવો બેવકુફ છું કે મારા સોલીની શોધ કરવાનો જે વખત તે વખતે હું અંહી બેસીને ગપા મારૂંછ. હવે તો હું જાવુંછ, પીરોજા. થાણે કાંઇ કામકાજ કેહવડાવુંછ ?"

"કાંઇ નહી, સિવાય કે મારે ઘેર મારાં બધાં વ્હાલાંઓને મારૂં વ્હાલ આપવાનું. ભીખાજી, તું મારાં માયને મળશે કે નહી ?"

ભીખો આ સવાલથી કાંઇ ઓર હરખમાં ઉભો થઇ પીરોજાનાં માથાં ઉપર હાથ મુકી બોલ્યો.

"હા પીરોજા, હું તારાં માયને મળીશ અને તેવણને કહીશ કે તું મારી—મારી—"

પીરોજાની મતલબ કાંઇ પોતાની મા ઉપર એ પેગામ કેહવાડવાની નહી હતી. પીરોજાના પાક ચેહરા ઉપર કુદરતી લાજની લાલી ચહડી આવી અને ભીખો તે ચેતીને વધુ બોલ્યા વગર, પોતાનું વાકય પુરૂં વટીક કીધા વગર ચાલી ગયો ત્યારે એટલુંજ કહીને કે "હું જાવુંછ, પીલાં, સાહેબજી. હું પાછો આવું ત્યાંસુધી ધીરજ રાખજે!"

---

## પ્રકરણ ૧૦૫ મું.

## થાણે જવું તો ખરૂં પણ તે કેમ ?

ભીખા ભરભરિયાએ થાણે જવા ચાહવું એક વાત છે પણ જવું બીજી વાત છે. જવું તો ખરૂં પણ કેમ જવું તે વિષે આગમચથી વિચાર કરવાનું ભીખો ભૂલી ગયો હતો. પ્રવાસે જવાના પૈસા જોઇય, પણ ભીખા પાસે પૈસા કયાં હતાં ? તેણે રૂ૫૦ બચાવેલા હતા, તે "ઘેરવાળાં" ઝીણીને જાળવવા આપ્યા હતા, પણ પોતાના "શાહજાદા સોલી" ના ગુમ થવા પછી તેની શોધમાં તે સઘળા રૂપીયા તેણે સખી જીવથી ખર્ચી નાખ્યા હતા. બિચારો આજે પગે રખડેછે, પણ આવી એક શોધમાં એક જણના પગ ગમે એટલા ખડતલ હોયા છતાં કયાં સુધી યારી આપે ? વળી ઉતાવલ હોય ત્યાં પગ કેમ ચાલે ? માટે સોલીની ઘણી શોધ ભીખાએ ગાડીએ રખડવામાં ચલાવી હતી અને તેથી ગાડી-ભાડાંમાં, તેમજ કાગળો લખવાના

ટપાલ ખર્ચમાં, તારના સંદેશાઓ મોકલવાના તાર ખર્ચમાં, પોલીસના માણસોને આપ લે કરવામાં, એટલુંજ નહી પણ જે કોઇ સોલીનો પત્તો લાવી આપે તેને માટે ઇનામની જાહેર ખબરો જે વર્તમાનપત્રોમાં ભીખાએ પોતે પોતાને ખર્ચે છપાવી તેમાં, ટુકમાં અનેક રીતે સોલીની શોધ ચલાવવામાં તેના બચાવી રાખેલા પચાસ રૂપીયા તો જરા જરા કરતાં ચટણી થઇ ગયા, અને હવે જ્યારે એજ શોધ આગળ વધારવા માટે તે થાણે જવાના અંત ઉપર આવ્યો ત્યારે તેને ખીસા ખાલી જણાયા.

થાણે ચાલી જવાય કે ? ભીખાએ વિચાર કીધો. મુંબઇથી થાણા આસરે ત્રીશ માઇલ છે; ચાલવા માટે એ કાંઇ મોટી મંઝલ નથી, પણ તેમાં વખત ઘણો જતો રેહ અને આજતો ભીખાને પૈસા કરતાં વખત વધારે કીમતી છે. હવે તો થાણે જવા સારૂં પૈસા કહડાવવા જોઇયે. કોણ પાસેથી લેવા ? ઝીણી પાસે તો મંગાય નહી, કાંકે ભીખો પોતાના પચાસ રૂપીયા ખર્ચાઇ જવા પછી ઝીણી પાસેથી દસેક રૂપીયા તો ઉછીના લઇ ચુકયોછે અને હવે જો વધારે માગ્યા તો ઝીણી હાથ ધાળીને ખખડાવી કાહાડયા વિના રેહ નહી. હોમી પાસે પણ પૈસા માગવાની ભિખાની હિમત ચાલી નહી, કાંકે હોમી તો તેના થાણે જવાનીજ વિરૂધ હતો.

અંતે એકજ જણ ઉપર ભીખાએ ઉછીકું કહડાવવાનો આધાર બાંધ્યો, તે તેના માકા કાકાનો જમસુ. આજે તો તે શેઠિયાનો દીકરો શેઠિયો થયો હતો અને મોટા શ્રિમંત દાખલ "જમશેદજી શેઠ" ગણાતો હતો. પણ તેને મળવું કયાં ? તેનો ભરૂસો ને ભૂતનો ભરૂસો બરાબર. તે ચોપાટી રેહેછે, પણ ઘેરમાં ભાગેજ સુવા આવતો હોય તો. હાટલો, કલબો અને વાડીઓમાં તે ફરતો ફરેછે, પણ ઘણું કરીને એપાલો હાટલમાં તે મળી શકે—આગળ, વાંચનારી બાનુઓને યાદ હશે કે કાકાના જમસુની તે મદદ માગવા ગયો હતો ત્યારે તેને એ હાટલમાંજ પકડયો હતો.

માટે ભીખો ભરભરિયો આજ સહવાર પછી ઝીણીને ઘેરથી નિકલ્યો તેવો કાકાના જમસુને પકડવા એપાલો હાટલમાં ગયો હતો—સહવારે જ્યારે ડાકટર બરજોરનો નાસ્તો અધુરે ગયો ત્યારની આ વાત કરીયે છીયે—આજ બપોરે તે જાંહગીરશાહ શેઠને અને પીરોજને મળવા આવ્યો છે તેની અગાઉની એ વાત છે—શાપુર શેઠના ચકલાને નાકે બરજોરને રાઘુ રામોસીનો ભેટો થયો હતો તેજ સહવારની આ વાત છે.

"એપાલો હાટલ" માં કાકાનો જમસુ મળ્યો નહી. ભીખો ઘણી વાર ખોટી થયો—એક દોહડ કલાક નિકલી જવા છતાં ભુખ લાગી અને મરીબી ગઇ ત્યાંસુધી ભીખો "જમશેદજી શેઠ" ની રાહ જોતાં તલપ તલપે તલપી રહ્યો. અંતે સહવારના કલાક ૧૧ ને સુમારે તે થાકી થાકીને પાછો ફર્યો, પણ બટલરને પોતાનું નામ આપીને કહી આવ્યો હતો કે જો "જમશેદજી શેઠ" આવે તો તેવણને કેહવું કે "હું બપોર પછી પાછો આવીશ, અને કામ અગત્યનું છે માટે આવું ત્યાંસુધી ખોટી થવું."

"જમશેદજી શેઠ" ને આમ હુકમ કરી ભીખો પોતાના ઘેર ભણી ફર્યો અને ત્યાં નજદીકમાં જે મિશાળે ડાકટર બરજોરને તેજ મિશાલે તેજ ચકલા ઉપર ભીખા ભરભરિયાને રાઘુ રામોસીની અચણુચ મુલાકાત થઇ ગઇ!

જોકે આપણ તે વખત પછી આગળ ચાલી ગયાં છીયે, તોપણ આ વાર્તામાં એ વખત ઉપર લગાર પાછા આવવાનું અગત્યનું છે. ડાકટર બરજોરને છોડીને તથા કામની ઉતાવલનું બાહનું કાહાડીને રાઘુ પાછો વળ્યા પછી. તુર્તજ ચકલાને બીજે નાકે તેને ભીખાનો ભેટો થયો. અને તેબી ભીખાના સરેસ્તા પ્રમાણે ગડબડિયો ભેટો હતો. રસ્તો જાણેકે પોતાના બાપનો હોય અને તેને એકલાને માટે બંધાવેલો હોય તેમ ભીખો આસપાસની કશી દરકાર કીધા વગર ધસ્યો જતો હતો તેવામાં અચણુચ એક બિચારા ધીરા અને એકમાર્ગી રાહદારીને અઠડી પડયો, કે જે રાહદારી તો રાઘુ રામોસી નિકલ્યો.

આતો તેને સરસ તક મળી. હમણા પોલીસનો જે અમલદાર તેને મળવો જોઇયે તેજ તેને મળ્યો. ભીખાએ અચરતીથી માફ માગીને તેને ઉભો રાખ્યો અને ઘણી નમનતાઇથી તથા ઘણા મીઠાસથી તથા જોસથી તેની સાથ વાતે વલગ્યો. પોતાના "શાહજાદા સોલી" ના ગુમ થવાની તેની સાથ વાત કાહડી, પોતે શી શી શોધ કીધી તે કહી સંભળાવી અને આ શોધમાં એક વાર ફરી રાઘુની મારફતે પોલીસની મદદ માગી.

"રાઘોબા, મેં તમોને આગળા વખતમાં અપમાન આપ્યાંછ, ઠપકા આપ્યાછ, કડવા શબ્દુનો કહ્યાછ, તે સઘળાં ભૂલી જાવો, તે સઘળાં મને માફ કરો અને તેને માટે મારો આ પસ્તાવો કબૂલ રાખો. ગુસાની ગરમાગરમીમાં બોલ્યું ચાલ્યું મોક. થંડા વખતમાં તે યાદ નહી કરવું. તમે જાણોછ તો ખરા કે મારાં મનમાં તમારી સામે પાપ કાંઇ નથી. હું તમોને ઘણી વખત કહી રહ્યોછ કે મારી પાસે જ્યારે પૈસા થશે ત્યારે હું તમોને જોઇ લઇશ. તે શાથી ? સુના રૂપાંથી હો ! બસ મારા સોલીને શોધી આપો. જો તમે ચાહો તો શોધી શકો. પોલીસથી એક કામ નહી બને એવું નથી. જ્યારે તે નથી બનતું ત્યારે પોલીસમાં તે બનાવવાની શક્તિ નથી એમ નહી પણ તે બનાવવાની ખુશી નથી એટલુંજ હું માનુંછ. હું માગી લઉંછ, રાઘુબા, હું બે હાથ જોડીને માગી લઉંછ કે મારાં આગળાં અપમાનોનું મારી ઉપર વેર નહી રાખશો અને મારા દોસ્તનો પતો શોધી આપશો. ખચીત તે કોઇ લુછાઓને હાથ ફસ્યોછ અને માર્યો ગયોછ."

આ સઘળું ભાષણ ભીખો ભરભરિયો એવાં જોસથી, એવા ઉત્સાહથી, એવાં ખરાં દિલનાં દર્દથી બોલતો હતો કે તે આખું બોલી રેહ નહી ત્યાંસુધી વચે બોલવાને રાઘુ રામોસીનું દિલ ચાલ્યું નહી અને તક પણ મળી નહી. તે જોકે મુગે મોહડે આ સાંભળતો હતો તોપણ આવા એક દોસ્તની આવી દિલોજાનીને માટે તેનાં મનમાં માન નહી પેદા થાય એતો બનેજ કેમ ? રાઘુ રામોસીએ આ શબ્દો મુગે મોહડે પણ મુખમાં માન સાથ

સાંભળ્યા. તે સોલીને શોધી લાવવા નાખુશ નહી પણ અશકત હતો. સોલીનું ગુમ થવું જેમ બીજાઓને તેમજ આ બાહોશ ડીટેકટિવને મનથી એક મોટો ભેદ હતો.

"ભીખાજી, તું ધારેછ તેમ સોલી કોઇ છાકટા કે જુગારી લોકોના બદ ઈલતી ગુફાઓમાં ફરે અને ફસી પડે તેવો ચાન નથી. તે એ જાતનો માણસજ નહી."

"તેવો માણસ તો નથીજ, પણ લુછાઓએ તેને છટકાંમાં ઉતાર્યો હોય તો!" ભીખાએ તકરાર લીધી; અને પાછી આજીજી ચલાવી- "જુવો, રાયોબા, તમે એક વખત બિચારા સોલીને વગર વાંકે સતાવીને નુકસાન કીધુંછ. તેમાં તમારી કાંઇ બુરી ધારણા તો નહી હતી, માત્ર તમારી ભૂલ થઇ હતી, પણ તમારી ભૂલથી તે બિચારાને કેટલું ખમવું પડયું હતું! માટે હવે તેની શોધ ચલાવી તે નુકસાનનો બદલો વાલી આપો, અને પછી જુવો કે હું તે વિષે મારા આખા જન્મમાં ફરીથી એક શખુન કાહાડીશ નહી. હું કોઇ દાહડે પૈસાદાર થઇશ તો તમોને હીરા મોતીમાં મઢેલી એક તપકીરની ડાબલી ભેટ આપીશ."

"હું તપકીર લેતો નથી," રાધુ બોલ્યો; પણ ભીખાની આ ઓજરખાહીની તેના ઉપર અસર થયા વિના રહી નહી. સોલી દારાશાના કાંઇ એ ડિટેકટિવનો દુશમન નહી હતો અને તેની ભાલ જો કાંઇ મળે તો કાહાડવાને તે રાજી હતો.

"જો ભીખાજી, હું તને ખુલ્લું કહુંછું," રાધુ રામોસીએ અડધી દયાની, અડધી દમ ભરાવવાની ઢબમાં કહયું, "સોલીની શોધ જો મારાથી થઇ શકે તો તે કરવાને હું નાખુશ નથી; પણ હાલ હું મુંબઇની પોલીસ ડયુટીપર નથી. હું તો થાણે છું અને અંહી માત્ર રજા ઉપર આવેલો છું. મારી આઠ દાહડાની રજા આજે પુરી થાયછે અને કાલે મારે થાણામાં હાજર રેહવું જોઇયે. પણ હું જાણુંછું કે સોલીની શોધ મુંબઇની પોલીસે પડતી નાખી નથી. તે છતાં તું આગ્રહ કરેછે તો હું અંહીના વડા ડિટેકટિવ યુસુફઅલીને તાકીદ કરી જવશ અને ખાસ કરીને તારી ખાપશ બજાવવા તેને ચોંપ કરીશ. યુસુફઅલીને કાંઇ જેવો તેવો ડિટેકટિવ ના સમજતો, ભીખાજી. તે મારા કરતાંબી હોસ્યાર છે. તે મુંબઇનો કીડો ને પોલીસનો ભોમિયો છે."

"ઠેંકયુ! ઠેંકયુ!" ભીખો હર્ષભેર રાધુ રામોસીનો હાથ ઝાલી તેને ભેટયો. "ખોદા તમોને સલામત રાખે રાયોબા, ને યુસુફઅલીને પણ. યુસુફને મારી તરફથી કેહજો કે તે મારા દોસ્તનો પત્તો લાવશે તો હું એનેબી તપકીરની ડાબલી હીરામાં મઢેલી સોનાની ભેટ આપીશ."

સોના રૂપાંની ને હીરામાં મઢેલી તો રહી પણ એક પત્રાંની ડાબલીબી ભેટ આપવા ભીખાની તાકાત હોય તે વિષે રાધુ રામોસીને મોટો શક હતો. પણ રાધુ કાંઇ ખરાબ કે ખારીલો માણસ નહી હતો. તેને ધીરે ધીરે ભીખો ભરભરિયો ઘણો ગમવા લાગ્યો હતો. ભીખો આટલુંજ બોલીને જતો હતો પણ રાધુએ તેને ખામખા એક શિખામણનો શબ્દ કેહવા ઉભો રાખ્યો.

"ભીખાજી, તું થાણે જાયછે, પણ ત્યાં એકાદ બે માણસ એવા છે કે જેમને તું કરજદાર છે."

"એકાદ બે શું? અડધા ડજન કહોની" ભીખાએ ભોલાં દિલથી કબૂલ કીધું.

"માગનારાઓ વાઘ વરૂ જેવા હોયછે. તેમનાં ભુખ્યાં મોહમાં તું કયાં જાયછે, ભીખાજી? હું તારી જગ્યાએ હોવું તો તેમનાં પંજામાં ચાલી ચલાવીને જવા કરતાં બનતાં સુધી દૂર ને દૂર રહું. તેઓ તારા મા મામાના ભરૂસા ઉપર થોભ્યાછે, પણ તેઓનું કરજ કશું અદા ન થવાથી તેઓ તારી ઉપર ખીજવાઇ રહ્યાછે, અને તું તેમના હાથમાં જતાંની વાર તેઓ તારા ઉપર તરાપ મારશે. મારી ભલામણ છે કે તું તારી સાથે પૈસાની થેલી ને થેલીઓ લઇ જવાનો હોય તોજ થાણે જજે."

"પૈસાની થેલીને થેલીઓ!" ભીખો હસ્યો. "ખાધુ પેટ ભરીને, રાયોબા. ગજવામાં બે દોહડિયાં નથી, તેની વાત કરોની. હું થાણે જવાની અચબુચ ઉલટમાં આવી ગયોછ, પણ ગાડીભાડું કયાં લેવા જાવું તેના વિચારમાં પડયોછ. જો મારા કાકાનો જમસુ મને દસ પંદર રૂપીયા ધીરે નહી યા રેલવે કંપની મને ફ્રી પાસ આપે નહી તો હું થાણે કેમ જઇશ તે હજી જાણતોબી નથી."

વધારે વાત કરવાનો વખત રાધુને નહી તેમ ભીખાને પણ નહી હતો. રાધુ રામોસીથી છુટો પડયો તેવો ભીખો પાધરોજ પાછો અપાલો હાટલમાં કાકાના જમસુને પકડવા ગયો, અને પોતાના આ ધાંધલિયા પીતરાઇના આવી પોંહચવાની ખબર તેની ધરપચ ધાંધલથી તે મોટા શેઠને મળ્યા આગમચ મળી. ભીખો "જમશેદજી શેઠ" ના ચાકરને કહી ગયો હતો કે તે પાછો આવે ત્યાંસુધી શેઠે થોભવું, કાંકે કામ અગત્યનું હતું. એવું તે અગત્યનું શું કામ હતું? શું કાંઇ મેહરમુસાનું આખું ઘેર ટુટી પડયું અને તેમાં બધાં ડટાઇ ગયાં—ભીખા ભરભરિયા સુધાં? એવી કાંઇ ભારે આફતની ખબર હોય તોજ "જમશેદજી શેઠ" ભીખાના ભરૂસા ઉપર તે આવે ત્યાંસુધી હાટલમાં થોભે.

પણ ભીખો તો માત્ર દસ રૂપીયા ઉછીકા લેવાને આવ્યો હતો એમ જયારે "જમશેદજી શેઠે" જાણયું ત્યારે તેવણનો ગુસો શું પુછવો? એટલાને માટે બેઅદબ ભીખો તેવણને થોભવા કહી ગયો હતો! અને એક કામન કલાર્ક, ભીખાજી નહી પણ ભીખારી, એક મસ્કતી મજુરદો, તેવા એક કંગાલે પોતાને જોઇતી પાંચ રૂપરડી સારૂ આવા મોટા શેઠને અગત્યનાં કામને બાહને થોભાવવાની હિમત કીધી, અને તેબી જે વખતે "જમશેદજી શેઠ" પોતે એક ભારી અગત્યનાં કામની ઉતાવલમાં હતા, તે વખતે તેને ખોટી કીધા એ તેવણથી કેમ ખમાય?

અને કાકાના જમસુનું એ અગત્યનું કામ શું હતું? પરણવાનું. જમસુ પરણવાની ગડબડમાં હતો તે તો ભીખા ભરભરિયાએ આગળ તેને આપેલી મુબારકબાદી ઉપરથી વાંચનારી બાનુઓને યાદ હશે. હમણાં તેનાં લગન પાસે આવ્યાં હતાં અને આજે તે પોતાને અદરાયલી માજરાની મેહરીને મળવા જવાનો હતો. એવી એક ઉલટભરેલી

ઉતાવલ વચે ભીખાએ તેને નકામો ખોટી કીધો તેને માટે તે સંડ ખળભળાટ કાહાડયા વિના નહી રહ્યો.

અને સેવટ એ આવ્યું કે ભીખાને એક પઈબી આપવાને કાકાના જમસુએ સાફ ના પાડી; અને હવે ત્યારે થાણે જવાનું ગાડીભાડું કયાં લેવા જવું તે વિષે ભીખો બરબરિયો ઘણો નિરાશ થઈને પાછો ફર્યો.



## દેશી નાટકો તરફ લેડી ડફરીનની નાપસંદગી.

માજી વાઈસરાયની બાનુ લેડી ડફરીનનાં પુસ્તક ઉપરથી અમે છેલા જે ઉતારા આપ્યાછે તેઓમાં દેશી નાટકો વિષે એ નામાંકિત નારીનું નીચલું મત જાણવા જોગ ગણાશે. કલકતામાં એક દેશી ગ્રહસ્થને ત્યાં મેજબાનીમાં ગયાં હતાં ત્યાં તેઓ આગળ ભજી બતાવેલા એક દેશી નાટકનું તેઓ નીચે પ્રમાણે બયાન કરેછે—

" આ નાટકનું નામ " Matrimonial Fix " પરણેનાં જોડાંની ગુચવણ એવું હતું, અને તેનો સાર ઇંગ્રેજીમાં લખેલો અમારા હાથમાં આપ્યો હતો, તે પરથી જણાયું જે હીંદુસ્થાનનો એક દેશી જે દસ મહીના ઇંગલંડમાં રહી આવ્યોછે અને જે ઇંગ્રેજી પોષાક પેહરેછે અને પોતાની ભાષા પણ ભુલી જવાનું ડોલ ઘાલેછે તેની ટકોર કરવા આ નાટક લખેલોછે. વળી તેમાં એક કેળવાયલી સ્ત્રી દેખાડીછે જે પોતાના ધણીને ઉજણતા ઉપર એક વીદવતાભરેલું ભાષાણ આપેછે જેથી કંટાલીને તે ઘર છોડી જતો રહેછે અને પછી તે સ્ત્રી પોતાનાજ જેવા એક કેળવાયલા પરૂષ સાથે નાહસી જાયછે. એક નાટક-તખ્તા ઉપર દેશી લેબાસોવાળાં અને બીનકુલ લેબાસ વગરનાં શરીરો ઘણો વીચીત્ર દેખાવ કરેછે. " D "* ને તો અતરેના બાબુઓ જેઓ પોતાનાં શરીરપર માત્ર ચાદરોજ ઓઢી ફરેછે તેઓ "ટોગા" પેહરેલા અસલી રોમનો જેવા દેખાયછે પણ મને તો તેઓ ચાદર ઓઢેલા સાધારણ માણસો જેવાજ લાગેછે. નાટકના એક દેખાવમાં એક વરરાજા કમર સુધી ઉઘાડા શરીરમાં દેખાવ દેછે જેની કમરપરજ માત્ર એક લાલ કપડું વીટાલેલું હતું, જયારે બીજા દેખાવમાં તેજ પરૂષ બનાતના એક આખા ઇંગ્રેજી " સુટમાં " તખ્તા ઉપર આવેછે. લગનનું કારજ કરનાર ધણીબી ઓછાં કપડાં વગરજ દેખાવ દેછે અને વરરાજાનો બાપ ફકત એક ચાદર ઓઢી આવેછે. . . . . . .

વળી એક પારસી નાટક વિષે તેઓ લખેછે:—

આજે રાતના અમો એક પારસી નાટક જોવા ગયાં હતાં એ નાટક " The Padlock " એવે નામનો એક ગાયણરૂપી ખેલ હતો. તેઓનું ગાયણ લુખું, બેતાલ અને એકનાએક સુરવાળું હતું. મુખ્ય સ્ત્રીનો ભાગ બજાવનારે અને બીજા બધા ખેલાડીઓએ એટમરખા કાળી મખ્મલના તીલી કમુબ જડેલા પોષાકો પેહર્યા હતા. પણ તે સ્ત્રીનો ભાગ બજાવનાર ધણી તો એક પુરૂષ હતો અને તે દેખાવે જરા પણ ખુબસુરત ન હતો. આ બેનથી અમોને ઘણી રમુજ પડી. તેમાંનો " આરકેસ્ત્રા "ના વાજીંત્રોનો અવાજ તો દુખના નાદ જેવો સંભળાતો અને થોડો ઘણો " સ્કાચ બેગ પાઇપ "ના અવાજને મલતો લાગતો. આ પછી બીજો નાટક થયો તેનું નામ " ફેનસી બૉલ " એવું હતું. એક પુરૂષ તખ્તા ઉપર ઉભો રેહતો અને બૉલમાં આવેના પરોણાઓની સંખ્યા મોટી દેખાડવા સારૂ, તખ્તાપર લશકર દેખાડવું હોયછે ત્યારે જેમ કરેછે તેમ પરોણાઓ એક બાજુએથી જઈ બીજી બાજુએથી બીજા પોષાકમાં પાછા આવતા પણ તેઓ પોતાના ચેહરા વગરેમાં કાંઈ પણ ફેરફાર કરતા નહી તેથી તેઓ એકેના એકજ માણસો છે એમ તરત ઓલખાઈ આવતા.

નાટક પુરો થયા પછી રાજ તરફની વફાદારીનું એક ગાયણ ગાવામાં આયુ અને પછી આપણા મહારાણીની એક પારદર્શક તસવીર દેખાડવામાં આવી જેમાં ખરેખર તેઓની જરા પણ મહરાગાત કીધેલી ન હતી.

આ નાટકની આટલીબધી ખામીઓ દર્શાવ્યા છતાં તેઓ છેલ્લે ભોલાં દીલથી કહેછે કે " આ નાટકથી અમોને ઘણી રમુજ મળી."

ગેહરબાઈ.

* " D " તે એ બાનુ પોતાના પતિ લાર્ડ ડફરીનને કેહછે.



## ઉદ્યોગી મજૂરોના ખેરખાહ લાર્ડ શાફ્ટસબરીની લડતો.

૨.

આગળા અંકમાં જણાવ્યું તે પ્રમાણે લાર્ડ સાફ્ટસબરીની મેહેનત અને ખંતથી રૂ તથા કાપડનાં કારખાનાંઓમાં બાળકોને દાખલ કરવા સામેનો તથા સ્ત્રીઓને ખાણોમાં કામ કરતી અટકાવનારો કાયદો પસાર થયો. પણ હજી લાર્ડ શાફ્ટસબરીનું કામ પૂરું થયું ન હતું. જે ગરીબ બાળકોને તેણે નુકશાનકારક વહીતરાંમાંથી છોડવ્યાં હતાં, તેમનાં માબાપો પાસે હજી પણ દિવસના સોલથી અઢાર કલાક તેમના માલેકો કામ લેતા હતા. તેમજ વળી બીજાં એવાં ઘણાંક ઉદ્યોગ હુન્નરોનાં કારખાનાં હતાં કે જેમાં કોમળ વયનાં બાળકો મજૂરીએ લાગેલાં હતાં, અને જેમને ફેકટરી એક્ટ લાગુ પાડવામાં આવ્યો નહી હતો. માટે એવાં કારખાનાંઓને ફાયદાકારક ધારાના અમલ તલે આણવાને તેમજ દરેક મજુરને કોઇ પણ કારખાનામાં દસ કલાકથી વધુ વખત મેહનત કરતો અટકાવવાને માટે કાયદો બાંધવાને તેણે સરકાર પાસે મજગુત માંગણી કીધી, અને ઘણાક બાહોશીભર્યાં ભાષણો કરી પાર્લામેંટની સભાને તે માંગણીને ટેકો આપવાની ભલામણ કરી.

તેણે ઘણા અસરકારક શબ્દોમાં દેખાડી આપ્યું કે ગરીબ મજૂર વર્ગ પાસે એટલોબધો વખત સખત મેહેનત કરાવવાથી તેઓની તનદરૂસ્તીપર બહુજ માઠી અસર થતી, તેમાં સ્ત્રીઓ તો ઘણાં ભારે દુખોની ભોગ થઈ પડતી. એટલુંજ નહી પણ તે બાપડાં ગરીબ લોકો કમ ફુરસદને લીધે ઘણાંજ અજ્ઞાન અને ફુવડ રહી જતાં, અને પોતાની કાંઇ પણ ફરજોપર ધ્યાન આપી શકતા નહી. તે બિચારાઓને માત્ર ઉંઘવાના છ સાત કલાક મળતા તે શિવાય બીજું કંઇબી કામ કરવાનો તો શું પણ ખાવાનો વટીક પુરતો વખત મળતો નહી, ત્યારે તેઓ પોતાનાં ઘરબારો તે કેમ સાચવે અને સાફસુફ રાખે, પોતાનાં અને પોતાનાં બાળકોનાં શરિર અને વસ્ત્રો સ્વચ્છ રાખવાપર તે શું ધ્યાન આપે, અને વળી પોતાનાં બાળકોને કેળવવા અને સુધારવાપર કયો વખત રોકે ? ઇશ્વરની ભક્તિ કર

વાની ફરજ તો શું પણ ઈશ્વરની હસ્તી જેવી પણ ચીજથી તેઓ અજાણ્યા રહેતાં, અને ભારે મેહનત અને ગંજા લેુને લીધે ચીડેલ અને અસંતોષી બની જઈ ઘણી દુઃખ ભરી જીંદગી ગુજારતાં. તેમજ વળી બાળકોની મજૂરીની બાબતપર સભાનું ધ્યાન ખેંચતાં લાર્ડ શાફ્ટસબરીએ નિચલી દુઃખદાયક વિગતો રજુ કરી હતી. તે બોલ્યો કે—

"છીંટ છાપવાનાં કારખાનાઓમાં નાનાં બાળકોને દાખલ કરવામાં આવેછે, અને તેમની પાસે સોળથી અઢાર કલાક કામ લેવામાં આવેછે. એ કારખાનાઓમાં એક જાતની ઝેરી રજકણો સદા ઉડતી રહેછે જેની અસરથી લગભગ દરેક બાળકને આંખો સુજી આવી ગળતી થઈ જવાનો રોગ લાગુ પડેછે, અને તોપણ તે બાપડાંઓને રાત્રે જગાડી તેઓ પાસે કામ લેવામાં આવેછે. ...... તંબાકુ બનાવવાનાં કારખાનાઓમાં નાનાં છોકરાંઓને ઘણાજ નિકૃષ્ટ વાયુની અંદર દરરોજ બારથી તેર કલાક બંધ કરી રાખવામાં આવેછે તેથી પણ તેમની તંદુરસ્તી પર માઠી અસર થાયછે. ...... કોરૂં કાપડ ધોઈને સફેદ કરવાનાં કારખાનાઓમાં બાળકોને એકસો ને વીસ ડીગ્રીની ગરમીવાળી ભઠ્ઠી આગળ લગભગ આખી રાત કામે લગાડી રાખવામાં આવેછે. ...... ગાલીચા બનાવવાનાં કારખાનાઓમાં બાળકોને પાછલી રાત્રે ચાર વાગતાંમાં હાજરી આપવી પડેછે, અને રાત્રે આઠ વાગતાં સુધી તેમનો છુટકો થતો નથી. ...... વળી સીસાં પેન બનાવવાનાં કારખાનાંઓમાં તો મેં કુમળાં બાળકોને સખ્ત મેહનતમાં પડતાંજ નહી પણ એક જાતની ગુનામગીરી કરતાં જોયાંછે. પાંચ પાંચ વર્ષની વયનાં બાળકોને તે કારખાનાના માલેકો લખતથી બાંધી લેછે કે તેઓ તરૂણાવસ્થામાં આવે ત્યાંલગી કોઈ પણ કારણથી તેઓની નોકરી છોડી જઈ શકે નહી; પણ વધારે દલગીરીની વાત તો એ છે કે એ રીતે તદન બાળવયથીજ સીસાં પેન બનાવવાનો એકલો એજ હુન્નર શીખેલાં અને બીજી કોઈ પણ કેળવણીથી બેનસીબ રહેલાં તે બાળકોને ચોક્સ વયે પુગવા બાદ તે કારખાનાની નોકરી એકદમ છોડી જવાની ફરજ પડેછે, કેમકે તેમના માલેકો બાળકોનેજ પસંદ કરેછે, અને ત્યારે તે ગરીબ અને બીજી રીતે અજ્ઞાન રહી ગએલાં જવાન સ્ત્રી પૂરૂષોની શું હાલત થાયછે! કોઈપણ બીજો ધંધો તેમને આવડતો ન હોવાથી, અને સર્વ પ્રકારે ઘણુંજ બેખબર રહી ગએલાં હોવાથી તેમને ગુજરાણનાં બીજાં સાધનો ઘણી મુશ્કેલીથી મળેછે, અને તેમનાંમાંનાં ઘણાંઓ તો પૈસાની તંગીને લીધે તરેહવાર અપરાધો કરેછે અને આપણાં બંદીખાનાઓ તેમના છેલ્લાં આશ્રમ થઈ પડેછે."

પોતાના મુગે મોહોડેના અને જાનવર સમાન સ્વદેશીઓનાં આવાં ભારી દુખો અને તેઓપર ગુજરતા ગેરઈનસાફની કહાણી એ પરોપકારી ઉમરાવનાં મુખથી સાંભળી પાર્લામેંટની સભા ઉપર તેમજ સર્વે ઈંગ્રેજી પ્રજા ઉપર ગંભીર અસર થઈ, પણ અફસોસ! કે એ સભાનો મોટો ભાગ આપસ્વાર્થી હોવાને લીધે અને ગરીબોપર દયા કરવા જતાં રખે તેમને પોતાને ધંધામાં નુકશાન થાય અથવા વધુ ખરચ કરવો પડે એવી ફીકર રાખી સભાના ઘણાક સૈનાસ્ટો તેમજ બીજા ઘણાંક કારખાનાવાળાઓ મજબુતીથી લાર્ડ શાફ્ટસબરીની સામે થયા અને સરકારને એવો કોઈબી કાયદો બાંધતી અટકાવવાને મેહનત કરવા લાગ્યા. એ સામે થનારાઓમાંનો એક તો પોતાની દયાળુ લાગણીને માટે જાણીતો થએલો મરહુમ જોન બ્રાઈટ હતો! પણ ગરીબોને ઘણી મેહનત કરવાથી કેટલું નુકશાન થતું હશે તેનો એવા ધણીઓએ કશો ખ્યાલ પણ કીધેલો નહી, તેમજ એવી બાબતની કાંઈ પણ ખોળ કરવાની તેઓએ મેહનત લીધેલી નહી, ત્યારે તેઓ જાણેજ શું કે તે બાપડાંઓની શું હાલત હશે! માટે એવા લોકો તો લાર્ડ શાફ્ટસબરીને સામો ઠપકો આપવા નીકલ્યા કે ગરીબ મજુર વર્ગ, જેને ખુદરતે મેહનત કરવા સૃજેલો છે તેને લાડ કરાવવાની અને આળસુ બનાવી મુકવાની યોજના તે રચતો હતો.

એ ભારે જુંબેસ વર્ષોનાં વર્ષો સુધી ચાલી. ત્રણ ત્રણ ચચ્ચાર વર્ષને આંતરે લાગ જોઈને લાર્ડ શાફ્ટસરી પોતાની દરખાસ્ત સભા હજુર રજુ કરતો અને તેને ટેકો આપવા તેના જેવાજ પરોપકારી અને વિચારવંત પૂરૂષો બહાર પડતા, તેમજ ઘણાક ભલા ધર્મગુરૂઓ અને બીજાઓ પણ તેને ખાનગી મદદ આપતા. પણ પાર્લામેંટની સભામાં તેની વિરૂધ લાગણી ધરાવનારાઓની સંખ્યા મોટી હતી, માટે લાંબા વખત સુધી તેની નેમ તેઓએ પાર પડવા દીધી નહી. એવું જોઈ આખરે સન ૧૮૪૮ માં જયારે એ દરખાસ્ત સભા હજુર મુકવાનું કામ પોતાના એક મિત્ર અને ગોઠીઆ મીο ફીલડનને સોંફી લાર્ડ શાફ્ટસબરી પોતે દુર થઈ ગયો ત્યારેજ આમની સભામાં તે ધારાનો ખરડો પસાર થયો, અને ઉમરાવોની સભા ઉપર ગયો જયાં લાર્ડ એલસમીઅર નામના એક બીજા ભલા ઉમરાવની મેહનતથી તે પસાર થયો, અને સરકારે લાર્ડ સાફ્ટસબરીના માંગવા મુજબનો ધારો ઘડયો. એ રીતે પોતાની જોકે આડકતરી રીતે તોપણ પકી ફતેહ થયલી જોઈ લાર્ડ શાફ્ટસબરીને ઘણોજ આનંદ પ્રાપત થયો. એ ધારો સર્વ પ્રજાને બરાબર લાગુ પડતો બનાવીને સન ૧૮૫૦ માં અમલમાં આણવામાં આવ્યો હતો.

એ પછી પણ લાર્ડ શાફ્સટસબરી એ ધારામાં જોઈતા સુધારા અને વધારા કરાવતો રહ્યો અને વાંચનારી બેહનો જાણીને ખુશી થશે કે એ હિંમતવાન અને સુદા ઉમરાવની ભલી ધારણાઓને તોડી પાડવાની કોશેશ કરનારાઓએ પણ આખરે પોતાની ભૂલ જોઈ અને તેઓ સર્વ એક અવાજે તેનો ઉપકાર માનવા લાગ્યા.

એ કાયદો અમલમાં આવ્યાથી ગરીબ મજુરો એટલો તો આનંદ પામ્યા કે લાર્ડ શાફ્ટસબરીના ઉપકારનો કાંઈ નજીવોજેવો પણ બદલો વાળી આપવાનો તેઓએ ઠરાવ કીધો, અને ઉતર ઈંગલંડ તરફના મજુરોએ એકઠા મળી એક ઉઘરાણું કરી એ ભલા ઉમરાવનું એક અર્ધ બાવલું ઘડાવ્યું અને તે ઉપર પોતાનો ઉપકાર જણાવનારો એક લેખ કોતરાવી એ ઉમરાવની બાનું કાઉન્ટેસ આફ શાફ્ટસબરીને તે ભેટ આપ્યું, કે જે ભલી બાનું પોતાના પતિને તેનાં પરોપકારનાં કામોમાં સદા મદદ અને ટેકો આપતી આવી હતી અને દુશમનોની હરકતોથી જયારે તે હિમત છોડી દેવાની અણીપર આવતો યા કાંઈ ગુંચવાડામાં પડતો ત્યારે તેને ખુદાપર વિશ્વાસ રાખી હિંમતથી લડવા

ને ઉસ્કેરતી. એ બાવળું એ ઉમરાવના મેહેલમાં હજી પણ જાળવી રાખેલું છે.

વળી એકવાર જ્યારે લોર્ડ શાફ્ટસબરી મેનચેસ્ટર ગયો હતો ત્યારે તેના તરફ પોતાનો ઉપકાર જાહેર કરવાની નેમથી સાત હજાર ગરીબ મજુરોએ, એકઠા મળી એવી માંગણી કીધી હતી કે તેઓને તેનાં હાથનું ચુંબન કરવા દેવું, અને તે માંગણી સ્વીકારવામાં આવી ત્યારેજ તેઓ સંતોષ પામી ચુગા બેઠા હતા! **પુતલીબાઈ.**

# આગલા જમાનામાં માણસને ૪૪ દાંત હતા!

(સ્ત્રી બોધને માટે ખાશ.)

લખનાર,

**ડાકટર દાદાભાઈ દીનશા બોદ, એમ. ડી, ડી. ડી. એસ.**

ઘણાક જુવાનીઆઓએ આજે ખોટા દાંતો પેહેરવા માંડેલા અને તે ઉપરથી તેમને કવખતે ઘરડા થયલા આપણ જોઇયે છીયે તે વિષે ઘણું અજબ જેવું એ છે કે જે વર્ગ કેળવાયલો, સુધરેલો તથા તંદરોસ્તીની જતન લેવા વાળો તેજ વર્ગ પોતાના દાંતોની ખરાબીને કંઇક રીતે આધીન હોયછે. બાળકોના દાંતો દીન પ્રતીદીન તેઓના ઘરડા બપાવા મમાવા જેવાજ કોહી ગયલા જણાયછે અને દરેક આવતી ઓલાદના દાંતો ઘણે દરજજે નાશ થવાનું સીધાંત ચુનંદા અમેરીકન દાંત તબીબો સાબેત કરી ચુકાછે.

ઈંગલંડની એક કાબેલ દાંત તબીબી મંડળી આગળ એ માબારત દાંત તબીબોએ ખાશ ખોળ, અભીઆશ તથા મેહેનત કરીને "માણસનાં ખોવાયલા દાંતો" એવાં રમુજી નામનો રસાલો વાંચી સંભળાવ્યો હતો, જે મધે તેઓએ અચુક રીતે એવું સાબેત કીધુંછે કે દુન્યાની સૌથી પ્રથમની વસ્તીવાળાં માણસનાં મોહોમાં સઘળા મળીને ૪૪) દાંતો હતા! એ વિષે આજે ઘણી મજબુત સાહદતો મળી ચુકીછે જેઓ મધેની એક તો એ છે કે કોઇ વેળાએ કોઇકોનાં મોહોમાં જોઇયે તે કરતાં એકાદ બે દાંતો વધારે હોયછે જે ઉપરથી વીધવાનો એવો સાર ખેંચેછે કે આ વધુ દાંતો તે જાણે ખુદરત ઇનસાનના દાંતોની અવલની ૪૪) ની સંખ્યા તરફ ઢલવાની કંઇક કોશેશ કરેછે. દુન્યાની વસ્તીની પ્રથમનાં માણસના ૪૪) દાંતો ઉપરથી આજે આપણાં મોંહોમાં ફક્ત ૩૨) દાંતો રેહેવાનું મુળ કારણ એ કે છેક અઠાગ પુરાણાં જમાનાથી તે આજ તુલીક માણસજાતની રાંધનકળા અતીશ્ય સુધરતી આવીછે. પણ માણસની રાંધનકળાથી તેના દાંતો ઓછા થવાનો ખોલાસો એમ મળેછે કે પ્રથમનાં માણસને રાંધનકળાની પુખ્ત સમજ નહી હતી તેથી તેનો ખોરાક તમામ કાચો રેહેતો હતો અને કાચ્ચો ખોરાક તેજ સખ્ત ખોરાક હોયછે માટે તેવો કાચો ખોરાક જરપત કરવા થકી તે વેળાનાં માણસને ઘણો લાંબો વખત તુલીક ચાવવો પડતો હતો પણ વખત જતે માણસે પોતાની રાંધનકળામાં અતીશ્ય સુધારા કરી મેળીને તરેહ કીસમનાં પોચાં પકવાનો બનાવ્યાં જેઓને ચાવવા માટે દાંતોનો ઘણો ખપ નહી થવાથી તેઓ મધેનાં કેટલાએકો નીરઉપયોગી તરીકે મોંહોમાં પડી રેહેવા લાગા.

હવે ખુદરતનો નીયમ એ છે કે શરીર મધેથી જે અવયવ નીરઉપયોગી હોય તે જલદીથી મરણ પામેછે. એ ધોરણ મુજબે કચકઇ જમાનાઓના અરસામાં કચકઇ પેહેડી દર પેહેડીના કેટલાક દાંતો તમામજ નીરઉપયોગી પડી રેહેવા ઉપરથી બેમાલમ રીતે તેઓની સઉથી અવલ સંખ્યા ૪૪) માં ઘટાડો થઇ જઇને આજે આપણ ફક્ત ૩૨) દાંતો ઉપર આવ્યા છીએ અને હવે પછીનાં ભાવીશનાં જમાનાઓની ગીરદશ તલે આ ૩૨) દાંતો પણ ઓછા થઇ જઇને ફક્ત ૨૮) થવાનો સંભવ અમેરીકાવાળા માહા વીદવાન દાંત તબીબ ડાકટર ટામસને સાબેત કરી આપેલો છે. આ વીદવાનનાં કેહેવા મુજબે હાલમાં આપણ ઘણાક જણાઓને ત્રીજી દાહાડના દાંતો વીના જોઇએ છીએ; કારણકે એ દાંતો સૌથી છેલા ઉગતા હોવાથી બીજા દાંતોએ ઉગવામાં સારી ફરાગતથી આખું જડબું ભરી નાખેલું હોયછે અને તેમ કરતાં જેઓ છેલી દાહડોના દાંતની જગા વારે ઘડીએ પુરી નાખેછે અને છેક મોહોત વેળાએ પણ જ્યારે ત્રીજી દાહાડના દાંતો ફુટવાની કોશેશ કરેછે, ત્યારે તેઓની જગા તેઓના પડોશીઓએ ભરી લીધેલી હોવાથી તેઓ ફુટવા નહી પામતાં તેઓના મુળો જડબાંમાંજ દબાઇ રહેછે અને તે કારણને લીધે આપણા ઘણાકોનાં મોંહોમાં ત્રીજી દાહાડ ઉગેલી જોતા નથી.

હવે ઉપર કહ્યુંછે કે માણસજાતની રાંધનકળા સુધરતી આવીછે અને દાંતોની સંખ્યા ઓછી થઇછે, તે ઉપરથી કંઇ એવું અનુમાન થતું સંભવેછે કે માણસજાતના સુધારાથી, તેના દાંતો બગડવા લાગયા; પણ તેમ નથી કારણકે સુધારો તે "જંગલીપણામાંથી સાંનપણુમાં—અગ્નાનપણામાંથી ગ્નાનપણુમાં—ગુલામગીરીમાંથી છુટાપણામાં—અને દુઃખમાંથી સુખમાં આવવુંછે. અમેરીકાવાળો વીધવાન ડાકટર કીંગસ્લી કહેછે કે 'આ જમાનાનાં સુધરેલાં માણસજાતની ચંચલ મનશકતીથી તથા તેના જોરાવર અને જોસાદાર વીચારથી તેની તબીયત તથા બાંધાને કદી ઇજા પુગવી નહી જોઇયે. પણ તેની જીંદગી ભોગવવાની રીતીઓ સાથે ધંધારોજગારની રોજીંદી બપ લાગત ચાલુજ હોયછે તેથી તેઓની માઠી અસર શરીરના તંતુઓ ઉપર લાગવાથી જેમ શરીર દુબળું થઇ જાયછે તેજ મુજબે દાંતો પણ દુબલા થઇ જાયછે. ડાકટર મેજીતો નામનો એક ફ્રેંન્ચ દાંત—તબીબ પણ એમજ કહેછે. આ વીદવાને પેરીસનાં "ખુદરતને લગતાં સંગ્રસ્થાંન"માં કદીમ જમાનાના માણસોનાં માંથાંની જાળવી રાખેલી તુંમરીઓ બારીકીથી તપાસીને પોતાનો એવો વીચાર આપ્યોછે કે તેઓના દાંતોમાં કશી પણ રીતનો સલો તથા કોહોવાત મુળગેજ જણાતો નથી. પણ ત્યાર પછીની આગળ આવતી ઓળાદોનાં માંથાંની તુંમરીઓ તપાસતાં તે મધેના દાંતોને કોહોવાત લાગેલાની કંઇક શાહાદનો 'માલમ પડેછે તે કારણ ઉપરથી તે ઓલાદનાં માણસોએ પોતાના ખોરાકમાં તથા તેઓને પકાવવાની રીતીમાં ઘણાં ફેરફારો કીધેલાંનું અનુમાન થાયછે.



દરિયાવોમાં તરતા બરફના ડુંગરો.

# બરફના પાહાડોની અજાયબીઓ.

## ઊકળતાં પાણી ઉપર હવાનાં દબાણની અસર.



જોડાઇ ગયલાં બરફથી બંધાઇ ગયલો સમુદ્ર.

આપણે આગળ જોયું કે બરફમાં ઠંડીથી અને દબાણથી બંધાઈ જવાની ખાસ્યત હોવાને લીધે બરફના પાહાડોની ઉપર જેમ જેમ વધુ બરફ પડતુ જાયછે તેમ તેમ નીચેનું આઈસ ઉપલાં દબાણથી દબાઇને ટેકડીઓની બાજુઓ પરથી સરી જઇ ખીણમાં પડેછે. તે કેવી રીતે સરી પડેછે તે હજી સુધી ચોક્કસ જણાયું નથી પણ તેનો નીચલો ભાગ ઉપરનાં દબાણથી થોડોક પીગળીને થોડો અડધો પીગળેલો, અડધો નક્કર એવી હાલતમાં આવીને અલગું થઇ જવાથી ચોસલાંને ચોસલાંઓ નીચે સરી પડેછે. આથી બરફમાં પડેલા ખાડાઓ અને ફાટો પુરાઇ જાયછે. આઈસ ઝાઝું વજન કે ખેંચાણ ખમી શકતું નથી, પણ તેમ થવાથી તે ફાટી અને ચીરાઇ જાયછે અને વળી પાછા જેવા બે કડકા એક એકની પાસે આવી અડકેછે કે તે એક બીજાની ભીની કોરપરથી જોડાઇને એક થઇ જાયછે.

બરફના પાહાડો ઉપર શ્યાળાના કરતાં ઉનાળામાં વધારે ઝડપથી આઇસની નદીઓ વહેતી થાયછે ને તે નદીઓમાં બરફનું પાણી તળીએના કરતાં મથાળેથી અને બાજુ પરનાં કરતાં વચલા ભાગમાંથી વધુ જોરમાં વહેછે. ઉનાળામાં બરફ પીગળી પીગળીને તેનું પાણી ઝરીને નદીઓ થાય છે. ગરમ દેશોમાં પણ એજ પ્રમાણે બનેછે.

ઉત્તર તરફના મુલકોમાં એ પ્રમાણે બરફના પાહાડો ઉપરથી બરફના મોટાં મોટાં ચોસલાંઓ દરીઆમાં ગબડી પડેછે ને ત્યાં ઘણો વખત સુધી તરતા રહેછે, કેમકે તે જેવાં દરીઆમાં પડેછે તેવી સુરજની ગરમીની કશી અસર તેની ઉપર થતી જણાતી નથી. દરીઆનાં પાણીમાં પુષ્કળ ખાર હોવાને લીધે તે પાણી ઘણું ભારી હોય છે ને તેથી બરફનાં ચોસલાંઓ તેની ઉપરનાં ઊપર તરતાં ફરે છે. દરીઆના મોજાનું જે તરફ જોર હોય તે તરફ તેની સાથે ઘસડાયા જાએછે. દરીઆમાં આવી રીતે બરફનાં મોટાં મોટાં ઢેફાંઓ ડુંગરની માફક તરતાં ફરેછે. તેને આઇસ બર્ગ કહેછે. ઉત્તર તરફ ફરી આવેલા મુસાફરો જે બરફના પાહાડો અથવા આઇસબર્ગનું રમુજી વર્ણન કરેછે તે એજ બરફનાં ચોસલાંનું છે.

આવા ઠંડા મુલકો કે જયાં મોટા મોટા બરફના



બરફથી બંધાઈ ગયલી નદી.

પાહાડો હોયછે, તેની ઉપરથી મોટાં મોટા બરફના ચોસલાંઓ દરીઆમાં ગબડી પડેછે પણ તે પીગળતાં નથી ને ઉપરનાં ઉપર તરતાં રહેછે. ત્યારે એવી ઠંડી છતાં અને બરફ દરીઆમાં પડવા છતાં તે દરીઆનાં પાણી બંધાતાં નથી એ શું અજબ જેવું નથી લાગતું ? હા અજબ જેવું તો છે. પણ તેનાં કારણો છે. આપણે જાણીએ છીએ કે દરીઆનું પાણી ઘણું ભારી છે અને તેમાં ખાર ઘણો છે તથા તેને પીગળવા માટે પુષકળ ઠંડી જોઇએછે. એટલે કે ૨૮ ડીગરી ફેરનાઇટ જેટલી ઠંડી હોય તોજ દરીઆનું પાણી બંધાએ છે. અને પાણી જેમ ઠંડું થતું જાએછે તેમ સંકોચાઇને તળીએ જાએછે, અને છેક પાણી બંધાવા માંડે ત્યાં સુધી વધુ ઠંડું પાણી તળીએ રહે છે. આ પ્રમાણે થતું હોવાને લીધે શાંત (તોફાન ન થતું હોય એવા) દરીઆમાં ઘણુંજ ઠંડું પાણી તળીએ રહે છે, અને તેથી જો તે બંધાવા માંડે તો તળીએથી ઉપર વેર એકદમ બંધાઇ જવું જોઇએ.



બરફના ચોસલાઓના વચ રહી જતું પાણી અને તે ઉપર વસનારા પ્રાણીઓ.

મીઠાં પાણીમાં એ પ્રમાણે થતું નથી કેમકે તેનેબંધાતાં આટી ઠંડી જોઇતી નથી. હવાની ગરમી ૩૯ ડીગરી સુધીની થાએછે કે મીઠાં પાણીનાં તલાવ અને સરોવરોમાં સર્વથી ઠંડું પાણી સપાટી ઉપર તરી આવેછે ને પછી આસ્તે આસ્તે બંધાઇ જાયછે પણ તેની નીચેનું પાણી ગરમ રહેછે. જો એમ નહી થતું હોય તો તે પાણી (તલાવનાં પાણી દરીઆની સાથ સરખોવતાં ઘણાંજ થોડાં હોવાને લીધે જલદીથી બંધાઇ જાય) મથાળેથી તળીએ સુધી બંધાઇ જઇ તેમાં માછલી જીવી શકે નહી. દરીઆનું પાણી ઘણું ને વળી ખારૂં હોવાને લીધે તે બંધાતાં ઘણી ઠંડી જોઇયેછે ને તેથી કરીને દરીઆનું પાણી ઉપરથી નીચે સુધી બધું મેળવાઇને બંધાઇ જતાં ઘણો વખત જોઇયેછે. વળી દરીઆનું પાણી બોહોલા વીસ્તારપર પંથરાઇ ને વ્હેતું હોવાને લીધે તે જલદીથી બંધાઇ જતું નથી. દરીઆનું પાણી મોટા વીસ્તાર પર વ્હેતું હોવાને લીધે ઘણી વેળાએ ગરમ દેશમાં તે પાણી ઠંડું માલમ પડેછે. કેમકે તે ઠંડા દેશમાંથી આવેલું હોયછે અને તેજ પ્રમાણે ઠંડા મુલકમાં ગરમ દેશનું પાણી જાયછે અને એ રીતે ગરમ અને ઠંડું ઘડી ઘડી મેળવાયા કરતું હોવાથી તે જલદીથી બંધાઇ જતું નથી.

જુઓ, ત્યારે, પાણીમાં એ ગરમી ચુસી લેવાનો ગુણ આપણને કેટલો ફાયદો કરેછે. એથી કરીને આપણી દુન્યામાં હવામાં થતા ઓચીંતા ફેરફારો કેવા અટકેછે ! દરીયા ઘણા દુર હોય એવાં જંગલોમાં રાત્રે હવામાંનો ભીનાસ બંધાઇ જઇ તેનો દવ થાએછે ત્યારે જે ગરમી આસપાસની જગ્યાને મળેછે તેથી ત્યાંની સખત ઠંડીમાં કેટલોબધો ઘટાડો થાએછે, અને વળી તેજ દવ પાછો દીસના સુકઇ જાએછે ત્યારે સુર્યની સખ્ત ગરમીમાંની કેટલી બધી ચુસી લઇ આપણી આસપાસથી ઓછી કરેછે ! વળી ઠંડા દેશોમાં પાણી બંધાઇને બરફ થાએછે ત્યારે જે ગરમી તેમાંથી નીકલેછે તેથી આસપાસની ઠઠરાવી નાખે એવી ઠંડી કેટલીબધી ઓછી થાએછે. કેટલાક લોકો કહેછે તેમ જો ચંદ્રની ઉપર પાણી ન હોય તો તેની એક બાજુએ જ્યાં સુર્યની ગરમી પડતી હોય તે તરફ ઘણીજ ગરમી ને બીજી બાજુ જ્યાં સુર્ય ન દેખાય ત્યાં પુશ્કળ ઠંડી રહેવી જોઇએ. આ કેવું ખરાબ ! અંજે નુકશાનકારક ! અને ત્યારે તેની સાથ સરખાવતાં આપણે કેવાં ભાગ્યશાલી કે આવું ગુણવંતું પાણી આપણી પૃથવી ઉપર છે ને તે આપણને થંડાં થઇ જતાં કે ગરમીથી બળી જતાં અટકાવેછે ! હવે ત્યારે પાણી જેવું ઉપયોગી બીજું શું હોય !

શીરીનબાઈ રૂસ્તમજી.

---

# માતાઓ માટે ખાસ સફો.

લખનાર—ડાક્ટર રૂસતમ નાનાભાઈ શણીના.

## ખોલાસો.

અત્રે પ્રગટ થતાં એક માહવારી ચોપાનીયાંમાં તનદરોસ્તી જાળવવાના નિયમો વિષે કેટલીક છુટક બાબદો લખતાં બચ્ચાંના ખોરાક ઉપર મને એક આરટીકલ લખવી પડી હતી. તે ચોપાનીયું જોકે ખાસ બાનુઓને બરનું નથી તોપણ ઉપલી બાબદે બાનુ વાંચનારાંઓનું એટલું બધું ધ્યાન ખેંચીયું હતું કે કેટલાંક બાનુઓએ મારી ઉપર કાગળ લખી વધારે પુછપરછ અને ખોલાસો ચાહ્યો હતો. એ ઉપરથી ખોલ્લું દીસેછે કે હાલની જવાન માતાઓમાં તેઓનાં બચ્ચાંઓને ખરી રીતે ઉછારવાની તથા તેમની સુખાકારી અને તનદરોસ્તી કેમ સાચવી શકાય તે શીખવાની ઉલટ ઘણી વધી પડીછે. એ ઉલટ અલબત ઉત્તેજન આપવા લાયક છે. એક માણસની દેહની સુખાક

રીનો આધાર બચપણમાં તેનાં માબાપે તેની પાછળ લીધેલી સંભાળ ઉપર ઘણેક દરજ્જે રહેછે. કેટલાંક દરદો એવાં છે કે જેનાં બી છેક નાહનપણથી આપણાં શરીરમાં રોપાયલાં હોયછે; અને જોકે મોહોટપણે ડાક ટરોના સઘળા ઉપાયો અને આપણી સઘળી સંભાળો છતાં આપણે તે દરદોથી મોકળાં થઇ શકતાં નથી, તોપણ બચપણમાં માબાપની માત્ર સાધારણ સંભાળ અને થોડી ઘણી હુશીયારીથી એ જાલમ બિમારીઓનાં બી રોપા તાં અટકાવી શકાત. વળી આપણાં શેહેરમાં દર વરશે બાળકોની મોટી સંખ્યા મરણ પામેછે; અને એ મરણો નો લગભગ ત્રીજો ભાગ અટકાવી શકાય એવા સબબોથી નીપજેછે;—બીજા બોલોમાં બોલીએ તો દર વરશે સેંકડો બાળકો તેઓની માતાઓની બેદરકારી અથવા અજ્ઞાન પણાંને લીધે મરણ પામેછે. એ રીતે જોતાં હાલની જવાન માતાઓનું અજ્ઞાનપણું હવે પછીની ઓલાદને કેટલી બધી હદ સુધી નુકસાનકારક થઇ પડશે તેનો વાંચનારને કાંઇ ખ્યાલ આવશે. એ ભયંકર અજ્ઞાનપણાંના અંધકારમાં થી મોકળી થવાને માતાઓ પોતે આતુર હોય એમ જણાયછે. આપણી જવાન માતાઓની એ વખાણવા જોગ ખાહેશ પાર પાડવાનું "સ્ત્રી બોધ" કરતાં વધારે લાયક સાધન બીજું કોઇ ગણાય નહી. જે "સ્ત્રી બોધે" હાલની આપણી વૃદ્ધ થવા આવેલી માતાઓને ખોટા વેહેમો ની બેડીમાંથી તથા વાંધાભરેલી રસમોના બોજામાંથી મોક ળી કરવાને ખાસ જન્મ લીધેલો, તેજ "સ્ત્રી બોધ" હાલ ની ઉગતી જવાન માતાઓને તેઓનાં બાળકોની માવજત વિષે સબકો શીખાડવાનું સાધન થઇ પડે એ તેનાં આગ ળાં કરેલાં કામોનું એક કુદરતી સાંધન માત્ર છે. એટલા સારૂ આજના અંકથી માતાઓ માટેના ખાસ વિશયો ઉપર એક છુટું પાનું રોકીશું અને વાંચનારી બાનુઓને પસંદ પડશે તો તે દર માસે ચાલુ રાખીશું.

## સરદીના ઊપાય.

આપણે ઘણીવાર જોઇએ છીએ કે જ્યારે એક બાળક ને સરદી થાયછે ત્યારે તેની માતા બે મુખ્ય ઉપાયો કરેછે. પેહેલું તો ઘરમાંની કોઇ થોડી હવાવાળી ઓરડીમાં બારી બારણાં બંધ કરી તે બચ્ચાંને ગોંધી રાખવામાં આવેછે; અને બીજું જેટલા દાહાડા સરદી થઇ હોય તેટલા દાહડા એ બીચારાં નાહનાં દરદીનું આંગ પાણીથી ધોઇ સાફ કર વાનું મોકુફ રાખવામાં આવેછે. ખરૂં જોતાં ઉપલા બે 'ઉપાયો'માંનો પેહેલો 'ઉપાય' સરદી પેદા થવાનું મુખ્ય કારણ છે; અને બીજો 'ઉપાય' સરદીનું જોર વધારવાનો અને ગમે એટલા દાહાડા સુધી તે ચાલુ રાખવાનો સર્વ થી સરસ રસ્તો છે! આ વાતથી ઘણાંખરાંઓ અજબ થશે; પણ ખરેખર એમજ બનેછે. ઘણું કરીને ખરાબ હવા દમમાં લીધાથી સરદી પેદા થાયછે. હવે દેખાઇતું છે કે, જે દરદ ખરાબ, બંધીયાર હવાથી પેદા થાય તે સારૂં કરવા માટે ખુલ્લા, હવાવાળા ઓરડામાં રેહેવું જોઇએ. ખરૂં છે કે જ્યારે સરદી થઇ હોય ત્યારે બાળકને સરદ પવન લાગવા દેવો નહી; તેમજ પવનના ઝપાટા તેનાં શરીર ઉપર લાગે તેમ બારી અથવા બારણાંનાં મોહોડાંમાં તેને સુવાડવું નહી, પણ તેટલામાટે ઓરડાની સઘળી બારીઓ બંધ કરી નાખવામાં તેમજ બાળકને એકના એક ઓરડામાં એક બંધવા માફક પુરી રાખવામાં કશો ફાયદો નથી.

વળી સરદી થઇ હોય ત્યારે બાળકને સારી પેઠે નહવા ડીયાથી તેની ચામડી ઉપર પસીનો છુટેછે અને તેથી તેને ઘણો આરામ રહેછે. એથી ઉલટું જો તમે ઘણા દાહાડા સુધી બાળકને નહવાડો નહી તો તેની ચામડી ઉપર મેલ એકઠો થઇ પસીનો નીકળવાનાં ઝીણાં નાકાંઓને બંધ કરી નાખેછે. ટુંકમાં જે દરવાજાથી રોગ આંગમાંથી નીકળી જવો જોઇએ તેજ દરવાજો આપણે બંધ કરી રાખીએ છીએ અને તોપણ ઉપલા બે 'ઉપાયો' ઘણે ઘેર ઘણી મજબુ તીથી અમલમાં લાવવામાં આવેછે!

---

## રાજાઓના રથ.

(ગયા અંકથી બાકીનું.)

જ્યારે જસ્ટની માને મરી ગયાને થોડાં વરસ થયાં, ત્યારે તેના બાપે પણ તેણીની પાછળ કબરમાં વાસ કીધો. તેણે તેના ભાઇ નિકોલસને તેનો અને તેની બહેનનો બાપ થવાને કહ્યું, જે ઉપરથી નિકોલસે તેમ કરવાનું વચન આપ્યું, અને બાપ પોતાની બધી મીલકત તેને સોંપી ગયો. પહેલાં તેનાં મોહોતે તેઓને ઘણાં દલ ગીર કીધાં, પણ તેઓ નાનાં હતાં, અને આ તેઓનાં વહાલાં પડોશીઓ સાથે રમવામાં તેઓ સઘળું દુઃખ જલ દીજ ભુલી ગયાં. નિકોલસ ખરેખર તેઓનો બાપ થયો. તે એક હિંમતવાન જુવાન પુરૂષ, પણ કાંઇક ગુસ્સાવાળો હતો, પણ તે કદીબી તેઓની સાથે ગુસ્સે થયો ન હતો. તેઓ જે કાંઇ વાજબી કરતા, તે નિકોલસ તેઓને કરવા દેતો, પણ તે જસ્ટને સારૂં લાગતું ન હતું, કારણકે તે તો એક હઠીલો અને બેદરકારી છોકરો હતો. નિકોલસ દુનીઆની બીજી સારી ચીજો કરતાં ત્રાઇફનાને વધારે ચાહાતો હતો. જ્યારે તેણી ખુશી હોય, ત્યારે તે ખુશી થતો. જસ્ટ પણ તેણીને ચાહતો હતો, અને તે તેઓ બંન્નેની વહાલી અને લાડકી હતી.

ત્રાઇફના તે બંને ભાઇઓની વ્હાલી અને લાડકી હતી. પણ મારે જણાવવું જોઇએ કે જસ્ટ તેણી કરતાં ત્રાઇફોઝાને વધારે ચાહાતો હતો. તેણી સૌથી ખુબસુરત નાની કુમારીકા કદી નહી જોઇ હોય એવી હતી; અને સૌથી નરમાશવાળી અને આણંદી હતી, ને જ્યારે જસ્ટ લાયક ઉમરનો થાય, ત્યારે તેણીએ તેની સાથે લગનના પવિત્ર ગાંઠથી જોડાવાનું વચન આપ્યું હતું. તે બોલતો કે "આરે! જ્યારે અમો છોકરાંઓ સાથે રમતાં હતાં, ત્યારે તે જુના દિવસ કેવા સુખી હતા."

જ્યારે તે ચૌદ વરસની ઉમરનો થયો, ત્યારે ઉનાળા માં એક દિવસે તે ત્રાઇફના અને ત્રાઇફોઝા સાથે લૅન્ડસૅન્ડ તરફ જવા નીકળ્યો, અને તેઓ દક્ષીણ દીશા તરફ જોતાં

હતાં. તેણે તે બે બાળકોને ખડકના બહારના દેખાવની વાત કહી સંભળાવી ને કહ્યું કે એકનો દેખાવ ઘોડા જેવો ને બીજાનો દેખાવ જાણે માછલી પાણીમાં તરતી હોય તેવો દેખાયછે, પણ જ્યારે તેઓ ખડકની પાસે જેને માણસો 'આરમેડનાઈટ' (હથીઆરવાળો સરદાર) કહેછે, ત્યાં આગળ આવ્યાં ત્યારે એકાએક જસ્ટે એક ઘોડાનો રથ જોયો, જેમાં ચાર રાજાઓ બેસીને જમીન તરફ આવતા હતા. એ દેખાવ તેણે તે કુમારીકાઓને બતલાવ્યો, કે બે રાજાઓ પોતાનાં માથાંપર તાજ સહિત આગળી બેઠકપર બેઠા હતા અને મોં ઉપર બુરખો નાખી એક રાણી બેઠાં હતાં અને બે રાજાઓ રથની પાછલી બેઠકપર બેઠા હતા ને આમાંનો એક જે બીજા કરતાં વધારે ઉંચો અને મોટો દેખાયછે તે પશ્ચીમ દીશા તરફ અસ્ત પામતા આફતાબ તરફ મોંઢું કરી બેઠોછે. જસ્ટ બોલ્યો, "જુઓ! તે પોતાનું મોંઢું આપણી તરફ ફેરવેછે." આથી તે બાળકો એ બીકથી બુમ પાડીને જસ્ટને વળગી પડયાં, ને કહ્યું કે "એ રાજા અમને પકડી લઇ જશે." તે અજાયબ જેવા રથથી તેઓ દયા ઉપજાવે એવી રીતનાં બીધાં હતાં. તેઓની બીક ખરી હતી તે ન જાણતાં, જસ્ટ તે તરફ હસ્યો અને તેઓને પતાવીને ઘર તરફ લઇ ગયો.

આ બનાવને લાંબો વખત નહી થયો હશે, તેટલાં એક દિવસે બુઢો પેનડીઅન પોતાની સાથે નાના મિકાયલને લઇને પેનઝોન્સનાં શેહર તરફ ગયો, અને જ્યારે મીકાયલ પાછો આવ્યો ત્યારે તે ઘણા હરખમાં તેઓની ઝુંપડીમાં એમ બોલતો ગયો કે ત્રાઇફેનાને માટે તે એક ભેટ લાવ્યોછે. આ ભેટ એક સ્વચ્છ સફેદ કબુતરની હતી. જ્યારે નાની ત્રાઇફેનાએ તે જોયું ત્યારે જસ્ટ બોલ્યો કે "હું ધારૂંછું કે તેણીની જીંદગીમાં તે વખત સૌથી સુખી હતો." જ્યારે તેણીએ પોવાનાં કબુતરને લાડ લડાવતાં મીકાયલનો ઉપકાર માન્યો ત્યારે તે દેખાવ ઘણો સુંદર હતો, ને જસ્ટ અને નિકોલસે વીચાર કીધો કે તેઓ હમેશાં તે કબુતરની સંભાળ લેશે. પણ અફસોસ! કે તે મુરખ પક્ષીને લાગ્યું કે તે એક અજાણી જગ્યામાં છે, અને જસ્ટે ધાર્યું કે તે પોતાનાં જુનાં ઘરથી દુર હતું, તેથી તે રાત્રે ઉડી ગયું. અરે! જ્યારે ત્રાઇફેના સકાળી તેને જોવા આવી ત્યારે તે ગયલું હતું.

તેઓ બધા તે પક્ષીને શોધવા નીકળ્યા, પણ તે મળવાની ઘણી થોડી આશા હતી. હવે, મારી વાંચનારી બહેનોને જણાવુંછું કે અસલ આ બંને કુટુંબ સંપીલું હતું તેમાં લડાઇનો પાયો નખાયો.

જ્યારે તેઓને જણાયું કે હવે કબુતર નહી મળશે ત્યારે વીલફ્રેડ અને જસ્ટ લડી પડયા, કે હવે કયાં શોધવું જોઇએ. જસ્ટને તેણે એ કહેવાનું સૌથી [illegible]રસ મળ્યું કે તેણે તે પક્ષીને ઉરાડી મુકયુંછે, જેથી વી[illegible]ડ ગુસ્સે થઇને ઘર ચાલી ગયો, અને તેણે વધારે શો[illegible] હતી નહી. આખો દાહાડો જસ્ટને કબુતરની કાંઇ પણ [illegible] મળી નહી અને મોડેથી સાંજનાં તે હોડી લાવીને [illegible] લેવાનો ઉપર જોવા ગયો, કે કદાચ તે ખડક ઉપર ઉડી ગ[illegible]રીને આપ

સપટેમ્બર મહિનો શરૂ થયો હતો, અને દરીઓ ઘણો શાંત હતો, તેથી તે બરાબર ખડકમાં આવી મહોંચ્યો, કારણકે તે ખડકવાળા કિનારાને બરાબર ઓળખતો હતો. ધીરે ધીરે આફતાબ અસ્ત પામ્યો, અને ચળકતો સા[illegible] પુનમનો ચંદ્રમા દેખાયો. ખડકો પોતાના ઉંડા પડછાયથી ચકચકતાં પાણીમાં એવા સુંદર લાગતા હતા કે જસ્ટ ખોવાયલાં કબુતર વીષે ભુલી ગયો, અને બેદરકારીથી આગળ ચાલતો થયો. આથી તે રથવાળા ખડક આગળ આવ્યો અને જાણે તે અડધો સ્વપ્નામાં હોય એવી રીતે તેણે તેને (રથને) હાથ લગાડયો. એકાએક, એક ઉંડો, મોટો અવાજ, જાણેકે એક ખડકના ભાગવા જેવો, ખડકના મથાળાંપરથી આવ્યો, કે "શા માટે તું મને હેરાન કરેછે!" જસ્ટ એક હિંમતવાન છોકરો હતો, તે [illegible] પણ ધ્રુજ્યો, અને તે ભયંકર અવાજ તેનાં [illegible] ઠસી ગયે હતો. જે તેના જાણવામાં [illegible] તેણે એકદા જાણ્યું કે, એ અવા[illegible] પોતાનું મોઢું હમેશાં અસ્ત પામતા [illegible] કરી બેસેછે, તેને હતો, અને પોતાનાં મ[illegible] વીચાર તે રાજા આગળ ખુલ્લા કરી દેવા [illegible] તેને લાગ્યું, અને તેના પાસથી જવાબ જબરીથી માંગવામાં આવ્યો. જસ્ટ બોલ્યો "મારા સાહેબ એક સફેદ કબુતર કે જે મારી નાની બેહેન પાસેથી ઉડી ગયુંછે તે હું શોધુંછું." એ સાંભળી રાજાએ તેને ઉપર બોલાવ્યો, અને પોતાનો ઘાતકી હાથ તેની તરફ લાંબો કીધો. તેણે ખડક પર ચટીને તેનો હાથ પકડયો એમ કરતાં તે રથમાં ગયો, અને તેની પાસે ઉભો રહ્યો ત્યાં ચાંદનીમાં ભપકાથી અને શાંતીથી ચાર રાજાઓ બેઠા અને પોતાનાં મોઢાંપર બુરખો નાખીને એક રાણી બેઠાં. જ્યારે મોટા રાજાએ પુછયું કે "આ સફેદ કબુતર કોણે જોયુંછે?" ત્યારે રાણીએ પોતાનું માથું નીચું નમાવીને ધીરા અને તકરાર કરતા અવાજે કહ્યું. "અરે મારા સાહેબ, એ એક નાનું બચ્ચું છે, તેથી એને માટે આપણે કબુતર નહી શોધીએ, પણ એને જવા દો, અથવા તો થોડામાં થોડું કહુંછું કે એને ચેતવણી આપો." પણ રાજાએ પેહેલે કરતાં વધારે સખતાઇએ જવાબ આપ્યો કે, "શાંતિ પકડ બેહેન, આપણને એની શીક્ષા પુરી પાડવી જોઇએ."

જ્યારે એ રાજા ઉપલા શબ્દો બોલ્યો ત્યારે, તેઓમાંનો એક રાજા બોલ્યો, "મારી નજર પુર્વ દીશા તરફ હતી, અને મેં એક સફેદ કબુતર ઉડતાં જોયું હતું." પછી મોટા રાજાએ કહ્યું કે "જ્યાંસુધી આપણે સફેદ કબુતરને જઈ મળયે ત્યાંસુધી રથ હંકારો." તેથી ઘોડાઓ ફર્યા, અને પાણીમાં ગર્જના કરતાં એવી રીતે ઝડપ કીધી કે પવન પણ એવી રીતનો વાય નહી, અને તેઓ એક ખડકવાળી ખીણ નીચે થોભ્યા, અને ત્યાં પેલું સફેદ કબુતર આસાએશ લેતું હતું. તેથી તેઓએ જસ્ટને કિનારા ઉપર ઉતાર્યો, અને જ્યાંસુધી તે પકડાય ત્યાંસુધી તે ઉપર ચટયો, અને સહીસલામત તેણે (જસ્ટે) તે પક્ષીને પોતાના હાથમાં લીધું અને પાછો રથ આગળ ગયો. ઘોડાઓ ફર્યા અને જલદીથી પાણીમાં ધસ્યા; પણ

રાણીએ તે કબુતર જસ્ટ પાસેથી લઇને પોતાના ખોળામાં મુક્યું. ઘોડાઓ જ્યારે પોતાની અસલ જગ્યાએ આવ્યા ત્યારે તેઓ થોભ્યા. મોટા રાજાએ જસ્ટને પકડયો અને કહ્યું "હવે તું મારો ગુલામ છે, અને તારે હમેશાં મારી ગુલામગીરી કરવી પડશે." પણ તે પકડ જસ્ટને એક બચ્ચાં જેવી લાગી, તેથી તે તેણે છોડવી નાખી અને રાણી પાસેથી કબુતર લઇને તે પોતાની હોડીમાં કુદી પડયો કે જે એક તસુ પણ ખસી ન હતી. પછી તેનાથી જેટલી ઝડપ થાય તેટલી કરી હોડી હંકારી અને પાછળ જોવાની હિંમત કીધી નહી ને તેણે રસ્તામાં વિચાર કીધો કે જે કાંઇ તેણે જોયું છે તે કોઇ આગળ પણ કહેવું નહી, કારણકે તે બીધો કે તેઓ કહેશે કે તે ડાકણોનાં વાસમાં જઇ આવ્યો.

જ્યારે તે ઘર ગયો ત્યારે ઘણું મોડું થઇ ગયું હતું, તે ઉતાવળો અને અધીરો થઇ ગયો હતો, અને ત્રાઇફેના ને ઉઠાડતાં તેણે કહ્યું કે "તારૂં કબુતર મને મળ્યું છે." પણ અફસોસ! અફસોસ! તેણીની ખુશી થોડીજ વારજ રહી હતી. તેને બીજેજ દીવસે ઉવીલફ્રેડ કે જેણે જસ્ટ પર ખાર વાળવાને ઇચ્છયું અને એમ વીચાર્યું કે ત્રાઇફેનાને અને તેને આ સૌથી સારી શીક્ષા થશે. તે હીચકારાએ ગરીબ બીચારાં સફેદ કબુતર પર બીલાડી છોડી ને તે ઘાટકી જનાવરે તે નિર્દોષ પ્રાણીનો જીવ લીધો. ગરીબ નાની ત્રાઇફેનાનું દુઃખ જોવાને માટે અતિ દયા ઉપજાવનારૂં હતું. તેણીએ તેનાં સફેદ પીછાં પર ઘણો વિલાપ કીધો અને તેઓએ જોયું કે તેણીનું અંતઃકરણ દુઃખથી ભરાઇ ગયું હતું. જસ્ટે તેણીને દીલાસો આપવાને ઘણી મહેનત કીધી, પણ સઘળું નિષ્ફળ થયું. જ્યારે નિકોલસ ઘરમાં આવ્યો, ત્યારે જે થયું હતું તે સાંભળ્યું, અને તેણીની આંખમાં આંસુ જોઇ તે પોતે ઘણો ગુસ્સે થઇને બહાર ગયો, ને ઉવીલફ્રેડને પકડીને એટલો તો માર્યો કે જસ્ટે વિચાર્યું કે હવે તેને મારીજ નાખશે. ઉવીલફ્રેડનો બચાવ કરવાને મીકાયલ પેનડીઅન ની મદદ માટે દોડયો, અને જ્યારે તે આવ્યો ત્યારે નિકોલસપર પડયો, અને તેઓ જંગલી જનાવરો માફક લડયા. તરતજ એ લડાઇમાં બીજાં માણસો દાખલ થયાં, પણ પેનડીઅનના પક્ષવાળા કરતાં નિકોલસના પક્ષવાળા વધારે લડયા અને પેનડીઅન ખરેખર હારી ગયો હતો. આ લડાઇના ભયંકર અવાજથી બધાં છોકરાંઓ એવાં બીધાં હતાં કે તેઓ ધીરે ધીરે નિકોલસની ઝુંપડીમાં ગયાં. ઉવીલફ્રેડે જે કીધું હતું તેની માફી ત્રાઇફેના પાસે હજાર વખત માંગી. જ્યારે બધું શાંત થયું ત્યારે જસ્ત ત્રાઇફેઆને તેણીને ઘર પાછી લઇ ગયો ને તેને તેણીને દીલાસો આપતાં કાંઇ પણ મનમાં બીક નહી રાખવા કહ્યું કારણ કે તે તેણીની સંભાળ લેતો હતો.

D. D. Nanawati. (ગોધરા.)

---

# પરચુટણ બાબતો.

(લખનાર, બાઇ D. B. M., અમદાવાદ.)

**એક ઉમદા જવાબ**—જ્યારે ફ્રાન્સના રાજા હેનરી ચોથાને એક માણસ, કે જેણે રાજાને માટે નીંદાભરેલું લખાણ કીધું હતું, તેની ઉપર કામ ચલાવવાને માટે ઘણું બી સમજાવીને રાજાને કેહવામાં આવ્યું ત્યારે તેણે મોટાં મનથી જવાબ દીધો કે "હું કોઇબી માણસ કે જે સાચું કેહે તેને જાણીબુજીને દુઃખ નહી દેવાનો, પછી તે સાચું ગમે તેવું મને અણગમતું કાં નહી હોય."

---

**વખતનો ગેરઉપયોગ**—એક હંગેરીયન પંદર વરસ સુધી લાકડાંની અંદરથી એક બખતર બનાવામાં રોકાયો હતો કે જેની અંદર એક સાંધો નહી હતો. તે હંગેરીના બાહદુર રાજા હુનાઇડીને દેખાડવા લઇ ગયો. તે કારીગરે ધાર્યું હતું કે રાજા તેની હોશીયારીનાં ઘણા વખાણ કરશે અને કંઇ સારૂં ઇનામ આપશે, પણ તેને બદલે રાજાએ તેને પંદર વરસ સુધીની સજા કરી કેદમાં નાખ્યો કે આવી એક બીનઉપયોગની ચીજ પર આટલો બધો વખત અને આવી ચાલાકી નકામી ગુમાવી.

---

**ઈંગ્રેજી વેહેમ**—એક વખત લાર્ડ મેનસફીલ્ડની કોર્ટમાં એક બૈરીને ઉભી કરવામાં આવી. તેણીની ઉપર એમ તોહમત હતું કે તેણી ડાકણ હતી અને તેણી પરના વાંકોમાં એક વાંક એ હતો કે તેણી હવાની અંદરથી ચાલેછે. તે મોટા જડજે નીચલાં બોલો કહીને તે કેસ કાહડી નાખ્યો.

"મારૂં મત એવું છે કે આ ભલી બૈરીને તેને પોતાને ઘેર જવા દેવી અને ગમે તો તેણી જમીન પર ચાલે કે ગમે હવામાં ચાલે તે તેણીની મરજી પ્રમાણે કરે કેમકે ઇંગલંડનાં કાયદા મુજબ તેમાં ઉલટું કંઇજ નથી."

---

**હેનરી આઠમાંની બૈરી**—એન ઓફ ક્લીવસને રાજા હેનરી આઠમાંની બૈરી તરીકે ધારવામાં આવી ત્યારે ક્રોમવેલે તેણીની સબી ચીતરવાને માટે પ્રખ્યાત ચીતારા હોલબીનને કહ્યું. તે એવું તો સરસ પીકચર ચીતરી લાયો કે હેનરીએ પરણવાને કબુલ કીધું. પણ જ્યારે તેને એનને તે સબી હતી તે કરતાં ઓછી ખુબસુરત જોઇ—એન ખુબસુરત હતીજ નહી, પણ ચીતારાએ પોતાનાં પીકચર માં તેને ખુબસુરત બનાવી હતી—ત્યારે તે ચીતારા પર છેડાવાને બદલે પોતાના સેક્રેટરી ક્રોમવેલપર છેડાયો અને ક્રોમવેલને ગરદન મારવામાં આવ્યો.

---

**ઉંઘમાં મનની ચાલાકીનો એક દાખલો**—એક ઘણા હોશીયાર વકીલને એક ઘણા મુશકેલ અને ઘણા અગતના કેસમાં રોકવામાં આવ્યો હતો. તે વકીલે ઘણાં ધ્યાનથી અને ઘણી સંભાળથી તે કેસ કેટલા દહાડાવેર તપાસ્યો. કેટલાક દહાડા આ પ્રમાણે ગીયા પછી એક રાતે તેની બૈરીએ જોયું કે તે ઉંઘાયલો ઉઠીને એક લખવાની ટેબલ આગળ ગયો, અને ઉંઘમાને ઉંઘમાં ત્યાં બેસીને એક લાંબું કાગજ લખ્યું, અને લખી રહયા પછી તે

કાગજ તેણે પોતાની ટેબલના વકોરામાં બંધ કીધું અને પછી પાછો સુતો. સહવારના તેણે પોતાની બૈરીને કહ્યું કે તેને એક ઘણુંજ સરસ સ્વપનું રાત્રે આવ્યું, તે એવું કે તે સ્વપનામાં પેલા ગુંચવણભરેલા કેસનો બધો ખુલાસો તેને માલમ પડયો અને તે બધા વીચારો કે જે ઉંઘમાં આવ્યા હતા તે પાછા મેળવવાને મારે જેખી ચીજ કોઇ માગે તે આપું. ત્યારે તેની બૈરી તેને લખવાની ટેબલ આગળ લઇ ગઇ અને વકોરો ઉઘાડીને તે કાગજ જોતાં માલમ પડયું કે જે જે વીચારો તેને ઉંઘમાં આવ્યા હતા તે બધા બરાબર અને સાફ રીતે તે ઉપર લખેલા હતા અને જે પછવાડેથી તે કેસમાં બહુ જરૂરના થઇ પડયા.

**ખુન પકડાયા વગર નહી રેહે**—એક દાખલો લાર્ડ એલડનનો કહેલો છે કે "હું એક ખુનના કેસમાં બારીસ્ટર હતો, પણ ઘણો વખત સુધી એવી શાક્ષી પડીજ નહી કે જેથી ગુનેહગાર ઉપર વાંક લાગુ પડે અને તેણી પોતાને સલામત સમજવા લાગ્યો અને બેદરકારી બતાવવા લાગ્યો. પછી ડાકટર શાક્ષી આપવા આવ્યો, તેને કહ્યું કે "જેનું ખુન થયું હતું તેને કોઇએ બંદુક મારી હતી, કેમકે તેનાં માથામાં બંદુકનો જખ્મ હતો" અને ડાકટરે લોહીથી બંધાઇ ગયલા થોડા બાલ અને થોડોક લોચા જેવો પદાર્થ કે જે તેને પેલા જખમમાંથી કાહડી લીધો હતો તે કોર્ટમાં બતાવ્યો. તે બધું લોહીથી બંધાઇને સખત થઇ ગયલું હતું. કોર્ટની અંદર એક ગરમ પાણીનું વાસણ મંગાવામાં આવ્યું અને તેમાં તે નાખ્યું. પાણીની અંદર પેલો લોચો ધીમે ધીમે નરમ થવા માંડયો, બધું લોહી છુટું થયું, અને તેની અંદરથી એક છાપેલાં કાગજનો કટકો દેખાયો. બરાબર જોતાં એમ માલમ પડયું કે એક ગરબાનો થોડો ભાગ તે પર છપાયલો હતો. બાકીનો તે ગરબાનો ભાગ તે કેદીને જ્યારે પકડયો હતો ત્યારે તેના ડગલાનાં ગજવામાંથી મલ્યો હતો. સાબેત થયું કે તેને બંદુકમાં કાગજ ભરેલાં પણ થોડો કટકો ગજવામાં રહી ગયલો. અને ખુનીને ફાંસીની સજા થઇ.

**એક ચોર કેમ પકડાયો**—ઈંગ્લંડમાં એક શેઠ શેઠાણી પોતાનું ઘેર પોતાની દાસીના ભરૂસાપર સોંફીને બીજે ગામે થોડો વખત ગયાં. એક રાતના સુવા જવા પેહેલાં એક આરસીમાં તે દાસી ચેહરો જોવા ઉભી ને પોતાનાં મન સાથ હસીને બોલી "આ ટોપીથી હું કેવી ખુબસુરત લાગું છું." જ્યારે સવારનાં તે ઉઠી ત્યારે જોયું કે ઘેરમાં ચોરી થયલી હતી. તેણીની ઉપર ચોરીમાં સામેલ હોવાનો શક ઉભો થયો. તેણીને પકડીને લઇ ગયા. તપાસ ચાલી પણ તપાસમાં બરાબર સાક્ષી નહી હોવાથી છુટી ગઇ. તે વાતને થોડો વખત પછી તેણી કોઇ બીજી દાસીની સાથે રસ્તામાં જતી હતી. તે વખત એક માણસ તેણીની આગળથી જતો હતો તે બોલ્યો કે "આ ટોપીથી હું કેવો ખુબસુરત લાગું છું." આ બોલો સાંભળતાંજ પેલીનાં મન પર એવી અસર થઇ કે તેણી તરત સમજી કે એજ માણસે તે દહાડે રાતે ચોરી કીધી હશે. તેણીએ ઘણીજ હીંમતથી પેલાને તરત પકડયો. પેલી બીજી દાસી જે તેણી સાથે હતી તેણેબી પોલીસ આવી પોંહચે તેટલાં પેલાને પકડી રાખવામાં મદદ આપી. પેલા માણસે તરત કબુલ કીધું કે તેજ ખરો ચોર હતો. જે દહાડે તેને ચોરી કીધી તે દહાડે તે બીછાનાં નીચે છુપાયલો હતો તે વખત તેને ઉપલા બોલો તેણીને બોલતાં સાંભળી હતી. ચોરી કરવાની સજા અસલના વખતમાં ફાંસી દેવાની હતી તે મુજબ તેનેજ ફાંસી દેવામાં આવી.

---

## શેઠ નશરવાનજી માણેકજી પીટીટ.

### ગઝલ.

રડાવી કોમને આખી ગઈ તંમની સવારી જો,
થયો ગુમ હાં સિતારો ઝળકતી જીંદગી ગુજરી જો. ૧
જગા ખાલી થઈ આજે સખાવતના ખરા શાહની,
અરે 'નશરવાનજી પીટી' ખરી કીર્તિ તમારી જો. ૨
અનાથોના હતા વાલી—ગરીબોના ખરા દાતા;
કદર રંકો તણી તમને હમેશાં તેજ પ્યારી જો. ૩
મરી નહિ તમ ગયા કંઈકો તણે મારી ગયા પોતે,
રડે વિધવા અનાથો કંઈ બહુ ફગલી બિચારી જો. ૪
સખાવત તમ તણી જાહેર થઈ હાં લાખ પંદરની;
છુપા ધર્મો—છુપી સ્હાયો, ગણીશું ના વિચારી જો. ૫
જુવાનીમાં ગયો જમશેદ જંમ હાથે ગુડાઇને,
ધરી તે મો'તની પોતે દિલે નિજ ગમ-ગોશારી જો. ૬
હતા લાયક છતના હાં ગરીબો પર વધુ વર્ષો,
મિનોચ્હેને ગણી પ્યારી અને ફાની વિસારી જો. ૭
નથી કકળાટ જોવાતો અરે દિનબાઈ વિધવાનો,
દુઃખી તમ મો'તથી પીધા ગઈ નિજ હામ હારી જો. ૮
લખોની દોલતો મૂકી ગયા નર ગુજરી પોતે,
વિખથી પણ વધૂ તે ત્યાં થશે સૌને કહારી જો. ૯
અરે શું શું ઉમેદો દીલમાં રમતી તમારાં હાં,
ફના કીધી જમે જુલ્મી ફળી જે હાં ન ધારી જો. ૧૦
હતી જે ખાસની આશા પુરી તે બાપથી થાઈ,
મગર બદબખ્ત ખાલીના ગયો તંમનો પુંજાગી જો. ૧૧
સર દિનશાહજી પીટી તણી જમણી ગઈ બાજુ,
મુરબ્બી તુલ્ય જેને માનતા મરહૂમ જારી જો. ૧૨
સખી નરની સદા રેહશે અરે હાં ખોજબાના પણ,
જખ્મ છે પારસી કોમે જબ્બર ને મ્હાનકારી જો. ૧૩
હતા માણેકજી પીટી તણા માણેક બે દિપતાં,
ગયું ગુમ એક તેમાંથી સદા પ્રીતી ઉતારી જો. ૧૪
ફિરિસ્તાઓ! અરે આવો અમારી કોમને માથે,
ગજબ એ શો? સિતમ એ કેવો? સમો છે હાય ભારી જો. ૧૫
રદન "દિલજાન" તું દિલથી અરે હાં કેટલું રડશે?
ખરેખર કોમની આખર થઇછે આ ખુહારી જો. ૧૬

**દા૦ એ૦ તારાપોરવાળા. (મુંબઈ.)**

મુંબઇ, દફતર આશકારા પ્રેસમાં એદલજી માણેકજી વાચ્છાએ છાપ્યું છે. ઠે૦ કોટ:—કાવસજી પટેલ સ્ટ્રીટ, ના૦ ૯

# જાહેર ખબરો.

ડીસેમ્બર ૧૮૮૧.

પુસ્તક ૨૫ મું. | આંક ૧૨ મો.

# સ્ત્રીબોધ.

દર માસે છપાએછે. | કીંમત વરસનાં રૂ૨).

કહે નપોલ્યન દેશને કરવા આબાદાન;
મરમ રીત છે એજ કે, દો માતાને જ્ઞાન.



સાંકળીયું.

મિખો ભરભરિયો, અથવા કાગો હાઉસ—
બાહારથીજ કાગો, માહેથી મીઠો માનો. ૨૪૩
ખરતા તારા ................. ૨૫૭
"નાજાંની નજીવી નવાજેસ ...... ૨૫૮
કેટલાં જમાનાઓ પછી માણસ દાંત વગર
તદન બોખો થઈ જવાની ધારતી.. ૨૬૦
ગરીબોની કેળવણી સંબંધી લાર્ડ શાફ
ટસબરીની લડતો .. ........ ૨૬૧
માતાઓ માટે ખાસ સબે........ ૨૬૨
દે રંગી દુનિયાંનાં દર્શનો—(ચીત્ર સાથે). ૨૬૩.
પરચુરણ બાબતો ............ ૨૬૪
"કુદરતનો ખેલ."—(ગરબી)...... ૨૬૪

મુંબઈ દફતર આશકારા છાપાખાનામા છાપીયું છે.

# સ્ત્રીબોધ.

પુસતક ૩૫ મું. ડીસેમ્બર ૧૮૯૧. અંક ૧૨ મો.


## ભીખો ભરભારેયો.

અથવા

કાળો હાઉસ—બાહારથીજ કાળો, માહેથી મીઠો મારો.

એક વાર્તા.

### પ્રકરણ ૧૦૧ મું.

### ચા વિષે એક ભાષણ.

થાણામાં થંડી સાંજ હતી. રાત પડી હતી. પશ્ચિમ બાજુના પાહડની પછવાડે આફતાબનો આતશી ગોળો પોતાની બાર કલાકની આશાએશ લેવા એક કલાક અગાઉ નો છુપાયો હતો અને તેનો દાખલો પકડીને બીજાઓ પેઠે રાવબાહદુર રામચંદ્ર વકીલ પણ પોતાનો ખાનગી ઓરડા માં કાંઇ રાતની રાહાત શોધવા ગયા હતા.

મીઠ રામચંદ્ર થાકથી થાકી અને મંદવાડથી કંટા ળી ગયા હતા. તેવણના જીવને સારૂં નહી હોવા છતાં તેવણને આખા દાહડો આફીસમાં મેહનત પડી હતી અને રાત્રે બતી આગળ કામ કરવા છતાં કામ પુરૂં થયું નહી હતું. એ વહીવાંની વેક આજ કેટલાક દાહડા થયા તેમ ને વેઠવી પડેછે—તેવણનો આશ્રિતો મદદગાર અને વિશ્વાસુ ભાગિયો દારાશાનાંનો સોલી ગુમ થયા પછી તેમને માથે એ મેહેનત બમણી આવી પડીછે. ગ્રાહકોને જવાબ દેનાર સોલી હતો, આફીસની મેનીજ કરનાર સોલી હતો, કામનો બોજો ઉપાડી લેનાર સોલી હતો—તેવા એકના ગુમ થવા થી ઘડપણના વખતમાં રાવબાહદુર રામચંદ્રને એકલે હાથે કામ લેતાં રામ યાદ આવતો હતા. એકતો મેહનતથી અને બીજું તો સોલીના ગુમ થવાના ગભરાટથી તેવણ આજારી પડયા હતા.

આજે અવશ્ય એમનાં અંગમાં તાવ હતો. સદીથી એઓ હેરાન હતા. સલેખમાથી નાક ખેંચતાં ખેંચતાં નાક સુજીને સુરણ જેવું લાલ થયું હતું અને છાતીમાંથી ખાંસી ખાલી કરતાં કરતાં છાતીને ખેંચાવો થતો હતો અને વળી બેહુનાં તાણે તરણેથી માથામાં દુખારો લાગુ પડયો હતો તેતો જુદો. માટે તેઓ બતી થવા પછીથી ઘણું કામ પરંતુ નાખીને આફીસ બંધ કરી ઘર આશાએશને માટે આવ્યા હતા અને પોતાનો ઓરડો બંધ કરી એક સુંદર લાંપની સામે એક નેતરના કોચ ઉપર લેટયા હતા. થંડીને લીધે તેઓએ ખાંધ ઉપર શાલ લપેટી હતી, તો જોકે તેમનું અડધું અંગ તો ઉઘાડુંજ હતું, વળી આજે બિચારાને પગમાં મોજાં પેહરવા પડયાં હતાં તથા માંથા ઉપર એક સફેદ કાનિ યા ટોપી આખા ગાળ સુધી ખેંચી પેહરેલી હોવાથી તેમનો ચેહરો એક સસલાં જેવો થઇ રહ્યો હતો.

તેઓ આફીસમાંથી એક કેસનાં કાગળો વાંચવા લાવેલા પણ મુશકેલીથી તે "બ્રીફ" વાંચી શકતા હતા. તેઓએ આવતાંની વાર ગરમાગરમ ચા પીવા ચાહી હતી, તે આસરે અરધેક કલાકે તેઓનો ઘાટી બાળુ બનાવી લાયો હતો—તે "ગરમા ગરમ" ચા બોલેબોલ હતી, કાંકે તે માત્ર ઉની જ નહી હતી પણ તીખાં મરી, લવેંગ અને એલચીનો ગરમ મસાલો નાખીને તેમાં વધારે ઉષ્ણતા. ઉમેરેલી હતી. ગરમ મસાલા સાથની "ચા" આપણા ખાતબર હિંદુ મિત્રોનાં ઘેરમાં ઘણીવાર પીવાયછે, અને તેઓ કાચનાં ટંબલર યા કોડીનાં પ્યાલાં નહી પણ કાંસાં નાં કાંસિયા યા રૂપાંના વાટકા ચા પીવાને વાપરેછે તેથી તે ગરમની ગરમ રેહછે તે તો જુદી. કંટાળી ગયલા મીઠ રામચંદ્રને એ સર્વથી આજે વધારે કંટાળો થઇ પડયો હતો. તેવણનાં ગલાંનો કાકડો બળતી આગથી સુકાઇ જતો હતો તે સેકવા તેવણ જલદી ચા પીવા ચાહતા હતા ત્યારે તે બનાવીને લાવતાં વાર લાગી અને વળી આવી ત્યારે પીતાં વધારે વાર લાગી. તેવણે ઉલટમાં ને ઉલટમાં પોતાના ચાંદીનાં વાટકામાંથી એક મોટ ચાનો સરકો ભર્યો, પણ હોઠને લાગતાં વારજ કાંસિયાની તપતી કોરથી તેવણનો હોઠ અને ગરમ ચાથી તેવણની જીભ બેહુ એ વાનો દાઝી ગયાં કે ચાનો ઘોટ તુર્તજ થુંકી નાખીને તે બનાવનારા બાળુને નામની એક બુમ મારી ઉઠયા. હવે તો તે થંડી પડે પછીજ પીવાય અને તે થંડી પડે ત્યાં સુધી ખોળવુંજ જોઇયે એટલે ખીજવાટ લઇ ચીડીઇના મારેલા તેવણ બેઠા.

બરાબર એજ વખતે તેવણના દાદર ઉપરથી કોઇ માણસ ઉંજુંને ઉંજું ગબડી પડવાના કાંઇ ગગડાટ જેવો અવાજ સંભળાયો અને રામચંદ્ર તે જબરદસ્ત ધબકારા થી બિચારા બાહુ બીધા. તેવણે કોઇ માણસ પડીને લોહીલ્હુર થવાનાં કરતાંબી વધારે કડાકો સાંભળ્યો—કોઇ એક કબાટ

જેવો ભારી ડાગીનો અથવા એક ગાડી જેવું ભારી બારકસ દાદર ઉપરથી ઉભા દાદરને પોતાની સાથે લઇને ગબડી ગયું હોય એવું તેવણને લાગ્યું. પણ તુર્તજ વળી તે ગડબડ તેવણનાં બારણાની બાહાર આવી અને કાનિયાની તોપીથી કાન બંધ કીધા છતાં કાંઇ હોજાતોજીના આવાજ તેવણને કાને પડયા.

"મને જવા દે, બાળુ, તું મને અટકાવેછે તે ફોકટ!" મરાઠી ભાષામાં કોઇનો સાદ સંભળાયો. "શેઠ સુતેલા નથી, શેઠ પેહરી સુવાનાં કપડાંમાં પણ નથી, વળી બાઇ ઓરડામાં નથી, તો પછી શી ફિકર? તેવણને તું કેહવા જાય, ને પછી જવાબ લાવે, ને પછી તેવણ કપડાં પેહરે, ને પછી હેઠે મળવા આવે, ને પછી હું મળું ત્યાંસુધી મારીથી થોભાય નહી. તેના કરતાં હુંજ તેવણને એકદમ તેવણના ઓરડામાં જઇને મળું કે જેથી મારો વખત બચે ને શેઠની મેહનત બચે."

મી૦ રામચંદ્રને આ આવાજ કોઇ ઓળખીતો જેવો લાગ્યો, પણ તેવણ તે પિછાણી શકયા નહી. બાળુએ ગમે એટલું અટકાવ્યું પણ આ આવાજની સાથે એક ધસારામાં બારણું ઉંઘડી ગયું અને બાળુએજ ગભરાતા શેઠની જાણને માટે "સાહેબ, ભીખાજી મેહરમુસા આવેલા છે" એટલુંજ બોલવાની સાથે આપણો ભીખો ભરભરિયો પોતાના જુના શેઠને સલામ કરી તેની આગળ નમ્રતા પુર્વક ઉભો.

પેહલાં તો શેઠ અને વાણોતર બેહુ એકેકના ચેહરા ચિતરવા લાગ્યા. નજદીક દસ વર્ષે પાછા મળવાની અચરતી બીજા સર્વ જુસાની ઉપરવારી થઇ પડી. ભીખો જોયછે તો તેજ તેનો આગળો ઠીંગણાં કદનો પણ જાડો અને ગાંસડી જેવો ગોળ ઠીંગુજી શેઠ, પણ આજે ઘડપણનાં દબાણ તલે જરા વાંકો વળેલો, કપાળ ઉપર ઉમરની કરચલીવાળો અને ગાલોનાં ડાચામાં દાંત પડવાના ખાંચાવાળો, કાંઇ બિમારીથી સુસ્ત અને નાતવાન દેખાયો—તે પૈસા કમાવાનાં તેજ કાગળિયાંઓના ઢગળા વચે જાણેકે ડટાયલો હતો અને તેની પાસે ખખડતી ચાનો કાંસિયો પડેલો હતો કે જેમાંથી હજી ધુમાડો નિકલતો હતો. રામચંદ્ર જોયછે તો આ તેજ તેનો આગળો ભરભરિયો કલાર્ક વધારે ઉંચો, વધારે માતેલો, વધારે ગબરૂ જુવાન બનેલો, લગાર સોજો અને ધોતોધાતો, આગળાજ ખુશ ચેહરા અને આગલાજ ખુલ્લાં દિલ સાથે પોતાના આગલાજ આવાજથી આગળી યાદ તાજી કરનારો ઉભો હતો.

"સાહેબ, મેં ભીખા શેઠને અતરે ધસી આવતાં બહુ અટકાવ્યા પણ એઓ અટકયા નહી." પોતાના શેઠની ખફગીની અગમચેતીમાં બાળુ પછવાડે ઉભો રહીને બોલ્યો. પણ ભીખા ભરભરિયાએ તેની એ માફી લંબાવા દીધી નહી.

"કાંઇ જરૂર નથી, તારે માફી માગવાની કાંઇ જરૂર નથી" ભીખો પોતેજ માફ માગી પડયો. "તારી વતી હું માફ માગવા ખુશી છું, પણ મારેબી માફ માગવાની જરૂર નથી, સાહેબ. મેં બાળુને સાફ કહ્યું કે મને તો સાહેબ સાથે બધી છુટ છે. તમારા ઓરડામાં ગમે ત્યારે આવવા જવાની મને આગળની રજા મળેલીછે. અલબતાં ત્યારપછી આપણે છુટા પડયા હતા, પણ તેથી દસ વર્ષે આપણે પાછા મળ્યા ત્યારે તો મને સાહેબ પાસે એકદમ ધસી આવવાનો વધારે હક છે. સાહેબે, મને ગમે તેમ આવવા જવાની આગળ જે રજા આપેલી તે આ દસ વર્ષમાં એકબી વખત પાછી ખેંચી લીધી નથી, એટલે મેં બાળુ સાથ બોહસ કીધી કે સાહેબને ઓરડામાંજ મળું."

"એ ભૂતની પેઠે કયાંથી નિકલી આવ્યો, ભીખાજી!" મી૦ રામચંદ્ર અચરત થઇ બોલ્યા અને તેને જોવાને નાખુશ નહી દેખાયા એટલે પછી ભીખાને હવે વધારે હિમત આવી. તેણે રજા વગર બેઠક લીધી અને બેસવા માટે એક ખુરશી એવાં જોરથી આગળ ઘસડી કે તેના આચકાથી પેલી ગરમાગરમ ચાનો કાંસિયોજ ઉંધો વળી જતો હતો પણ બાળુએ તે ધરીને બચાવી લીધો.

"મારો હાથ લ્યો," ભીખાએ પોતાનો હાથ લાંબો આપ્યો. "શેકહેંડ કરો, સાહેબ. હું થાણેથી કેટલાક સબબો સર નાસી ગયો હતો, માટે તમે શેકહેંડ કરવા હાથ આપો યા નહી આપો, પણ હું તો હાથ આપવા ખુશી છું. ગઇ ગુજરી હું ભૂલી ગયોછ તેમ જો સાહેબ ભૂલી ગયા નહી હશો તોજ મને આવકાર દેવા ના પાડશો."

મી૦ રામચંદ્રે ખુશીથી હાથ આપ્યો. ભીખા ભરભરિયાની ખરબચડી પણ ખુલ્લી અને ખાલેશ જુબાન દરાજીથી કોણનું દિલ નહી પીગલે? તેના શેઠે તેને શેકહેંડ કરતાં એટલુંજ કહ્યું કે "ભીખાજી, તું મને છોડી ગયો, હું તુને છોડી ગયો નથી. આપણે છુટા પડયા તેમાં મારો વાંક નહી હતો, તારો હતો."

"અલબત સાહેબ." ભીખાએ ટેકો આપ્યો અને પછી પોતાના ધારા પ્રમાણે સવાલ પર સવાલો પુછતાં એક વાતપરથી બીજી વાતપર કયાં ને કયાં નિકલી ગયો.

"સાહેબ કેમ છો? કાંઇ સિક દેખાવોછ? શું છે? સલેખમ? હો! એની તો હમણા રૂત છે. તમારા હિંદુસ્તાનની હવાજ એવી. હું મસ્કતમાં ચાર વર્ષ ચાલુ રહ્યો પણ મને ત્યાં એક દાહડે સલેખમ જણાયો નહી. પણ આ શું? કાંઇ કાવો છે? એ સલેખમાને માટે હશે? શાનો કાવો છે? સુનામખી ને ગરમારો હશે. ઉજલાં મરી સાથે નાખો તો શરીરનો બધો વા કપાઇ જાય, સાહેબ."

જયારે શેઠે કહ્યું કે આ કાવો નહી પણ ચા હતી ત્યારે ભીખાએ વળી ચા ઉપર ભાષણ ચલાવ્યું. તેણે શેઠનું ચાનું કપ વાંકો વળીને સુંઘી જોયું તથા નાકના નસકોરાં ફફડાવી તે બોલ્યો. "એ ચામાં વાસ શું આવેછ? તજ તજ, એલચી, લવંગ, મરી, ધાણાંજીરાંનો મસાલો નાખ્યોછ કે શું?"

શેઠે કહ્યું કે ગળાંને ગરમ સેક કરવા આ જાતના મસાલાની ચા ઘણી અનુકુલ આવેછે ત્યારે વળી ભીખાએ ખામી કાહડી કે "બેઅદબી માફ છે, પણ સાહેબ હજી તમો લોકોને બરાબર ચા કરતાં આવડતું નથી. ચા તે કાંઇ કાવો નથી કે તમો ઉકાળીને પીવોછો. એમ કેહછ કે ચાની શોધ પેહલાં ચીનથી થયલીછે અને ચાના ખરા પીનાર ચીનાઓ છે. હું મારા અનુભવથી એ વાત ના

પાડુંછ. હું ધારૂંછ કે મસ્કતમાં આરબો જેવા સરસ ચા પીનાર છે તેવા દુનિયાંના બીજા કોઈ ભાગમાં ચા પીનારા વસ્તા નથી. આરબો કાફી વધારે પીએછ ખરા, પણ મને તો, સાહેબ, તેઓની કાફી કરતાં તેઓની ચા વધારે પસંદ છે. તમો સાહેબનાં ગળાંમાં આવો કાવો ઉતરતોજ કેમ હશે ? પણ દવા દાખલ પીતા હશો. દવા દાખલ તો જે હોય તે પીવું જોઈએ."

"તું આ વિષે આજે મારી આગળ ભાષણ કરવા આવ્યોછ કે, ભીખાજી ?" હવે મી૦ રામચંદ્રે તેનું આ ભાષણ અટકાવ્યું. "તું રખડતો ફરેછ તેના કરતાં મુંબઈમાં ચાવાળા મી૦ માજુને ત્યાં ચાને લગતી ચાકરી કાં નથી લેતો ?."

ચાકરી ધંધાની વાત આવી એટલે ભીખો ભરભરિયો પોતાના મુંબઈના શેઠ, તેમની આફીસની ચાકરી, પોતાનો પગાર, પોતાની વધવાની ઉમેદો વગેરે ઉપર કાતર પેઠે જીભલી ચલાવતો થયો. પણ હવે વળી તેને મી૦ રામચંદ્રે અધ વચેજ અટકાવ્યો.

"પણ તુંને આગણુગ રાતની કવખતે એકાએક અંહી કેમ આવવું પડ્યું, ભીખાજી ? અંહી આવીને મારા એકાંતવાસને જગાડવાનું કાંઈ કારણ ? હું તો તારા ગભરાટથી ઘેર ટુટી પડ્યું એમજ સમજ્યો. તું કેમ આવ્યો ?"

"હું ટ્રેનમાં આવ્યો, સાહેબ." હવે ભીખો પોતાની મુશ્કેલ મુસાફરીનો હેવાલ ભડભડ કેહવા પડયો. "હું આવવાનો તો હતો વેહલો સાહેબ, પણ મુંબઈમાં મારી ધારણામાં મને ઘણી હરકતો મળી. છેક સાંજ પડતાં સુધી મને મારી મુસાફરીની જોગવાઈ નહી બની. ખર્ચી ખુટી ગઈ. ઉછીકા પૈસા લેવા પડયા. એક વખત તો મુંબઈથી થાણે ચાલી જવાનો વિચાર કીધો. એમ કરતાં સાંજે જોગ બનયો અને છેક સાડા છની ટ્રેન ઉપર હું ચહડી બેઠો."

"પણ તેટલાવાસ્તે મારો દાદર તોડી પાડવાની કાંઈ જરૂર નહી હતી."

"અરે એ ગડબડનો, સાહેબ, મારી ઉતાવળને લીધે કરવી પડી. હું અંહી આવવાને જબરી ઉતાવળમાં હતો અને જેમ મને આવતાં મોડું થયું તેમ મારી ઉતાવળની અધીરાઈ વધી પડી. સાહેબ, મેં ગડબડથી તમોને હરકત કીધી તે માફ કરજો: પણ હું સાહેબની પાસેજ ખાસ ખા આવવા નિકળ્યો હતો. જો તમોને મળવાનું નહી હતે તો હું આજેબી થાણે નહી આવતે. આગગાડી ઉપરથી ઉતર્યો તેવો પાધરોજ અંહી આવ્યોછ. મારી માને વટીક હું મળ્યો નથી, અંહીથી પછી હું મારે ઘેર જઈશ એટલું ઉતાવળનું તમારી સાથ મને કામ છે, સાહેબ.

"શું કામ છે ?"

"હું તો આપણા ગુમ થયલા સોલીની તપાસમાં નિકળ્યોછ અને તેની શોધ કરવા સારૂંજ અંહી આવ્યોછ."

"સોલીની શોધ અંહી શાંની હોય ? અંહીથી તો તે મુંબઈ ગયો અને મુંબઈથી ગુમ થયો, ત્યારે તેની મુંબઈમાં શોધ કરવી કે અંહી ?"

"પણ, સાહેબ, સોલી કયાં ગયો તે કાંઈ માલમ પડે તો શોધ થાય કની ? માલમજ નથી પડતું કે તે કયાં ગયો ? કદાચ તમો કહી શકો કે કયાં શોધ કરવી."

"હું શું કહી શકું ?"

"એટલુંજ કે તમે સોલીને મુંબઈમાં કાંઈ કામ સારૂં મોકલ્યો હતો. તે શું કામ હતું ? તમે એને એવે કયે ઠેકાણે મોકલ્યો કે જયાંથી તે ગુમ થયો ?"

"તે તો બધું હું પોલીસને લખી ચુકયોછ. મારાં કામથી કાંઈ એ ગુમ થાય નહી."

---

## પ્રકરણ ૧૦૭ મું.

## રામચંદ્રની જંજાળો.

ભીખા ભરભરિયા સાથની અત્યાર સુધીની વાતચીત મી૦ રામચંદ્રે કાંઈ ઘણી ઉલટથી ચલાવી નહી, પણ જેવી સોલીની વાત નિકળી તેવીજ તેવણને પોતાની સુસ્તી અને નાકુવતી છતાં વાત કરવાની વધારે ગભરાટ ઉચાટ પેદા થઈ, કાંકે સોલી તેવણને પસંદ હતો, તેના ગુમ થવાથી તેવણના હાથ પગ ભાગી ગયા હતા અને તેના પાછા ફરવાની તેવણ અંતઃકરણથી દુવા માગતા હતા. જયારે ભીખો ખામખા સોલી વિષે મુંબઈ ઘેરથી દોડતો ખબર કરવા આવ્યોછે ત્યારે તે બિચારા ઉપર કાંઈ વધારે આફત પડી હશે એવી ધાસ્તીનો તેવણને એકદમ ધસ્કો પડયો, અને તેવણે ઘણી દુઃખ ભરી ઇનતેજારીથી આ સવાલ પુછયો કે—

"રખે સોલી મરી ગયો હોય ?"

"હું એમ ધારૂંછ, સાહેબ," ભીખાએ એકદમ પોતાનાં મનનો વિચાર કહી આપ્યો અને મી૦ રામચંદ્રે એક ફાલ ખાઈને ખુરશી ઉપર માંથું નાખી દીધું.

"તેની છેલી ખબર શી છે ?" તેવણે ફિકરમંદીથી પુછયું.

"ખબર એજ કે મુંવો કે જીવતો તે હજી પાછો ફર્યો નથી. તે કયાં ગયો ને શું કામ ગયો તે વિષે બધાં અટકળો કર્યા કરેછ પણ નકી કશું જણાતું નથી. ખોળ તો પુરતી ચલાવીએછ, સાહેબ. પોલીસની તો કશી કસુર નથી. હું પોતે જાતે શોધ કરવામાં રોકાયલોછું—કુવે કુવે ને દરીયે દરીયે હું રોજ ફેરો મારી આઉંછ."

"પણ ત્યારે એના મળવાની કાંઈ ખુશ ખબર તું નથી લાવ્યો, ભીખાજી ?"

"તમે એને તે સોમવારની રાતે મુંબઈ કયાં મોકલ્યો, કયાં જવાનું કામ સોંપ્યું તે સવાલ અગત્યનો છે અને તે પુછવા હું ખામખા આવ્યોછું."

એ સવાલનો જવાબ, અને તે કરતાં પણ ઘણું વધારે તો મી૦ રામચંદ્ર મુંબઈ હોમીને અને પોલીસને લખી ચુકયા હતા; અને ભીખાએ પોતાની આ ભુલ સેજ વાત ચલાવતાં શોધી કાહડી કે તે થાણામાં આ પરપુછ ચલાવવા ખામખા ગાંડનો ખર્ચ ખાતો આવ્યો તેમાં ગધેડો બન્યો હતો. રામચંદ્રે સોલી વિષે પોતાની હકીકતોજ નહી પણ અટકલો વટીક લખી જણાવી હતી. સોલીનો કોઈ લુછાઓને લગતાં ધારાનાં કામ સારૂં ગ્રાંટરોડ ઉપરના બદીના ગોફામાં મી૦ રામચંદ્ર મોકલ્યો હોય એ વાત તો તેવણે ધસીને ના પાડી. ભીખો નાસિપાસથી રડમસ થયો. તે રામચંદ્ર પાસે ઘણો આશાભેર આવ્યો

હતો—અને આવતાં આવતાં તેણે પોતાના સરેસ્તાના ઉલટમંદ જીગરમાં ઉમેદ ઉપર ઉમેદોને એટલી તો વધારી દીધી હતી કે રામચંદ્રને ઘેર અગર સોલી પોતે નહી તો તેનો પત્તો જરૂર મળશે એમ પોતાનાં મનમાં તે નકી કરીને આવ્યો હતો.

"મારી ખાતરી છે કે એ બિચારો નાખોદાના તલાવ ને તલીયે પડેલો હશે અને જો ત્યાં કોઇ માછલાં હોય તો તેઓ તેને ગળી પણ ગયાં હશે;" ભીખો અતિપંત આશા ઉપરથી અતિપંત નિરાશાના બીજા છેડા ઉપર પોતાના રાબેતા પ્રમાણે ધસડાઇ જઇ બોલ્યો, "હું તો કેવો આશાવંત આવ્યો કે તમે એનો કાંઇ પત્તો ભૂલી ગયા હશો તે મને કહીને ખુશી કરશો."

"ભૂલી જાવું!" મી૦ રામચંદ્ર હવે તો અજબ ઉલટમાં આવીને બોલ્યા. "હું ચાહુંછું કે જેટલીબધી મેં સોલીની બીના યાદ રાખીછે ને લખી જણાવીછે તેટલી બધી બીજી મારાં ગ્રાહકોની બાબતો હું યાદ રાખું. સોલીની શોધને વાસ્તે હું એટલો ખંતી છું, ભીખાજી, ને તેના જવાથી હું એટલો દુખી છું કે ધાસ્તી ને ઇનતેજારીથી હું અંતે માંદો પડયોછું ને કદાચ સોલીનીજ ખોટ મારૂં મોત લાવશે. સોલી કાંઇ જેવો તેવો માણસ નહી હતો—"

"હું તો એને શાહજાદો સોલી કેહતો હતો, સાહેબ."

"ખરેખર તે એક શાહજાદો હતો!" રામચંદ્રે ટેકો આપ્યો "તેવો એક નેકબખ્ત, અસરાફ, કાબેલ, માયાલુ ને વળી આબરૂદાર અને નીતિમાન માણસ મુંબઇ જેવાં શેહરમાંથી એક રાત્રે અચબુચ ગુમ થાય અને પાછો હાથ નહી લાગે ત્યારે હું એટલીજ તર્ક બાંધી શકુંછ કે તેને મેં સારીપેઠે પૈસા આપી મોકલ્યો હતો તે પૈસાની ખાતર કોઇએ તેનું ખૂન કીધું હશે."

આ શબ્દો બોલતાં મી૦ રામચંદ્રનું હૈડું ભરાઇ આવ્યું અને તેવણે ખીસામાંથી રૂમાલ ખેંચીને પોતાની ભીંગાયલી આંખ્યો લુછી. તેવણની એ તર્ક ભીખાના ભયને આબાદ મળતી આવી અને તેથી એ બિચારાની છાતીમાંથી આશાનો છેલો કતરો પણ દૂર થયો.

"અરે સાહેબ! મેં સોલીને કેવું નુકસાન કીધું, મારે લીધે તે બિચારાએ કેવું ખમ્યું, મારાથી તેને કેવો ગેરઇનસાફ થયો, અને તોપણ તેની આગળ પસ્તાવો કરવા કે પુરી માફ માગવાનોબી મને વખત મળ્યો નહી એટલો જલદી તે ગેબ થઇ ગયો."

"મેં તેને ઘણી નાખુશીથી મુંબઇ જવા દીધો." મી૦ રામચંદ્ર બબડયા "તેનો નાનો ભાઇ નાની ચીનથી આવવાનો છે તેને તે લેવા ગયો; પણ તેને મુંબઇ નહી મળતે ને થાણે મળતે તો શું ફેર પડી જવાનો હતો! જે છોડો છેક ચીનથેરથી મુંબઇ એકલો આવ્યો તે મુંબઇથી થાણે શું એકલો નહી આવતે કે ખામખા ફકત મુંબઇથી થાણે તેનો સાથ રાખવા તેની માએ તેને મોકલ્યો? મેં ખરશેદબાઇ સાથ ઘણી બોહસ લીધી, પણ એ બાહનુંજ બનવાનું તે કાંઇ જાય? એ મસે એનું મોતજ એને મુંબઇ લઇ ગયું. કામની ધડાધડી ચાલેછે, તેવા કડાકડીના વખતમાં જે ઘણી કોઇ દાહડે આફીસથી ગેરહાજર નહી રેહે તે તે બોહસ કરી ને મુંબઇ મરવાજ ગયો. મને કેહજે આજ બે વર્ષમાં એકબી વખત રજા લીધી નથી—વળી મુંબઇમાં કેટલુંક કામ પણ ચહડેલું હતું—એ વાત ખરી હતી. મેં અંતે એને જવા દીધો અને તેનું આ પરિણામ!"

મી૦ રામચંદ્રનો ડીઓ ભરાઇ આવ્યો. તેવણનું કપાલ પસીને પસીને થઇ ગયું. તે લુછવાં તેવણે પોતાની ટોપી ઉંચકી અને આખું મોહડું અને માથું તેવણ લુછવા લાગ્યા ત્યારે ભીખાએ તેમનાં ઘડપણની અચુક ઇધાણી ખરી ગયલા બાલની જોઇને તુર્ત વાત બદલી નાખી.

"શેઠ, શેઠ, તમારા બધા બાલ કેમ ખરી ગયા?"

"જંજાલ, ભીખાજી એ જંજાલનું પરિણામ!" રામચંદ્ર એક નિશોશ મુકી બોલ્યા. "ને હજી મારી જંજાલો બાકી રહી હોય તેમ એણ વખતે સોલીની મદદ હું ગુમાવી બેઠોછું. બિચારા તેને પોતાને જે ગજબ ગુજર્યો છે તે બાજુએ મેળી સોલી વગર બીજાઓનું શું થશે તે હું સમજી શકતો નથી. પેહલાં તો એની માનું શું થશે? તે બિચારીનો મોટો ગુજારો સોલીથી હતો—ખરશેદબાઇની પોતાની પુંજી જીવ જેવી નથી ને બીજા દીકરાઓની આવકમાં કાંઇ દમ નથી—હોમી થોડું ઘણું મોકલેછ પણ દાદી ડાકટર થયોછ તેનું કાંઇ ટટું ગાઝું ચાલતું નથી—માટે ખરશેદબાઇનો મુખ્ય આધાર સોલીની કમાણી ઉપર હતો તે જતો રહ્યોછે. ને હું સોલી વગર શું કરીશ? મારી આફીસનું શું થશે? તેનો તો મને ગભરાટ ને ગુંચવાડોજ લાગતો નથી."

"ઓ ખોદા! શેઠ, તમો કેવા દુખી થાઓછો!" ભીખો દયાના ભોળાં વચનો બોલ્યો. "ખચીત સાહેબ, હું તમારી આફીસ છોડીને અચબુચ મસ્કત જતો રહ્યો તે વખતે જેમ તમે અડી બેઠા હશે તેમજ આ વખતે પણ તમોને અડચણ પડતી હશે!"

"તેમજ? નહી, નહી તેથી વધારે!" મી૦ રામચંદ્રે આપણા ભોળા ભીખાની ભૂલ ભાંજી. "ભીખાજી, તું સોલીનાં કામને તારાં કામ સાથે ના સરખાવ. તું છેક તે દાહાડથી આજ સુધી મારી આફીસમાં રહ્યો હોત, તારી આલસાઇ ને હરામખોરી તેં છોડી દીધી હોત, અને કામ પર તેં સઘળું ધ્યાન આપ્યું હોત—તે એટલું કે એક દાહડાની છુટી નહી લીધી હોત અને એક કલાક રમતમાં ગુમાવ્યોં નહી હોત—તે છતાં સોલી કરતાં અડધી ચાલાકી તારાંમાં આજે પણ નહી આવી હોત."

"પણ સાહેબ સોલી જે જાતનું કામ કરતો હતો તે મારૂં કામજ નથી." ભીખાએ પોતાના આગળા શેઠના આ ઠપકાનો એક લેખે બચાવ કીધો. "મારી બધી ચાલાકી એક ટેબલને ચોંટી બેસીને કલમનો ઘસડબોરો કરવામાં નહી પણ બાહાર ફરહર ને ફેરા આંટીમાં વધારે છે. હુંબી ઘેરની બાહાર મેહનત. પસંદ કરૂંછ—હમણા તો હું ઘણો મેહનતુ થયોછ, સાહેબ."

"અને તોપણ મસ્કતથી તું શું કમાઇના કોથલા લઇ આવ્યો?"

ભીખાનો હમેશનો ભોળો અને ભરભરિયો જીવ આ ઠપકા ઉપર થોભ્યો નહી. તેણે ખુલ્લાં દિલથી પોતાનો

સઘળો મસ્કતી અનુભવ ટુંકમાં પણ ઉલટથી કહી સંભળાવ્યો—અને આ ગડબડમાં બિચારો સોલી, જેને તે શોધવા નિકળ્યો હતો, તેને તો ભૂલીજ ગયો.

"હવે કહો સાહેબ, કે મસ્કત જવાથી મેં ખરાબ શું કીધું?" પોતાનો હેવાલ કેહવા પછી તેણે વડાઇ લીધી. "મારા કરતાં ઘણા સારા માણસો છે, પણ તેમ મારા કરતાં ખરાબ માણસોબી બીજા ઘણા છે, અને તેઓના કરતાં તો હું ભલો છું. ખરૂં છે કે હું મસ્કત જઇને ઘણા સરખા પૈસા નથી લાવ્યો પણ પૈસા કમાવાનો રસ્તો તો હું લઇ આવ્યોછ. મારી આલસ ને હરામખોરી, મારી મગરૂરીની મકરખુંદી, ખાનદાનનો ખોટો તોર અને બુનિયાદનો ઠાલો દમામ, હું મારી પછવાડે મસ્કતમાંજ મુકી આવ્યોછ અને મેહનત કરીને કમાવું શું તે હું શિખી આવ્યોછ. હું એટલાં વર્ષ જીવ્યોછ તો ખરો? અને તેબી મારો બાર મારેજ ખભે મેં ઉઠાવ્યોછ. મેં કોઇનું બિગાડયું તો નથી? કોઇનો ગુનાહ કીધો નથી? મેં મારી આબરૂ તો ખોહી નથી? મેં મારાથી બનતું કીધુંછ અને હજી પણ બનતું કરૂંછ—હું કોઇ પાસે ભીખ માગતો નથી કે પારકે આધારે પડી રહ્યો નથી. મારી ખાતરી છે, સાહેબ, કે જો હું થાણેજ પડી રહ્યો હોત અને મસ્કત ગયો નહી હતે તો હું હજીસુધી જેવોને તેવો નવરો, નકામો, નફિકરો રહી કંગાલ આલસુપણામાં બીજાઓને માથે બોજો થઇને પડી રહ્યો હતે. હવે મારામાં તે આગળી ખામી તમો જોશો નહી, શેઠ. હું પૈસાદાર થયો નથી, પણ પેટપુરૂં કમાઉંછ ને કદાચ આગળ ચાલતાં હું પૈસાદાર પણ થઇશ."

"તું એક નાખુશ બનાવથી નાહસી નહી ગયોતો ભીખાંજી? ખરૂં કેહજે." રામચંદ્રે નાખુશ યાદ આપી, પણ ભીખો જોતો હતો કે માત્ર આ તકરારની ખાતર યાદ આપી હતી અને તેમાં ભીખાને બદનામ કરવાની તેની મતલબ નહી હતી.

"હા સાહેબ, હું મસ્કત નાહસી ગયો હતો ખરો, પણ તેમાં મારો પેહલો હેતુ શો હતો? એજ કે બિચારા સોલીને માથે મારે લીધે કાળી ટીલીની બદનામી આવી તેમાંથી તેને છોડવવો. તકસીર મારેથી થઇ ગઇ, પણ મારી નામોશી અંહી રહીને કબૂલ કરવાની મારી છાતી નહી ચાલી તે અંહીથી ગેરહાજર રહીને કબૂલ કરવી તથા સોલીને નિર્દોષ ઠરાવવો એ અંહીથી કંટાળીને જતો રેહવાની મારી મુખ્ય મતલબ હતી. મારી બીજી મતલબ કમાણી કરવાની હતી. તેમાં હું નિશફળ થયો નહી. હું કમાયો નહી પણ સુધર્યો તો ખરો, અને જોકે પૈસા નહી તોપણ પૈસા કરતાં વધારે, સારી ચાલ, તે તો હું લઇ આવ્યો."

"હું સાંભળીને ખુશી છું," મી૦ રામચંદ્રે ટુંકમાંજ જવાબ દીધો. ભીખાને એક બચ્ચાં પેઠે આ સાદો એકરાર કરતાં તેનો ખુલ્લો ચેહરો અને તેનું ભોળું દિલ આ પાકો વકીલ નિરખીને જોતો રહ્યો, અને જોકે ભીખાનો આ સઘળો હેવાલ તેવણને માનવાજોગ નહી લાગ્યો તો પણ તેઓએ માન્યું કે એ ખોટું બોલતો નથી.

"અને એમ કરતાં, સાહેબ, મારી પાસે સેજ પૈસા થશે," ભીખાએ પોતાનો ઉત્સાહી હેવાલ જારી રાખ્યો "બસ હું બસો હદીસોનો પગાર પાડતો થઇશ, ને પછી હું પરણીશ. એકલો, અટુળો ને છરો રહીશ નહી પણ બૈરી કરીને તેનો વર થઇશ."

"ખચીત!" રામચંદ્ર શેઠથી જરા હસ્યા વિના રેહવાયું નહી. "અને વારૂં બૈરીબી આગમચથી શોધી રાખીછે કે?"

"હા સાહેબ." ભીખો જરા આવાજ નરમ પાડીને બોલ્યો. "વાત છુપી છે પણ જો સાહેબ કોઇને કહો નહી તો તમોને મારી બૈરીનું નામબી કહું. પણ તેનાં નામની તમે ગામમાં થાળી ના પીટાવતા, સાહેબ; કાંકે અત્યારથી તેનું નામ બાહાર બોલાય તે તેને ગમશે નહી."

રામચંદ્ર શેઠે નામ કયાં જાણવા માગ્યુંછે? તેઓ પરણવાની વાતબી કયાં પુછેછે! તેઓ કયાં થાળી પીટાવવા નાછે? અગરજો કોઇનામાં થાળી પીટાવાનો ગુણ હોય તો તે ભીખા ભરભરિયામાં હોવો જોઇયે, અને તેથી ભીખાએ પોતાની મેળેજ એ વાત કાહાડીછે.

"મારી મનમાં ધારી રાખેલી બૈરી પીરોજા છે, સાહેબ. આપણા દારાશાનાંની પીરોજા."

"કોણ? ખરેખર? પીરોજા?" મી૦ રામચંદ્ર પોતાની સઘળી સાદગી છતાં ભીખાની પીરોજાની પસંદગી ઉપર અચરતી પોકારી ઉઠયા. "અને શું પીરોજાએ તુને પસંદ કીધોછે?"

"મને પસંદ કીધો કે નહી તે કાંઇ તે બોલી નથી, પણ તેણે મનમાં મતલબ તેજ રાખીછ."

"વાહા ભીખા! તું જો ભાગ્યશાલી હોય તોજ પીરોજાને પરણે" રામચંદ્રે પોતાના જુના નોકરને પોતાની પદવીની રીત પ્રમાણે મુબારકબાદી આપી. "પીરોજાનો હાથ કોણ ના પાડે? તમારી પારસી કોમમાં પીરોજા તો એક પવિત્ર પરી છે. તે કોઇ ઉમરાવની બાનુ યા કોઇ રાજવંશિની રાણી થવાને લાયકની છે."

"હા સાહબ, રાણીબી થાય. પણ તોબી તે મને પરણવા સારૂં થોભીછે. અને વળી તે કાંઇ મારીથી પાદશાહી કે પૈસા માગતી નથી. પણ મેં જેમ ખભાં ઉપર બાર ઉઠાવી લીધોછ તેમ તેબી કરવાની છે; અને અમે પૈસાદાર થઇયે ત્યાંસુધી અમે બેહુ જણા સાથે મેહનત કરીને ભાગમાં કમાવાનાં છીયે અને ભાગમાં ગુજરાણ ચલાવવાનાં છીયે."

આ વાત કાંઇ મી૦ રામચંદ્રના માનવામાં આવી નહી. એક ભીખારી જેવો ભીખો ભરભરિયો બાહારથી નકામો અને માથે પડેલો જેવો દેખાયછે તેને પીરોજા સરખી એક નાજનીન કબૂલ રાખે એ કોઇના પણ માન્યામાં નહી આવે એવું હતું.

---

## પ્રકરણ ૧૦૮ મું.

## શેહરમાં એક સેલ.

રાવબાહદુર રામચંદ્ર સાથની ભીખાની આ નહી ધારેલી મુલાકાત નહી ધારેલી હદ સુધી લંબાઇ. રામચંદ્ર તેને કદાચ મારીને કાહડી મેળે તેને બદલે તેઓએ તો ભીખાને સારો આવકાર દીધો અને હવે જયારે તે જવા

ઉઠયો ત્યારે પણ તેઓએ તેને થોડીક વધુ વાત કરયા વગર એકાએક જવા દીધો નહી.

જતાં જતાં ભીખાએ દિલગીરી દેખાડી કે છેક થાણે ફેરો ખાતાંબી સોલીનો કાંઇ વધુ સુદો મળ્યો નહી—હોમીએ તો પેહલેથીજ તેને એવી સલાહ આપી હતી. હોમીનું નામ નિકલવા ઉપરથી મી૦ રામચંદ્રે થોડીક હોમીની ખબરઅંતર પુછી. ભીખા ભરભરિયાએ હોમીની ચાલુ માદગી વિષે ફિકર બતાવી, "તે આજારી નથી, પણ આજારી જેવો દેખાયછ. સુકાઇને કાલબુદ જેવો થયોછ અને તમે કેહશો કે પવનના એકજ ઝપાટામાં ઉડી જશે."

હોમી ઉપરથી હોમીનાં કીમતી પુસ્તકની વાત ચાલી. મી૦ રામચંદ્રે એ ચોપડી વાંચી હતી, તે વિષે પોતાનું અતિ ઉંચું મત આપ્યું, પણ પેસીનું પુસ્તક ભીખાના પુછવાથી મી૦ રામચંદ્રે હસીને ધિક્કારી કાહાડયું. "તારા ભાઇની ચોપડી ફની, ભીખા, તે ફાડીને સુહલામાં બાળી નાખવાજોગ છે, ને મેં તેમજ કીધુંછે. વર્તમાન પત્રોનાં વખાણો ઉપરથી મેં રૂપીઓ આપીને વેચાતી લીધી, પણ તે મારો રૂપીઓ હરામનો ગયો. મારૂં જો ચાલે તો આમ ખોટી ખુસામત કરનારા છાપાવાળાઓ ઉપર ડામીજી ની ફરિયાદી માડું. પણ ઇંગ્રેજી ધારો આડે આવેછે."

અને તોપણ જે વર્તમાન પત્રો પેસીના આ કચરા લખાણને વખાણેછે તેઓ હોમીની નાદર કલ્પણાને વખોડેછે એ ઉપર મી૦ રામચંદ્ર જેવા એક હિંદુએ પણ મનમાંથી ગુચવાડાભરેલો ક્રોધ કાહાડયો. ભીખાએ કબૂલ કીધું કે "છાપાવાળાઓનો એ ભેદ મુંબઇમાં અમે સમજી શકતા નથી" તેને મી૦ રામચંદ્રે ટેકો આપ્યો કે "અંહી થાણામાં તો તે બીલકુલ સમજાય એમ નથી."

"માફ કરજો રાવબાહાદુર, મેં તમોને ઘણા ખોટી કીધાછ." ભીખો જતી વેળા બોલ્યો.

"નહી, નહી, તું આવ્યો તો સારૂં થયું, હું તને જોવાથી ખુશી છું." રામચંદ્રે ઓર તેનો સારો આવકાર સ્વિકાર્યો. "તું મુંબઇ પાછો કયારે જાયછે ?"

"કાલેજ, સાહેબ. હું મુંબઇની આ તરફ આવ્યો તેના કરતાં મુંબઇની પેલી તરફ સો માઇલ જવાનું પસંદ કરત. પણ જયાં જવાનું મારૂં મન નહી ત્યાં સોલીની ખાતર મને જવું પડેછ. હું થાણે આવ્યોછ, પણ હું કોઇ ને મળવાનો નથી. બસ એક મારી મા અને એક સોલી ની મા એ બેન જણને મળીને પાછો મુંબઇ જઇશ."

"સોલીની મા આગળ તું જશે કે ?" મી૦ રામચંદ્રે લગાર આતુર ચમકથી પુછયું "જો તેણીને સોલીની વાતથી બીહીવડાવતો ના. ખરશેદબાઇની તબીયત બહુ બારીક છે. તે પોતાના દીકરાના માઠા સમાચાર સાંભળશે તો કદાચ પ્રાણ મુકી દેશે."

"પણ સોલી ગુમ થયો તે ખરશેદબાઇ જાણેછની ?"

"જાણેછ, પણ પછી તેની ફિકરો જોઇ અમે ફેરવી તોળ્યુંછ કે સોલી સલામત છે; અને તે તો નાનીને સિલાનમાં મળવા ગયોછે એમ ખરશેદબાઇ સમજેછે. જો ભીખાજી, તું તેણી આગળ સોલીનું મોત કે ખુન ભડભડ બોલી ના દેતો, નહી તો કાલનો દુકાળ આજે પાડશે."

"સારૂં થયું, સાહેબ, કે તમે મને ચેતાવ્યો, નહી. તો કે હું તેવણ આગળ સઘળું ખરેખરૂં કહી આપતે. હું આશા રાખુંછું કે હવે હું કચુંબર કરીશ નહી, પણ તેવણ આગળ સંભાળથી વાત કરીશ. સાહેબજી."

"તું રાત્રે કયાં સુવાનો છે, ભીખાજી ?" હજીબી મી૦ રામચંદ્રે તેને એક છેલો સવાલ પુછયો.

ભીખો વિચારમાં ઉભો. અત્યારસુધી પોતાને એ સવાલ સુઝયો નથી. પોતાનાં મન સાથ હમણાનીજ વાત—ભીખાને ભવિષ્યનો કદી વિચારજ આવતો નથી. તે પોતાનાં ઘેર ગામમાં કોઇને પણ ખબર આપ્યા વિના અચણુચ આવ્યોછે, માટે રાત્રે કયાં સુશે તે તેણે વિચાર્યુંજ નથી, તો જોકે તેનું બાપીકું ઘર હજી થાણામાં છે.

"હું ધારૂંછ, સાહેબ, કે મારી માને ત્યાં મારે સુવાનો એક છત્રપલંગ નહી તો એક જુની ખાટ યા લાકડાંનો બાંક તો મળશે." તે બોલ્યો. "એક વખતે મને બેવડી તોલાઇ ને નરમ તકિયા જોઇતા હતા, અને જો તે નહી મળે તો હું મારા ઘેરમાં તુફાનનું વાદળ તોડી પાડતો હતો. અરરરર ! હું તે આગળા વખત ઉપર કેવો આપ મતલબિયો ને એકલપેટો હતો."

"જો તુને તારે ઘેર સુવાની સારી જગ્યા નહી મળે, તો અંહી પાછો આવજે ને મારાં ઘેરમાં સુજે," મી૦ રામચંદ્રે મીઠાસથી મુરબ્બીગીરીના તોરમાં કહ્યું. "હું ઘરમાં બાળુને કહી રાખીશ કે તું જો આવે તો તુને બાંધ તલિયેના મારા ઓરડામાં મારા પલંગ ઉપર સુવાડે. પણ જો, તું આવે તો મુગો મુગો આવીને સુજે, તારી ધારા પ્રમાણેની ધરપચખોરી ગડબડથી આખું ઘેર જગાડતો ના."

"વારૂં મુરબી. મોટો ઉપકાર થયો" ભીખો પોતાના જુના શેઠનો જોરથી હાથ હલાવી બોલ્યો. "મારા આગળા ઓળખિતાઓ બધા જો તમારા સરખા મેહરબાન હશે તો કેવું સારૂં."

ખચીત થાણામાં આવા આવકારની ભીખાને વકી નહી હતી. તે ધારતો હતો કે બધાં તેને ધિક્કારશે અને ઘેરમાંથી કાહડી મેળશે, પણ અંહી મેહલાં મુહુર્તમાંજ તેને મુબારક આવકાર મળ્યોછે. અને તેબી કોણથી ? જેને તે "પરભુડો" અને "ધારો" કહીને હસતો, જે જુના શેઠનો તેણે બિગાડ કીધો અને જેનો વાંક કરી તે નાહસી ગયો હતો તેજ શેઠે તેને આટલોબધો ચાહ્યોછે. તે વાંકને માટે ભીખાએ પસ્તાવો તો પુરતો કીધો હતો, તોપણ તેને તેજ "પરભુડો" આમ પસંદ કરશે એ તો તેના સ્વપ્નામાં પણ નહી હતું.

માટે હવે જયારે ભીખો ભરભરિયો પોતાનાં અસલ થાણા વતનનાં વાંકા ટીકા મોહલાઓ અને ગલીકુંચીઓમાં રાત્રીનાં એકાંત અંધારાંમાં મ્યુનિસિપલ ફાણસોની ઝાંખી બતી વડે જોતો અને વિચારતો, ઓળખતો અને યાદ કરતો ચાલવા લાગ્યો ત્યારે પેહલે આવ્યો તે કરતાં વધારે ઉલટ અને ઉતેજન મેળવતો તે ચાલ્યો. તે ચંદની રાત હતી. દેવળના ઘંટમાં ૮ા ની ટકોરી વાગી હતી. અને ભીખો ઘણા પ્રીતભાવથી પોતાનાં બાપીકાં શેહરમાં આ સેલ કરતો ચાલ્યો.

એક વખત એવો હતો કે જયારે તે આગળી પાછળી યાદની દરકાર રાખતો નહી હતો. પણ આજે ભીખાને જુના દેખાવો નવી નવાઇથી વ્હાલી યાદ આપનારા દીસ્યા. જુના દેખાવો જે તેની જુવાની અથવા બરાબર બોલીયે તો તેની નાદાનીના વખતના હતા—જુવાનીના પૂર બાહારમાં તો તે હમણા ખીલ્યોછે—તે વખતની રમત ગમતનાં, મસ્તી કુસ્તીના, રખડ રઝલતા હતા. તેજ ઉંચા વડ અને પીપરા કે જે ઉપર હીંચકા ખાધેલા, તેજ લાંબી બોરડીઓ કે જે ઉપર વાંદરની પેઠે ચહડી જઇ ખાટાં બોરથી ખીસા ભરેલા, તેજ છત્રદાર બદામડીઓ કે જેની પથર પથરે બદામ તોડી લેતાં કાંઇ માલીઓને બૂમ મરાવેલી, એવાં અનેક જુનાં ઝાડોને વળાવી ભીખો થાણાના નાનકડાં મેદાન ઉપરથી થઇ દેવળ ભણી અને દેવળપરથી ખાડી ઉપર કીલ્લા (જેલ) અને તેનીજ પાસેની સેંટ માઇકલ કાલેજભણી આવ્યો, ત્યારે તેજ ઝાંખી ચંદનીમાં લાંબા ઓળા પાડનારા ઉંચા બુરૂજો અંધારાંમાં શાંત અને એકાંત ઉભેલા, તથા તેજ મેરાબ અને થામલાઓ તલેના લાંબા ઓટલા—આગળી રમતની જગ્યાઓ—તેને મીઠી યાદ આપતા નજરે પડયા.

રમતિયાલ છોકરા થોડા ઘણા મસ્તીખોર તો હોયજ, તેમ ભીખો ભરભરિયો છોકરો હતો ત્યારે ગમે એટલો મસ્તીખોર હતો પણ બીજા છોકરાઓની પેઠે કોઇ રાંક નિર્દોષને સતાવવામાં રમુજ લેનારો નહી હતો—ઓર કોઇ ગરીબને છોડાઓની સતાવણીમાંથી બચાવી લેનારો અને તેવા ગોથિયાઓને સામી શિક્ષા કરનારો ભીખો હતો. એ જાતની મસ્તીની આ અસલ જગ્યા—કાલેજના લોખંડી જાડા કટેરા—ની સરહદે ફરતો ફરતો ગામ તરફ વળતાં ભીખાને ખાડીનાં નાકા ઉપરથી લોકલ ફંડના પુલ ઉપર જરા લટાર મારવાની લાલચ થઇ, કે જે પુલ હેઠળની વિશાળ ખાડીનાં સ્થીર પાણી એક રૂપેરી ચાદર પેઠે છેક દ્રષ્ટિમર્યાદાના છેડાવેર બિછાવેલાં હતાં. અંહી પુલના લોહડાંના બીમને જરાવાર ટેકીને ખાડી તરફ જોતાં ભીખાને વળી તે આગળી યાદગાર રાત—અને દિવસો પણ—યાદ આવ્યા કે જયારે એજ ખાડીને તલીયે દારાશાનાંનો નાની, ભીખાના "શાહજાદા સોલી" નોજ ભાઇ ગુમ થયો હતો અને સઘળાઓ તેને મુવેલો સમજયા હતા ત્યારે તે કેટલીક મુદત પછી એકાએક જીવતો નિકલી આવ્યો હતો. નાનીની એ દુઃખભરી યાદે ભીખાને સચેત કીધો કે તે રાત્રે જેમ નાની તેમ આજે સોલી ગુમ થયોછે અને ભીખો તેની શોધમાંજ નિકલેલો અંહી આવ્યોછે, માટે તેણે અંહી સેલ કરતાં વખત ગુમાવવો નહી જોઇયે.

તે પુલનાં નાકા ઉપરથીજ સોલીની યાદમાં દુખી દિલે પાછો ફર્યો, તેવોજ પુલની બીજી બાજુએ કસ્ટમની તેજ ચોકી ઉપર આવ્યો કે જયાંના બિચારા લંગડા રખેવાલ પેદરોને કાલેજના છોકરાઓ સિનોર સર પોદરી લેખે ખીજવતા અને હેરાન કરવામાં રમુજ લેતા હતા અને જે લુચ્ચા છોડાઓને ગરીબ પેદરોના બચાવને માટે ઘણી વાર આપણા ભીખાએ પોતાની ભલાઇનો સ્વાદ ચખાડેલો હતો. બિચારો બલિયલ પેદરો મરણ પામ્યોછે અને આ ચોકી નવી બંધાઇછે અને બીજા ઘણા ફેરફારો ભીખાની નજરે પડેછે. ફેરફાર, ફેરફાર, દુનિયામાં ચાલુજ છે. વખત ફેરવાયોછે, જગ્યાઓ ફેરવાઇછે, દેખાવો ફેરવાયાછે, માણસો ફેરવાયાંછે, ભીખો પોતે પણ ફેરવાઇ ગયોછે.

કાલેજમાંના છોડાઓ ફેરવાઇ ગયાછે—ભીખો ભણવા જતો હતો તે વખતના છોડામાંના કોઇને કયાં તો કોઇને કયાં તેમની સુરતે લઇ જઇ નાખ્યાછે. આજે નવા છોડાઓ શિખેછે; શિક્ષકો પણ કેટલાક નવાજ છે; પેલો ભલો અને અસરાફ લાર્ડ બિશપ રોમ ગયોછે, તેને બદલે પોપના હુકમથી કોઇ નવો બિશપ આવ્યોછે. હાલનો બિશપ ભીખાને ઓળખતો નથી, પણ તે આગળો બિશપ તેને ચાહતો હતો, કાંકે ભીખો તેની આગળ જઇને ખરેખરૂં કહી આપતો હતો—પછી તે પોતાના ભાઇ પેસીની લુચ્ચાઇની વાત કાં નહી હોય ! પણ કેટલો ફેરફાર ! આજે તે પેસી મુંબઇમાં મોટો "શેઠિયો" અને "આગેવાન શેહરી" થઇ પડયોછે ત્યારે ભીખો બિચારો હજી ભાભરજુંજો કેહવાયછે. તેનો વડો ભાઇ દોલી જે દેશાવરો ફરતો હતો તે મરણ પામ્યોછે, અને નાનો ભાઇ હીજુ આજે એક ખીલતો ગલ ગોટો કાલેજમાં મસ્ત મકરખુંદી કરેછે. એ રીતે જેમ મેહરમુસાવાળાઓમાં ફેરફાર થયોછે, તેમજ દારાશાનાંઓમાં, ભીખો યાદ કરેછે કે, કાંઇ ઓછો ફેરફાર થયો નથી. દાદી ડાકટર થયોછે; નબળા બાંધાનો નાની ચીનમાં મોટી ચાકરીએ લાગ્યોછે અને જો ખોદા તેને જીવાડે તો તે મોટો વેપારી થવાની વકી છે. સોલી વકીલ થયોછે પણ બિચારો અચબુચ ગુમ થયોછે. હોમી માન અને આબરૂ પામ્યોછે પણ બિચારો આજારી ચાલેછે, મરી જાયછે——

"હું ! મરી જાયછ !" આ છેલા વિચાર ઉપર ભીખો ચમકયો અને પોતાના જીવનેજ ઠપકો દેવા પડયો. ભલો ભોળો તેજ કે જેમ બીજાઓને તેટલોજ પોતાને પણ વાંક પડે ત્યારે ઠપકો આપવાને સ્વતંત્ર હોય. "હું ! હોમી મરી જાયછ ! એ શું બકયો ? એ પેલો વિચાર મારાં મગજમાં કયાંથી આવ્યો ? હું ખરેખરો ગયો છું કે બિચારા એક અમીર આદમીને મેં ગાળ દીધી. હોમી, હમેસનો હસ્તો ને સુખી તે મરી શાનો જાય ? છટ, છટ. દુનિયામાં જે માણસની જગ્યાજ ખાલી તેને દુનિયા મરવા કેમ દેશે ? એ તો મારા જેવો બુબખ, જે મસ્કતના આરબોમાં ટકેલા ખાઇને જેવો ને તેવો પાછો ફર્યો, તેનાંજ ભમતાં ભેજાંમાં એવા ભમતા વિચાર આવે."

---

### પ્રકરણ ૧૦૯ મું.

## ભીખો ભરભરિયો પોતાની માને કેમ મળ્યો ?

આપણા ભમતા ભીખાને વિચારમાં ને વિચારમાં પોલીસ પલટણની બરાખ ઉપરથી એક ગલીમાં વળતાં તેનું ઘર સામુજ આવી લાગ્યું—તેને યાદ આવ્યા અગાઉ અને જાણેકે તે તેને સામું મળવા આવ્યું હોય તેમ તે અસલી પેર તેના આ નામીચા નબિરાની આગળ આવી ઉભું ! ભીખાએ તેને ખુશી સાથ સંભાર્યું—તે જરા રસ્તા ઉપરજ ઉભો રહી [illegible] છાપરાં [illegible] નીતી યાદ સાથ

જોવા લાગ્યો—હા ! એ તેજ તેનું પોતાનું ઘેર, તેજ બંગી ચો અને કંપાઉંડ, તેજ પોર્ટિકો અને ઓટલો, તેજ બારી બારણા, તેજ રોશની, તેજ હાંડી ઝુંમરો. ભીખાની માતાનાં આગળાં દિવાનખાનામાંથી "ગાસના તેલ" નું ભભકપુર અજવાળું પડતું તેબી જેવું ને તેવુંજ હતું, પણ તે સઘળું જુનું અને ખખ ખખડી ગયલું હતું.

ખચીત આજે ભીખાનાં ઘરમાં કાંઇ ધામધૂમ હતી. મેહરમુસાની માણકબાઇ પાસે ભીખાની ભાષામાં "ખાવાની ખાખ નહી હતી," તોપણ તેણીએ પોતાના રાએતા પ્રમાણે આજે "હાથ કાહાડીને ખર્ચ કીધો" હતો. માળા ઉપરથી કાંઇ બૈરાં માટીડાના હસવાનો આવાજ કાંઇ રંગ રાગ ભેળો આવતો હતો, કે જે ભીખાને ભડકાવનારો હતો.

"કમબખ્ખી ! જયાં જાવું ત્યાં નસીબ સાથેનું સાથે ! હું મારી માને ઘેર છુપ્યો મળવા જાઉંછ ત્યારે ત્યાં આખું ગામ કેથું એકઠું મળ્યુંછ. હું થાણે આવ્યોછ તે કોઇને જણાવવા ચાહતો નથી, ત્યારે એકજ વખતે બધાં જાણે એમ છે."

પણ જે બને તે ખરૂં. વાંચનારી બાનુઓ અત્યાર સુધીમાં અજાણી રહી નથી કે આપણા ભીખા ભરભરિયાને ભવિષ્યનો ખ્યાલજ નથી. "હાજર સો હજુર"—"જે આવે તે ખપે" એ ગોપા ભીખ્માનો "માટો" હતો. તે હવે અંહીવેર આવ્યો ત્યારે તો ઘેરમાં જવો જોઇયે, પણ તે બીજાંઓ જાણે નહી તેમ છુપ્યો ઘેરમાં ભરાયો—કોઇ જોય નહી એવી રીતે તે ઝપાટામાં ઘેરમાં ભરાયો—અને એટલામાટે દરવાજામાંથી ચોરની પેઠે માંથા સુધી ડગલો ઓઢી ઝડપથી બાગમાં પેઠો. ઓટલા ઉપર એકજ ફલાંગમાં કુદકો મારતાં એક બાઝટ ચાકરોએ કામથી પરવારીને વાતો કરવા વચમાં નડે તેમ મુકેલો હતો તેને એક લાતમાં તોડી પાડી કોઇબી જોય તે અગાઉ ભીખો બંગલાની ખડકીમાં ઘસ્યો અને ત્યાંથી વળી મોટા દાદરેથી માળા ઉપર જોવાથી ખુ઼ેર..પણ એક નાની ચાલમાંથી પછવાડે દોડીને પાછ સ્વિકાર્યો. "તુ ઝુબંધ માળા ઉપર ચહડી ગયો.

"કાલેજ, સાહેંડમાં માણકબાઇની આયા ક્રીસ્ટિ આજ તેના કરતાં મુંબઇની પેલાના ઘોડાવાળા સાથે કાંઇ ટોલટપા કરત. પણ જયાં જવાનું મારૂંરમાં કોઇને અચબુચ ઘુસી ખાતર મને જવું પડેછ. હું થાણેચીત આ કોઇ ચોર આવીને મળવાનો નથી. બસ એક મારી પાને પછવાડેથી પકડવાની મા એ બેજ જણને મળીને પાછો મુાગળ તે એક વેંહેં

" સોલીની મા આગળ તું જશે કોળા ઉપર ગઇ પણ ચંદ્રે લગાર આતુર ચમકથી પુછ્યું " જો તેણુલો હતો. તે વાતથી બીહીવડાવતો ના. ખરશેદબાઇની તબ઼નો ભીખાઇ બારીક છે. તે પોતાના દીકરાના માઠા સમાચાર સાંભળંની તો કદાચ પ્રાણ મુકી દેશે."

" પણ સોલી ગુમ થયો તે ખરશેદબાઇ જાણેછની ? "

" જાણેછ, પણ પછી તેની ફિકરો જોઇ અમે ફેરવી તોળ્યુંછ કે સોલી સલામત છે; અને તે તો નાનીને સિલાનમાં મળવા ગયોછે એમ ખરશેદબાઇ સમજેછે. જો ભીખાજી, તું તેણી આગળ સોલીનું મોત કે ખુન ભડભડ બોલી ના દેતો, નહી તો કાલનો દુકાળ આજે પાડશે."

મેંટ" ને માટે આ મિષ્ટપ્રસાદ તૈયાર કરેલાં હતાં. આયા ક્રીસ્ટી જઇ પુગે તેટલામાંતો ભીખો આ સઘળું લલચાવનારૂં મિષ્ટાન જોતાંની વારજ ત્યાં હાથ મારવા પડેલો હતો અને ક્રીસ્ટી હાંફતી હુંફતી આવીને જોયછે તો તે ઘુસી જનાર બેગાનાએ પોતાની પાઘડીનું ખોખું એક ખુરસી ઉપર પટકેલું હતું, બગલમાંનું બંડળ એક બીજી ખુરસી ઉપર નાખ્યું હતું, અને પોતે પોતાનાં ઘરમાંજ હોય તેમ ટેબલ ઉપરથી ડપાડપ એવા ડબુસા ભરતો ઉભેલો હતો કે "મીઠં કેક મોહડામાં મુકે ને ગેપ" થતાં હતાં તથા હજીતો એક નવાળો મોહમાં ત્યારે બીજો હાથમાં તૈયાર લઇ એક ખુલિયા ખાધરા સમાન ચાંપવા ઉભેલો હતો.

ક્રીસ્ટિ આ દેખાવથી ડઘાઇને દીધમૂઢ જેવી બની. તેણીએ પેહલાં આ બેગાનાને કોઇ ચોર પણ હવે કોઇ દેવાનો વિચાર્યો. ભીખાનો ભાચાજી દેખાવ, ચોળાયલાં કપડાં, ખોળાયલા બાલ, બગલમાં બંડલ એ સઘળું તેને ઘેલો ઠરાવનારૂં હતું, અને તે જેવી ગેરસલુકાઇથી કશા તાજીમતવાજા વગર ભુખ્યા ડાંસપેરે ટેબલ ઉપર જાણે કે ટુટી પડી ડબુસા ભરતો હતો તે તેને દેવાનાના અવતારમાં દેખાડતો હતો. ક્રીસ્ટી એક સોસવાતની પેઠે તેના ઉપર ઉછલી પડી.

"એ શું છે ? હે ! તું કોણ છે ? કોણના હુકમથી ધસી આવ્યો અને પુછયા પરછયા વગર ખાવા પડયો ? વાહ ! જાણે બાપનુંજ ઘેર !"

"હા, મારા બાપનું ઘેર છે, તું કોણ થાયછ ?" ભીખો ભરેલે મોહડે ડબુસા સુધાં બોલીને ડુચા ને ડુચા ડાચાંમાં દાબતોજ રહ્યો.

"પણ તું છે કોણ ?"

"હું કોણ છું તે તારી બાઇને પુછ." ભીખો તેનો હાથ છોડવી તેને એક આંચકામાં બારણા ઉપર ગબડાવી બોલ્યો. "જા, તારી બાઇને બોલાવી લાવ. માણક મા સાથ મને મળવાનું છે. પણ જો, તેવણને છુપી ખબર આપજે. બીજાં કોઇને કેહતી ના."

ક્રીસ્ટિ હેબતથી ડોલા ફાડીને દિવાનખાનામાં પોતાની બાઇને કેહવા દોડી. તેણે જઇને માણકબાઇના કાન પર પડી ખબર કીધી તેવીજ માણકબાઇ પાસેના ઓરડામાં દોડી. "બાઇ, બાઇ, તપાસજો હું ! મારી બારી બેસશે !" ક્રીસ્ટિની આ ચેતવણી ઉપરથી વધારે સલામતીને માટે માણકબાઇએ પોતાની સાથે પોતાના છેલા ને નાના દીકરા હીજુને લીધો—જે આગળ થાણેથી ભીખો ગયો ત્યારે માત્ર અગિયાર બાર વર્ષનું બાળ હતું તે આજે અટાર વીસ વર્ષની વયે ખીલીને ગબરૂ જુવાન બન્યોછે અને સેંટ માઇકલની કાલેજમાં પ્રીવિયસની પરીક્ષાને માટે

રા અભ્યાસ કરેછે.

બતી. પેહલાં તો માણકબાઇએ બારણામાંથીજ ડોકિયું કીધું કરતો ચે જોય છે તો કોઇ ઉંચો નેકદાવર માણસ, બાબરા ઉલટ અનેવા ખોલાયલા બાલમાં બારણાંને પીઠ કરીને ટેબલ હતી. દેવઉભો ઉભો હજી ખીચોખીચ ખાતો હતો અને એક ભીખો ઘણા પ્રમાં કસ્ટર ઢાંકેલું હતું તેમાંથી ચમચીએ નહી કરતો ચાલ્યો. છીએ કસ્ટર ગપાગપ ગળી જતો હતો.

માણકબાઇનું મગજ ફેરવી નાખવાને આ પાક બેહાઇનો દેખાવ બસ હતો. તે બિચારી કાંઇ પૈસાદાર નહી હતી—આજની પાર્ટીને માટે વટીક તેણે કરજ કરેલું હતું—માટે નોતેલા મેમાનોને સારૂં જેમ તેમ વસાવેલું મિષ્ટાન આ કોઇ બેગાનાને કોઇ સેતાન યા દૈતની પેઠે હોઇયાં કરી જતો જોઇ માણકબાઇને લાગ્યું કે તેના મેમાનો ભુંખે મરવાના. હીજુ તો હેરત થઇને જમીનમાં જાણે કે જડી લીધો હોય તેમ ઉભો રહી ગયો, પણ માણકબાઇ "એ કોણ છે ?" એમ એક બૂમ મારતી આગળ વધી.

તેનો આવાજ સાંભળતાંજ ભીખો તેની તરફ ફર્યો અને કસ્ટર્ડની કરછી કસ્ટર્ડમાંજ નાખી એકદમ પોતાની માને ગળે વલગી પડતાં બોલ્યો કે "મા! મારી મા! બીહી ના! એ તો હું છું. હું તારો દીકરો ભીખો છું."

પોતાના દીકરાને દસ વર્ષે અચબુચ મળવાની અચરતીથી મેહરમુસાની માણકબાઇતો અડધી બેભાણ બની. પોતાનો વડો સપુત, મેહરમુસાનાં ખાનદાનનો ચેરાગ, પોતાનાં કુટુંબનો કુલદીપક, જેવો અચબુચ થાણા શેહર છોડી ગયો હતો તેવોંજ અચબુચ પાછો આવ્યો—તેણે થાણેથી જવા પછી પોતાના જવાની ખબર લખી હતી, તેમજ તેણે પોતાના થાણે આવવાની ખબર પોતે આવ્યા પછીજ આપી—તેથી એક ગમે એવી સમજુ અને ધીરજવાન મા વટીક વિસ્મય પામે તો "મેહરમુસાની મકી", જેને વાંચનારાઓ ઓળખેછે તેઓ જાણેછે કે તે કાંઇ ધીરી, સમજુ યા શાંત સ્ત્રી નથી, માટે તેની અચરતી, તેનો ગભરાટ, તેનાં બૂમરાણનો તે ખ્યાલજ કેમ થાય!

પોતાના વડા દીકરાને મળવાનો માણકબાઇને કાંઇ ઝાઝો ઓરતો નહી હતો—માકીને મનથી તે મુવેલો જેવો હતો. જોકે તે જયાંબી હતો ત્યાંથી પોતાની માને ચાહતો અને કોઇવાર તેણીને બે અક્ષરોથી યાદ કરતો હતો, એટલુંજ નહી પણ જયારેબી પોતા પાસે કાંઇ ફાજલ પડે ત્યારે માને માટે કાંઇ નજીવી ભેટ મોકલતો હતો, તોપણ તેની માને મનથી તેને ખરી શોભાવનારો દીકરો તો પેસી હતો કે જે પોતાની માને કદી માન આપતો નહી હતો, કદી એક કાગળના ટુકડાથી યાદ કરતો નહી હતો, કદી એક મદદનું ફુટું દોહડિયું દેખાડતો નહી હતો. પણ પેસી ડાહ્યો ડોહરો ગણાતો, વિદ્વાનમાં ખપતો, મોટા લખનારમાં લેખાતો—પેસીનાં વખાણ વારંવાર વર્તમાન પત્રોમાં આવતાં, પેસીની પિછાણ સારા માણસોમાં થતી, મિજલશોમાં પેસીને "ઓટલાપર આવો સાહેબ" થતું એટલે તેની માને મનથી ભીખા સરખા એક ભીખારી—એક નાહસી ગપલા, રડતા, અને ભમાતું ભોળા દીકરા કરતાં પેસી વધારે મોટો માણસ હતો.

તોપણ પોતાના દીકરાને દસ વર્ષે દેખીને એક સગી મા ખુશી નહી થાય એમ તો બનેજ નહી. માણકબાઇ ભીખાને જોઇને મગ્ન તો થઇ, પણ તેનું આમ અચબુચ અને અચાણક આવવું અને તેબી જયારે તેનાં ઘેરમાં બે પાંચ સારા માણસો આવેલા તેઓની વચે એક મુફલેશ ભીખારીના અવતારમાં તેણે આવીને પોતાની માને "નરસ લગાડવું" તેણીને નહી ગમ્યું. તે ખુશાલી અને દિલગીરી, અચરતી અને ગભરાટના ભેગા જુસા વચે ગુચવાઇ ગઇ અને પોતાના દીકરાને પોતાની છાતી સાથે બાંધીને ખુરસી ઉપર ફસડાઇ પડી.

આગ અચબુચ આવવા માટે ભીખાએ ખોલાસો કરતાં વાર લગાડી નહી, તેમજ તે ભીખારી જેવો લાગેછે પણ ખરેખર તો ઘણો સુધરીને સમજુ તથા ડાહ્યો થયોછે અને કોઇને પણ માથે ભારી નહી પડવાનો ઠરાવ કરી આબરૂદાર નોકરીએ લાગી આબરૂદરકારથી પોતાનું ગુજરાણ ચલાવતો થયોછે એ પોતાનો બચાવ અને ખોલાસો તેણે પોતાની વ્હાલી માને આ પેહલીજવાર કર્યો નથી.

કેહવાની જરૂર નથી કે પેહલી અચરતી અને ગભરાટ ખતમ થયા પછી માણકબાઇ થંડી પડી, તે પોતાના દીકરાને પ્યારથી ભેટી અને તેને પોતાને ત્યાં બાઇજત ઉતારો આપવાની મેનીજમાં પડી. ભીખાએ અંહી રેહવા કરતાં રામચંદ્ર વકીલનાં નોત્રાંને માન આપી તેને ત્યાં ઉતરવા માટે પાછો જવા ચાહ્યું; અને અગત્ય કરીને ભીખો બડબડ કેહવાને ભૂલ્યો નહી કે હું થાણે છુપો આવ્યોછું, છુપો રેહવા ચાહુંછું અને કાલે પાછો છુપો જવા માગુંછું, કે જેથી આગળા જે લોકો પોતાના પૈસાથી મારે લીધે રડી રહ્યા છે, તેઓ મને જોય નહી અને હું જયાંસુધી તેમના પૈસા પગાર કરૂં એટલી દોલત લઇને આવું નહી ત્યાંસુધી થાણામાં હું જાહેર દેખાવ દેવા ચાહતો નથી.

પણ ભીખાની એ સઘળી તકરાર તેની માની નજરમાં કાંઇ ઉતરે વારૂં ! તેણે બોહસ કરીને પોતાના દીકરાને ઉતારો આપ્યો, અને એ રીતે ભીખાએ પોતાની રાત્રી તો નવ દસ વર્ષે પોતાનાં બાપીકાં ઘર અને પોતાની જન્મભૂમીમાં ગુજારી. જે ચાકરો તેને પેહલાં ચોર સમજીને તેની પુઠે લાગ્યા હતા તેઓ પોતાના શેઠના આ વડા ચેરાગને આવકાર દેવા પડયા, અને ભીખા ભરભરિયાએ આસરે એક દાયકાના સુમાર ઉપર આ ઘેરમાંથી અચબુચ નાહસી જઇ જે ગભરાટ પેદા કીધો હતો તેનો આજે તેટલોજ અચબુચ પાછો ફરીને ગોપા ખંગ વાળી આપ્યો.

માણકબાઇએ ભીખાને તેના પોતાનાજ આગળા ઓરડામાં ઉતારો આપ્યો અને સુવા માટે ખચીત એક ફાટી ખાટ યા કઠણ બાજટ નહી પણ નરમ તોલાઇ અને તકિયાનું બિછાણું તૈયાર કરી આપ્યું. અને મોડી રાત્રે, માણકબાઇના નોત્રેલા મેમાનોના જવા પછી મા દીકરા આ ઓરડામાં સુખ દુઃખની આગળી પાછલી વાતો કરવા બેઠાં ત્યારે ભીખાનાં ભાઇબેહનો સઘળાં અજાયબીથી ભીખાનો બડબડ ચાલેસો હેવાલ સાંભળવા એકઠાં મળ્યાં. ભાઇ હીજુ અને બેહન ભીખાઇ તથા નવળીને ભીખાના "દેશ ખાઇને દરવાજા ખાંધે બાંધવા" ના હેવાલમાં નવાઇ ઘણી લાગી, પણ તેઓ તે ભાઇને કશા પ્યાર કે ઉલટથી ભેટયાં નહી. ભાઇબેહનો સઘળાં તેની લાંબી જુદાઇને લીધે કહો કે તેની માની કેળવણીને લીધે કહો, ભીખાને એક અજાણા બેગાના તરીકે થંડાં દિલથી અને ફકત દૂરથી ને દૂરથીજ સાંભળવા બેઠાં; અને જયારે ભીખાએ પોતાની ગરીબાઇનો હેવાલ કર્યો—તે બે દાહડે સદરો બદલેછે, પોતાનાં બૂટને પોતાને હાથે બ્લાકિંગનું બ્રશ મારેછે,

તથા પોતાનું બિછાણું પોતાને હાથે બિછાવેછે—ત્યારે એ સઘળું સાંભળીને મોટે ઘેરની માણકબાઇ કમકમી એટલુંજ નહી પણ હીજુ, ભીખાઇ અને નવલી પણ નસકોરાં ચહડાવીને પોતાના આ ભીખારી ભાઇથી સુગાયાં !

પણ ગરીબાઇની નિરાશાની વાતો કરતાં ભીખાને તવંગરીને મારે આશાવંત થતાં શો વાર ? તે હંમેશનો આશાવંત હતો, તેમ આજે પણ હતો. થોડા વખતમાં પોતે પૈસાવાળો થશે, બસો ચારસોનો કમાતો થશે, અને કમાતો થયા પછી બૈરી કરીને ઘેર માડશે, ત્યારે પોતાની માને પોતાની સાથે રાખશે તથા ભાઇબિહનોને મોજ કરાવશે—એ સઘળી મોટાં મોહડાંની લાંબી કબૂલાતો ભીખો આપવા પડયો ત્યારે તેનાં ભાઇબિહનો કશું પણ ખરૂં માનીને ખુશી થવાને બદલે ખોટું માનીને હસ્યાં. ભીખાઇ તો આવા શોભતા ભીખા ભાઇથી સુગાઇને ચાલી ગઇ; પણ નવલીને તેની આગળની શિક્ષક દારાશાનાંની દીનીથી વધારે સારી કેળવણી મળી હતી—દીની ડાકટર મંચી સાથ પરણી ગઇ ત્યારે થાણાની જેલવાળા પોતાના બંગલામાં પોતાની સાથે રાખીને નવલીને વિવેકમાં સુધારી તથા કેળવણીમાં ખીલવી હતી—મારે તે વધારે ચીત અને પ્રીતથી વાત સાંભળતી હતી. ભીખાએ ધીરજથી રસ્તો કાપવા અને મેહનતથી "ખભાં ઉપર ભાર ઉઠાવી લેવા" નો ઠરાવ જાહેર કીધો તે ભીખા ઇએ હસી કાહાડયો, પણ નવલીએ તેને ઉલટ અને હિમતના સખુનો કહ્યા.

---

## પ્રકરણ ૧૧૦ મું.

## ભીખા ભરભરિયાની માનતા અને આધાઓ.

સહવારે નાસ્તો પાણી કરીને ભીખો એકદમ ઘેરની બાહાર નિકલી પડયો. તેનો થાણામાં આજનો એકજ દાહડો હતો અને તે દાહડો જેમ બને તેમ અગત્ય જોગ ફેરા આંટીમાં તેણે પુરો કરવાનો હતો. પેહલવેહલાં તો તે મી૦ રામચંદ્રને ત્યાં કાંઇ ખોહવાયલા સોલીની વધુ ખબર તે રાત્રે આવી હોય તો તે પુછવા ગયો. મી૦ રામચંદ્રે ફક્ડી ચટકીને ના પાડી અને સાફ મત આપ્યું કે "સોલી ખચીત મરી ગયો હશે." ભીખો પણ આવા જવાબથી ફક્ડી ચટકીને પાછો નિકલ્યો. તેની બીજી ફરજ સોલીની માને મળવા જવાની હતી; અને ભીખો ત્યાં એકદમજ જો ઉડીને જવાતું હોત તો ઉડી ગયો હોત, પણ આતો પગે ચાલીને જવાતું હતું, અને જતાં જતાં ઘણાક રસ્તા સેરીઓ વળાવવાનાં હતાં, અને તેમાં કાંઇ કાંઇ આગળી ઓળખાણો તાજી થવાની હતી, મારે આ પણો ભમતો ભીખો ભરભરિયો દારાશા લાડજમાં માતાજી ખરશેદબાઇને કયારે જઇ મળે તે કોઇથી આગમચથી કેહવાઇ શકાય એમ નહી હતું.

રામચંદ્રની આફીસ ઉપરથી વળતાં મસુંદાના તલાવને રસ્તે બજાર ઉપર આવીને આપણો ભીખો થાણાના તે મોટા ચકલા ઉપર આવી પોંહચ્યો કે જયાં એક હાથ ઉપર વાડિયા ડિસ્પેનસરી અને બીજા હાથ ઉપર બેહરામજી જીજીભાઇ હાઇ સ્કુલ, બે ઉપયોગી ખાતાંઓ બે પારસી સખાવતની યાદગારી જાળવેછે. પેહલાં ખાતાંનો ભીખાએ કાંઇ લાભ લીધો નહી હતો, પણ છેલાંમાં—બેહરામજી જીજીભાઇ હાઇ સ્કુલમાં ભીખાએ અને તેના ભાઇઓએ તેમજ થાણાના ઘણા ખરા ભણતા છોડાઓએ પોતાની શરૂઆતની કેળવણી લીધી હતી તેમ હજી લેયછે. હજી નિશાળ ઉંઘડવાને વખત હતો—છોડાઓ આવવાના હતા; અને તેઓ આવે તો ભીખાને ઓળખનારા કોઇજ હતા—પણ સ્કુલના ઓટલા ઉપરજ સ્કુલનો પાણી ભરનારો પેસ્તન આજે ઘરડો ખખ થઇ, આંખે કચકડાંનો ચસમો ચહડાવી દાતણ કરવા બેઠેલો હતો. તેને ભીખાએ ઓળખી બોલાવ્યો અને તે પણ જુના ભીખા ભરભરિયાને જોઇને ખુશી થયો. તેની સાથ વાત કરતો ભીખો સ્કુલની અંદર ગયો તો સ્કુલ જેવીને તેવી કશા ફેરફાર વગરની તેને જણાઇ—પીઠ વગરના જુની ફાશિનના જુના બાંક પછવાડે અઢેલીને બેસવાની ટેબલ સાથે જેવાને તેવા ખખડેલા અને શાહીથી ખરડાયલા જુવાન છોડાઓનાં ચેડાં મસ્તીની ઇધાણી આપતા હતા.

પેસ્તનને છેલી પરીક્ષાની ખબર આપતાં સેજ વાત કરી, તે ઉપરથી ભીખો ઉલટમાં આવી ગયો અને બોલ્યો કે પારસી છોડાઓને મારે આ સ્કુલમાં બે ખાસ સ્કાલરશિપોની જરૂર છે. "તો મંદરોજમાં જયારે હું પૈસાદાર થઇશ ત્યારે તે સ્થાપીશ અને સ્કાલરશિપને મારા દોસ્ત શાહજાદા સોલીનું નામ આપીશ."

એ પ્રમાણે સ્કુલના ખાલી બાંક આગળ સખાવત વિષે એક નાનું સરખું ભાષણ કરી—કે જે ભાષણ સાંભળનારૂં 'આડિયન્સ' એકલો પેસ્તન પાણીવાળો હતો—ત્યાંથી ભીખો નિકલ્યો તેવો "આગ્રા રોડ" ની જમણી વળાણ ઉપર "બાંબે રોડ" ઉપર વળવાનો રસ્તો આવેછે ત્યાં ઉભો. ત્યાંથી તે મરહુમ કુમલા કલ્યાણીવાળાને ઘેર વખતે વખત જતો હતો, પણ આજે કુમલો બિચારો તેજ રસ્તેથી પસાર થતાં મેદાનને છેડે થાણાની ટેકડી ઉપર દોખમે પડેલો હતો, કે જયાં જવાની આપણા ભીખાને લાલચ ઘણી થોડી હતી. મારે અંહી બિચારા શાણા, ભલા અને અસરાફ—જોકે ગરીબ—કુમલાની ગમખાર યાદ કરતો તે પાછો વળ્યો અને સામી બાજુએ થાણાના પારસી મોહલામાં જયાં દરેમેહર આવેલીછે તેમાં દાખલ થવાની વાંકી વળાણ ઉપર ગયો. અંહી તે અસલી પારસી વાડ, આંગનામાં કરેલા ચોક અને રસ્તા ઉપર સરેસ્તાની સફાઇ સાથ, પારસી સુઘડાઇની તાજી ઇધાણીઓ વચે જેમનો તેમ લંબાયલો હતો. એ મોહલામાં ભીખાને ઓળખિતા કોઇ ઝાઝા નહી હતા, પણ અડધે રસ્તે ચાલ્યો કે વચમાં અગિયારી આવી અને તેના દરવાજા સુધી આવ્યો તો એ ખોદાતાલાની યાદ કરવાનાં પાક ઘેરમાં પેસવાનું ભીખાની પાક મનસનીને ખેંચાણ થયું, તે સુખડ લોબાનની સ્વચ્છ સુગંધનુંજ નહી પણ ભીખાના પોતાના પવિત્ર ભક્તિભાવનું ખેંચાણ હતું.

અગિયારીમાં બુઢા દાદાદારૂ બોય દેનાર હતો—તેજ દાદાદારૂ કે જેને ભીખાએ આજ દસ વર્ષ ઉપર દારાશા

લાડજનાં બાંપતલિયામાં પોતાની મા અને બીજાં સર્વના દેખતાં તુચ્છકારી કાહાડયો હતો, કાંકે જેમ આજે સોલી ગુમ થયોછે તેમ તે વખત ઉપર નાની ગુમ થયલો હતો પણ મરી ગયો નહી હતો, તે છતાં તેને મુવેલો ધારીને દાદાદારૂએ તે બિચારાના ઓટલા પાધરણાની મિજલસ મંડાવી હતી, પણ બીખા બરબરિયાએજ તેમાં ભંગ પાડીને નાનીના મરી જવા અગાઉ તે સઘળી મરણક્રિયા અટકાવી હતી. બીખાનો વાંધો એજ હતો કે નાની મુવેલો નકી થયો નહી હતો—તે કદાચ જીવતોજ હોય—અને તેમ તે ખરેખર જીવતો પાછો આવ્યો હતો. પણ દાદાદારૂને તે વખતે "ભોળાં બૈરાંઓને ભમાવવા" ના વાંક સારૂં બીખા બરબરિયાનાં મોહડાંમાંથી "સાધારણ અંધ્યારડો" અને એવાંજ બીજાં નામોની શાળપાઆરી સાંભળવી પડી હતી અને તેથી દાદાદારૂનું દિલ દુખાયું હતું. પણ મોબેદ વર્ગ સામટો લેતાં અસીલ, અસરાફ અને થંડો હોયછે, માટે દાદાદારૂ બીજા બુજર્ગ "દારૂ" ઓની પેઠે બીખાનો આ વાંક ભૂલી ગયા હતા—ખુદ બીખો પોતે પણ તેવણને હવે યાદ નહી હતો. આજે તેને એક ભૂતની પેઠે અચબુચ આવી ઉભેલો જોઈ તેઓ અચરત થઈ ગયા પણ ઓછા ખુશ નહી થયા. દાદાદારૂ બીખાને ઘણા ભાવથી ભેટયા અને તેની સાથે ઘણીક નવી જુની વાતે વલગ્યા. જેમ તે વખત ઉપર નાની ગુમ થયો હતો તેમ આજે સોલીના ગુમ થવા સારૂં દાદાદારૂ અને બીખો બેહુ બળાપો કરતા રહ્યા, અને દાદાદારૂએ દાદાર હોરમજદની જનાબમાં સોલીની સલામતીની એક એબાદત ગુજારી, કે જેમાં તેવણ તો કુસ્તી પાદિયાબ કરી ચુકેલા હતા પણ બીખો ખરા ભક્તિભાવથી કુસ્તી પાદિયાબ કરી આવીને સામેલ થયો.

"દાદાદારૂ, હું જયારે પૈસાવાળો થઈશ, ત્યારે મારા 'શાહજાદા સોલી' તરફની તમારી આ લાયકી અને સેપાસદારીને નહી ભૂલીશ." બીખાએ વળી એક બીજી બાધા લીધી. "હું મારા સોલીની યાદગારીમાં થાણાની અગિયારીના સંબંધમાં તમારી ગોરાણીઓ અને ગોરાણીની દીકરીઓને ધર્મની કેળવણી આપવાની એક મદરેસા સ્થાપીશ અને તેમાં તમોને વડા ઉસ્તાદ ઠરાવીશ." દાદાદારૂ બીખાની આ માનતા ઉપર માત્ર મુછમાં હસ્યા, તો જોકે તેની આ સખી દિલની લાગણી તેવણને નાપસંદ તો નહીજ હોય.

અગિઆરીનું દિવાનખાનું અને પથરની ફર્સબંદીવાળો ચોક વળાવી બીખો પાછળે બારણેથી બાહાર જવા નિકળ્યો, પણ તેટલાંમાં પાસેના 'ઈઝેશ્ને' આગળથી કાંઈ અંધ્યારૂઓના ભણવાનો ગાંગેગુલંદ આવાજ તેના કાને પડયો અને તે આવાજથી ખેંચાઈને 'ઈઝેશ્ને' વાળા ધોયલા અને ચોખા પણ સર્દ અને સિતલ દિવાનખાનામાં ગયો. અંહી જુદી જુદી બાજ ઉપર સરોશ બેઠેલા હતા, કે જે બાજો થાણા શેહરની નાની વસ્તી પ્રમાણે અલબતાં ઘણી નહી હતી,—તમારા મુંબઇની અગિયારીઓમાં 'ઇઝેશ્ને' વાળો ઓરડો બાજની લંગરી અને તે ઉપરની કાંસાની મકચકિત થાલીઓથી ભરાઈ જાયછે અને જયાં જોઈયે ત્યાં બાજના ખુમચાઓનો એક સમુદ્ર નજરે પડેછે તેવો એ દેખાવ નહી હતો—પણ તેટલામાટે જે બિચારાં ગુદસ્ત મરહુમોની તે બાજ ધરાતી હતી તેમની યાદમાં તે ઓછી પવિત્ર નહી હતી. દરએક બાજની થાલી ઉપર ઓળખાણને માટે મોટા અક્ષરે મરનારનું નામ ચાપે કરીને લખેલું હતું, અને તે મુજબ પાસેજ પડેલી એક બાજ ઉપર અંધ્યારૂના મોટા અક્ષરે "કુમલો કલ્યાણીવાળો" એમ નામ લખેલું બીખાએ વાંચ્યું.

તે વાંચતાંની વાર એ "બિચારા બેહસ્તી" સારા માણસની આપણા બીખાને આજે આવેલી ગમખાર યાદ પાછી તાજી થઈ. તે થોડીક પળ તો કુમલાનાં નામની જાંણે કાંઇ આફરીન કરતો હોય તેમ ગંભીર ચુપકીદીથી એબાદતની ઢબમાં ઉભો રહ્યો—તેણે કુસ્તી પાદિયાબ તો થોડોજ વખત અગાઉ કરેલા હતા—અને પછી "અશોને અશેમ વોહી વેહસ્તેમ અસ્તી" પોતાનાં મન સાથ ભણીને પુરી કીધા પછે, બાજ ધરવા ઉભેલા મોબેદ સાથ સેજ પરપુછ કરવાની ઢબમાં વાતે વલગ્યો. તે મોબેદે અવસ્તા કલામો ભણતાં ભણતાં બાજમાંજ, એટલેકે અડધાં બંધ અને અડધાં ઉઘાડાં મોહડાંમાંથી મુગા જવાબો દીધા, અને તે બીખાને ઓળખ્યા વગર કોઈ મોટો શેઠિયો નહી તો શેઠિયાનો દીકરો સમજીને દીધા. કાલ રાત્રીના રખડતા રઝળતા અને મેળા ઘેલાના દેખાવ કરતાં આજે બીખા બરબરિયાનો દેખાવ જુદાજ રોબ અને ભોબાવાળો હતો. પોતાની માની મેહરબાનીથી તે નાહી ધોઇને ધોતાં કપડાંમાં આબરૂદાર દેખાવ પામ્યો હતો; અને તેનામાં ચેહરાની પેશાની અને પ્રભા, વાતચીતનો તોર અને રોબ, તથા શેઠાઇ અને પટેલાઇનાં વડાપણાનો દમામ અને દબદબો તો કુદરતીજ હતો. બીખાનો ધાડો આવાજ લગાર થથડાવનારો અને ગંભીર હતો, તે આ ગંભીર આતશકદેહમાં ચાલેલી ગંભીર ક્રિયાની વચે વધારે ધાડો થયો હતો—પણ નીચલી વાતચીત ઉપરથી જણાશે કે બીખાનો મિજાજ જરા બિગડીને બરખેલાફ થવાથી તેની ધાડી ઘાંટીએ વધારે ગંભીરતા પકડી હતી.

"મોબેદ, તમે આ બાજ કોણની ધરોછ? 'કલ્યાણીવાળો કુમલો' કરી નામ લખ્યુંછ તે કોણ?"

"સાહેબ, થાણામાં એ નામનો એક પારસી આગળ રેહતોપો, તે મરી ગયો, તેની એ બાજ છે."

"તેમાં તમે મને નવું શું કહ્યું? તે કુમલા નામનો હતો અને પારસી હતો અને મરી ગયો અને તેની આ બાજ ધરોછ એટલું તો હુંબી સમજુંછ" બીખાએ તાણો માર્યો. "વળી પારસી નહી હોય યા મરી નહી ગયો હોય તો તમે બાજ ઈજેબી? તે પારસી હતો કે નહી યા મરી ગયો કે નહી તે હું નથી પુછતો, પણ હું એટલુંજ પુછુંછ કે એ કયો કુમલો? એની ઓળખ શું? એ કયારે મરી ગયો?"

"મરી જવાને આસરે નવેક વર્ષ થયાં હશેજી" મોબેદે બાજમાં હુંકુંકુંકુ કરીને અડધું મોહડું ઉઘાડી જવાબ દીધો. "એ અંધ્યારૂ હતો, ત્રીણી ગોરાણી અંહી બજાર આગળ રેહતીથી તેનો એ મરનાર વર થાય."

"હં! ત્યારે એતો મારો બેહસ્તી દોસ્તજ હતો. તે બિચારાની આ બાજ ઈંજાયછ? કોણના ખર્ચે વારૂં?"

તે "ઝીણીને ખર્ચે છે. તે બીજા સાથ પરણી ગઇછ, આજે કુ જગસા જમાદારની ઝીણી કેહવાયછ અને મુંબઇમાં હાટલ હાંડીને રહીછ, તે પોતાના આગળા માટી થતાની વર્ષોવર્ષ બાજ અંહી ઈંજાવેછ."

"મોહડું સંભાળીને બોલ મોબેદ," ભીખો ઉસ્કેરાઇ ગયો. "'તું ઝીણી', ને 'કુમલો' ને 'માટી થતો' એમ એક આબરૂદાર માણસ વિષે તોછડા શબ્દોમાં કેમ બોલેછ? તમો અંધ્યારડાઓ શું નહી સુધરો? હું દસ વર્ષે થાણે આવ્યો તોબી તમો બિલાડાઓ જેવાને તેવાજ પેટભરૂ બેઅદબ! શરમ છે કે બિચારા એક મુવેલા માણસ, ને તેબી સારા માણસને વડે તમો લોકો આમ તોછડાં નામો દઇ તેની પાક યાદગારીને અપમાન લગાડોછ."

મોબેદજી તો આ દબરાવનારી અચબુચ ગડબડથી લગાર ગભરાયા. તેવણનું બાજમાં બોલવાનું સહુ બંધ પડી ગયું. તેવણ ભણવાનું એકકોરે મુકી વધારે નમનતાઇ પકડી મરનાર કુમલા કલ્યાણીવાળાની પવિત્ર યાદને અપમાન લગાડવાનું તોમત ના પાડવા લાગ્યા.

"નહી? તમે ના પાડોછ?" ભીખાએ પોતાની ભપકી ચાલુ રાખી. "તમે એક બેહસ્તમાં ફુલગુજાર થયલા બેહસ્તીને 'કુમલો કલ્યાણીવાળો' કરીને તોછડાઇથી હાંક મારોછ! તે કેવો સારો માણસ હતો તેની તમોને ખબરબી છે? તે બિચારો ગરીબ હતો તો શું થયું પણ આખા ગામના અંધ્યારૂં કરતાં તે ઇમાનદાર હતો અને તમારા દસ્તુર દાવરોના કરતાં તો વધારે અશો માણસ હતો."

ભીખાની આ ભડભડ બોલીથી બીજા અંધ્યારૂઓ, જે ઈંધોરાના બીજા ભાગ ઉપર હતા, તેઓ ભણતાં ભણતાં વાત સાંભળવા આવ્યા એટલુંજ નહી પણ આ ગડબડનો સાદ કાને પડયાથી દાદાદારૂ પંથકી વટીક દોડી આવ્યા.

"આ શું? આ બાજની થાલી જુવોની? તે ઉપર ચાખે કરીને નામજ કેવું તોછડું લખેલુંછે! 'શેઠ કુંવરજી' 'કલ્યાણીવાળા' કરીને લખતાં શું અંધ્યારડાના હાથ ભાગા હતા કે 'કુમલો કલ્યાણીવાળો' કરીને લખ્યુંછ!" ભીખો પોતાનાં બૂટ સુધાં ચોખી કીધેલી ઈંધોરાની જગ્યા ઉપર બાજને ઢાંકેલી થાલી આગળ ચાલી જતો હતો, પણ દાદાદારૂએ તેને અડકતાં અટકાવ્યો અને યાદ આપી કે એ ઇંજેલી ચોખી જગ્યા ઉપર ભણતર ચાલતું હોય તે વેળા બીજા જાય તો તે અવાવ થાય. પણ આ અટકાવ છતાં ભીખાએ પોતાનું થથડાવનારૂં ભડભડવું ચાલું રાખ્યું "દાદાદારૂ, તમે શું બિચારા બેહસ્તીને ઓળખતા નહી હતા? સારા માણસની યાદને તેના મુવાં પછી તમે અપમાન કરો તો મારા જેવાના મુવા બાદ તમે શા ભાર રાખો? હજીબી હું અરજ કરૂંછ કે એ ભૂલ સુધારો 'કુમલો' ને બદલે 'કુંવરજી' લખો અને 'કલ્યાણીવાળો' કાહાડી નાખી 'કલ્યાણીવાળા' કરો."

બાજ ઈંજનાર મોબેદે એક બોલ બોલ્યા વગર જઇને બાજની થાલી ઉપર ચાખે લખીને આ ભૂલ સુધારી પોતાનું ભણવાનું પાછું માડયું, અને હવે ભીખો ઘણો ખુશ થયો.

"ઠેંક યુ! ઠેંક યુ! માફ કરજો! મારાથી ગુસામાં બોલાયું તે માફ કરજો! પણ એક સારા માણસને થતું અપમાન મારાથી શાંખી શકાતું નથી. બિચારા મારા બેહસ્તી કુમલાની—અરે! કુંવરજીની—યાદ હજી આ અગિયારીમાં ચાલેછ તે જોઇ મને સંતોષ ઉપજેછ. પણ હું તે મરહુમ વિષે એટલું માન ધરાઉંછ કે તેની યાદગારી કાયમ રાખવાના મારી પાસે પૈસા નથી તેથી હું મુજાઉંછ. હજીબી હું બાધા લઉંછ કે જયારે હું પૈસાવાળો થઇશ ત્યારે મારા એ બેહસ્તી દોસ્તની યાદગારીમાં આજ દરેમેહરમાં એક રૂપાંનું આફરગાનિયું તેનું નામ કોરાવીને ભેટ આપીશ."

ભીખાનાં આ ભોળાપણા ઉપર દાદાદારૂ મુછમાંજ હસીને ચાલી ગયા; અને ભીખો જે દારાશાનાંને મળવા નિકલેલો હતો તેને ઘણું મોડું થવાની યાદ આવ્યાથી હવે તે લાગલોજ, માર્ગમાં કેયે પણ ખોટી થવા વગર, "દારાશા લાડજ" માં જઇ પોંહચ્યો.

---

## પ્રકરણ ૧૧૧ મું.

## ભરભરિયો તે ભરભરિયોજ.

દારાશાનાંનાં ખરશેદબાઇ ભીખાને જોવાથી ઘણાંજ ખુશી થયાં. ભીખાને તેવણે એકદમ આવાજ ઉપરથીજ ઓળખ્યો. રામચંદ્ર વકીલે કહ્યું હતું તેમ તેવણ બિચારાં ખાટલે અડેલાં હતાં, તોપણ ઉઠબેસ કરી શકતાં હતાં, અને તેનો સાદ આંભળતાંજ તેવણ ઉલટ અને હોંશભર બિછાણામાં ઉઠી બેઠાં અને હજારો હજાર દુવાના આશિષ સાથ ઓવારણા લઇ તેને ખુશીભરેલો આવકાર દીધો—જેવો આવકાર તેની જનેતી માએ નહી દીધો તેવો ઉલટમંદ આવકાર તેને તેના "શાહજાદા સોલી" ની માએ આપ્યો.

ભીખાએ થાણામાં ઘણો ફેરફાર જોયોછે, પણ ખરશેદબાઇના જેવો જમાનાનો ફેરફાર તેણે કોઇનામાં જોયો નથી. "દારાશા લાડજ" નાં એ એક વખતનાં માતબર ઘરધણીયાણી ઉપર વખતના દોરે સર્વથી કડાં દાંત મુકયા છે. જે એક વખતનાં કામકાજે ખડતલ, તનનાં આસુદાં, અને ચેહરે ગોલાબી હતાં, તે આજે અડી ગયલાં હાડ અને કરચલી વળેલી ચામડી સાથ સુકાઇને છોડાં જેવાં થઇ પડયાંછે; અને આ દુનિયાં ને પેલી દુનિયાંની વચે, જીવ અને મોતની વચે, એક પગ જીહાનમાં અને બીજો પગ જીનતમાં, એવી હાલતે જીવેછે.

તેવણના જીવનો કાકરો તેવણનાં શરીરનાં ખોલિયાંને જાણેકે સેજ વલગી રહ્યો હતો. તેવણ પોતાના ચીનથી આવવા નિકલેલા દીકરા નાનીની અને તેને એસ્તેકબાલ લેવા ગયલા દીકરા સોલીની મુલાકાતની ટગર ધરી રહેલાં હતાં. ભીખાને લાગ્યું કે જાણે કે તેવણ આ દીકરાઓને જોવા સારૂંજ જીવતાં હતાં—તેઓનાં આવતાંની વાર તેવણ પ્રાણ મેળી દેશે એમ હતું. પણ તેટલાજ માટે ભીખાને લાગ્યું કે જાણેકે તેવણને લાંબા દાહડા

જીવાડવા. માટે તેવણના દીકરાઓ જલદી પાછા નહી ફરે તો સારૂં કે જેથી તેમને જોવાની ઉલટમાં ને ઉલટમાં "એ ડોસી જીવતી રેહ!"

ગમે તેમ હોય, પણ ભીખાને રામચંદ્ર શેઠની આપેલી ચેતવણી વાજબી લાગી કે આં જૈફ માતાની આગળ તેના ગુમ થયલા દીકરાની વાત ઘણીજ સંભાળથી કરવાની હતી. સોલીના ગુમ થવા ઉપરથી તેનું ખૂન થવાનો જે ભય ભીખાનાં મનમાં પેદા થયો હતો, અને જેને રામચંદ્રે લાગલોજ ટેકો આપી દીધો હતો, તે વાત તેની નાતવાન મા આગળ કરવાથી તો તેનું મોતજ જાણવું. રામચંદ્રે ભીખાને સંભાળીને વાત કરવા કહી હતી, અને તેણે ખરેખર સંભાળીને વાત કીધી—તે એટલે સુધી કે જુઠું બોલવાનો તેને ધિક્કાર હતો, માટે જુઠું તો નહીજ બોલ્યો, અને તોપણ ખરી બીના છુપાવી શકયો.

"ને મારો સોલી તુને મુંબઈમાં મળ્યો તો કે ભીખાજી?" ભીખાએ પોતેજ આગળાં વર્ષો ઉપર પોતાની ચાલથી સોલીને કેટલું માઠું લગાડયું હતું તે વિષે જાબજા માફીઓ માગીને પોતેજ સોલીની યાદ આપી ત્યારે તેની માએ પુછ્યું. "સોલી અંહીથી સિધાસ્યો ત્યારે તારી ઉપર આગમચથી કાગળ લખીને સિધાસ્યોતો, તે તુને મળ્યો તો હશે."

"હાજ તો, માયજી. વળી તે મને નહી મળે! મુંબઈમાં સહુથી પેહલો સોલી મને મળ્યો ને હું એને મળ્યો. હું એને સ્ટેશન પર લેવા ગયોતો ને એ ગાડીમાંથી ઉતરે તે અગાઉ તો હુંજ ગાડી પર ચહડી બેઠો. સોલીને મારી સાથે તે સાંજને સાંજેજ મુંબઈમાં ફેરવ્યોતો ને હુંજ હોમીને ઘેરબી લઈ ગયોતો."

"ને પછી ત્યારે મારા દીકરાને કયાં મોકલી દીધો?"

"મોકલી કયાં દે, માય! એ ભલો માણસ પોતાની મેળેજ કેયે ગયો.!"

"પણ કયાં ગયો? કયાં છે? મારો દીકરો કયાં છે! મને કેહ ભીખાજી" અંહી બિચારાં ખરશેદબાઈ રડવા પડયાં.

"છે હો, માય, છે, જાય કયાં?" ભીખો ગભરાઈને પોતાની બડબડ રીતે ધીરજ આપવા લાગ્યો. "બેવકુફ નાદાન તે નાદાનજ! કોઈને કહીને જાય તો કોઈ જાણેબી. બેટી બાપ મને કહ્યા વગરજ ચાલી ગયો ત્યારે હું તે શું જાણું કે કયાં ગયો? પણ રામચંદ્ર કેહછ કે સોલી તો સિલાનમાં નાનીને સામો લેવા ગયોછ, ને રામચંદ્ર જયારે એમ કેહ ત્યારે તે ખોટું હોય નહી, તે ઉપરથી હુંબી કહુંછ કે સોલી સિલાન ગયોછ. ત્યાં નહી તો કયાં જાય! નાનીને લેવાજ આવ્યો તો નાનીને લેવાજ ચાલ્યો ચાલ્યો ગયો! ભલા માણસને કોઈ પુછે? પણ માય આં તો એવાંજ જો! મારો દાખલો લેવોની. હું કોઈને પુછયા વગર ચાલ્યો ચાલ્યો છેક મસ્કત ચાલી ગયો ની! રાસ્કલ નાની દરિયામાં થઈને ચાલ્યો ચાલ્યો ચાલી ગયો તો કની! તેમજ વળી સોલી!"

ખરશેદબાઈને ભીખાના આ જવાબથી ઘણી ધીરજ આવી નહી પણ આગળી પાછળી યાદથી ખુશી પેદા થઈ; અને હવે ભીખાએ પોતાના મસ્કતી આરબોનો અનુભવ કહી તેવણને રીજવીને ઘણાં રાજી કીધાં. ભીખાએ જોયું કે તેવણ દુખી નહી હતાં તે કરતાં વધારે ઘરમાં એકલાં પડવાથી કાયર હતાં. તેવણને ઘરમાં સહવાસ નહી હતો. વડો દીકરો હોમી મુંબઈ હતો, નાનામાં નાનો નાની ચીન હતો, સોલીની તેવણને સંગત સારી હતી પણ તે તો ગુમ થયો હતો, અને દાદી એકલો થાણામાં હતો પણ તે તો ડાકટર થઈને હાસ્પીટલમાં ચાકરીએ લાગ્યો હતો. એક માતાને દીકરીનો સાથ વધારે સુખ આપેછે, પણ ખરશેદબાઈ બિચારાં એકલાં પડયાંછે, કાંકે તેવણની વડી દીકરી દીની પરણીને સાસરે ગઈ ત્યારે નાની પીરોજા છોકરાં શિખવવાના ધંધા ઉપર મુંબઈ ગઈ હતી.

પીરોજાની વાત ઉપર પીરોજા વિષેની પોતાની પાક ઉમેદ ભીખાએ તેની માને બડબડ કહી સંભળાવી અને ખરશેદબાઈ તે ઉપર ખૂબ ખડખડ હસી પડયાં. તેવણને ભીખાએ આજે પોતાની વાતોથી ઘણી રમુજ આપી, પણ તે પીરોજાનો પ્યારો હાથ પરણીને લેવા ચાહેછે એ વાત ઉપર તો જેમ હોમી પેહલાં હસ્યો હતો તેમ ખરશેદબાઈ હસવા લાગ્યાં. એથી ભીખાને જરા ચાંઈ લાગ્યું, પણ તેની ધારેલી સાસુ તેને વાજબી હસેછે એમ પણ તેને લાગ્યું. છેલા ત્રણ ચાર મહીનામાં તે માન માન પચાસ રૂપીયા બચાવી શકયો હતો—અને તેબી સોલીની શોધમાં ખર્ચાઈ ગયા હતા— એ વાત સાંભળીને, એ હિસાબે પૈસાદાર થવા અને બસો ત્રણસોનો કમાઉપુત થવા અને પછી પીરોજાને પરણવાની સ્વપ્ના સરખી આશા ઉપરથી ખરશેદબાઈને ભીખો એક સેકચલ્લી જેવો દીસ્યો. તોપણ તેવણે તેનું માગું ધિક્કારી કાહાડયું નહી. તેવણે એટલુંજ કહ્યું કે "તું ધારેછ તેટલો કમાય ત્યારની વાત," અને તે ઉપરથી લગાર 'ચાટ' લાગવાથી ભીખાએ એટલોજ ઠરાવ કીધો કે પોતે બસો ત્રણસો કમાતો થાય નહી ત્યાંસુધી ફરીથી એ વિષે કોઈ આગળ વાત કરવી નહી—"સગી મા આગળબી નહી."

"દારાશા લાડજ"માંથી ભીખો પાછો પોતાને ઘેર ગયો. કાંકે તે આજે બપોરે બે વાગતાની ગાડીમાં પાછો મુંબઈ જવા આવ્યો અને દસ તો વાગી ગયા હતા. તેની માએ તેને માટે એક અછો નાસ્તો તૈયાર કરાવ્યો હતો, જે ઉપર હાથ મારીને તે કલાક સાડા અગિયારને સુમારે પોતાની મા અને ભાઈ બેહનોને ભેટીને નિકલ્યો. તેની મગરૂર મા એકવાર ફરી બે ઘોડાની ફૈટનની ફિસ્યારીમાં પોતાના દીકરા દીકરીને સ્ટેશન ઉપર લેવા તેમજ મુકવા જવાનો પોતાનો આગળો શોખ પુરો પાડવાની હતી, પણ ભીખો જે થાણામાં છુપો આવ્યો હતો તે વધારે છુપો જવાનો હતો, માટે તેણે પોતાને વળાવતી વેળાની આ ધામધૂમ મોટી આજીજીથી માંડી વળાવી, અને રસ્તામાં કયે ઉભો રહ્યા વગર પાધરોજ સ્ટેશન ઉપર ધસ્યો જવાને એકલોજ નિકલી પડયો. તેણે પોતાની બગલમાં પોતાની રાતવાળીજ કપડાંની ગાંસડી લીધી; અને તેની માએ પેસીનાં બચ્ચાંઓને માટે મીઠાઈનું એક પડીકું આપ્યું હતું તે બીજા હાથમાં લઈને તે ચાલતો થયો.

પણ તે એકલો જાય શું ? થોડુંક ચાલ્યો નહી એટલામાં તો એક અસલી ઓળખિતો મળ્યો. તે કોઇજ નહી પણ પેલો કાલેજના મસ્તાન ગોધાઓનો વડો આનજેલો હતો—આજે તે એક દાહડી મુછવાળો પણ આગળના જેવોજ મસ્તીમાં મસ્ત જુવાનિયો હતો, જે કલેકટરની કચેરીમાં કલાર્ક થયો હતો. ભીખાજી તેને ઉડાવીને ચાલી જવા કરતો હતો, પણ તેણે તેને ઓળખીને ખામખા ઉભો રાખ્યો: અને તેને તોછડો તુચ્છકાર દેખાડવાનો ભીખા ભરભરિયાનો જીવ ચાલ્યો નહી.

"પેસી, કેમ છે ? તારો ભાઇ પેસી ?" સોલીની અને બીજા ગામ ગપાટાની વાતો કીધા પછી આનજેલોએ પુછ્યું.

"પેસી તો મોટો શેઠિયો થયોછ. રસ્તામાં મળેછ તો મારી તરફ જોતોબી નથી. શું કરૂં ! હું મસ્કત જઇને સુધરી આવ્યોછ, આનજેલો, નહી તો કે હું આગળના જેવોજ હતે કેની તો એને પેહલેજ દાહડે રસ્તા ઉપર થોકી આપતે. જયારેને ત્યારે મને પેલી નોટની ચોરીની યાદ આપ્યા કરેછ."

"પણ ત્યારે તું એને પેલી બાટલીની યાદ આપ, ભીખાજી." આનજેલોએ સુચવ્યું.

"કઇ બાટલી ?"

"પેલી શાહીની ભાગેલી બાટલી, જે પેસીએ બિચારા એક કાલેજીયનના જભા ઉપર ખાલી કરી તેના ઉપર ખાર લીધો, પણ જે બાટલી મેં અચણુચ શોધી કાહડી અને તેથી તારા પેસી ઉપર સોટીનો માર પડયો હતો, ને મેં મારી મારીને એના બરડાનું ચામડું કાહાડયું હતું. હું તો તારા ભાઇને તે વખતથીજ નિમકહરામ કુત્તો કેહતો હતો."

આ આગળી યાદોથી છુટો પડતાં વળી ભીખાને યાદ આવ્યું કે તે દીની દારાશાનાંનીને અને ડાકટર મંચીને મળ્યો નથી. તેઓને મળ્યા વગર તો ભીખો કદી મુંબઇ જાયજ નહી. માટે તેણે કીલ્લા ભણી હેર્યું લીધું. કીલ્લા (જેલ) ના બંગલામાં મંચી અને દીની ઘણા દમામથી રેહતાં હતાં. ભીખા ભરભરિયાને તો હથિયાર બંધ સિપાઇએ દરવાજામાંજ અટકાવ્યો, પણ ભીખાએ પોતાનું નામ કેહવાડતાં મંચીજ નહી પણ દીનીબી મોટા હર્ષભેર તેને એસ્તેકબાલ આવકાર દેવા આવ્યાં.

"હું જાણતીતીજ, ભીખાજી, કે તું, તમે, અમોને મળ્યા વગર જાય, જાવોજ નહી" દીની "તું" અને "તમે" વચ્ચે અંગકી અચકીને બોલી.

"એ શું ઢોંગ, દીની !" ભીખો ભેટવાને બંદલે પેહલાં તો ઉતરીજ પડયો. "દીની, એ 'તું' શું ને 'તમે' શું ? ભીખા ભરભરિયા સાથ 'તમે' ને 'અમે' થી વાતજ શી ? તું તો મને હમેશ 'તું તાં' થી કેહતીતી ને આજે મને 'તમે અમે' થી અપમાન શાનું આપેછ ?"

"પણ તે વખત જુદો હતો, ભીખાજી," દીનીએ ડાપણ શિખવ્યું "તે વખતે આપણ નાદાન હતાં. આજે આપણ મોટી ઉમરનાં થયાં—"

"અરે શું ! હું તો જેવોને તેવો બચ્ચાં જેવું બચ્ચું રહી ગયોછ. જો દીની, મંચી, મને માફ કરો, પણ હું જે છે તે કહુંછ કે તમે લોકો મને 'તમે અમે' થી [illegible] લાવવામાં માન સમજોછ, પણ હું તેમાં અપમાન [illegible] જુંછ. જો તમે મને ચાહતાં હોવ તોજ 'તું તાં' થી [illegible] લાવી શકો, પણ જ્યારે તમે 'તમે અમે' કરવા [illegible] ત્યારે તમે મનમાં જુદાઇ રાખોછ એમ હું સમજુંછ. હું મોટો થાઉં, પૈસાદાર થાઉં, પરણું, ધેરીતો બારીતો થાઉં ને પછી મને 'તમે અમે' કરજો, પણ હમણા જો [illegible] એમ અપમાન કરવાનો હોવ તો મારે અંહી રેહવું નથી આ હું ચાલ્યો !"

ભીખાની આ ખાલી ભપકી નહી હતી. તેણે [illegible] બોલ બોલતાંજ પોતાની ગાંસડી બગલમાં દાબી; પણ મા[illegible] ધૈયરનું હસવું નહી ખમાવા છતાં મંચીએ તેને હાથ ધરી[illegible] અટકાવ્યો અને તેને માળા ઉપર લઇ ગયો, જયાં હવે બધ[illegible] વખત દીનીએ તેની સાથે 'તું તાં' થી વાત ચલાવી.

દીની જોકે ઉમરે વધી હતી તોપણ ભીખાએ તે[illegible] આગળ જેવી મીઠી ને ફુટડી દીઠી હતી તેવીજ એ માધુ[illegible] આજે પણ હતી. બલકે ઉમરના વધવાથી તે રૂપવતિન[illegible] મુખડાનું મોહન વધ્યું હતું અને ફરેસ્તાઇ સુરત સા[illegible] ફરેસ્તાઇ નેકીનો તે નમુનો હતી. દીનીએ પોતાન[illegible] ત્રણ નાનાં ભુલકાંઓને બોલાવ્યાં અને ભીખાએ તેમને એક પછી એક હાથમાં લઇ રમાડયાં. ત્રણ[illegible] માંનું છેલું ભુલકું એક ધાવતું પણ માબાપનાં જેવુ[illegible] હસતું બાળ હતું, તેની સાથ તો ભીખાએ, જાણેકે [illegible] સમજતું હોય તેમ વાતો ચલાવી, તેને હાથમાં ઉછાળ[illegible] અને ભીખાએ "હું પૈસાવાળો થઇશ ત્યારે તારે વાસ્[illegible] રોજ એકેકી મીઠાઇની ટોપલી અને મીણના પુતલાંન[illegible] ડાલી લાવીશ" વગેરે કબૂલાતો આપી.

એટલુંજ નહી પણ દીનીના કાનમાં પણ ભીખાન[illegible] વચનો મીઠી કબૂલાતો અને ઉમેદોથી ભરેલાં હતાં. દીન[illegible] ની પરીજાદ બેહનેં પીરોજા સાથના પોતાના પ્યારની રસિ[illegible] વાતોનો રસ ભીખાએ જરાણી અચકયા વગર દીનીન[illegible] કાનમાં રેડયો:—દીનીએ તેની પાક ઉમેદમાં ફતેહન[illegible] દુવા દીધી, તો જોકે તે ઉમેદ કેમ પાર પાડી શકશે [illegible] વિષે બીજાં બધાંની પેઠે દીનીનાં મનમાં પણ શક હતો.

"જયારે મંચી છેલા મુંબઇ આવ્યા ત્યારે હોમી[illegible] ઘણા નાકુવત જોઇ આવ્યા હતા," અંતે દીનીએ પોતાન[illegible] ભાઇની વાત છેડી. "વારૂં ભીખાજી, મારો હોમી કેમ છે ?"

"છે તો સારી પેઠે. પોતે કેહછ કે હું સારી પે[illegible] છું. પણ મને તેમ લાગતું નથી. કોણ જાણે એને શું છે ખાયછ, પીયેછ, હસેછ, રમેછ, ફરેછ, અને તોપણ નખાતે જાયછ. પણ તમારી ભોંજાઇ તો ગનાભેઇજદ બનતી જાય ને પેલી કુકતી શીરીન, તે તો નરી પરીજજો."

અંતે ઘડિયાલમાં ૧૨॥ નો ટકોરો થતાં ભી[illegible] ભડકીને ઉઠયો. સ્ટેશન વાંધે હતું અને ત્રેનનો ટા[illegible] થયો હતો. મંચીએ પોતાની ગાડી જોતરાવાં માંગી, [illegible] ભીખાંના પગ તેની ગાડી હતી. તેણે એક ઝપાટ[illegible] કુદકો મારી કીલ્લાના સાંકડા દાદર ઉપરથી નખાવી-દ[illegible] કે જેના ચાચકા સહીત હેઠલથી વળાણ ઉપર આ[illegible] એક સિપાઇના હાથમાં ફુલનું કુંડું હતું તે સુધાં તે [illegible]

ઉપરથી ગબડી ગયો અને તે ઉઠીને જેમ તે અગાઉ તો બીખો તેનીજ ઉપરથી કુદાવી જઈને દરવાજાની બાહાર નિકલી ચાલ્યો.

બજારના રસ્તા ઉપરથી જેમ તે ઝડપથી ધસ્યો જતો હતો તેમ તેના તરફ લોકોનું ધ્યાન વધારે ખેંચાતું હતું. પણ તેને જોનારાઓમાંના એકે તો તેને એક નાની ગલીને છેડે અટકાવીને ઉભો રાખ્યો; અને જોકે તેનાં માથાં ઉપર બે છેડે બે ભાગમાં ઉગાડેલાં ઝુલતાં ઝુલફાં લાંબાં અને સફેદ થયાં હતાં તોપણ બીખાએ તેને એકદમજ પોતાના જુના માગનાર દલ્લા મારવાડી લેખે ઓળખ્યો.

"સાહેબ, બીખાજી બરભરિયા કે?"

"હા હુંજ, બીખો. પણ મારા દલ્લા, તું જીવેછ કે! હું તો સમજતો તો કે તું મરી ગયો હશે અને તારૂં મારી ઉપરનું લેહણું ફીટી ગયું હશે. હું થાણે થોડા કલાકને કામે આવ્યોતો અને તમો લોકોને નજર પડયા વગર જવા ચાહતોતો; પણ ચાર આંગળનું નસીબ સાથેનું સાથે."

"સાહેબ, સારીપેઠે તો છોની!"

"તું હમણાબી રૂપીયાજ માગેછ કે?" દલ્લાએ ગમે એટલી લાયકી બતાવીને રૂપીયાનું નામ નથી લીધું પણ બીખાંનાં મનમાં દલ્લાનું કરજ બમ્યા કરતું હતું. "તું મારી ઉપર ગુસે થયો હશે કે મેં હજીસુધી તારૂં લેહણું ભર્યું નથી."

"તે તો, સાહેબ, અત્યાર અગાઉ ભરવું હતું."

"હુંબી ભરવાનોજ હતો. મારી પાસે પૈસા હતે તો હું તને આપ્યા વગર રેહતે નહી. મને બરાબર યાદ છે. તારા કેટલા રૂપીયા છે? ૫૦? વ્યાજ સાથ ૭૫?"

"ને ચાર આણા છ પાઈ, ઉપર."

"હા. મેં કાગળ ઉપર માંડી રાખેલાછે. અંહી થાણામાં મારૂં રૂ૪૮૦ નું કરજ છે. તેની ટીપ મારી પાસેજ છે. જો આ રહી. હું કદી ભૂલી ગયો નથી ને ભૂલી જવાનો નથી. મારી પાસે પૈસા ગળા દે અને પછી હું દરએક માગનારને રોકડે રોકડો ચુકવી આપીશ-ને તેમાં તુને સહુથી પેહલાં ચુકવીશ, મારા દલ્લા."

બીખાએ ખરેખર એક પાકિટ-બુકમાંથી પોતાના જુના માંગનારાઓની જુની ખખ થઈ ગયલી ને મેલી ટીપ કાહાડીને બતાવી.

"પણે સાહેબ દસ વર્ષ દેશાવર ફરી આવ્યા તે શું કમાયા? તમારાં માએ મને વાયદો દીધો કે તમો કમાઈને આવશો અને મારૂં દેવું આપશો."

"માએ કહ્યું ને મેંબી તેમ કહ્યુંતું. પણ હું કમાઉ ત્યારે કની! પણે હું હજી સુધી તો કાંઈ કમાયો નથી. મેં પચાસ રૂપીયા એકઠા કીધાતા તેબી સોલી દારાશાનાની શોધમાં મેં ખર્ચી નાખ્યાછ, ને મારી પાસે ખાવાની ખાખ નથી. તોપણ હું કાંઈ હંમેશ એવો ગરીબ રેહવાનો નથી. મેં મેહનત કરવા માંડીછ. મેં કમાવાં માંડયું છ. હું શખત મેહનત કરૂંછ—તારા કરતાં તો ખચીત વધારે કામ કરૂંછ; વાસ્તે ખાતરી રાખ કે જેવી મારી પાસે પાંચ રૂપીયાની પુંજી થઈ તેવો હું તુને ભૂલવાનો નથી. હવે તો મને જવા દે. ટ્રેનનો ટાઈમ થઈ ગયોછ, સાહેબજી."

"પણ સાહેબ, થોડા ઘણા તો આપો. પાંચ દસ રૂપીયા તો આપો."

"પાંચ દસ પાવલા કેહની, તે મારી પાસે નથી. અંહી આવવાના ખર્ચના વીસ રૂપીયા કાલેજ મારો નવો ડગલો મુકીને તેપર કહડાયાછ; ને તેમાંનાબી પંદર તો ખર્ચાઈ ગયાછ. હું થર્ડ કલાસમાં મુસાફરી કરૂંછ. જોની આ મારી થર્ડ કલાસની ટિકિટ."

બીખાનાં આ ભડભડ બોલવામાં ખોટું કાંઈ નહી હતું. તેની પાસે દસ્તાવેજી પુરાવા હતા, તે જેમ માગનારાઓનાં લિસ્ટથી તેમજ આ થર્ડ કલાસની ટિકિટ દેખાડવાથી તેણે પુરવાર કરી આપ્યું.

અને હવે દલ્લાએ તેની ઈમાનદારી ઉપરના પુર વિશ્વાસથી તેને જવા દીધો, તેવોજ તે ટ્રેનના લગભગ વખતે જઈ પોંહચ્યો અને પાધરોજ થર્ડ કલાસનાં એક ખુણામાં ભરાઈ બેસીને મુંબઈ ગયો.

---

## ખરતા તારા.

વાંચનારી બેહનો, આ નવેમબર અને ડીસેમબર માસમાં થોડોબી વખત તમો રાત્રે આકાશ તરફ નજર કરી ઉભાં રેહશો તો એકાદ ઘણોજ સુંદર ચકચકીત તારો આસમાન પરથી ખરી પડતો તમારી નજરે પડશે. આ તારાના પડવાથી આકાશમાંના જે અગણીત તારાઓને તમો નીહાલતાં ઉભાંછો તેમાં કાંઈ તમોને ઘટાડો થયલો માલમ પડતો નથી. તે પડેછે ત્યારે આપણને એટલો ચલકતો દેખાયછે કે આપણને જાણે એવું લાગેછે કે આકાશપરથી એકુ ગ્રહ અથવા તેનો સુર્ય આપણી તરફ ઉતરી આવતો હશે. પણ ખરૂં જોતાં તો આ ખરતા તારાઓ, ગ્રહો અને તેઓના સુર્યો સાથે સરખાવતાં એટલા ઝીના છે કે જો તેઓ એટલા ઉંચા હોય તો તેઓ કદી પણ આપણી નજરે પડી શકે નહી. એ ખરતા તારાઓ આપણને એટલા મોટા દીસેછે તેનું કારણ તો એ છે જે જયારે તેઓ આપણી પૃથવીની ઘણાજ નજદીક આવેછે ત્યારેજ આપણી નજરે પડેછે અને તેથી તે વખતે તેઓ આપણને આકાશમાંના બીજા તારાઓના જેટલાજ કદમાં માલમ પડેછે. એ ખરતા તારાઓ આખું વર્ષ ખરતા રહેછે; પણ આગસ્ટ અને નવેમબર માસમાં આપણને સર્વથી વધતા તે ખરી પડતા જણાયછે, અને કોઈવાર તો જાણે તારાઓનો વર્ષાદ વર્ષતો હોય તે રીતે તેઓ મોટા જથામાં નીચે ઉતરી આવતા દીસેછે.

આ ખરતા તારાઓમાં જે જાતનાં ઈંગ્રેજીમાં "એરોલાઈટસ" ને નામે ઓળખાયછે તે જાતના મોટા ચલકતા ગોળાઓ હોય તેવા આકારમાં આપણી તરફ ઉતરેછે; પણ જયારે તેઓ જમીનપર પુગેછે ત્યારે તો તેઓ આપણને માત્ર ગોળ પથરો જેવા માલમ પડેછે. આ પથરોને રસાયનશાસ્ત્રના નીયમ પ્રમાણે તપાસી જોતાં તેઓનો મોટો ભાગ લોહાં અને નીકલ નામની ધાતુનો બનેલો માલમ પડેછે. અસલના વખતના કાહણી કીસ્સાઓમાં આકાશપરથી પડેલા પથરો વિષે આપણે

પણ તે એકલો જાય શું ? થોડુંક ચાલ્યો નહીં એટલામાં તો એક અસલી ઓળખિતો મળ્યો. તે કોઇજ નહી પણ પેલો કાલેજના મસ્તાન ગોધાઓનો વડો આનજેલો હતો—આજે તે એક દાહરી મુછવાળો પણ આગળના જેવોજ મસ્તીમાં મસ્ત જુવાનિયો હતો, જે કલેક્ટરની કચેરીમાં કલાર્ક થયો હતો. ભીખાજી તેને ઉડાવીને ચાલી જવા કરતો હતો, પણ તેણે તેને ઓળખીને ખામખા ઉભો રાખ્યો; અને તેને તોછડો તુચ્છકાર દેખાડવાનો ભીખા ભરભરિયાનો જીવ ચાલ્યો નહી.

"પેસી, કેમ છે ? તારો ભાઇ પેસી !" સોલીની અને બીજા ગામ ગપાટાની વાતો કીધા પછી આનજેલોએ પુછ્યું.

"પેસી તો મોટો શેઠિયો થયોછ. રસ્તામાં મળેછ તો મારી તરફ જોતોબી નથી. શું કરૂં ! હું મસ્કત જઇને સુધરી આવ્યોછ, આનજેલો, નહી તો કે હું આગળના જેવોજ હતે કેની તો એને પેહલેજ દાહડે રસ્તા ઉપર થોકી આપતે. જયારેને ત્યારે મને પેલી નોટની ચોરીની યાદ આપ્યા કરેછ."

"પણ ત્યારે તું એને પેલી બાટલીની યાદ આપ, ભીખાજી." આનજેલોએ સુચવ્યું.

"કઇ બાટલી !"

"પેલી શાહીની ભાંગેલી બાટલી, જે પેસીએ બિચારા એક કાલેજીયનના જામા ઉપર ખાલી કરી તેના ઉપર ખાર લીધો, પણ જે બાટલી મેં અચણુચ શોધી કાહડી અને તેથી તારા પેસી ઉપર સોટીનો માર પડ્યો હતો, ને મેં મારી મારીને એના બરડાનું ચામડું કાહાડ્યું હતું. હું તો તારા ભાઇને તે વખતથીજ નિમકહરામ કુત્તો કેહનો હતો."

જે છે તે કહુંછ કે તમે લોકો મને 'તમે અમે' થી બોલાવવામાં માન સમજોછ, પણ હું તેમાં અપમાન સમજુંછ. જો તમે મને ચાહતાં હોવ તોજ 'તું તાં' થી બોલાવી શકો, પણ જ્યારે તમે 'તમે અમે' કરવા પડ્યાં ત્યારે તમે મનમાં જુદાઇ રાખોછ એમ હું સમજુંછ. હું મોટો થાઉં, પૈસાદાર થાઉં, પરણું, પેરીતો ભારીતો થાઉં; ને પછી મને 'તમે અમે' કરજો, પણ હમણા જો મને એમ અપમાન કરવાનાં હોવ તો મારે અંહી રેહવું નથી, આ હું ચાલ્યો !"

ભીખાની આ ખાલી બપકી નહી હતી. તેણે આ બોલ બોલતાંજ પોતાની ગાંસડી બગલમાં દાબી; પણ માટી બૈયરનું હસવું નહી ખમાવા છતાં મંચીએ તેને હાથ ધરીને અટકાવ્યો અને તેને માળા ઉપર લઇ ગયો, જ્યાં હવે બધો વખત દીનીએ તેની સાથે 'તું તાં' થી વાત ચલાવી.

દીની જોકે ઉમરે વધી હતી તોપણ ભીખાએ તેને આગળ જેવી મીઠી ને ફુટડી દીઠી હતી તેવીજ એ મધુરી આજે પણ હતી. બલકે ઉમરના વધવાથી તે રૂપવતિનાં મુખડાનું મોહન વધ્યું હતું અને ફરેસ્તાઇ સુરત સાથ ફરેસ્તાઇ નેકીનો તે નમુનો હતી. દીનીએ પોતાનાં ત્રણ નાનાં ભુલકાંઓને બોલાવ્યાં અને ભીખાએ તેમને એક પછી એક હાથમાં લઇ રમાડ્યાં. ત્રણ માંનું છેલું ભુલકું એક ધાવતું પણ મામાપનાં જેવું હસતું બાળ હતું, તેની સાથ તો ભીખાએ, જાણેકે તે સમજતું હોય તેમ વાતો ચલાવી, તેને હાથમાં ઉછાળ્યું અને ભીખાએ "હું પૈસાવાળો થઇશ ત્યારે તારે વાસ્તે રોજ એકેકી મીઠાઇની ટોપલી અને મીણના પુતલાંની ડાલી લાવીશ" વગેરે કબૂલાતો આપી.

હવે જે મુજબ મગજને તરી અને દીલને આસુદી આપવા માટે તરેહ ક્રીસમનાં ઉપાયો લેવાયછે તે મુજબ જો દાંતની જાળવણી તથા સંભાળ વીશે પણ લેવાએ તો તેઓને દુખણા અથવા સડેળા થવાનો સંજોગ ઓછો થાય. એ ઉપરથી ઇનસાનના દાંતની વ્યવસ્થાનું કારણ કંઇ તેનો સુધારો નથી પણ સુધરેલી હાલતમાં દાંતની જાળવણી બાબે ના કાયદા કાનુનોની તમામ ગફલતી તથા બેદરકારી છે. ઉપલા દાખલા મધેના હબસી અથવા ચીનાની પ્રજા એકજ છે પણ કોકેશીઅન પ્રજાઓ અનેક છે. એઓ મધેથી કોઇ પ્રજા શરીરમાં જબરી અને કોઇ નબળી છે. ચીના અને હબસીની પ્રજા પોતાનાજ દેશમાં આજ કયચંદ જમાના ઓ થયા બંધ પડી રહી છેક તે વેળાથીજ ઉતરતી આવેલી તેઓની રીતીઓ મુજબે ચાલતી આવેલીછે, પણ કાકેશીઅન પ્રજાઓ દુન્યામાં ચોમેર પંથરાઇ પોતે સુધરતી અને બીજીઓ ને સુધારતી આવીછે પણ સુધારો તેજ ફેરફાર છે અને જે ફેરફાર એક હબસી કે ચીનાના દાંતોમાં આજ જમાનાઓ થયા મુળગેજ નથી જણાતા તે ફેરફાર સુધરેલી કોકેશીઅન ની ત્રીજી કે ચોથી ઓલાદમાં તરતજ જણાઇ આવેછે.

કાકેશીઅન બુનીયાદની દરએક આગળ આવતી ઓલાદ આગળી ઓલાદ કરતાં વધારે સુધરેલી એટલે કે આગળી કરતાં વધારે ફેરફારોની ભરેલી હોયછે તે ફેરફાર જેમ હરેક સંસારી અથવા વેહેવારી હોયે તેમ તે શરીરી પણ હોયછે અને દાંત પણ શરીરનો એક ભાગ હોવાથી તે મધે પણ ફેરફાર થાયછે. પણ ફક્ત હાલતના ફેરફારથી તેઓ કદી બગડતા નથી. તેઓના બગાડાનું મુળ મંદાન એટલુંજ કે માણસની સુધરેલી અને વધેલી સ્થીતી મુજબ તેઓના દાંતોમાં જે ફેરફાર થાયછે તે ફેરફાર મુજબ તેઓનાં બળ અને દળ વીશેના કાયદા કાનુનોની તમામજ ગફલતી આજે આપણ કેટલુંક થયુંના કરતા આવેલા છીએ. આજનો સુધરેલો અને વધેલો માણસ દુન્યા સંસારમાં એટલોબધો ખટપત્યો અને મશગુલ છે કે પોતાના દાંતો વીશે તે તમામજ બેદરકાર રહેછે તે ઉપરથી પેહેલી નજરે કંઇ એવો સાર એંચવાની લાલચ થાયછે કે સુધરેલા માણસના દાંતો સડેલા અને હબસી જેવા જંગલીઓનાં દાંતો સારા હોય. પરંતુ હબસીઓ તથા ચીનાઓના દાંત આપણી કાકેશીઅન જાતોના દાંત કરતાં વધારે ટકાઉ હોવાનાં કારણો ખોલાસા વાર રીતે ઉપર સમજાવેલાંછે. આપણે સુધરયા તેથી આપના દાંત બગડયા એમ માનવું સરિયામ મુર્ખાઇ છે, કારણકે સુધારામાંથી સદાકાળ સુધારોજ નીકળેછે તે મધે થી બીગાડો કદી પણ નીકળવા પામેજ નહી.

---

## ગરીબોની કેળવણી સંબંધી લાર્ડ શાફ્ટ્સબરીની લડતો.

આ પરદુઃખ ભંજન ઉમરાવે મજુરોની હાલત સુધારવાના ધારા બંધાવવાને કેટલી બધી લડતો ચલાવી તે આપણે આગલા અંકોમાં જોયું પણ હજી તો તેની એ નેમમાં તે ફતેહ પાગ્યો નહી હતો તેટલાંમાંજ તેનું ધ્યાન એક બીજી બાબદ તરફ ખેંચાયું હતું. અને તે બાબદ પોતાના દેશનાં ગરીબોમાં કેળવણી ફેલાવવાની હતી. એ દુરઅંદેશી ઉમરાવ જોતો હતો કે ગરીબોને અને તવંગરો ને કેળવણીનાં ફળ ચાખવાની એકસરખી જોગવાઇ નહી હતી. જ્યારે શક્તિવાળાઓ પોતાના પૈસાનાં બળથી કેળવણી લઇ આગળ પડી જાયછે ત્યારે પૈસાની તંગીને લીધે ગરીબો અગ્નાન રહીં જવાથી કેટલીકવાર પોતાનાં ગુજરાણનાં સાંધણો પણ ખોહી બેસેછે. તેમની સંસારી હાલત સુધરતી નથી. તેમનાથી ચઢતી કેળવણીવાળાઓ તેમને ઠગી યા તેઓપર ગેરઇનસાફ પણ ગુજારી શકેછે. જાહેર સત્તા જે પ્રજામત છે, તે ગરીબોની શામેલગીરી વિનાનું હોયછે અને પૈસાદારો અને પૈસાની સગવડથી કેળવણી પામે લાઓ જ્યારે પોતપોતાના ફાયદાના હકો ભોગવી અને કાયદાઓ બાંધી શકેછે ત્યારે ગરીબો પોતાની અગ્નાન હાલતમાં વધારે કંગાલ, વધારે અસંતોષી, અને વધારે અનિતિમાન થતા જાયછે.

ઇ. સ. ૧૮૧૯ માં કીધેલી એક ગણત્રી પ્રમાણે એવી તેવીસથી ચોવીસ હજાર નાની મોટી નિશાળો દેશમાં ચાલતી હતી. એમાંની ચાર હજાર નિશાળોને સરકારની મદદ હતી, અને પાંચથી ૭ હજાર નિશાળો ભલાં દીલના ધર્મગુરૂઓ અને બીજા ગૃહસ્થોએ બાળકોને માત્ર ધર્મના પુસ્તકો વાંચવા શીખવવા માટે સ્થાપેલી હતી. એ શિવાય બાકીની બીજી નિશાળો ખાનગી સહાસથી ચાલતી હતી. પણ ઇંગલંડની વધતી જતી વસ્તીનાં પ્રમાણમાં એ નિશાળો ઘણીજ થોડી હતી. માટે ગરીબ વર્ગો પણ રાજદુઆરી બાબદો સમજી શકે, પોતાને માટે વિચાર કરી શકે અને નિતિનાં પુસ્તકો વાંચી પોતાની હાલત સુધારી શકે એવાં તેઓને કરવાનું માત્ર એકજ સાંધણ જે છે તે કેળવણી છે. લાર્ડ શાફટસબરી પોતે ખાનગી રીતે એ કેળવણીનું કામ આગળ વધારવાને ઘણી મેહનત કરતો હતો, તોપણ તેનો વિચાર એ કામની મેહનત અને ખર્ચ 'સરકારને માથે નાખવાનો વધારે હતો. માટે લાર્ડ શાફ્ટસબરીએ એ લડત માથે ઉઠાવી અને પાર ઉતારી એ ગરીબો તરફની તેની બીજી ખેરખાઇ યાદગાર રહી ગઇછે.

૧૮૩૪ માં પાલાર્મેંટનાં ધ્યાનપર સરકારની એ ફરજ લાવતાં લાર્ડ શાફ્ટસબરી સાફ બોલ્યો કે સરકારની ફરજ છે કે દેશનાં ગરીબોની નીતિ સંબંધી, કેળવણી સંબંધી અને ધર્મ સંબંધી હાલત કેવી છે તેની ખોળ કાઢવી અને જો તેમનાં જાણવામાં આવે કે ગરીબો દુખી છે, યા અગ્નાનપણાંને લીધે એટલાં અનિતિમાન થઇ ગયાંછે કે આપણાં દેશને હીણું લાગે, યા પોતાપર ગુજરતા ગેરઇનસાફથી એટલાં અસંતોષી બન્યાંછે કે દેશને તેમનાથી બીહીવું પડે તો તેઓએ તે હાલત સુધારવાને માટે ઉતાવળાં પગલાં ભરવાં જોઇએ. તેણે ઘણાક આંકડાઓ ટાંકી બતાવી આપ્યું કે સરકાર તે વેળા જે દર સાલ વીસથી ત્રીસ હજાર પાઉન્ડની રકમ પ્રજાની કેળવણીપર ખરચતી હતી, તે ઘણીજ થોડી હતી. તે બોલ્યો કે કેળવણીને લાયકનાં લખો બાળકો અગ્નાન પણાંમાં ઉછરી મોટપણે અનિતિમાન નિવડેછે. અને ચોરી અને લુટફાટ કરી દેશમાં અપરાધોનું પ્રમાણ વધારી મુકેછે.